શ્રી ગાયકવાડ સરકાર, કચ્છ, ગોંડલ, વગેરે દેશીરાજ્યના કેળવણી ખાતાએ ઈનામ તથા લાઈબ્રેરી માટે મંજુર કર્યું છે.

ગૃહ-સંસારનું રત્ન, મનની દવા, ને આત્માની પુષ્ટી.

# સતીમંડળ.

અને

## સ્ત્રીપુરૂષનાધર્મ.

આવૃત્તી—ચોથી.

રચી પ્રગટ કર્ત્તા.


કેશવજી વિશ્વનાથ ત્રિવેદી.

સતીમંડળ. ભાગ. ૧-૨, ચરિત્રચંદ્રિકા, સ્ત્રીનુંકર્ત્તવ્ય, વીરમહિલા, પશુવિદ્યા, કન્યાવિક્રયનિષેધદર્શક, વગેરેનાકર્તા.

ધોલ—કાઠિયાવાડ.


સતીમંડળ ભૂમંડળે, પ્રકાશિ ચારે પાસ;
સુબોધ અર્પી કુબોધને, ક્ષણમાં કરશે નાશ.


અમદાવાદ.

"વિજયપ્રવર્ત્તક" પ્રેસમાં છાપ્યું.

સંવત ૧૯૬૨—ઈ. સ. ૧૯૦૬.

કીંમત. રૂ. ૨-૮-૦.

# અર્પણ પત્રિકા.

**મહેરબાન સ્વદેશપ્રેમી રા. રા. છોટાલાલ સેવકરામ.**
**કચ્છાધિશ મહારાજા મહારાવશ્રી ખેંગારજી સવાઇ**
**બહાદૂરના સેક્રેટરી.—નિવાસ શ્રીકચ્છભૂજ.**

**મહાશય !**

આપ એક મહાન્ દેશી રાજ્યના વિદ્વાન, ઉત્સાહી, અને શાણા સલા-
હકાર છો. રાજ્યનીતિમાં નિપુણતા દર્શાવી રાજ્યનું હિત કરવા સદા
યત્ન કરો છો તથા પ્રજા જનના ઉત્કર્ષ અર્થે વિદ્યાદિ સાધનો
પ્રફૂલ્લિત કરવા સદા ઉત્કંઠિત રહો છો અને એવો રૂડો યત્ન
કરી આપે રાજ્યમાં તથા પ્રજામાં સારી કીર્તિ સંપાદન
કરેલી છે. એટલુંજ નહિ પણ સ્ત્રી વર્ગ ધર્મનીતિવાળી
કેળવણી પામી, પોતાના કર્તવ્ય કર્મને સમજીને વર્ત્તે
અને દંપતિ પ્રાચીન સુખદાયી સ્થિતિમાં આવે,
એવું જોવાને સદા ઉત્સુક રહો છો તથા એવા
સાધનરૂપ ગ્રંથો પ્રસાર કરનારને ઉત્તેજન
આપી આપની, ઉત્સાહવાન કરો છો.
એ આદિ આપના અનેક ગુણ
અને ઉજ્જવળ કીર્તિથી આક-
ર્ષાઈ દંપતિના શિક્ષણ અને
સુખના સાધન રૂપ આ
ગ્રંથ આપને ઉલ્લાસ
સહિત માન પૂર્વક
અર્પણ કરી
આત્માનંદ
પામું
છું.

મને માનો તમારો સદાનો,
**કેશવજી વિશ્વનાથ ત્રિવેદી.**

# પ્રસ્તાવના.

## (પ્રથમ—આવૃત્તિની.)

પ્રાચીન કાળમાં ભારત ભૂમિની સ્ત્રીઓ વિદ્યા, સ્ત્રીધર્મનીતિ અને આત્મજ્ઞાન વગેરેમાં કુશળ હતી. પતિ અને કુટુંબ પ્રત્યે કર્ત્તવ્યકર્મ સમજતી અને વર્ત્તતી હતી. કેટલીક તો વિદ્યા, ધર્મનીતિ વગેરેમાં પોતાની એવીતો અલૈકિક શક્તિ દર્શાવેલી છે, કે જેની કીર્તિનાં કીર્ણો આજે પૃથ્વીમાં ચોપાસ પ્રસરી રહ્યાં છે. એજ આર્ય મહિલાની ઓલાદની અબળાઓ આજે વિદ્યા અને ધર્મનીતિથી વિમુખ થઇ અજ્ઞાનતામાં અવતાર ગાળે છે. તેમને ધર્મનીતિવાળી કેળવણી આપી જ્ઞાનવાન કરવાની તથા તેમને વાંચવા જેવાં પુસ્તકો હાલ બહુ થોડાં છે, તે વધારવાની જરૂર છે. વગેરે પર વિચાર કરતાં સ્ત્રીવર્ગને શિક્ષણ લેવા સર્વ રીતે ઉપયોગી થઇ પડે, એવા અનેક વિષયોવાળું પુસ્તક તૈયાર કરવાની મારી ઘણા વખતથી જીજ્ઞાસા હતી, તે હાલ ઘણા યત્ને પાર પાડવા ફતેહમંદ થયોછું.

આ પુસ્તકમાં પ્રથમ સતી ચરિત્રો દાખલ કર્યાં છે; કેમકે સદ્‌ગુણી સ્ત્રીઓનાં જીવનચરિત્રો એ સ્ત્રીઓનું ચરિત્ર સુધારવાને ઘણી મદદ કરે છે. એથી મન ઘણુંજ સુધરે છે અને મોટાઇનો દેવભાવ પ્રકાશે છે. હાલ સ્ત્રી કેળવનીનો વધારો થતો જાય છે, પણ તેની જોડે સ્ત્રીઓના કોમળ હૃદયમાં સદ્‌ગુણી સ્ત્રીઓનાં ચરિત્રોની ઉંડી છાપ પાડવાને ઉપયોગી થઇ પડે, એવા જુદા જુદા સદ્‌ગુણો ધરાવનારી અનેક સ્ત્રીઓનાં જીવન ચરિત્રોનાં પુસ્તકોનો જોઇએ તેવો ફેલાવો થયો નથી. માટે આ પુસ્તકમાં સદ્‌ગુણી સ્ત્રીઓનાં જીવનચરિત્રોનો અપૂર્વ સંગ્રહ આપ્યો છે.

એ પછી સ્ત્રીપુરૂષના ધર્મ દાખલ કર્યાં છે. તેમાં પતિપત્ની અને કુટુંબીઓએ પરસ્પર વર્તવાના ધર્મો તથા સ્ત્રી ઉપયોગી અનેક અગત્યના વિષયો દાખલ કરી, આ પુસ્તક કુટુંબમાં ઉપયોગી થઇ પડે એમ કરવા બનતો પ્રયાસ કર્યો છે, સુજ્ઞો! દુનિયામાં કોઇ સર્વજ્ઞ નથી, કપાળે કપાળે જુદી મતિ છે અને મનુષ્ય માત્ર ભૂલ ભરેલું છે. એ મુજબ આ પુસ્તકમાં કોઇ પ્રકારનો દોષ જણાય, તો એ તરફ દૃષ્ટિ નહિં કરતાં, હંસરૂપ બની અસારને તજી સારને ગ્રહણ કરવા લક્ષ આપશો. આ પુસ્તકનું કદ પ્રથમ જાહેર ખબરમાં જણાવ્યા કરતાં પાછળથી ઘણા નવા વિષયો વધારી લગભગ દોઢું કર્યું છે. એમ કરતાં મહેનત અને ખરચ વધારે થયાં છતાં સુજ્ઞ ગ્રાહકોને મૂળ કીંમતેજ દોઢો લાભ આપ્યો છે.

આ પુસ્તક સ્ત્રીપુરૂષ અને બાળક સર્વે કુટુંબીઓ વાંચી, સાંભળીને ઉપયોગી જ્ઞાન લે અને પોતાની જીંદગી સુધારી પ્રાચીન સુખદાયી સ્થિતિએ આવે, એવી મારી પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે.

સંવત ૧૯૪૯ ના મહા શુદ—વસંતપંચમી.

કર્ત્તા.
કેશવજી વિશ્વનાથ ત્રિવેદી.

# પ્રસ્તાવના.

## ( આવૃત્તિ—બીજીની. )

આ લોક પ્રિયગ્રંથની પેલી—આવૃત્તિ છપાઇ બહાર પડતાંજ તરત એકદમ તમામ નકલો ખપી જવાથી અને લોકોની ઉપરા ઉપરી માગણીથી તેની આ **બીજી—આવૃત્તિ**—ઘણા સુધારા વધારા સાથે તરતમાંજ છપાવવાની જરૂર પડી. આ ગ્રંથની લોકપ્રિયતા અને ઉત્તમતાની ખાત્રી કરીને **વડોદરા રાજ્યના** દેશી કેળવણી ખાતાએ ઇનામ તથા લાઇબ્રેરી માટે મંજુર કરી યોગ્ય આશ્રય આપ્યો છે. એ માટે તેમનો અને બીજા રાજા રાણા અને સદ્‌ગૃહસ્થોએ અગાઉથી ગ્રાહક થઇ સારો આશ્રય આપ્યો છે; એ સર્વેનો મોટો આભાર માનું છું. કેટલાક સુજ્ઞ ગૃહસ્થોએ હિંદી અને મરેઠી ભાષામાં આ પુસ્તકને છપાવી બહાર પાડવાની માગણી કરી છે, એ માટે થોડા વખતમાં મારા તરફથી પ્રયત્ન કરવામાં આવશે.

આ પુસ્તકની બીજી—આવૃત્તિ અને "ચરિત્રચંદ્રિકા" બંને પુસ્તકો એકી વખતે છપાવી બહાર પાડવાનાં હોવાથી, તેમજ બીજી કેટલીક અણધારી અડચણો આવવાથી વેળાસર બહાર પાડવામાં ઢીલ થઇ, તેથી સુજ્ઞ ગ્રાહકોને આતુર રહેવું પડયું હશે એ માટે ક્ષમા ચાહુંછું.

આ પુસ્તકના ઉપયોગીપણાની ઘણા કુટુંબોને ખાત્રી થઇ છે અને હજુ વિશેષ કુટુંબોમાં ખાત્રી થાઓ, ઉપયોગી જ્ઞાન પામી પ્રાચીન સુખદાયી સ્થિતિએ આવો એવી મારી પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે.

સંવત ૧૯૫૧ ના શુદ
અષાડી બીજ.

કર્તા.
કેશવજી વિશ્વનાથ ત્રિવેદી.



# પ્રસ્તાવના.

## ( આવૃત્તિ—ત્રીજીની. )

આ લોકપ્રિય પ્રસિદ્ધ ગ્રંથની **બીજી-આવૃત્તિ** છપાઇ બહાર પડતાંજ તરંત એકદમ તમામ નકલો ખપી જવાથી અને લોકોની ઉપરા ઉપરી માગણીથી તેની આ **ત્રીજી-આવૃત્તિ** ઘણા સુધારા વધારા સાથે તરતમાં છપાવવાની જરૂર પડીછે; પરંતુ તરત છપાઇને બહાર પડવામાં મારી ધર્મપત્નીની માંદગી અને તેનો સ્વર્ગવાસ વગેરે અકસ્માત અડચણો આવી પડવાથી ઘણો વિલંબ થયો છે. તેથી સુજ્ઞગ્રાહકોને ઘણો વખત આતુર રહેવું પડયું હશે, તે માટે ક્ષમા ચાહુંછું.

આ પુસ્તકની લોકપ્રિયતા અને ઉત્તમતાની ખાત્રી કરી દેશપ્રસિદ્ધ **ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીએ, કચ્છના** નામદાર **મહારાજાશ્રીએ, જુનાગઢ** સરકારે, લીંબડી, ઇડર, ધરમપુર વગેરે સંસ્થાનોના **મહારાજાઓએ, અને** નામદાર **ગાયકવાડ** સરકારના કેળવણી ખાતાએ ઇનામ તથા લાઇબ્રેરી માટે મંજુર કરી સારો આશ્રય આપ્યો છે. તેમજ **ગુજરાત સાક્ષર મંડળે ઉત્તમ સો પુસ્તકોની ગ્રંથાવળીમાં દાખલ કરી**—ઉત્તમ પુસ્તકમાં ગણના કરી છે. તે માટે એ સર્વેનો મોટો આભાર માનુંછું.

આ પુસ્તકનો—સિંધની બાળકીઓને લાભ આપવા **સકર** ટેકનિકલ ઇ. ના. સુપ્રિન્ટેન્ડેન્ટ સાહેબે **સિંધી** ભાષામાં; તેમજ **બંગાલી, હિંદી** અને **મરેઠી** ભાષામાં બીજા વિદ્વાનોએ છપાવવાની માગણી કરેલી છે. પરંતુ તે માટે એ હરેક ભાષામાં છપાવી બહાર પાડવાનો મારા તરફથી પ્રયત્ન જારી કર્યો છે.

આ પુસ્તકની ઉત્તમતા અને ઉપયોગીપણાની દેશમાં ઘણા કુટુંબોને ખાત્રી થવાથી ઘણે ઠેકાણે સ્ત્રીમંડળ એકઠું થઇ કથા તરીકે વાંચી વંચાવી લાભ લેવા લાગ્યાં છે, એ ઘણા આનંદની વાત જાણી મારો યત્ન સફળ થયો સમજુછું.

આ દેશનાં સ્ત્રી પુત્ર, પુત્રીઓ ધર્મનીતિવાળું પવિત્રજ્ઞાન પામી પ્રેમી અને પવિત્ર થાઓ અને પ્રાચીન સુખદાયી સ્થિતિ ભોગવો એવી મારી પ્રભુ પ્રત્યે નિરંતર પ્રાર્થના છે.

સંવત ૧૯૫૫ ના માહા<br>શુદ—વસંતપંચમી.

કર્તા.

**કેશવજી વિશ્વનાથ ત્રિવેદી.**

# પ્રસ્તાવના.
## ( આવૃત્તિ—ચોથી. )

આ લોકપ્રિય પ્રસિદ્ધ ગ્રંથની ત્રીજી—આવૃત્તિ છપાઇને બહાર પડતાંજ ટુંક વખતમાં ખપી જતાં, લોકોની ઉપરા ઉપરી માગણીથી—આ ગ્રંથની **ચોથી—આવૃત્તિ** ઘણા સુધારા વધારા સાથે છપાવી બહાર પાડી છે; પરંતુ તરત છપાવી બહાર પાડવામાં મારી માતુશ્રીની માંદગીને લઇ તેની સેવામાં ઘણો વખત રોકાવું પડયું. વળી તેમનો સ્વર્ગવાસ થતાં ઉત્તર ક્રિયા અને બારે માસિક ક્રિયા તથા દેશમાં મરકીનો ઉપદ્રવ, વગેરે અણધારી અડચણો આવી પડવાથી તથા આ ચોથી—આવૃત્તિની જોડેજ છાપખાનામાં આ ગ્રંથનો **ભાગ. ૨ જો.** પણ છપાવવો શરૂ કરેલો, વગેરે કારણથી ત્રણ વર્ષ જેટલી લાંબી મુદત વિતી ગઇ. તેથી તેટલી મુદત સુધી આ ગ્રંથની એક પણ નકલ નહિ મળી શકવાને લીધે સુજ્ઞ ગ્રાહકોને ઘણો વખત આતુર રહેવું પડયું હશે; પરંતુ ઇશ્વરઇચ્છા આગળ કોઇનો ઉપાય નથી, એ ખાતે દિલગીરછું.

આ ગ્રંથમાં પ્રસિદ્ધ પવિત્ર—૭૭ સતીઓનાં ઉત્તમ દૃષ્ટાંત્ ૩૫ રસિક જીવન ચરિત્રો અને ગૃહ—સંસાર પવિત્રને પ્રેમી કરી સુખરૂપ બનાવવાને ઉપયોગી થઇ પડે એવા ૯૪ ઉપરાંત ઉત્તમ શિક્ષણથી ભરપૂર વિષયો છે. તેમાં જોઇતો સુધારો વધારો કર્યો છે; વગેરેથી ત્રીજી—આવૃત્તિ કરતાં કદ મોટું થવા છતાં જીગ્નાસુ લોકોની સરળતાની ખાતર કીંમતમાં વધારો કર્યો નથી.

આ ગ્રંથ કેવો ઉત્તમને ઉપયોગી છે, એ તેની ટુંક વખતમાં **ચોથી—આવૃત્તિ** છે, તેજ તેનો પ્રત્યક્ષ પુરાવો છે અને તેજ તેની લોકપ્રિયતા બતાવી આપેછે. એ વિષે વિશેષ વિવેચન કરવાની જરૂર નથી.

આ ગ્રંથ ભારતવર્ષ અને તેની બહાર અરબસ્તાન, અફ્ઘાનિસ્તાન, લંકા અને આફ્રિકા વગેરે—આજુ બાજુના દેશોમાં જ્યાં ગુજરાતી ભાષા જાણનારા લોકો જઇ વસેલા છે, ત્યાં પણ ઘણો ફેલાવો પામેલો છે; એટલુંજ નહિ પરંતુ તેની ઉત્તમતાને ઉપયોગી પણાની ખાત્રી થવાથી ઘણા સદ્‌ગૃહસ્થો પોતાના કુટુંબમાં આ પુસ્તકને **ગૃહ—સંસારનું રત્ન** ગણી ગૃહ—શિક્ષણમાં ઉપયોગ કરવા લાગ્યા છે, કેટલાક ગૃહસ્થો પોતાની પુત્રીને કન્યાદાનમાં દાન તરીકે આપવા લાગ્યા છે, કેટલાક પોતાની પુત્રીને આણું વાળતી વખતે વસ્ત્રાલંકારની સાથે અર્પણ કરીને આ ગ્રંથની ઉત્તમતાની કદર કરવા લાગ્યા છે અને કેટલાક આ ગ્રંથને કન્યાશાળામાં શિક્ષણ માટે ચાલતો જોવાને ઇચ્છા જણાવવા લાગ્યા છે. વગેરે રીતે આ ગ્રંથનો ઉપયોગ થતો જોઇને મારો યત્ન સફળ થયો સમજુંછું.

આ ગ્રંથ આ દેશનાં સ્ત્રી, પુત્ર, પુત્રીઓ વાંચી સાંભળીને, નિરંતર મનન કરો, અને તેમના હૃદયમાં ધર્મનીતિ અને પવિત્રજ્ઞાન સચોટ જામો તથા પવિત્ર ને પ્રેમી થઇ પ્રાચીન સુખદાયી સ્થિતિ ભોગવો એવી મારી મંગળ મય પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે.

સંવત ૧૯૬૨ ના મહા શુદ—વસંતપંચમી. }

કર્તા.
**કેશવજી વિશ્વનાથ ત્રિવેદી.**

# અનુક્રમણિકા.

## પ્રથમ-દર્શન.



## દ્વીતિય—દર્શન.

### સ્ત્રીપુરૂષનાધર્મ.

# એકવાર ધ્યાન દઇ વાંચો !



(૧) ચરિત્રચંદ્રિકા. ભાગ, ૧ લો.

(૨) સતીમંડળ ભાગ, ૨ જો.

(૩) વીરમહિલા.

(૪) સતીસમાજ.

(૫) સ્ત્રીનુંકર્ત્તવ્ય.

(૬) જ્ઞાનદિપક.

(૭) પશુવિદ્યા.

(૮) કન્યાવિક્રય નિષેધ દર્શક.

(૯) શ્રીમાળ પુરાણ.

(૧)—આ સર્વ પુસ્તકોની જાહેર ખબર પાછળ પૃષ્ટ. ૪૨૫ થી ૪૩૬ સુધી છે તે વાંચશો ?

(૨) અમારાં પુસ્તકો મળવાનાં ઠેકાણાં. પૃષ્ટ. ૪૩૫ ઉપર છે તે વાંચો ?



# "સતીમંડળ અને સ્ત્રીપુરૂષનાધર્મ."

આ પુસ્તક ગાયકવાડ સરકારના કેળવણી ખાતાએ ઇનામ તથા લાઇબ્રેરી માટે મંજુર કર્યું છે. ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીએ, જુનાગઢ સરકારે, કચ્છ રાજ્ય વગેરેએ તેની ઉત્તમતાની ખાત્રી કરી સારો આશ્રય આપ્યો છે. ગુજરાતસાક્ષરમંડળે ઉત્તમ સો પુસ્તકોમાં ગણના કરી છે. હિંદી, બંગાળી, સિંધી અને મરેઠી ભાષામાં છપાવી બહાર પાડવાની માગણી થયેલી છે. વગેરેથી તેમજ નીચેનાં સર્ટિફી કેટો વાંચવાથી આ ગ્રંથની ઉત્તમતા વિષેની ખાત્રી થશે.

## સર્ટિફીકેટો.

રાવસાહેબ ગણપતરામ અનુપરામ. કાઠિયાવાડ ટ્રેનિંગકાલેજના માજી પ્રિન્સિપાલ સાહેબ અને "જાત મહેનત" વગેરે ગ્રંથોના કર્તા—

"તમારૂં પુસ્તક આવ્યું તે સ્ત્રીઓને ઘણું ઉપયોગી છે. તેથા મેં મારી સ્ત્રીને આપ્યું. તેણે વાંચી એ વિષે મને ઘણો સંતોષ બતાવ્યો. મેંપણ એ પુસ્તક વાંચ્યું. તમારા પુસ્તકનો ઉદ્દેશ ઘણો ઉચ્ચ છે. દેશાભિમાન અને પરમાર્થ બુદ્ધિયુક્ત છે. તમે આર્ય ગૃહસંસારને પવિત્ર અને પ્રેમી કરવાનો વિષય હાથમાં લીધો છે અને તેથી આર્ય જનમંડલ ઉપર તે ખરેખરો ઉપકાર કર્યો છે.

આપણી ગુર્જર ભાષામાં મૂળ પુસ્તક ભંડારજ બીજી ભાષાઓને મુકાબલે થોડો છે, તેમાં સ્ત્રી ઉપયોગી ગ્રંથો તો બહુજ થોડા છે. એવા સમયમાં તમે તમારો ગ્રંથ પ્રગટ કરીને ગુર્જર ભાષાની એક સારી સેવા બજાવી છે અને આપણા સ્ત્રી વર્ગના હાથમાં એક અમૂલ્ય રત્ન આપ્યું છે.

તમે તમારા ગ્રંથમાં આદિથી અંત સુધી એવી સાદી અને સરલ અસરકારક ભાષા શૈલી રાખી છે કે જેમને માટે તમે તમારૂં પુસ્તક ધાર્યું છે તેઓ તેમનો મન માનતો લાભ લેશે એમાં શક નથી.

તમે તમારૂં પુસ્તક અમદાવાદની બુક કમિટીને જરૂર મોકલજો. મને આશા છે કે—તે ઇનામને માટે મંજુર થશે; એટલુંજ નહિ પણ કન્યાશાળામાં એક વાંચન પુસ્તક તરીકે દાખલ થશે એમ મને આશા છે.

પેલી આવૃતિ તરત ખપી ગઇ છે તે જાણી મને સંતોષ થયો છે, પણ નવાઈ લાગી નથી; કારણ કે એ પુસ્ત ઝટ ઉપડી જાય એવી બાબતોથી ભર

પૂર છે. બીજી આવૃત્તિની હું ફતેહ ઇચ્છું છું. પુસ્તકને અંતે ગ્રાહકોની ટીપ જોતાં એ ગ્રંથની ખપત અને ફેલાવો જોગ બહોળે હાથે ઘરે તેમજ થયેલ છે. " ચરિત્ર ચંદ્રિકા " ના ગ્રાહકમાં મારૂંનામ દાખલ કરશો."

**રાવબહાદુર ગોપાલજી સુરભાઈ દેશાઈ, બોમ્બે યુનિવરસિટીના ફેલો અને કાઠિયાવાડ ઈલાકાના મા. આ. એજ્યુકેશનલ ઈન્સ્પેક્ટર સાહેબ**–"સતીમંડળ, એ પુસ્તક વાંચતાં અત્યંત આનંદ થયોછે. સતીમંડળ અને સ્ત્રીપુરૂષનાધર્મ, એ પુસ્તકને જે નામ આપ્યુંછે તે યથાર્થછે. એ પુસ્તક બાળ,વૃદ્ધ, સ્ત્રી અને પુરૂષ એ સર્વને વાંચવા યોગ્યછે. એ વાંચવાથી તેમના મન ઉપર ઉમદી અસર થશે અને તે પોતાના સંસાર વ્યવહારના કામમાં ઘણીજ ઉપયોગી થઇ પડશે, એમાં કશો શક નથી. ગુજરાતી ભાષામાં એવા પુસ્તકોની ખરેખરી જરૂર છે. એ પુસ્તકમાં પ્રાચીન કાળની ખરેખરી દૈવી સતીઓની સાથે અર્વાચીનકાળની પણ કેટલીક સતીઓનાં ચરિત્રો આપ્યાં છે, વળી તેમાં સ્ત્રી પુરૂષના પરસ્પરના ધર્મનું સારૂં વર્ણન કરેલું છે અને બીજા વ્યવહારમાં કામ આવે તેવા સારા ઉપયોગી વિષયો પણ સમાવેલા છે. એ બધું જોતાં એ પુસ્તક ખરેખરૂં કીંમની બન્યું છે. કર્તાએ સારો શ્રમ લીધેલો જણાય છે. એવાં પુસ્તક દરેક કુટુંબમાં રાખવાં જોઇએ. એની જે કીંમત રાખીછે, તે એ ગ્રંથનું કદ વગેરે જોતાં વધારે નથી."

**કવિ દલપતરામ ડાહ્યાભાઈ, સી. આઈ. ઈ.**—" સતીમંડળ અને સ્ત્રી પુરૂષનાધર્મ–એ પુસ્તક વાંચતાં અત્યંત આનંદ થયો છે. આપે એ કામમાં ઘણોજ શ્રમ લીધેલો જણાય છે. આ પુસ્તક સ્ત્રીઓને ઘણુંજ ઉપયોગી છે. સદ્‌ગૃહસ્થોને આ પુસ્તક ઘરમાં વાંચવાને રાખવા લાયક છે. સતીઓનાં ચરિત્ર અને સતીઓના ધર્મ તેમાં સારી રીતે લખેલા છે. માટે સ્ત્રીઓને જરૂર વાંચવા જેવું એ પુસ્તક છે. કન્યાશાળાઓમાં ઇનામ આપવા લાયક છે. પુરૂષોને પણ વાંચીને વિચારવા લાયક તથા તે પ્રમાણે વર્તવા લાયક છે. ગુજરાતી ભાષામાં આવાં પુસ્તકોની ખોટ હતી, તે આપે પૂરી કરી છે. "

**કાઠિયાવાડ ટાઈમ્સ**—" સતીમંડળ અને સ્ત્રી પુરૂષનાધર્મ–એમાં પ્રાચીનકાળની ભારતભૂમિની સદ્‌ગુણી સ્ત્રીઓનાં જીવન ચરિત્રોછે–તથા સ્ત્રીઓને ગૃહસંસારોપયોગી અપૂર્વ સંગ્રહ છે. અર્વાચીન કાળના ઘણા લેખકો ભિન્ન ભિન્ન વિષયો સાથ બહાર પડે છે; તથાપિ તેઓમાંના થોડાજ લોકોપયોગી વિષયો મેળવવા નશીબવાન થતા હશે. એવા વિષયોની પસંદગી કરવામાંજ તેઓની શક્તિનીપૂર્ણાહુતિની મળી આવે છે. જ્યારે ચાલતા સમયમાં સ્ત્રી કેળવણીએ સારો પ્રસાર કરેલો છે, ત્યારે સ્ત્રીઓના હાથમાં તેમની નીતિ સ્થિતિને સારા પાયા પર લાવી મૂકે એવાં સહેલાઇથી મૂકવા જેવાં થોડાંજ પુસ્તકો મળી આવે છે. તેવાં પુસ્તકોમાં કર્તાનો આ સંગ્રહ સારી પંક્તિ ધરાવશે એમ સ્વાભાવિક રીતે ધારી શકાય

છે. સદ્ગુણી સ્ત્રી થવા માટે જરૂરીઆતનાં સઘળાં તત્વોનો આ પુસ્તકમાં દ્રષ્ટાંતદ્વારાએ સારો સમાવેશ કરેલો છે. વિદ્યા, સ્ત્રી ધર્મ નીતિ, આત્મજ્ઞાન, પતિ અને કુટુંબ પ્રત્યે કર્તવ્યકર્મ. એ વગેરે પ્રાચીન કાળની સર્વોત્તમ ગણાએલી સતીઓના આભૂષણો અર્વાચીન કાળની સુશીલ બાળાઓ અને સ્ત્રીઓને વાસ્તવિક રીતે બોધ કર્તા થઇ પડશે. કર્તાએ દરેક જીવન ચરિત્ર બનતી રીતે ટુંકામાં અને મુદ્દેસર રીતે દાખલ કરેલું છે. તેથી કરી વાંચક વર્ગને ઘણીજ આતુરતામાં લાંબા વખત સુધી રાહ જોવી પડતી નથી. ભાષા પણ સરળ અને શુદ્ધ છે. આ પુસ્તક અમે દરેક કુટુંબમાં વાંચવાની ભલામણ કરીએ છીએ."

ગુજરાત મિત્ર—"સતીમંડળ અને સ્ત્રીપુરૂષનાધર્મ. એ નામના ગ્રંથમાં પ્રાચીન અર્વાચીન ઘણી સતી સ્ત્રીઓના પરાક્રમોનું વર્ણન કર્યું છે, તે બહુજ ઉપયોગીછે. આ ગ્રથમાં કર્તાએ હિંદુ સતીઓનુંજ નહિ, પણ સાથે મુસલમાન અને ખ્રિસ્તી સતીઓનું પણ વર્ણન કરી એ ગ્રંથ સઘળી કોમના લોકોને ઉપયોગમાં આવે એવો કર્યો છે. પાછલા ભાગમાં સ્ત્રી પુરૂષના ધર્મો લખ્યા છે, તે પણ ગૃહસંસારમાં બહુજ ઉપયોગના છે. કવિ શામળભટ્ટની બનાવેલી બત્રીશ પુતળીઓ વગેરેની કલ્પિત વાતોના ગપોડા વાંચવા કરતાં આવા ગ્રંથો વાંચવાથી સ્ત્રી પુરૂષોને સારો લાભ થઇ શકે એમાં જરા પણ શક નથી. એ ગ્રંથ દરેક કોમનાં સ્ત્રી પુરૂષને વાંચવાની અમે ભલામણ કરીએ છીએ."

હિંદુસ્તાન—"સતીમંડળ અને સ્ત્રીપુરૂષનાધર્મ. એ ગ્રંથ સ્ત્રીઓને શિક્ષણ લેવા યોગ્ય છે. આ ગ્રંથ નિર્ભયપણે સ્ત્રીઓના હાથમાં મુકવા જેવો છે; એટલુંજ નહિ પણ ભણેલી તમામ સ્ત્રીઓએ એકવાર વાંચવાની અને વગર ભણેલી સ્ત્રીઓને સાંભળવાની અમે ભલામણ કરીએ છીએ. આવા ગ્રંથની ગુજરાતી ભાષામાં ખોટ હતી, તે મી. કેશવજીએ પૂરી કરીછે.

આ ગ્રંથ ઘણોજ ઉપયોગી થયેલો જોઇ અમે ખુશી થયા છીએ. આ ગ્રંથ છપાઇ બહાર પડતાંજ તરત ખપી ગયો છે અને તેની બીજી આવૃત્તિની તૈયારી ચાલે છે, એ તેના ઉપયોગી પણાનો વિશેશ પ્રત્યક્ષ પુરાવો છે. એ ગ્રંથનું કદ મોટું, સુશોભિત પુઠું, વગેરે જોતાં તેની કીંમત વધારે નથી. સર્વ વર્ગના સ્ત્રી પુરૂષોએ આ ગ્રંથનો લાભ લેવા ચુકવું નહિ; એવી અમારી ખાસ ભલામણ છે."

કવિભવાનીશંકર નરસિંહરામ—"સતીમંડળ અને સ્ત્રીપુરૂષના ધર્મ. એ નામનો ગ્રંથ વાંચી ઘણોજ પરમાનંદ થયો છે. આવા ગ્રંથની આપણી ગુજરાતી ભાષામાં આવશ્યકતા હતી. તે આવશ્યકતા આ ગ્રંથે પૂર્ણ કરી છે. સતીમંડળ એ પતિભક્તિ દર્શાવનારી પ્રસિદ્ધ સ્ત્રીઓનું આપણને દર્શન કરાવે છે. આ ગ્રંથ આપણી સ્ત્રીઓને નીતિમાર્ગ ભણી દોરવીને પોતાના પતિની ભક્તિ કરવાનું શિક્ષણ આપે છે, તે સાથે સ્ત્રીઓને કેટલુંક વ્યવહારિક જ્ઞાન મળે તેવા વિ-

ષયો દાખલ કરી એ પુસ્તકની ખૂબીમાં વધારો કર્યો છે. ગૃહ—વ્યવહારનું આવું જ્ઞાન આપણી સ્ત્રીઓને ઘણું ઉપયોગી થઈ પડે એવું છે, હાલમાં આપણી કન્યાશાળા-ઓમાં જે વાંચનનાં પુસ્તકો ચાલે છે, તેમાંનાં ઘણાંખરાં તેમને ઉપયોગી વિષયોથી ભરપૂર નથી. તેથી જો આવાં પુસ્તકો આપણી કન્યાશાળાઓમાં ચાલે તો તેમને વ્યવહારમાં ઘણાં ઉપયોગી થયા વિના રહે નહિ. કર્તાએ આમાં ઘણો શ્રમ લીધેલો છે. તેમને એક સારા લેખક તરીકે યશ પામતા જોઇ હું ઘણોજ ખુશી થાઉં છું. આ ગ્રંથનો સર્વ કુટુંબોને લાભ લેવાની હું ભલામણ કરૂં છું."

કાળીદાસ દેવચંદ બગસરા માસ્તર—"સતીમંડળ એ દરેક સ્ત્રીના હાથમાં આપવા લાયક ઉત્તમ ગ્રંથ છે, ભાષા ઘણી શુદ્ધ, સરળ અને મધુર છે. વાક્ય રચના સાદી અને નાના મોટા સર્વને સમજાય એવી છે. આર્ય સન્નારીઓને એ પુસ્તક વાંચતાં અને શ્રવણ કરતાં તલ્લીન કરી તેણીઓમાંથી પૂર્વનું ગયેલું સતીત્વ પુનઃ પ્રાપ્ત કરી દે, તેવાં સતીઓનાં ચરિત્રોના સદ્બોધથી અભિરૂપતા પ્રાપ્ત થાય તેવું એ પુસ્તક છે. આ પુસ્તક કન્યાશાળાગાં અઠવાડીઆમાં એકાદ બે કલાક દાખલ થાય તોજ મમ થવા જેવું છે અને તેમ થાય તોજ પુસ્તકનો હેતુ બર આવે. આ ગ્રંથ અહીંના દીવાન સાહેબ ગીરધરલાલભાઇને જરૂર મોકલશો. તેણે મને સૂચના કરી છે."

હરિવલ્લભ કૃષ્ણવલ્લભ ઓવરસીયર. ઠુ. ધી. યુનિયન મિ. લી મુંબઇ—"સતીમંડળ મેં આમોદમાં મારા એક મિત્ર પાસે વાંચ્યું. તેમાં સમાએલી બાબતો નીતિથી ભરપૂર છે. આ ગ્રંથ ખાસ સ્ત્રી પુરૂષોને વાંચવા જેવો છે. આપનો શ્રમ સ્તુતિપાત્ર છે. આવા ઉપયોગી પુસ્તકની ખોટ હતી, તે તમોએ પૂરી પાડી છે. સંસારમાં દરેક દંપતિને આ પુસ્તક બહુ ઉપયોગી છે. પુસ્તક સર્વે બાબતે પૂર્ણ છે.

આવા ધર્મ નીતિથી ભરપૂર ગ્રંથને વાંચવા વાંચકવૃંદ અધિક કેમ ન બને ! હું આશા રાખું છું કે મને એની બે પ્રત તરત મોકલી આપીને વાંચનારની જીજ્ઞાસા સંપૂર્ણ કરશો."

હરિલાલ વિ. ભવાનીદાસ અંકલેશ્વર—"આપના તરફથી આર્ય મહિલાઓના ધર્મ નીતિ શિક્ષણાર્થે થોડુંક થયાં "સતીમંડળ" નામનો અપુર્વ ગ્રંથ બહાર પડેલ છે. એ ગ્રંથની પ્રથમાવૃત્તિ ટુંક વખતમાં સઘળી ખપી જવાથી એ ગ્રંથની લોકપ્રિયતા સાબિત થઇ ચૂકી છે. આ ગ્રંથ આર્યાવર્તની મહિલા તથા બાળાઓને ધર્મ નીતિનું શિક્ષણ આપી તેમને નીતિમાર્ગે દોરવાને આપનો અત્યુત્તમ શ્રમ ઘણે અંશે પાર પડેલ છે અને આગળ જતાં પડશે એમ કહેવું નિર્વિવાદ છે. આપના એ ગ્રંથની પ્રથમાવૃત્તિની એકાદ નકલના ગ્રાહક થવાની મેં તક ગુમાવી હોવાથી અતિશય પસ્તાવો થતો હતો, પરંતુ તેની બીજી આવૃતિ બહાર પડવાની

ખબર વર્તમાન પત્રોથી મળતાં એ તક સાધી એક પ્રત મોકલવા વિનતિ કરૂંછું, તે સ્વિકારી પ્રગટ થયે મોકલાવશોજી."

**ચુનીલાલ છગનલાલ નગરશેઠ. બોટાદ**—"સતીમંડળ વાંચી હું ઘણોજ ખુશી થયો છું, સ્ત્રી કેળવણીને માટે જે પુસ્તકની ખોટ હતી તે આપે ઘણો શ્રમ લેઇ પુરી પાડીછે. તેથી આપનો મોટો ઉપકાર માનું છું, પહેલેથી છેવટ સુધી ત્રણ ચાર વખત વાંચ્યું તોપણ તે એવું રસિક તથા બોધકારક છે કે ફરી ફરીને વાંચવાનું મન થાય છે. આ પુસ્તક દરેક માણસે ઘરમાં શણગારરૂપ રાખવા મ્હારી ભલામણ છે. આપના તરફથી "ચરિત્રચંદ્રિકા" છપાઈ બહાર પડવાનું છે તે મને તૈયાર થયે મોકલાવી આપશો."

**આણંદજી વિ. પરમાણંદ શેઠ. મેંદરડા**—"આપનું સતીમંડળ વાંચી અમારા આનંદનો તો પાર રહ્યો નથી; તેમજ સ્ત્રીઓને એવો આનંદ વધ્યો છે કે તે કાંઇ મણા નહિ. આપે આ પુસ્તક રચવાથી આપને સ્ત્રીઓ તરફથી ઘણીજ શાબાશી મળે છે કે ધન્ય છે આ પુસ્તક રચનારને ! આ પુસ્તક વાંચવાથી દુષ્ટ સ્ત્રીઓ હશે તે પણ સુધરશે તેમાં કાંઇ શક નથી. આ પુસ્તક ઉપર આપે ઘણોજ શ્રમ લીધેલો છે. તેના પ્રમાણમાં કીંમત પણ ઘણીજ ઓછી છે. તમારૂં રચેલું "કન્યાવિક્રય નિષેધદર્શક." મને તરત મોકલાવશો."

**રા. રા. દેશાઇ ગુલાબભાઈ ભગવાનજી અબ્રામકર. રંગુન**— "સતીમંડળ નામનું પુસ્તક મારા વાંચવામાં આવ્યું છે. આપણા સર્વોત્કૃષ્ટ આર્ય ધર્મને ઉદ્દેશીને સ્ત્રી પુરૂષોને પોતાના પરસ્પરના ધર્મ જાણવાને જે દર્પણ હાથમાં મુક્યું છે તે અનુપમ છે. તેમજ વળી હાલમાં શાળાઓમાં અપાતી કેળવણી તેમાં મુખ્યત્વે કરીને કન્યાશાળામાં બાળકીઓને જે શિક્ષણ આપવામાં આવે છે, તેમાં મૂળ હેતુનું વિસર્જન કરી કેટલીક નિરૂપયોગી બાબતો ઉપર વધારે ધ્યાન અપાય છે. તેથી તેઓનાં કુમળાં મન ઉપર જે અસર થવી જોઇએ તે આધુનિકકાળની કેળવણીની પદ્ધતિથી થતી હોય એમ સંભવતું નથી અને તેટલા માટે "સતીમંડળ" જેવા ગ્રંથની ન્યૂનતા હતી તે પૂર્ણ થઈ છે.

જો કે એ વિષય ઉપર કેટલાંક પુસ્તક પૂર્વે લખાયાં છે, તેમાં કેટલાકમાં ભાષાની પ્રૌઢતાને લીધે, કેટલાકમાં મૂળ વસ્તુ યથાર્થ ન વર્ણવેલ હોવાથી અબળાઓને જેવી રીતે જોઇએ તેવી રીતે ઉપયોગી થઇ પડયાં નથી; પરંતુ સર્વ પ્રકારે ઉપયોગી થઇ પડે તેવી તમામ બાબતો આ પુસ્તકમાં જોવામાં આવે છે. તે તમારા શ્રમને માટે તમોને ધન્યવાદ ઘટે છે. તે ગ્રંથની બીજી આવૃત્તિ છપાઇ પ્રગટ થયાથી એક નકલ મારા ઉપર વેલ્યુપેએબલથી મોકલી આપશો."

**મહેરબાન મૂળશંકરભાઇ જેઠાભાઇ.નવસારી નાયબ સુબા સાહેબ**— "સતીમંડળ અને સ્ત્રીપુરૂષનાધર્મ—આ નામનું પુસ્તક વાંચી જોતાં તે ઘર સંસાર

સુધારવા દરેક કુટુંબમાં ઘણુંજ ઉપયોગી થઇ પડે એવું થયું છે, તે જોઇ અને ઘણોજ સંતોષ થયો છે. વધુ સ્ત્રીઓ અને માતાઓને બોધ લેવા લાયક તેમાં મોટો ભંડાર છે અને આપણો ધર્મ તથા વ્યવહાર ઉપયુક્ત હાલના સુધારા સાથે શી રીતે સચવાય તે આ પુસ્તક ઉપરથી દેખાય છે."

રા. રા. ગંગાધર જગજીવન માસ્તર. બોઇદર—"આપના લોકપ્રિય સતીમંડળ ભાગ. ૧ લો. તથા ચરિત્રચંદ્રિકા વગેરે પુસ્તકોની હકીકત વાંચી ધન્યવાદ આપું છું કે, આવી સતીઓ અને મહાન્ પુરૂષોનાં જન્મ ચરિત્રો અંધકારમાં પડી રહેલાં તેને આપે પ્રકાશમાં મૂકી દીધા એ ઘણુંજ લોકોપયોગી કામ થયું છે, તેની સાથે ગુર્જર પ્રજાને ઘણીજ ઉપકૃત કરી છે. આ પુસ્તકોનું સંશોધન કરતાં આપને અપૂર્વ મહેનત તથા ખર્ચ થયો હશે એમા કાંઇ શક નથી. આ પુસ્તકોની હકીકત જોતાં એની જે કીંમત રાખી છે તે કાંઇજ વિસાતમાં નથી. આવાં ઉત્તમ પુસ્તકો પ્રગટ કર્યાં એ માટે ધન્ય છે આપનામાતપિતાને ! અને ધન્ય છે આપની વિદ્વતાને !! આપ કૃપા કરી તે દરેક પુસ્તકની એક એક નકલ મને મોકલાવશો."

રા. રા. જેઠાલાલ વીશરામજી. રંગુન—" સતીમંડળનું પુસ્તક બહુજ ઉત્તમ, રસિક અને મનને ગમતું બહાર પડયું છે. તે વાંચી અત્યંત ખુશી થયો છું. પુસ્તકના પ્રમાણમાં તેની કીંમત કંઇ પણ નથી. આપે એ કામમાં ઘણોજ શ્રમ લીધેલો જણાય છે. આ પુસ્તક સ્ત્રી પુરૂષને જીંદગી સુધારવાનું સાધન તેમજ સુમાર્ગે ચલાવવા માટે આવાં પુસ્તકોની દુનિઆમાં ખોટ હતી તે આપે પુરી પાડી છે. પહેલેથી છેલ્લે સુધી સાત આઠવાર વાંચ્યું તોપણ તે એવું તો રસિક તથા બોધક છે કે ફરી ફરીને વાંચવાનું મન થાય છે. સર્વે વર્ગના સ્ત્રી પુરૂષોએ આ પુસ્તકનો લાભ લેવા ચૂકવું નહિ એવી અમારી ભલામણ છે. "

રા. રા. પુરૂષોતમ વ્રજલાલ બક્ષી. વડોદરા—"આપના તરફથી આવેલું સતીમંડળ પુસ્તક વાંચી જોયું છે. એમાં આપે જે શ્રમ લીધો છે તે ઘણોજ સ્તુતિ પાત્ર છે. હાલમાં સંખ્યાબંધ હેન્ડબીલો બહાર પાડવામાં આવે છે અને તેમાં જે અતિશયોક્તી વપરાય છે તે દોષથી કેવળ આપનું હેન્ડબીલ મુક્ત છે. આપે જે જાહેર ખબર પ્રથમ આપેલી છે, તેથી પણ વિશેષ એ પુસ્તકમાં વિષય સમાવી શોભાવ્યો છે. જેમ એક ઘડામાં સમુદ્ર ભર્યો હોય, તેમ એ પુસ્તકમાં આર્ય તથા અનાર્યસ્ત્રીઓનાં એકંદર ઇતિહાસિક જ્ઞાનસાથે ધર્મ નીતિ અને પવિત્ર જ્ઞાનથી ભરપૂર સંક્ષેપ ચરિત્રો દાખલ કરી આર્ય ભગિનીઓ તથા આર્ય બંધુઓના ઉપર ઉપકાર કર્યો છે; એટલુંજ નહિ પણ આ લોક તથા પરલોકનું સાધન કરી આપી આપના નામને અમર કર્યું છે. ગૃહસ્થોએ આ પુસ્તક પોતાના ઘરમાં એક અમૂલ્ય રત્નની પેઠે સંગ્રહ કરી રાખી, વખતો વખત ઘરમાં સ્ત્રી, પુત્ર, પુત્રીને

શિક્ષણ આપવા ઉપયોગ કરવો જોઇએ. એ પુસ્તક વાંચી મનન કરવાથી ખરેખર જીંદગી સહજ થશે. અને આ પુસ્તક કેળવણી ખાતાગાં ફરજીયાત તરીકે શિક્ષણ આપવામાં વપરાય તો આ દેશનું ભાગ્ય સમજું છું."

**સૌ. કૃષ્ણાગૌરી એચ. રાવળ. હેડમિસ્ટ્રેસ, લેડીરે ગર્લ્સ સ્કૂલ—'સદ્ગુણી હેમંતકુમારી' ના કર્ત્તા–લુણાવાડા.**—"ઘણા વખતથી આપના અતિ ઉત્તમ પુસ્તક "સતીમંડળ" વિષે સાંભળ્યું હતું. તે પુસ્તક હાલ મ્હારા હાથમાં આવ્યું. તેથી મને ઘણોજ આનંદ ઉપજ્યોછે. ગુજરાતી ભાષામાં સ્ત્રી જાતિને ઉપયોગી થઇ પડે, તેવાં સારાં પુસ્તકો ગણ્યાં ગાઠયાંજછે, તેવા સમયમાં આપે મ્હોટો શ્રમ લઇ તથા દ્રવ્યનો ખર્ચ કરી ગુર્જર ભામિનિઓના કલ્યાણ અર્થે સતીમંડળ વગેરે પુસ્તકો પ્રગટ કરી દેશની જે સેવા બજાવોછો તેથી આપને મ્હોટો ધન્યવાદ ઘટેછે. આપે મોકલાવેલું પુસ્તક હું પેહેલેથી છેવટ સુધી વાંચી ગઇછું. તેમાં લખેલાં સદ્ગુણીને પવિત્ર સતી સ્ત્રીઓનાં ચરિત્રો મને ઘણાંજ રસિક અને સુબોધ જણાયાંછે. આપે એટલા કામથી સંતોષ ન પામતાં, સ્ત્રી ઉપયોગી અનેક વિષયો હાથમાં લઇ તેને પુસ્તકના પાછલા ભાગમાં દાખલ કર્યાંછે. તેથી પુસ્તકના ઉપયોગીપણામાં ઘણો વધારો થયોછે.

આપણા દેશની ઘણી તરૂણ સ્ત્રીઓ વસ્ત્રાલંકારથી પોતાનું શરીર શણગારવા આતુર દેખાયછે. પણ તેઓ "સતીમંડળ" જેવાં નિતિનાં પુસ્તકો વાંચી પોતાનું અંતઃકરણ સુધારવા ઉત્સાહ ધરતીહોયતો કેવું સારૂં !!

તમારૂં સતીમંડળનું પુસ્તક કેળવાયેલી કન્યાઓને તથા સ્ત્રીઓને અવશ્ય વાંચવા લાયકછે. તેમજ દરેક કન્યાશાળાની લાઇબ્રેરીમાં રાખવા જેવું અને ઇનામ વહેંચવા જેવુંછે. આશાછે કે બુક કમિટી આ પુસ્તકને મંજુર કરી કન્યાઓને સુબોધક વાંચન મળી શકે તેમ કરશે. આ પુસ્તક સ્ત્રીઓને ઘણુંજ ઉપયોગીછે, તેનો બહોળો ફેલાવો થયેલો જોવાને હું ઇચ્છુંછું."

**નાનુ નરોત્તમ અઢિયા—દાહાણું**—"પ્રિય મહાશય ! સતીમંડળ ગ્રંથ વાંચી અત્યંત ખુશી થયોછું. આ ગ્રંથ ખરેખર સતીઓનું એક મંડળછે. આર્ય અબળાઓને તે મંડળમાં પ્રવેશ થવાનું એક સર્વોત્તમ સાધનછે, ઇતિહાસિક જ્ઞાન સાથે પવિત્ર ધર્મનીતિનો એક કુંડ છે; એટલુંજ નહિ પરંતુ પુરૂષોને સુધ્ધાં ઉત્તમ બોધામૃત પાન કરવા લાયકછે, એમ કહેવામાં અતિશયોક્તિ ગણાશે નહિ. "સતી મંડળ" ગ્રંથ પ્રત્યે હું બહુ શ્રદ્ધાવાન રહ્યોછું. સગાં સ્નેહીઓમાં એ ગ્રંથનું મનન કરવા વિષે—વખતો વખત ભલી ભલામણ કરવાનું હું ભૂલ્યો નથી, ભાગ–બીજો. બહાર પડવાને અંતઃકરણમાં અતિ ઉત્કંઠા હતી તે પાર પડેલી જોઇને સંતોષાનંદ થાયછે. આપની સ્તુત્ય દેશ ભક્તિ અને શ્રમના બદલામાં આપને યોગ્ય યશ મળો એવી પરમાત્મા પ્રત્યે પૂર્ણ પ્રેમે પ્રાર્થનાછે.' સતીમંડળ ભાગ રજો.' મોકલશોજી."

સૌ. દિવાળી નાથાલાલ-ઝણોર—" મહાશય ! આપે શ્રી કેળવણી ઉત્તેજનાર્થે આપની અનુભવી કલમથી લખાયેલ મર્મ નીતિપૂર્ણ ગ્રંથ નામે સતીમંડળ રૂપ નિર્મળ નીરસું આ કરમાઇ જતી સ્ત્રીધર્મ રૂપી કનકવેલીને સીંચન કરી પ્રફુલ્લિત કરી છે. તે જાણી આનંદ થાય છે. તે ગ્રંથ આ પામર બ્હેનને મોકલવા માગણી છે, તેરિવકારી ગનના મનોરથ સફળ કરશોજી—

મનહર છંદ.

કેટલાક પત્ર લખી પાઠવ્યા પવિત્ર વીર,
શતિમંડળતે કાજ ભગીનીએ ભાવથી;
વળી વાંચવાને મારૂં મનતો વિચારે વળ્યું,
જીતી શકી નહિ જેથી ફરીને કહું કથી;
વિરાજી પ્રથમ આપે મંગાવી લેવા કહેલું,
સ્વ સુગ્રંથ ભગીનીને વાંચવા આનંદથી;
નાથજીની કૃપાવડે ઘણી અધીરાઇ સાથે.
થઇ રળીઆત આ મેં પત્ર લખ્યો પ્રેમથી;

દોહરા.

નીતિગ્રંથ તમારો એ, "શ્રી સતીમંડળ" સાર,
પાઠવી દેશો પ્રેમથી, વીનવું વારંવાર; ૧
મેર કરી મુજ ઉપરે, રખે લગાડો વાર,
નીતિગ્રંથ એ નીરખવા, અધીરી બની અપાર. ૨
કમલભૂ સૈલ સુતાપતિ, રોહીની સુતના ભ્રાત;
એત્રય આપ તણી કરો, રક્ષા તે દિન રાત; ૩
રહો રહો રૂડીઆ વિષે, રાત દિવસ રળીઆત,
વધો વધો વદુ વદનથી, વિશ્વવિષે વધુ ખ્યાત. ૪
નીતિમય ગ્રંથો નવા, રચવા મંગળ મત્ત;
દિપોત્સવી એથી વધુ, દામોદર તું દત્ત. ૫

---

આ સિવાય ઘણાજ ઉત્તમ અભિપ્રાયો આવ્યા છે, પણ જગ્યાની તંગાસને લીધે દાખલ કર્યા નથી; વગેરેથી આગ્રંથ કેવો ઉત્તમ, ઉપયોગી અને લોકપ્રિય થયોછે તેની ખાત્રી થશે.

ગ્રંથકર્ત્તા.

# "ચરિત્રચંદ્રિકા."

આ ગ્રંથ ગાયકવાડ સરકારના કેળવણી ખાતાએ ઇનામ તથા લાઇબ્રેરી માટે મંજુર કર્યો છે. તેમજ ગુજરાત વર્નાક્યુર સોસાઇટીએ, જુનાગઢસરકારે, કચ્છ રાજ્ય વગેરે રાજ્યોએ તેમની ઉત્તમતાની ખાત્રી કરી સારો આશ્રય આપ્યો છે. આ ગ્રંથની ઉત્તમતા વિષે ઘણા સારા અભિપ્રાયો પડયાછે, તેમાંથી થોડા આ નીચે દાખલ કર્યાછે. તે ઉપરથી તેમજ હિંદી, મરેઠી વગેરે ભાષામાં છપાવી બહાર પાડવાની માગણી થયેલીછે, વગેરેથી આ પુસ્તકની ઉતમતાની ખાત્રી થશે.

## સર્ટિફીકેટો.

રા. બા. ગણુપતરામ અનુપરામ. કાઠિયાવાડ ટ્રેનિંગકૉલેજના પ્રિન્સિપાલ અને "જાત મહેનત" વગેરે ગ્રંથના કર્ત્તા—"તમારા તરફથી ચરિત્ર ચંદ્રિકાનામે પુસ્તક આવ્યું, તે માટે ઉપકાર માનુંછું, આ જંજાળવાળી જીંદગી અને પ્રવાસનો વ્યવસાય છતાં આપનું પુસ્તક મે વાંચ્યુંછે. એ સંગ્રહ પછ વાડે તમેઘણો શ્રમ તથા કાળ ખર્ચ્યો હોવો જોઇએ; તે ખાતે વાંચક વર્ગે તમારો ઉપકાર માનવો ઘટેછે. એ પુસ્તક રસિક, ધર્મનીતિથી ભરપૂર અને પ્રાચીન અર્વાચીન પુરૂષોની રીતિનીતિ જાણુવાને તથા દરેક ધર્મોનાં તત્વો જાણુવાને ઉપયોગીછે.

એ પુસ્તકની ભાષા, શૈલી પણુ તમારા બીજા ગ્રંથોની પેઠે સાદી અને સરળ છે; એટલે જનસમૂહને માટે એ પુસ્તક વિશેષ પાત્ર છે."

## पंडित रामलाल शर्म्मा–जोधपुर (मारवाड.)

—"महाशय! आपकेरचित "चरित्र चंद्रिका"को देखकर मेरादिल असंत प्रसन्न हुआ, निःसन्देह आपका परिश्रम सराहनीयहै—यदिइसीतरह आपओर ओर पुस्तकें प्रकाशित करेंगे तो आशाहेकि भारत निवासियोंको बहुतकुछ लाभ होगा—आप कभी ओर कोई पुस्तक प्रकट करेंतो मुजे सूचना भेजें इति."

आपका कृपाकांक्षि.
पंडित रामलाल शर्म्मा. जोधपुर.

કવિ દલપતરામ ડાહ્યાભાઈ. સી. આઈ. ઇ. અમદાવાદ—"તમારૂં રચેલું ચરિત્ર ચંદ્રિકા પુસ્તક વાંચી ઘણોજ આનંદ થયો છે. હાલની ઉછરતી પ્રજાને વાંચવાને આવા પુસ્તકની ખરેખર ખોટ હતી તે તમોએ પૂરી પાડી છે. આ પુસ્તક આદિથી અંત સુધી ધર્મનીતિ અને તત્વ જ્ઞાનથી ભરપૂર છે. શિવ, વિષ્ણુ, રામાનુજાચાર્ય, મધ્વાચાર્ય, સ્વામીનારાયણ, પ્રણામી પંથ, જૈન, બૌદ્ધ, નાનક, કબીર, ચાર્વાક, મુસલમાન, પારસી, ઇસુખ્રિસ્ત, યાહુદી, વગેરે પ્રખ્યાત ધર્મોના પ્રવર્ત્તકોનાં ચરિત્રો આપી લોકોને સારાસાર જાણવાને ઉપયોગી થઇ પડે એમ કર્યું છે; એટલુંજ નહિ પણ પ્રાચીન ઋષિ મુનિઓ, સિદ્ધ મહાત્માઓ અને મહારાજાઓ વગેરેના ચરિત્રોનો સંગ્રહ આપી લોકોને અનેક પ્રકારનું શિક્ષણ લેવાને ઉપયોગી થઈ પડે એમ કર્યુંછે. આ તમારો શ્રમ ઘણો સ્તુતિપાત્ર છે. આ પુસ્તક અમે દરેક સ્ત્રી પુરૂષને વાંચવાની ભલામણ કરીએ છીએ."

પ્રોફેસર મણીલાલ નથુભાઇ.નડીયાદ—"તમારૂંચરિત્રચંદ્રિકાવાંચીપ્રસન્નથયોછું. ઋષિ મુનિઓ, મહાત્માઓ અને ધર્મ પ્રવર્ત્તકો વગેરે અનેક મહાન પુરૂષોનાં ચરિત્રોનો સંગ્રહ ઘણો શ્રમ લઇ દાખલ કર્યો છે, તે ઘણોજ ઉપયોગી અને સ્તુતિ પાત્ર છે. આ પુસ્તક ધર્મ, નીતિ અને પવિત્ર જ્ઞાનથી ભરપૂર છે. અર્વાચીન પ્રપ્રસિદ્ધ થતાં નાટક ચેટકો અને વાર્તાના પુસ્તકો વાંચવા કરતાં આવાં પુસ્તકો ઉછરતી પ્રજાએ બેધડકપણે વાંચવા જોઇએ, આ પુસ્તક અમે દરેક કુટુંબમાં સ્ત્રી, પુત્ર, પુત્રીઓને ધર્મ નીતિનું શિક્ષણ આપવા માટે રાખવાની ભલામણ કરીએ છીએ"

રા. બા. ગીરધરલાલ ઉલટરામ, અમદાવાદ—" તમારૂં ચરિત્ર ચંદ્રિકા વાંચી ઘણો ખુશી થયો છું, આવા ધર્મ નીતિ અને પવિત્રજ્ઞાનથી ભરપૂર પુસ્તકની ખરેખરી ખોટ હતી, તે આપે શ્રમ લઇ પૂર્ણ કરીછે. મનુષ્યનું મન ચંચળ છે, તે જેવા દાખલા અને દૃષ્ટાંત મેળવે છે તે તરફ વળે છે, આ પુસ્તકમાં જે મહાન્ પુરૂષોનાં ચરિત્રો દાખલ કર્યાંછે. તે ખરેખર વાંચનારના મનને પવિત્ર પ્રેમી અને જ્ઞાની બનાવી દે તેવાં છે; એટલુંજ નહિ પણ પોતાની જીંદગીનું સાફલ્ય શું કર્યાથી છે, તે જણાઇ આવે છે. આ પુસ્તક દરેક ગૃહસ્થે પોતાના ઘરમાં સંગ્રહ કરી વાંચવાની ભલામણ કરીએછીએ.આપુસ્તકની બે નકલ મોકલશો."

રા. રા. ગોપાળજી બુધારામ. રેલવે સોટીસ્ટેશન કરાંચી—"માનવંતા સાહેબ ! આપે આનત્રહિતાર્થે જે ચરિત્ર ચાંદ્રકા પ્રકટ કરી તે વાંચી પરમ આનંદ થયો છે. તે પુસ્તક રહસ્યાદિથી ભરપૂર છે. ગુજરાતી ભાષામાં તેવા પુસ્તકની ખોટ હતી, તે આપે ઘણોજ શ્રમ લઇ પૂરી પાડી છે. તેથી આપનો મોટો આભાર માનું છું. એ પુસ્તક મેં પહેલથી તે છેવટ સુધી છ—સાત વખત વાંચ્યું; તોપણ તે એવું તો રસિક તથા બોધક છે કે, તે ફરી ફરીને વાંચવાનું મન થાય છે. ખરેખર એમાં આપે જે શ્રમ લીધો છે તે સ્તુતિ પાત્ર છે. હું

હમેશાં ઇશ્વર પાસે યાચના કરૂં છું કે ગુર્જર પ્રજામાં આવા ગ્રંથકારો હમેશાં થાઓ. હું સર્વે ગૃહસ્થોને નમ્ર વિનંતી કરૂં છું કે આ પુસ્તક ૧૫ અમૂલ્ય હીરાને ખરીદી વાંચવા ચૂકવું નહિ.

રા. રા. વ્રજલાલ પુરૂષોતમ બક્ષી-વડોદરા–" આપનું ચરિત્ર ચંદ્રિકા વાંચીને ઘણોજ હર્ષ થયો છે. એ પુસ્તક માટે આપે જે શ્રમ કર્યો છે તે ઘણોજ સ્તુતિ પાત્ર છે. હાલમાં સંખ્યાબંધ હેંડબીલો બહાર પડે છે અને તેમાં ઘણી અતિશયોક્તિ વપરાય છે; તે દોષથી કેવળ આપનું હેંડબીલ મુક્ત છે. આપે હેંડબીલમાં પ્રથમ જે જણાવેલું છે તેથી પણ વિશેષ એ પુસ્તકમાં સમાવી સુશોભિત કર્યું છે. એક ઘડામાં સમુદ્ર ભર્યો હોય તેની પેઠે એ પુસ્તકમાં આર્ય અને અનાર્ય વગેરે મહાન્ પુરૂષોનાં ઇતિહાસિક સંક્ષેપ ચરિત્રો દાખલ કર્યાંછે, તે ધર્મ, નીતિ અને તત્વજ્ઞાનથી ભરપૂર છે. આ પુસ્તક પ્રગટ કરી આપે દેશ બંધુઓના ઉપર મોટો ઉપકાર કર્યો છે; એટલુંજ નહિ પણ આ લોક અને પરલોક સુધારવાનું સાધન કરી આપી, આપનું નામ અમર કર્યું છે. એ પુસ્તનું કદ અને મહેનત વગેરે જોતા તેની કીંમત કંઇજ વધારે નથી. જીંદગીનું સાફલ્ય કરવા ઇચ્છનારે આ પુસ્તક લક્ષ પૂર્વક વાંચી મનન કરવું જોઇએ. દરેક ગૃહસ્થે આ પુસ્તક પોતાના ઘરમાં અવશ્ય વાંચવા રાખવું જોઇએ."

રા. રા. અલ્લાઉદ્દીન પીરભાઇ. બી. એ. હાજીગંજ—"સાહેબ! આપનું ચરિત્ર ચંદ્રિકા નામે પુસ્તક અતિછટા અને બોધકારક ભરપૂર લખેલું વાંચી ખુશ થયોછું. વળી આશા રાખવામાં આવે છે કે એવાંજ બીજાં પુસ્તકો બહાર પાડી પ્રજાના મનને મુક્ત કરવા તસ્દી લેશો; તેનો બદલો ઇશ્વર તમને પૂરતો આપશે એવી પ્રાર્થના કરૂંછું સતીમંડળ અને શ્રી પુરૂષના ધર્મ નામે પુસ્તકની એક નકલ વી. પી. થી તરત મોકલાવશો."

રા. રા. કૃષ્ણજી નારાયણ કાપડોસકર આબકારી ઇન્સ્પેકટર.ભરૂચ—" આપનો ચરિત્ર ચંદ્રિકા નામે ગ્રંથ આદિથી અંત સુધી પાંચ વખત ધ્યાન દઇને વાંચતાં બહુજ નીતિથી ભરેલો જણાયો છે, દરેક કુટુંબમાં અવશ્ય રાખવા યોગ્ય છે. દક્ષિણીભાષામાં પણ ભાષાંતર કરી વેચવાની તજવીજ થશે તો રાખવા યોગ્યછે.હું દક્ષિણી બ્રાહ્મણછું. તેથી ભલામણ કરૂંછું અને અનુભવથી લખું છું કે દક્ષિણીઓ બહુ પ્રીતિથી એનું દક્ષિણી ભાષાંતર વાંચશે. આપનો સતીમંડળ ગ્રંથ હું મેળવી શકયો નથી, માટે મહેરબાની કરી વેલ્યુપેબથી એક નકલ મોકલાવશો"

રા. રા. પીતાંબર હરીરામ જોશી. મુંબઈ—" આપે રચેલો ચરિત્ર ચંદ્રિકા ગ્રંથ વાંચતાં મનુષ્યનું હૃદય પ્રફુલ્લિત થઇ સન્માર્ગે પ્રવર્ત્તે એવા દાખલા અને દ્રષ્ટાંતોથી ભરપૂર છે. આપે રાત દિવસ ઘણો શ્રમ લઇ શોધ કરી આ ગ્રંથ તૈયાર કર્યો છે; એ માટે પ્રજા આપની ઘણી આભારી છે. આપનો આ સ્તુતિપાત્ર

શ્રમ જોઇ અમે ઘણો ધન્યવાદ આપી ઉપકાર માનીએ છીએ. આપ જેવા નર રત્નો ભારત ભૂમિમાં જ્યારે ઘણા થશે, ત્યારેજ દેશનો ઉદ્ધાર થશે. આપે જે શ્રમ લઇ આ અમૂલ્ય પુસ્તક રત્ન પ્રજાને માટે તૈયાર કરી આપ્યું છે, એ માટે ઇશ્વર પાસે માગીએ છીએ કે તે આપને સદા આરોગ્ય રાખે.

આ ગ્રંથ પ્રાચીન અર્વાચીન મહાન્ પુરૂષોના જન્મ ચરિત્રથી ભરપૂર છે; તેમજ અનેક પ્રકારનો બોધ લેવા લાયક છે. માટે હું સર્વ આર્યભાઇઓને વિનંતી કરૂં છું કે આ પુસ્તકને ઘરમાં અવશ્ય સંગ્રહ કરી વાંચવા ચૂકવું નહિ."

---

### શાર્દૂલ વિક્રડીત છંદ.

મોટા જેહ થયા જનો જગતમાં, એ અંતરે આણવા:
પામ્યા નાશ નથી સદા સુજન તે, છે જીવતા જાણવા;
જાગી રોજ પ્રભાતમાં સમરિયે, તો સદ્‌ગુણો પામિએ;
સારાં કામ કરી કર્યો સ્વરગમાં, વાસો રૂડા નામિએ.

**કવિ દલપતરામ ડાહ્યાભાઈ.**

### ઉપજાતિ છંદ.

આ ચંદ્રિકા ચારૂ ચરિત્ર કેરી, વાંચો વિવેકે સુજનો ભલેરી;
મહાન પુર્વે પુરૂષો થયા છે, તેના ગુણો શ્રેષ્ટજ વર્ણવ્યા છે. ૧
પરાક્રમો જે નરદેહ ધારી, પવીત્ર કીધાં અતિશે અધારી;
તે વાંચવા પ્રેમ વિશેષ આણી, સુબુદ્ધિદાતા સુખકારી જાણી. ૨
સુનીતિથી છે ભરપુર ગ્રંથ, પવિત્ર તેને પગજોગી પંથ;
કુટુંબમાં પાઠ કદી કરાય, વૃદ્ધિ સદાચાર તણી જણાય. ૩
કુસંપનો થાય સદૈવ નાશ, સુસંપનો થાય અતિ પ્રકાશ;
પ્રભુ પદે પૂરણ પ્રીત વાધે, આ લોક સાથે પરલોક સાધે. ૪
જેવિશ્વનાથાત્મજ બુદ્ધિધામ, જેનું વદે કેશવજી સુનામ;
સ્વદેશ પ્રેમી સુગૂણી ઘણેરા, કર્ત્તા "સતીમંડળ" ગ્રંથ કેરા. ૫
જ્ઞાતી શ્રીમાળી શુભ વિપ્ર હોય, જે પ્રીતથી ધોળ વિષે વસેય;
પ્રયાસથી સંગ્રહ શ્રમ કીધો, અમૂલ્ય તો લાભ અલભ્ય દીધો. ૬
આભાર ભારી ગણી એજ લેવો, તેને ઘટે આશ્રય આજ દેવો;
જરૂર વાંચો સહુ બાઇ ભાઇ, છે શાંતિ દાતા વળી સૌખ્યદાઇ. ૭
ઉમંગ જેથી ઉરમા વધેય, સુગ્રંથ બીજા બહુ તે રચેય;
છોટુ કહે છોકરવાદ છોડો, વાંચી પ્રભુમાં નિજ ચિત્ત જોડો. ૮

**છોટાલાલ દલપતરામ ડાહ્યાભાઈ કવિ.**

---

# સતીમંડળ.

## ભાગ ૧ લો.

## પ્રથમ–દર્શન.

# દૈવી–સતીઓ.

## સતી સીતા.

બંગાળામાં આવેલા બહાર પ્રાંતના ઉત્તર ભાગને તીરહુત કહે છે. તે અસલ મિથીલા નામથી ઓળખાતો, તેનો વિસ્તાર નેપાળની ઉત્તર સીમા સુધી છે. તે ભાગ ઘણો ફળદ્રુપ અને રમણિય છે. તેમાં જનકપુર કરીને હાલ ગામ છે, તે અસલ રાજનગર હતું. તેમાં જનક નામે રાજા રાજ્ય કરતો હતો. તે ઘણો ધર્મશીલ હતો. તે નિત્ય એક ઇશ્વર ઉપર શ્રદ્ધા રાખીને દાનધર્મ કરતો. તેને કંઇ સંતાન નહોતું. એક વખતે પદ્દમાક્ષ નામના વિદ્વાન બ્રાહ્મણને રાજાએ કેટલીક જમીન ધર્માદા આપી હતી. તે જમીન ખેડતાં તેમાંથી એક પેટી નીકળી, તે જોઇ એ વિદ્વાને વિચાર્યું કે મને રાજાએ ભૂમિ દાનમાં આપી છે; તેથી આ પેટીપર મારો હક નથી એ પેટી તો રાજાને જઇને આપું. એમ વિચારી ભર સભામાં રાજાને જઇ આપી. રાજાએ સભા સમક્ષ પેટી ઉઘાડી તો માંહે એક રૂપ સુંદર કન્યા દીઠી. આ જોઇ રાજા ઘણો રાજી થયો. આ બ્રાહ્મણને રાજાએ ઘણું સોનું આપ્યું. પુરોહિત શતાનંદે તે કન્યાનું નામ ( હળપુણી–સીતાથી જડી માટે ) સીતા એવું પાડ્યું.

સીતાને જનકે પોતાની પટરાણી અનુસૂયાને સોંપી. કન્યા દિવસે દિવસે મોટી થતી ગઇ. સાતેક વર્ષની થઇ તેવામાં જમદગ્નિ ઋષિના પુત્ર પરશુરામ જેણે એકવીશવાર પૃથ્વી નક્ષત્રી કરી હતી, તે કામથી કંટાળીને મિથીલાપૂરમાં આવ્યા. રાજા તેમને આવતા જોઇ આસનપરથી ઉઠી સામો લેવા ગયો તેડી લાવી સાષ્ટાંગ દંડવત પ્રણામ કરી સિંહાસનપર બેસાડ્યા. વિધિપૂર્વક પૂજન કર્યું. ભોજનનો વખત થતાં પોતાની ફરસી ભાથાં અને મોટું ધનુષ એ ચોક વચ્ચે મૂકી જમવા ગયા. એવામાં સીતાએ રમતાં રમતાં આવી ધનુષ ઉપાડી તેનો ઘોડો કરી રમવા માંડ્યું. પરશુરામ તથા જનક રાજા ભોજન કરી બહાર આવ્યા તો સીતાને ધનુષનો ઘોડો કરી રમતી જોઇ આશ્ચર્ય પામ્યા. તેણે રાજાને કહ્યું કે હે રાજેંદ્ર ! આ કોઇ અદ્દભૂત કન્યા છે ?! આ ધનુષ મહાદેવનું આપેલું છે. તે ઘણું ભારે હોવાથી કોઇથી ઉપાડી શકાતું નથી, તે આ કન્યાએ સહેજમાં ઉપા-

કર્યું. માટે તેનો વર પણ તેવોજ બળીઓ શોધવો જોઇએ. માટે પ્રતિજ્ઞા કરી કે એ ધનુષ જે ચડાવી શકે એવો પુરૂષ સ્વયંવરમાંથી મળી આવે તેને કન્યાદાન આપવું. આ પ્રમાણે કહી ઋષિ બદ્રિકાશ્રમમાં તપ કરવા ચાલી નીકળ્યા.—

આહા! મહાત્મા પરશુરામનાં આવાં વચનો દેશને કેટલાં બધાં લાભ કરતા છે? હાલ કેટલાંક માતા પિતાઓ પોતાનાં પુત્ર પુત્રીનાં લગ્ન કરવામાં જોડ કજોડનો વિચાર નહીં કરતાં "લાકડે માંકડું" વળગાડી દેછે, ને તેમનો આખો ભવ બાળે છે. તેમણે આ મહાત્માની શિખામણ લક્ષમાં લેવાની છે. જનક રાજાએ પરશુરામની શિખામણ પ્રમાણે, જ્યારે સીતા પરણવા લાયક ઉંમરની થઇ, ત્યારે દેશો દેશના રાજાઓને આમંત્રણ પત્રો મોકલી સ્વયંવરની તૈયારી કરી.

અયોધ્યા નગરીના રાજા દશરથને રામચંદ્રજી નામે જ્યેષ્ઠ પુત્ર હતા. તે મહા તેજસ્વી, વિદ્યાકળામાં કુશળ અને શૂરવીર હતા. મારીચ અને સુબાહુ નામે રાક્ષસો યજ્ઞમાં અડચણ કરતા હતા. તેને મારી યજ્ઞનું રક્ષણ કરવા માટે વિશ્વામિત્રઋષિ રામચંદ્રજીને તેડી લાવ્યા. સાથે લક્ષ્મણ પણ હતા. આ વખતે તેમની ઉંમર બાર વર્ષની સુકુમાર હતી. એવડી નાની વયમાં તેમણે એ દુષ્ટ વિકાળ રાક્ષસો વગેરેને મારી યજ્ઞનું ઉત્તમ રીતે રક્ષણ કર્યું. તેમના પ્રતાપ બળથી સત્યાની અહલ્યા થઇને ગૌત્તમને પુનઃ પ્રાપ્ત થઇ. આ વખતે જનકપૂરમાં થતા સ્વયંવરમાં દેશો દેશના રાજા અને ઋષિ વગેરે સૌ જતા હતા. તેમાં વિશ્વામિત્ર ઋષિ પણ પોતાના શિષ્ય મંડળ અને રામલક્ષ્મણને સાથે લઇ આવ્યા. ઋષિએ મિથીલાપૂરના દરવાજા બહાર એક સુંદર સરોવરને તીરે એક રમણિય વાડીમાં પોતાનો મુકામ રાખ્યો. ઋષિ સાથેના શિષ્યો અને રાજકુમારો સરોવર તીરે સુંદર વાડીમાં આમ તેમ ફરવા લાગ્યા. એવામાં સીતા પોતાની સખીઓ અને દાસીઓને સાથે લઇ અંબા ભવાનીની પૂજા કરવાને સારૂ ત્યાં થઇને નીકળી. તેણે રાજકુમારોને દીઠા. તેમની સુંદર કાન્તિ જોઇ મોહમાં પડી મનમાં વિચારવા લાગી કે "મારા પિતાએ જે પ્રતિજ્ઞા કરી છે તે પ્રતિજ્ઞા પૂર્ણ કરવાનું સામર્થ્ય આ રાજકુમારમાં હોય તો કેવું સારૂં! ઇશ્વર પતિ આપે તો આવોજ આપજે."

જનક રાજાને વિશ્વામિત્ર ઋષિ આવ્યાના ખબર થયા, તે તરત પુરોહિત શતાનંદ, વશિષ્ઠ વગેરેને સાથે લઇ મળવાને ગયા. વિવેકનાં વચનો અને પૂજનથી સત્કાર કરી ખબર અંતર પૂછ્યા. પાસે ઉભેલા રૂપ સુંદર સુકુમાર રાજકુમારોને જોઇ જનકે પૂછ્યું. હે મહા મુનિ! આ બે કુમાર કોણ છે? વિશ્વામિત્રે ઉત્તર આપ્યો કે જેણે સિદ્ધાશ્રમમાં રાક્ષસોને મારીને અમારો યજ્ઞ નિર્વિઘ્ને સમાપ્ત કર્યો તથા સત્યાની અહલ્યા કરી ગૌત્તમને મેળવી તે આ દશરથના પુત્રો છે. એ અહીં મહા ધનુષ જોવાની જીજ્ઞાસાથી આવ્યા છે. આ સાંભળી રાજા ઘણો ખુશી થયો. અને રામ લક્ષ્મણને મળ્યો. સર્વ મંડળને ગામમાં લાવી ઉતારો આપ્યો.

બીજે રોજ રત્ન જડીત સુશોભિત મંડપમાં એક બાજુએ સોનાના હીરા માણેક જડીત સિંહાસનોપર મોટા મોટા રાજાઓ ઠાઠમાઠથી બિરાજેલા છે; બીજી બાજુએ તમામ ઋષિ મંડળ શ્વેત વસ્ત્ર અને ભસ્મ ધારણ કરી વેદનાં પુસ્તકો સાથે, લઇ બેઠું છે; વચ્ચોવચ્ચ મહા પ્રચંડ ધનુષ પડેલું છે; એવી રીતે સભા ચિકાર ભરાઇ બેઠી છે. તેમાં ઠરાવેલે સમયે રાજા જનકનો ભાટ ઉઠીને બોલ્યો કે હે નરેંદ્રો! "જનક રાજાએ પ્રતિજ્ઞા કરી છે કે આ ધનુષ ચઢાવી શકે તેને મારી કન્યા પરણાવવી. માટે મહા શૂરવીર અને પરાક્રમીઓ ઉઠો? અને આ ધનુષ ચઢાવીને રૂપવંતી કન્યાને વરો!" આ સાંભળીને ઘણા રાજાઓનાં તો ગાત્ર શિથિલ થઇ ગયાં, કોઇ કહે હું તો જનકનો સગો થાઉં છું, તો મારે આવ્યા વગર કેમ ચાલે? માટે આવ્યો છું. કોઇ કહે હું તો આ સ્વયંવર જોવા આવ્યો છું. એમ એક બીજા બહાનાં કાઢવા લાગ્યા. આ વખતે રાવણ બોલ્યો, હે જનક! તેં શી પ્રતિજ્ઞા કરી છે? જનકે કહ્યું, જે આ કામઠું ચઢાવે તેને મારી કન્યા પરણાવવી. એવું મેં 'પણ' લીધું છે. જો કોઇથી એ કાર્ય નહિ થાય, તો મારી કન્યાને આખો ભવ કુંવારી રાખવી પડશે. આ વચનો રાવણે સાંભળી કહ્યું કે એમાં તે શું? લે આ ચઢાવ્યું, એમ કહી જેવો એક હાથે કામઠું ને બીજે હાથે પણછ તાણવા જાય છે, કે એકદમ અમળાઇ ભોંયપર પડયો; અને તેનાપર ધનુષ પડયું. આવો ગામઠો જોઇ સૌ આશ્ચર્ય પામ્યા. જનક રાજા પણ શોકાતુર થયો. એ વખતે વિશ્વા મિત્ર ઋષિની પાસે બેઠેલા રામચંદ્રજી ઋષિની આજ્ઞા લઇ ઉઠયા. ઉઠતાંજ ધનુષને થોડા શ્રમે એવું તાણ્યું કે સહેલથી તેના કટકે કટકા થઇ ગયા. આ જોઇ સભાજનોએ જયજયકારનો આનંદથી ઘોષ કરી મૂકયો. જનકને પણ તેથી સવામણ લોહી ચઢે એટલો આનંદ થયો. સીતાને પણ ધારેલો વર મળ્યો. તેથી તે પણ ખુશી થઇ. સૌ સભાજનો દેખતાં સીતાએ જે ફુલનો હાર તૈયાર કરી રાખ્યો હતો, તે રામચંદ્રની સન્મુખ આવી તેના કંઠમાં નાખ્યો. જનકપૂરમાં ઘેર ઘેર આનંદ મંગળ થઇ રહ્યું. આ વધામણી દશરથને આપવા દૂતો દોડયા. આવા શુભ સમાચારથી અયોધ્યામાં સર્વ ઠેકાણે આનંદ આનંદ થઇ રહ્યો.

દશરથ રાજા અયોધ્યાથી જાન લઇ જનકપૂર આવ્યા, તેનો રાજાએ પ્રીતિપૂર્વક સત્કાર કર્યો. લોકપ્રિય રામચંદ્રની વિવાહની ક્રિયા વશિષ્ઠ ઋષિએ વિશ્વામિત્ર અને શતાનંદને આગેવાન કરી કરવા માંડી. મંડપમાં વિધિ પ્રમાણે વેદી કરી તેમાં મંત્રવડે અગ્નિનું સ્થાપન કર્યું, અગ્નિદેવની સમક્ષ રામ સીતાને સોળે શણગાર સજાવી બેસાર્યા. એ વખતે જનક રાજાએ રામને કહ્યું, "આ મારી દીકરી સીતા તમારી ધર્મપત્ની થઇ છે. માટે હે ભગવાન! તેનો તમે હાથ ઝાલો, એ પતિવ્રતા સૌભાગ્યવતી તમારી છાયા નીચે રહી તમને અનુસરીને ચાલશે." એમ બોલી રામચંદ્રના હાથમાં પાણી મૂકયું; એટલે આકાશમાંથી પુષ્પ વૃષ્ટિ થઇ,

દેવોનાં દુંદભી વાગ્યાં. ઋષિ મુનીઓએ આશીર્વાદ આપ્યો. ચોતરફ ગીતવાદિત્રાદિનો ધ્વની થયો. અપ્સરાઓ નાચવા લાગી; અને ગાંધર્વો મધુર રાગથી ગાવા લાગ્યા. થોડા રોજ જાન ત્યાં રહ્યા પછી અયોધ્યે આવી, માતા **કૌશલ્યા**, **સુમિત્રા**, અને **કૈકેયી** વીગેરેને વર વધૂ પગે લાગ્યાં. પછી દેવપૂજન કરી બીજાં વૃદ્ધ જનોને નમન કર્યું.

સૌ આનંદ મંગળમાં દિવસો ગાળે છે, તેટલામાં રંગમાં ભંગ થયો. બિચારી **સીતા**ને સંતાપના દહાડા આવ્યા. એક વખતે અયોધ્યાવાસી મહાજનોએ મળી **દશરથ** રાજાને કહ્યું કે, આપ યુવરાજ સ્થાપો, કે આપને ઘડપણમાં રાજકાજમાં સહાયતા કરે. અને રાજનો અનુભવ આપના હાથ નીચે લે, વળી છેવટ ગાદી સંબંધી કોઇને તકરાર રહે નહીં. આ અરજપરથી રાજાએ **રામ**નો રાજ્યાભિષેક કરવાનો નિશ્ચય કર્યો. બીજે રોજ અભિષેક કરવાનું મુહૂર્ત હતું. તે પ્રસંગ જોઇ દશરથ રાજાની પ્રિય સ્ત્રી કૈકેયીએ પોતાની દાસી મંથરાના શીખવવાથી ઉશ્કેરાઇ રાજાએ આગળ આપેલું વચન પાળવાની આ વખતે માગણી કરી કે "મારા પુત્ર **ભરત**ને રાજ આપો, ને રામને ચૌદ વરસ વનવાસ કાઢો." આ સાંભળી દશરથ રાજા દિગ્મૂઢ બની ગયો. તેણે કૈકેયીને ઘણું ઘણું સમજાવી પણ તેણે માન્યું નહી; ત્યારે રાજાએ કબૂલ કર્યું. આથી કૌશલ્યાને ઘણું માઠું લાગ્યું. લક્ષ્મણનો મિજાજ ગયો અને તે પ્રમાણે ન કરવાનું કહ્યું. આખા શેહેરમાં હાહાકાર થયો. વનમાં નહિ જવા રામચંદ્રજીને ઘણા લોકોએ સમજાવ્યા; પણ તેનું મન જરાએ ડગ્યું નહીં. તેણે તો પિતાનું વચન પાળવાનો દૃઢ નિશ્ચય કરી રાખ્યો હતો, તે કદી ફેરવ્યો નહીં. રામ પોતાની પ્રિય સ્ત્રી **સીતા**ની રજા લેવા અંતઃપુરમાં ગયા. અહો! "ખરેખર સંસારમાં પુરૂષનું ખરૂં સુખ દુઃખ ઘણું કરીને સ્ત્રી પર આધાર રાખે છે. જો કદી કોઇ કુજાત સ્ત્રીથી સંબંધ બંધાયો તો પુરૂષ મોટો ચતુર અને રાજા જેવો વૈભવી હોય, તોપણ તે કાયર કાયર થાયછે, તો પછી કોઇ ગરીબ એવી સ્થિતિમાં આવી પડે તો તેના દુઃખનો પારજ શો! તે અબળા તેના દુઃખનું કારણ થઇ પડેછે, અને તેથી આખરે આખો સંસાર બગડી તે ઉપર કંટાળો આવે છે; પણ તેજ સ્ત્રી જો સુંદર, સરળ સ્વભાવની અને સદ્ગુણી હોય તો તે પોતાના પતિના દુઃખમાં ભાગીયણ થઇ પતિનું દુઃખ ઓછું કરેછે. તેની સુજનતાથી તેનો થાક અને ઉદાસીનતા દૂર થાય છે. પ્રિય, મોહક અને મધૂર ભાષણથી તેનું મન સદાચરણ ભણી વાગે છે. તેના સુસ્વભાવ વડે પતિના ત્રણે તાપ શમાવી નાખેછે તથા તે પાસે હોયછે ત્યારે સર્વાંગ હર્ષ વ્યાપી રહે છે. તેના સ્મિત લલિત મુખદર્શનથી મનની સર્વ ચિંતા દૂર કરી તે એમ સમજે છે કે મને આનંદ આપવા સારૂંજ પરમેશ્વરે તેને ઉત્પન્ન કરી છે." તો સીતા જેવી ઉત્તમ સ્ત્રીથી જુદા પડવાની વિદાયગીરી માગતાં રામને પોતાની છાતી કેટલી કઠણ કર-

રવી પડી હશે? તેનો ખ્યાલ વાંચનારેજ મનમાં કરી જોવો.

રામે ઉદાસીન ચહેરે અંતઃપૂરમાં આવી બધી હકીકતથી સીતાને વાકેફ કરી કહ્યું કેઃ—"હે પ્રિયા! તારા તરફથી મને રજા મળવી જોઇએ." આ વચનો સાંભળતાંજ જેમ કોઇ કેળને કુહાડાના ઘાથી કાપી નાંખે ને એકદમ ભોંયપર પછડાઇ પડે; તેમ સીતા અચેત થઇ પડી ગયાં. થોડીવારે તેનો જીવ શુદ્ધિમાં આવ્યો. ત્યારે કહ્યું કે, "હે સ્વામીનાથ! શું તમે મને મૂકીને જવાનું કહોછો? રામે કહ્યું, અરે પ્રિયા! તમને સાથે રાખવાનું બને તેમ નથી; માટે જો તમારી ઇચ્છા અહીં રહેવાની હોય તો અહીં રહો, અને તમારે પિયર જવાની ઇચ્છા હોય તો પિયર જજો. મારે વસ્તીમાં નહીં પણ વનમાં રહેવાનું છે. સાથે ગાડી ઘોડા નથી, દાસદાસીઓ નથી, અન્ન વસ્ત્ર વગેરે સુખના પદાર્થો રખાશે નહીં. તેથી કંદમૂળ, ફળફૂલ ખાઇને કે અપવાસ કરીને દિવસ કાઢવા પડશે. જંગલમાં રહેવાને ઘર નથી, પણ ઝુંપડીમાં રહેવું પડશે. સુવાને પથારી કે ખાટલો નથી; પણ ઘાસની પથારી કે ભોંયપર સૂવું પડશે. તમો સુકુમાર રાજકન્યા છો, તો તમારાથી એ સંકટ કેમ સહન થશે? વળી ચૈત્ર વૈશાકનો તાપ ને લુના ભડકા, અષાડમાં વરસાદની હેલી, વિજળીના ચમકારા, ગર્જનાના ગડગડાટ, મોટા પર્વતો, કોતરો, જંગલની ગીચ ઝાડી તેમાં વાઘ, વરૂ, પનીયર, સિંહ, ચિતા, રીંછ, અને સર્પ વગેરે જંગલી ફાડી ખાનારાં જનાવરોનો ભયંકર અવાજ સાંભળી મોટા શૂરવીર પુરૂષો પણ હબકી જાય; ત્યાં તમારા જેવી કોમળ સ્ત્રીઓનું ગજું શું? વળી ત્યાં ઘાતકી રાક્ષસોનો ભય ઘણો છે, માટે મારી મરજી એમ છે કે, તમે પરણીને આવ્યા પછી પિયર ગયાં નથી, તો ત્યાં જાઓ. તેથી તમને, મને અને તમારાં માતપિતા બધાંને ખુશી થવા જેવું છે. મુદત પૂરી થયે હું આવી તમને તેડાવી લઇશ. આ સાંભળી સીતા ઉંડો નિશ્વાસ નાંખીને બોલ્યાં, હે સ્વામીનાથ! "આપ જુદા પડવાની વાત કરોછો, એ મારાથી ખમાતું નથી, આપ જ્ઞાની છો એટલે વધારે શું કહું! એમ કહી આંસુ ભરી આંખે નમ્રતાથી બોલ્યાં, પ્રાણનાથ! મને જંગલનાં સર્વ દુઃખો જાણિતાં છે, પણ આપની સાથે રહેવાથી એ સર્વે દૂર થશે; એમ હું જાણુંછું. જંગલનાં વિકાળ ફાડી ખાનારાં સર્વે જાનવરો આપને જોતાંજ પીઠ ફેરવશે. મને સાથે રાખવાથી આપને દુઃખ થાય એમ હોય તો મારો અંત લાવી જાઓ, એટલે હું સર્વ દુઃખથી વિરામ પામીશ; કેમકે ધણી વિનાની એકલી સ્ત્રીપર ઘણી આફત અને આળો આવે છે. તે વિના વળી જે ઝુરણ લાગે છે તે તો જુદુંજ. માટે આપની દાસીની અરજ છે કે મને સાથે રાખશો, ત્યાં આપની જે વલે તે મારી વલે થશે. આપની નિરંતર સેવા મળશે. ત્યાં પછી શી કમી? આપની હાજરીને લીધે મને ઝુંપડી તે મહેલ, જંગલ તેજ બાગબગીચા અને ભાજીપાલો તે ઉત્તમ પકવાન જેવું લાગશે. ફકત

ફળો, કંદમૂળ ઇત્યાદિ અને અમૃતફળ જેવાં સ્વાદીષ્ટ લાગશે. કદી એ ચીજો નહીં મળે તોપણ આપના મધુર શબ્દો સાંભળવાથી તેનો બદલો વળી રહેશે. જાનવરોનાં ચામડાં તથા ઝાડની છાલનાં વસ્ત્રો પહેરવા માટે મને દીલગીરી લાગતી નથી, કારણ કે સતી પાર્વતી જેવી દેવીએ પોતાના પતિ શિવને ખાતર તેવાં વસ્ત્રો પહેર્યાં હતાં. આપ વિના મારી જીંદગી નકામી છે, પરંતુ આપ પાસે હો તો ઇંદ્રનો પણ મને ડર લાગવાનો નથી. આપ વિના અત્રેના મહેલો, પર્વત, હવા અને વસ્તી ભયંકર સ્મશાન જેવાં લાગશે. આપની સાથે જે જે વસ્તુ આનંદ પમાડે, તેજ વસ્તુ આપની ગેરહાજરીમાં દુઃખદાયક થશે. અરે પ્રાણપતિ! સ્ત્રીનો સર્વથી મોટો દેવ તેનો પતિ છે. વેદમાં કહ્યું છે કેઃ—“જે સ્ત્રી આ દુનિઆમાં પોતાના પતિની પાછળ તેના છાયાની માફક ફરીને તેની સેવા કરશે, તે બીજી દુનિયામાં પણ તેની સાથેજ રહેશે.” માટે હે પ્રાણાધાર! મને આપની સાથે લઇ જઇ આપના સુખ દુઃખમાં ભાગ લેવા દો. આપના વિના રાજમહેલની મજા ભોગવવા કરતાં આપની સાથે રહેવાથી જંગલા સર્વ ભય છતાં મને વધારે સારૂં લાગશે. માટે મને સાથે તેડી જાઓ; અગર મારી જીંદગીનો અંત આવ્યા પછી જાઓ. જો એમના એમ જશો તો પાછા મળવાની આશા રાખશો માં.

અહા! પતિ પત્નીમાં કેવો પ્રેમ!! પોતાના કરતાં પતિના સુખની વધારે કાળજી અને છેવટનાં તેનાં વફાદારીનાં વચનો સાંભળી રામે સીતાને સાથે આવવાની આજ્ઞા કરી. મહેલ બહાર નીકળ્યાં, એટલે લક્ષ્મણ જે તેને મળવાને આતુર હતા, તેણે પગે પડીને ઘણી આજીજી સાથ અરજ કરી કે હું પણ આપની સાથે આવુંછું. મને સાથે આવવાની આજ્ઞા આપો. આવાં પોતાના નાના ભાઇનાં નમ્ર અને આજીજીનાં વચનો સાંભળી રામે વિચાર કર્યો કે સ્ત્રી સાથે છે, અને વનવાસમાં ઘણા સંકટ પડવાનો સંભવ છે. તો એકથી ભલા બે, એમ ગણીને તેને પણ હા પાડી. ત્રણે જણા સાથે દશરથ રાજાની આજ્ઞા લેવાને ગયાં, ત્યાં વશિષ્ઠ ગુરૂ પણ બેઠા હતા, તેને ત્રણે જણ પગે પડયા, રામે રજા માગી એટલે કૈકયીએ ત્રણેના હાથમાં વલ્કલ (ઝાડની છાલો વગેરેનાં વસ્ત્ર) આપ્યાં. આ જોઇ સીતાને વિચાર થયો કે આ શી રીતે પહેરાશે? આમ વિચારતાં આંખમાં ઝળઝળીઆં આવ્યાં. તે જોઇ દશરથ ને વશિષ્ઠગુરૂ બંનેનો મિજાજ તપી ગયો. દશરથ રાજાએ ક્રોધ કરી કહ્યું કે, હે કુભારજા! આ શો જુલમ માંડયો છે? રામને તો જાણે મારા વચનથી વનવાસ મળ્યો છે, પણ સીતા તથા લક્ષ્મણે શો ગુનો કર્યો છે? તેને શા માટે વલ્કલ આપ્યાં છે? એ તો એમની મરજીથી સાથે જાય છે, તેને વલ્કલ કેમ અપાય? એ પછી વશિષ્ઠ ઋષિ કૈકયીને ધિક્કાર આપી બોલ્યા,—“હે પાપીણિ! તારા રાજ્યમાં તારો ભરત સુદ્ધાં પણ રહેશે નહીં, તો પછી તું આ ઉજડ ગામમાં એરંડાની પેઠે માહ્યા કરીશ શું? વગેરે ઘણાં કઠણ વચનો કહ્યાં.—

રામ સીતા અને લક્ષ્મણ એ ત્રણે અયોધ્યા છોડી દક્ષિણ દિશા તરફ ચાલ્યાં. માર્ગમાં ઘણી વહેતી નદીઓ, નિર્મળ સરોવર, લીલા ઘાસથી શોભતા પર્વતો, અનેક પશુ પક્ષીના કલ્લોલથી કાનને મિઠાસ આપતાં વનો, વગેરે જોતાં જોતાં ને ઓળંગતાં ચિત્રકૂટ પર્વત ઉપર આવ્યાં; ત્યાં રાક્ષસોની હરકત વધારે હોવાથી પંચવટીમાં આવી પોતાનો મુકામ કર્યો. આ આશ્રમમાં કોઇવાર ધર્મ ધુરંધર રઘુનંદન, સીતા અને લક્ષ્મણને ધર્મોપદેશ કરતા; અને કોઇવાર સંસારોપયોગી વાતો કરતા. કોઇવાર સ્વામિના વચનામૃતથી કોઇવાર દિયરની વાકચાતુરીથી તો કોઇવાર ગીત રાગથી, અને કોઇવાર વાઘ બકરીની રમતથી એવી રીતે સીતાજી આનંદથી દિવસો નિર્ગમન કરે છે. ઇશ્વરની ગતિ ન્યારી છે. તેની ગતિની કોઇને ખબર પડતી નથી, તે પળમાં રાયને રંક અને રંકને રાય બનાવે છે. જળ ત્યાં સ્થળ અને સ્થળ ત્યાં જળ કરે છે, ગામ ત્યાં અરણ્ય અને અરણ્ય ત્યાં મોટું વિશાળ શેહેર બનાવી દે છે. મહાન્ પવિત્ર સાધુ સ્ત્રી પુરુષો હોય છે તે પીડા પામે છે અને મહા પાતકી ને ક્રુર હોય છે તે સુખમાં માહાલતાં જોવામાં આવે છે; આવી તેની અદભૂત અને કળી ન શકાય એવી કળા છે. રામ સીતા અને લક્ષ્મણ એક દિવસે વાઘ બકરીની રમતથી આનંદ લેતાં હતાં, ત્યાં એ વખતે બે મૂખવાળો સોનેરી રંગવાળો ચમત્કારીક મૃગ નાસતો સીતાની નજરે પડયો. તેના સોનેરી રંગના ચામડાનો ચળકાટ જોઇ તે ચામડાની કાંચળી કરવાનું સીતાને મન થયું. તેથી તેણે રામને વિનંતી કરી કહ્યું કે; હે સ્વામિનાથ! આપણે જ્યારે અયોધ્યે જઇશું; ત્યારે વનવાસની નવાઇની ચીજોમાં આ મૃગચર્મની ચોળી લઇ જઇશું; માટે તે લાવી આપો. રામે કહ્યું કે, એ ખરો મૃગ ન હોય, એમાં મને સંદેહ રહે છે; કારણ કે આ વનની આજુ બાજુ રાક્ષસો રહે છે તો વખતે તેમનું કંઈ કપટ હોય! માટે એ વાત તું છોડી દે. વગેરે રામચંદ્રજીએ કહ્યું, પણ સીતાનો ઘણો આગ્રહ જોઇ રામ હાથમાં બાણ લઇ મૃગ પાછળ ગયા. એક બાણ માર્યું કે એ કપટરૂપી મૃગલે ચીસ પાડી કે દોડ લક્ષ્મણ!! આવો શબ્દ સીતા તથા લક્ષ્મણને કાને પડયો. એટલે સીતાએ કહ્યું કે, લક્ષ્મણજી! તમે તમારા ભાઇની મદદે જાઓ. લક્ષ્મણે કહ્યું કે, ચિંતા ન કરો. મારા મોટા ભાઇ રામ કદી સંકટમાં હોયજ નહીં. એ હમણાં મૃગચર્મ લઇને આવશે. હું તમને આ વનમાં એકલાં આશ્રમની અંદર મૂકીને કેમ જઇ શકું? આમ ઘણી રીતે કહ્યું, પણ સીતાજીએ નહીં માનવાથી લક્ષ્મણજી હાથમાં ધનુષ ધારણ કરી રામને શોધવા ચાલ્યા.

આ કાવતરૂં રાવણનુંજ હતું. તેણે પ્રથમથીજ આ પેચ રચી રાખ્યો હતો. તે પાર પાડવાનો આ લાગ જોઇ પોતે બ્રહ્મચારી વેશે સીતાના આશ્રમમાં "ભિક્ષાન્નદેહી!" બોલી પર્ણકુટીને બારણે આવી ઉભો! જેવાં સીતા અન્ન દેવા આ-

ચાં કે તેનું પાંગોઠું પકડી **વિમાન**માં બેસાડી **લંકા**નો રસ્તો લીધો. **સીતા** આ આકસ્માત આપત્તિ જોઇ હબકી ગયાં. તેણે ઘણા કલ્પાંત સાથ છૂટા કેશે ચોધાર આંસુએ રૂદન કરવા માંડયું. રૂદન કરતાં તેને એક વિચાર સૂઝ્યો. તેથી પોતાના અંગપરના અલંકારો એક પછી એક રસ્તામાં નાખવા માંડયા, તે એવા વિચારથી કે **રામ લક્ષ્મણ** મને શોધવા નીકળે, ત્યારે તેને એ નિશાનીઓ હાથ આવવાથી જાણે કે તે આ રસ્તે ગયાં છે. **પંપા** સરોવર પાસે આવેલા **ઋષ્યમુખ** પર્વત ઉપર બેઠેલી વાનર ટોળીને એક આભૂષણ હાથ આવ્યું. તે તેણે સાચવી રાખ્યું. **રાવણે સીતા**ને **લંકા**માં લાવી મેહેલના એકાંત ભાગમાં રાખી, દાસીઓને હુકમ કર્યો કે જે જોઇએ તે તેને પુરૂં પાડજો. મારા વિના કોઇને તેની પાસે આવવા દેશો નહીં, એટલે તે પોતાની મેળે મારો સ્વીકાર કરશે. બે દિવસ પછી **રાવણે** આવી **સીતા**ને સમજાવવા માંડી કે, હું તને મારી પટરાણી કરૂં; તું આ કુબેરની **લંકા**ની માલેક થા. આ મહેલ, આ વૈભવ, આ સુખ અને મારૂં બળ તો તું જાણે છે. આ પાસે તારી વનવાસની મઢી તે શી વિશાતમાં છે? માટે તું મારો સ્વીકાર કર. આ વખતે સીતાએ તો નીચુંજ જોઇ એવું મૌન્ય ધારણ કર્યું કે પથ્થર બોલે તો તે બોલે. આખરે **રાવણે** કંટાળીને હુકમ કર્યો કે, આને આપણી અશોકવાડામાં રાખો, અને તે મારે વશ થાય તેવા ઉપાયો કરો. તેની પાસે બીજા કોઇને આવવા દેશો નહીં, તેની બરાબર ચોકી રાખજો.

**રામ લક્ષ્મણ** મૃગચર્મ લઇ આશ્રમમાં આવી જુએ છે, તો **સીતા**ને ન દીઠાં. તેથી બંને ઘણા શોકાતુર થયા, અને તરત **સીતા**ની શોધ કરવાને નીકળ્યા. રસ્તામાં પડેલી કેટલીક નિશાનીઓપરથી તેણે જાણ્યું કે **સીતા**ને **રાવણ** હરણ કરી ગયો છે. તેની શોધ કરી લાવવાની હિંમત **હનુમાને** કરી. તેણે લંકામાં જઇ તપાસ કરી તો **સીતા અશોક** વનમાં આસોપાલવના ઝાડ તળે રાક્ષસીઓની વચ્ચે વાઘથી ઘેરાએલી હરણીની માફક **રામ**નું સ્મરણ કરતાં બેઠેલાં દીઠાં. **રામે** પોતાની નિશાની દેખાડવાને સારૂ પોતાના નામવાળી **વીંટી હનુમાન** સાથે મોકલી હતી. તે એવા કારણથી કે આ નવો માણસ **રામ**નો મોકલેલો છે, એવું જાણી તેની વાત ઉપર વિશ્વાસ આવે. હનુમાન એ **વીંટી** લઇ આસોપાલવના ઝાડપર ચડી ચિકિત્સા જોવા લાગ્યો. એટલામાં **રાવણ** ઘણીક દાસીઓ સાથે આવ્યો, સીતા તેને જોઇ થરથર કાંપવા લાગ્યાં. **રાવણે** તેને મધુર વચનોથી કહ્યું કે, હે સુંદરી! તું શામાટે દુઃખ ભોગવે છે અને રૂદન કરે છે? તું મારાથી ડરીશ નહીં. હવે અહીં કોઇ તારૂં આવવાનું નથી, માટે હવે પેલા **જોગટા**નો મેળાપ થવાની આશા મૂકીને મારી સાથે હસી બોલ, ઊંચું ઉપાડીને જો, આ અમૂલ્ય વસ્ત્રાલંકાર પહેર અને મારી સાથે બેસી આ મદ્યપાન કરી સુખથી આનંદ કર. તું જે કહીશ તે હું તનમનથી કરીશ. આવાં વચનો સાંભળી **સીતા**એ રો-

માંચિત થઇને ક્રોધ કરી કહ્યું કે, હે લંકાપતિ ! " તું તારી કીર્તિને પરસ્ત્રીપર કુદૃષ્ટિ કરી ઝાંખ ન લગાડ. મારી તને એટલીજ અરજ છે કે દયા કરી મને મારા સ્વામીને સ્વાધીન કર, કે તેથી હું તારો ઉપકાર જીંદગી પર્યંત નહી ભૂલું, તું નક્કી જાણજે કે હું મરતાં સુધી પણ મારૂં શીયળ છોડનાર નથી, આવાં સીતાનાં વચનો સાંભળી રાવણે ક્રોધ કરી દાસીઓને કહ્યું કે, જો એ બે માસમાં સમજે તો ભલે; નહીં તો એનું માથું કાપીને તેનું માંસ મારા ભોજન સારૂ લાવજો. આ ધમકીથી સીતા કંઇ ડર્યાં નહીં, પણ એમ વિચાર્યું, કે રોજ કલેશ થાય તેના કરતાં મરવું સારૂં. એમ વિચારી વનમાંથી કાષ્ટ એકઠાં કર્યાં અને બળી મરવાનો વિચાર કર્યો; પરંતુ પાસે અગ્નિ મળે નહીં. તેથી આમ તેમ ફાંફાં મારી ઇશ્વર સ્તુતિ કરી કે, હે દીન દયાળ ! ભક્તવત્સલ, મારાપર આ શો તારો ગજબ ! મેં પિયરમાં માત પિતા, સાસરામાં સાસુ સસરા કે અતિથિ અભ્યાગત કોઇને પણ દુઃખ દીધું નથી. ફક્ત મારા સ્વામીની ઇચ્છા ઉપરાંત મૃગ મારીને મૃગ ચમ લાવવાનો મેં દુરાગ્રહ કર્યો હતો, એજ મારો અપરાધ છે. તેને માટે મ ઘણું દુઃખ ભોગવ્યું. આવા પ્રકારે દુઃખો ભોગવવા કરતાં તો આ નાશવંત દેહનો ત્યાગ કરીને તારે શરણે રહેવું એ ઉત્તમ છે. હવે રોજ રોજ મારાથી દુઃખો સહન થતાં નથી. માટે હે કૃપાનિધે ! તું મારાપર દયા કરી મને સહાય થા. અને મારાપર એકદમ વિજળી પાડ અથવા તો દુષ્ટબુદ્ધિ રાવણને એવી બુદ્ધિ આપ કે તે મને મારી નાંખે. મને વિચાર થાય છે કે આપઘાત કરવો એ મોટો અધર્મ છે. પણ કદી એ તારી ઇચ્છામાં ન આવતું હોય ને તારે આપઘાતજ કરાવવો હોય, તો આ સ્થળે કાષ્ટ એકઠાં કર્યાં છે; પણ પાસે અગ્નિ નથી તે આપ એટલે બળી મરૂં, ને તારે શરણે આવું. એવી રીતે સ્તુતિ કરી રહી કે હનુમાને ઉપરથી વીંટી નાંખી. તેના અવાજથી તે બે બાકળી બની તેને અંગારો સમજી લેવા દોડી. હાથમાં લઇ જુએ છે તો "શ્રીરામ" એવા શબ્દો કોતરેલા દીઠા. આ જોઇ વિચારવા લાગી કે અહીં પ્રિયપતિની વીંટી ક્યાંથી ! શું તેનો દુષ્ટોએ નાશ કર્યો ! કે શું રામે મારાપરથી પ્રેમ ઉતાર્યો ! એમ અફસોસ કરતાં મધ્ય રાત્રિ થઇ. ચોકી કરનારાઓ ભરનિદ્રામાં સૂતા છે. ફક્ત સીતાજ જાગે છે. એટલે હનુમાને રામ-ચરિત્ર ગાવા માંડયું. તેથી સીતા વધારે આશ્ચર્ય પામ્યાં. તે વિચારવા લાગ્યાં કે આ બધું રાક્ષસી કૃત્ય છે. માટે હવે કોઇ પણ રીતે મારે આ દેહનો ત્યાગ કરવો અને આ કપટી દુનિયાથી જુદાં પડવું. પોતાની પાસે કંઇ સાધન મળે નહીં; તેથી પોતાના ચોટલાના કેશવડે ગળામાં ફાંસો ઘાલી મરવાની તૈયારી કરે છે. તેટલામાં હનુમાન તરત હેઠે ઉતરી સામે હાથ જોડી ઉભા રહ્યા. તેણે પગે લાગી કહ્યું કે, માતુશ્રી ! રામ લક્ષ્મણ બંને ભાઇઓ ક્ષેમકુશળ છે. તેઓ કિષ્કિંધામાં છે. મને તમારી શોધ કરવાને મોકલ્યો છે. હું ત્યાં જઈ બધી ખબર આપીશ, તેઓ

મોટું સૈન્ય લઈ અહીં આવી રાવણનો સહકુટુંબ નાશ કરી તમને તેડી અયોધ્યે જશે. તમો કશી ચિંતા ન કરો. આવાં હનુમાનનાં વચનામૃતો સાંભળી સીતાને ધીરજ આવી. રામના ખબર અંતર પૂછ્યા. હનુમાનને જતી વખતે પોતાના માથાના મણિનો ચાક ચોટલામાંથી કાઢી આપીને કહ્યું કે, આ મારી નિશાની રઘુપતિને આપજો. એ જોઈ તેને ખાતરી થશે કે તમે મને મળ્યા છો.

આ પ્રમાણે થયા પછી અને હનુમાનના ગયા પછી રાવણે આવી સીતાને ધમકાવવામાં, પીડા કરવામાં, અને ફોસલાવવામાં કશી મણા રાખી નહીં. છેવટ રામ લક્ષ્મણના જેવાં કૃત્રિમ માથાં બનાવી તેનાં સામાં મૂકયાં કે લે, આ તારા વહાલા. મેં તેને મારી નાંખ્યા. હજુ જો તું મારી ઇચ્છાને તાબે નહીં થાય તો તારી પણ તેજ દશા થશે. આ દેખાવથી સીતા ઘણું રૂદન અને કલ્પાંત કરવા લાગ્યાં. પણ તેટલામાં વિભીષણની સ્ત્રી શર્માએ આવી તેના કપટની વાત જણાવી દીધી. એટલે તેના જીવને શાંતિ થઇ. વળી સીતાને સમજાવવાને દાસીઓ મોકલી કહાવ્યું કે, તું રામ ને રાવણમાં તફાવત રાખમાં, કારણ જે રામના દેહમાં ઇશ્વરતું વ્યાપકપણું છે, તેજ ઇશ્વર રાવણમાં પણ વ્યાપકછે. માટે તું નકામો મમત છોડી રાવણનો સ્વીકાર કર. તેના ઉત્તરમાં સીતાએ ઉત્તર આપ્યો કે, હે દુષ્ટ! તું આ પાપી રાવણને મારા પ્રાણપ્રિય રામચંદ્રજીની બરોબર ગણે છે? સોનું માત્ર તો એકજ હોય છે. પરંતુ તેના જુદા જુદા અલંકારો બને છે. તેમાં જે અલંકાર જ્યાં પહેરવા યોગ્ય હોય છે, ત્યાંજ પહેરાય છે. જો તેથી ઉલટી રીતે પહેરવામાં આવે તો લોકમાં નિંદા ને હાંસી થાય છે. રામ એ તો સત્ય વસ્તુ છે. તેના આગળ દ્વૈત બુદ્ધિ કશા કામની નથી. માટે તારી વૃથા ભ્રમણા છે, તે છોડી દઇ રાવણને કહે કે મને રામ પાસે મૂકી આવે. આવાં સીતાનાં વચનો સાંભળી દાસીએ નિરાશ થઇ, રાવણને જઇ કહ્યું કે, એમાં અમારૂં ડહાપણ કે જોર ચાલે તેમ નથી.

હવે હનુમાનજીએ રામચંદ્રજી પાસે સર્વ સમાચાર આપ્યા કે તેણે એકદમ લશ્કર લઇ લંકામાં પડાવ નાંખ્યો. ત્યારે રાવણની સ્ત્રી મંદોદરી જે મહા પતિવ્રતા અને ચતુર હતી, તે પોતાના પતિના આવા કૃત્યથી ઘણી શોકાતુર થઇ, અને પતિ પાસે જઇ ઘણી આજીજી કરી કહ્યું કે, "મહારાજ! રામચંદ્રજી ઘણા બળવંત છે, ને સાક્ષાત્ ઇશ્વરનો અવતાર ગણાય છે. તમે આ કૃત્ય કેવળ નીતિ શાસ્ત્ર વિરૂદ્ધ કર્યું છે. માટે તમારા કુટુંબનો નાશ થશે. આપનું અને અમારૂં સર્વનું સારૂં ચાહતા હો તો રઘુપતિને તેની સીતા પાછી આપો, અને પગે પડીને માફ માગો. તેથી એ મહા દયાળુ પુરૂષ તમારા બધા અપરાધ ક્ષમા કરશે. અને ઉલટું આપને ચિરંજીવીપણું આપશે. માટે આટલી મારી અરજ સ્વીકારો તો સર્વેનું શ્રેય થાય એવું છે." મંદોદરીનાં આ વચનો રાવણે માન્ય કર્યાં નહીં. તેણે

તો વળી રામને નિરાશ કરવાને સીતાનું ડોકું કૃત્રિમ બનાવી લોહીનું ભર્યું રામને મોકલ્યું. આ વાતની જ્યારે સીતાને ખબર થઇ ત્યારે તેણે રામને કહાવ્યું કે, પ્રાણાધાર! આ પાપીથી મને બળાત્કારે તો સ્પર્શ થવાનોજ નથી, તોપણ જ્યારે આખર સમય આવશે ત્યારે મારી આબરૂ રાખવા સારૂ હું પ્રાણ ત્યાગ કરીશ; પરંતુ આપ તેને શિક્ષા કરવામાં પાછી પાની કરશો નહીં. સીતાનાં આવાં વચનોથી રામને ઘણો આનંદ થયો. રામે ઘણીક લડાઇઓ કરી તેના પુત્રપરિવારને મારી તેનો પણ નાશ કર્યો. એટલે વિભીષણે સીતાને તેડી લાવી રામને સોંપી પગે લાગ્યો. રામે વિભીષણને લંકાનું રાજ્ય સોંપ્યું. રામ સીતાને લઇ પોતાની નગરી અયોધ્યા તરફ ચાલ્યા. રસ્તામાં રામને સીતાએ પોતાના સતીત્વની ખાતરી કરી આપી. આ જોઇ રામ ઘણા ખુશી થયા. સર્વ મંડળ અયોધ્યા નગરીમાં આવ્યું. તેથી સર્વ પ્રજા રાજી થઇ. ઘેર ઘેર આનંદ ઓચ્છવ થઇ રહ્યો. ઠ.મઠામ ધવળમંગળ ગવાવા માંડ્યાં. ઘણેક દિવસે સીતા ગર્ભવંતી થઇ, ત્યારે આખી નગરીમાં આનંદ આનંદ વ્યાપી રહ્યો. તેવામાં એક ધોબીએ પોતાની સ્ત્રીને મેણું માર્યું કે એતો રામજ કે, જે પર ઘેર રહેલી સીતાને પોતાના ઘરમાં રાખે, હું તને કદી ઘરમાં રાખું નહીં. આ વચનો રામને કાને પડવાથી તથા પેલી દુષ્ટ કૈકેયી અને બીજી દાસીઓ એક દિવસે સીતા પાસે બેસી લંકાના ખબર પૂછવા લાગી. તેમાં એવું પૂછ્યું કે રાવણનું સ્વરૂપ કેવું હતું, તે તમે ચિત્ર વિદ્યામાં કુશળ છો તો ચિતરી બતાવો. સીતા બિચારી ભોળી હતી. તેના પેટમાં કંઇ કપટ કે પાપ નહોતું. તેથી તેણે કહ્યું કે,—"મેં મારી નજરે આખા રાવણને કદી જોયો નથી, કેમકે હું નીચેથી ઉચું કદી જોતી નહોતી, પણ તેના પગનો અંગુઠો માત્ર મેં જોયો છે. તેપરથી હું તમને ચિતરી બતાવું છું." એમ કહી તેનું ચિત્ર કાગળપર ચિતરી બતાવ્યું.

આ ચિત્ર કૈકેયી પોતાના હાથમાં લઇ બીજા ઓરડામાં સૌ બેઠાં હતાં ત્યાં આવી કહેવા લાગી કે, જુઓ! સીતાને રાવણપર કેવી પ્રીતિ છે! એનું મુખ જોયા વગર તો વહુને અન્ન પણ ભાવતું નથી, માટે તેનું મુખ જોવાને આ ચિત્ર પાડી રાખ્યું છે. આ વાત સાંભળીને તો રામને અગ્નિમાં ઘી રેડ્યા જેવું થયું. રામ જાણતા હતા કે સીતા પવિત્ર છે. તોપણ લોકનિંદાની બીકથી સીતાને વનમાં મૂકી આવવા લક્ષ્મણને આજ્ઞા કરી. એ માટે લક્ષ્મણ, ભરત અને શત્રુઘ્ન વગેરેએ રામને ઘણું ઘણું કહી વિનંતી કરી કે, આ કામ અયોગ્ય છે. રામે કહ્યું કે, મારી ખાત્રી છે કે સીતા નિર્દોષ છે, પણ લોકમાં મારી નિંદા થાય તે ખોટું. માટે એમ કર્યા વગર બીજો ઉપાય નથી. પછી લક્ષ્મણે પોતાના મોટા ભાઇની આજ્ઞા માન્ય રાખી, સીતાને રથમાં બેસાડી ચિત્રકૂટ પર્વતપર જ્યાં વાલ્મિક ઋષિનો આશ્રમ હતો, તેથી થોડે દૂર સીતાને મૂક્યાં; આ પ્રમાણે

પોતાને પતિ તરફથી દુઃખ આવી પડ્યું, છતાં સીતાએ લક્ષ્મણ સાથે રામને કહાવ્યું કે, હે પ્રાણનાથ! "હું આપની દાસી છું. બીજા લોકોના રક્ષણની સાથે આ વનમાં પણ મારૂં રક્ષણ કરનાર તમેજ છો. તમેજ મારૂં સર્વસ્વ છો. હું તમારી સુકીર્તિ સાંભળી ઘણી ખુશી થઇશ." વગેરે વગેરે વચનો કહાવી મોકલ્યાં. અહો સાધ્વી! ધન્ય છે તારા નેક પ્રેમને! તારા જેવી ધીરજ આ ધરણીપર કોણ ધારણ કરી શકશે?

આ અઘોર વનમાં **સીતા** ગર્ભવંતી અવસ્થામાં સખત તડકામાં એકલાં બેઠાં રૂદન કરે છે. એ વખતે વાલ્મિક ઋષિના શિષ્યો દર્ભ લેવાને આવ્યા. તેની દૃષ્ટિ સીતાપર પડી કે તેણે પાસે જઇ ધીરજ આપી આસના વાસના કરી શાંત કરી. પછી આ હકીકત ઋષિ પાસે જઇ કહી. ઋષિએ આવી સીતાને પોતાને આશ્રમે તેડી જઇ પોતાની પત્નીને સોંપ્યાં. કેટલેક દિવસે તેને બે પુત્રો જન્મ્યા. ઋષિએ તેમાંના એકનું નામ **લવ** અને બીજાનું નામ **કુશ** પાડ્યું. તે પાંચ વર્ષના થયા, ત્યારે તેને વિદ્યાભ્યાસ કરાવવા માંડ્યો. આઠમે વર્ષે જનોઇ દીધું. તેઓને અનેક શાસ્ત્રોનો અને અસ્ત્ર, શસ્ત્રનો અભ્યાસ કરાવ્યો. સીતા પણ તેમને નિત્ય સદુપદેશ આપતાં. જેમ જેમ ઉમ્મર વધતી ગઇ, તેમ તેમ તેનું પરાક્રમ અને બુદ્ધિ ખીલતાં ગયાં. ઋષિની પણ તેમનાપર અત્યંત પ્રીતિ હતી.

**રામચંદ્રજી** મહા જ્ઞાની, એક પત્નિવ્રતવાળા અને તત્વવેત્તા પુરૂષ હતા. તેમણે સીતાને વનવાસ મોકલ્યાં તે ફક્ત લોક નિંદાના ભયથીજ, પણ તેના અંતઃકરણમાં **સીતા** ઉપર અત્યંત પ્રેમ હતો, તે દુર થયો નહોતો. જે મનુષ્ય એકદમ ઉતાવળે લાગણીથી સાહસ કામ કરી દે છે, તે પછી વખત જતાં શાંત થાય છે; ત્યારે ખરો વિચાર ઉત્પન્ન થઇ કરેલા કામથી પસ્તાવો કરી દિલગીર રહ્યા કરે છે. તે પ્રમાણે રામચંદ્રજીને પણ નિરંતર દિલગીરી રહેતી હતી; તે દૂર કરવાને વશિષ્ઠ ગુરૂ વગેરે ઋષિઓની સલાહથી રામે અશ્વમેધ યજ્ઞ આદર્યો. યજ્ઞનો ઘોડો રીત પ્રમાણે છોડી મૂક્યો. પાછળ તેનું રક્ષણ કરવાને કેટલુંક સૈન્ય લઇ **શત્રુઘ્ન**ને મોકલ્યા. એ ઘોડો ફરતો ફરતો વાલ્મિક ઋષિના આશ્રમ પાસે આવ્યો. તે **લવકુશ**ના જોવામાં આવતાં તેણે બાંધી મૂક્યો. આ વખતે લવકુશની ઉમર પંદરેક વર્ષની હતી, પણ સાદો ખોરાક, ચોખી હવા, ક્ષત્રી બીજ, અને ઋષિ તથા સીતા જેવી સાધવી માતાના શિક્ષણથી મોટા મહારથી થયા હતા. શત્રુઘ્ને ઘોડો છોડી મુકવાનું ઘણુંએ કહ્યું, પણ તેણે માન્યું નહીં. અંતે લડાઇ કરી શત્રુઘ્નને હરાવી જખમી કર્યા. આ ખબર રામ લક્ષ્મણને થતાં તેઓ મોટું લશ્કર લઇ આવ્યા, અને સામ સામે લડવાને તૈયાર થઇ ઉભા. લવ કુશનાં મુખ જોઇને રામને પિતૃપ્રેમ ઉપજ્યો. તપાસતાં રામના જાણવામાં આવ્યું કે એતો મારા પુત્રો છે. લવ કુશે આ હકીકત પોતાની માતાને કહી, ત્યારે સીતાએ

જાણ્યું કે એતો મારા પ્રિય સ્વામીનાથ છે. એ ખબર ઋષિને કરવાથી ઋષિ તેમને પોતાને આશ્રમે તેડી લાવ્યા. બધી વાત ત્યાં નિવેદન કરી, કહ્યું કે તમારી આ સાધ્વી પત્ની સીતાનો અનુગ્રહ કરો. આ પરથી રામચંદ્રજી સીતાને તથા પોતાનાં બે સંતાનોને આનંદભેર ભેટયા. ત્યાં હર્ષનો પાર રહ્યો નહીં. સીતાને તથા પોતાનાં બે સંતાનોને ઋષિ પાસેથી રજા માગી અયોધ્યે મોટી ધામધુમ સાથે તેડી લાવ્યા. નગરીમાં આનંદનો પાર રહ્યો નહીં. પછીથી આનંદમાં દિવસો નિર્ગમન કરવા લાગ્યાં અને સૌ સુખી થયાં. આહા ! કેનો પતિ પત્નિમાં પ્રેમ ? કેવું સીતાનું સતીત્વ કે પોતાને અનેક દુઃખો આવી પડયાં, પતિનો વિયોગ થયો, તિરસ્કાર થયો વગેરે અનેક આપત્તિઓ આવી પડતાં છતાં પોતાનું પતિવ્રત કદી પણ ભંગ થવા દીધું નહીં ! ! ધન્ય સીતા તારી સાધુતાને ! ! તારી પવિત્રતામાં તો આડો આંકજ ! આવાં પવિત્ર મનનાં જોડાં જે દેશમાં હોય તે દેશને પણ હજારવાર ધન્ય છે ! ! અહો દેવ ! આ ભારતભૂમિપર આવાં પવિત્ર મનનાં જોડાં ફરી પ્રગટ કર ! ! એવી અમારી નમ્ર પ્રાર્થના છે.

---

## લક્ષ્મીજી.

આ દેવી સાક્ષાત્ શક્તિ સ્વરૂપ દેવી હતાં. તેનો જન્મ ભૃગુઋષિને ત્યાં થયો હતો. આ સતી બાલ્યકાળથીજ ચતુર, હુશિયાર અને બુદ્ધિવાન હતાં. અર્વાચીન કાળમાં જેમ કેટલાંક માબાપો પોતાની પુત્રીમાં ઉત્તમ બુદ્ધિ વગેરે સુલક્ષણ જણાતાં છતાં તેમને કેળવણી આપી સદ્ગુણી બનાવવામાં બેદરકાર રહેછે, તેમ પ્રાચીનકાળમાં નહોતું. પ્રાચીનકાળમાં તો માબાપો પોતાનાં બાળકોને ધર્મ નીતિવાળી કેળવણી આપી ઉત્તમ લક્ષણવાળાં બનાવવાને ઘણી કાળજી રાખતાં હતાં. તેવા નીતિ નિયમાનુસાર ઋષિએ લક્ષ્મીજીને અનેક ધર્મશાસ્ત્રોનું અધ્યયન કરાવી મહા ધર્મ નીતિવાળાં અને સદ્ગુણી કર્યાં હતાં. જેવા આ સતી જ્ઞાનમાં અલૌકિક હતાં, તેવાંજ તે સદ્ગુણી, સ્વરૂપે સુંદર, તેજસ્વી, અને મનોહર હતાં. આ દેવીમાં અલૌકિક શક્તિ અને સદ્ગુણ જોઇ બીજા ઋષિમુનીઓ તેને સાક્ષાત્ દેવીનો અવતાર છે, એમ ગણી માન આપતા. ભૃગુઋષિને ત્યાં આવું પુત્રિરત્ન પેદા થવાથી તેના હર્ષનો પાર નહોતો. તેના આશ્રમમાં પણ લક્ષ્મીજીના જન્મ પછી સર્વ ઠેકાણે અલૌકિકજ દેખાવ નજરે પડવા લાગ્યો હતો. આશ્રમમાં ઋષિ મુનિઓ અને પશુપક્ષીઓ સર્વ આનંદમય દેખાતાં હતાં. વનની શોભા પણ અધિક આધક થવા લાગી હતી. આ સર્વ રચનાથી આજુબાજુના યોગીઓ અને મુનિઓ આશ્રમમાં પ્રસન્ન ચિત્તે ધ્યાન, ધારણા અને યોગ સાધના કરવા આવવા લાગ્યા. એક વખતે આ આશ્રમનો મનોહર પ્રભાવ સાંભળી મહામુનિ નારદજી ભૃગુઋષિને ત્યાં આવ્યાં. ઋષિએ

આ મુનિનો ઘણી પ્રકારે સત્કાર કર્યો, આ વખતે લક્ષ્મીજી પોતાની સખીઓ સાથે આશ્રમમાં રમતાં હતાં. તે મુનિની નજરે પડયાં. મુનિ લક્ષ્મીજીનું તેજ અને લક્ષણ જોઈ ઘણા પ્રસન્ન થયા. તેણે વિચાર્યું કે આ પુત્રી ખરેખર ઇશ્વરી સ્વરૂપ છે, અને તેનો વિવાહ શ્રીવિષ્ણુ ભગવાન સાથે કરવો યોગ્ય છે, એમ ધારી પોતાના મનની વાત તેણે ભૃગુઋષિને જણાવી કે, ઋષિ! આ તમારી પુત્રી ખરેખર શક્તિરૂપ છે. એ તેનાં રૂપ, તેજ અને લક્ષણથી સિદ્ધ થાય છે. માટે તેનો વિવાહ તો શ્રીવિષ્ણુભગવાન સાથે થવો જોઇએ. આ સાંભળી ઋષિએ તેમ કરવા હા પાડી. નારદમુનિ ત્યાંથી ચાલી જ્યાં શ્રીવિષ્ણુ ભગવાન હતા; ત્યાં આવી કહ્યું કે, તમારી અર્ધાંગના થવાને લાયક કન્યા ભૃગુઋષિને ત્યાં ઉત્પન્ન થયેલાં છે. માટે તેને શાસ્ત્રવિધિએ લગ્ન કરી ગ્રહણ કરો.

શ્રીવિષ્ણુભગવાનની મહત્તા મોટી હતી. તેમના હાથમાં જેમ રાજ બળ હતું, તેમજ તેમનામાં આત્મબળ પણ અધિક હતું. તેમનામાં પ્રાણી માત્રનું પાલન કરવાની પ્રૌઢ શક્તિ હતી. અને સમય સૂચકતા પણ પ્રબળ હતી, પ્રાચીનકાળે પોતાને યોગ્ય પત્નિ શોધી પરણવું એમ હતું, નહીં કે ગમે તેવી અને ગમે તેટલી લાવી ઘરમાં બેસાડી દેવી એટલે થયું, કે મોટા કહેવાતા કુળમાંથી લાવી પરણવી એમ નહોતું. તે કાળે તો **स्त्रीरत्नं दुष्कुलादपि** એટલે નઠારા કુળમાંથી પણ સ્ત્રી રત્ન લેવું. એવો અને મનુ ભગવાનના ધર્મશાસ્ત્ર પ્રમાણે એક પત્નિવ્રતનો સર્વોત્તમ ધર્મ માન્ય હતો. તે પ્રમાણેજ શ્રીવિષ્ણુભગવાને પણ પોતાની સ્ત્રી શોધવાની તજવીજ નારદમુનિ મારફતે કરાવી હતી. નારદમુનિએ તજવીજ કરતાં શ્રીવિષ્ણુ ભગવાનને સર્વ પ્રકારે યોગ્ય લક્ષ્મીજીને ભૃગુઋષિને ત્યાં શોધી કાઢયાં. નારદમુનિએ લક્ષ્મીજી વિષે વાત કરી એટલે શ્રીવિષ્ણુભગવાન ભૃગુઋષિનો આશ્રમ સમુદ્ર કિનારે વનમાં હતો; ત્યાં જાતે નિહાળવાને ગયા. લક્ષ્મીજી સર્વ પ્રકારે પોતાને યોગ્ય છે, એવી ખાત્રી કરી તેને વરવાનો તેમણે નિશ્ચય કર્યો. ઋષિ પણ શ્રીવિષ્ણુભગવાન સાથે પોતાની પુત્રીનો સંબંધ થવાથી ઘણા ખુશી થયા. શ્રીવિષ્ણુભગવાન પોતાની સાથે બ્રહ્મા, મહેષ અને બીજા અનેક દેવોને લઈ, ભૃગુઋષિને ત્યાં પરણવા આવ્યા. ઋષિએ શાસ્ત્રવિધિએ કન્યાદાન દીધું. આ જોડું સર્વ પ્રકારે યોગ્ય જોડાવાથી સર્વ દેવમંડળ ઘણું ખુસી થયું. આ જોડું મોટી વયે પરસ્પરની પ્રસન્નતાથી પરણ્યું હતું. તેથી તેમના વચ્ચે પ્રીતિની સુદઢ ગાંઠ ગ્રંથાઇ એક રૂપ થયાં હતાં.

લક્ષ્મીજી પરણ્યા પછી પતિની અહર્નિશ સેવામાં રહેવા લાગ્યાં. તે પતિને પ્રાણ કરતાં પણ અધિક પ્રિય થઈ પડયાં હતાં. તેમજ તેને પોતાના પતિ પ્રાણ કરતાં પણ અધિક પ્રિય હતા. શ્રીવિષ્ણુભગવાને મેહેનત કરી લક્ષ્મીજીને કેટલુંક વિશેષ જ્ઞાન આપી આત્મજ્ઞાન વગેરેમાં કુશળ કર્યાં હતાં, તેથી તેનામાં કેટલીક

શક્તિ વધી હતી. **લક્ષ્મીજી** વિષ્ણુભગવાનની બીજીજ પ્રતિમા હતાં; કેમકે તેનામાં નીતિ, સત્ય, ન્યાય, વિજ્ઞાન, સમયસૂચકતા, આત્મબળ અને સંવાદ પ્રશ્નોત્તર કરવાના ગુણો વગેરે તેના જેવાજ હતા. વિષ્ણુભગવાને પોતાની સ્ત્રી પ્રત્યે કેમ વર્ત્તવું. કેવા સહવાસથી રહેવું, તથા તે કેવી રીતે સમજે, સુધરે અને એકાત્મય થાય; એ સર્વ તેણે લક્ષ્મીજી સંબંધે સાચવ્યું હતું. તેથી તે સ્ત્રી ધર્મ નીતિમાં શ્રેષ્ટ યોગ્યતાને પામ્યાં હતાં. લક્ષ્મીજી પણ પોતાના સ્ત્રી ધર્મ પ્રમાણે પતિ પ્રત્યે વર્ત્તતાં. તે ગાયનકળામાં ઘણાં કુશળ હતાં. એ જ્ઞાન તેણે પોતાના પતિ શ્રીવિષ્ણુભગવાન પાસેથી મેળવ્યું હતું. આ સતી ગૃહકાર્યમાંથી પરવાર્યા પછી સ્ત્રીસમાજમાં જઈ, સતી સ્ત્રીઓનાં ચરિત્રોનો ઉપદેશ આપતાં. તેના ધર્મનું જ્ઞાન તેના હૃદયમાં ઠસાવવા પ્રયત્ન કરતાં, અને તેમની શંકાઓનું સમાધાન કરી સર્વને સંતોષ પમાડતાં. તેમજ પતિ સાથે મહાત્માઓની સભામાં જઈ શાસ્ત્ર ચર્ચામાં ભાગ લેતાં. એવાં એ વિદ્યા, કળા, ગાયન, ધર્મનીતિ વગેરેમાં કુશળ હતાં.

**શ્રીવિષ્ણુભગવાનને લક્ષ્મીજી** ઘણાં પ્રિય હતાં. તેથી તેમનું વચન કદી તેઓ ભંગ કરતા નહી. એ દંપતિ એક સમયે સર્વ દેવો સાથે વિમાનમાં બેસી જતાં હતાં. ત્યાં રસ્તામાં એક રમણિય મનહર વન લક્ષ્મીજીએ જોયું. આ વનની રમણિયતા જોઇ સતી ઘણાં ખુશી થયાં. તેણે પોતાના પ્રાણપતિને જણાવ્યું. પ્રાણનાથ ! આ વન મનને શાંત કરે એવું છે, માટે થોડો વખત અહીં વિશ્રાંતિ લઈએ. સતીના કહેવાપરથી શ્રીવિષ્ણુએ સર્વ દેવો સહિત ત્યાં મુકામ રાખ્યો. આ વનની ભવ્યતા અને સુંદરતા જોઇ લક્ષ્મીજીને અહીં નગરી રચાવી રહેવાની ઇચ્છા થઇ. તેથી **વિશ્વકર્મા** પાસે ભવ્ય રચનાવાળી નગરી રચાવી. આજુબાજુના તીર્થક્ષેત્રોમાં **ગૌતમ** ઋષિ જેવા વિદ્વાન, તપસ્વી અને પવિત્ર બ્રાહ્મણોને બોલાવી એ નગરી અર્પણ કરી. એ ઋષિ બ્રાહ્મણોની જીવિકા માટે વાણીઆ, સોની વગેરે ધંધો કરનારી જાતોને ઉત્પન્ન કરી, તે સાથે ગોઠવણ કરી આપી. એ નગરીનું નામ લક્ષ્મીજીના નામ ઉપરથી "**શ્રીમાળનગર**" પડ્યુ. તેમાં રહેનારા બ્રાહ્મણો તે શ્રીમાળીબ્રાહ્મણ, એમ શ્રીમાળી વાણિઆ, શ્રીમાળી સોની કહેવાણા. આ સર્વ પ્રજાપર લક્ષ્મીજીની ઘણી કૃપા હતી, હાલ આ પ્રજા કાળે કરી ઘણા દેશોમાં વિખરાઇ જઈ વસી છે, પરંતુ એ સઘળાનું મૂળસ્થાન એ નગરી છે; અને તેમની ઇષ્ટ દેવી **શ્રીમહાલક્ષ્મી** છે. આજે પણ એ સર્વ પ્રજા એ લક્ષ્મીજીનેજ માને છે, પૂજે છે. એ નગરને હાલ ભિન્નમાળ કરીને કહે છે. તે મારવાડમાં ઉદેપૂર જોધપૂરની પાસે છે.

સતી લક્ષ્મીજી પ્રજાના સુખ માટે કાર્યો કરવાને ઘણો પ્રયત્ન કરતાં, તેમજ પતિને સલાહ અને મદદ આપી, તે પાસે પણ ઉત્તમ કાર્યો કરાવતાં, દીન દુ:ખીઓની દાઝ હૈયે ધરી તેમને સુખી કરતાં. તેનામાં ૨૫, ગુણ, અને દયાળુતા

ધણી હતી. તેથી આજે પણ કહેવાય છે કે,—"આ બાઈ તો લક્ષ્મી જેવી છે." મતલબ કે તેના જેવા ગુણો છે. આવા તેના ઉત્કૃષ્ટ ગુણોથી તેને આર્ય પ્રજા આજે "દેવી" ગણી પૂજે છે, માને છે અને સ્મરણ કરે છે. ઘરની સર્વ સમૃદ્ધિનું મૂળ જે ધન-તેને લક્ષ્મીરૂપ માને છે. જેના ઘરમાં ધન ઘણું તેને લોકો લક્ષ્મીવાળો છે એમ કહે છે. એટલે તે લક્ષ્મીની કૃપાવાળો છે એમ કહેવાય છે. લક્ષ્મીની કૃપાને સૌ કોઈ પ્રજા ચાહે છે, પરંતુ આર્ય લોકોની તો પૂજ્ય દેવી છે. દીવાળીના બેસતા નવા વર્ષે મોટી ધામધુમ અને આનંદ ઓચ્છવ કરી લક્ષ્મી દેવીનું પૂજન કરવામાં આવે છે, આવી આંવી એ મહાલક્ષ્મી દેવીની ઘણી મહત્તા છે. આ બધું તેણે પોતાના આત્મબળથીજ મેળવ્યું હતું. દેવી ! તારા આત્મબળને ધન્ય છે ! તારો મહાન્ પ્રતાપ આર્ય દેશમાં સર્વત્ર વ્યાપી રહ્યો છે !!

## સતી-પાર્વતીજી.

આ મહાસતી દક્ષપ્રજાપતિ જનક રાજાની પુત્રી થાય. આ સાક્ષાત શક્તિ સ્વરૂપ હતાં. જનકરાજાએ તેને બાળપણમાં વેદ, ન્યાય વિજ્ઞાન, યોગાભ્યાસ, નૃત્ય ગાયન વગેરેનું શિક્ષણ આપ્યું હતું. આ શિક્ષણથી તે આગળ જતાં જતાં ઘણાં ઉત્કૃષ્ટ બુદ્ધિનાં નીકળી આવ્યાં. તેણે ઘણો વખત તપશ્ચર્યા કરી હતી. તેનો વિવાહ મહાપ્રભુ સદાશિવ સાથે કર્યો હતો. આ દેવી જાણે સદાશિવની બીજીજ મુર્તિ હોય નહીં, તેમ જ્ઞાન ગુણે એકજ રૂપ હતાં. તેઓ વચ્ચે એટલો તો ગાઢો પ્રેમ હતો કે, તેઓ પરસ્પરની આજ્ઞા ઉલ્લંઘન કરતા નહીં; એટલુંજ નહીં પણ એ પ્રેમની ગાંઠ એટલી તો સુદૃઢ બની હતી કે પોતાના પ્રિતિપાત્ર શિવજીને જે અનુકૂળ તેજ પોતાને અનુકૂળ અને જે તેને પ્રતિકૂળ તેજ પોતાને પ્રતિકૂળ હતું. એ સતીએ પતિની અનુકૂળતા માટે પોતાના પ્રિય પ્રાણની પણ દરકાર રાખી નથી. એવો તેમનો પ્રેમ સુદૃઢ હતો. દક્ષ પ્રજાપતિએ જ્યારે મહા યજ્ઞ કર્યો, ત્યારે તેણે સર્વ દેવોને આમંત્રણ કર્યું, પરંતુ શિવજીને દ્વેશથી કર્યું નહીં; તેમજ યજ્ઞ મંડપમાં તેમનું સ્થાપન પણ કર્યું નહીં. આ પ્રમાણે પોતાના પતિ સદાશિવ તરફ પોતાના પિતાનો દ્વેશ જોઇ સતીને ઘણું માઠું લાગ્યું. પતિનુ થયેલું અપમાન સહન ન થઇ શકવાથી સતીએ પોતાના પિતા પ્રત્યે કહ્યું કે;—

**अतस्तपोत्पन्नमिदंकलेवरंनधारयिष्येशितिकंठगर्हिण : ।**
**जगदस्यमोहाद्धिविशुद्धिमंधसोजुगुप्सितस्योद्धरणंप्रचक्षते. ॥**

અર્થ—તું શિવજીનો દ્વેશ કરે છે, માટે તારાથી ઉત્પન્ન થયેલ આ કલેવર (શરીર) પણ મારા કામનું નથી. તેથી હું તેને છોડી દઉંછું. ખરાબ અન્ન ભૂલથી ખવાયું હોય, તો પછી તે ઓકી કહાડવું, એમ ધર્મશાસ્ત્ર કહે છે.

આ પ્રમાણે કહેતાંજ તેજ સ્થળે યોગબળે દેહનો ત્યાગ કરીને પોતાના પાતિવ્રત્ય ધર્મનું ગૌરવ બતાવી આપ્યું હતું. તેણે બાળપણમાં તત્વજ્ઞાન, પુરાણાદિ ધર્મ શાસ્ત્રોનું તથા સ્ત્રી ધર્મ નીતિ, ગૃહકાજ અને સદાચરણ વગેરેનું શિક્ષણ મેળવ્યું હતું. તે જ્યારે યોગ્ય વયે આવ્યાં, ત્યારે પાઠશાળામાં કન્યાઓને શિક્ષણ આપવાને, તથા સ્ત્રીચરિત્રોનું ભાષણ આપી, તેના સદ્ગુણોની ઉંડી છાપ તેમના હૃદયમાં પાડવાને પ્રયત્ન કરતાં. તે જ્યારે પરણવા લાયક ઉમરનાં થયાં હતાં, ત્યારે **શિવજીને** વરવા માટે બાર વર્ષ સુધી દુષ્કર તપ કર્યું હતું. છેવટ તપનું ફળ પ્રાપ્ત ન થવાથી ચિતા ખડકાવી તેમાં પોતાના કોમળ દેહની આહુતિ આપવા તૈયાર થયાં હતાં. તેટલામાં શિવજી પ્રત્યક્ષ આવી મળવાથી તેના મનને શાંતિ થઇ હતી. શિવજીના આવ્યા પછી **પાર્વતીજી** શાસ્ત્ર વિધિએ પરણી પતિ સાથે કૈલાસ પ્રત્યે જઇ રહ્યાં હતાં. એ રીતે સતીએ પોતાના સતીત્વ બળથી ઇચ્છીત સ્વામીની સંગિની થઇ રહેવાની સાર્થકતા સિદ્ધ કરીને પોતાના પ્રેમની પવિત્રતા બતાવી આપીછે.

સદાશિવ પણ પત્ની પ્રેમમાં ઓછા ગુંથાયા નહોતા. જ્યારે સતીએ દેહ ત્યાગ કર્યો હતો, ત્યારે **શંકરને** તે ખબર મળતાંજ દક્ષપ્રજાપતિને ત્યાં આવી તેના યજ્ઞનો ભંગ કર્યો, દક્ષનું મસ્તક છેદી નાંખ્યું હતું. આ વખતે તેને એટલો તો ક્રોધ ચડયો હતો કે, ચારે તરફ ત્રાહે ત્રાહે થવા લાગ્યું હતું. જ્યારે દેવોએ મળી સ્તુતિ કરી ત્યારેજ તેનો ક્રોધાગ્નિ શાંત થયો હતો, સતીના દેહ ત્યાગથી તેને ઘણો શોક થયો હતો. તેનાં અસ્તિની પોટલી બાંધી તીર્થે તીર્થે ફરી હિમાલયપર આવી બાર વર્ષ સુધી અઘોર તપ કર્યું હતું. ખરેખર આનું નામજ પ્રેમ! આવાં પ્રેમાળુ દંપતિને ધન્ય છે, કે જેઓ પરસ્પરના સુખ દુ:ખમાં પ્રસન્નતાથી ભાગ લેછે.

**શિવજી** ગાવા બજાવવામાં અને નૃત્યમાં કુશળ હતા. તેમણે પોતાની પ્રાણપ્રિયા **પાર્વતીજીને** એ કળા શીખવી હતી, તેથી બંને પ્રસંગોપાત એક બીજાનું મનરંજન કરતાં. સતી પતિ સેવા, સ્તુતિ, જપ, તપ, દયા, દાન, અધ્યાત્મજ્ઞાન વગેરેના પ્રબળ પ્રતાપથી જગત્ જનની—"**મહાદેવી**" ના પદને પામી ત્રૈલોક્યમાં પ્રસિદ્ધિને પામી દેવી રૂપે પૂજાવા લાગ્યાં. આ દેવી પ્રજા જનની પીડા ટાળવા પોતાના પતિને સમજાવી, તેમને સુખ થાય તેમ કરતાં. દુષ્ટોનો સંહાર કરી સુજનોને સુખી કરતાં. એવાં એ દયાળુ અને ન્યાયી હતાં. તે પોતાના પતિને હરેક કાર્યમાં સલાહ અને સહાયતા આપતાં. તે પોતાના અનેક ઉત્તમ ગુણો અને શક્તિથી **આર્ય** પ્રજામાં એટલામાં તો માનને પાંમ્યાં છે કે, આર્ય પ્રજા તેનું નામ સ્મરણ અને પૂજન કરી પવિત્ર "આદ્યશક્તિ" રૂપ માને છે, અને માનવું જોઇએ; કેમકે ઇશ્વર પાર્વતીજીના દયાળુપણાના અને તેની અદ્ભૂત શક્તિના દાખલા આર્યાવર્ત્તમાં અને આર્ય શાસ્ત્રોમાં થોડા નથી. એ સૌ કોઇ જાણે છે, માટે આ ઠેકાણે નકામું લખી લંબાણ કરવું એ યોગ્ય નથી.



# सती–सावित्रीजी.

આ સાધ્વી જગતની આદિ માતા અને આપણા આદિ કારણ બ્રહ્માનાં પરમ પવિત્ર પત્ની થાય. તે દેવી અધ્યાત્મિક જ્ઞાનમાં નિપુણ હતાં. તેમને વિદ્યા દેવી સરસ્વતી જેવી પરમ પવિત્ર પુત્રી અને સનક, સનત્કુમાર, સન્દન અને સનાતન એ ચાર પવિત્ર પુત્રો થયા. આ પાંચે બાળકો પોતાના પિતા બ્રહ્મા અને સાક્ષાત્ દેવીરૂપ સાવિત્રી માતાના હાથ નીચે ઉછરી પરમ જ્ઞાનવાન થયાં હતાં. આવી સાધ્વી માતાના પ્રતાપ બળથીજ આ પાંચે બાળકો જગત્ વિખ્યાત અને પુજ્ય થયાં છે.* આ મહા પુણ્ય પવિત્ર જ્ઞાન સંપન્ન દેવીએ પોતાના જ્ઞાનનો લાભ પોતેજ એકલાએ નહીં લેતાં ઘણીક ઋષિપત્નીઓ વગેરે સ્ત્રીઓને આપી તેમને જ્ઞાનવાન બનાવી હતી. તેમજ તે નિત્ય નિવૃત્તિને પ્રસંગે મહિલા મંડળને એકઠું કરી તેમના ગૃહ વ્યવહાર, નીતિ, ધર્મ, તથા પતિવ્રતાના ધર્મનો ઉપદેશ આપતાં. આટલુંજ કરી એ દેવી બેશી રહેતાં નહિ. પરંતુ પોતાના સાક્ષાત્ દેવરૂપ પતિ બ્રહ્માને ધર્મશાસ્ત્રો રચવામાં સહાયતા આપતાં. એવું કેટલાક ગ્રંથોપરથી માલમ પડેછે.

આ સાધ્વી માતા પોતાની અને પતિની નિવૃત્તિના પ્રસંગે ધર્મ ચર્ચા કરી તેમાં પોતાને જે શંકાઓ માલમ પડતી, તેના ખુલાશા પતિ પાસેથી મેળવતા. તેમજ પતિવ્રતા સ્ત્રીઓના ધર્મ પૂછતાં, નિરંતર પોતાના પતિની સેવામાં તત્પર રહેતાં. અને નિત્ય તેમની એકાગ્રહ ચિત્તે શામવેદના મંત્રે શ્તુતિ કરી નમસ્કાર કરતાં, તેનો ભાવાર્થ આ પ્રમાણે "હે સ્વામીન ! આપ પ્રકાશ સ્વરૂપ, ભરણ પોષણ કરનાર, મસ્તકને વિષે ચંદ્ર સ્વરૂપ છો. એવા પ્રાણનાથ તમને હું નમસ્કાર કરૂં છું. વળી તમે શાંત સ્વરૂપ છો. દાંત એટલે સર્વ ઇંદ્રિઓને વશ કરનાર છો, સર્વ દેવના સ્થાનરૂપ તમને નમસ્કાર કરૂં છું. આપ સાક્ષાત્ પૂર્ણ બ્રહ્મ સ્વરૂપ છો, સતીઓને પ્રાણથી પણ વહાલા છો એવા તમને નમસ્કાર કરૂં છું. તમે પુજવા યોગ્ય હૃદય અને જ્ઞાનના આધાર રૂપ છો. મને પરમ આનંદ સ્વરૂપ છો, બ્રહ્મા પણ તમે છો, અને વિષ્ણુ તથા મહાદેવ તે પણ તમે છો. સર્વ જગતના આધાર નિર્ગુણ બ્રહ્મ તે રૂપી પતિ તમો છો. હે નાથ ! મારાથી જ્ઞાન કે અજ્ઞાનવડે જે દોષ થયા હોય તે ક્ષમા કરજો. હે સહાયક! રે દયા સિંધું ! હું આપની ધર્મપત્ની છું. મારામાં કંઈ દોષ હોય તે ક્ષમા કરશો."

આ પ્રમાણે નિત્ય પ્રાર્થના કર્યા પછી તે પોતાના બીજાં ગૃહ કાર્યમાં લાગતાં, વગેરે વગેરે વર્ણન ધર્મશાસ્ત્રોમાં કરેલું છે. આ દેવી આદ્યશક્તિ સ્વરૂપ ગણાયાં છે. તેના ગુણનો શું પાર આવે ! તે ખરેખર નમન કરવા યોગ્ય છે. એના ચરિત્ર ઉપરથી અર્વાચીન સ્ત્રીઓએ શિક્ષણ લેવાનું છે કે, સાવિત્રી જેવાં સાક્ષત્ જગદંબા પણ પોતાના સ્ત્રી ધર્મમાં કેવાં પ્રવિણ રહેતાં. પોતાનો પરણેલો "ધર્મસ્વામી" પ્રત્યેનો ધર્મ કેવો જાણતાં. તેનામાં નીતિ સત્ય, ન્યાય, વિજ્ઞાન, સમયસુચકતા

અને સંવાદ પ્રશ્નોત્તર કરવાના ઘણાખરા ગુણો બ્રહ્માના પ્રમાણેજ હતા. આમાંના ઘણા બ્રહ્માના શિક્ષણ બળનું ફળ હતું. બ્રહ્મા પણ તેમની યોગ્યતા સાચવી માન આપી તે સાથે વર્ત્તતા, અને તેને પોતાનુંજ બીજું સ્વરૂપ છે એમ જાણતા. અર્વાચીન કાળમાં કેટલાક પુરૂષો પોતાની સ્ત્રીને સુધારી જ્ઞાનવાન કરવામાં બેદરકાર રહે છે. બાઇ ભણેલાં તો બાઇ મનનાં બગડેલાં, અભણ, ઇત્યાદિથી બંનેનાં મન કદી મળેજ નહીં અને જ્યાં મન ન મળે ત્યાં સંસાર સુખ ક્યાંથી મળે ? માટે જેઓ સમજુને જ્ઞાનવાન છે તેમણે તો આપણા આદિ મૂળ બ્રહ્મા નો દાખલો લઇ પોતાની સ્ત્રીને જેમ બને તેમ પોતા જેવી કરવા લક્ષ રાખવું જોઇએ. આમાં જેટલું ઓછું ધ્યાન રખાય, તેટલું પોતાનેજ સુખ ઓછું સમજવું. માટે તે કેવી રીતે સમજે, સુધરે અને એકાત્મ થાય; તે સંબંધી પૂર્ણ વિચાર કરી વર્ત્તવું જોઇએ. તોજ પ્રાચીન સતીઓના જેવા કંઇપણ ગુણ પ્રકાશ પામે, અને પરસ્પરનું કલ્યાણ થાય. ત્યારેજ માતા સાવિત્રીના જેવા સ્તુતિ કરવાના ઉમળકા અંતઃકરણમા સ્ફૂરે. અહો ! આર્ય માતા સાવિત્રી ! તારી આર્ય પુત્રીઓનાં અંતઃકરણ નિર્મળ કરવા તેમને સદ્‌બુદ્ધિ પેર ? !

---

## સરસ્વતી.

સરસ્વતી એ આપણા જગત્ પિતા બ્રહ્માનાં પુત્રી. એની માતાનું નામ સાવિત્રી. સરસ્વતી રૂપગુણે અનુપમ અને મનોહર હતાં. તે સર્વ કાર્ય પોતાની જાતે કરી શરીર આરોગ્ય રહે તેમ કરતાં. તે ઘણી કાળજી અને મહેનતથી પોતાના પિતાજી પાસે તથા સનક, સનકાદિક જેવા ઋષિઓ જે તેના ભાઇ થાય તે પાસે વિદ્યા ભણવા લાગ્યાં. ભણતાં ભણતાં વિદ્યામાં એટલાં તો પારાંગત થયાં કે છેવટ તેમણે પોતાની પ્રવિણતા ને બુદ્ધિ બળવડે કેટલીક નવીન વિદ્યાઓ શોધી કાઢી. અર્વાચીન જે ઇશ્વર ભજનમાં અને આત્માનંદ ભોગવવામાં સંગીત શાસ્ત્ર-ગાયનકળાનો ઉપયોગ થાયછે, તેને પ્રથમ ઉત્પન્ન કરનાર અને પ્રવર્ત્તક તેજ હતાં. તેણીએ સંસ્કૃત વાણીને ઉત્પન્ન કરી કહેવાય છે. તે સમયે તે મોટી મોટી દેવ સભામાં વિદ્યા જ્ઞાનનાં વ્યાખ્યાનો ( ભાષણો ) આપતાં, અને કુશળ વ્યવહાર જ્ઞાન શીખવતાં. અંક સંખ્યાનું ગણિત, હિસાબની ગણતરી તથા મૂળાક્ષર અને વ્યંજન તેણેજ ઉભા કર્યા છે, કે જેનાથી કરી આપણને આજે વાતચીત કરવાની આટલી સગવડ થઇ છે. એ મૂળાક્ષરવડે આપણે દૂર દેશાવરનું ને આગળ પાછળનું સર્વ જાણી શકીએ છીએ. તે સરસ્વતી દેવી પોતાને લાયક વિદ્વાન વર ન મળવાથી બ્રહ્મચર્ય એટલે કુમારી અવસ્થામાંજ રહ્યાં હતાં. એ પ્રમાણે આજે યુરોપાદિ દેશોમાં થાય છે. પ્રાચીનકાળમાં આ દેશમાં આર્ય સ્ત્રીનું મહત્વ પુરૂષ

પ્રમાણેજ હતું. અર્વાચીન સ્ત્રીઓની પેઠે દાસત્વ દશામાં નહોતી, એવું આ પવિત્ર આર્ય ભૂમિની ભૂષણ રૂપ દેવી સરસ્વતીના ચરિત્ર ઉપરથી જણાઇ આવે છે. •સરસ્વતી વિદ્યા વિશારદ ગણાવાથી આર્યોમાં તે સમયના રિવાજ પ્રમાણે દેવી એવા માનપ્રદ ઉપનામને પામ્યાં હતાં. એ સર્વ પોતાના આત્મ બળવડેજ તેણે મેળવ્યું હતું. અર્વાચીનકાળમાં પણ આ દેશમાં સર્વ કુટુંબની અંદર સરસ્વતી દેવી તરીકે પૂજાય છે. તથા તેને વિદ્યાની આદિ માતાના નામથી સૌ કોઇ જાણે છે, આ દેશની અંદર પ્રત્યેક વર્ષે દીવાળીપર હિસાબી ચોપડાઓ બદલાય છે, ત્યારે તે રોજ શારદા:—સરસ્વતી પૂજન થાય છે. તેમજ પ્રથમ તેમાં શારદાયનમ: એટલે પ્રથમ સરસ્વતિને નમશ્કાર કરવામાં આવે છે. પછી બીજું લખવું શરૂ થાયછે. ગ્રંથકાર પણ ગ્રંથ રચતાં પ્રથમ તેમની સ્તુતિ કરે છે. આ દેવીના નામની સરસ્વતી નદી છે. તે સરસ્વતીમાં લોકો સ્નાન કરી પવિત્ર થાય છે. એવું પ્રાચીનથી ચાલ્યું આવે છે. એવું એ સરસ્વતી દેવીનું માહાત્મ્ય છે. એ બધું તેણે પોતાના સત્ય જ્ઞાનથીજ મેળવ્યું હતું. આહા ! દેવીનું કેવું આત્મબળ ! અહો ! ભારત વર્ષમાં આવી ભાર્યાઓ ફરી કયારે પ્રગટ થશે ? હે દેવી તું ફરી આ દેશપર કૃપા કરી જન્મ ધર, અને પ્રાચીનની નાશપામતી વિદ્યાઓનો જીર્ણોધાર કર ! મંગળ ! મંગળ ! અસ્તુ.

## સંજ્ઞા—રનાદેવી.

આ સાધવી કોણ ! આપણા સૂર્ય દેવની સ્ત્રી. તેનું બીજું નામ રનાદેવી હતું. તે ઘણી વિદ્વાન હતી. તેણે વેદનાં કેટલાંક ઋક્ રચેલાં છે. તેનામાં ધર્મ નીતિનું વિશેષ પરિબળ હતું. તેણે પ્રજામાં ધર્મ નીતિનો ફેલાવો કરવા ખાતર ઉપદેશ આપવા ઘણો પ્રયત્ન કરેલો છે. આ સતી સૂર્ય દેવને ઘણી પ્રિય હતી. જ્યારે તેનો વિવાહ થયો ત્યારે તેણે પતિ પ્રત્યે કહેલ છે કે:—

'હે સ્વામીન્ ! તમો મારી સાથે રહી સુખને પામો. હું આપને સુખ આપનાર થઇશ. મેં અનેક પ્રકારનાં શુભ કર્મો કર્યાં હશે, તેથી દેવતાઓએ મને આપ સરખા પતિ આપ્યા છે. હું બાળ, યૌવન, અને વૃદ્ધાવસ્થામાં તમારા કુટુંબનું પાલન કરીશ. હું સદા તમારી આજ્ઞા પ્રમાણે વર્ત્તીશ. હું નિત્ય નિર્મળ રહીશ. સૌભાગ્યને જણાવનારાં હાથ, પગ, કાન, અને નાક વગેરેનાં આભુષણો સદા પેહરી રાખીશ. મન, વચન, અને કાયાના કર્મથી આપનીજ સેવા કરીશ. હું તમારા સંગી રહી સુખ દુ:ખાદિ જે પ્રાપ્ત થશે. તે સર્વે સહન કરીશ. તમે જ્યાં રહો ત્યાં મને સાથે રાખશો. પ્રાણનાથ ! મારૂં પાલન કરનાર આપજ છો. આપજ મને ભગવા યોગ્ય છો." વગેરે, વગેરે તેણે કહેલું છે. આ સતીના સૌભાગ્યપણાની આર્યોમાં એટલી તો મહત્તા છે કે,—લગ્ન ક્રિયા વખતે કન્યાને સૌભાગ્ય દેવાય

છે, "ત્યારે સૂર્ય રનાદેવીની સૌભાગ્ય." એટલે સૂર્ય રનાદેવી–સંજ્ઞાનું સૌભાગ્ય ઘણા કાળ રહ્યું, તેમ ઇશ્વર આ કન્યાનું સૌભાગ્યપણું લાંબો કાળ રાખો. એવો સૌભાગ્યવતી સ્ત્રીઓ આર્શીવાદ દે છે. એ રીતે તેમણે પોતાના સૌભાગ્યપણાથી, નીતિના ઉપદેશથી તથા પતિ સેવાના પ્રતાપે જગતમાં અક્ષય કીર્તિ રાખેલી છે.

## સ્વાહા.

આ સતી **માહિષ્મતી** નગરીના મહારાજા **નીલધ્વજની** પુત્રી અને **અગ્નિ** દેવની સ્ત્રી થાય. "સ્ત્રી એક પતિને પામી બીજા પુરૂષનો સ્પર્શ કરે; તેનું શરીર મલીન–અપવિત્ર ગણાયછે અને તે સ્ત્રી ઘોર નરકમાં જાયછે." આ પ્રમાણે સ્વાહાનું માનવું હોવાથી સર્વમાં અગ્નિ દેવને શ્રેષ્ઠ જાણી તે સાથે લગ્ન કર્યું હતું. એવી એ મહાસતી હતી. તે મહા રૂપ સુંદર મનોહર હતી. તેમજ બુદ્ધિવાન. ઉત્સાહી, અને વિદ્વાન હતી. તેણે પોતાની વિદ્વતાથી ઋગ્વેદનાં કેટલાંક ઋક્ રચેલાં છે, તે વિષેનાં ઘણાં પ્રમાણો ઋગ્વેદ વગેરે શાસ્ત્રોમાં મળી આવે છે. આ દંપતિમાં પરસ્પર ઘણી પ્રીતિ હતી, એવું અગ્નિદેવનાં પ્રિય વચનો વગેરેથી જણાઇ આવે છે. એક વખતે **અગ્નિદેવે** પોતાની પત્ની પ્રત્યે જે જણાવેલું છે, તેનું દેવી ભાગવતમાં આ પ્રમાણે વર્ણન છેઃ—

"સતી! તું મને ઘણી પ્રિય છે. માટે તારૂં નામ મારી સાથે સદા જોડાએલું જોવાને હું ઇચ્છું છું. જે કોઇ મનુષ્ય, તારૂં નામ **સ્વાહા**" એવો ઉચ્ચાર કરી મને બળિદાન કે આહુતિ આપશે, તથા "સ્વાહા" એ નામનું વારંવાર સ્મરણ કરશે, તે મને ઘણો પ્રિય થશે, અને હું તેનાપર પ્રસન્ન થઇશ." આવું તેનું વચન છે. આર્ય લોકોમાં યજ્ઞ, યાગ, કે હોમ કરતી વખતે "સ્વાહા" એવો ઉચ્ચાર કરી બળિદાન કે આહુતી આપવામાં આવે છે. આપરથી સમજાશે કે આ દંપતિમાં પરસ્પર કેટલો પ્રેમ હતો. એ સૌ કોઇ અનુમાન કરી શકશે. સ્વાહાએ પતિ સેવા કરી તેની પ્રીતિ મેળવી હતી; એટલુંજ નહિ પણ તે સાથે પોતાનું અખંડ નામ રાખી પૂજ્ય થઇ ગઇ છે. એ સઘળો તેના આત્મબળનો પ્રતાપ હતો.



# મહા-સતીઓ.

## દેવી અનસૂયા.

મહાસતી **અનસૂયા** એ દેવી **દેવહુતી** તથા ભગવાન **કુર્દમ** ઋષિની પુત્રી થાય. તેના ભાઇનું નામ **કપિલદેવ** હતું. તેણે પોતાની પુજ્ય માતુશ્રી દેવી **દેવહૂતીનો** નિરંતર ઉપદેશના બળથી અપાર સંસાર સાગરના પારથી ઉદ્ધાર કર્યો, તથા તેણે **સાંખ્ય શાસ્ત્ર** બનાવ્યું. મહાસતી **અનસૂયા**નું પાણી ગ્રહણ મહાત્મા **અત્રિ** ઋષિ સાથે થયું હતું. તેમને ત્યાં ઇશ્વરાવતાર ગણાયલા મહાત્મા **દત્તાત્રેય** નામે પુત્ર જન્મ્યા. તે જગત્ પ્રસિદ્ધ અવતાર રૂપ મહાયોગી થઇ ગયાછે. એ સતી સર્વ સતીજનોમાં શિરોમણી હતાં, જગતની સ્ત્રીઓના ઉદ્ધાર કરવામાં પોતાનું બહુ સામર્થ્ય વાપરી જગતમાં પ્રખ્યાત થયાં હતાં. એટલુંજ નહી, પરંતુ જ્યારે મહાદેવી **પાર્વતીજી**એ મહા પ્રભુ ચંદ્રમૌલિ સદાશિવને સતીઓ વિષે પ્રશ્ન પુછ્યા હતા ત્યારે તેણે પતિવ્રતાઓની ગણતરીમાં તેમને પહેલી પંક્તિએ લેખ્યાં છે.

એક વખતે વિચિત્ર ચરિત્રવાળા પવિત્ર મહાત્મા **અત્રિ** ઋષિ કોઇ કારણસર બાહાર ગયા હતા, તે સમયે સતીના સતીત્વની પરીક્ષા લેવા સારૂ **બ્રહ્મા, વિષ્ણુ**, અને **મહેષ** એ ત્રણે દેવ જુદો વેશ ધારણ કરીને તેમના આશ્રમમાં પધાર્યા. આ પ્રમાણે જોઇ સતીએ પોતાના સતીત્વના પ્રભાવે મન વચન, કર્મ અને કાયાથી પોતાનાં હૃદયના ઇશ્વર અત્રિઋષિમાં ઇશ્વર બુદ્ધિથી અને પોતાના ધર્મથી, કુળના ધર્મ તથા સત્ય ધર્મ પાળવાની ચતુરાઇથી એ ત્રણે દેવોને પોતાનું સતીત્વ બતાવી આપ્યું. તેથી દેવોએ પ્રસન્ન થઇ તેને માતા રૂપ માન્યાં. આ વાત આજ સુધી સતીજનો અને કુળવાન કન્યાઓના અંતઃકરણને ખેંચે છે.

વળી દૈવ ઇચ્છાથી એક સમયે જ્યારે મહા દુઃખદાયક દુષ્કાળ પડયો, ત્યારે તમામ વનસ્પતિ સૂકાઇ ગઇ, પાણીના નવાણો સૂકાઇ ગયાં. ઝાડપરથી ખરી ગયેલાં, પાંદડાંઓના ઢગથી આખું જંગલ સુનું અને ભયાનક જણાવા લાગ્યું, ફળ, ફુલ, પાંદડાં. કંદ, મૂળ અને પાણી વગેરે ન મળવાથી વનની અંદર મનુષ્ય, પશુ, પક્ષી, અને કીટ વગેરે પ્રાણીઓ આકુળ વ્યાકુળ થવા લાગ્યાં. તેવે સમયે **અત્રિ**ઋષિ પોતાના ઇષ્ટદેવનું સ્વરૂપ હૃદયમાં ધારણ કરી સમાધિમાં મગ્ન થયા, ત્યારે સતી **અનસૂયાજી** ભૂખ, તરસ, રોગ, વાયુ, વરસાદ, ટાઢ, તડકો વગેરે કાંઇ ન ગણકારતાં પોતાના પ્રાણપ્રિય પ્રાણનાથની મન, વચન અને કર્મથી સેવામાં તત્પર રહેવા લાગ્યાં. એકાગ્રહચિત્તથી પોતાના સ્વામીના ચરણકમળની સેવાને લીધે ઉત્પન્ન થયેલા હર્ષથી આવી સો દુકાળી પણ તેને જણાઇ નહીં, જ્યારે સો દુકાળીમાં એક વર્ષ ઓછું હતું, ત્યારે પોતાના પ્રાણપ્રિય સ્વામીનાથ સમાધિમાંથી જાગૃત થયા. તેણે પાણી લાવવાની આજ્ઞા કરી કે, તરત આજ્ઞા માથે ચડાવી હાથમાં

કમંડળ લઇ ઉતાવળે ઉતાવળે પાણીની શોધ કરતાં ચાલ્યાં. હજુ થોડે છેટે ગયાં નહીં, ત્યાં પાછળથી કોઇ વખતે નહીં જોયેલાં એવાં દેવીએ દર્શન આપી કહ્યું, હે સતી ! પ્રાણપતિના ચરણની સેવામાં તત્પર તું ક્યાં જાય છે ? તારા કમળ સરખા કોમળ ચરણ વડે આ તપેલી પૃથ્વીપર આમતેમ કેમ ફરી ઘણો શ્રમ લે છે ? પ્રિય સખી ! આ અપાર અને અમોઘ વાયુ તારી ચાલવાની ગતિ અ-ટકાવે છે, છતાં તું બીન અટકયે કેમ વ્યાકુળ ચિત્તે દોડી જાય છે ? હે કોમળ અંગવાળી ! આવી આતુર તું શા કારણથી રહે છે !

**દેવી**નાં આવાં વચન સાંભળી **અનસૂયા** પોતાના પ્રાણપતિને પાણી પહોં-ચાડવું હતું, તેમાં વિલંબ થાય, માટે તે સામું પણ ન જોતાં બોલ્યાં કે, આપ કોણ છો ? કયાંથી આવ્યાં છો ? અને અહીં આપનું પધારવું શા કારણથી થયું છે ? હું આપને ઓળખતી નથી. તે જાણવાને હાલ રોકાઇ શકું તેમ નથી. કારણ મારા પ્રાણનાથે મને પાણી લાવવાને આજ્ઞા કરી છે. માટે વધારે વખત મને નથી, તેથી ક્ષમા કરશો. હું પાણી લાવી આપનો યથાશક્તિ આદર સત્કાર કરીશ. આવાં વચન સાંભળી દેવીએ કહ્યું, સતી ! આટલુંએ બહુ થયું. હાલ દુઃખદાયક સો દુકાળી ચાલે છે, માટે સો યોજન સુધી કયાંએ પાણી મળશે નહીં. તેથી વૃથા શ્રમ ન કર, આવાં દેવી તરફથી નિરાશનાં વચનો સાંભળી વ્યાકુળ ચિત્તે કહેવા લાગી, હે પ્રભુ ! હે દીનાનાથ ! ! હું હવે શું કરૂં ? કયાં જાઉં ? અને કેમ કરી પ્રાણનાથને પાણી આપું ? અરેરે ! હું હત ભાગ્યવાળી, આજ સો વરસે પ્રાણપતિ સમાધિમાંથી જાગૃત થયા, તેને પાણી લાવી આપી રાજી રાખવા શક્તિવંત નહીં થાઉં ! હાય ! મારાં કમનસીબ ! ! હે ભગવતિ ભાગીરથી ! હે મોક્ષદાતા સરસ્વતિ ! આ તમારી પુત્રિ પોતાના પ્રાણપતિ સારૂ પાણી લેવા આવી છે, પરંતુ કયાંએ મ-ળતું નથી. માટે બે કરજોડી પ્રાર્થના કરૂં છું કે મને કૃપા કરી મારા સ્વામી સારૂ એક કમંડલું પાણી આપો. અરે ! શો દુકાળી જરાએ જણાઈ નહીં. આજ સુધી મારા સ્વામીનું કમંડલુ પાણીથી ભરેલું હતું અને હાલ થોડી વારમાં ખાલી થઇ ગયું. એ ખરેખર મારા પ્રાણપતિના તપનો પ્રભાવ હોવો જોઇએ. મારા પ્રિય સ્વામીને તરસ લાગી કે તરત પાણી ન મળવાનું દુઃખ કયાંથી આવ્યું ? હો દેવ ! આ દુઃખ કેમ આવ્યું ? આ પ્રમાણે બોલતાંજ મૂર્છા આવી સ્તબ્ધ થઇ પડી.

દેવીએ આ બધું જોયા કર્યું. તરત પાસે આવી કહ્યું, પ્રિય પુત્રી **અનસૂયા** ! તું શોક શા માટે કરે છે ? અહીં એક ખાડો કર. હું **ભાગીરથી ગંગા**છું. હાલ હું પ્રસન્ન થઇ પ્રત્યક્ષ આવી છું. અનસૂયાએ દેવીનાં આવાં વચનથી ઉઠી, એક ખાડો કર્યો કે, તરત ગંગાજળથી ભરાઇ ગયો. તેમાંથી કમંડળ ભરી પ્રાર્થના કરી કરી કે, દેવી ! આપના પધારવાના ખબર મારા પ્રાણપતિ સાંભળશે, તો તેમને આપના દર્શનની ઇચ્છા થશે, માટે આપ હું આવું ત્યાંસુધી અહીં રહેશો, એવી આપની

માગણી છે. દેવી બોલ્યાં, પુત્રી ! તું તારા પતિપર ઘણો પ્રેમ રાખી તેની અત્યંત સેવા કરેછે. એવા તારા પતિસેવાના એક વર્ષનું ફળ આપે તો હું અહીં રહીશ. અનસૂયાએ આ વચન કબુલ કર્યું. પછી પોતાના પ્રાણનાથ પાસે ગયાં; અને નિર્મળ ગંગાજળ પીવા આપ્યું. સંસારના રોગને મટાડનાર ગંગાજળ પી અત્રિ ઋષિએ કહ્યું કે, તમે આ પાણી કયાંથી લાવ્યાં ? અનસૂયાએ આ વખતે સર્વ વાત કહી બતાવી, ઋષિ આ સાંભળી ઘણા આશ્ચર્ય થયા, અને ત્યાં દર્શન કરવા ગયા. દર્શન કર્યા પછી પોતાના આશ્રમમાં પધારવા પ્રાર્થના કરી. તેપરથી દેવી ભાગીરથીએ કહ્યું કે, "જો અનસૂયા પોતાના પતિવ્રતપણાના એક વર્ષનું પુણ્ય મને આપે, અને સદાશિવ તમારાથી પ્રસન્ન થઈ અહીં રહે, તો મારે અનસૂયા પાસે રહેવા જેવું બીજું કાંઇ પ્રિય નથી." ઋષિએ તે પ્રમાણે કર્યું, સદાશિવને પ્રસન્ન કરી આશ્રમમાં રાખ્યા, અને ભાગીરથી ગંગાને પણ રાખ્યાં—(આજે પણ દક્ષિણમાં અત્રીશ્વર અરે અત્રિગંગા નામે પ્રસિદ્ધ છે. એનું પાણી ગમે તેવો દુકાળ પડે છે તો પણ સૂકાતું નથી.

સતી અનસૂયાને એક વખતે ઇંદ્રાદિ દેવોએ પ્રાર્થના કરી કે, "માતુશ્રી ! સતી નર્મદાએ પોતાના પતિના કાર્ય માટે પોતાના સતીત્વના પ્રભાવે દેશમાં ગણું દુઃખ પેદા કર્યું છે. તે દૂર કરવા ઉપાય કરશો. આ પ્રમાણે દેવોની પ્રાર્થના સાંભળી અનસૂયાએ કહ્યું કે, તમો ધીરજ રાખો. હું એ પતિવ્રતાની મરજી પ્રમાણે તેમને રાજી કરી તમારૂં દુઃખ દૂર કરીશ. એમ કહી સતી અનસૂયા પ્રતિષ્ઠાનપુરમાં રહેનાર કૌશિકને ઘેર ગયાં, નર્મદા દૂરથી સતી અનસૂયાજીને આવતાં જોઇ ઉભાં થઇ સામે લેવાને ગયાં, પ્રેમથી ભેટી પગે લાગી ઘરમાં તેડી લાવ્યાં. અને આસને બેસાડી વિધિપૂર્વક પૂજન વગેરે આદરસત્કાર કર્યો. સતી અનસૂયા પ્રસન્ન મુખે બોલ્યાં—સતી નર્મદા ! તું કુશળ છો ? તારા પ્રાણપતિના મુખ દર્શનથી આનંદમાં છો ? તારા કલ્યાણના ઉદયની સિદ્ધિના મૂળરૂપ ધર્મકુશળ છે ? તું તારા પ્રાણપતિને દેવો કરતાં પણ અધિક માન આપે છે ? પુત્રિ ! પતિના ચરણની સેવા એજ સત્કુળમાં ઉત્પન્ન થનારી સ્ત્રીઓને ઉત્તમ છે. જેને પતિ એજ પ્રાણ છે, જેને સદ્ગુણો એજ આભૂષણ છે, સાસુ સસરો એજ જેને તીર્થરૂપ છે, નણંદો એજ જેને બેનો છે, જેને દેર એ દીકરા બરોબર છે, દેરાણી એ દીકરી બરોબર છે, જેઠાણી એ જેને માતુ તુલ્ય છે, જેને શીલ એજ ધન છે, પતિવ્રતા સ્ત્રીઓજ જેને બેનપણીઓ છે, જે મન, વચન, કર્મ અને કાયાથી પતિને દેવ જેવો ગણી પૂજે છે, પોતાના પ્રાણ જતાં સુધી પણ પતિનું હિત કરે છે, પતિના સુખે સુખ અને તેના દુઃખે દુઃખ જે માને છે, જેને પતિનું મૂખ જોવાનુંજ વ્યસન છે, જેને તેના ગુણો સાંભળવાનીજ ઇચ્છા હોય છે, પ્રાણપતિ ગમે તો લુલો, લંગડો, કે રોગી વગેરે અનેક ખોડ ખાંપણ કે દોષવાળો હોય, તોપણ તેની

મન, વચન અને કર્મથી અવગણના કરતી નથી, પતિનેજ તન, મન, અને ધન સમજે છે, એવી જે પતિવ્રતા સ્ત્રી હોય તેને દેવ, દાનવો, અને ત્રિગુણાત્મક પ્રભુ આધિન હોય એમાં નવાઇજ શી! એવી જે સ્ત્રી હોય તેજ સતી, તેજ પતિવ્રતા તેજ કુળવાન કન્યા, અને તેણેજ બંને કુળનો ઉદ્ધાર કર્યો, તેણેજ આ પૃથ્વીને પવિત્ર કરી એમ સમજવું, તેને લીધેજ મૃત્યુલોકને દેવોએ વખાણ્યો છે. પ્રિય પુત્રિ! તારા સ્વભાવિક પ્રેમથી, શીલથી, આચરણથી, તારાં વૃતાંતથી તું પણ સતીઓમાં ઉત્તમ છે. તું કોને વંદવા યોગ્ય કે માનવા યોગ્ય નથી? નર્મદા પોતાનાં આ પ્રમાણે અનસૂયાજીને મૂખે વખાણ સાંભળી શરમાઇ ધીરેથી બોલ્યાં ત્રણ લોકને પવિત્ર કરનાર માતુશ્રી! ભગવતિ અનસૂયા! હું તો આપ જેવી સતીજનોના ચરણની રજ રૂપ છું, દીનદાસીને વખાણી ઉંચે શું ચડાવો છો? આપ જગતજનની છો. ત્રૈલોકનાં આભૂષણ રૂપ સદાચરણવાળાં સતી પાસે બેસવા, બોલવાને હું કોણ માત્ર છું? આપ કરૂણાવાળાં દેવીએ મારા કયા સત્કર્મથી દયા કરી દીનદાસીને દર્શન આપ્યું? આપના દર્શનથીહું પૂર્ણ ભાગ્યશાળી સમજું છું. મારો જન્મ અને જીવિત આજે સફળ થયું. આપનું દર્શન આજે મને આનંદ આપે છે. બૃહસ્પતિ, શુક્રાચાર્ય, વ્યાસ, વાલ્મીક વગેરે મુનિઓએ સ્તુતિ કરેલાંની હું શું સ્તુતિ કરૂં! આપ મારાપર આજ્ઞા કરી મને કૃતાર્થ કરશો? આ પ્રમાણે બોલી સતી નર્મદા હાથ જોડી ઉભાં. ભગવતિ અનસૂયાએ કહ્યું. પુત્રી! મને પ્રસન્ન કરવાને ઇચ્છા ધરાવતી હો, તો તેં તારા પતિના કાર્ય માટે ઉપાય કરવાથી લોકો દુઃખી થાય છે, તેથી તેના સુખ માટે આજે તારે ઉપાય કરવો જોઇએ. આ વચનો સાંભળી નર્મદા બોલ્યાં—દેવી! માંડવ્ય મુનિના શ્રાપથી મારા પતિનું અમંગળ થાય તેવું છે. તેથીજ મેં એમ કરેલું છે. હવે આપની જે મરજી હોય તે પ્રમાણે મારે કબૂલ છે. અનસૂયાએ કહ્યું કે, સખી! તું આવી મોટી આપત્તિને કબૂલ કરી ત્રણ લોકના તાપને દૂર કરીશ, તો તારૂં કાંઇ પણ અમંગળ (પતિ મરણ) થશે નહીં. તેમ હું પણ મારા સતીત્વ પ્રતાપથી તને મદદ કરી, તારા પતિનો જીવ બચાવીશ. આવાં અનસૂયાનાં વચન સાંભળી સતી નર્મદાએ હીકર જોડી ઇશ્વર પ્રાર્થના કરી, લોકો સુખી થાય તેમ કર્યું. તેથી દેવી અનસૂયાએ તેના પતિને કશી આંચ આવવા દીધી નહિ, આ જોઇ સર્વ દેવો ઘણા પ્રસન્ન થયા. અને સર્વ ઠેકાણે જય જયકારનો ધ્વની થયો.

આ સિવાય રામચંદ્રજી જ્યારે વનવાસમાં હતા. ત્યારે તેઓ ફરતા ફરતા અત્રી ઋષિના આશ્રમમાં સીતાજી સાથે આવ્યા. એ વખતે અનસૂયાજીએ સીતાજીની કુશળતા પૂછી ઉપદેશ આપતાં કહ્યું કે, પુત્રી સીતા! તું રાજપુત્રી છે, તો હું વનવાસ કેમ જાઉં, એવું અભિમાન છોડી પોતાના પતિ રામ સાથે વનમાં ફરે છે, એ ઘણું સારૂં કરે છે. પુત્રી! તને ધન્ય છે, પતિ તીક્ષ્ણ સ્વભાવનો,

નિર્ધન, રોગી, વગેરે દોષવાળો હોય, તોપણ જીને પોતાનો પતિ પ્રિય હોય છે, તે સ્ત્રી આ લોકમાં પરમસુખ પામી સ્વર્ગવાસ કરે છે. હે પ્રિય પુત્રિ ! સ્ત્રીને અખંડ તપ એ પતિવ્રતજ છે. જે સ્ત્રી કામને વશ થયેલી, પતિને આજ્ઞા કરનારી, પોતાની ઇચ્છા પ્રમાણે અહીંથી તહીં ને તહીંથી અહીં ફરનારી, પતિ ગુણવાન કે ગુણરહીત હોય, તોપણ, જે સ્ત્રી તારી પેઠે પાછળ જતી નથી, એવી અધર્મી સ્ત્રીઓ નર્કને પ્રાપ્ત થાય છે. તારા જેવી વિવેકી ને ધર્મી સ્ત્રી હોય છે, તેજ સ્વર્ગને પામે છે; અને સતીત્વના પ્રભાવે ત્રૈલોકના જ્ઞાનને પણ પામે છે. માટે તું તારા પ્રાણપ્રિય સ્વામીને અનુસરીને ચાલજે. તેથી તું ત્રૈલોકમાં ધર્મ, યશ ને કીર્તીને પામીશ. ઇત્યાદિ પ્રમાણે કહી અનસુયાજીએ આશીશ આપી. પછી **રામ સીતા** રજા માગી ચાલતાં થયાં વગેરે, વગેરે. આહ ! કેવો ઉપદેશ ? અને સતીનો કેવો પ્રતાપ ! ખરે ! સતીત્વ બળની તુલ્ય જગતમાં કંઈજ નથી ! ! હે ઇશ ! દેવી અનસૂયા જેવી સતીઓ આ દેશને પવિત્ર કરવા પુનઃ પ્રકટ કર ? ! !

---

## સાવિત્રી.

**ભરતખંડ**ના ભૂષણરૂપ **મદ્ર** નામે દેશમાં સર્વગુણસંપન્ન **અશ્વપતિ** નામે રાજા રાજ્ય કરતો હતો. તેને સંતતિ સુખ નહીં હોવાથી **સાવિત્રી** ( ગાયત્રી )નું આરાધન કરવાથી તેની રાણી **માલવી**ને ઉદર એક રૂપસુંદર તેજસ્વી કન્યા જન્મી, તેનું નામ સાવિત્રી પાડયું. તે ઉંમર લાયક થવાથી તેનો વિવાહ કોઇ યોગ્ય પુરૂષ સાથે કરવાના વિચારથી **અશ્વપતિ**એ સાવિત્રીને પતિ પસંદ કરવા પોતાના પ્રધાન સાથે સૈન્ય સહિત વિદેશ મોકલી. દેશોદેશના રાજા અને રાજકુમારોને જોતાં જોતાં જંગલમાં તપોવનની અંદર જ્યાં ઋષિ, મુનિઓનો આશ્રમ હતો ત્યાં આવ્યાં. **સાવિત્રી** ઋષિ મુનિઓનાં દર્શન કરતી કરતી એક પર્ણકુટી પાસે આવી, તેમાં નજર કરતાં માંહે એક વૃદ્ધ ડોસો, તેની વૃદ્ધ સ્ત્રી, અને એક કીશોરવયનો મુનિ વેષે પણ રાજ્ય ચિન્હોથી યુક્ત તેજસ્વી, પરાક્રમી, બુદ્ધિમાન અને માતાપિતાની પરમભક્તિવાળો પુત્ર એ ત્રણ જોયાં. એમને જોઇ આસપાસના મુનિઓને પૂછી તજવીજ કરતાં જણાયું કે, અવંતીનગરીના **દયુમત્સેન** રાજાને તેના કોઇ શત્રુઓએ પદભ્રષ્ટ કરવાથી તે પોતાની રાણી **શૈબ્યા** તથા પુત્ર **સત્યવાન** સાથે અહીં આવી વસેલા છે, સાવિત્રી આ વાત જાણી ઘણી ખેદ પામી, પણ સત્યવાનમાં સ્વાભાવિકરૂપ સંપતિ વગેરે જોઇ ઘણીજ ખુશી થઈ મોહ પામી. તેની આવી દુઃખદ સ્થિતિ જોઇ છતાં સત્યવાનને પોતાને લાયક વર સમજી મનથી પતિ માની લીધો. પ્રધાને આવી સ્થિતિવાળાને પતિ તરીકે પસંદ નહીં કરતાં, વિદેશમાં ફરી બીજા કોઇ યોગ્ય પુરૂષને પતિ તરીકે પસંદ કરવો, એવું સાવિ-

ત્રીને જણાવ્યું; પણ તેણે પોતાનો કરેલો નિશ્ચય ફેરવવાની સાફ ના પાડી. તેપરથી પ્રધાન રાજધાનીમાં આવ્યો. સાવિત્રીને આવ્યાના ખબર સાંભળી સૌ ખુશી થયાં. પ્રધાને અશ્વપતિ રાજાને કહ્યું કે સાવિત્રીએ વિદેશમાં કોઇ રાજા કે રાજકુમારને પસંદ ન કરતાં પદભ્રષ્ટ થયેલા રાજર્ષિના મુનિ વેષે રહેલા કુમારને પતિ તરીકે પસંદ કર્યો છે.—સાવિત્રી સુકોમળ શરીરની છે. જેણે કદી રાજમંદીર બહાર પૃથ્વીપર પગ મૂક્યો નથી; તે જંગલની કાંકરા, કાંટાવાળી જમીનપર શી રીતે ટાઢ, તડકો અને વરસાદ સહન કરી શકશે ? તે હજુ બાળ બુદ્ધિની છે. ચક્રવર્તી રાજાની કુંવરી પરણીને તરતજ વનવાસ ભોગવે, એથી વધારે બીજું દુઃખ કયું ? અમે તેને અટકાવી પણ તેણે નહીં માનવાથી અહીં આવ્યા છીએ, અમને એ વાત પસંદ નથી. હવે આપની મરજી હોય તેમ કરવા મુખત્યાર છો. અમે તે રાજર્ષિના કુમારનું ચિત્ર ચિતરાવી લાવ્યા છીએ. અશ્વપતિ આ વાત સાંભળી ઘણો દીલગીર થયો. ચિત્ર નિહાળી વિચારમાં ગરકાવ થયો. તેટલામાં નારદમુનિ આવી ચડયા. રાજાએ ઉભા થઇ તેનો ઘણો સત્કાર કર્યો. કેટલીક વાતચીત ચાલતી હતી, ત્યાં સાવિત્રી પણ આવી. મુનિએ તેને જોઇ રાજાને કહ્યું કે, આ તારી પુત્રી સતી થશે; એવું તેના લક્ષણો ઉપરથી જણાય છે. તેનું સગપણ કોની સાથે કર્યું છે ?

અશ્વપતિએ મુનિનાં વચન સાંભળી કહ્યું; માહારાજ ! આપ ભલે પધાર્યા. મારે આપની સલાહ પૂછવી છે. એમ કહી સાવિત્રીએ સત્યવાનને પતિ તરીકે પસંદ કર્યાની વાત કહી બતાવી; જણાવ્યું કે—હું સાવિત્રીના સ્વભાવને જાણુંછું, તે ઘણું કરીને વિચાર કર્યા વગર કંઇ કરતી નથી; અને વિચાર કર્યા પછી ગ્રહણ કરેલા કાર્યને છોડતી નથી. માટે તેણે જે સત્યવાન સાથે પરણવાનો નિશ્ચય કરેલો છે, તે ફેરવવામાં માત્ર વનવાસ વસવાનો તુચ્છ દોષ કહાડીશું, તો તે તેના મનમાં બિલકુલ ઠસશે નહીં, એવું હું માનુંછું. તેથી જો તેનામાં બીજા દોષ ન હોય, તો હું સાવિત્રીને તે સાથે પરણાવતાં દીલગીર થાઉં તેમ નથી; કેમકે રાજ્ય તો તેને મારી સત્તાથી પ્રાપ્ત કરાવી શકીશ. માટે તેનું શુભા શુભ જે હોય તે કૃપા કરી જણાવો. નારદ બોલ્યા;—રાજા ! કુમાર શ્રી સત્યવાનની સુંદર કાન્તિ, લાંબા બાહુ, શૂરવીરતા, ક્ષમા, ગંભીરતા, વગેરે તેમાં ક્ષત્રિપણાનાં સારાં ચિન્હો છે. પણ તેના આયુષ્યની મર્યાદા ઘણીજ ટુંકી છે, એટલે તે એક વર્ષમાં મૃત્યુ પામશે; તોપણ સાવિત્રીનો સંબંધ તે સાથે થયા વગર રહેશે નહીં આમ બોલી મુનિ ચાલી નીકળ્યા.

આ સાંભળી રાજા તથા સભાસદોના પ્રફુલ્લિત ચેહેરા કરમાઈ ગયા. રાણી માલવી તથા સાવિત્રી સભામંડપની બાજુના હોલમાં આ વાત સાંભળતાં હતાં, તેઓ મૂર્છિત થયાં. સભા બરખાસ્ત થઇ. રાજા એકલો રહ્યો. તેણે માલવી તથા

સાવિત્રીને બોલાવીને કહ્યું કે. પુત્રી **સાવિત્રી** ! તેં જે પતિ પસંદ કર્યો છે, તેમાં મોટો દોષ છે એવું તેં સાંભળ્યું. એ દોષ કોઇ ઉપાયથી ટળી શકે એવો નથી. તેં સાહસ કર્યું છે, તેના સારા નરસા પરિણામની તને ખબર નથી. આ બધું હું જાણતાં છતાં તેની સાથે વિવાહ કરવાનું શી રીતે માન્ય થઈ શકે ? તું હવે તારે મનપસંદ બીજો વર શોધી લે. સાવિત્રીએ જવાબ આપ્યો. પિતાજી ! ક્ષત્રીઓનાં વચન મિથ્યા થતાં નથી, બોલ્યું વચન પાછું ખેંચાતું નથી, દીધું દાન લેવાતું નથી, સત્યવાદી વચન પાળવા ચૂકતા નથી, સતી સત ચૂકતી નથી. હરીશ્ચંદ્રે નીચ ઘેર વેચાવું કબૂલ કર્યું, પણ પોતાનું વચન દૃઢ નિશ્ચય કર્યા પછી ફેરવ્યું નહીં. તેથી મેં જે પતિ પસંદ કર્યો છે, તે દીર્ઘાયુ હો, વા અલ્પાયુ હો, ગુણવાન હો, વા દુર્ગુણી હો, પણ હું મનવડે જેને વરી ચૂકીછું, તે બીજાને કદી નહીં વરૂં. હુંતો જે સાથે મને કરીને વરીછું, તેજ મારો પતિ છે. મેં મારૂં મન સત્યવાનને અર્પણ કર્યું છે. તે હવે અન્યથા થાયજ શી રીતે ? મારૂં ભવિષ્યમાં જે થવાનું હશે તે થશે. તે માટે આપ ચિંતા ન કરો.

અશ્વપતિ બોલ્યો—પુત્રી ! એ કુમાર સર્વે રીતે યોગ્ય છે. પરંતુ તેનું આયુષ્ય ઘણું ટુંકું છે. એક વર્ષમાં તેનું મરણ થશે, ત્યારે તું પતિ વગરની થઇશ. પતિ એ નારીનું ભૂષણ છે, પતિ વગરની સ્ત્રીનું જીવન વૃથા છે. વિધવા પણાના સંકટો કેવાં દુઃખદ અને ભયાનક છે, તેનો ખ્યાલ પતિ વગરની સ્ત્રી સિવાય બીજા કોઇના મનમાં ભાગ્યેજ આવતો હશે. પતિ વગરની સ્ત્રી પોતેજ એકલી દુઃખી થાય છે એમ નથી, પરંતુ તેણીના માત પિતાની જીંદગી પણ ધૂળ મળી જાય છે. માટે તારા જેવી ડાહી પુત્રીએ હઠ કરવી નહીં. તું મને રજા આપ, એટલે હું દેશોદેશના રાજાઓને આમંત્રણ કરી સ્વયંવરની તૈયારી કરૂં, તેમાંથી તું મનપસંદ પતિ શોધીને વરજે, **સાવિત્રી** બોલી—પિતાશ્રી ! તમારી બાળાને ક્ષમા કરો. મારે માટે આપની ઘણી કાળજી છે; એ માટે ઘણી આભારીછું. મારે માટે ચિંતા રાખી બીજો વર શોધવાની કંઇ જરૂર નથી. હું સત્યવાનને તન, મનથી વરી ચૂકીછું. માટે એજ મારો પતિ છે. તે સિવાય બીજા કોઇ સાથે વરવા હું ખુશી નથી. ભવિષ્યમાં મારે વિધવાપણાનું દુઃખ સરજ્યું હશે, તો કોઇ મિથ્યા કરી શકનાર નથી. આ અનિત્ય સંસારમાં કાંઇ નિત્ય નથી. જેણે જન્મ ધર્યો છે. તેનો નાશ એકવાર થવાનો છે. વહેલા મોડું મરણ પ્રાણી માત્રને છે. તે કોઇનું અટકાવ્યું અટકનાર નથી. શ્રીકૃષ્ણ જેવા સાક્ષાત્ ભગવાનના દેહને પણ કાળે છોડ્યા નથી. તો બીજાં પ્રાણી શા વિશાતમાં ? મૃત્યુની ઉત્પતિ શરીરની ઉત્પત્તિ સાથેજ છે. મૃત્યું તો પ્રાણીની ખરી પ્રકૃતિજ છે. માટે તેથી શા માટે ડરવું ? રાજા તથા રાણીએ જાણ્યું કે **સાવિત્રી** પોતાનો કરેલો દૃઢ નિશ્ચય કદી ફેરવે એવી નથી. તેથી સદા દૈવજ પ્રબળ છે, એમ ધારી **નારદજી**નું છેવટનું વચન યાદ લાવી, તેને સત્યવાન

સાથે પરણાવાનો નિશ્ચય કર્યો. રાજાએ વિવાહની સામગ્રી કરવા માંડી. તેણે પ્રધાન, રાજગુરૂ, રાણી **માલવી** વગેરે સ્ત્રીઓ સહિત સાવિત્રીને વનમાં તેડી જઇને સત્યવાન સાથે વિધિસર પરણાવી. કેટલીક પહેરામણી આપી; સૌએ પુત્રીને મળી. રાજધાનીમાં આવવાની તૈયારી કરી, માતા માલવી સાવિત્રીને છાતી સાથે દાબી આંખોમાં આંસુ લાવી બોલી,—પુત્રી! ડાહી થજે, તારા સાસુ સસરાને અને પતિની સેવા કરજે. તારા માવતરની ખાનદાનીનો આધાર તારી ચાલ ચલગતપર રહેલો છે તે તું યાદ રાખજે. હવે તું આ વનને સુંદર ભવન સમાન માનજે. તું તારા સાસુ સસરા અને પતિની આજ્ઞા પ્રમાણે ચાલી તેમને સદા રાજી રાખજે. તેથી જરા પણ વિરૂદ્ધ ચાલીશ નહિ. સત્ સંગત કરી સદાચરણથી ચાલી કીર્તિ વધારજે. અમે હવે રજા લઇએ છીએ, તું શોક કરીશ નહીં. મહારાણી **શૈબ્યા!** આ સાવિત્રી હવે મારી પુત્રી નહિ પણ તમારીજ પુત્રી છે એમ સમજજો; કારણ પુત્ર વધૂ એ પુત્રી સમાન સ્નેહને પાત્ર છે. તેનામાં જે કાંઇ ભૂલ પડે તે સુધારજો. વગેરે કહી, રાણી **શૈબ્યા**નો યોગ્ય ઉત્તર મળતાં તેઓ સઘળાં સ્નેહ સહિત જુદાં પડી રાજધાનીમાં આવ્યાં.

**સાવિત્રી** ઇચ્છીત પતિને પામી ખુશી થઈ. વનવાસને યોગ્ય વલ્કલ વસ્ત્રો ધારણ કરી સાસુ, સસરા અને પતિનું મન, વચન, અને કર્મથી સેવા કરવા લાગી. સાવિત્રીની પવિત્ર લાગણી અને નિર્મળ મનની સેવા જોઇ શૈબ્યા રાણી એક વખતે હૈઉં ભરાઇ આવવાથી બોલી,—અહો! ઇશ્વરની કુદરત ન્યારી છે! ક્યાં તે સત્યવાનનું લગ્ન કરીને પુત્ર વધૂને રાજમહિષી કરવાની ઉમેદ! ક્યાં તે રાજભૂવનમાં રત્નભૂષિત બાજોઠપર બેસીને પુત્ર વધૂનું મૂખ ચુંબન કરવાની આશા! અને શું આ વિપરીત તૃણશય્યામાં તે ચંદ્રવદનીનું મૂખ જોવાનો પ્રસંગ! કેવો ખેદનો વિષય કે આ પુત્ર વધૂ અમારા દુઃખમાં ભાગિયેણ થઇ! અહો! દૈવ! તારી અકળગતિ છે!! **સાવિત્રી** પોતાની સાસુને શોકાતુર જોઇ સમજાવવા લાગી. સાસુજી! આપ રાજસિંહાસન છોડીને જંગલમાં રહો છો. તેથી આપને ઘણું દુઃખ થતું હશે, પરંતુ સુખ દુઃખનો દાતા ઇશ્વર છે, તેણે જેના નશીબમાં જે નિર્માણ કરી રાખ્યું છે તે કોઇથી મટાડી શકાતું નથી. તેમાં કંટાળો ખાવો એતો ઇશ્વરની નિંદા કર્યા જેવું છે; એટલુંજ નહીં, પણ એવા શોકમાં પડવાથી ઉલટો તેમાં વધારો થઇ આપણી ફરજ બજાવવી ચૂકી જઇએ છીએ. સૂક્ષ્મ દૃષ્ટીથી વિચાર કરી જોઇએ. તો રાજગાદી અને ઘાસની પથારીમાં કંઇ ફેર જેવું નથી. હું સત્ય હૃદયથી કહું છું કે, આ જંગલમાં આપની અને પતિની યથાર્થ ચરણ સેવા કરવાનું જો મારાથી બન્યું, તો હું ઘણી પોતાને સુખી સમજીશ. આ સાંભળી આશ્રમવાસિની ઋષિ બાળાઓ **સાવિત્રી**નાં ઘણાંજ વખાણ કરવા લાગી અને **સત્યવાન**ને પણ આવી પવિત્ર પત્નિ મળવાથી ભાગ્યશાળી સમજી અભિવંદન આપવા લાગી. સત્યવાન

તથા તેના માત પિતા સાવિત્રીથી ઘણું સુખ પામ્યાં. સત્યવાનનાં આયુષ્યનો અવધિ નજીક આવવા લાગ્યો. તેથી સાવિત્રીના મનને ચિંતાએ ઘેરી લીધું. આ વાત તેના સિવાય કોઈ જાણતું નહોતું. સાવિત્રી સૌભાગ્ય વધારનાર અનેક વ્રતો કરવાથી શરીરે શુષ્ક થઈ ગઇ હતી. પતિના આયુષ્યના અવધિમાં ચાર દિવસ રહ્યા કે, તેણે સૌભાગ્ય વર્ધક વ્રત આરંભ્યું. ત્રણ દિવસ ઉપવાસ કરી ચોથે દિવસે શાસ્ત્ર ક્રિયા કરી વૃદ્ધ તપસ્વી, અને સાસુ સસરાને જમાડયાં. અભિવંદન કરી અખંડ સૌભાગ્યના આશિર્વાદ મેળવ્યા. સત્યવાન એજ સાંજે કાંધે કુહાડો લઈ અગ્નિહોત્ર માટે કાષ્ટ અને ફળફૂલ લેવા તૈયાર થયો. સાવિત્રીએ જાણ્યું કે આજે તેનો કાળ નજીક છે, તેથીજ તેણે અસુરે જવાનું ધાર્યું. હવે મારે તેને એકલા જવા દેવા નહીં; કેમકે નકરે નારાયણ પણ કંઇ બને; માટે મારે સાથે રહેવું જોઇએ. એવો નિશ્ચય કરી પતિને કહ્યું, હું આવ્યા પછી કોઈ દિવસ આશ્રમ બહાર નીકળી નથી. માટે મારે આજે આ પુષ્પવાળું વન જોવાની ઘણી ઇચ્છા થઇ છે, વળી સાંજને વખતે આપ એકલા જાઓ છો, તો હું પણ આપને ફૂલ ફળ લેવામાં મદદગાર થાઉં. મારાપર પ્રેમ રાખતા હો, તો મને આજે આપની સાથે આવતાં અટકાવશો નહીં, એવી આશા રાખું છું. **સત્યવાન** બોલ્યો કે;—જો આવવાની ઇચ્છા હોય, તો મારાં માતપિતાની આજ્ઞા લઇ લો. પછી **સાવિત્રી** સાસુ સસરાને આજીજી સાથ વિનવીને તેમના આશીર્વાદ સાથે રજા લીધી. પછી પતિ સાથે વન પ્રદેશ જોતી જોતી તેની પાછળ ચાલી. બંને ફળ ફૂલ વીણતાં ઘણે દૂર નીકળી ગયાં. સત્યવાન ફળ ફૂલનો ટોપલો સાવિત્રીને સોંપી એક વડપર કાષ્ટ કાપવા કુહાડો લઇ ચડયો. થોડીવાર થઇ કે તેના માથામાં પીડા થવા લાગી. તેથી હેઠે ઉતરી જણાવ્યું કે, મને માથામાં ઘણી પીડા થાયછે. સાવિત્રી મનમાં સમજી કે કાળ આવ્યો. તે મનમાં ને મનમાં ઘણી વ્યાકુળ થઇ, પણ નહિ જણાવા દેતાં; લૂગડાનો છેડો પાથરી તેનું બિછાનું કર્યું, ખોળામાં માથું રાખી તેને જે રીતે આરામ થાય એવા ઉપચાર કરવા લાગી. પોતે ઘણી સંકટમાં છતાં પતિને ધૈર્ય આપવા લાગી. સત્યવાન બેભાન થઇ ગયો. તેથી સાવિત્રી આંખો મીંચી ઉંડા વિચારમાં ઉતરી ગઇ. વિચારોથી તેનું હૃદય ભેદાઇ ગયું, પણ ધૈર્ય છોડી નહિ રડતાં પ્રિયપતિનું શાન્તવન અને સેવા કરવા લાગી. સત્યવાનના પ્રાણ જવાની તૈયારી હતી; તેટલામાં તો સત્યવાનના પડખામાં સૂર્ય સમાન મહા તેજસ્વી, શ્યામ કાન્તિવાળા કોઇ દૈવી પુરૂષને ઉભેલા જોયા. પોતાનાપર કૃપા કરી આવેલા આ દેવને જોઇ, પતિના મસ્તકને હળવેથી નીચે મેલી હાથ જોડી કંપતા હૃદયથી બોલી;—હે દેવ! તમે કોણ છો? તેણે કહ્યું કે,—તું સતી સ્ત્રી છે. તેથી તમારી સાથે બોલું છું કે, હું **યમરાજા** છું. તમારા પતિનું આયુષ્ય પુરૂં થવાનું છે, તેથી આવ્યો છું. આ સાંભળી **સાવિત્રી** મહા દુઃખથી પીડાઇ છાતીફાટ રૂદન કરતી બોલી—આ સંસાર માયાવાળોછે. જગતમાં કોઇ અચળ નથી, મને સંસારની વાસના નથી, આપ ધર્મ વડે પ્રજાને રંજિત કરનારછો. તેથી

ધર્મરાજા કહેવાઓછો. મનુષ્યોને જેટલો પોતાનો વિશ્વાસ નથી, તેટલો સત્પુરૂષનો હોય છે. સંકટની દશામાં પણ સત્પુરૂષજ એક ગતિછે. તે કાંઇ પણ બદલવાની ઇચ્છા વગર પરનું ભલું કરવામાં ખુશી માનેછે. સત્પુરૂષનાં દર્શન કલ્યાણકારક થઇ પડે છે. તે કદી નિષ્ફળ જતાં નથી. આપની સાથે વાતચિતથી મારૂં દુઃખ વિસારે પડે છે. આપ સાક્ષાત્ પ્રભુ રૂપ છો. પૃથ્વી માયાવાળી છે, માણસ માયાથી મોહીત થઇને સંસારરૂપ મહાવિપદ્ સાગરમાં મગ્ન થાય છે અને ભ્રાંતિવાળી સર્વ વસ્તુને પોતાની કહે છે. આ સંસારમાં ઘણીજ પ્યારી વસ્તુ પતિ છે. તે સિવાયનાં સર્વ સ્વાર્થનાં સગાં છે. માયાને લીધે તેઓ અધર્મનો આશ્રય લે છે. જેમ એક જાતનો રેશમનો કીડો પોતાના તંતુથી પોતે બંધાય છે અને પાછો નીકળી પણ શક્તો નથી. તેમ માણસ આંખ હોવા છતાં પોતાનું સારૂં જોઇ શક્તાં નથી અને વિષયરૂપી જાળમાં પોતાને બાંધેછે. તેથી અંતે ઘણું દુઃખ ભોગવે છે. માટે મેં એકદમ સંસારની વાસના છોડી છે. પતિ વગરની પત્નિ મૃત્યુ તુલ્ય છે. પતિ વગર સુખ, સ્વર્ગ, કાંઇ પણ પ્રિય પદાર્થ કે જીવિતને પણ હું ઇચ્છતી નથી. પતિ વગરની સ્ત્રી પ્રાણ વગરના દેહની પેઠે નકામી છે. સ્ત્રીને પતિ એજ જીવન અને ભૂષણ છે. હું મારા પતિનો પ્રાણ બચે તેને બદલે મારો પ્રાણ આપવાને તૈયાર છું વગેરે ધર્મયુક્ત ગંભીર અને કોમળ વચનો કહ્યાં. એ સાંભળી યમરાજા સતી સાવિત્રીનું સતીત્વ અને જ્ઞાન જોઇ, તે ઉપર ઘણા પ્રસન્ન થયા. તેથી તેણે સાવિત્રીના માગવા પ્રમાણે સત્યવાન દીર્ઘાયુષી થાય એમ કર્યું. તથા તેનું ગયેલું રાજ્ય પાછું મળે અને સત્યવાનના માબાપનો અંધાપો દૂર થાય એવો ઉપાય બતાવ્યો. વગેરે લાભ કરી સાવિત્રીના સતીત્વનાં વખાણ કરતા ચાલી નીકળ્યા થોડીવારે સત્યવાન વ્યાધિથી મુક્ત થઇ નિંદ્રામાંથી જાગી ઉઠે, તેમ આળસ મરડી બેઠો થઇ બોલ્યો;—અહો! મને કેટલીબધી નિંદ્રા આવી! ઘણીવાર થઇ છતાં મને કેમ ઉઠાડયો નહીં. ચાલો હવે આપણે આશ્રમમાં જઇએ. અરે! મને ઘણીવાર થઇ તેથી મારાં માબાપ ઘણાં દુઃખી થતાં હશે. મને શોધીને થાકી ગયાં હશે, હવે તરત નહીં જઇએ તો તેઓ પ્રાણ ત્યાગ કરશે. આમ બોલી બંને ત્વરાએ ચાલવા લાગ્યાં. સત્યવાનનાં માબાપ પોતાને આંધળાની લાકડી રૂપ પુત્ર અને પુત્રવધૂ વખતસર ન આવ્યાથી વ્યાકુળ ચિતે રૂદન કરતાં વનમાં શોધ કરીને થાકી ગયાં હતાં. ઋષિપત્નિઓ દિલાસો આપતી બેઠી હતી. આ વખતે સત્યવાન અને સાવિત્રી આવી પહોંચ્યાં; તેમને જોઈ આશ્રમવાસી ઋષિઓ અને તેમની પત્નિઓ સૌ ખુશી થયાં. સૌએ રોકાઇ જવાનું કારણ પૂછયું, ત્યારે જે વાત બની હતી, તે વાત યથાસ્થિત સાવિત્રીએ કહી બતાવી. આ સાંભળી સૌએ હર્ષનાદ સાથે તેને અભિવંદન કરી વધાવી લીધાં. દેવોએ પુષ્પવૃષ્ટિ કરી આશીર્વાદ આપ્યો. યમરાજાના કહેવા પ્રમાણે કરવાથી તેમને રાજ્ય વગેરે સર્વ પ્રાપ્ત થયું. તેથી

પૃથ્વીમાં સાવિત્રની ઘણી કીર્તિ પ્રસરી ગઈ. આ શુભ દિવસ જે જેઠ સુદી ૧૪ તે દિવસ સ્ત્રીઓને સૌભાગ્ય વધારનાર તરીકે ગણાય છે. તે વ્રતને વડસાવિત્રીવ્રત પૂજન કહેછે. તે વ્રત સૌભાગ્યવંતી સ્ત્રીઓ આજે પણ કરે છે. ધન્ય છે સાવિત્રી !! તારી નેક ટેક અને સતીત્વને !!!

## તારામતી–શૈબ્યા.

આ મહાસતી–જગત્ પ્રસિદ્ધ સત્યવાદી મહારાજા હરિશ્ચંદ્રની ધર્મ પત્નિ થાય. તે પતિ પ્રાણા અને સાધ્વી સ્ત્રી હતી. તેણે પોતાના સ્વામી હરિશ્ચંદ્રનું સત્ય વચન પળે તેટલા સારૂ જે અસહ્ય દુઃખ વેઠયું છે, તેનીતો પરિસીમાજ છે. તેના જેવું કષ્ટ સહન કરીને પોતાના પતિનો મહિમા ઉજવળ કરનાર સતીઓ આ ભૂમંડળમાં ભાગ્યેજ થઇ હશે; એમ કહેવામાં કાંઇ અતિશયોક્તિ નથી. શૈબ્યાને લોકો તારામતીના નામથી વધારે ઓળખે છે. તારામતી બહુ રૂપવાન તથા અસાધારણ ગુણવાન સ્ત્રી હતી. તેનું અંતઃકરણ સર્વ પ્રકારની પવિત્રતા તથા મધુરતાથી, એ લોકાતીત સૌંદર્યને વધારે ખીલવતું હતું. ટુંકામાં કહીશું કે, તેણે ચરિત્રની સુંદરતામાં અને હૃદયની સર્વ પ્રકારની નિર્મળતામાં એક અપૂર્વ શ્રી ધારણ કરી હતી. તેની તે પવિત્રતાની ભૂવનમોહિની જ્યોતિર્મય મૂર્તિ, પતિએ હૃદયના સિંહાસન ઉપર સ્થાપન કરી હતી. જેમ હરિશ્ચંદ્રના ઉપર તારાગતીની અચળ ભક્તિ હતી, તેમ તેના ઉપર હરિશ્ચંદ્રનો પણ ઘણો પ્રેમ હતો. જે પત્નિ પતિ આત્મ સ્મર્પણ કરીને કાયા અને ગનો વાકયથી તેની સેવામાં સર્વદા લાગેલી હોય છે, અને બદલો મેળવવાની કાંઇ પણ આશા રાખતી નથી, તેજ ખરી સતી જાણવી. સતીને સ્વામીનો સહવાસ એજ તેના સુખના સૌભાગ્યનો સૂર્ય છે. સતી એ સિવાય બીજી કાંઇ પણ ઇચ્છા કરતી નથી. સતી પોતાના પતિને અનંત ઉન્નતિના માર્ગે લેઇ જવાથી નારી જન્મનું સાર્થક થયેલું સમજીને કૃતકૃતાર્થ થાય. છે. સતી સમજે છે કે, સ્વામિ ધનવાન હોકે નિર્ધન હો; અનુકૂલ હો કે પ્રતિકૂલ હો, ગમે તેવો હો, પણ એજ મારી ગતિ અને આશ્રય છે. સુખમાં કે દુઃખમાં, સંપદમાં કે વિપદમાં, સર્વ સમયમાં સતી સ્ત્રી છાયાની પેઠે પતિનીજ અનુગામિની અને પ્રિય કારિણી દેવી છે. તારામતી પણ એજ પ્રમાણે સુખની વેળાએ જેમ પતિ સેવામાં લાગી રહેતી, તેમ દુઃખની વેળાએ પણ પતિના મહા યજ્ઞમાં પોતાને આહુતિ આપતી હતી. ખરેખર સતી દેવી તારામતી પતિને મિત્રની પેઠે સત્કાર્યમાં ઉત્સાહ આપતી હતી. તેમ માતાના જેવી સ્નેહ મમતા, અને દાસીના જેવી સેવા તથા શ્રદ્ધા પૂર્વક ભક્તિ કરતી હતી. પતિજ તેની એક માત્ર ગતિ હતી, પતિજ તેનું એક માત્ર સુખૈશ્વર્ય હતું, અને પતિજ પરમ આરાધ્ય દેવતા

હતો. પતિ સિવાય તે બીજું કાંઇ જાણતી નહોતી. પતિવિના કંઇ પણ સમજતી નહોતી, અને પતિ સિવાય કંઇ પણ વિચાર કરતી નહોતી. પતિનુંજ ધ્યાન એજ એક માત્ર તેને વિચાર કરવાનો વિષય હતો. એવો તેનો પતિપર અપૂર્વ પ્રેમ હતો.

તારામતી સ્ત્રીઓમાં રત્ન રૂપ હતી. તે જેમ પતિ પ્રાણા સતી હતી, તેમ ચરિત્ર ગૌરવમાં પણ બહુ સન્માનને પાત્ર હતી. તે હૃદયાંશમાં પણ રાજેશ્વરી હતી. ક્ષમા, વિનય, સૌજન્ય, અને કર્ત્તવ્ય નિષ્ઠા એ તેના મનોહર ચરિત્રના સુંદર અલંકારો હતા. તે અતુલ ઐશ્વર્યવાન મહારાજાની રાણી હતી. તે છતાં બીજી સામાન્ય સ્ત્રીઓની પેઠે વિલાસ સુખ મેળવવાની ભિખારણુ નહોતી. અંતઃકરણની સર્વ પ્રકારની પવિત્રતાજ તેના વિલાસનો વિષય હતો. તેનું ફુલના જેવું કોમળ હૃદય ધાર્મિકતાના મજબુત કવચમાં ઢંકાયેલું રહેતું હતું. તે એક મહા તપસ્વિનીની પેઠે તેજસ્વિની હતી. અધર્મની છાયા જોઇને નારી નામ ધારિણી તારા ભૂખી સિંહણની પેઠે, કિંવા પગથી કચરાએલી લાલ આંખ વાળી સાપણની માફક અભિમાનથી તર્જન ગર્જન કરતી હતી. મહા પ્રતાપી સત્યવાદી મહારાજા હરિશ્ચંદ્ર આ સાધ્વી દેવીના સહવાસથી સ્વર્ગીય સુખ મેળવવાને ભાગ્યવંત થયો હતો. તે સુખ અને શાંતિ પૃથ્વીના એકાધિપત્યપણાથી પણ તે મેળવી શકયો નહિ. ખરેખર સંસારમાં માણુસ બે કારણથી સુખી થાય છે. એક અકપટ ચિતે ધર્મની સેવા કરવાથી, અને બીજું સુશિલા પ્રેમમયી ભાર્યાના સંસર્ગથી. હરિશ્ચંદ્ર સૈભાગ્યના સમગેજ દેવી સહવાસથી સુખી થગો હતો; એટલુંજ નહિપણ ભારે વિપત્તિની વેળાએ પણ દેવીના પવિત્ર હૃદયના સુખનો અધિકારી થયો હતો. સંસારમાં તે સુખની તુલના ઘણી ઓછી છે. પતિપ્રાણા તારામતી અનુકૂળ સ્વામીના સહવાસમાં પરમ સુખથી કાળ નિર્ગમન કરતી હતી. પરંતુ સંસારમાં સર્વદા સુખથી રહેવું કદી સંભવતું નથી. સુખના પછી દુઃખ અને સંપદના પછી વિપદ આવીને મનુષ્યની આશાનું ઘર ભાગી નાખે છે. રાજરાણી તારામતીના નશીબમાં પણ એ ચિરંતર જગત્ પદ્ધતિમાં જરાપણ ફરક પડયો નહિ. ચડતી પડતી એ જગતૂનો જરૂર થવાનો નિયમ છે ખરો, પણ તારામતીના પ્રમાણે અતિ શોકજનક ચડતી પડતી સંસારમાં અતિ અલ્પ થાય છે. સત્યવાદી હરિશ્ચંદ્રે મહર્ષિ વિશ્વામિત્રની આગળ સત્ય પાસમાં બંધાઇને રાજ ઐશ્વર્ય ( રાજપાટ, ધન, માલ મિલ્કત, વગેરે સર્વસ્વ ) બધું દાન કર્યું હતું. હરિશ્ચંદ્રને કહેવાનું કંઇ પણ બાકી નહોતુ, તેથી તે પોતાનું સર્વસ્વ વિશ્વામિત્રને દાન કરીને અંતઃપુરમાં ગયો. સર્વ વાત સાધ્વી દેવી તારામતીને કહી સંભળાવી. તારામતીએ દૈવ ઇચ્છાથી આવી પડેલી વિપત્તિની વાત સ્વામીના મુખેથી સાંભળી. એક પળની પહેલાં તે રાજરાજેશ્વરી હતી, અને બીજી પળમાં ભીખારણુ થઇ. આવી અકસ્માત્ વિપત્તિ આવી પડયા છતાં તારામતી જરાપણ

ગભરાઇ નહિ. ઉલટી ઉત્સાહ પૂર્વક પ્રફુલ્લ હૃદયથી પતિની સત્ય પ્રતિજ્ઞાના રક્ષણને માટે તૈયાર થઇ. તે વિપત્તિને વિપત્તિ સમજી નહિ, કારણ કે તે જાણતી હતી કે, આ સંસારમાં સુખસંપદ મનુષ્યને હમેશને માટે નથી. તારામતી સામાન્ય સ્ત્રીના જેવી હૃદયમાં દરિદ્ર નહોતી. જો તેના હૃદયમાં અત્યંત સાધારણ મહત્વ ન હોત તો સાંકડા મનની દરિદ્ર હૃદયની સ્ત્રીની પેઠે તેની દુર્દશા થાત. કદાચ તે ચિત્તની દુર્બળતાથી શોક તથા મોહમાં પડીને આંસુથી ગાલ ભીંજાવત, કદાચ જેમ વાયુના વેગથી ઉખડેલી કેળભૂમિમાં પડી જાય છે, તેમ તે ધૂળમાં પડીને મોટે અવાજે રૂદન કરત, કદાચ તે માથા ઉપર હજારો હાથ મારીને વિશ્વ વિધાતાના કામમાં દોષ લગાડત; કદી તે સ્વામીને આવી દાન શીલતાને માટે વાક્યબાણથી વિંધીને અંતરનું ઝેર ઢાળત અથવા આવા સત્યપાલનમાં હજારો દોષ દેખાડીને પતિને તેનાથી દૂર કરવાનો પ્રયત્ન કરત, પરંતુ તારા પતિપ્રાણા અને પરમ ધાર્મિક હતી. તે પ્રાણ જતાં પણ ઐહિક સુખને માટે ધર્મ વિરૂદ્ધ કામ કરવાને રાજી થઇ નહિં. સત્યવાદી રાજા હરિશ્ચંદ્ર પોતાના આનંદ પૂર્ણ સુખમય ઘરમાંથી બહાર નીકળ્યો. તેની સાથે સતી તારામતી પણ પોતાના બાળપુત્ર **રોહિતાશ્વ**ને લેઇને નીકળી. જેમ વિજળી મેઘનું, અને કૌમુદિ ચંદ્રનું તેજ અનુગમન કરે છે, તેમ પતિપ્રાણા તારામતી પણ સુખ સંપદમાં પાણી મૂકીને પતિની અનુગામિની થઇ. ખરેખર સતી સ્ત્રીનો એજ પરમ ધર્મ હોય છે.

તારામતી હરિશ્ચંદ્રની રૂપવંતી, ગુણવંતી, અને પ્રેમવંતી ભાર્યા હતી, તેનું હૃદય મહત્ તેમ મધુર હતું, તેની કર્ત્તવ્ય બુદ્ધિ અટલ તથા અચલ હતી, અને પતિ ભક્તિ હદ વગરની હતી. તે સામાન્ય સ્ત્રીના પ્રમાણે પોતાના સુખમાં નિમગ્ન નહોતી. શાથી સ્વામી સુખી થાય, શાથી સ્વામીનું આલોકનું તથા પરલોકનું મંગળ થાય, તેનોજ તે વિચાર કર્યા કરતી હતી. એ વિચારથી તે જેવું સુખ અનુભવતિ તેવું સુખ બીજા કોઇથી મેળવતી નહોતી. આજે આ વિપત્તિ આવી પડયાથી તેની રૂપ રાશિધૂળમાં ખરડાયેલી છે, આજ તે અતિ દુઃખથી દુખિની છે. તે સર્વદા પતિના ભલાનોજ વિચાર કરે છે. હરિશ્ચંદ્રના ઉપર તેની ભક્તિ એક અપૂર્વ હતી. તે ભક્તિ દુર્બળને બળ, નિરાશ્રયને આશ્રય, અસહાયને સહાય, અને મૃતને જીવન આપનારી છે. ભક્તિ એ અસમર્થને અસાધ્ય સાધનમાં સમર્થ કરી મૂકે છે, ગતિવિનાને ગતિ આપે છે, અને જન્માંધને દિવ્યચક્ષુ આપે છે. ખરેખરી તેવી ઉત્તમ ભક્તિ એક શક્તિ છે; તે શક્તિના બળથીજ આ જન્મસુખ સેવિતા. રાજભોગમાં લાલિત પાલિત થયેલી, કોમળ શરીરની રાજરાણી તારામતી સ્વામીના ભયંકર દુઃખની ભાગીનિ થઇ.

હરિશ્ચંદ્ર પત્નિ તથા પુત્રને લેઇને **બનારસ—કાશી**માં ગયો. તેણે એક મહિનામાં વિશ્વામિત્રને દક્ષિણાનું ધન આપવાનું વચન આપ્યું હતું. મહિનો પૂરો

થયો, તથાપિ હરિશ્ચંદ્ર તે ધન આપી શકયો નહિ. વિશ્વામિત્ર તેની પાસે જઇને દક્ષિણાનું ધન માગવા લાગ્યો. પરંતુ હરિશ્ચંદ્રની પાસે તેને દાન ઉપર દક્ષિણા આપવા જેવી કાંઇ પણ વસ્તુ નહોતી. તેથી હરિશ્ચંદ્ર દક્ષિણાનું કરજ વાળવા વિચારની આગમાં દગ્ધ થવા લાગ્યો. તેથી જોઇને સતી તારામતી સ્વામીને ગદ્‌ગદ્‌ કંઠે કહેવા લાગી કે;–"હે મહારાજ ! ચિંતા છોડીને સત્ય પ્રતિપાલન કરો. જે માણસ સત્ય પાળતો નથી, તેના ઉપર પ્રભુ કદિ પ્રસન્ન થતો નથી. મનુષ્યે પોતાનું વચન પાળવું તેના જેવું ધર્મ કાર્ય બીજું એકે નથી. જેનું એક પણ વચન મિથ્યા જાય છે, તેનાં બધાં ધર્મ કાર્ય નિષ્ફળ થાય છે. ધર્મ શાસ્ત્રમાં લખ્યું છે કે, સત્ય વચન એ જ્ઞાનીઓના પરિમાણનું એક માત્ર સાધન છે. હે રાજન ! જે સેંકડોવાર અશ્વમેધ તથા રાજસૂય યજ્ઞ કરીને સફળતા મેળવે છે, તે પણ જો મન વન અથવા બુદ્ધિથી એકવાર પણ મિથ્યા આચરણ કરે, તો ધર્મ ભ્રષ્ટ થાય છે." એટલું કહીને તારામતી અસહ્ય દુઃખથી રોવા લાગી. તે સ્વામીના ધર્મ નાશનો સમય પાસે આવેલો જોઇને મનમાં ને મનમાં પોતાને ધિક્કાર આપવા લાગી. તેણે વિચાર કર્યો કે, મારા જેવી દુર્ભાગિયણ સ્ત્રી આ જગતમાં બીજી કોઇ નથી. ઘણીવારે સ્વામીના શાન્ત્વન વાકયથી રોવું બંધ કરીને તે ગંભીર ભાવથી બોલી;—"નાથ ! સાધુ પુરૂષો પુત્રની ઇચ્છાથી લગ્ન કરે છે. મને પુત્ર થયો છે, તેટલા માટે મને વેચીને બ્રાહ્મણને વચન આપેલું દક્ષિણાનું ધન આપો." અહા ! ધન્ય તારામતી ! ધન્ય તારો નારી જન્મ ! અને ધન્ય તમારી નિઃસ્વાર્થ પતિ ભક્તિ ! તમે યથાર્થ સહધર્મિણીના નામની સફળતા કરી છે ! તમે ખરેખર રમણીનાં શિરોમણિછો ! તમારી આ મધુર વાણી રમણિના હૃદયમાં સુવર્ણાક્ષરે અંકિત રહેવી જોઇએ. તમે ખરેખર સત્યનો મહિમા જાણ્યો હતો. વિપદથી ભરેલા મહા અરણ્યમાં વલ્કલ ધારિણી પતિ પ્રાણા સતી **સીતા**ને જોઇ છે, મૃત પતિને ખોળામાં લેઇને વનવાસિની અશ્રુપૂર્ણ નયના સતી **સાવિત્રી**ને જોઇ છે, પતિ વિરહ દુઃખિતા અલૌકિક શક્તિ ધારિણી સતી **દમયંતી**ને મહા અરણ્યમાં દુષ્ટ શિકારીની સામે જોઇ છે, અને સેંકડો હિંદુ સ્ત્રીઓને પતિની બળતી ચિતામાં આત્માહુતિ આપતાં જોઇછે; પરંતુ તમારા જેવી આત્મ વિક્રય કરીને પતિને કરજના બંધનમાંથી છોડાવનાર સ્ત્રી જગતમાં જોઇ નથી.

હરિશ્ચંદ્ર પત્નિના મોંમાંથી પોતાને વેચવાની વાર્ત્તા સાંભળીને ઘણોજ દુઃખી થયો. ભારે મર્મની વેદનાથી તેનું હૃદય છિન્ન થવા લાગ્યું. પોતાની વિપત્તિનો આશ્રય; સંપદનીશ્રી, સંસારની લક્ષ્મી, અને હૃદયની દેવીને તુચ્છ ધનને માટે વિક્રય કરવી પડશે ! એ ભારે દુઃખથી તેનું હૃદય દગ્ધ થવા લાગ્યું. તે જોઇને સતી તારામતી તેને વારેવારે કહેવા લાગી કે;—"પ્રાણનાથ ! હું જે કહું છું, તે જલદી કરો," સતીનો એવો આગ્રહ જોઇને હરિશ્ચંદ્ર ઘણોજ કાતર સ્વરથી બોલ્યો કે;—"ભદ્ર ! હું ઘણોજ

નરાધમછું. હું તમને વિક્રય કરૂં, એવું મર્મ ભેદી વાક્ય ઉચ્ચારણ કરવામાં પણ જો મારી જીભ સમર્થ થાય, તો નર ઘાતકો પણ જે કામ કરી શકે નહિ, તેજ હું કરૂંછું." એટલું બોલીને ખેદ પામ્યો; પણ તારામતીના આગ્રહે કરીને હરિશ્ચંદ્ર લાચારીથી પોતાની પત્નીને વેચવા માટે શેહેરમાં ગયો, અને કૌશિક નામે બ્રાહ્મણને ઘેર સતી તારામતીને તથા પુત્ર રોહિતાશ્વને વેચ્યાં. તારામતી પતિને કરજવિનાનો કરવા માટે પુત્ર સુદ્ધાં પોતે વેચાઇ ! એવી રીતે સતીએ સ્વામીને માટે આત્મ સુખ ત્યાગ કરવાનો નિશ્ચય કર્યો. કેવી અદ્દભૂત પતિપરાયણતા ! કેવી અપૂર્વ પતિભક્તિ! કેવો અગાતપતિપ્રેમ ! પતિને માટે પત્નિનું આત્મ સુખ ત્યાગનું સુંદર દષ્ટાંત્ એનાથી બીજું કયાં છે? ખરેખર જગત્માં કોઈ પણ સ્ત્રી સ્વામીની આવી સેવા કરી શકી નથી ! જગત્માં કોઇ પણ સ્ત્રી સ્વામીને આવાં મન, વચન અને બુદ્ધિથી ચાહી શકી નથી ! અને કોઇ પણ સ્ત્રીએ સ્વામીને માટે આવો નિઃસ્વાર્થ આત્મસુખનો ત્યાગ કર્યો નથી ! સ્વામીભક્તિનું આવું આશ્ચર્યજનક દૃષ્ટાંત્ જગત્માં અતિ વિરલછે ! સતી સિવાય આવી તેજસ્વિતા દેખાડવાની બીજા કોઇને પણ હિમ્મત આવતી નથી. તારામતીનું હૃદય કેટલું મોટું અને ગંભીર હોવું જોઇએ ! તે ગંભીર હૃદયનો પ્રેમ, ભક્તિ, અને વિશ્વાસ કેટલો ઉંડો હોવો જોઇએ ! આપણે તો તે ઉંડાઇનો અનુભવજ કરી શકતા નથી ! ખરી રીતે જોતાં તારામતીનું હૃદય એક આશ્ચર્યની વસ્તુ હોવી જોઈ એ ! તારામતી સતી છે ! દેવીછે ! અને જગત્ની લક્ષ્મી છે. તારામતી પતિપરાયણતાની સાક્ષી છે ! અને ખરેખર રમણી કુલનું ભૂષણછે !

તારામતી અને રાજપુત્ર રોહિતાશ્વને વેચાતાં લેઇ કૌશિક બ્રાહ્મણ પોતાના ઘર તરફ ચાલ્યો, તારામતી બ્રાહ્મણને ત્યાં જતી વખતે પોતાના પ્રાણપતિહરિશ્ચંદ્રની પ્રદક્ષિણા કરી જાનુથી નમીને અશ્રુથી વ્યાકુળ અને દીન થયેલી બોલી કે;—"જો મેં આપ્યું હોય, જો હોમ્યું હોય, અને જો બ્રાહ્મણોને તૃપ્ત કર્યા હોય, તો તે પુણ્યવડે હરિશ્ચંદ્ર ફરી નિશ્ચય મારા ભર્તાર થજો." હા ! અયોધ્યાની મહારાણી તથા રાજકુમાર થોડા પૈસામાં વેચાયાં ! હા નશીબ ! આ શું તારો ગૌરવ છે ! ધિક્કાર પડો તને !! જે સંસારના સુખ સંપદ લેઇને અહંકાર કરે છે. તેઓ જાણતા નથી કે, શૌભાગ્યની વેળાએ પણ સુખનું ઘર સળગીને ભસ્મ થાય છે ! અને આનંદનો બજાર ભાગી જાય છે ! તે અંધ મનુષ્યો તેનો મર્મ કાંઈ પણ સમજતાં નથી ! જ્યારે તારામતી બ્રાહ્મણને ઘેર જવા સ્વામીથી વિખૂટી પડી, ત્યારે તે ધીરજ રાખી શકી નહિ, તે અયોધ્યાની રાણી થઇને ભિખારણ થઇ હતી. તથાપિ તેને એક દિવસને માટે પણ અધિરી થયેલી દીઠામાં આવી નહોતી. હવે તેની ધીરજ એકીવારે જતી રહી, તેની છાતી ચીરાવા લાગી, અને ચિત્ત ઘણુંજ વ્યથિત થઇ પડયું. તે લૂગડાનો છેડો મોંઢા ઉપર નાંખીને રોવા લાગી, સતી તારામતી બધી જાતનાં દુઃખ સહન કરી શક્તી હતી; તે જાગરણ કરીને, ભૂખ વેઠીને પતિનું

કરજ ફેડવામાં કાંઇ પણ ક્લેશ જાણતી નહોતી; એટલુંજ નહિ પણ પતિને માટે પ્રાણ આપવામાં પણ આનંદ માનતી હતી. તે આ વેળાએ રોવા લાગી. શાથી રોવા લાગી? તે સર્વ દુઃખ સહન કરી શકી; પરંતુ પતિવિરહનું દુઃખ તેનાથી. સહન થઈ શક્યું નહિ. તેથીજ સતી રોવા લાગી. તે આટલા દિવસ સુધી માત્ર પતિને માટેજ જીવન ધારણ કરતી હતી, અને પતિ જીવનમાંજ જીવતી રહીને તેની સેવા તથા ભક્તિ કરીને આનંદ માનતી હતી. તે આજ પતિથી છુટિ પડીને દુઃખથી રડવા લાગી. જાણે હમણાંજ તેનું મૃત્યુ આવેલું છે, એમ તેને ભાસવા લાગ્યું. આ મૃત્યુનું દુઃખ તેના અંતરાત્માને બાળવા લાગ્યું, એવું દુઃખ કોઇએ પણ કદિ સહન કર્યું નહિ હશે. આવી વિપત્તિમાં કોઈ મનુષ્ય સ્થિર રહી શકે નહિ. આવાતીવ્ર વિષમાં જર્જરિત થઇને કોઈ રમણી જીવનની આકાંક્ષા કરે નહિ. આવું મરણ શું ભયાનક મૃત્યુ છે? હા, આ મૃત્યુથી હાડકાંનો ભૂકો થઈ જાય, હૃદયની ગાંઠો તૂટી જાય, અને વિશ્વબ્રહ્માંડ બળીને ભસ્મ થાય! જે રમણીનો પ્રાણ કંઠપર આવેલો છે, તે રમણી પણ આવા ભયંકર મૃત્યુની સામે ઉભી રહી શક્તી નથી. હાય! સતીને પતિ વિયોગનું કેવું ભયાનક મૃત્યુ?!!

પ્રિય ભગિનીઓ! આ શોચનીય દેખાવ એકવાર જુઓ? પેલો વૃદ્ધ બ્રાહ્મણ અયોધ્યાની મહારાણીને એક ગુલામડી તરીકે વેચાતી રાખીને ઘેર લઈ જાય છે, તે શોચનીય દેખાવ એકવાર જુઓ! પેલી સાધ્વી પત્નિ તારામતી પતિને કરજમાંથી છોડાવીને દાસીત્વની સાંકળમાં બંધાઇને દાસીપણું કરવા જાય છે. એ આશ્ચર્યકારક બનાવ એકવાર તમારા હૃદયમાં અંકિત કરો, તમે જોશોકે સતી હૃદયનું પવિત્ર માધુર્ય, સતી ચરિત્રનું અનુપમ સૌંદર્ય, જગતમાં કેવું ધન્ય થયું છે, કેવું પવિત્ર થયું છે, અને કેવું મહિમાન્વિત થયું છે. સતી દેવી તારામતીએ ચરિત્રના અનુપમ સૌંદર્યમાં ભૂવન મોહિનીનો વેશ ધારણ કર્યો છે. પ્રિય ભગિનીઓ! એકવાર આ પતિપ્રાણાભૂવન મોહિની અને ધર્માનુરાગિણી તારાને લક્ષ પૂર્વક અવલોકન કરો? તારામતી જન્મથી સુખના ખોળામાં, અને ઐશ્વર્યની મધુર છાયામાં લાલિત પાલિત થઈ હતી, અને રાજરાણી થઇને પણ એજ ઐશ્વર્ય સુખની ભોક્તા થઈ હતી. તેણે આજ પતિવ્રતા ધર્મની રક્ષાને માટે મહાદુઃખમાં પ્રવેશ કર્યો! કેટલીક સ્ત્રીઓ પોતાના સુખને માટે પતિને કરજની જાળમાં બાંધવામાં લગારે આઘું પાછું જોતી નથી. ત્યારે આ ધર્મ પ્રાણા પતિ હિતૈષિણી તારામતી પંડે વેચાઇને પતિને કરજના બંધનમાંથી છોડાવવાને શક્તિમાન થઈ. કેવો ઉંડો ધર્મ ભાવ! ધન્ય તારામતી! તમારા જેવી પતિવ્રતા અને ધાર્મિક સ્ત્રી જગતમાં અતિદુર્લભ છે!!

પેલી તરફ સત્યવાદી હરિશ્ચંદ્ર પ્રાણાધિક પત્નિ પુત્રના વિરહથી ઘણો શોકાતુર થઇને પોતાના નશીબને પુષ્કળ ધિક્કાર આપવા લાગ્યો, અને ભારે સંતાપથી

હાહાકાર કરતો વિલાપ કરવા લાગ્યો કે;—"વૃક્ષની છાયા વૃક્ષને કદાપિ છોડતી નથી, તો આ સત્યશીલ ગુણવાળી કેમ જાય છે? પછી પુત્રને કહે છે કે;—પુત્ર! મને છોડીને તું પણ જઇશ? બ્રાહ્મણને કહે છે કે;—હે દ્વીજ! મને જેવું દુઃખ સ્ત્રી પુત્રના વિયોગથી થાય છે, તેવું દુઃખ રાજ્ય ત્યાગથી કે વનવાસથી થતું નથી. ઇત્યાદિ રીતે રાજાને વિલાપ કરતો મૂકી બ્રાહ્મણ તારામતી તથા તેના બાળ પુત્રને લઇ ચાલતો થયો. અહો! દૈવની વિપરીત ગતિ!! પછી હરિશ્ચંદ્રે સ્ત્રી પુત્રને વેચીને મેળવેલા પૈસા વેષધારી વિશ્વામિત્રને આપ્યા, પરંતુ કેવું દુર્ભાગ્ય! કે એટલા પૈસાથી કરજ પુરૂં થઇ શકયું નહિ. તેથી ઋષિ ક્રોધાયમાન થઇને રાજાને તિરસ્કાર અને ભય દેખાડવા લાગ્યા. હરિશ્ચંદ્રે બીજો કંઇ પણ ઉપાય નહિ જોયાથી **પ્રવર** નામે એક ચાંડાળ ( ભંગી ) ને ઘેર પોતે વેચાઇને બ્રાહ્મણનું કરજ ફેડયું. ભંગીએ તેને કાશીના સ્મશાનમાં મુડદાં બાળવાનો કર ઉઘરાવવાના કામમાં રાખ્યો. હરિશ્ચંદ્ર સત્યને માટે ચાંડાળની ગુલામગીરી કબૂલ કરીને કરજના બંધનથી છૂટયો.

તારામતી બ્રાહ્મણના ઘરમાં જઇને પોતાનું શિયળ સાચવીદાસીનું કામ કરવા લાગી. તેણે મનની આગ મનમાં ઢાંકીને,પ્રાણાધિકકુમાર રોહિતાશ્વનું મુખ જોઇને અતિ કષ્ટથી દિવસ ગાળવા લાગી; પરંતુ પતિ વિયોગથી તેનું અંતર તુષાનલની પેઠે ધીરે ધીરે બળવા લાગ્યું. તેણે પતિ વિરહના દુઃખથી જીવનની આશામાં પાણી મૂકયું. આજે વિશ્વ બ્રહ્માંડ તારામતીની આંખે મહા સ્મશાન જેવું જણાયું. આજે તેનું હૃદય ઘણા દુઃખથી દગ્ધ થવા લાગ્યું, તે આજે કંઇ પણ જોઇ શક્તી નહોતી. સુખની વાત કહેવાની હીંમત કરતી નહોતી. સંસાર જાણે તેને મૃત્યુનો ભય દેખાડતો હોયની! સંસાર જાણે હાથમાં તરવાર લેઇને તેને મારવા આવતો હોયની! પતિ વિરહમાં શોકાતુર, દુઃખીની તારામતી આજે ધૂળમાં પડીને ધૂળ થવા ઇચ્છેછે. સંસાર જાણે ઘનઘોર અંધારાથી પરિપૂર્ણ હોયની, તેનું હૃદય જાણે ચીરાઇ ગયુ હોયની, પ્રાણ જાણે નીકળી ગયો હોયની, એવો અનુભવ તેને થવા લાગ્યો. તારામતી રમણી છે, રમણી પ્રેમપાત્રને પ્રાણના પ્રમાણે છે, સ્નેહની વસ્તુને છાતીપર રાખીને સ્નેહ કરે છે. પાણીમાં જેમ પાણી મળી જાય છે. તેમ તેઓ પણ પ્રેમની વસ્તુમાં સ્વાભાવિક રીતે ભળી જાયછે, તેથી તેઓ સ્નેહપાત્રને આંખથી બાહાર કરી શકતી નથી. તેથીજ વિરહ રમણીના હૃદયમાં ઝેરના જેવું કામ કરે છે. વિરહ રમણીને અસહનીય છે, રમણી વિરહથી સૂકાઇને મરી જાય છે. તારામતીએ પોતાના જીવનમાં કદિ પણ પતિ વિયોગનું દુઃખ ભોગવ્યું નહોતું. આજ એ ભયાનક દુઃખ સાગરમાં ડૂબી હતી. તારા વિપત્તીના ઉપર વિપત્તી જોઇને ભયભિત થઇ વિચાર કરતી હતી કે, તેના જેવી અભાગિયણ બીજી એક પણ સ્ત્રી નહિ હશે. સૌભાગ્યની વેળાએ તેણે જે જીવન ધન સ્વામીની સેવામાં અર્પણ

કર્યું હતું, તે આજે દુઃખ વિપત્તીની વેળાએ સ્વામીની સેવા કરવામાં કામ આવ્યું નહિ. એજ દુઃખથી તેનું હૃદય શોકાતુર થઇ પડયું હતું. તારામતી જે બ્રાહ્મણને ઘેર વેચાઇ હતી. તે બ્રાહ્મણ અને તેની સ્ત્રી ખરેખર નિર્દય અને ઘાતકી સ્વભાવનાં હતાં. તેઓ તેને દિવસ અને રાત માથા તોડ વૈતરૂં કરાવતાં હતાં. એક પળ પણ તેને વિશ્રામ લેવા દેતાં નહિ. તે છતાં તેનો નજીવો વાંક કહાડીને તેના ઉપર ગાળોનો વરસાદ વરસાવતાં અને તિરસ્કાર કરતાં હતાં. તેઓ તેને પેટપુર ખાવાનું પણ આપતાં નહિ. એ રીતે તેને ઘણું પજવતાં હતાં-તારામતીને પતિ વિરહના ભારે દુઃખ ઉપર એ એક ડામ હતો.

તારામતીના દુઃખની પરિસીમા એટલેથીજ પુરી થઇ નહિ. જેના મુખ સામું જોઇને તેનું ચિત્ત જરાશાન્ત થતું, જેને છાતીમાં ધારણ કરીને પોતાના દગ્ધ હૃદયને શીતળ કરતી, તે તેના સ્નેહનું ધન રોહિતાશ્વે તેના દગ્ધ હૃદયમાં આગ સળગાવી! તારામતીને દુનિયા તેથી અંધારી થઇ ! રોહિતાશ્વ બાગમાં ફૂલ અને તુળસી વગેરે લેવા માટે ગયો હતો. ત્યાં તેને એક ઝેરી સાપ કરડવાથી એજ ઠેકાણે તે શબવત થઇ પડયો ! દુઃખિનીના ખોળાનું ધન પડી ગયું ! જોતા જોતામાં નિર્દયકાળે એક કોમળ પુષ્પનો પ્રાણ લેઇ લીધો ! જોતા જોતામાં શરદ પુનમના પ્રકાશિત તેજસ્વિ આકાશમાં એક કાળા મેઘે આવીને નિર્મળ પૂર્ણચંદ્રને ઢાંકી નાખ્યો ! હાય ! આ સંસાર ઘણી વિચિત્ર જાતની જગા છે ! !

તારામતી પુત્ર રોહિતાશ્વના મરણના દુઃખદાયક સમાચાર સાંભળતાંજ બે શુદ્ધ થઇને ધરણીપર ઢળી પડી. કેટલીક વારે જરા શુદ્ધિ આવતાં તે ઘણું રૂદન કરવા લાગી. પછી પુત્રના મૃત્ય દેહની પાસે જવાની રજા માગતાં દયાહિણ કૌશિકે તેને રજા આપી નહિ. જ્યારે તેણે ઘણા ઘણા કાલાવાલા કર્યા, ત્યારે અરધી રાત્રે કામથી પરવાર્યા બાદ તેને જવાની રજા મળી. તારામતી દોડતી દોડતી તપોવનમાં ગઇ, ત્યાં પુત્રનું શબ જોઇને તેનું માથું ફરવા લાગ્યું, અને છાતી ચીરાવા લાગી ! તેણે જોયું કે અભાગિયણનું ફૂટેલું નશીબ એકીવારે ફૂટી ગયુંછે! તારામતી દુઃખની તોફાની હવામાં કેળની માફક પાછી બે શુદ્ધ થઇને જમીન ઉપર પડી ગઇ. ઘણીવારે શુદ્ધિમાં આવીને વિલાપ કરવા લાગી. તેના કરૂણામય મહા રૂદનથી તપોવન ગાજી રહ્યું. તે સાંભળીને વનપક્ષીઓ પણ ચીચીયારી મારવા લાગ્યાં. હાય ! આજ ભિખારણ તારાનું સર્વસ્વ ચાલ્યું ગયું છે. સર્વ ગુમાવ્યા છતાં પ્રાણ ધન પુત્રને છાતીમાં રાખીને વનચારીની પેઠે તે આજ સુધી જીવન ધારણ કરીને રહેતી હતી. હા અદષ્ટ! આજ એ દુખિનીનું ધન, ખોળાનું રત્ન હાથમાંથી છીનવી લીધું ! અભાગિયણ તારાના સુખનું બજાર આજ એકીવારે ઉઠી ગયું ! તારામતી જે બિચારી પુત્રનું મુખ જોઇને આશાએ દિવસો કાઢતી હતી, તે આશા પણ નિષ્ફળ થઇ. માથે દુઃખના ડુંગરા ઉગવા લાગ્યા. આ આવી પડેલા દુઃખથી પુત્રને

ખોળામાં લઇ, મહા છાતીફાડ કલ્પાંત કરી રૂદન કરવા લાગી;—અરેરે ! આ શું ગજબ ! હાવ, હાય ! હું હવે નિરાધાર થઈ ! અરેરે ! મારો હૈયાધારણ નાશ પામ્યો ! અરે ! હું હવે શું કરીશ ! હું ક્યાં જાઉં ? અરે ! દુષ્ટ સર્પ ! તેં આવા કોમળ નિરપરાધિ બાળકનો જીવ કેમ લીધો ? આથી તને શું ફળ મળશે ? શું અપરાધ વગરના લોકોને પણ દુઃખ દેવું એજ ક્રુર પ્રાણીઓનો સ્વભાવછે ! સર્પરાજ ! ક્યાં ગયો ? મને પણ તું ડંસ કર, તેથી અમે બંને મા દીકરાને ઘણો અંતરાય પડે નહીં. પ્રિય પુત્ર ! એકવાર બોલ ! મને નિરાધાર મૂકી ક્યાં જાય છે ! તારા વિના બીજા કોનું સુંદર હસતું મુખ જોઇ તારા પિતાના વિયોગનું દુઃખ વિસારીશ ? પુત્ર ! ઉઠ ! એકવાર કાલું કાલું બોલી ઉત્તર આપ. નહીંતો પુત્ર ! હું પણ તારી પાછળ આવું છું. આ પ્રમાણે સ્મશાનમાં પુત્રને ખોળામાં લઇ વિલાપ કરતી બેઠેલી હતી. તેજ સ્મશાનમાં હરિશ્ચંદ્ર હતો, પણ ઘણી મુદત અને બેઉની વિચિત્ર સ્થિતિ થઇ જતાં, એક બીજાને ઓળખતાં નથી. વિલાપ કરતી સ્ત્રીને જોઇને હરિશ્ચંદ્રે આવીને કહ્યું. અરે તું કોણ છે? આ અર્ધરાત્રિને સમયે ક્યાંથી આવી છે ? શું મારા ધણીનો કર આપ્યા વગર તારા પુત્રના શબને બાળવા ઇચ્છે છે ? હું મારા ધણીનો કર ઉઘરાવવા માટેજ આ સ્મશાનની ચોકી તરવાર લઈ કરૂં છું; માટે તું પ્રથમ કર આપ. પછી તારા પુત્રને બાળજે. તારામતિ આવાં વચન સાંભળી નિશ્વાસ નાંખી બોલી કે;—મારી પાસે કર આપવાને કંઇ નથી. માટે દયા કરી મારા પુત્રને બાળવાની રજા આપો. અરેરે ! સર્વ રાજાઓમાં શ્રેષ્ટ સત્યવાદી હરિશ્ચંદ્ર રાજાની સ્ત્રી ક્યાં ! અને આ વિકટદશા ક્યાં ! અરે ! આ દશામાં મારા પુત્રને બાળવાને માટે શ્મશાનનો કર આપવાને પણ શક્તિમાન નથી. આહા ! દૈવની ગતિ વિચિત્ર છે ! હો દૈવ ! તું કરે તે ખરૂં ! !

આવાં હૃદય વેધક વચન રાજાએ સાંભળ્યાં કે, તે મૂર્છિત થઇ પૃથ્વીપર પડ્યો. ઘણીવારે સંજ્ઞા આવી, ત્યારે સ્ત્રી સામું જોતાં ફરી મૂર્છાગત થયો. કેટલીક વારે ચૈતન્ય આવ્યા પછી હરિશ્ચંદ્ર દુઃખથી વિલાપ કરવા લાગ્યો;-પુત્ર ! તું ક્યાં અંતર ધ્યાન થયો ? તારી બિચારી માતા સામું દયા વિનાનો થઇ કેમ જોતો નથી ? પ્રિય પુત્ર ! એકવાર મનોહર આનંદ આપનારી મધુરી કોમળ વાણી બોલ ? આ તારી માતાને ધન્ય છે, કે આજ સુધી તારા બોલ સાંભળવાના સુખનો અનુભવ કર્યો, પરંતુ મેં તો તારા બોલ આગળ સાંભળેલા, તે યાદ કરી આટલા રોજ કાઢ્યા. આ સમયે તું મને મળ્યો છે; પરંતુ એક વચન પણ બોલતો નથી. જીવન આધાર ! તારા પિતા સામી એકવાર દ્રષ્ટી કર ? નહીં તો હું તને થોડા વખતમાંજ સ્વર્ગમાં ભેળો થઈશ. આ પ્રમાણે ઘણો વિલાપ કરી, નિશ્વાસ નાંખી પોતાની સ્ત્રીને કહ્યું;—પ્રિયા ! તું તારા જે પ્રાણનાથનું સ્મરણ કરેછે, તેજ વજ્રમય હૃદયનો આ હું હરિશ્ચંદ્ર છું, હે પ્રભુ ! મારૂં રાજાપણું ક્યાં ! અને આ

ચંડાળની ચાકરી ક્યાં! મારા જેવો કોઈ પણ પૃથ્વીમાં દુઃખીઓ હશે નહીં. પ્રિય! તું મારા પ્રાણથી પણ પ્રિય છે, અને આ મારો પુત્ર પણ મારા પ્રાણથી અધિક છે, તોપણ હું મારા ધણીનો કર લેવાને ચુકીશ નહીં. "જે પોતાના શરીર, સગાં, પુત્ર કે સ્ત્રી સારૂં પોતાના ધણીનું અહિત કરે છે, તે મહા અધમમાં અધમ ગણાયછે." માટે તું જા, બ્રાહ્મણ અગર બીજા કોઈ પાસેથી યાચના કરી, મારૂં પોષણ કરનાર ચંડાળનો કર આપ, કે તેથી મારો ધર્મ સચવાય.

**તારામતી** પોતાના સ્વામીના કહેવા પ્રમાણે ધીરજ નહિ છોડતાં **કાશી** તરફ ચાલી. રસ્તામાં કોઇ મુએલા બાળકને પડેલું દીઠું. તેને પોતે દયાથી ઉપાડી જોવા લાગી. તેટલામાં પાછળથી સિપાઇઓ દોડતા આવ્યા, તેણે તેને પકડી લીધી. તેઓ કહેવા લાગ્યા કે, આજ સ્ત્રી રાજાના બાળકને મારનારી છે. માટે તેને પકડી રાજા પાસે લઈ ચાલો. આ પ્રમાણે બોલી **તારા**ને પકડી રાજા પાસે લાવ્યા. રાજાએ જાણ્યું કે આજ સ્ત્રી મારા બાળકને મારનારી છે. માટે તેને ફાંસીએ ચડાવો. ફાંસી દેવાને કાળસેન ચંડાળને હુકમ કર્યો, એ ચંડાળે નોકર **હરિશ્ચંદ્ર**પર હુકમ કર્યો. **હરિશ્ચંદ્ર** રાજાએ જાણ્યું કે, આ મારી સ્ત્રી નિરપરાધી છે; તોપણ પોતાના ધણીનો હુકમ ભંગ કેમ થાય? એમ વિચારી તેણે **તારા**મતિને મારવા તરવાર ખુલ્લી કરી. તે વખતે સ્ત્રીએ કહ્યું કે,—"પ્રાણપતિ! તમારા હાથથી નાખેલી તરવાર મારા ગળામાં મોતીની માળા જેવી મને લાગશે. માટે ચિંતાતુર ન થતાં તરત ઘા કરો! રાજાએ કહ્યું કે, મેં નિષ્કપટ થઈ મારા ધણીની આજ્ઞા પાળી છે, તો આપણું ઇશ્વર કલ્યાણ કરશે. આપણે સૌ થોડા વખતમાં સ્વર્ગમાં એકઠા થઇશું. આ ખડ્ગ્ આપણા વિયોગને વધારેવાર સહન કરશે નહીં." આ પ્રમાણે બોલી જેવી તરવાર ઉગામી ઘા કરવા જાય છે, કે તેટલામાં સાક્ષાત્ સર્વ દેવોએ વિશ્વામિત્ર ઋષિ સાથે આવી હાથ પકડયો અને કહ્યું, હે રાજન! તું પ્રાણ જતાં સુધી પણ તારો ધર્મ ચૂકયો નથી, તેથી તને ધન્યછે! ધન્ય છે!! એટલું બોલી તેને તેનું રાજ્ય અને કેટલાંક વરદાન આપ્યાં. પુત્રને પણ સર્પ વિષથી મુક્ત કર્યો. **રોહિત** સ્વસ્થ થઇ ઉભો થયો. તેથી હરિશ્ચંદ્ર અને સતી તારામતી ઘણાં ખુશી થયાં. દેવોને નમન કરી, સૌ પાછા રાજધાનીમાં ગયાં અને સુખથી દિવસો ગાળ્યા. આહા! સ્ત્રી પુરૂષની સત્યતા માટે કેટલી ટેક! અરે ધન્ય છે **તારા**મતિ! તારા પતિપરના નિર્મળ પ્રેમને! કે પોતે અને પુત્ર, પતિને માટે વેચાયાં, પતિને માટે અનેક પ્રકારથી ખાવાપીવા અને વસ્ત્ર વગેરેથી પીડા ભોગવી, પુત્રવિયોગ થયો, છેવટ પતિને હાથે તરવારથી કટકા થવાને પણ તૈયાર થઇ. આટલું બધું દુઃખ પડવા છતાં પણ તેની પતિ તરફના પ્રેમની દોરી કદી તૂટી નહોતી. આ સાધ્વી સ્ત્રી પારકે ઘેર વેચાઇ દાસી બની હતી; તોપણ તેણે પોતાનું શીયળવ્રત ભંગ થવા દીધું નહોતું. તેમ પતિપર જરા પણ અભાવ ન લાવતાં, પ્રેમ અને પાતિવ્રત્યમાં અટળ અને અચળ

રહી હતી. આહા! સાધ્વી! તારા જન્મને ધન્ય છે!! તેં તારો ધર્મ નેક ટેક રાખી બરાબર બજાવ્યો!! પતિનું વચન પણ સત્ય કરવામાં સહાયતા કરી તેં તારી ફરજ બજાવી!!! ખરે! આવી પવિત્ર સ્ત્રીને ધન્ય છે!!!

## કૌશલ્યા.

આ સતી શિરોમણી મહા રૂપગુણવાળાં અને દયાળુ હતાં. તેનું લગ્ન અયોધ્યાપતિ **દશરથ**રાજા સાથે થવાને સાત દિવસની વાર હતી, તે અવસરમાં એક વખતે **રાવણે** પોતાનું મરણ કોના હાથે થશે એવો પ્રશ્ન **બ્રહ્મા**ને પૂછ્યો. તેપરથી **બ્રહ્માએ** કહ્યું;–તારૂં મરણ **દશરથ**પુત્ર **શ્રીરામચંદ્રજી** અવતરશે તેને હાથે થશે. આ સાંભળી તે ચિંતાતુર થયો, અને કૌશલ્યાને દશરથને પરણતાં પહેલાં મારી નાખવાનો નિશ્ચય કર્યો. આ ખબર **નારદ**મુનિએ અયોધ્યે જઇ દશરથના પિતાને આપ્યા. તેથી તે ઘણા શોકાતુર થયા. **કૌશલ્યા** અને **દશરથ**ને પ્રધાન સાથે એક મોટા વહાણમાં બેસાડી મધ્ય સમુદ્રમાં કોઇ ન જાણે તેમ રાખ્યાં, પણ તે વાત **રાવણે** જાણી લીધી. સમુદ્રમાં જઈને તેણે વહાણમાંથી **કૌશલ્યા**ને ઉપાડી લીધાં અને વહાણનો નાશ કર્યો. **કૌશલ્યા**ને એક બેટમાં પેટીમાં પૂરી માછીને સંભાળી રાખવા સોંપી. રાવણ શત્રુનો ક્ષય થયો સમજી ઘણો ખુશી થયો; પણ ઇશ્વર ઇચ્છા બળવાન છે. તેની ગતિની કોઇને ખબર પડતી નથી. "જેને ઇશ્વર રાખે તેને કોઇ ન ચાખે." વહાણનો નાશ થયો. બીજાં સર્વે ડૂબી ગયાં, પણ દશરથને વહાણનું એક પાટીયું હાથ આવ્યું. એ આધારે જે **બેટ**માં કૌશલ્યાની પેટી હતી; તેજ બેટને કિનારે આવ્યા. બેટમાં ફરતાં એક પેટી જોવામાં આવી. આ વખતે **માછી** ખોરાક શોધવાને ગયો હતો. તેથી તેણે એ પેટી ઉઘાડી તો માંહે **કૌશલ્યાજી** દીઠાં. આ જોઇ ઘણા વિસ્મય પામી બંને ખુશી થયાં. તેટલામાં **નારદજી** આવી પહોંચ્યા. તેણે તેમનો ગાંધર્વ વિવાહ કરી દઇ આશીર્વાદ દીધો કે,—"તમો મંગળરૂપ દંપતીને ત્યાં ત્રિભૂવનપતિ રમારમણ **રામ** પુત્રરૂપે અવતરશે." તમો કશો ભય રાખશો નહિ. થોડા વખતમાં તમો **અયોધ્યે** જશો. એવી ધીરજ આપી, બંનેને પેટીમાં બેસાડી જેમ પેટી હતી તેમ બંધ કરી ચાલતા થયા.

આહા! ઇશ્વર ઇચ્છા આગળ કોઇનું જોર ચાલતું નથી. આ દંપતિ પહેલાં જે લગ્ને પરણવાનાં હતાં તેજ લગ્ને પરણી ચૂક્યાં. રાવણ તો ધારતો હતો કે, દશરથનો નાશ થયો છે, અને કૌશલ્યા પેટીમાં કબજે છે; પણ સમજતો નથી કે ઇશ્વરે જે ધાર્યું હોય છે તેજ થાય છે. તેમાં કોઇ અડચણ નાંખવા સમર્થ નથી. પછી રાવણ એક દિવસે સભા સમક્ષ બ્રહ્મા પાસે હસીને બોલ્યો;—મેં તમારૂં વચન વૃથા કર્યું. ત્રીલોકીમાં મારા જેવો કોણ બળીયો છે? મેં દશરથને મારી કૌ-

શલ્યાને કબજે કરી લગ્ન ભંગ કર્યું. હવે હું નિર્ભય થયોછું એવો ગર્વ કર્યો. આ સાંભળી બ્રહ્માએ કહ્યું;—રાવણ ! મારૂં વચન વૃથા થવાનું નથી. લખ્યા લેખ કદી ટળતા નથી. એ વર કન્યા તો પરણી ચૂક્યાં છે. રાવણે કહ્યું; પણ મેં એ કામ મારે હાથે કર્યું છે, તે હું કેમ સાચું માનું ? જો એ વર કન્યા પરણ્યાં હોય, તો તમો માગો તે હું આપીશ. આવું વચન આપી માછી પાસેથી પેટી મંગાવી, સભા સમક્ષ ખુલી, તો માંહેથી દશરથ, કૌશલ્યા નીકળ્યાં. આ જોઇ લંકેશ્વર વિસ્મય થયો. ક્રોધ કરી બોલ્યો;—"અરે ! જેનાથી શત્રુ પેદા થનાર છે, તેને હવે કેમ જીવતા મૂકું ?" એમ કહી મારવા ખડ્ગ ઉપાડયું. એટલે બ્રહ્માએ કહ્યું;—" તેં મને વચન આપ્યું છે, તો હું માગુંછું કે આ બંનેને ઉગાર !" રાવણે કહ્યું; "તમે બીજું ગમે તે માગો, પણ આ બંનેનાં શીશ તો છેદી નાંખીશ" આ સાંભળી કૌશલ્યા થરથર કંપવા લાગ્યાં. તેને દશરથે કહ્યું "તું શા માટે ચિંતા કરે છે? હું શુદ્ધ સૂર્ય કુળપાવન ક્ષત્રીનો પુત્ર છું. જો તે મારવા આવે તો, તેની ભુજા અને શીશ ખુંટી લઉં. એમ કહી ધીરજ આપી. બ્રહ્માએ વચન પાળવાનો આગ્રહ કર્યો. એટલામાં સતી મંદોદરીએ આવી પોતાના પતિને કહ્યું;—"સ્વામીનાથ ! તેને માર્યે શું થશે ? કાળ વિશ્વ સકળને ખાય છે, આવરદાએ સૌ મરે છે, તેમાં એ બાપડાં શું કરે ? આગળ મોટા મોટા ચક્રવર્તી ભૂપ થઇ ગયા, તેને પણ કાળે ગ્રહ્યાછે. કોઇ અમર નથી." વગેરે નીતિ વચનો કહ્યાં અને બ્રહ્માએ માગેલું વચન આપવા આગ્રહ કર્યો. તેથી રાવણનો ક્રોધ શાંત થયો. એ દંપતીને બ્રહ્માને સોંપ્યાં. બ્રહ્માએ દશરથ અને કૌશલ્યાને દેવો સાથે અયોધ્યે પહોંચતાં કર્યાં, આ બંનેને જોઇ દશરથનો પિતા ઘણો ખુશી થયો. કૌશલ્યા પતિપરાયણ હતી. સર્વ કામના પતિમાં પર્યવસાન કરીને તથા પતિમાં મગ્ન થઇને આત્મ લાભ સાધન કરતી હતી. તે પ્રિયવાદિની સતી—પતિ સેવાની વખતે દાસીની પેઠે, રહસ્યાલાપમાં સખીની પેઠે, ધર્માચરણમાં ભાર્યાની પેઠે, અને ભોજનની વખતે જનનીની પેઠે વ્યવહાર કરતી. એવી રીતે વર્તતાં, તેમને પેટે કેટલેક વખતે પરમ પવિત્ર કરૂણામય શ્રીરામચંદ્રજી અવતર્યાં. તેમને આ પરમ સાધ્વી દેવીએ પોતાને હાથે ઉછેરી કેળવણી આપી સુચરિત્રવાન કર્યાં હતા. જ્યારે દશરથ રાજાની બીજી પત્નિ કૈકેયીના કલેશથી પોતાનો પ્રિયપુત્રશ્રીરામ પિતાનું વચન પાળવા માટે સીતા સાથે ચૌદવર્ષની અવધે વનવાસ જવા નીકળ્યા હતા; ત્યારે રાજ માતા કૌશલ્યાએ જે કલ્પાંત સાથ ઘણો વિલાપ કર્યો હતો. તે સાંભળીને કઠણ કાળજાના ધીરવીર પુરૂષો પણ રૂદન કરવા લાગ્યા હતા. પરંતુ રામચંદ્રજીની નમ્ર વિનંતિથી આ ધીરજવાન માતા કૌશલ્યાજીએ માતૃભાવ દર્શાવી, રામને હૃદય સાથે ચાંપ્યા. મસ્તકે હાથ મૂકી આશીશ દઇ રજા આપી હતી. આ વખતે કૌશલ્યાજી ગદ્ગદ્ કંઠે બોલ્યાં હતાં કે;—"પુત્ર ! હું તમારા નિશ્ચયને અટકાવી શકતી નથી. તેથી કાળની ગતિને પ્રબળ માનું છું. તમે તમારા પિતાના કરજમાંથી મુક્ત થઈને

અહીં વેહેલા પધારજો. તમને અહીં પાછા આવેલા જોઇશ, ત્યારેજ મને સુખે નિદ્ર આવશે. જે ધર્મની ઉપર તમે પરમ પ્રેમ રાખો છો, તે ધર્મ તમારૂં રક્ષણુ કરજો." ઇત્યાદિ આશિષ આપી, "ભલે પધારો, વનમાંથી વેહેલા આવજો ને તમારી ઇચ્છા પરિપૂર્ણ કરજો." એમ કહી પુત્રને આલિંગન કરી વિદાય કર્યા. તેમજ સીતાજીને બે હાથથી આલિંગન કરી કહ્યું કે,—" પતિ તરફથી નિરંતર સત્કાર મળ્યાં છતાં પણુ જે સ્ત્રીઓ પતિને કષ્ટની દશા આવે, ત્યારે તેમની સેવા કરવાનું સ્વીકારે નહિ, તે સ્ત્રીઓ આ લોક અને પરલોક એ બંનેમાં અસતી ગણાય છે, પતિનાં આપેલાં ઘણાં સુખો ભોગવ્યાં હોય, તોપણુ અસતી સ્ત્રીઓ જ્યારે પતિને કાંઇ પણુ વિપત્તિ આવે, ત્યારે તેમના અનેક વાંક કહાડવા લાગે છે અને પતિનો ત્યાગ પણુ કરે છે. જે સ્ત્રીઓ ખોટું બોલનારી, આંખો વગેરેથી દુષ્ટ ઇસારાઓ કરનારી, જારની સોબત કરનારી, પતિની પાસે વિરસ રહેનારી, જરા નિમિત્ત મળે કે તરતજ સ્નેહને છોડી દેનારી કે નીચ સંકલ્પ વાળી હોય, તે અસતી કહેવાય છે. કુળથી, ઉપકાર કરવાથી, વિદ્યા ભણુવાથી, આભૂષણો વગેરે આપવાથી, જોવામાં આવેલા અપરાધની ચસંપોશી કરવાથી કે કેદ કરી રાખવાથી, પણુ અસતી સ્ત્રીઓ અવ્યવસ્થિત ચિત્તવાળી હોવાને લીધે કુલીનપણા વગેરેને નહિ ગણકારતાં, નિંધકામમાંજ પ્રવર્તે છે. પતિવ્રતા સ્ત્રીઓ હોય છે તે તો સદાચરણુ, સત્ય, ગુરૂજનનો ઉપદેશ તથા કુળની મર્યાદાને ચુસ્તપણાથી વળગી રહીને પતિની સેવાનેજ સર્વોત્તમ માને છે. સ્ત્રીઓને ધર્મનાં બીજાં ઘણાં સાધનો કરતાં પણ પતિની સેવા વિશેષછે. એટલા માટે હું તમને ભલામણુ કરૂંછું કે મારા પુત્રને વનવાસ મળ્યા છતાં પણુ તમે તેનું કદી અપમાન કરશો નહિ. રામ ધનવાન હોય કે નિર્ધન હોય પણુ તમને તો તે ઇષ્ટદેવ સમાન છે." વગેરે ઉપદેશ આપ્યો હતો. કૌશલ્યાજી પુત્ર વિયોગથી શોકાતુર હતી, તેમાં વળી અધુરામાં પુરૂં પ્રાણુપતિ દશરથે સ્વર્ગવાસ કર્યો. તેથી શોકમાં ઘણો ઉમેરો થયો. એ રીતે તે શોકસાગરમાં ડૂબેલી રહી દુઃખમાં દિવસો કાઢતાં સુખનો દિવસ આવ્યો. પરમ પવિત્ર **શ્રીરામ**ચંદ્રજી વનવાસથી આવી વધૂ સાથે માતા **કૌશલ્યાને** પાયે પડ્યા. માતાએ પ્રેમથી ભેટી આશિર્વાદ આપ્યો. એ પછી તે સુખમાં દિવસો નિર્ગમન કરી, પોતાનું સુચરિત્ર જગતમાં પ્રસિદ્ધ કરી ગયાં છે. ધન્ય છે માતા કૌશલ્યાને ! તેમની કેટલી બધી ધૈર્યતા અને પતિ ભક્તિ ! તે માત્ર સ્વામીનું વચન પળે તેટલા માટેજ રામચંદ્ર સરખા વ્હાલા પુત્રને વનમાં જતાં અટકાવી શકી નહિ અને પુત્ર વિયોગનું દુઃખ ધીરજ રાખી સહન કર્યું. ધન્ય છે, આવી સ્વામી ભક્ત, પુત્ર વત્સલ અને ધૈર્યવાન સતીને ! કે જેણે પોતાનું સુચરિત્ર જગતના લોકોને દર્શાવી પરમ બોધ આપ્યો છે.



# કુન્તાજી-પૃથા.

આ સતી **સુરસેન**યાદવની પુત્રી, **વસુદેવ**ની બેન, અને **શ્રીકૃષ્ણુ**ની ફુઇ થાય. તેનું મૂળ નામ **પૃથા** હતું, પણ **સુરસેને** પોતાના મિત્ર કુન્તિભોજ રાજાને કંઇ સંતાન નહોતું, તેથી તેને પુત્રી કરી રાખવા આપી હતી. તે ઉપરથી તેનું નામ કુંતિ કહેવાયું. તે બાલ્યાવસ્થામાં કુન્તિભોજના કહેવાપરથી મહર્ષિ, સાધુ સંત વગેરે જે અતિથિ આવે, તેની બરદાસ કરતી. એક વખતે મહા મુનિ **દુર્વાસા** પધાર્યા. તેની સેવા કુન્તિએ ઘણીજ કરી. તે જોઇ **દુર્વાસા** ઋષિ ઘણા પ્રસન્ન થયા. તેથી જતી વખતે એ બાળાને બોલાવી કહ્યું, હે કન્યકે! બેટા! ત મારી ઘણી સેવા કરી છે. તેથી હું ઘણો સંતોષ પામ્યો છું. માટે તારૂં શું પ્રિય કરૂં ? એમ કહી કહ્યું કે;—હે પુત્રી! તને મહાપરાક્રમી, બળિષ્ઠ, તેજસ્વિ અને મહા ધર્મધુરંધર પાંચ પુત્રો ઉત્પન્ન થશે. જેથી કરી તું મહાભાગ્યશાળી ગણાઇશ. એવો આશિર્વાદ દઇ દુર્વાસા ચાલી નીકળ્યા.

કુન્તિ લાયક ઉમરની થયે તેને **હસ્તિનાપુર** ( દિલ્હી )ના રાજા **પાંડુ** સાથે પરણાવી હતી. પતિને ઘેર ગયા પછી પતિવ્રતાના ધર્મ પ્રમાણે વર્ત્તવા લાગી, પતિ અને સાસુ, સસરા વગેરેની ઘણી પ્રીતિ મેળવી હતી. તેને દુર્વાસા મુનિએ જણાવ્યું હતું; તે પ્રમાણે યુધિષ્ઠર, **અર્જુન**, **ભીમ** એ ત્રણ પુત્રો પોતાને થયા. અને **સહદેવ**, **નકુળ** એ બે પોતાની શોકયના એમ પાંચ પુત્રો થયા. એ પાંચે પાંચ **પાંડવો**ના નામથી ઓળખાય છે. એ પાંચે જ્યારે નાના હતા ત્યારથી તે મોટા થઈ રાજ્ય કર્ત્તા થયા, ત્યાં સુધી કુન્તિ માતાના હાથ નીચે ઉછર્યા હતા. તે પાંચે વચ્ચે કોઇ દિવસ પણ વેર ઉત્પન્ન ન થાય, ને ઉત્તરોત્તર તેમનો પરસ્પર પ્રેમ દૃઢ થાય, એવા ઉત્તમ પ્રકારથી સ્વાર્થને છોડી તે સર્વને એક સરખી કેળવણી આપી હતી. તેથીજ આ પાંચે ભાઇઓનો એક બીજા ઉપર પોતાના પ્રાણ કરતાં પણ વધારે પ્રેમ હતો. પરસ્પરમાં તેમનાં કદી પણ ઉંચાં મન થયાં નહીં હતાં. વળી તેમનાં અંતઃકરણમાં માતા કુન્તિએ ધર્મ, નીતિની એવી તો સજડ ઉંડી છાપ પાડી હતી કે, તેમને દૈવ ઇચ્છાથી ઘણું દુઃખ ભોગવવું પડયું, તોપણ તેમણે કદી પણ અધર્મમાં પગલું ભુલથી પણ ભર્યું નહોતું. નાનપણમાં નિરાશ્રિત છતાં પણ મોટે પ્રસંગે ધૈર્યથી ધર્મ માર્ગમાં નિશ્ચળ રહેતા. તેથી છેવટે તેમને સ્વર્ગ સમાન રાજ્ય સુખ પ્રાપ્ત થયું. આ બધો કુન્તિ જેવી ધર્મવીર શાણી માતાના સુશિક્ષણનોજ પ્રતાપ હતો. આપરથી તેના મનનો સદ્ભાવ જણાઇ આવે છે.

પુત્રવધૂ—**દ્રૌપદી** જ્યારે પતિ સંગે વનમાં જવા તૈયાર થઇ, ત્યારે માતા કુન્તિએ ઉપદેશ આપ્યો હતો કે,—"પ્રિયવધૂ! દુઃખ આવ્યું છે, તેથી શોક કરીશ નહીં. તું સ્ત્રી ધર્મને જાણનારી, સુશીલા, સાધ્વી અને સદાચરણી છે. તારા ગુ-

ણુથી બંને કુળ અલંકૃત થયાં છે, એટલા માટે સ્વામીના પ્રત્યે કેવો વ્યવહાર કરવો જોઇએ, તે વિષયનો તમને ઉપદેશ આપવાની જરૂર નથી. સતી! કૌરવો પરમ ભાગ્યવાન છે, કારણ કે તારા કોપાનળથી તેઓ દગ્ધ થયા નથી. વત્સ! હું સર્વદા તારા શુભનું ધ્યાન કરૂંછું. તું ખુશીથી જા." અહા! કેવો ઉપદેશ!!!

એક પ્રસંગે કુન્તિએ શ્રીકૃષ્ણને કહ્યું છે કે:—"લોકો સત્સ્વભાવથી જેવી રીતે માનનીય થઇ શકે છે, તેવી રીતે ધન, વિદ્યાથી માનનીય થઇ શકતા નથી. હે કેશવ! તમે વૃકોદર અને ધનંજયને કહેજો કે, ક્ષત્રિ કન્યા જેને માટે ગર્ભ ધારણ કરે છે, તેનો સમય પાસે આવ્યો છે; એટલા માટે જો તમે વિપરીતાચરણ કરશો, તો તેથી ઘણા ધિક્કારને પાત્ર થશો. તમો નૃશંસના જેવું કાર્ય કરશો, તો હું તમારો હમેશાંને માટે ત્યાગ કરીશ. વખતે પ્રાણ સુદ્ધાં ત્યાગ કરવો પડે, તોપણ ડરવું નહીં." એ રીતે તેણે વીરભાવ દેખાડયો છે. શાબાસ છે વીરમાતા તને! જે માતાનો મનોભાવ વીરત્વ ભરેલો હોય, તેના પુત્રો વીરપુરૂષ થાય એમાં નવાઇશું!!

વળી કહ્યું છે કે;—"મેં પુત્રોનું નિર્વાસન, અજ્ઞાનવાસ અને રાજ્ય ભ્રષ્ટ વગેરે દુઃખોથી અનુભવ મેળવ્યો છે. દુર્યોધને મને અને મારા છોકરાઓને ચૌદ વર્ષ સુધી અપમાન કર્યું છે. તેના કરતાં દુઃખનો વિષય બીજો કયો હોય? પરંતુ એવું કહેવાય છે કે, દુઃખ ભોગવ્યાથી પાપનો ક્ષય થાય છે. પછી પુણ્યનું ફળ સુખ ભોગવાય છે. એટલા માટે અમે હમણાં દુઃખ ભોગવીને પાપનો ક્ષય કરીએ છીએ. ત્યાર પછી સુખ ભોગવીશું. તેમાં સંદેહ નથી." આહા! કેવો મનોભાવ!!!

કુન્તાજી એક વિલક્ષણ સ્ત્રી હતી; પાંડવો વનવાસમાં હતા, તે સમયે તે બાર વરસ વિદુરને ઘેર રહી હતી; તોપણ પાંડવો પાછા આવ્યા પછી "યુદ્ધ કરો અથવા મૃત્યુ પામો" એવો તેણે સંદેશો મોકલ્યો હતો, તે ક્ષત્રિય સ્ત્રીને અને વીરપત્નિને શોભા આપે એવોજ હતો. આપણને રાજ્ય સુખ મળશે, તેને માટે આ કુન્તીનો સંદેશો નહોતો—કારણ કે પાંડવો રાજ્યાસન પર આરૂઢ થયા પછી તે ધૃતરાષ્ટ્રની સેવા માટે વનમાં ગઇ હતી. 'તમારા ઉપદેશથી અમે મેળવેલા આ રાજ્યનો તમે ઉપભોગ લ્યો, વનમાં ન જાઓ.' એ પ્રમાણે ભીમે વિનયથી કહેતાં છતાં પણ, કુન્તીએ ઉત્તર આપ્યો કે, 'પતિના વખતમાં મેં રાજ્ય સુખ ભોગવ્યું છે,—પુત્રનું રાજ્ય સુખ જોઇતું નથી. તમને ક્ષત્રિયોને ભિક્ષા વૃત્તિનો પ્રસંગ ન આવવા માટે મેં યુદ્ધ કરવાને ઉત્તેજન આપ્યું હતું, મારા સુખને માટે નહિ!!'

'સત્ય નિષ્ઠા રાખો અને મનનું મોટાપણું છોડી ન દ્યો?' આ તેણે છેવટે કરેલા ઉપદેશમાં સર્વ મહાભારતનો સાર આણ્યો છે. આ સાધ્વી માતાની ભવિષ્યવાણી અંતે સત્ય ઠરી. પુત્રો રાજ્ય પદપર આવ્યા અને જયધ્વજ ફરકાવ્યો. અંતે એ મંગળમૂર્તિ માતાએ સર્વ મંગળમય કર્યું. અધ્યાત્મિક જ્ઞાનરૂપી જળથી અંતઃકરણ ધોઇ, હિમાલયની તળેટીમાં બ્રહ્મઆરાધન કરીને સદ્ગતિને પામી; જ-

ગતમાં અખંડ કીર્તિ રાખી ગઇ છે. ધન્ય છે વીર માતાને !!!

## મંદોદરી.

આ સાધ્વી **મયદૈત્ય** રાજાની પુત્રીને લંકાપતિ રાવણ સાથે પરણાવી હતી. તે મહા સ્વરૂપવાન, તેજસ્વિ, વિવેકી, નીતિવાન, ધાર્મિક, વિચારવંત, જ્ઞાની અને પતિવ્રતા હતી. તેને **ઇંદ્રજીત** નામે મહા બળીઓ પુત્ર થયો. **રાવણ મંદોદરીને** ઘણું ચાહતો અને પ્રીતિ રાખતો. **રાવણ** સ્વભાવે ક્રુર, અહંકારી અને મહા બળીઓ હતો. તે રામની પત્ની **સીતાને** હરી લાવ્યો એ વાત મંદોદરીના જાણવામાં આવતાં, તેણે પતિને કહ્યું કે,—પ્રાણેશ! સતી સીતાને હરણ કરી લાવ્યા એ ઘણું ગાહું કર્યુંછે. હવે તમે એને રામને સોંપો, નહીંતો મારા જાણવામાં આવેછે કે, આપણું સર્વસ્વ જઇ કુળનો નાશ થશે. તમે સર્વને જીત્યા છો, પણ **શ્રીરામને** જીતી શકશો નહીં. જે પુરૂષ પરસ્ત્રીનો અભિલાષી છે, તે કદી પણ સુખી થતો નથી. છાતી ઉપર પથ્થર બાંધીને સાગર તરી જાય; એવો કોણ સમર્થ છે? જે વિષપાન કરે તે કદી અમર થાયજ નહી. સર્પના મૂખમાં હાથ ઘાલતાં તે કેમ દંશ કરશે નહીં? માટે હે સ્વામી! તમે **રામ** સાથે વેર કરવામાં કેમ સુખી થશો.? તમે કહોતો હું રામને શરણે જઇને સ્તુતિ કરી, સર્વને મરણથી બચાવું. એ ઘણા દયાળુ છે, તો દયા કર્યા વગર રહેશે નહીં. **રાવણે** હસીને કહ્યું, સતી! તું શામાટે ચિંતા કરે છે? નીચ, ઉંચ, રાય, અને રંક કોઇને પણ મરણ મૂકતું નથી. પૂર્વે જેવાં કર્મ કર્યાં હશે, તે પ્રમાણે સંસારમાં સુખ દુઃખ ભોગવ્યા વિના છૂટકો નથી. જે થવાનું હશે તે થશે, પણ હું **સીતાને** પાછી નહી આપું. આ પ્રમાણે વાતચિત થયા પછી **મંદોદરી સીતા** પાસે આવી, તેમને ચરણે પડી પગે લાગી. આથી જેમ **ભાગીરથીને ગૌતમી** મળે, ઉર્મિઆને **સાવિત્રી** મળે, તેમ મંદોદરીને **સીતા** મળવાથી પરસ્પર ઘણાં ખુશી થયાં. **મંદોદરીએ** કહ્યું,—દેવી! મારાં ધન્ય ભાગ્ય કે, હું આપનાં આજે દર્શનને પામી! આપ જગત્ જનેતા છો અને **રામચંદ્રજી** જગત્ પિતા છે; વગેરે કહી અધ્યાત્મ જ્ઞાનના કેટલાક પ્રશ્નો પૂછ્યાં. તેઉપરથી સીતાજીએ તેને અધ્યાત્મ જ્ઞાનનો ઘણો ઉપદેશ આપ્યો. તેથી **મંદોદરી** બ્રહ્માનંદમાં મગ્ન થઇ, બ્રહ્મ સ્વરૂપ વિષે તેનું ચિત્ત લાગી ગયું. તેની સ્થિતિ બ્રહ્મ સ્વરૂપમાં લાગેલી જોઇ, **સીતાજીએ** બોધ આપવો બંધ રાખ્યો. **મયદૈત્ય** કુમારી-અંતરમાં આનંદ પામી સાવધાન થઇને **સીતાજીને** ચરણે પડી ગદ્‌ગદ્ કંઠે થઇ બોલી;—જગતની માતા! કલ્યાણી! આપે મને આજે બ્રહ્માનંદનો લહાવો આપી. મારો સંશય નિવૃત્ત કર્યો! મારો આજનો દિવસ ધન્ય છે કે, આપની સતસંગતી થઇ. જેને એક આત્મ વિચાર થયોછે, તેને સારાસારનો વિવેક થઇને સકળ અજ્ઞાન ટળી જાયછે. આના સમાન બીજો એકે ઉત્તમ લાભ નથી. **મંદોદરી** આવું ઉત્તમ જ્ઞાન સી-

તાથી પામી. તેથી તેને ગુરૂરૂપ માની પ્રદક્ષિણા કરી, આજ્ઞા લઈને સ્વમંદીર આવી. પતિને પાગે પડી કહ્યું, સ્વામી! સતી સીતા સાક્ષાત્ વિશ્વની માતા છે. તમો તે પર કુદષ્ટિ કરશો, તો કદી પણ કુશળ રહેશો નહીં. જેમ અગ્નિનો સ્પર્શ કરતાં બળીને ભસ્મ થવાય છે, તેમ તમે સતી સીતાનો અભિલાષ રાખી કુળનો નાશ આદર્યો છે. એ સતી અપાર જ્ઞાનવાન છે. એ કોઇ પણ કાળે તમારે વશ થશે નહી. તે માટે રાજન! એ હઠ મૂકી દુરાચરણ તજો. પર સ્ત્રી અને પર ધનનો સ્પર્શ કર્યાથી ઘણું અનર્થ થયા વગર રહેતું નથી.

રાવણે કહ્યું;—'સતી! તું જે વચન કહે છે, તે ખરેખર સત્ય છે; પણ મેં રામ સાથે વૈર કર્યુ છે, એ ત્રૈલોકયમાં સૌ જાણે છે. જો હવે મારો પુરૂષાર્થ મૂકી દઇ નમું, તો મારૂં જીવ્યું વૃથા થાય. કાયર થવાથી જીવ્યાનું કંઇ સાર્થક નથી. પૃથ્વીમાં કોઇ અમર નથી. કલ્પ લગી કોઇ કદી જીવ્યો ને પુરૂષાર્થ લેશ પણ ન કર્યો,તેનું જીવ્યું વૃથા જાણવું. સંસારમાં સૌને એકવાર જ્યારે ત્યારે મરવુંછે; પણ જેણે પરાક્રમ ન કર્યું, તે જીવ્યાને ધિક્કાર છે. જેણે જગતમાં અવતરી જશ, પરાક્રમ અને નામના મેળવી, તેની આ લોકમાં સારી કીર્તિ થાય છે, અને પરલોકમાં શુભ સ્થાન મળે છે. ઇશ્વરાવતાર રામચંદ્રજી પૃથ્વીનો ભાર ઉતારવા અવતર્યા છે; એ હું જાણુંછું. માટે હવે પુરૂષાર્થ કરી અમર નામ મેળવવું, પણ શરણે જવું નહીં. સુંદરી! હું યુદ્ધજ કરીશ. મંદોદરીએ જાણ્યું કે, આ મારૂં માને એમ નથી. એમ જાણી સ્વમંદીર ગઈ. થોડીવારે યુદ્ધ ચાલ્યું, તેમાં ઇંદ્રજીત, કુંભકરણ અને મંત્રિ મરાણા. તેથી ગામમાં હાહાકાર થઇ રહ્યો. તે વખતે મંદોદરીએ આવી ઘણો કલ્પાંત કરી કહ્યું;—સ્વામી! તમે રામ સાથે વૈર કરી શા માટે કુળનો નાશ કરોછો? અને શા માટે વગર મોતે મરવાને ઇચ્છો છો! તે સાથે વૈર કરી કોણ ઠરી ઠામ બેઠું છે? તેને જીતાશે નહીં તો હળવા પડશો. સ્વામી! તમે ત્રૈલોકય જીત્યું છે, પરંતુ જ્યાં સુધી કામને જીત્યો નથી, ત્યાં સુધી સર્વ ફોકટ સમજવું. જોગી, મુનિ, તપસ્વિ અને અનેક રાણી જાયાને એ કામે છેતરી ફજેત કર્યા છે, રણમાં રખડા વ્યા છે, અને મહાન પુરૂષોનાં માન મૂકાવ્યાં છે. એવો કામ દુર્જય અને બળવાન છે. માટે આવું વિપરીત કામ છોડી દો. મહારાજ! હવે ક્ષમા રાખો! સીતા પતિવ્રતા છે, તેને રામને શરણે જઈને સોંપી દો. તો તે નક્કી તમારૂં કલ્યાણ કરશે. એ શરણે આવનારને અભયદાન દે છે. એ તમારો એક પણ અવગુણ ગણશે નહીં. પછી તમો નિર્ભય થઇ સુખે રાજ્ય કરજો. જે પરનિંદા, પરધન, અને પરનારને તજે છે, તેના સંસારને ધન્ય છે. જે હિંસા અને અભિમાન તજે છે તેનું જ્ઞાન શોભે છે. જે સત્ય આચરણ આચરે છે, તેને દેહ ધર્યાનો લાભ થાય છે. તમારે કઇ વાતની કમી છે! અણિમાદિક સિદ્ધિઓ પાગે નમી રહી છે. કલ્પવૃક્ષ અને કામધેનુ સ્વાધીન છે. દેવો ચાકર થઇ રહ્યા છે. બ્રહ્માદિક પણ દેખીને મો-

હિત થાય, એવી પદ્મનીઓ તમારી છાયામાં ઘણી છે, તોપણ તમે સીતાને હરી લાવ્યા. **विनाशकाले विपरीत बुद्धिः ॥** એ પ્રમાણે તમારી અંતકાળે બુદ્ધિ ફરી જણાય છે. અવસાનનો વખત આવે છે, ત્યારે વિવેક અને જ્ઞાન જતાં રહે છે. તમારાં આવાં કર્મથી નક્કી કુળનો નાશ થશે એવું લાગે છે. તમે કહોછો જે હું રામને જીતીશ, પણ એ મિથ્યા અભિમાન મુકી દો. પ્રાણેશ ! તમને ખોળા પાથરીને કહું છું, જે તમે સીતાજી રામને સોંપો.

આ સાંભળી રાવણે કહ્યું, 'હું એ રામને નહીં નમું, અને સીતાને પણ નહીં સોંપું. પછી જે થનાર હશે તે ભલે થાય. મંદોદરીએ જાણ્યું કે. જેવી વ્યભિચારણી સ્ત્રીની ભક્તિ, જેવો દાંભિકનો વૈરાગ્ય, જેવો પરદ્રોહી જ્ઞાની, જેવી કપટીની પ્રીતિ, જેવો ભ્રષ્ટનો આચાર, જેવું લોભીનું દાન, એવું રાવણનું ડહાપણ અને જ્ઞાન છે. તે પ્રાણ છે ત્યાં સુધી નહીં માને, એમ વિચારી નિરાશ થતી ચાલી ગઇ. થોડી વારે રાવણે સીતા પાસે આવી કહ્યું કે, "તું બે માસમાં મારે તાબે નહીં થાય, તો તારા પતિને મારી નાંખીશ. જો તાબે થશે તો તને હું મારી પટરાણી બનાવી ઘણું સુખ આપીશ." સીતા રાવણની આવી ધમકી સાંભળી બોલી;–રાવણ ! તું વગર વિચાર્યું બકમાં ! ! તું બે માસ તો શું, પણ બે હજાર વર્ષની મુદત આપીશ, તોપણ હું તારે તાબે થઇશ નહીં ! એમાં તારૂં કંઇ વળવાનું નથી ! ! તું સમૃદ્ધિ, બળ અને પરાક્રમથી જગતમાં વિખ્યાત છે. તારે દુષ્ટ કર્મ કરી કીર્તિને કલંગ લગાડવું ઉચીત નથી. જે દષ્ટીથી તું તારી માતા "**नीकषा**" સામું જુએ છે. તે દષ્ટિએજ તારે પરસ્ત્રી સામું જોવું જોઇએ. મને મારા પતિ જેવું મૂલ્યવાન બીજું તું શું આપીશ ! તું મને મારા પ્રાણપતિને સોંપ તે તને ક્ષમા કરશે.

સીતાનાં આવાં કઠોર વચન સાંભળી, રાવણે તેને મારવા ખડ્ગ ઉપાડ્યું. કે મંદોદરીએ દોડી આવી, ખડ્ગ પકડી રાખી સમજાવી શાંત પાડ્યો. આ વખતે મંદોદરીએ સીતાને ઘણી સહાયતા આપી હતી. અને રાવણને ઘણી શીખામણ દીધી હતી. રાવણ મુંગાંમુંગાં હવન કરતો હતો. તે ભંગ કરવા અંગદે મંદોદરીને ચોટલે પકડી, તેની સન્મુખ ઉભી રાખી. મંદોદરીએ પોતાને છોડાવવાને રાવણને કહ્યું, પતિ ! મને છોડાવો ! જુઓ રામ પોતાની સ્ત્રીને છોડાવવાને કેટલું બધું કરે છે ! પતિએ સ્ત્રીને દુઃખમાંથી મૂકાવવી; એ તેનો પરમ ધર્મ છે. જે પતિ પોતાની સ્ત્રીનું સર્વ પ્રકારે રક્ષણ કરતો નથી, તે નર્કને પામે છે. **પતિને સ્ત્રી એજ સુખનું ધામ છે અને સ્ત્રીજ સંસારનું નૂર છે તથા આ લોક પરલોકનો સાથી** છે". વગેરે કહી મંદોદરીએ ઘણો કલ્પાંત કર્યો, ત્યારે રાવણે ક્રિયા ભંગ કરી ઉઠી મંદોદરીને મૂકાવી. આ પછી રાવણ ક્રોધે ભરાઇ પોતે જાતે લડવા ચડયો. તેમાં તે મરાણો. મંદોદરી જ્યાં પતિનું શીશ પડ્યું હતું, ત્યાં કેટ-

બીક સ્ત્રીઓ સાથે આવી ઉભી, મોટા મુનિવરો અને જોગીઓ પણ પોતાની ધીરજ છોડી દે એવા કલ્પાંત સાથે વિલાપ કરવા લાગી.

'અરે સ્વામી ! મેં ઘણું ઘણું સમજાવ્યા પણ તમે માન્યું નહીં ! અંતે સંતતી અને સંપત્તિ નાશ કરી. તમારા દેહને પણ ખોયો. નાથ ! તમે રામ સાથે ભલું વેર બજાવ્યું. ! તમારી કીર્ત્તિ ત્રિભુવનમાં ઘેર ઘેર ગવાશે. હવે સૃષ્ટિમાં તમારા જેવો પુરૂષ પાકવાનો નથી. પ્રાણપતિ ! તમારે અર્થેજ રામે અવતાર લીધો. અહો ! દૈવની ગતિ કેવી વિપરિત છે ! કે જેને લોકપતિઓ પગે લાગતા, તે પુરૂષ આજે રણમાં પડ્યો છે ! !' મંદોદરીનો વિલાપ સાંભળી રામે આવી કહ્યું, 'અરે પૂજ્યપાત્રની ! સતીશિરોમણી ! તું જ્ઞાનવંત થઇ, આ નાશવંત દેહનો શોક શા માટે કરે છે ! તું જ્ઞાન દૃષ્ટિએ વિચારીને જો કે, તેમાં શું સત્ય છે ! આ જગત્ સર્વ સ્વપ્નની પેઠે માયાનું ચિત્ર છે. આ પંચમહાભૂતની દેહ નાશવંત, વિકારી અને અશાસ્વત રૂપ છે; માટે આત્માનો તું વિચાર કર. તે તો અવિનાશી, અખંડ અને અનુપ છે. માટે હે સતી માતા ! મોહ છોડી દઇ ધીરજ રાખો. મંદોદરી રામચંદ્રજીનાં આવાં વચનોથી શાંત થઇ. પતિની દહન ક્રિયા કરી, વગેરે વગેરેથી તેણે પોતાનું પતિવ્રતાપણું બતાવી આપ્યું છે. આ વગેરે તેના ચરિત્રમાંથી ઘણું શિક્ષણ લેવાનું મળી આવે છે.

## દમયંતિ.

વિદર્ભદેશમા કુંદનપુર નગરીમાં ભીમક રાજા રાજ્ય કરતો હતો. તે ઘણો શૂરવીર, પરાક્રમી, ધાર્મિક અને પ્રજાપ્રિય હતો. તેને દમન ઋષિના વરદાનથી દમન, અને દાન્ત, અને દમ એ ત્રણ સ્વરૂપવાન પુત્રો થયા. અને દમયંતી નામે સુંદર અંગવાળી, ચિત્તને પ્રસન્ન કરનારી, અને રૂપ ગુણે મનોહર કન્યા થઇ. એના જેવી દેવ, યક્ષ કે મનુષ્યોમાં પણ કોઈ કન્યા રૂપવંતી નહોતી. તેથી તેનાં ઘણાં વખાણ દેશોદેશમાં થવા લાગ્યાં. નૈષધ દેશના રાજા વીરસેનને નળ નામે અશ્વીનીકુમાર સરખો મહા સ્વરૂપવાન અને ગુણવાન પુત્ર થયો. તેનાં રૂપ ગુણની પ્રખ્યાતિ દેશોદેશમાં પ્રસરી હતી. દમયંતીએ નળની ખ્યાતિ સાંભળી અને નળે દમયંતીની ખ્યાતિ સાંભળી બંનેએ પરસ્પર વરવાનો મનથી નિશ્ચય કર્યો હતો. દમયંતી નળનું સ્મરણ થતાં વ્યાકુળ થઇ જતી. આ વાત દાસી મારફતે તેના માબાપને જણાતાં. ભીમક રાજાએ દમયંતીનો સ્વયંવર કરવાનો નિશ્ચય કર્યો. દેશો દેશના રાજાઓને આમંત્રણ પત્રો મોકલ્યાં. આ ખબરથી ઘણા રાજાઓ ઠાઠમાઠથી નાના પ્રકારની સેના લઇને આવ્યા. નારદમુનિ અને પર્વત ઋષિ મારફતે ઇંદ્રને ખબર થતાં, તે પણ દેવતાઓ સહિત સ્વયંવરમાં જવાને તૈયાર થયો. તેમને વિ-

દમંદેશ તરફ જતાં રસ્તામાં નળ રાજાનો સમાગમ થયો. નળ રાજાને મહા તેજસ્વિ જોઇ સૌ વિસ્મય થયા. તેણે વિચાર કર્યો કે જો દમયંતી આ નળને જોશે તો આપણને નહિ વરતાં તેનેજ વરશે. માટે નળને કહ્યું કે;—હે નળ! તું સત્યવાન છે, તો અમારો દૂત થઈ તું સહાયતા કર. ઇંદ્રનું વચન સાંભળી "ઠીક તેમ કરીશ" એવું કહી નળે પૂછ્યું કે તમે ક્યાં જાઓ છો અને તમારૂં મારે શું કામ કરવું તે વાત જણાવો. "ઇંદ્રે કહ્યું કે અમે દમયંતીનો સ્વયંવર થાય છે ત્યાં જઇએ છીએ, માટે તું દમયંતી પાસે જઇ કહે કે તને ઇંદ્ર વગેરે દેવતાઓ વરવા ઇચ્છે છે, તેથી તેમાંથી એકને વર." નળે ઇંદ્રનું બોલવું સાંભળી કહ્યું—"જે વાસ્તે તમે જાઓ છો તેજ વાસ્તે હું જાઉંછું માટે તમારે મને મોકલવો ઘટીત નથી. કેમકે મેં વરવા ઇચ્છેલી સ્ત્રીનો ત્યાગ કરી, બીજાને વાસ્તે કેમ માગણી કરૂં? ઇંદ્રે કહ્યું, "પ્રથમ તેં કહ્યું છે કે હું કરીશ" તે તારૂં વચન મિથ્યા કરે છે? માટે જલદી જા. તું અમારા કહેવાથી જઇશ, માટે તને દમયંતીના મહેલમાં જતાં કોઈ દેખશે નહીં. ઇંદ્રના આગ્રહથી નળ જ્યાં દમયંતી બેઠી હતી ત્યાં ગયો. ત્યાં અનેક સખીઓ સાથે દમયંતી બેઠી હતી. નળને આ પ્રમાણે આવેલો જોઇ, દમયંતી વિસ્મય પામી બોલી "તમે કોણ છો અને કેમ આવ્યા છો?" નળે કહ્યું "હું નળ છું અને દેવતાઓનું દૂતપણું કરવાને આવ્યો છું. ઇંદ્ર વગેરે દેવતાઓ તને વરવાને ઇચ્છે છે. તેમાંથી એકને તું વર." દમયંતી નળનાં વચન સાંભળી બોલી—"રાજન! હું તો આજે ઘણાં રોજ થયાં તમને તન, મનથી વરી ચૂકીછું. જો તમે મારો તિરસ્કાર કરશો, તો હું મારો પ્રાણ ત્યાગ કરીશ." નળે કહ્યું. "લોકપાળ સરખા દેવતાઓ તને પરણવાને તૈયાર છે; તેમ છતાં તું મનુષ્યને કેમ વરવા ઇચ્છે છે?" દમયંતીએ કહ્યું, "હું સર્વ દેવતાઓને નમસ્કાર કરૂં છું. હુંતો મનથી કરી તમનેજ વરી ચૂકી છું." ત્યારે નળે કહ્યું, "હું દેવોની આડે થઇ તને ધર્મના નિયમ પ્રમાણે શી રીતે વરૂં? તેનો ઉપાય કરવો જોઇએ." દમયંતી એ કહ્યું કે "હું સ્વયંવરમાં સર્વ દેવોની સમક્ષ તમને વરીશ." પછી નળે ઇંદ્ર પાસે આવી કહ્યું કે, મેં તમને વરવા માટે દમયંતીને ઘણું કહ્યું, પણ તે તો મનેજ સ્વયંવરમાં દેવો સમક્ષ વરવાને ઇચ્છે છે. આ વચન તમારે સત્ય જાણવાં.

ભીમક રાજાએ સ્વયંવરમાં આવેલા દેવો અને રાજાઓ સર્વને મંડપમાં ઉત્તમ આસનોપર એક બાજુએ બેસાડ્યા અને બીજી બાજુ દમયંતી પોતાની સખીઓ અને સગાંવહાલાં સાથે બેઠી. આખી સભા ચિકાર ભરાઇ બેઠી. સૌ સમક્ષ બધા રાજાઓનું વર્ણન થવા લાગ્યું. તે વખતે દમયંતીએ ઉઠી નળ રાજાના ગળામાં પુષ્પનો હાર પહેરાવ્યો. આ જોઇ સર્વ સભાજનો ઘણા ખુશી થયા. તે વખતે નળે દમયંતીને કહ્યું,—"સુંદરી! તું સર્વ દેવતાઓની સમક્ષ મને વરી છે; માટે જ્યાં સુધી મારા શરીરમાં પ્રાણ રહેશે; ત્યાં સુધી હું તારામાં પ્રીતિ રાખી

વર્ત્તીશ." આ પ્રમાણે વચન આપી, બંને અગ્નિ અને દેવો સમક્ષ ગયાં; ત્યાં વિધિસર લગ્ન ક્રિયા કરી. તે વખતે દેવોએ નળને નીચે પ્રમાણે આશીર્વાદ આપ્યો. ૧–યજ્ઞ થાય ત્યાં ઇંદ્ર પ્રત્યક્ષ દેખાશે. ૨–અન્ન તારા હાથથી મધુર થશે. ૩ તારી ધર્મમાં પ્રીતિ રહેશે. ૪ જળ અને સુગંધી પુષ્પની માળા ઇચ્છા પ્રમાણે પ્રાપ્ત થશે. આ પ્રમાણે વરદાન આપી સૌ સૌને સ્થાનકે ગયાં. દમયંતીને નળ સાથે મોકલી. તેને ઇંદ્રશેન નામે પુત્ર અને ઇંદ્રશેના નામે પુત્રી એ બે સંતાનો થયાં. અહો રાત્ર નળ દમયંતી સુખચેનમાં વૈભવ ભોગવે છે. દૈવઇચ્છા પ્રબળ છે. તેની ગતિની કોઇને ખબર પડતી નથી. ધર્માત્મા નળમાં કળીયુગે પ્રવેશ કર્યો. દમયંતીએ તેમ નહિ કરવાને ઘણું સમજાવ્યું, પણ તે વૃથા ગયું. અંતે નળ તેમાં રાજપાટ વગેરે સર્વસ્વ હાર્યો. પતિ સાથે એકેક લૂગડું પહેરી ગામ બહાર વનમાં જવાનો ઠરાવ થયો. વળી "આ બંનેનો કોઇએ સત્કાર કરવો નહિ એવો પુષ્કરે હુકમ કાઢયો." તેથી તેનો પ્રજામાંથી કોઈએ સત્કાર કર્યો નહિ. દમયંતીએ પોતાના બાળકોને રથમાં બેસાડી પિયર મોકલી દીધાં. તેનો સારથિ વાર્ષ્ણેય વળતાં અયોધ્યાના રાજા રૂતુપર્ણ પાસે નોકર રહ્યો. નળ દમયંતી ત્રણ દિવસ ભૂખ્યાં તરસ્યાં ગામને પાદર પડયાં રહ્યાં. પણ કોઇએ ભાવ પૂછયો નહિ. છેવટે વનમાં ફળફૂલ શોધી પોતાનો નિભાવ કરવાને ચાલી નીકળ્યાં. આગળ નળ ને પાછળ સતી દમયંતી, એ પ્રમાણે ચાલી ઘણે દૂર ગયાં. બંનેને ઘણી ભૂખ તરસ લાગી. તેટલામાં તેણે સુવર્ણ સરખી સુંદર પાંખો વાળાં પક્ષીઓને દીઠાં, તેને પકડી ખાવાનો વિચાર કર્યો. પોતાને પહેરવાનું એકનું એક વસ્ત્ર હતું, તે કાઢીને તેના ઉપર નાંખ્યું કે તરત પક્ષી લૂગડા સાથે ઉડી ગયું. તે જોઇને નળે કહ્યુઃ—સતી ! હવે શું કરવું ? આ એકજ વસ્ત્ર હતું, તે પણ ગયું. ભૂખ્યાં પણ પ્રાણ જાય છે, હે પ્રાણપ્યારી ! હું દુઃખી હાલતમાં આવી પડયો છું. ચૈતન્ય વગરનો થઇ ગયો છું. હવે પ્રાણનો નિર્વાહ શી રીતે કરવો ! એ મને કંઇ સુઝતું નથી. માટે તું તારે પિયર વિદર્ભદેશ જા. આ રસ્તો તે તરફ જાય છે. "પ્રાણપ્રિયે ! તું ત્યાં જઇશ તો સુખી થઇશ." પતિનાં આવાં વચન સાંભળી દમયંતી વ્યાકુળ ચિત્તે નેત્રમાં આંસુ લાવી બોલી;—પ્રાણનાથ ! આપનાં આવાં વચનથી મારૂં હૃદય ખેદ પામે છે, આપે રાજ્ય અને સર્વ સંપત્તિ છોડી દીધી. વસ્ત્ર વગરના થયા, ભૂખના દુઃખથી પીડાઓ છો, તે વખતે આપની સેવામાં હાજર રહી, દુઃખમાં દિલાસો આપવાને બદલે, આ મનુષ્ય વગરના અઘોર અરણ્યમાં આપનો ત્યાગ કરી, મારા પિતાને ઘેર કેમ જાઉં ? નહીં, નહીં. હું કદી પણ મારા પ્રાણ જતાં સુધી પણ આપને છોડી જવાની નથી. હું તો આપની સેવા કરવાને સદા સાથેજ રહીશ. પુરૂષને દુખને વખતે ધીરજ આપનાર, દુઃખરૂપી રોગ મટાડનાર, અને દીલાસો આપનાર સ્ત્રીજ છે; સ્ત્રીને પતિ પ્રાણ અને જીવનહાર છે. તો હું પતિરૂપી પ્રાણનો શી રીતે ત્યાગ કરી

શકું? હું તમને છોડીને એક ડગલું પણ દૂર કેમ જઇ શકું? માટે હું તમને કદી છોડી જનાર નથી. નળે કહ્યું. "હે સાધ્વી! તું કહે છે તેમજ છે. તું શા માટે ચિંતા કરે છે? હું મારા આત્માનો ત્યાગ કરીશ, પણ તારો ત્યાગ નહીં કરૂં." પછી બંને એકજ વસ્ત્ર પહેરી વનમાં ભૂખ, તરસ ને થાકથી પીડાતાં એક ઠેકાણે બેઠાં. થાકને લીધે નીંદ્રા આવવા લાગી. તેથી બંને સૂતાં. દમયંતી નિંદ્રાવશ થઇ ગઇ, પણ નળને ઉંઘ આવી નહીં. તેને વિચારોપર વિચારો આવવા લાગ્યા. ચિંતાયુક્ત થઇ મન સાથે વિચાર કર્યો કે મારૂં સારૂં કેમ થાય? મારી પ્રિય પત્નિ મારે સારૂ દુઃખ ભોગવે છે, તેને હું ત્યાગ કરૂં તો તે તેને પિયર જાય. જો એ મારી સાથે આવશે તો નક્કી દુઃખી થશે. માટે તેનો ત્યાગ કરૂં તો સુખી થાય. આવો વિચાર કરી દમયંતીને ત્યાગ કરવાનું કળીયુગના પ્રવેશથી સુઝયું. તે મન સાથે નક્કી કર્યું. વળી વિચાર્યું કે દમયંતી મારામાં પ્રીતિમાન છે, તે મહા ભાગ્યશાળી, યશસ્વિની અને મહા સતી છે, માટે તેને કોઇ પુરૂષ છેતરી શકશે નહીં. આવો વિચાર કરી બંનેએ એક વસ્ત્ર પહેર્યું હતું, તેમાંથી પોતાની તલવારવતે અર્ધ કાપી લઇ ચાલતો થયો. થોડે દૂર ગયા પછી પાછો વળી દમયંતી સૂતી હતી, ત્યાં આવી વિચારવા લાગ્યો. અરે! મારી પ્રિયાએ ટાઢ, તડકો હજી વેઠયો નથી, વાયુના ઝપાટા સહન કર્યા નથી, નથી પૃથ્વીપર પગ મૂકયો કે, નથી આ પૃથ્વીપર સૂતી, તે આજે અનાથની પેઠે ભોંયપર સૂતી છે.!? અહો! કાપેલું અર્ધ વસ્ત્ર ધારણ કરેલી સતી જાગશે, ત્યારે કેવી ગભરાશે? અરે! તે મારા વગર આ અઘોર વનમાં કેવી વ્યાકુળ થઇ ફરશે? અને મને ન જોવાથી કેવી દુઃખી થશે! અરેરે! તેની શી વલે થશે? એવી રીતે કહી ચોધાર આંસુએ રૂદન કરતાં બોલ્યો;—"આ સૂતેલી મારી પ્રિય સ્ત્રીની સર્વ દેવતાઓ રક્ષા કરો." એમ કહી ભરનિંદ્રામાં સૂતેલી મૂકી, ભયંકર જંગલમાં ત્યાગ કરી, વિયોગના દુઃખથી પીડાતો આંસુ પાડતો ચાલી નીકળ્યો.

દમયંતી જાગી જુએ છે, તો પોતાના પ્રિય પતિને ન દીઠા. તેથી મહા દુઃખ પામી વ્યાકુળ થઇ પોકારવા લાગી. "હે પ્રાણનાથ! હે સ્વામી! તમે કયાં ગયા છો? તમે મારો કેમ ત્યાગ કરો છો? અરે! હાય! હાય! હું શું હણાઇ? અરે સ્વામીજી! હું આ અઘોર વનમાં બીહું છું! શું તમે મારી પરીક્ષા જોવાને સંતાઇ બેઠા છો? નહીં નહીં! હું નિરપરાધી અબળાનો ત્યાગ કરવાનો વિચાર કરશો માં. પ્રાણનાથ! ઓ નળ! હે રાજન! તમે ધર્મને જાણનાર અને સત્યવાદી છો. તમે મારા સ્વયંવરને વિષે "હું તારો ત્યાગ નહીં કરૂં." એમ કહ્યું છે, છતાં મારો આ વખતે કેમ ત્યાગ કરો છો? સ્વયંવરમાં સભા વચ્ચે જે બોલ્યા છો, તે સત્ય કરો. શું તમે વૃક્ષ પાછળ સંતાઇ બેઠા છો? કેમ દર્શન આપતા નથી? કેમ બોલતા નથી? મારી સંભાળ કેમ લેતા નથી! આ પ્રમાણે બોલતી,

ટળવળતી, આમતેમ જોતી, દોડતી ફરતી ફર્યા કરે છે. જીભે માત્ર એક **નળ**નુંજ સ્મરણ લાગી રહ્યું છે. ચિત્ત ફક્ત નળમાંજ રહ્યું છે. તેથી રસ્તામાં વાઘ, વરૂ, સિંહ, ચિતરા, શિઆળ વગેરે ફાડી ખાનારાં જનાવરો મળે છે, તેનો ભય લાગતો નથી. તેને નિર્બંધતાથી પૂછે છે, તમે નળને દીઠા ? તેઓ કઇ દિશામાં ગયાછે ? ઝાડોને પણ આ પ્રમાણે વ્યાકુળ ચિત્તે સવાલ કરે છે, શરીરે ઝાંખરાના ઉઝરડા થવાથી લોહી વહે છે, કેશ કાંટામાં ભરાય છે, પગે કાંટા વાગે છે; પણ તેનું એક **નળ**માંજ ધ્યાન લાગેલું છે, તેથી શરીરની કશી શુદ્ધ નથી. વ્યાકુળ ચિત્તે સ્વામીને ખોળતી, ગાંડી જેવી બનેલી, ટીટોડીની પેઠે પોકાર કરતી, શોકમાં ડૂબેલી, આમતેમ ફરતાં રસ્તામાં એક મોટો અજગર મોઢું વિકાશી પડયો હતો, તેના મૂખમાં પગ પડયો, તે સાથળ સૂધી ગળ્યો. વિખ શરીરે ચડવા લાગ્યું. જેવો તે પોતાના પતિ **નળ**નો શોચ કરે છે, તેવો પોતાના પ્રાણનો શોચ કરતી નથી. તે તો આવી સ્થિતિમાં પણ, ઓ નાથ! ઓ નળ! કેમ બોલતા નથી ? પ્રાણાધાર! તમે ક્યાં ગયા ? આમ પોકાર કરે છે. તે શબ્દો એક પારાધીએ સાંભળ્યા. તે સાંભળતાંજ પાસે આવીને જુએ છે, તો એક રૂપ સુંદર સ્ત્રીને અજગરે સાથળ સૂધી ગળેલી છે. આ જોઇ કુહાડીના ઘાથી અજગરને મારી સ્ત્રીને મુકાવી, ઘણી આસના વાસના કરી, તેનું વૃત્તાંત પૂછ્યું. **દમયંતી**એ સર્વ કહ્યું, તેણે અર્ધ વસ્ત્ર પહેરેલું જોઇ પારાધીની દાનત બગડી. તેથી દમયંતીએ ક્રોધાવેશમાં આવી, અગ્નિ સરખી લાલ ચોળ થઇ, તેને શાપ આપ્યો કે;—"મારા પ્રાણનાથ નળરાજ વગર મનથી કરીને પણ બીજાનું ચિંતવન કરતી નહોઉં તો આ તુચ્છ પારાધી પ્રાણ રહિત થઇ પડો!!" પારાધી તરત ભયભિત થઇ પૃથ્વીપર પડયો. દમયંતી ત્યાંથી આગળ ચાલવા લાગી. પર્વતો, ગુફાઓ, નદીઓ, વૃક્ષો વગેરે ઓળંગી એક મોટી શિલાપર બેસી, અઘોર વનમાં ધીરવીર અને કઠણ કાળજાના મનુષ્યનું પણ હૃદય પીગળાવી નાંખે, એવું મહા રૂદન કરવા લાગી. તેથી આખું વન શોકમય દીસવા લાગ્યું. પશુ, પક્ષીઓ અને ફાડી ખાનારાં જાનવરો પણ જ્યાંનાં ત્યાં સ્થિર થઇ ગયાં. આ વનદેવી છે, તે આપણને પકડશે; એવો ભય પામી નાશી જવા લાગ્યાં. વનમાં ફરતાં ફરતાં જ્યાં **વશિષ્ઠ** વગેરે ઋષિઓનો આશ્રમ હતો, ત્યા આવી. તેમણે તેનો ઘણી પ્રકારે સત્કાર કરી ધીરજ આપી. ઋષિઓને **દમયંતી**એ કહ્યું " મહાત્માઓ! મારા જીવન આધાર **નળ** રાજન નહિ મળે, તો હું મારા દેહનો ત્યાગ કરીશ. કારણ **"સ્ત્રી જાતિને પતિ વગર જીવવાથી શું લાભ છે?"** ઋષિઓએ કહ્યું, **"સતિ!** તું થોડા વખતમાં તારા પતિને મળીશ." એટલું સાંભળી ઋષિની રજા લઇ ચાલતી થઇ. **ચેદી** દેશના રાજા **સુબાહુ**ના મુલકમાં કોઇનો સંઘ જતો હતો, તે સંઘ સાથે ચાલી. એક વનમાં મોટું તળાવ હતું, ત્યાં સંઘે પડાવ નાંખ્યો. રાત્રે હાથી-

એવું એક મોટું ટોળું પાણી પીવાને આવ્યું, તેણે એકદમ મોટી ગર્જના કરી. તેથી આખો સંઘ ગભરાઇ ગયો. સંઘના મનુષ્યો કહેવા લાગ્યાં કે, આપણા સંઘ સાથે એક વિચિત્ર દેખાવની સ્ત્રી આવી છે. તે કોઈ રાક્ષસી જણાય છે, તેણેજ આ માયા રચી હશે. માટે ચાલો તેને શોધીને મારીએ. આ સાંભળી **દમયંતી** ભય પામી વનમાં નાશી ગઇ. રૂદન કરતી **ચેદી** દેશના રાજા **સુબાહુ**ના શહેરમાં આવી રાજાના મહેલ સામે ઉભી રહી. **સુબાહુ**ની રાણી ગોખમાં બેઠી હતી. તેણે જાણ્યું કે આ કોઇ દુઃખી સ્ત્રી ઉભી છે. એમ જાણી દાસીને તેડી લાવવા હુકમ કર્યો. દાસીએ જઇ દમયંતીને મેહેલમાં લાવી બેસાડી, તેના ખબર અંતર પૂછ્યા; તે ઉપરથી રાણીને દયા આવી! તેણે કહ્યું તું અહીં રહે. હું તારા પતિને શોધવા ચાકરો મોકલીશ. તું અહીં રહેવાથી તારા પતિને મળીશ. દમયંતીએ કહ્યું, હું કહું તે પ્રમાણે વચન પાળો તો હું રહું. " **હું કોઇનું ઉચ્છિષ્ટ ખાઇશ નહીં,—પગે ચાલી કયાંએ જઇશ નહીં,—કોઈ પુરૂષ મારે વિષે પાપ બુદ્ધિ કરે, તો તેનો તમારે નાશ કરવો, કારણ કે એવા અધર્મિ પાપી પુરૂષની સામે જોવું પણ નહી એવુ મારૂં વ્રત છે—હું કોઇ પુરૂષ સાથે ભાષણ કરીશ નહીં. ફક્ત મારા પતિની શોધ કરનાર બ્રાહ્મણનેજ નેત્રથી જોઈશ.**" આ રીતે તમારાથી બની શકે તો હું રહીશ, નહીં તો મારે રહેવાની ઇચ્છા નથી. રાણીએ કહ્યું, આ તારૂં ઉત્તમ વ્રત છે; તે માટે તમારા કહેવા પ્રમાણે બંદોબસ્ત કરીશ. તમે બેફિકરથી રહો. રાણીએ **દમયંતીને** પોતાની **સુનંદા** નામે પુત્રી સાથે જુદા મહેલમાં રાખી.

**નળ** રાજા **દમયંતી**ને ત્યાગી વનમાં ગયો, ત્યાં સળગતા દાવાનળમાં પડેલા એક કર્કોટકે નમન કરી કહ્યું—મેં **નારદજી**નો છળ કર્યો હતો. તેથી તેણે કોપ કરી શાપ આપ્યો છે, કે તું **નળ** રાજા આવે ત્યાં સુધી અહીં સ્થિર થઇ રહેજે. જ્યારે નળ તને અહીંથી ઉપાડી બીજે મૂકશે, ત્યારે શાપથી મૂક્ત થશે. રાજન! હું એક પગલું પણ ચાલી શકતો નથી. માટે આ મહા દાવાનળથી મારી રક્ષા કરો, હું તમારો સખા થઇ તમારૂં પ્રિય કરીશ; **નળે** તેને અગ્નિથી મુક્ત કર્યો, ત્યારે તેણે કહ્યું કે:—તમે કોઈ પ્રાણીથી ભય પામશો નહીં. તમે **અયોધ્યા** નગરીના **રૂતુપર્ણ** રાજા પાસે જઇ **બાહુક** નામે સાર્થિ છું, એમ કહેજો. તમે તેને **અશ્વવિદ્યા** શીખવજો. તેથી તે તમારો મિત્ર થશે. ત્યારે તમે દુઃખમાંથી મુક્ત થશો. તમારાં બાઇડી છોકરાં તથા રાજ્યને અને તમારાં પુર્વ સ્વરૂપને ફરી પામશો. એટલું કહી એ જતો રહ્યો. **નળ** રાજા અયોધ્યામાં ગયા; ત્યાં રૂતુપર્ણે સત્કાર કર્યો અને સાર્થિની પદવી આપી. તેના હાથ નીચે વાર્ષ્ણેય તથા જીવલને સાર્થી રાખ્યા. આ વખતે નળરાજા ઓળખી ન શકાય એવા શરીરનો થઇ ગયો હતો. તે રોજ સાંજે એક શ્લોક બોલતો તેનો

**ભાવાર્થ—અરેરે ! ક્ષુધા તૃષાએ પીડાએલી સ્ત્રી થાકી જઇને, પોતાના મંદ બુદ્ધિના પતિને યાદ કરી ક્યાં સૂતી હશે !!** આવાં વચન સાંભળી જીવલે પૂછ્યું કે, તું જેનો શોક કરે છે તે કોણ છે ? અને કોની સ્ત્રી છે ? બાહુકે જવાબ દીધો કે, તે કોઇ મંદ બુદ્ધિવાળા પુરૂષની ઘણી માનેતી સ્ત્રી છે. તેનો તેણે કારણસર ત્યાગ કર્યો છે. તેથી દુઃખી થઇ પોતાની મરજી પ્રમાણે ફરેછે. તે પુરૂષ પહેલાં મહાન્ રાજા હતો. હાલ ખરાબ સ્થિતિમાં રહી, પોતાની સ્ત્રીને યાદ કરી દુઃખ પામે છે. " એમ કહી ઓળખાણ ન પડે તેવી રીતે ત્યાં રહ્યો. નળ અયોધ્યાના રાજાને ત્યાં ને દમયંતી ચેદી રાજાની રાણી પાસે એમ બંને આશ્રય મળવાથી રહ્યાં.

ભીમક રાજાએ નળ દમયંતીના શોધ માટે ચારે તરફ બ્રાહ્મણો મોકલી દીધા. શોધ કરતાં કરતાં સુદેવ બ્રાહ્મણ ચેદી દેશના રાજા સુબાહુના શહેરમાં આવ્યો. રાજમહેલમાં ગયો. ત્યાં સુનંદા પાસે સૂકાયેલ શરીરે સુંદર સ્વરૂપવાન દમયંતી દીઠી. તેને ભીમક રાજાના ખબર આપ્યા, દમયંતી પોતાનાં માતા પિતા ઘણાં ચિંતાતુર છે, એવા ખબર સાંભળી રૂદન કરવા લાગી. તે જોઇ સુનંદા પણ ઘણી દીલગીર થઈ; તેણે આ ખબર પોતાની માતાને આપ્યાં. તે રાણી દમયંતી પાસે આવી, બ્રાહ્મણને ખબર પૂછવા લાગી. મહારાજ ! આ સૈરંધ્રી કોની પુત્રીછે ? અને કોની રાણી છે ! તે પોતાના પ્રિય પતિ તથા માતા પિતાથી કેમ વિયોગ પામીછે? તેને તમે કેમ ઓળખી ? એ સર્વે કહો. બ્રાહ્મણે સર્વ હકીકત માંડીને કહી સંભળાવી. તે સાંભળી સુનંદા તથા તેની માતા રૂદન કરતાં કરતાં સ્તબ્ધ થઇ ગયાં. થોડીવારે શાન્ત થઇ પછી દમયંતીને કહ્યું. તું તો મારી બેનની દીકરી થાયછે. મેં પણ આ તારા લલાટના લાલ મસથી હવે ઓળખી. આટલો વખત તેં કેમ વાત ન કરી ? હું અને તારી મા બંને દશાર્ણ દેશના સુદામા રાજાની પુત્રીઓ છીએ. તારો જન્મ દશાર્ણ દેશમાં છે. તારે હવે કશી ચિંતા ન કરવી. આ ઘર તારૂંજ છે, અને હું તારી માતાજ છું એમ સમજ. દમયંતી આ સાંભળી પગે લાગી બોલી—તમે ઓળખતાં નહોતાં તોપણ તમે મારી બરદાસ બરાબર કરી છે, ગને હવે જવાની જલદી રજા આપો, કારણ મારાં બે નાનાં બાળકો મારા પિતાને ત્યાં છે. તે મારા વિના શોચ કરતાં હશે, માટે કૃપા કરી મને વિદર્ભદેશ મોકલાવો; ત્યારે તેની માસીએ હા પાડી. પોતાના પુત્રને કહી પાલખીમાં બેસાડી, કેટલીક સેના સાથે મોકલી દીધી. તેના માત પિતા દમયંતીને જોઇ ઘણાં ખુશી થયાં. દમયંતીએ પોતાની માતાને જણાવ્યું કે, " જો મારા જીવની આશા રાખતાં હો, તો તમારા જમાઇ નળની શોધ કરાવો. " ભીમક રાજાએ તેના કહેવા પ્રમાણે બ્રાહ્મણો મોકલ્યા. સતી દમયંતીએ બ્રાહ્મણોને કહ્યું કે; જ્યાં જાઓ ત્યાં જઇ એમ કહેવું કે—" **હે કપટી ! અઘોર વનમાં અર્ધું વસ્ત્ર કાપી સૂતેલી પ્રિય સ્ત્રીનો ત્યાગ કરી**

અથા, એ તમને ઘટીત નહોતુ;કેમકે પતિએ પોતાની સ્રીનું ભરણ પોષણ અને રક્ષણ કરવું જોઇએ.”બ્રાહ્મણો દેશોદેશ ફરવા લાગ્યા. અયોધ્યાપૂરીમાં ૠતુપર્ણું રાજા પાસે પર્ણાદ નામે બ્રાહ્મણ આવ્યો, તેણે સભામાં દમયંતીના કહેવા પ્રમાણે આવી રહ્યું; પણ સભામાંથી કોઇએ જવાબ આપ્યો નહીં. બ્રાહ્મણે જવાની તૈયાર કરી, ત્યારે બાહુક નામના સાર્થિએ એકાન્તે આવી, નિઃશ્વાસ નાંખી ઘણું રૂદન કરતાં કરતાં, સર્વના કુશળ ખબર પૂછ્યા અને કહ્યું;—“જે કુલીન સ્રી ખરાબ હાલતમાં આવ્યા છતાં પોતાનું શિયળ સાચવે છે, તે સ્વર્ગને પામે છે. પોતાના નિર્વાહ વાસ્તે પક્ષીઓ પકડવા જતાં, જેનાં વસ્ત્ર હરણ થએલાં છે એવો પોતાનો પતિ જ્યારે પાછો આવે; ત્યારે તેનાપર ક્રોધ કરવો ન જોઇએ.” પર્ણાદ બ્રાહ્મણ આ સાંભળી દમયંતી પાસે આવ્યો; તેણે યથાસ્થિત વાત કહી બતાવી. દમયંતીએ આ વાત પોતાની માને કહી. તેણે ભીમક રાજાને જણાવ્યું. તેપરથી સુદેવ બ્રાહ્મણને નળને બોલાવવા મોકલ્યો. તેને દમયંતીએ યુક્તિ રચી તરત બોલાવી લાવવાના હેતુથી કહી રાખ્યું હતું કે, તારે ૠતુપર્ણું પાસે જઇ કહેવું કે, દમયંતીનો ફરી સ્વયંવર થાય છે; ત્યાં ઘણા રાજાઓ આવશે. આપને આવવા ઇચ્છા હોય તો તરત પધારો. સુદેવે તે પ્રમાણે ૠતુપર્ણને કહ્યું. તેણે બાહુક નામના સાર્થિને કહ્યું કે, વિદર્ભ દેશમાં દમયંતીનો ફરી સ્વયંવર થાય છે. ત્યાં મારે એક દિવસમાં જઇ પહોંચવું છે. બાહુકે વિચાર કર્યો કે શું દમયંતીએ દુઃખે કરી ફરી સ્વયંવર કરવાનો વિચાર કર્યો હશે! કે મારે માટેજ આ ઉપાય કર્યો હશે! જે હોય તે ખરૂં; પણ ત્યાં જવાથી તેનો નિશ્ચય થશે. એમ મન સાથે વિચાર કરી, રાજાને કહ્યું. “હું આપની મરજી પ્રમાણે પહોંચાડીશ.” પછી ઉત્તમ વાયુ સરખા વેગવાળા ઘોડા રથને જોડી ચલાવવામાં એવી ચતુરાઇ બતાવી કે, તે જોઇ રાજા ઘણો ખુશી થયો. રથ ઘણો વેગથી ચાલ્યો જાય છે; ત્યાં રસ્તામાં એક બેડાનું ઝાડ આવ્યું. રાજાએ કહ્યું. આ ઝાડપર જે ફળ તથા પાન છે તથા નીચે ફળ અને પાન પડયાં છે. તેની ગણુતરી કહું તે તું સાંભળ—ખરી પડેલાં પાન એકસોને એક—અને ફળ એકજ છે. વૃક્ષની આ બે શાખાઓમાં પાંચકરોડ પાન અને બે હજાર પંચાણું ફળ છે. માટે તારે ચોકસ કરવું હોય, તો કરી જો તેપરથી બાહુકે રથ ઉભો રાખ્યો. વૃક્ષને કાપી ફળ તથા પાન ગણ્યાં, તો રાજાના કહેવા પ્રમાણેજ થયાં. આ જોઇ બાહુક આશ્ચર્ય પામ્યો, અને રાજાને કહ્યું કે તમે મને આ વિદ્યા શીખવો અને હું તમને અશ્વ ચલાવવાની વિદ્યા શીખવીશ. પછી ૠતુપર્ણે ગણવાની તથા પાસા નાખવાની વિદ્યા શીખવી કે તેના શરીરમાં કળીયુગ હતો તે દૂર થયો અને સુબુદ્ધિ ઉત્પન્ન થઇ આવી. ૠતુપર્ણે કહ્યું, હું અશ્વવિદ્યા મારી મરજી થશે, ત્યારે શીખીશ. પછી બાહુકે રથ જોસથી હાંક્યો કે તરત ભીમક રાજાનાં કું-

દનપૂરમાં આવી પહોંચ્યાં.

દમયંતીએ રથના પૈડાંનો મેઘની ગર્જના સરખો ગડગડાટ સાંભળી જાણ્યું કે, આવો અવાજ નળના હાંકવા સિવાય થાય નહીં. એમ જાણી તેને જોવાને મહેલની અગાસીમાં ગઇ અને જોયું, તો વાર્ષ્ણેય તથા બાહુક સાર્થિ સાથે રૂતુપર્ણું રાજાને જોયા, પણ નળે જુદો વેશ લીધેલો હોવાથી બરાબર ઓળખીશકાય એવું નહોતું. રૂતુપર્ણું આવી તરત ભીમક રાજા પાસે ગયો. ભીમકે આદરસત્કાર કરી પૂછ્યું "આપ શા કારણે પધાર્યા છો ?" સ્વયંવર વિષે કંઇ તૈયારી જોવામાં આવી નહીં, તેમ ભીમક રાજા પણ તે સંબંધી કંઇ જાણુતો નથી. એવું જોઇ રૂતુપર્ણે કહ્યું—"હું આપને મળવા માટેજ આવ્યોછું; પરંતુ ભીમકે જાણ્યું એટલે દૂરથી આવવાનું કંઇ કારણુ હોવું જોઇએ. હશે ! જે હશે તે જણાઇ રહેશે. પછી દમયંતીએ કેશીની નામની પોતાની દાસીને બોલાવી કહ્યું કે;—જા તપાસ કર કે, ટુંકા હાથવાળો રથ હાંકનાર કોણુ છે ? અને પૂછજે કે શા માટે આવ્યા છે ? મને તો એ નળ રાજન લાગે છે. પછી જેવા હોય તેવા ખબર લાવ. કેશીનીએ જઇ પૂછ્યું કે;—આપનું અહીં પધારવું શા કારણુથી થયું છે ! બાહુકે કહ્યું;—"સુદેવ બ્રાહ્મણુના કહેવા પ્રમાણે દમયંતીનો બીજીવાર સ્વયંવર થાય છે. તે માટે અમે આવ્યા છીએ." કેશીનીએ પૂછ્યું, "આ ત્રીજો પુરૂષ કોણુ છે ? અને તમે કોણુ છો ?" બાહુકે કહ્યું, "નળ રાજા જ્યારે વન ગયા, ત્યારે તેનો સાર્થિ નળનાં છોકરાંને અહીં મૂકી રૂતુપર્ણું રાજાને ત્યાં સાર્થિ થઇ રહ્યો છે. મને પણુ અશ્વ વિદ્યામાં કુશળ જાણી સાર્થિ રાખેલ છે." કેશીનીએ કહ્યું. "વાર્ષ્ણેય ! નળ રાજા કયાં છે !" બાહુકે કહ્યું. "નળ રાજાના ખબર નથી; કારણુ કે તે જુદા જુદા વેશે ફરે છે. તેથી તેને કોઇ ઓળખી શકતું નથી." કેશીનીએ કહ્યું "અયોધ્યામાં પ્રથમ કોઇ બ્રાહ્મણુ આવ્યો હતો; તેણે કોઇની સ્ત્રીનાં કહેલાં વાક્ય કહ્યાં હતાં, ને તેને તમે કંઈ ઉત્તર આપ્યો હતો" આ સાંભળી ખેદયુક્ત હૃદયથી બાહુકે કહ્યું—" રાજયભ્રષ્ટ થએલા પતિએ કોઇ કારણથી કુલીન સ્ત્રીનો ત્યાગ કર્યો હોય, તોપણુ તેણે પોતાના પતિપર ક્રોધ કરવો ઘટિત નથી. પોતાના પ્રાણુનો નિર્વાહ કરવાની ઇચ્છાથી પક્ષીપર નાંખેલું વસ્ત્ર પક્ષીઓએ હરણુ કરવાથી વસ્ત્ર રહિત થયેલા પતિ ઉપર સતી સ્ત્રીએ દોષ દષ્ટીથી જોવાનું નથી." આ પ્રમાણે બોલતાંજ બાહુકની આંખમાંથી દડદડ આંસુની ધારા વહેવા લાગી. આ બનાવ જોઇ કેશીનીએ દમયંતીને સર્વ વાતથી વાકેફ કરી. દમયંતીએ જાણ્યું કે તેજ નળ છે. પણુ તેના સ્વરૂપના ફેરફારથી બરાબર ઓળખાતા નથી, માટે ફરી પરીક્ષા કરવાને કેશીનીને મોકલી. કેશીનીએ તેનાં દેવ તથા મનુષ્ય સરખાં સર્વ ચિન્હો જોઈ દમયંતીને વાકેફ કરી. આ સાંભળી દમયંતી રૂદન કરવા લાગી, ફરી કેશીનીને કહ્યું કે, " તેના રસોડામાંથી ખાવાનું લઇ આવ." કેશીની લઇ આવી, તેનું

ભોજન દમયંતીએ કર્યું. તે ઉપરથી નિશ્ચય કર્યો કે તેજ નળ છે. એવી પક્કી ખાતરી થતાંજ તે વધારે ખેદયુક્ત થઇ રૂદન કરવા લાગી. પોતાનાં બે બાળકોને કેશીની સાથે બાહુક પાસે મોકલ્યાં. નળે તરત ઓળખી કાઢીને સામા જઈ તેડી લાવી, ખોળામાં બેસાડ્યાં અને સામે જોઇ રૂદન કરવા લાગ્યો. પોતાના સ્વરૂપની ઓળખાણ ન પડે, માટે તે બાળકોને પાછાં આપી બોલ્યો કે, "મને મારાં બાળક સરખાં આ બે બાળકને જોઇ નેત્રમાં આંસુ આવે છે. કેશીની! તું મારી પાસે વારંવાર આવે છે; તેથી લોકો દોષ મુકશે. અમે પરદેશી છીએ, માટે મારી પાસે વારંવાર આવવું એ લોક વિરૂદ્ધ ગણાય."

બાહુકનાં આવાં વચન સાંભળી કેશીનીએ દમયંતીને વાત કહી. તે પરથી દમયંતીએ કેશીનીને પોતાની મા પાસે મોકલી કહેવરાવ્યું કે;—"આ બાહુકજ નળ હશે," એવી શંકાથી તેની ઘણી પરીક્ષા કરાવી જોઈ, તે બરાબર મળે છે, પણ તેના સ્વરૂપ વિષે મને શંકા આવે છે. માટે હું જાતે તેની પરીક્ષા કરવા ઇચ્છું છું. તેથી બાહુક મારા મેહેલ પ્રત્યે આવે અગર હું તેને ત્યાં જાઉં; એવી રીતે કરવાને રજા આપો. દમયંતીની માએ તેના પિતાને વાત કહી. જેથી રાજાએ તેમ કરવા હા પાડી, કેશીનીને મોકલી નળને પોતાને મેહેલ બોલાવ્યો. જેવાં એક બીજાનાં નેત્ર મળ્યાં કે તરત દુઃખથી બંનેનાં નેત્રમાં આંસું ભરાઇ આવ્યાં, પતિવ્રતા દમયંતીએ બાહુકને કહ્યું;—'ધર્મને જાણનારા નળરાજા વનમાં પોતાની સ્ત્રીનો ત્યાગ કરીને ગયા છે, તેને કોઇ દિવસે નેત્રથી જોયા છે? અપરાધ વગરની નિદ્રા વશ થએલી પોતાની પ્રિય પત્નીને અઘોર વનમાં છોડી દઇ નળરાજા વગર કયો પુરૂષ જતો રહે? હું મારા સ્વયંવરમાં આવેલા દેવતાઓનો ત્યાગ કરીને નળરાજાને વરીછું, માટે હું તેનીજ છાયામાં રહેનારીને સંતાનવાળી છું; તેમ છતાં તેણે મારો કેમ ત્યાગ કર્યો હશે? તેણે અગ્નિ તથા દેવ સમક્ષ મારો કર ગ્રહણ કરીને–'હું તારી સાથે પ્રીતિથી સદાય વર્તીશ" એવી પ્રતિજ્ઞા લીધી છે. તે પ્રતિજ્ઞા ક્યાં ગઇ? આ પ્રમાણે બોલતાં દમયંતી ચોધાર આંસુએ રૂદન કરવા લાગી; ત્યારે બાહુકે કહ્યું,—હે પતિવ્રતે! મારૂં રાજ્ય નાશ પામ્યું, તારો મેં ત્યાગ કર્યો. એ બધું મેં નથી કર્યું; પરંતુ મારી અંદર કળીયુગે પ્રવેશ કરવાથી મારી બુદ્ધિ ભ્રષ્ટ થઇ તેથી થયું છે. તે કળીથી ઉત્પન્ન થએલી કુબુદ્ધિ દૂર થઇ, ત્યાર પછી તારો શોધ કરતો અહીં આવ્યોછું. "ભીમકરાજાની ફરમાનથી દેશાવરમાં દૂતો ફરે છે, તે કહે છે, કે; દમયંતી બીજા પતિને ફરીથી વરશે. નીચ સ્ત્રીની પેઠે આ કાર્ય તને લાયક નહીં!"—"તારા સ્વયંવરની વાત સાંભળી આ રૂતુપર્ણ રાજા અહીં આવ્યો છે. દમયંતી પતિના આવાં વચન સાંભળી ભય પામી થર, થર, કંપતી હાથ જોડી બોલી કે;—પ્રિય સ્વામીનાથ! તમે મારા વિષે કંઇ શંકા ધરશો નહીં, કારણ હું દેવોને મૂકીને તમને વરીછું. મારા પિતાએ મારા કહેવાથીજ બ્રાહ્મણો તમારી શોધ

મારૂ મોકલ્યા છે. તે મારાં કહેલાં વચનો બોલતા ફરે છે, તેમાં પર્ણાદ તમારો શોધ લાવ્યો. તે મારા જાણવામાં આવતાંજ તમો તરત અહીં આવો એ માટેજ મારો ફરીથી સ્વયંવર થશે એવું બહાનું કાઢયું. પ્રાણપ્રિય ! હું ધારતી હતી કે જો આ-પજ હશો, તો ગમે તેમ કરીને પણ એકદમ આવી પહોંચશો. આપ વિના ટુંકી મુદતમાં એકદમ કોણ આવી શકે તેમ છે ? પ્રાણનાથ ! હું મને કરીને પણ અધર્મ રસ્તે પ્રવર્ત્તી નથી. તે સત્યપણાએ આપનાં બે ચરણ સ્પર્શ કરૂંછું. મેં કોઇ દિવસ પાપ કર્મનું આચરણ કર્યું હોય, તો આખા જગતના પ્રકાશમાન વાયુ, સૂર્ય, ચંદ્ર અને દેવો મારા પ્રાણનો તરત નાશ કરો; નહીંતો જેવું મારૂં સત્યપણું છે તેવું જણાવો. સતી દમયંતીની આવી પ્રાર્થનાથી દેવોએ પવિત્ર વાણી ઉચ્ચારી સાક્ષી આપી કે; “અમે દમયંતીની રક્ષા કરી છે. તેણે સ્વધર્મનું પાલન કર્યું છે. તેણે કેવળ તારી પ્રાપ્તી માટેજ આ ફરી સ્વયંવરનું બહાનું કર્યું છે; તેમાં ટુંકી મુદતે સર્વને આવવાનું હતું, તો તેમાં તારા સિવાય બીજો કોણ પુરૂષ એકદમ અહીં આવવા સમર્થ થાય ? માટે હે રાજન ! તને તારી ધર્મ પત્નિ પ્રાપ્ત થઇ, માટે તું શંકા રહિત થઇ કુટુંબ સાથે તારે દેશ જા અને રાજ્ય કર” એવો આશિર્વાદ આપ્યો. નળનું સ્વરૂપ હતું તેવું થઇ ગયું. આ જોઇ દમયંતી હર્ષ પામી સજળ નેત્રે પતિને ભેઠી પડી. નળ પણ ખુશી થયો. આ બાહુક તે નળ છે, તે જાણી દમયંતીનાં માબાપ ખુશી થયાં. નળ પોતાની પ્યારી સ્ત્રી દમયંતીને તેડી સ્વદેશ ગયો. પુષ્કર પાસેથી રાજ્ય લઇ સુખથી દિવસો નિર્ગમન કરવા લાગ્યો. આ ચરિત્રપરથી જણાયછે કે દમયંતીનો નળરાજાએ વનમાં ત્યાગ કર્યો. તેથી તેને અનેક પ્રકારનાં દુઃખો પડયાં; તોપણ પતિપર તેવોને તેવોજ અખંડ પ્રેમ રાખીને શીયળ સાચવી પોતાનું સતીત્વ બતાવી આપ્યું. તેથી કરી તેમની જગતમાં અખંડ અમર કીર્તિ રહી ગઇ છે. ધન્ય છે આ સતીને !!!

## સુલોચના.

સુલોચના શેષ કન્યા હતી અને લંકાપતિ રાવણના પુત્ર ઇંદ્રજીતની પત્નિ થાય. આ સાધ્વી રૂપે, ગુણે અને વિદ્યાએ અનુપમ હતી. એના રૂપ આ-ગળ તો રતી અને ઇંદ્રાણી પણ કશા લેખામાં ન હતી. તે પતિની આજ્ઞાને અનુસરી તેમની સેવામાં તત્પર રહેતી. તેમજ સાસુ, સસરા અને નણંદ વગેરે સંબંધીઓપર સ્નેહ રાખતી અને નમ્રપણે પ્રીતિથી વર્તતી. આવાં તેમનાં શુભ આચરણથી સંબંધીઓ પણ તેમનાપર સ્નેહ રાખતા. જ્યારે તેનો સસરો લંકાપતિ રાવણ સીતાનું હરણ કરી લાવ્યો, ત્યારે સુલોચનાએ પોતાના પ્રાણપતિ ઇંદ્રજી-તને કહ્યું કે,—પ્રાણેશ ! સીતા જેવી સતીને તમારા પિતા હરણ કરી લાવ્યા છે, એ તેણે મોટો અપરાધ કર્યો છે ! જનકની તનયા અને રામચંદ્રની રાણી જે

લક્ષ્મી રૂપ ગણાય છે, તે ઉપર કુદ્રષ્ટી કરી, તે પાપથી રાજ્ય ખોશો. એટલુંજ નહીં પણ જીવ્યાની પણ આશા રાખશો નહીં. પરસ્ત્રીની અભિલાષા રાખતાં કુળનો પણ નાશ થાય છે, જે કોઇ સાધુ ઉપર દ્વેષ કરે, ગુરૂની આજ્ઞાનો ભંગ કરે, માબાપનો તિરસ્કાર કરે, પરસ્ત્રીનો સંગ કરે, બ્રાહ્મણના બ્રહ્મત્વનો નાશ કરે, જીવની હિંસા કરે, ઇશ્વર ચરિત્રની નિંદા કરે, અને સદ્‌ગ્રંથનો નાશ કરે, તે પાપી જન આ પૃથ્વીમાં અપજશ મેળવી વહેલો મરણ પામે છે. માટે હે પ્રાણપતિ ! તમારા પિતાને આ બુરૂં સુઝયું છે. તે ખરેખર નાશ થવાની નિશાની સમજવી.

ઇંદ્રજીતે સુલોચનાનાં આવાં વચનો સાંભળી કહ્યું કે,—પ્રિય સુંદરી ! તું સત્ય કહે છે ! હું શું કરૂં ! એ મારો પિતા છે. એટલે તે ભુંડું કરે તોપણ મારાથી કંઇ પણ તેને કહેવાય નહીં. હું બધું સમજું છું, પણ એ બધું મનમાં સમજી બેસી રહ્યો છું. મારો હાલ કશો ઉપાય નથી. જો બીજો કોઇ હોય તો તે નહીં સાંખતાં તેને શિક્ષા કરૂં. માટે પ્રિયા ! તું કંઇ શોચ ન કર. જે ભાવી હશે, તે થશે. જે જીવે જેવું કર્મ કર્યું હશે, તેને તેવું સુઝશે; અને તેને તેવું સુખ દુઃખ, શત્રુ મિત્ર વગેરે થશે.

એ પ્રમાણે સુલોચના અને ઇંદ્રજીત વચ્ચે પરસ્પર વાત ચિત થઇ, સીતાને પાછી સોંપી દેવાને રાવણ પાસે અંગદ વિષ્ટી કરવા આવ્યો, પણ તેણે માન્યું નહીં. અંતે મોટી લડાઇ થઇ. તેમાં કુંભકરણ અને ઘણું લશ્કર મરાઇ ગયું. છેવટ ઇંદ્રજીત જેવા શૂરવીર પુરૂષનું પણ મરણ થયું. આ વખતે સુલોચના સતી પોતાના રંગમહેલમાં રૂપાને હીંડોળે બેઠી હીંચતી હતી. ગંધર્વ, કિન્નરની કન્યાઓ દાસીઓ હતી, તેઓ તેમની સેવામાં હાજર હતી. કોઇ ચમર લઇ ઉભી છે, તો કોઇ પંખો લઇ ઉભી છે, કોઇ પુષ્પહાર લાવી પહેરાવે છે, તો કોઇ હાર ગુંથે છે, કોઈ ઉપભોગ લાવી હાજર કરે છે, તો કોઇ ખમાં ! ખમાં ! કરે છે, એમ સુલોચના આનંદમાં પતિ સ્મરણ કરતી બેઠી હતી. તેવામાં એક દૂત આવ્યો, તેણે દાસીને પત્ર આપ્યો; તેમાં ઇંદ્રજીતને રણમાં પડયાના ખબર હતા. તેથી રંગમાં ભંગ પડયો, જેમ અમૃતમાં ઝેરનું બિંદુ આવીને પડે, તેમ આ વખતે થઇ રહ્યું. દાસીએ ઉદાસીન ચેહેરે આવી કહ્યું કે,—બાઇ સાહેબ ! આજ આપનું નશીબ ફૂટયું ! એવું સાંભળતાંજ સુલોચનાને મોટી ફાળ પડી. હાય ! ગજબ ! કરતી કે બેબાકળી થઇ ઉઠી ઉભી થઈ. સખીઓને સાથે લઇ ચોકમાં જઇ, કાગળ વાંચે છે, તો તે પોતાના સ્વામીના હાથનો લખેલો દીઠો. સુલોચના આ પ્રમાણે જોતાંજ મૂર્છામાં આવી પૃથ્વીપર ઢળી પડી. થોડી વારે સચેત થઇ વિલાપ કરતી, માથું, શરીર, હાથ અને છાતી પૃથ્વી સાથે પછાડવા લાગી, અને હાય ! હાય ! ના પોકારથી કલ્પાંત કરવા લાગી. જેમ લોભીનું બધું ધન જાય, જેમ મત્સને પાણીનો વિયોગ થતાં તરફડવા લાગે; એમ પતિ વિજોગે શેષ કન્યા અપાર રૂદન કરી તર-

રૂડવા લાગી. સખીઓએ શિખામણ દેતાં તે સાવચેત થઈ બેઠી. સ્વામીનો પત્ર ઉઘાડી હૃદય સાથે ચાંપ્યો. આંખમાંથી ચોધાર આંસુ પડવા લાગ્યાં. રૂદન કરતાં તે બોલી, હા, હા, સ્વામીનાથ! આ શું કર્યું? પુર્ણ બ્રહ્મ સ્વરૂપ રામને જીતવાની તમારી હામ હતી. તે રામને તમે પ્રાણ સોંપી તમારૂં તમે કલ્યાણ ઇચ્છયું. પ્રિય પ્રાણાધાર! તમે કેમ મરણ પામ્યા? હવે હું કોને શરણે રહીશ? સ્વામીનાથ! એમ કહી પત્ર વાંચ્યો. તેમાં લખ્યું હતું કે,—હે પ્રિયે! "સૌમિત્રાનો પુત્ર લક્ષ્મણ જે મહા તપસ્વી, પુન્ય પવિત્ર, નિદ્રાજીત, મિતાહારી, શુદ્ધ સત્યવાદી અને બ્રહ્મચારી છે, તે મારૂં શીશ લઇ જ્યાં રામચંદ્રજી છે, ત્યાં ગયેલા છે, મારૂં ધડ રણમાં પૃથ્વીપર પડયું છે, હું આ સંસાર રૂપી માયા નદી ઓળંગી ગયો છું, અને તારી વાટ જોઉં છું. મેં શ્રી જગદીશને મિત્ર કર્યા છે. મેં કૃપણતા તજી મારૂં શીશ અર્પણ કર્યું છે. માટે હે સાધ્વી! હું આ દુઃખરૂપ સંસાર છોડી શ્રી ભગવાનને શરણે ગયો છું. શ્રીજગદીશને ચરણે રહેતાં સર્વ દુઃખ ટળી હું બ્રહ્માનંદ સુખ પામ્યો છું."

એ પ્રમાણે વાંચીને સુલોચના સતી અશ્રુપાત કરવા લાગી. એ વખતે પશુ, પક્ષી સર્વે ગર્વ તજી રોવા લાગ્યાં. તે પાસેની સખીઓનાં શિખામણથી શાંત થઇ, સ્વામી સાથે સહગમન કરવા તૈયાર થઇ. પતિનું શીશ લેવા કેટલીક સખીઓ અને વિદ્વાનોને સાથે લઇ ચાલી. પ્રથમ સસરા—રાવણની સભામાં આવી, તેને પાયે પડી પોતાના સ્વામીનું સર્વ વૃત્તાંત કહ્યું, અને પત્ર દેખાડયો. આ જોઇ રાવણ મૂર્છા ખાઇ પૃથ્વીપર પડયો, મંદોદરી વગેરે રાણીઓ મોટે સ્વરે રૂદન કરવા લાગી. ચારે તરફ હાહાકાર થઇ રહ્યો. આખી નગરી શોકાતુર થઇ ગઇ. સૌ કોઇ વિચારવા લાગ્યા કે હજુએ કોણ જાણે શુંએ થશે! રાવણ રૂદન સાથે કલ્પાંત કરવા લાગ્યો. અરે દૈવ! તેં શું કર્યું? અરે! મારો ઇંદ્રજીત જેવો પાટવી કુમાર ગયો! અરે! મારૂં સર્વસ્વ ગયું! અરે! શું મારૂં ઘરસૂત્ર ઉજડ થયું! હાય! હાય! હવે હું શું કરીશ! આ પ્રમાણે તેણે ઘણો અફસોસ કર્યો.

મંદોદરીએ સુલોચનાને કહ્યું કે.—અરે બાપ! તું રામ પાસે જઈ શીશ માગી લાવ! તે ઘણા દયાળુ, ધર્મ ધુરંધર છે. જેને સીતાજ એક પત્ની છે, એવા એક પત્નીવ્રત વાળા છે, જેને બીજી સ્ત્રીઓ મા બેન સમાન છે. જેને એક બાણ, એક વચન, સત્ય કરવાવાળા, એવા રામચંદ્રજી છે; તે તને શીશ આપશે. તે પાસે જવામાં કંઈ ભય નથી. પછી રાવણને સુલોચનાએ કહ્યું કે,—જે પરસ્ત્રીનો અભિલાષ કરે છે, તેનું કલ્યાણ કદી થાય નહીં. આ પ્રમાણે વચન કહી, સાથે બૃહસ્પતી સરખા વિદ્વાનો અને સહસ્ત્ર દાસીઓને લઇ રામચંદ્રજી પાસે ગઇ. જેમ સંતને ઘેર જવાથી વિશ્રાંતિ મળે, તેમ સુલોચનાને શ્રીરામચંદ્રજીના મુકામપર આવતાં વિશ્રાંતિ વળી.

સુલોચનાએ આવતાં વેંતજ રામચંદ્રજીને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા. ચોધાર અશ્રુ પાડી રૂદન કરવા લાગી. શ્રીરામચંદ્રજીએ કરૂણામય વચને કહ્યું, હે પુત્રિ! હવે ઉઠ. તું જે માગે તે હાલજ આપું. પછી સુલોચના સન્મુખ આવી એ હાથ જોડી ઉભી રહી, અને ગદ્ગદ્ કંઠે રામચંદ્રજીની સ્તુતિ કરવા લાગી. હે મહારાજ! મારા સ્વામીનું શીશ આપો, મારે પતિ સાથે સહગમન કરવું છે. મેં મારા નાથના મરણના ખબર ઘણીવાર થયાં જાણ્યા છે, માટે હવે મારે વિલંબ થાય છે. મારા પંચપ્રાણ તો પ્રથમથીજ ગયા છે, પણ દેહ નિમિત શીશ માગવા આવી છું, તે દયા કરીને આપો. રામચંદ્રજી આ પ્રમાણે સાંભળી ઘણા ખુશી થયા, અને કહ્યું કે,—હે શેષ કન્યા! તને ધન્ય છે! સૌ નદીઓમાં જેમ ગંગા શ્રેષ્ટ છે, તેમ તું સાધ્વી સ્ત્રીઓમાં રત્ન રૂપ છે. પતિવ્રતા સ્ત્રીનો મહિમા ઘણો પ્રસિદ્ધ છે. પછી રામચંદ્રજીની આજ્ઞાથી સુગ્રીવે મસ્તક આપ્યું. તે સુલોચનાએ લઇ હૃદય સાથે ચાંપી અપાર રૂદન કર્યું, અને ચીરનો છેડો પાથરી તેમાં શીશ મૂકી બે કર જોડી પ્રાર્થના કરી. હે પ્રાણવલ્લભ! પ્રાણજીવન!! પ્રભુ! સ્નેહ લાવી દાસીપર દયા કરો. સ્વામી! શું કરૂં? હુંએ પ્રથમ ચુકી. જો મારા પિતાને તેડાવત તો તે આવી સહાયતા કરત, અને પ્રભુ કરત તો મરણ પામત નહીં. અરે! ના, ના હું ભૂલી!! એવું સાંભળતાં સર્વે ઘણાજ આશ્ચર્ય પામ્યા. રામચંદ્રજીને સુગ્રીવે પૂછ્યું. મહારાજ! સતીએ એ શું કહ્યું? રામચંદ્રજીએ જવાબ આપ્યો કે, સતીના બોલવાનો ભાવાર્થ એવો હતો કે જો આ યુદ્ધમાં તેના પિતાને તેડાવત, તો આ શેષ તેણીના પતિની સહાયતા કરત. પરંતુ જે શેષ (લક્ષ્મણ) પિતા કહેવાય છે, તેણે તો ઇંદ્રજીતને મારીને વિપરીત કર્યું!!! લક્ષ્મણજી શેષનો અવતાર છે. આવું રામચંદ્રજીનું વચન સાંભળી લક્ષ્મણજીએ સુલોચના સામું જોઇ રૂદન કર્યું. પછી રામચંદ્રજીએ તેને ઉપદેશ આપી શાંત કર્યા.

સુલોચના શીશ લઇ ચાલી. જ્યાં ઇંદ્રજીતનું ધડ પડયું હતું ત્યાં આવી સમુદ્ર કિનારે ચંદન કાષ્ટની ચિતા ખડકાવી, સમુદ્ર સ્નાન કર્યું. પછી પતિને ચિતામાં પધરાવી શાસ્ત્ર વિધિએ ક્રિયા અને પ્રદક્ષિણા કરી પોતે અંદર બેઠી કે, અગ્નિ પ્રગટ થતા દંપતી બળી ભસ્મ થઇને આ જગતમાં અમર કીર્તિ રાખી ગયાં.

"**विनाशकाळे विपरीत बुद्धि**" આ પ્રમાણે દુષ્ટ દુરમતી મહા બળવાન રાવણે પરસ્ત્રીની ઇચ્છા કરી, તો તેના પાપથી કુંભકરણ જેવા ભાઇ, ઇંદ્રજીતજેવા મહા બળીયા પુત્ર અને સુલોચના જેવી સતી સ્ત્રી વગેરે કુટુંબનો નાશ થયો. લંકા લૂંટાણી, અને છેવટે પોતાનો પણ પ્રાણ ગયો. ખરે! અનીતિ—પાપનું ફળ મળ્યા વગર રહેતું નથી!

સુલોચના જેવી સાધ્વી સ્ત્રીનો ઇંદ્રજીત જેવા રાક્ષસને સંગ થયો ત્યારથીજ એ સતીએ પોતાના પતિને અનેક રીતે ઉપદેશ આપી સુધાર્યો હતો, અને

સર્વ રીતે લાયક કર્યો હતો; પરંતુ પોતાના દુરમતિ પિતા રાવણની આજ્ઞા ઉલંઘન કરી શકતો નહીં. એ દુરમતિના પાપ પ્રતાપે સર્વેનો નાશ થયો. એના પાપનું ફળ સર્વ કુટુંબને પણ ભોગવવું પડયું—અરે! કુટુંબમાં કોઇ આવા દુર્મતિ થશો માં; પરંતુ સુલોચના જેવી સતી ઘેર ઘેર થજો.

## દ્રૌપદી.

આ મહાસતી **પાંચાલ** દેશના **કામ્પિલ** નગરના રાજા **દ્રુપદની** પુત્રી થાય. એ સ્વરૂપે સુંદર, તેજસ્વિ અને જરા શ્યામવર્ણી હતી. બાલ્યકાળમાં પિતાને ત્યાં આચાર્યની પાસે ઉપદેશ ગ્રહણ કરતી હતી. ચિત્રરચના, શિલ્પકાર્ય, ધર્મશાસ્ત્ર અને અધ્યાત્મિક જ્ઞાન વગેરે સઘળા વિષયનું તેણે શિક્ષણ મેળવ્યું હતું. એ રાજ્ય પુત્રી હતી છતાં પોતાનો ખારીલો અને હઠીલો સ્વભાવ દાબી રાખતી. એ દુઃખમાં રોયા કરે એવી નહોતી, પણ સ્થિતિને અનુકૂળ થઇ રહી સદા પ્રસન્ન રહેતી. તે ઠરેલ, પાકી, અને સાવધ હતી. સંકટ સમયે નહિ ગભરાતાં, બને તેટલો ઉપાય કરે તેવી, ને વ્યવહારમાં કુશળ હતી. તેનામાં પુરૂષ શૌર્ય હતું. ગમે તેવા પ્રસંગે પણ નિર્ભયતાથી જવાબ આપતી. તેનો સ્વભાવ જરા રીસાળ અને છણકો કરવાનો હતો, પણ પ્રસંગ વિત્યા પછી તેમાંનું તેને કાંઇ નહિ. સામા મનુષ્યના મનની તરત પરીક્ષા કરી લેતી, એવી તે ચતુર અને હુંશિયાર હતી. ભારત ભૂમિમાં *પાંચ મુખ્ય મહાસતી ગણાયછે તેમાં એ પ્રખ્યાત મહાસતી હતી.

દ્રૌપદીને દ્રુપદ રાજાએ સ્વયંવરથી પરણાવવાનો વિચાર કર્યો, દેશાવરના રાજાઓને પધારવા આમંત્રણો મોકલ્યાં તેથી **કૌરવો—દુર્યોધન** તથા **કર્ણ** વગેરે—**કૃષ્ણ, બળરામ, સિંધુ** દેશનો **જયદ્રથ,** પૌંડ્રનો **વાસુદેવ, ચેદિનો શિશુપાળ,** વિરાટનો રાજા, મદ્રનો **શલ્ય,** વગેરે રાજારાણાઓ આવી એકઠા થયા હતા **પાંડવો** આ વખતે વનવાસમાં હતા. તેઓ પણ આ સમાચારથી લલચાઇ, સ્વયંવર જોવા ઋષિઓ સાથે બ્રાહ્મણ—ઋષિના વેશે આવ્યા. સ્વયંવર મંડપનો અલૌકિક ઠાઠ હતો. એક બાજુએ રાજાઓ બેઠા હતા. એક બાજુ ઋષિ મંડળ અને એક બાજુ દ્રૌપદી પોતાની દાસીઓ સાથે શણગાર સજી બેઠી હતી. વચ્ચમાં સ્થંભપર સુવર્ણ મત્સ્ય ટાંગ્યો હતો. તેને ફરતાં ચક્રો ઉલટાં સૂલટાં ફર્યા કરતાં હતાં. નીચે એક ધનુષ પડયું હતું. વાજીંત્રો મધુર સુરોથી સભા જનોના મનને આનંદ આપતાં હતાં. સ્ત્રીઓ શણગાર સજી મંગળ ગીતો ગાતી હતી. આ પ્રસંગે દ્રુપદ પુત્ર ધૃષ્ટદ્યુમ્ન સ્વયંવર મંડપમાં ઉભો થઇ બોલ્યો.—"વીરપુરૂષો! આ દંડની ઉપર સુવર્ણ મત્સય છે તેની આંખ આ

* આર્યાવર્તની પાંચ મહા સતીઓનાં નામ—સીતા, દમયંતી, દ્રૌપદી, અહલ્યા, અને તારા.

ધનુષ વડે જે વીંધશે, તે દ્રૌપદીને વરશે. કોઇએ એકથી બીજીવાર બાણ મારવું
નહિ. જેની શક્તિ હોયતે ઉઠો." પછી કેટલાક ઉઠયા, પણ ધનુષ વાળી ન શ-
કયા, કેટલાક અપમાન થવાને ભયે ઉઠયા નહિ. પછી કર્ણ ઉઠી ધનુષ્ય વાળ્યું.
તેમાં બાણ યોજવાનું કર્યું કે, દ્રૌપદી બોલી "હું સૂત પુત્રને નહિ પરણું." કર્ણ
ઝાંખો પડયો, પણ હસતું મુખ રાખી મંડપ બહાર જઇ બેઠો, જ્યારે સૌ રાજા
હારી બેઠા. ત્યારે ઋષિ મંડળમાં બેઠેલા પાંડવોમાંથી અર્જુને ઉભા થઈ ધનુષ
ચડાવ્યું. બ્રાહ્મણને ધનુષ્ય ચડાવતો જોઇ સૌ આશ્ચર્ય પામ્યા, પણ અર્જુને દ્રોણ-
ગુરૂનું સ્મરણ કરી બાણ સાંધી માર્યું કે મત્સ્યની આંખ વીંધાઈ ગઇ. ધન્ય! ધન્ય!
વાહ વા! થઇ રહી. દ્રૌપદીએ અર્જુનને પ્રેમથી હાર પહેરાવ્યો. પાંડવો દ્રૌપદીને
લઇ પોતાને ઉતારે આવ્યા. દ્રુપદ રાજાએ દ્રૌપદીને શાસ્ત્ર વિધિએ પરણાવી.

દ્રૌપદી પાંડવો સાથે ઇન્દ્રપ્રસ્થમાં રહી, રાજકાજના કાર્યમાં મોટી સલાહકાર
થઇ પડી હતી. તેમજ સંસાર વ્યવહારનાં કાર્યો કરતી. અભ્યાગત, અતિથિ, અને
દાસ દાસીઓને ભોજન તથા પોશાક વિષયની વ્યવસ્થા કરતી. ગોશાળા, અને
મેષશાળા પોતે જોતી, ખજાનો તેના હાથમાં હતો. આવક, જાવકનું સઘળું કામ-
કરતી. જે કાર્યનો ભાર લેતી હતી, તે અભિવિનત અને શાંત ભાવથી કરતી હ-
તી. તે કહેતી કે;—"**જીવ નિષ્કામ નહિ હોયતો મુક્તિ મેળવી શકતો
નથી.**" જ્યારે વનવાસમાં હતી, ત્યારે કામ, ક્રોધ અને અહંકારને છોડી, હમે-
શાં પાંડવો અને તેઓની બીજી સ્ત્રીઓની સેવા કરતી. પ્રાતઃકાળે વહેલી ઉઠી સ્ના-
ન કરી ઇશ્વરોપાસના વગેરે નિત્યકર્મ કરતી. પછી ધ્યાનપૂર્વક એકાગ્ર ચિત્તે પ-
તિના કહેવા પ્રમાણે કામે લાગતી. ઘરની સર્વ સામગ્રી સ્વચ્છ કરતી. ઘર લીંપતી
વખતસર રસોઇ કરી ભોજન કરાવતી. સાવચેતોથી ધાન્યની રક્ષા કરતી, દુષ્ટ સ્ત્રી-
ઓની સાથે કદી પણ સહવાસ કરતી નહિ, તિરસ્કાર ભરેલાં વાકયો મોંએ કદી
પણ લાવતી નહિ. સર્વના પ્રતિ આળસ્ય શુન્ય થઇને કાળ ગાળતી. ઘણાજ અગ-
ત્યના આનંદોત્સવનાં જતી, તો મર્યાદાથી રહેતી. ઘણાજ આશ્ચર્યજનક બનાવ-
માં મંદહાસ્ય કરતી, સિવાય કદી પણ હસતી નહિ. દરવાજા ઉપર, ગંદકીની જ-
ગ્યોમાં, ઝૂંપાવનમાં ઉભી રહેતી નહિ. સત્યમાં નિમગ્ન રહીને નિરંતર પતિ સેવા
કર્યા સિવાય એક પળ પણ સુની રહેતી નહિ. સ્વામી કોઇ સંકટમાં હોયતો તે
નિવારણાર્થે પુષ્પ અને અનુલેપનનો ત્યાગ કરી વ્રતાનુષ્ઠાન કરતી; તેમજ સ્વામીના
હિતાર્થે અલંકૃત થઇને હિતનુષ્ઠાન કરતી. ઇર્ષા ત્યાગી, મનને વશ કરી પતિ જેમ
પ્રસન્ન થાય તેમ કરતી. દૂરથી બોલાવે અગર ઇસારો કરે કે, સ્વામી પાસે તરત
હાજર થતી અને તેમની ઇચ્છાનુસાર ચાલતી. પતિને ખોટું લાગે એવું કંઇપણ
આચરતી નહિ. ખરાબ પદાર્થ જોતી નહિ. પ્રાણનાથ વિના દેવ, મનુષ્ય, કે ગંધર્વ
અમે તેવાં રૂપાળાં, યુવાન, વસ્ત્રાલંકારથી શોભિત હોય, તોપણ તેને તુચ્છ લેખતી.
એક પતિનેજ સૂર્ય, અગ્નિ અને ચંદ્ર સ્વરૂપ ગાનતી. પતિવિનાની સ્ત્રીનો સંસાર

શોકનું કારણ છે. સંસારમાં પતિ એજ સુખમાત્રનો હેતુ છે. પતિજ આ સંસારમાં તારણહાર છે એવું સમજી તન, મન, કર્મ, અને કાયાથી પતિપરજ ભાવ રાખતી. સુંદર વસ્ત્રાલંકાર સજી, પુષ્પ અને ચંદનચર્ચી પતિ સેવામાં હાજર થતી. પતિના પરદેશ ગમન પ્રસંગે ઉત્તમ વસ્ત્રાભૂષણોનો ત્યાગ કરી, વ્રત, નિયમ કરતી રહેતી. કુટુંબના જે જે ધર્મો પાળવાને સાસુ **કુન્તા** કહેતાં, તે પ્રમાણે પાળતી. વૃદ્ધ, વડિલો વગેરે માન્ય પુરૂષોને માન આપતી. બ્રાહ્મણો, ગરીબો વગેરેને અન્ન અને વસ્ત્રો આપી સંતુષ્ઠ કરતી. રાજ્યના હાથી, ઘોડા, રથ, પાલખી, વગેરે વાહનો કેવી સ્થિતિમાં છે; તેની સંભાળ રાખતી. સઘળા કુટુંબનો ભાર માથે લઇ પતિનિશ્ચિંત રહે તેમ કરતી. એ પ્રમાણે અહોનિશ વર્તી તેણે પતિની પ્રીતિ મેળવી હતી. પતિ પણ તેમને ઘણા ચાહતા હતા. પ્રેમપૂર્વક માન આપી રાજી રાખતા હતા. એવો પરસ્પર ઘણો સ્નેહ હતો. **દ્રૌપદી** પતિની બીજી સ્ત્રીઓ સાથે પણ બેન જેવો ભાવ રાખી રહેતી. જ્યારે **અર્જુન સુભદ્રાને** હરી લાવ્યા ત્યારે **દ્રૌપદીએ** સુભદ્રાને છાતી સાથે દાબી પ્રેમથી બેન કહી હતી અને સદા બેન પ્રમાણેજ ભાવ રાખી વર્તી હતી. સુભદ્રાને **અભિમન્યુ** જન્મ્યા, પછી દ્રૌપદીને પાંચ પુત્રો થયા હતા.

યુધિષ્ઠિર દુર્યોધન સાથે દ્યુત રમતાં સકળ સંપત્તિ હારી ગયા—પાંચે ભાઇઓ અને **દ્રૌપદી** દાસ થયાં. દ્રૌપદીને સભામાં ખેંચી લાવવા દુર્યોધને પ્રયત્ન આદર્યો. તેને **વિદુરે** ઘણો વાર્યો પણ વળ્યો નહિ. એક સેવકને દ્રૌપદીને લાવવા આજ્ઞા કરી. સેવકે દ્રૌપદીને આવવાનું કહ્યું; ત્યારે તે બોલી કે, તું પૂછીને આવ કે યુધિષ્ઠિરે દાસ થયા પહેલાં મને હોડમાં મૂકી હતી કે પછી ? સેવકે સભામાં આવી સર્વ વિગત કહી બતાવી. એ સાંભળી દુર્યોધન બોલ્યો; એ મિથ્યા શબ્દવાદ શાને માટે સાંભળે છે ? જા, તરત તેડી લાવ. સેવક જવાનું કરતો હતો, પણ **ભીમના** ડોળા જોઇ ડરી ગયો. પછી દુર્યોધને દુઃશાસનને મોકલ્યો. તેણે દ્રૌપદીને કહ્યું કે, તમારે જે કહેવું હોય તે સભામાં આવી કહો. દ્રૌપદી બોલી,—"કૌરવોનો અંત હવે પાસે આવ્યો છે. તેથીજ તેઓ આવાં કર્મ કરે છે." પછી તે કાંપતી કાંપતી **દુઃસાસન** સાથે ચાલી. રસ્તાના લોકોને આ વાતની ખબર પડતાં, તે વાત આખા શહેરમાં એકદમ પવનની પેઠે પસરી ગઇ. સજ્જનો અંતઃકરણથી ખેદ કરવા લાગ્યા. શહેરની સ્ત્રીઓ આવેશમાં આવી, દુષ્ટ દુર્યોધન તથા દુઃશાસનને ધિક્કાર અને ગાળો દેવા લાગી. રાજ્યમહેલમાં આવતાં દ્રૌપદી રાણીવાસ તરફ ઉતાવળી દોડી, પણ દુઃશાસને પોતાના કાળાં કર્મ કરનારા હાથે તેનો લાંબો ચોટલો પકડી લીધો અને બોલ્યો; દાસી દ્રૌપદી ! ચાલ, દુર્યોધનની સેવામાં હાજર થા." આવાં વજ્ર સરખાં વેણથી દ્રૌપદી ભય પામતી બોલી કે;—દુઃશાસન ! મને સભાની અંદર ખેંચ નહિ. મારા કેશ વીખાઇ ગયા છે. અરધું વસ્ત્ર નીચું પડી ગયું છે. માટે વૃદ્ધ વડીલોથી ભરેલી સભામાં તું મારાપર જુલમ નહિ કર. દુઃશા-

સન બોલ્યો, તું અમારી દાસી થઇ છે. તને એક પણ વસ્ત્ર પહેરવા દેવું કે નહિ, એ અમારી મરજીપર છે. એમ કહી વસ્ત્ર ખેંચવા લાગ્યો. દ્રૌપદી ટીટોડીની પેઠે ટળવળતી અને પોકાર કરતી બોલી કે;—અરેરે ! હાય ! હાય ! આ સકળ સભામાં સુજ્ઞ પુરૂષો મરી ગયા કે શું ? ધિક્કાર છે આ સભાને ! અને ધિક્કાર છે આ સભાસદોને ! ! ભરતવંશી રાજાઓનાં નસીબ ફરી વળેલાં લાગે છે; હસ્તિનાપુરનું રાજ્યાસન કોઇ મોટા ફેરફારની અણીપર આવી રહેલું છે, કે જેથી આવો ઉગ્ર અધર્મ થતાં છતાં ભીષ્મ, દ્રોણ, વિદુર વગેરે વૃદ્ધ લોકો નિર્લજ્જપણે કાંઇ નહિ બોલતાં જોયાં કરે છે. ! ! !"

સભામાં દ્રૌપદીને જોઇને અને તેમનાં આવાં વચનો સાંભળીને સૌએ લજ્જિત થઇ નીચું જોયું. દ્રૌપદીએ ભીષ્મ, દ્રોણને પૂછ્યું કે, યુધિષ્ઠિરે દાસ થયા પછી કે પહેલાં મને હોડમાં મૂકી હતી ! વગેરે પ્રશ્નો તેણે ક્રોધથી ભીષ્માદિને નિર્ભયપણે પૂછ્યા હતા. પણ તેઓએ દુષ્ટ દુર્યોધનથી દબાઇ ઉત્તર ન દેતાં નીચું ઘાલ્યું હતું. કોઇ તે વખતે દુર્યોધનથી વિરૂદ્ધ બોલી શક્યું નહિ. ફક્ત ધૃતરાષ્ટ્રનો બાળક પુત્ર વિકર્ણ જોસથી ઉભો થઇ ન્યાયના તત્વોને અનુસરીને નિષ્પક્ષપાત પણે બોલી ઉઠયો કે;—"આ ઘણો અધર્મ થાય છે, યુધિષ્ઠિર પોતાનું શરીર હારી ગયા પછી, દ્રૌપદીને જુગારમાં માંડી શકે નહિ. જો યુધિષ્ઠિરના શરીરની સાથેજ દ્રૌપદીને હારી ગયેલી ગણી, અહીં લાવ્યા હોતો એ મોટી ભૂલ છે. યુધિષ્ઠિર હારી ગયા પછી શકુનીએ દ્રૌપદીને અળગી ગણી મૂકમાં માંડવા કહ્યું હતું. તેથી દ્રૌપદી કોઇ પણ રીતે દાસી થવાને યોગ્ય નથી. પિતામહ ભીષ્મ પણ દુર્યોધનથી કેમ ડરે છે ? ગુરૂ દ્રોણ અને કૃપાચાર્ય પણ કેમ મુંગા બેસી રહ્યા છે ? !"

આવાં વિકર્ણનાં વચનો સાંભળી કર્ણે તેને બોલતો અટકાવી બેસાડી દીધો. વિકર્ણનાં વચનોને બકવાદ જાણી તેપર લક્ષ નહિ દેતાં; કર્ણે દુ:સાશનને કહ્યું કે, મહારાજા દુર્યોધનની આજ્ઞા છતાં તું કેમ ડરે છે ? પાંડવો અને દ્રૌપદીનાં વસ્ત્રો ખેંચવા માંડ. કર્ણનાં આવાં કઠોર વચનો સાંભળી પ્રથમથી પોતાનાં વસ્ત્રો દૂર ફેંકી બેઠેલા પાંડવો સામે જોઇ શકુની ઘણોજ હસવા લાગ્યો. ભીષ્મ, દ્રોણ, કૃપાચાર્ય તથા વિદુર આદિ નીચાં મુખ કરી ગયા. કેટલાકતો આ ભયંકર જુલમ તથા પાંડવોને પાંજરામાં પૂરેલા સિંહની પેઠે શાંત બેઠેલા જોઇ, અશ્રુપાત કરવા લાગ્યા. દુર્યોધન ઘણી ગર્વિષ્ટ વાણીથી બોલ્યો;—દુ:શાસન ! આ દ્રૌપદીનાં વસ્ત્ર ખેંચી લે ? દ્રૌપદીએ પાંડવોની સામે જોયું, પણ તેઓએ નીચું ઘાલ્યું. ભીમ તેને છોડાવવાને ઉઠવાનું કરતો હતો, પણ યુધિષ્ઠિરે તેને આંખને અણુસારે ના કહી, દ્રૌપદીએ ફરી પાંડવોની સામે દૃષ્ટિ કરી. દુ:શાસન તેને બીજી તરફ ખેંચી બોલ્યો કે; અરે દાસી ! તું આમતેમ શું જોય છે ? એ સમયે શકુનિ અને કર્ણ

બોલી ઉઠયા, ઠીક, ઠીક કહ્યું. આ જોઇ દ્રૌપદી મોટું આક્રંદ કરતી બોલી કે;—તમારે સૌને સ્ત્રી છોકરાં છે,—છતાં તમારા હૈયામાં મારૂં દુઃખ કેમ નથી વસ્તુ? હું એક વાત પૂછુંછું તેનો ઉત્તર આપો. વધારે બોલવા જતી હતી કે, દુઃશાસને કઠોર વચનો કહી તેના ચીરનો છેડો તાણ્યો. તે જોઇ ભીમથી ન રહેવાયું, તેણે યુધિષ્ઠિરના ઉપર ક્રોધ કર્યો, પણ અર્જુને તેને વાર્યો.

દુઃશાસન દ્રૌપદીના વસ્ત્રો કાહાડવા લાગ્યો. દ્રૌપદી દીનતાથી બોલીઃ—હા! શરણાગત વત્સલ! દીનબંધુ! અરે પરમેશ્વર! હે યોગીશ્વર! જગદીશ્વર ભગવાન! શ્રીકૃષ્ણ! મારો બચાવ કરો? મારી લજ્જાનું રક્ષણ કરો? દ્રૌપદીના પોકારે સભાને ગજાવી મૂકી. આવા કરૂણા જનક શબ્દોએ શ્રીકૃષ્ણનું ધ્યાન ખેંચ્યું, એટલે એ સર્વ વ્યાપક પ્રભુએ આવી, ગુપ્ત રૂપે રહી એ અબળાની લાજ રાખી. દુઃશાસન જેમ જેમ વસ્ત્ર ઉતારતો ગયો, તેમ તેમ નવું નવું વસ્ત્ર પહેરેલું દેખાતું ગયું. આ જોઇ સભાજનો ઘણા આશ્ચર્ય પામ્યા. તેઓ સૌ સતી દ્રૌપદીનાં વખાણ કરવા અને દુઃશાસનને ધિક્કારવા લાગ્યા. છેલ્લે દ્રૌપદીએ દુઃશાસનને શાપ દીધો કે,—"જેણે મારાં વસ્ત્રો પોતાના બાહુ બળ વડે ખેંચી મારૂં શરીર ઉઘાડું કરવાનો પ્રયત્ન કર્યો, તેના બાહુને મૂળમાંથી ખેંચી નાંખી, વૃક્ષઃસ્થળ ઉઘાડું કરી ચીરી નાંખી, કોઇ પરાક્રમી પાંડવ તૃપ્તિપર્યંત તેના રૂધિરનુ પાન કરશે." આ સાંભળી દુઃશાસન નીચું મુખ કરી વસ્ત્ર ખેંચતો અટકી ગયો; અને થરથર કંપવા લાગ્યો. તેનાપર લોકો ધિક્કારની નજરથી જોવા લાગ્યા. એટલામાં દુર્યોધને દ્રૌપદીને પોતાના ખોળામાં બેસવાનું કહી અપમાન કરતાં, તેને પણ દ્રૌપદીએ શાપ દીધો કે, "દુષ્ટ! તારા ખોળામાં યુદ્ધ વખતે મહા પરાક્રમી ભીમની ગદા આવીને બેસશે." સર્વ સભાસદો બંને ભાઇઓને આવી રીતે દ્રૌપદીથી શાપિત થયેલા જોઇ ચકિત થઇ ગયા. ભીમ દાંત કકડાવીને મોટે સ્વરે બોલ્યો કે; સૌ મારી પ્રતિજ્ઞા સાંભળો;—"જો હું દ્રૌપદીના કહેવા પ્રમાણે દુર્યોધનની જાંઘને મારી ગદાથી ન ભાગું ને દુઃશાસનનું લોહી ન પીઉં તો હું કુન્તીનો પુત્ર નહિ." એટલામાં ધૃતરાષ્ટ્ર તથા ગાંધારીને આ વાતની ખબર પડી ગઇ. શિયાળ, ગધેડાં વગેરે અધમ પશુઓના ભયંકર શબ્દો થવા લાગ્યા. તેથી તેઓ કહેવા લાગ્યા કે; સતીપર જુલમ થવાને લીધે, હવે આપણો વિનાશ નજીક આવી ચુકયો છે. એવો ભય પામી પશ્ચાતાપ કરવા લાગ્યાં. વિદુર, ધૃતરાષ્ટ્રને સભામાં તેડી લાવ્યો. તેણે દ્રૌપદીને પ્રસન્ન કરવા કહ્યું કે;— વહુ! બેટા! હું દુઃખી છું કે, આ ચંડાળ ચોકડી મારા પુત્રોએ આજ તમારૂં અપમાન કર્યું તેથી હું ઘણો ખેદ પામું છું. તમને અને તમારા પતિને હું દાસપણાથી મુક્ત કરી રજા આપુંછું. તમે તમારા સ્વામી સાથે ખુશીથી તમારા રાજ્યમાં જાઓ અને સુખે રાજ્ય ભોગવો. જે થયુંછે તેને વિસારી દેજો. વગેરે વિનય વચનો કહેવાથી પાંડવો તથા દ્રૌપદી ત્યાંથી

તરત ચાલતાં થયાં.

જેની મતિ ફરેલી હોય છે, જેનો નાશ થવો પાસે આવેલો હોય છે, એવાં દુષ્ટબુદ્ધિનાં મનુષ્ય ગમે એટલું થાય, ધિક્કાર પામે, કોઇ શિખામણ આપે, તોપણ તેને તેની અસર થતી નથી. એતો પોતાનો વિનાશ પોતાને હાથેજ કરવા અવળાં કર્મો કરે છે. જ્યારે તેનો નાશ થાય છે. ત્યારેજ હારી હેઠા બેસે છે. એ પ્રમાણે દુષ્ટ બુદ્ધિના દુર્યોધનને હજુ નિરાંત વળી નહિ. હજુ તેણે પાંડવોને પેચમાં લેવાનો અને વનવાસ કાઢવાનો પ્રપંચ આદર્યો. નીતિવાન પાંડવો કંઇ ઓછા પરાક્રમી નહોતા. તેઓ ધારે તો એ સઘળા કૌરવોનો સપાટામાં નાશ કરી નાંખે એવા હતા. એ કદી પોતાનુ કે પોતાની પ્યારી સ્ત્રી દ્રૌપદીનું અપમાન ખમે તેવા નહોતા, પણ ધર્મિષ્ઠ અને નીતિવાન હતા. તેથી કૌરવો પક્ષના આગ્રહે દ્યુત રમી, શકુનિના દગા પેચથી હારી બંધાઇ ગયા હતા અને ફરી એવાજ દગાથી યુધિષ્ઠિરને હરાવ્યા. તેથી પાંડવો દ્રૌપદી સાથે તેર વર્ષ વનવાસ જવાનું ઠર્યું. તેમાં તેરમે વર્ષ છતા નહિ થતાં, ગુપ્ત રહેવાનું હતું. દ્રૌપદીએ વનવાસ જતી વખતે પોતાનાં સર્વ વસ્ત્રાભૂષણો તજી દઇ, પાંડવો સાથે વલ્કલ વસ્ત્રો ધારણ કર્યાં હતાં. નગર બહાર વન ભણી ચાલી, ત્યારે તેણે પ્રતિજ્ઞા કરી કે;—"ભીમ દુઃશાસનને મારી એનું લોહી પીશે અને એ લોહીએ ભર્યા હાથ મારે માથે મૂકશે, ત્યાં સુધી હું મારા કેશ આમના આમ છૂટાજ રહેવા દઇશ." પાંડવો દ્રૌપદી સંગે વનમાં ફર્યા, ઘણા ઋષિ, મુનિઓનાં દર્શન કર્યાં, આશિર્વાદો મેળવ્યા, ઘણાં પરાક્રમો કરી અધાર્મિ દુષ્ટોનો નાશ કર્યો, અને સજ્જનોને સુખી કર્યા. એક વખતે પાંડવો મૃગયા રમવા ગયા હતા. દ્રૌપદી આશ્રમમાં એકલી હતી. એ સમયે દુર્યોધનનો બનેવી જયદ્રથ એ વાટે જતો હતો. તે દ્રૌપદીને દેખી મોહિત થયો, તેની બુદ્ધિ ફરી, તેણે દ્રૌપદીને દગાથી પકડી રથમાં બેસાડી નાશવા માંડયું; પરંતુ પાંડવોને જાણ થતાં, તેણે પાછળ જઇ પકડી પાડયો, તેના સૈન્યનો નાશ કરી બાંધીને યુધિષ્ઠિર પાસે આણ્યો. યુધિષ્ઠિરે–ધર્મે તેને શિખામણ દઇ છોડી મૂક્યો. પાંડવોને વનમાં બાર વર્ષ પૂરાં થયાં. તેરમે વર્ષે ગુપ્ત રહેવાનું હતું. તેથી પાંડવો વેશ બદલી જુદા જુદા ધંધાદારીનાં નામ ધારણ કરી, વિરાટરાજાની નોકરીમાં રહ્યા.

દ્રૌપદી સૈરંધ્રી નામ ધારણ કરી નગરમાં રાજમહેલ તરફ ચાલી આવતી હતી. તે રાણીની દૃષ્ટિએ પડી તેણે બોલાવી કહ્યું કે:—તમે કોણ છો ? દ્રૌપદી બોલી;—"હું પ્રથમ રૂકિમણીની દાસી હતી, પછી દ્રૌપદીની થઇ હતી, પણ તે પાંડવો સાથે વનવાસ ગઇ, ત્યારથી હું રઝળ્યા કરૂંછું." રાણી બોલી,—તું કોઈ રાજાની રાણી જેવી જણાય છે. તું મારા કરતાં વધારે સુરૂપ છે. રાજા જો તને જુએ તો તે પછી મારો તો ભાવજ ન પૂછે. માટે હું તો તને નથી રાખવી. દ્રૌપદી બોલી—એ વાતની તારે ચિન્તા ન રાખવી. મારો પાંચ ગંધર્વો અહોનિશ

રક્ષા કરે છે. જે કોઇ મારી ઉપર કુદૃષ્ટિ કરશે, તેને તે તરત મારી નાંખશે. હું સઘળો ઘર ધંધો કરીશ, પણ કોઇના પગ નહિ ધોઉં, કોઇનું એઠું નહિ જમું. રાણી બોલી;—જો એમજ છે, તો આવ રહે. પછી સતી દ્રૌપદી જેને પોતાનો પાતિવ્રત્ય ધર્મ અતિ વહાલો હતો, તે સાચવી; વિરાટરાણી સુધેક્ષણાની હજુરમાં દાસી થઇને રહી.

વિરાટરાણી સુધેક્ષણાને સો ભાઇઓ હતા. તેઓ કીચક કહેવાતા હતા. તેનું એ રાજાના દરબારમાં ઘણું જોર હતું. રાજા પણ તેનો દબાએલો અને બીતો રહેતો. એ કીચકોમાં જે મોટો હતો, તે રાજાનો સેનાપતિ હતો. રાજા સાળાઓની ઇચ્છા સામે થઇ શકતો નહિ. વડા કીચકે દ્રૌપદીની લાજ લૂંટવાનો પ્રયત્ન કર્યો, પણ સતીએ ક્રોધે ભરાઇ જોસથી તેને હડસેલી મૂક્યો; તે ચીતો પાટ પડયો. એવું એ સતીમાં પુરૂષશાર્ય હતું. સતીએ એકાંતમાં જઇ ભીમને સઘળી વાત કહી, ઘણું રૂદન કર્યું અને કહ્યું કે, તમે એ કીચકને મારો, નહિ તો હું મારો પ્રાણ ત્યાગ કરીશ. આ સાંભળી ભીમ ઘણો દીલગીર થયો, દ્રૌપદીને શાંત પાડી. કીચક ઉપર ક્રોધે ભરાઇ કહ્યું કે,—હું કોઇને જણાવ્યા વિના આવતી કાલે કીચકને મારી નાંખીશ. એનું મરણ થયા પછી તમારે એમ કહેવું કે, એને મારા ગંધર્વે માર્યો. પછી ભીમે બીજે દિવસે એ પાપી કીચકને એકાંત અંધારી જગ્યાએ ચિત્રશાળામાં પકડયો. કીચક મોટો લડવૈયો હતો. તેથી બંને વચ્ચે થોડીવાર મલયુદ્ધ થયું, પણ ભીમે તેને ઉપાડી પછાડયો અને એવો તો ભાર દઇ મસળ્યો તથા છાતી ઉપર ધુંટણ મૂકી એવો તો ગુંદ્યો કે, તેના પ્રાણ તત્કાળ જતા રહ્યા. ભીમે દ્રૌપદીને તેડી લાવી દીવો લઇ, કીચકનાં હાડ માંસનો ઢગલો દેખાડયો. અને બોલ્યો કે,—તમને જે કોઇ સતાવશે, તેને હું આ દશાએ પહોંચાડીશ. પછી દ્રૌપદીએ જાહેર કર્યું કે, કીચકને મારે ગંધર્વે માર્યો. કીચક મરણાથી ગામમાં હાહાકાર થઇ રહ્યો. કીચકના ભાઇઓ મુડદાંને બાળવા લઇ ચાલ્યા, દ્રૌપદી—દાસીને લીધે કીચકનું મરણ થયું. તેથી તેને પણ કીચકો તે સાથે બાળી મૂકવા બાંધીને લઇ ગયા. પછવાડેથી ભીમ જુદે માર્ગે સ્મશાનમાં ગયો. રસ્તામાંથી એક મોટું વૃક્ષ મૂળમાંથી ઉખેડી સાથે લેતો ગયો. માથાના કેશ મુખ ઉપર નાંખી ( કે કોઇ ઓળખે નહિ. ) કીચકો ભણી દોડયો. તેઓ ગંધર્વ આવ્યો જાણી નાઠા, પણ ભીમે તેમને પકડી પાડી મારી નાંખ્યા. દ્રૌપદીને છોડી નગરમાં વિદાય કરી પોતે પાછો ગુપચૂપ પોતાને સ્થળે આવી રહ્યો.

પાછો નગરમાં ગભરાટ ઉઠયો, સૌ પ્રધાનો રાજા પાસે જઇ બોલ્યા:—આ દાસી—દ્રૌપદીથી નગરમાં બહુ ઉત્પાત થાય છે: માટે તેને વિદાય કરો. રાજા પોતે ગંધર્વ મારી નાંખે એવા ભયથી બોલ્યો નહિ; પણ પોતાની રાણીને તેને વિદાય કરવા કહ્યું. રાણીએ દાસીને કહ્યું કે, હવે તમો તમારી મરજીમાં આવે

ત્યાં જાઓ. વખતે મારા રાજાને પણ તમારા ગંધર્વો મારી નાંખે તો હું શું કરૂં ? દાસી—દ્રૌપદી બોલી—હવે મને બીજા તેર દિવસ રહેવા દો. પછી મારા ગંધર્વો તમારૂં કલ્યાણ ઇચ્છીને મને બીજે સ્થળે લેઇ જશે. આ સાંભળી રાણી કંઈ બોલી નહિ.

કીચકો મરાણા સાંભળી કૌરવોએ જાણ્યું કે, એને પાંડવો સિવાય કોઈ મારી શકે એવું નથી, માટે રખેને તેઓ ત્યાં હશે, માટે ચાલો આપણે વિરાટરાજાપર ચડાઇ લઈ જઇએ. તેઓ ત્યાં હશે, તો કદી પણ વિરાટરાજાની સહાય કર્યે વગર રહેશે નહિ. એથી તેઓ છતાં થશે, તો ફરી બીજાં બાર વર્ષ તેમને વનમાં જવું પડશે. આવી ઇચ્છાથી તેઓ સૈન્ય સાથે વિરાટનગરી આવ્યા. તેને ઘેરો ઘાલ્યો. એ જોઈ વિરાટરાજા ભય પામ્યો, પણ ગુપ્તપણે રહી પાંડવોએ તેને સહાય આપી, કૌરવોને હરાવી નસાડયા. તેના સૈન્યમાંથી માલમિલ્કત લૂટી લીધી. આવી રીતે થવાથી પાંડવો છતા થયા, પણ તપાસતાં તેમને તેર વર્ષની મુદત એ વખતે પૂરી થઇ ગઇ હતી. તેથી દુર્યોધન નિરાશ થયો. વિરાટરાજા પોતાને ત્યાં રહેલા આ પાંડવો છે, અને આ દાસી તે દ્રૌપદી છે. એવું જાણી ઘણો ખુશી થયો. પાંડવો પાસે માફી માગી, તેનો ઘણો ઉપકાર માન્યો. ત્યાંથી પાંડવો દ્રૌપદી સાથે ઇન્દ્રપ્રસ્થ આવ્યા. પછી મહાભારત યુદ્ધ થયું. તેમાં કૌરવોને હરાવ્યા. તેમનો નાશ કર્યો. દ્રૌપદીએ આપેલા શાપ પ્રમાણે ભીમે દુઃશાસનના હાથ તોડી નાંખી, તેની છાતી ચીરી તૃપ્તિ પર્યંત રૂધિર પીધું અને દુર્યોધનની સાથળો ગદાવડે તોડી નાંખી મારી નાંખ્યો. ધન્ય છે સતી દ્રૌપદીને ! કે જેના ક્રોધવડે કૌરવો મૃત્યુ મુખમાં પડી વિનાશ પામ્યા અને જેના પ્રસાદવડે પાંડવો સંકટ સમુદ્રને તરી ગયા !!

દ્રૌપદીનાં પાંચ પુત્રો યુદ્ધમાં અશ્વત્થામાએ માર્યા. એથી દ્રૌપદી રડતાં કકળતાં પાંડવો પ્રત્યે બોલી કે;—તમો આટલા સમર્થ છતાં અશ્વત્થામાને કંઇ શિક્ષા નહિ કરો ? ભીમ ! તમે એનું મસ્તક મારીકને લાવો. આ સાંભળી યુધિષ્ઠિર બોલ્યા.—અશ્વત્થામા બ્રાહ્મણ છે, દ્રોણગુરૂના પુત્ર છે, તેણે અપરાધ કર્યો હશે, તો વિષ્ણુ તેને શિક્ષા કરશે. એવું કહી તેને શાન્ત કરી. ત્યારે તેણે ફરી કહ્યું કે, તેને માથે મણિ છે, તે મારે માટે લઇ આવો. પછી અર્જુને અશ્વત્થામાને ગંગાતીરે પકડયા, તેની પાસેથી મણિ લઇ ભીમને આપ્યો. ભીમે દ્રૌપદીને આપ્યો. દ્રૌપદીએ એ મણિ યુધિષ્ઠિરને આપ્યો. દ્રૌપદી પુત્ર શોકમાં હતી. તેને દીલાસો દેવા ગાંધારી આવ્યાં અને બોલ્યાં કે,—દ્રૌપદી ! હું ને તું સરખા દુઃખમા છીએ. જ્યાં શિવને ક્રોધ થયો, ત્યાં કોનું ગજાણ છે ? બેટા ! તું રડ નહિ. તારૂં દુઃખ મારા દુઃખની આગળ કંઇજ નથી. દૈવે શું નિર્માણ કર્યુંછે ! તે આપણે જાણી શકતા નથી. ઇશ્વરનો પાડ માન કે યુદ્ધ પૂરૂં થયું. મુઆ તેનો શોક ન કર, વગેરે શાન્તિદાયક વચનામૃતો કહ્યાં. એથી દ્રૌપદીનો શોકાગ્નિ શાંત થયો. એ પતિ સાથે

કેટલાંક વર્ષ હસ્તિનાપુરમાં રાજ્ય વૈભવ ભોગવી સુખથી રહી. યજ્ઞો વગેરે શુભ કાર્યો કર્યા. પાંડવો હિમાળે ગયા, ત્યાં પણ તે સાથે સેવા કરવા ગઇ હતી. ત્યાં તપશ્ચર્યા કરી પ્રથમ પોતે સદ્‌ગતીને પાંમી હતી. એ રીતે તેણે પોતાના પાતિવ્રત્ય ધર્મની નેક ટેક છોડી નથી; વગેરે તે પોતાના સુચરિત્રથી જગત્‌માં અખંડ કીર્તિ રાખી ગઇ છે, ધન્ય દ્રૌપદી ! !



## રેવતી.

સતી રેવતી એ રૈવત દેશના રાજા રૈવત—ઇંદ્રદ્યુમ્નની પુત્રી થાય. આ પુત્રી રૂપે, ગુણે અને જ્ઞાને અનુપમ હતી. તે જ્યારે લાયક ઉંમરની થઇ, ત્યારે તેના પિતાએ ઋષિમંડળને બોલાવી પૂછ્યું કે, આ મારી પુત્રીનો વિવાહ કોની સાથે કરવો ? એવો લાયક વર બતાવો. આ પરથી સર્વ સભાએ પૂર્ણ વિચાર કરી જણાવ્યું કે રાજન ! તારી પુત્રીને સર્વ પ્રકારે યોગ્ય વર એવો હાલ બીજો કોઇ રાજા નથી, પણ દ્વારિકામાં વસુદેવ છે. તેને શ્રીકૃષ્ણ અને બળભદ્ર એ બે પુત્રો ઇશ્વરાવતાર છે. તેમાં સૌથી મોટો બળભદ્ર છે. એ અતુલ પરાક્રમી, નીતિ નિપૂણ, રૂપ, અને ગુણ વગેરેમાં શ્રેષ્ટ છે. તે તારી પુત્રીને સર્વ પ્રકારે યોગ્ય છે. માટે તું તેને દે. તે ઉપરથી રૈવત રાજાએ રેવતીનો વિવાહ બળરામ સાથે શાસ્ત્ર વિધિએ કર્યો. આ જોડું સર્વ પ્રકારે એક રૂપજ હતું. તેમનાં અંતઃકરણો જોડાએલાં હતાં. માત્ર દેખવામાં શરીર જુદાં હતાં. સતીએ પોતાના પતિવ્રતાના ધર્મ પ્રમાણે ચાલી, પતિની ઘણી પ્રીતિ સંપાદન કરી હતી. તે પોતાના સતીત્વ પ્રભાવે પ્રજામાં એટલી તો માન પામી પૂજ્ય થઇ ગઇ છે કે, આજે લોકો દ્વારિકા, ગીરનાર વગેરે તીર્થક્ષેત્રમાં તેના નામના રેવતીકુંડમાં સ્નાન કરવાથી પોતાને પવિત્ર થયાં માને છે, અને "દેવી" ગણી પૂજે છે. આ સતીના પવિત્ર નામનું સ્મરણ ચિરકાળ સુધી જનમંડળમાં રહેવા માટે આકાશમાંના ૨૭ નક્ષત્રોમાંના એક નક્ષત્રનું નામ "રેવતી નક્ષત્ર" આપવામાં આવ્યું છે. ધન્ય છે આવી સતીને ! ! !



## રૂક્મિણીજી.

આ સાધ્વી સ્ત્રી વૈદર્ભ દેશના ભિષ્મક રાજાની કુંવરી થાય. તે રૂપ ગુણે અનુપમ અને મનોહર હતી. તેનું લગ્ન મગધ દેશના ચેદીરાજા સાથે કરવાનું તેના પિતાએ નક્કી કર્યું હતું; પણ રૂક્મિણીજીની ઇચ્છા તે સાથે વરવાની નહોતી. તેણે તો પ્રથમથીજ શ્રીકૃષ્ણને પતિ કરવાનો નિશ્ચય કરેલો હતો. તે નિશ્ચય તેણે છેવટ સુધી ટકાવી રાખ્યો. તેના પિતાએ લગ્નનો દિવસ નક્કી કર્યો. અ-

ગધ દેશનો ચેદીરાજા સૈન્ય સહિત વરવા નીકળ્યો; ત્યારે રૂકિમણીજીએ વિચાર્યું કે જો શ્રીકૃષ્ણ મને આવી લઈ જઇ નહીં વરે, તો પ્રાણ ત્યાગ કરીશ; પણ તેના સિવાય કોઇને પતિ કરીશ નહીં. હવે એક તરફથી વિવાહની તૈયારી થઇ, અને બીજી તરફથી રૂકિમણીજીએ શ્રીકૃષ્ણને પત્ર લખ્યો કે;—"હે નરશ્રેષ્ઠ ! કુળ, શીળ રૂપ, વિદ્યા, વય, ધન, સંપત્તિ અને પ્રભાવથી ઉપમા રહિત અને નરલોકના મનોભિરામ તમો છો. તમને કઇ કુળવંતી, ગુણવંતી અને બુદ્ધિશાળી કન્યા વિવાહ કરીને પતિત્વમાં મુકરર કરવાની અભિલાષા નહીં કરે ? તમો અહીં આવીને મને પત્ની તરીકે સ્વીકારો. હે અંબુજાક્ષ ! તમે વીર, હું તમારી વસ્તુ છું. ચેદીરાજ મને સ્પર્શ કરે નહીં, તે પહેલાં જલદી આવીને તેથી છોડાવો. મેં જો પૂર્વ જન્મમાં પૂર્તકર્મ, અગ્નિહોત્રાદિ યજ્ઞ, પર્વણ્યાદિ દાન તથા તીર્થ નિયમ, વ્રતાદિ, કિંવા દેવ, વિપ્ર, ગુરૂ અર્ચનાદિથી હમેશાં પરમેશ્વરની આરાધના કરી હોય, તો શ્રીકૃષ્ણ આવીને મારૂં પાણી ગ્રહણ કરો ! દમઘોષ પુત્ર વગેરે બીજા મારૂં પાણિ ગ્રહણ નહીં કરો. હે અજીત ! કાલે લગ્નનો દિવસ છે. માટે તમે આવીને ચેદિરાજ અને મગધ રાજાના સૈન્યને ઘેરીને તેના બળનો નાશ કરો. એકદમ વીર્યસ્વરૂપ શુલ્કથી બ્રાહ્મ ક્રિયાએ મને લગ્ન કરી વરો. જો કહો કે તું અંતઃપુરમાં છે, માટે તારો સાથે કેવી રીતે લગ્ન કરી શકાય ? તેનો ઉત્તર એ છે કે લગ્નની પહેલાં મોટી કુળદેવીની યાત્રા થાય છે. તે યાત્રામાં કન્યાઓને નગર બહાર અંબિકાના મંદિરમાં જવું પડે છે. ત્યાં હું એ પ્રસંગે પૂજન કરવા આવીશ. તે સમયે મને અંબિકાના મંદિરમાંથી હરણ કરવું સહેલ પડશે." રૂકૂમણિજીએ ઉપર પ્રમાણે શ્રીકૃષ્ણને લખી મોકલ્યું. તે વાંચી શ્રીકૃષ્ણે જાણ્યું કે, જે સ્ત્રી મને પોતાને મને કરીને પતિ કરી ચુકી છે. તેને હવે બીજાને હાથ જવા દેવી એ મોટું પાપ કહેવાય. માટે આ પ્રસંગે મારે જઈ તેનું હરણ કરી તેની ઇચ્છા પુરી કરવી એ મારો ધર્મ છે. આવો વિચાર કરી પોતે વૈદર્ભ દેશ આવવા નીકળ્યા. આવતાં જરા વિલંબ થયો જોઇ રૂકૂમણિજીએ પ્રાણ ત્યાગ કરવાનો નિશ્ચય કર્યો તેટલામાં એકદમ શ્રીકૃષ્ણે આવી પહોંચી તેને દેવી મંદિરમાંથી હરણ કરી લઇ જઇ શાસ્ત્ર વિધિએ લગ્ન કર્યું. અને પોતાની પ્રિયા કરી રાખી. દિનપ્રતિદિન પરસ્પરનો પ્રેમ વધતો ગયો. અનેક પ્રકારથી સુખાનુભવ કરવા લાગ્યાં. રૂકમણિજીએ પોતાના પ્રાણનાથની અનેક પ્રકારે સેવા કરી તેમનું મન પોતા તરફ હરણ કર્યું. આહા ! રૂકિમણીજી પોતાને યોગ્ય પતિ ખોળી કાઢી, તે સાથેજ વરવાનો તેનો કેવો દૃઢ નિશ્ચય !!

## રેણુકા.

આ સતી ત્રેતાયુગમાં થઇ ગયાં. તેના પિતા રેણુક રાજાએ તેનો વિવાહ

**જમદગ્નિ** ઋષિ સાથે કર્યો હતો, અને બીજી પુત્રીનો વિવાહ **સહસ્રાર્જુન** સાથે કર્યો હતો. રેણુકા પરમપવિત્ર અને સાધુવૃત્તિની હતી. તેણે શાસ્ત્રાભ્યાસ કર્યો હતો. પતિ પાસેથી તત્ત્વજ્ઞાન મેળવી યોગ સાધનામાં પ્રવિણ થઈ હતી. આ પવિત્ર મનની સતીને પેટે પ્રભુરૂપ ગણાએલા મહાત્મા **પરશુરામ**નો જન્મ થયો હતો. તેને સતીએ બાળપણમાં ઉત્તમ શિક્ષણ આપી ધીર, વીર અને મહા જ્ઞાની બનાવ્યા હતા. તે આગળ જતાં મહાન્ પંક્તિએ આવ્યા, એ બધો **રેણુકા** જેવી પવિત્ર મનની માતાનોજ પતાપ હતો. ઉત્તમ માતાને પેટે ઉત્તમ પ્રજા થાય, એ આપરથી સિદ્ધ થાય છે.

**સતી રેણુકાજી** એક પસંગે પતિની આજ્ઞાથી ગંગાજળ ભરવા ગયાં હતાં, ત્યાં **ગંગા** કિનારે **ગાંધર્વ**નો રાજા પોતાની સ્ત્રીઓ અને અપ્સરાઓ સહિત ક્રીડા કરવાને આવ્યો હતો. તેનો રાજસિ વૈભવ જોઈ દૈવ ઇચ્છાથી સતી પોતાની પતિ સેવાની સમૃદ્ધિને ભૂલી ગઈ. તેના મનમાં રજોગુણી કલ્પનાઓ આવવા લાગી. તેથી કરી તેનું સતીત્ત્વ નષ્ટ થયું. આ જોઈ સતી ઘણી ભયભિત થઈ વિમાસવા લાગી. અહો દૈવ ! તેં આ શું કર્યું ? મને રજોગુણી કલ્પનાની પ્રેરણા કેમ કરી ! મને પતિ ભક્તિની સમૃદ્ધિ, જે રજોગુણી સમૃદ્ધિને પણ હઠાવે એવી, તે તેં કેમ ભૂલવી ? અરે ! મારા શા અપરાધે આમ થયું ? અહો દૈવ હું રાજ સમૃદ્ધિ તજી આ પરમ દૈવતરૂપ ઋષિને પરણી, રાજ સમૃદ્ધિ કરતાં તપ સમૃદ્ધિને મેં મૂળથીજ વહાલી કરી. મને પતિ સેવા ઘણી પ્રિય છે, એ સારૂંજ મેં મહેલને બદલે ઝુંપડો પસંદ કરી, તે સારૂંજ મેં મેવા મિઠાઇને બદલે ફળ, ફુલ, કંદ, મૂળ ખાવાં પ્રિય કર્યાં, ઉત્તમ વસ્ત્રાલંકાર તજી વલ્કલ ધારણ કર્યાં, છતાં મને રજોગુણી કલ્પના કેમ આવી ! અરે ! મારા ઉપર દૈવ કોપ થયો કે શું ? અહો દૈવ ! તારી ગતિ ન્યારી છે ! તને સૂઝયું તે ખરૂં. આ પ્રમાણે ખેદ કરતી અને ભય પામતી આશ્રમમાં આવી, કાળ કર્મને સંજોગે પોતાની વૃત્તિ ભ્રમિત થઇ. તેથી પતિ પાસે દીકર જોડી ઉભી રહી.

ઋષિ પ્રિયાનું ઝાંખું મુખ જોઇ આશ્ચર્ય થયા. તેણે યોગ બળથી જાણી લીધું કે, સતીની કલ્પના રજોગુણી થવાથી. તેનું સતીત્વ નષ્ટ થયું છે. આ જોઇ તેને ઘણો ક્રોધ ચડયો. નેત્ર રાતાં ચોળ થઇ ગયાં. પોતાના **વસુ, પરસુ,** આદિ પાંચ પુત્રો હતા, તેની પરીક્ષા લેવાનો વખત આવ્યો. તેમાં પ્રથમ વસુઓને કહ્યું કે, આ તમારી માતાનો શીર છેદ કરો. વસુઓએ આ સાંભળી થરથરતાં કહ્યું કે, પિતાજી ! આવું દુષ્ટ અઘોર કર્મ કરવા અમારી છાતી ચાલતી નથી. પછી ઋષિએ **પરશુરામ** જે ગંગા કિનારે તપ કરતા હતા, તેને બોલાવી આજ્ઞા કરી કે, પુત્ર ! આ તારા ભાઇઓ અને આ તારી માતાનું શીર છેદી નાંખ. પરશુરામે પિતાની આજ્ઞા ભંગ નહીં કરતાં માન્ય રાખી; તે પ્રમાણે કરવા તૈયાર થઈ હાથ જોડી ઉભા રહ્યા. ઋષિ પોતાને આવો

આજ્ઞા પાળક પુત્ર છે, એ જોઇ ઘણા પ્રસન્ન થઇ બોલ્યા કે, પુત્ર! માગ! માગ! હું તારા પવિત્ર મનપર ઘણો ખુશી થયોછું. તું જે માગશે તે આપીશ. તારા જેવા આજ્ઞાપાળક પુત્રને ધન્ય છે! અને ધન્ય છે તારી માતાને કે જેણે તને જન્મ આપ્યો! પુત્ર! તું મારે આજ્ઞાપાળક પુત્ર છે, તેથી હું મારાં ધન્ય ભાગ્ય સમજું છું.

**પરશુરામે** પિતાનાં આવાં વચન સાંભળી કહ્યું કે, પિતાજી! મારી માતાજી અને ભાઇઓનો અપરાધ ક્ષમા કરો એજ માગુછું. પરશુરામના કહેવાથી ઋષિએ એ બધાનો અપરાધ માફ કર્યો. પરશુરામે માતાના ચરણમાં શીશ નમાવી લાંબા પડી ક્ષમા માગી. "માતાજી! આપતો સાક્ષાત્ શક્તિ સ્વરૂપ અને સતી છો. હું આપનું અપરાધી બાળક છું. હું આ કામ કરવા મારા પિતાજીનું વચન ભંગ ન થાય એ ખાતર તૈયાર થયો હતો. તે અપરાધ દયા કરી ક્ષમા કરશો અને હવે મને દયા કરી રજા આપો કે હું તીર્થક્ષેત્રમાં જઇ તપ કરૂં. જેથી દૈવ મને ફરી આવો વખત ન આપે." રેણુકાજીએ કહ્યું, પ્રિય પુત્ર! એમાં તારો કશો અપરાધ નથી. દૈવને જે ખેલ લોકોને બતાવવા ખાતર કરવો હોય છે, તેજ થાય છે. તેમાં કોઈનું ડહાપણ ચાલતું નથી. તેં તારા પિતાની આજ્ઞા માની એ ઘણું સારૂં કર્યું. પુત્રે માતપિતાની આજ્ઞા માનવી, એ તેનો પરમ ધર્મ છે. તું એ માટે કશો શોચ કરીશમાં. તારા જેવો મારે આજ્ઞાપાળક પવિત્ર મનનો પુત્ર છે. એ જોઇ હું ઘણી ખુશી થાઉંછું અને મારા ધન્ય ભાગ્ય સમજું છું. પુત્ર! તું દીર્ઘાયુ રહે! અને તારો સર્વ સ્થળે જય થાઓ!" આ પ્રમાણે માતાનો આશિર્વાદ લઇ, પરશુરામ તીર્થક્ષેત્રમાં તપ કરવા ચાલી નીકળ્યા.

અહા! ધન્ય છે પરસ્પરના ધર્મ જાણનારી પવિત્ર મનની આવી માતાને! કે પુત્રપર કોપ નહીં કરતાં, તેણે પિતાની આજ્ઞા માની, તેથી ઉલટાં ખુશી થયાં!! ધન્ય છે! ધીર, વીર, ધાર્મિક અને મોટા મનની માતા તારી મોટાઇને, કે તેં મનમાં પતિ કે પુત્રપર જરા પણ અભાવ આણ્યોજ નહીં! આ પ્રમાણે આજે થયું હોય, તો મોટો ફેર થયો ગણાય. અને ગણાવો જોઇએજ. કેમકે આજે આવાં પવિત્ર મનનાં તપોબળી સ્ત્રી પુરૂષ નથી કે, અપરાધ સહન કરી શકે. તે સમયનાં સત્વગુણી તપોબળની શક્તિ તો અલૌકિકજ હતી. તે જે કરવા ચાહતાં તે કરી શકવાને શક્તિવાન હતાં. તેમાંનું આજે કોઇથી પણ અણું માત્ર થઇ શકે નહીં, **પરંતુ આ ઉપરથી ઘણું શિક્ષણ લેવાનું છે કે, પુત્રે માતપિતાની યોગ્ય આજ્ઞાઓ માનવી, એ તેમનો પરમ ધર્મ છે. જે કોઇ પુત્ર માતપિતાની આજ્ઞા માનતા નથી કે, તેમને માન આપી સેવા કરતા નથી, તે કુપુત્ર ગણાઇ પાપ ફળને ભોગવે છે. માતા પિતાની યોગ્ય આજ્ઞા માની સેવા કરવી, એવું દુનિઆના સર્વ ધર્મનું ફરમાન છે. આ જગતમાં**

**માતાપિતા એ પરમેશ્વરથી બીજે દરજ્જે પૂજ્ય છે. તો તેમની સેવા કરવી એ સુપુત્રનો ધર્મ છે.**

**જમદગ્નિ** ઋષિનો આશ્રમ ગંગા કિનારે હતો. ત્યાં એક વખતે સહસ્રાર્જુન કેટલુંક સૈન્ય લઇ મૃગ્યા રમવાને આવ્યો. સાથે રેણુકાજીની બેન પણ હતી. રેણુકાજી પોતાની બેનને મળી ઘણાં ખુશી થયાં, કેમકે તે ઘણાં વર્ષે મળ્યાં હતાં. સતીએ બધાને મેમાની આપવાનું ધાર્યું. ઋષિએ સતીનો વિચાર જાણી લઇ, સહસ્રાર્જુનને જમવાનું આમંત્રણ કર્યું. સર્વે સૈન્યને ભાવતાં ભોજન જમાડયાં. આ જોઇ સહસ્રાર્જુન આશ્ચર્ય પામ્યો કે, ઋષિની સમૃદ્ધિમાં ફક્ત આ નાનીશી ઝુંપડી છે, તેમાંથી તેણે આ સેંકડો માણસોને જમાડયાં. માટે ઝુંપડીમાં કંઇ ચમત્કાર હોવો જોઇએ. એમ વિચારી ગુપ્ત શોધ કરાવતાં અંદર "કામ દુધા ગાય" છે, એમ જાણવાથી તે લેવા તેની વૃત્તિ ફરી. ઋષિને એ ગાય આપવાને ઘણું સમજાવ્યા, પણ તેણે એ આપવા ના પાડી કહ્યું કે, આ સિવાય તારે જે જોઇએ તે માગ પણ રાજાએ માન્યું નહીં અને પોતાના બળ જોરથી ગાયને લેવા સૈન્ય મોકલ્યું; પણ ઋષિની શક્તિ કાંઇ થોડી નહોતી, કે તેના ગાંજ્યા જાય. તેણે સહસ્રાર્જુન સામે લડાઇ કરી. પોતાનું પરાક્રમ બતાવ્યું; જમદગ્નિ મૂર્છિત થયા, રેણુકાજીએ હા, પરશુરામ ! હા, પરશુરામ ! એમ એકવીસ વાર પોકારી ખેદ પામી સ્મરણ કર્યું હતું. તેથી **પરશુરામે** આવી સહસ્રાર્જુનને તથા તેના સર્વ સૈન્યને કાપી નાખ્યું. પોતાની માતા એકવીશવાર ખેદ પામ્યાં હતાં. તેથી આવાપ્રજા પીડક દુષ્ટ બુદ્ધિના ક્ષત્રિઓનો એકવીશવાર નાશ કરી, પૃથ્વી નક્ષત્રી કરી. દુષ્ટોથી પૃથ્વીનો ભાર ઉતાર્યો. એ રીતે પરશુરામે બીજીવાર માતાપિતાનું કાર્ય કર્યું હતું. ધન્ય છે ! આવા સુપુત્રને, કે જેણે સદા માત પિતાને સુખજ આપ્યું અને પૃથ્વીની પ્રજાને પણ દુષ્ટના દુઃખમાંથી મુક્ત કરી સુખી કરી ! એક કવિએ કહેલ છે કે:—

જનની જણતો ભક્તજન, કાં દાતા કાં શૂર;
નહીં તો રહેજે વાંઝણી મત ગુમાવે નૂર.

આ પ્રમાણે સતી રેણુકાજીએ **પરશુરામ** જેવા ઇશ્વરાવતાર ગણાયેલા પરાક્રમી પુત્રને જન્મ આપી પોતાનું **"નૂર"** બતાવી આપ્યું. આ સતી ધાર્મિક, અને યોગેશ્વરી હતાં. તેનો પતિએ તિરસ્કાર કર્યો હતો, છતાં કદી પણ મનમાં અભાવ આણ્યો નહિ. સદા પતિ પ્રત્યે પ્રીતિ ભાવ રાખીનેજ રહ્યાં હતાં. ધન્ય છે ! રેણુકા માતા તારા પવિત્ર મનને ! કે તું સદા એક ભાવથીજ રહી; તારા નેક ટેક અને પતિવ્રતપણાને બતાવી આપી જગતમાં અમર નામના રાખી ગઇ છે !!

---

## સત્ય રૂપા.

આ મહાસતી આપણા આદિ પુરુષ સ્વાયંભૂ મનુની પ્રિય પત્ની થાય. તેને શ્રી-

ભગવાને પોતાની ઇચ્છાથી સૃષ્ટિ સરજવાને અર્થે ઉત્પન્ન કરી હતી, એવું પુરાણોમાં જણાવેલું છે. **સત્યરૂપા** ધૈર્યવાન, ધાર્મિક અને પવિત્ર મનની સ્ત્રી હતી. તેનું મુખ ચંદ્ર સરખું તેજસ્વી હતું. હાલની સ્ત્રીઓની પેઠે નવરા બેસી પરનીંદા કરવાનું તેને પસંદ નહોતું, તે અવકાશનો અવસર ગૃહકાર્મ અને આત્મજ્ઞાનનો વિચાર કરવામાં ગાળતી. નીંદાખોર અને આઘા પાછી કરી કલેશ કરાવનારને પોતાને ત્યાં પેસવા દેતી નહીં, જ્યારે **સ્વાયંભૂ મનુએ** નૈમિષારણ્યમાં મહા તપશ્ચર્યા કરી, ત્યારે તે પણ સાથેજ હતી. એ વખતે તેણે પતિની બણે પ્રકારે સેવા કરી, પોતાનો પતિવ્રતાનો ધર્મ બજાવ્યો હતો. તેણે પતિ સાથે કેટલાંક વર્ષ ફળ, ફુલ, કંદમુળ અને પાત્રાં ખાઇને, કેટલાંક વર્ષ પાણી પીને, અને કેટલાંક વર્ષ વાયુ ભક્ષણ કરીને ઉગ્ર તપ કર્યું હતું. તે તપના પ્રતાપે પ્રભુ કૃપાથી તેના પવિત્ર પેટે **પ્રિયવ્રત** અને **ઉત્તાનપાદ** જેવા મહા પ્રતાપી પુત્રો પેદા થયા તથા **આકૃતિ, પ્રસૂતિ** અને **દેવહૂતિ** જેવી દેવીરૂપ પુત્રીઓ પ્રગટ થઇ. જે આગળ જતાં મહા સતીઓ થઇ ગઇછે. જેની કીર્તિનાં કીર્ણો જગતમાં ચોપાસ પ્રસરેલાં છે. આવાં પવિત્ર બાળકોથી જેણમાયા **સત્યરૂપા** અજીત અને વિમળ થઇ ગયાં છે. આ પાંચે બાળકોને સતીએ ઘણા પ્રકારનું ઉત્તમ શિક્ષણ આપી સુલક્ષણાં કર્યાં હતાં, તેથી કરી તે આગળ જતાં જગતમાં પ્રસિદ્ધિને પામ્યાં. એ સઘળો **સતરૂપા** જેવી સાધ્વી માતાનોજ પ્રતાપ હતો. આવી માતાને ધન્ય છે, કે જેનાં બાળકો જગતમાં સુપ્રસિદ્ધ થઇ માતાને શોભાવે. ! !

---

## દેવહૂતિ.

આ સાધ્વી સ્ત્રી બ્રહ્માવર્ત્ત પ્રદેશ જે સરસ્વતી અને દષદ્વતિ નદીના વચલા ભાગમાં આવેલો છે, ત્યાંના મહારાજા **સ્વાયંભૂ—મનુની** પુત્રી થાય. દેવહૂતિની માતાનું નામ **સત્યરૂપા** હતું. દેવહૂતિની બુદ્ધિ બાળપણથીજ તીવ્રહતી. તેની આવી બુદ્ધિ જોઇ તેના પિતાએ તેને વધારે ખીલવી પ્રફુલ્લિત કરવા ધર્મશાસ્ત્ર, ન્યાય. વિજ્ઞાન વગેરે વિદ્યાનું અધ્યયન કરાવ્યું હતું. આથી તેની સ્વભાવિક બુદ્ધિમાં ઘણો વધારો થયો હતો. આ સતી જેવી જ્ઞાનગુણમાં ઉત્કૃષ્ટ હતી. તેવીજ રૂપમાં વિદ્યુત સરખી તેજસ્વિ હતી. તેના ઉપર તેના માતાપિતાની અત્યંત પ્રીતિ હતી. તેઓ તેને ઘણું ચાહતાં હતાં, અને તે જે રીતે સુખી થાય, તેમ કરવા ઇચ્છતાં હતાં, હાલ જેમ કેટલાંક માબાપ પોતાની પુત્રીમાં ગમે તેવાં જ્ઞાન, ગુણ કે રૂપ જુએ છે; તોપણ તેને યોગ્યપતિ મેળવી આપવામાં બે દરકાર રહે છે, તેમ દેવહૂતિનાં માબાપ તેવાં નહોતાં, તેણે તો પોતાની પુત્રીના જ્ઞાન, ગુણ, રૂપ અને સ્વભાવને મળતાંજ જ્ઞાન, ગુણ અને સ્વભાવવાળા મહાત્માશ્રી કર્દમ મુનિવેરે, શાસ્ત્રવિધિએ વિવાહ કર્યો હતો. તેથી એ

જોડું ઘણુંજ દિપી નીકળ્યું હતું, જ્યાં એક સરખા ગુણ સ્વભાવનાં જોડાં જોડાય, ત્યાં સુખ સંપત્તિની શું સીમા રહે? ત્યાં પ્રેમની પવિત્ર ગાંઠ કેમ ન ગુંથાય? ગુંથાયજ.

**"સંગત તેવી અસર"** પતિ પત્નીમાં કંઇ ગુણ કે જ્ઞાનની ન્યૂનાધિક્તા હોય છે, તો પરસ્પરના સહવાસથી એક બીજાના ગુણ સ્વભાવનો પાસ લાગ્યા વગર રહેતો નથી. દેવહૂતિને કર્દમમુનિ જેવા મહાત્મા સ્વામીના કેટલાક ગુણોનો પાસ લાગ્યો હતો. તે હમેશાં પતિ સેવામાં, ગૃહકાર્યમાં અને ઇશ્વરાધનામાં તત્પર રહેતી, નીત્યકર્મ કરી રહ્યા પછી નવરાશના વખતમાં પતિ પાસેથી તત્વજ્ઞાન મેળવવાનો પ્રયાસ કરતી હતી. તેને બ્રહ્મજ્ઞાન ઘણુંજ પ્રિય હતું. તેથી પ્રસંગોપાત પતિને પ્રશ્ન કરી ખુલાસો મેળવી સંતોષ પામતી. કાળેકરીને દેવહૂતિને એક પછી એક એમ નવ [1]પુત્રીઓ થઇ હતી. ત્યાર પછી કર્દમમુનિએ વનમાં તપ કરવા જવા ધાર્યું, ત્યારે દેવહૂતિએ તેમને કહ્યું કે;—" આપ સંસારાશ્રમ છોડીને વનમાં જાઓછો, તો આપની ગેરહાજરીમાં મને જ્ઞાનનો ઉપદેશ કોણ આપશે? મનેતત્વ જ્ઞાન શીખવવા માટે કોઇને પણ મુકરર ન કર્યાથી નાનાપ્રકારના ગેરલાભ થશે. આ વાત સાંભળીને મુનિના મનમાં કરૂણાનો ઉદય થયો. મુનિએ પોતાના યોગના બળથી જાણી લીધું કે, સતીને પુત્રની ઇચ્છા થઇ. તે પણ જ્ઞાનદાન આપે તેવાની. આ વાત જાણી લઇ, તેમણે દેવહૂતિને ઇશ્વર ભક્તિમાં ચિત્ત રોકવાનો ઉપદેશ આપ્યો અને થોડા દિવસ વનમાં જવાનું મુલતવી રાખ્યું.

જ્યાં નિરંતર પ્રેમનોજ પ્રકાશ પડી રહે છે, જ્યાં પવિત્ર મન પ્રેમથી મળેલાં છે; ત્યાં સ્વર્ગ સુખ પણ કંઇ વિસાતમાં નથી. ત્યાં એક બીજાનું ધાર્યું થવું એમાં શું નવાઇ? વળી જ્યાં દંપતિ પવિત્ર મનનાં અને ઇશ્વર તરફ ભક્તિ ભાવવાળાં હોય છે, તેના મનોર્થ સફળ થવાને વાર લાગતી નથી; કેમકે પ્રભુ સદા ભક્તાધિન છે, તે નીતિનિયમાનુસાર એ પવિત્ર મનનાં દેવહૂતિને પેટે એક પરમ સુંદર અને તેજસ્વિ પુત્રનો જન્મ થયો. તેનું નામ **કપિલદેવ** પાડયું. દેવહૂતિને પુત્ર થયા પછી કર્દમ મુનિ વનમાં તપ કરવા સારૂ ગયા. જેમ જેમ દિવસ જતા ગયા, તેમ તેમ કપિલની ઉમર વધવા લાગી, અને તે વિશેષ બુદ્ધિશાળી થઇ પડયા. તેણે માતાના અભિપ્રાય પ્રમાણે ચાલી ઘણાં શાસ્ત્રોનો અભ્યાસ કર્યો અને તેણેજ મનુષ્ય તારક **સાંખ્ય શાસ્ત્ર** બનાવ્યું. તેનો એવો ઉપદેશ છે કે;—" નિરહંકાર અર્થાત્ દેહાદિમાં અહંબુદ્ધિ શૂન્ય અખંડ ભક્તિ દ્વારા પરબ્રહ્મને મેળવાય છે. બ્રહ્મવિદ્યાએ આત્મ નિષ્ઠ યોગી પુરૂષના શ્રેયનું કારણ છે. તેનાથીજ સુખ દુ;ખની નિવૃત્તિ થાય

(૧) ૧."કલા" એને મહીત્રીઋષિ સાથે, ૨. અનસૂયા એને અત્રિમુનિ સાથે, ૩. શ્રદ્ધા એને અંગિરાઋષિ સાથે, ૪. હવિર્ભૂ એને પુલસ્ત્ય સાથે, ૫. ગતિ એને પુલહ સાથે, ૬. ક્રિયા એને કેતુ સાથે, ૭. ખ્યાતિ એને ભૃગુઋષિ સાથે, ૮. અરૂંધતિ વસિષ્ઠ ઋષિ સાથે અને, ૯. શાંતિ એને અથર્વઋષિ સાથે પરણાવી હતી.

છે. ચિત્તજ જીવનું બંધન થાય છે, અને પરમેશ્વરમાં સંલગ્ન થયાથી મુક્તિ મળે છે." ઇત્યાદિ—આ ઉપદેશ ખરેખર જ્ઞાન પ્રદ છે.

દેવહૂતિએ પોતાના પુત્ર કપિલ મુનિને એવો જ્ઞાનવાળો થયેલો જોઇને તેની સાથે તત્વજ્ઞાન સંબંધી જે વાતચિત કરી હતી, તે આ પ્રમાણે છે;—

**કપિલ**—મારા અભિપ્રાયમાં યોગ એજ મુક્તિ મેળવવાનો સર્વથી મોટામાં મોટો ઉપાય છે, તે યોગ સાધન મનને તાબે કર્યા સિવાય એટલે અંત:કરણની એકાગ્રતા સિવાય કદી પણ થઇ શકતું નથી. મનને જે તરફ ચલાવવામાં આવે, તે તરફ દોડે છે; ભોગની વસ્તુ તરફ ચિત્તનું વલણ થવાથી જીવને નિવૃત્તિ મળવાનો સંભવ નથી; પરંતુ ઇશ્વરમાં લીન થયા પછી અજ્ઞાતપણું, પાપ, પ્રલોભન વગેરેથી તેનો છુટકો થઇ શકે છે. ત્યાર પછી આત્મ સમર્પણ વિના યોગીઓને બ્રહ્મજ્ઞાન મેળવવાનો બીજો કોઇ માર્ગ નથી. સાધુ સંગજ આસર્વનું મૂળછે.

**દેવહુતિ**—બેટા! ભગવાનની કેવી રીતે ભક્તિ કરવી જોઇએ, તે હું જાણતી નથી. હું સ્ત્રી છું, માટે મારે ઇશ્વરની કેવી રીતે ભક્તિ કરવી જોઇએ? તે સંબંધી મને કહે. ટુંકામાં એકે—ભક્તિયોગથી ઇશ્વર પદ મેળવું તો મારા જન્મનું સાર્થક થાય, એવું જે તત્વ તે હું સમજી શકું તેવી રીતથી કહે.

**કપિલ**—વેદમાં કહેલાં કામો કર્યાથી ભગવતની ભક્તિની ઉત્પત્તિ થાય છે. આ ભક્તિના બળથી મોક્ષમાર્ગ સેહેજ મળી આવે છે. પરંતુ મા! ઘણા જણ આવી રીતિથી સંતોષ માનતા નથી. તેઓ મુક્તિનાં કરતાં ભક્તિયોગથી પરમેશ્વરનો અનુભવ લેવો એ વધારે પસંદ કરે છે, ને તેથી તેમાંજ સદાકાળ લાગ્યાજ રહેછે.

મહર્ષિ પોતાની માતાને જે વિષયને અવલંબીને ઉપદેશ આપતા હતા, તે **સેશ્વર** સાંખ્ય દર્શનની અંદર અતિ ઉત્તમ તત્વ છે. આ વિષય ઉપર ધીરજથી વિચાર કર્યાથી તેની શ્રેષ્ટતાનો અનુભવ કરવાને સમર્થ થવાય છે.

કપિલમુનિ ફરીથી પોતાની માતાને કહેવા લાગ્યા કે;—દેવી જેના યોગે હૃદયની ગાંઠો છુટી પરમાત્માનું દર્શન થાય છે, અને મોક્ષના લાભને માટે વિદ્વાનો જે વિષય દેખાડે છે, તે જ્ઞાન સંબંધી થોડુંક કહુંછું તે સાંભળો—જે આત્મસ્વરૂપ, આદિ રહિત, સ્વયંપ્રકાશિત અને ગુણ તથા પ્રકૃતિ સંગવિહિત, તથા અખિલ બ્રહ્માંડ જેના પ્રભાવથી પ્રકાશ પામે છે, તેજ પરમ પુરૂષ છે. પ્રકૃતિ, વિષ્ણુ શક્તિ, દ્યુતિ રૂપ, અને અવ્યક્ત ગુણથી શોભાયમાન છે. તે લીલાક્રમથી વિષ્ણુની પાસે ગયાથી વિષ્ણુ તેને ગ્રહણ કરે છે. જે ક્રિયા પ્રકૃતિના ગુણને લીધે થાય છે, એટલે જેનો પ્રકૃતિની સાથે ઘણોજ નિકટનો સંબંધ છે, તેથી તે સર્વ તેનું કર્તવ્ય સાધ્ય છે એમ ધારવું. જનનિ! પુરૂષ સ્વયં સાક્ષીમાત્ર—સુખ સ્વરૂપ છે. કોઇ કામમાં તેનું પ્રભુત્વ નથી. પ્રકૃતિ કાર્ય કારણ અને કરવાનું મૂળ કારણ છે. પુરૂષ તો કેવળ સુખ દુઃખનો ઉપભોગતા છે.

દેવહૂતિ—આ નજરે પડતું વિશ્વનું બારીક અને મોટું કાર્ય પ્રકૃતિ અને પુરૂષથી ઉત્પન્ન થયું છે તે સમજી ખરી; પરંતુ હે પ્રિય દર્શન ! હવે તું તેનાં લક્ષણ મને કહી દેખાડ.

કપિલ—માતા ! સનાતન, સત્વ, રજ અને તમો ગુણથી યુક્ત નિર્બંધ કાર્ય કારણ સ્વરૂપ અને સર્વનો આશ્રય ભૂત જે વસ્તુ છે તેજ પ્રકૃતિ છે. પાણી પૃથ્વી, આકાશ, અગ્નિ, વાયુ, આ પાંચ ભૂત છે; અને રૂપ, રસ, ગંધ, સ્પર્શ, અને શબ્દ, આ પાંચ તન્માત્રા છે; કાન, જીભ, ચામડી, નાક, આંખ, હાથ અને પગ ઇત્યાદિ દશ બહારની ઇંદ્રિયોછે. અહંકાર, ચિત્ત, મન, અને બુદ્ધિ આ ચાર અંતરની ઈંદ્રિયો છે. એમ બધાં મળીને ૨૪ તત્વ છે. એ સગુણ બ્રહ્મમાં છે. "કાળ" ચેઇને ૨૫ તત્વ ગણાય છે. કેટલાક જણ કાળને જૂદો પદાર્થ ગણતા નથી. તેઓ કહે છે કે, એ વિશ્વ પતિના પ્રભાવવિના બીજું કાંઇનથી. વળી પુરૂષ સૂર્યની પેઠે નિર્ગુણ, નિર્વિકાર, અને કરવાથી ભિન્ન છે. 'હુંકરનારોછું' આવું અભિમાન જે પુરૂષ જે પળમાં કરે છે, તે પળે તે વિકૃતિમાં આસક્ત થઇ પડે છે. અને તેથી શોક ઉત્પન્ન થવાનું મોટું કારણ નીપજે છે. અર્થ સિવાય સંસાર ચલાવવો મુશ્કેલ છે. પેલી બાજુએ વળી વિષય વ્યાપાર વગેરેના વિચારમાં ગુંથાયાથી પુરૂષની હજારો ખરાબીની ઉત્પત્તિ થાય છે. આ વાસ્તે કહુંછું કે, ચિત્તવૃત્તિ ખરાબ માર્ગે દોડે તો દ્રઢ ભક્તિ અને વૈરાગ્યથી તેને વશ કરવું જોઇએ.

બીજું યમ નિયમાદિ યોગથી ચિત્તને તાબે કરીને આસ્થાપૂર્વક ઇશ્વરમાં આત્મ સમર્પણ, મૌન્યતું અવલંબન, સ્વધર્મનું અનુષ્ઠાન, વિષય વાંછનાનું નિસ્પૃહપણું, એકાંત જગાએ રહેવું, બ્રહ્મચર્ય, અને પ્રકૃતિ પુરૂષનું જ્ઞાન મેળવવા માટે જ્ઞાનનો સંગ્રહ, એ બધું કરી શકયાથીજ બ્રહ્મ સાક્ષાત્કાર મેળવી શકાય છે.

હે ભગવતી ! પાણીમાંના સૂર્યનાં પ્રતિબિંબ, જમીનમાં સૂર્યબિંબથી, જોવાય છે. અને પાણી તથા સૂર્યના પ્રતિબિંબના મેળાપથી ગગનમાંનો ચંદ્ર જોવામાં આવે છે. ઇંદ્રિય, ભૂત અને મનોમય આત્માના પ્રતિબિંબથી તથા ત્રિગુણ વાળો અહંકાર, બ્રહ્મના પ્રતિબિંબ રૂપે જોયાથી તે અહંકારથી પરમાર્થ પરિજ્ઞાનરૂપ આત્માનો સાક્ષાત્કાર થાય છે.

દેવહુતિ—બેટા ! પ્રકૃતિ અને પુરૂષ બેઉ જે નિત્ય અને બંને આશ્રય સ્વરૂપ છે, તે મારા સમજવામાં આવ્યું. ક્ષિતિ અને ગંધ જેમ એક બીજાથી જૂદાં થઇ શકતાં નથી, રસ અને પાણીમાં જેવો અભેદ સંબંધ છે, એટલે એક બીજાથી છૂટા પડી તેઓ સ્વતંત્ર ભાવથી રહેતા નથી, તેમ પ્રકૃતિ અને પુરૂષ ન છૂટે એવા બંધનમાં બંધાયલાં છે.

કપિલ—હમણાં સાવલંબન યોગનું વર્ણન કરવામાં પ્રવૃત્ત થાઉંછું. એનાથી મન મેલવિનાનું અને સન્માર્ગે જનારૂં થાય છે. યથાશક્તિ પોતાનાં ધર્માનુષ્ઠાન, ધા-

મિત્રોનું વંદન, નિર્વાહ પ્રાપ્તિના કારણ ઉપર પ્રીતિ દેખાડવી, અપવિત્ર વસ્તુ ખાવી નહિ, થોડો ખોરાક લેવો, એકાંતવાસ રાખવો, અહિંસા વગેરે ઉત્તમવ્રત લેવું, સત્ય બોલવું, તપશ્ચર્યા, બ્રહ્મચર્ય, શુદ્ધાચાર, ઇશ્વરની આરાધના, અને પ્રાણાયામ વગેરેની મદદથી અંતઃકરણને યોગ તરફ દોડાવવું. અગ્નિ અને વાયુથી સોનાનું શુદ્ધપણું મેળવવાની પેઠે યોગી શ્વાસોચ્છવાસને રોકી શકયાથી તેનું અંતર શુદ્ધ થાય છે. પ્રાણાયામથી વાયુ, પીત્ત, શ્લેષ્મા, દોષ—ધારણાથી મનનો પ્રેમ, અને ધ્યાનથી નાસ્તિકપણું દૂર થાય છે. ત્યારપછી યોગના મહાત્મ્યથી ચિત્તની પ્રકૃતિ શુદ્ધ થયા પછી નાકના આગળના ભાગ ઉપર નજર સ્થાપીને શ્રીપરબ્રહ્મના વિચારમાં મનને રોકવું જોઇએ. ભકતોનું હૃદય-મનજ તેના ઉપદેશનું તાપ યુક્ત માત્ર એક આસન છે.

દેવહૂતિ—સાંખ્ય દર્શન ગ્રંથમાં પ્રકૃતિ, પુરૂષ ઇત્યાદિનો વૃત્તાન્ત જે પ્રકારે કહેલો છે. તે પ્રકારે તેનું વર્ણન કર્યું છે. હવે તેનું મૂળ સ્વરૂપ ભક્તિયોગના વિષયનું વર્ણનકર, એ સાંભળ્યાથી જીવ સંસારના વ્યવહારથી નિસ્પૃહ થઇ જાય છે. તું જેવી રીતે તત્વનો ઉપદેશ આપે છે અને આપ્યો છે. તેના ઉપરથી મારી ખાતરી થાય છે કે તું યોગ પ્રકાશનો સૂર્ય છે.

કપિલ—દેવી ! ભક્તિયોગ જૂદા જૂદા પ્રકારના છે. ભેદ દર્શીય યોગ—તામસ, એટલે નિકૃષ્ટ યોગ, ધનમાન અથવા પ્રખ્યાતિ મેળવવાની આશાથી જે યોગ કરવામાં આવે છે તેને **રાજસયોગ** કહે છે. એટલે તે પણ સારો યોગ નથી; મધ્યમ પ્રકારનો યોગ છે. પરંતુ પાપનો નાશ કરવો જોઇએ, જગદીશ્વર પ્રત્યે પ્રીતિ નહિ દેખાડયાથી જીવની સદ્‌ગતિ થતી નથી; એવું સમજવું એ સાત્વિક યોગ કહેવાય છે, અને એજ સર્વથી ઉત્તમ છે. એનું બીજું નામ નિર્ગુણ ભક્તિ યોગ છે. જેમ નદીનું પાણી સમુદ્રના પાણીમાં પડયાથી સાગરના પાણીનો ગુણ પકડે છે, તેમ નિષ્કામ મનોગતિ (એટલે ઇશ્વરની આગળ સાંસારિક કામના વિનાની પ્રાર્થના) તે ભાવ ધારણ કરે છે. તેથી તે ઘણોજ પ્રસંશનિય પદાર્થ છે.

એ રીતે મહાત્મા કપિલ મુનિએ શિક્ષણ મેળવીને પોતાની પ્રિયજનની દેવહૂતિને ખરાતત્વની ઓળખાણ આપી હતી. મા દિકરાની વચ્ચે ઘણા ઉંચા વિષયની વાતચિત્ત થઇ હતી. પૂર્વે ભારતવર્ષની રમણીઓ દેવહૂતિની માફક તત્વજ્ઞાન જેવાગહન વિષયમાં ઉંડી ઉતરીને પોતાના આત્માની ઉન્નતિ શોધવાનો પ્રયત્ન કરતી હતી. એ કેવો આનંદનો વિષય છે ! ભારતની હાલની રમણીઓએ આ ઉત્તમ દૃષ્ટાંત લેવા જેવું છે.

મંગળમય ભગવત્ સ્વરૂપ કપિલ મુનિએ પોતાની માતુશ્રી દેવહૂતિજીને મુક્તિ પમાડવા પુત્રપ્રેમથી યોગેશ્વર જ્યાં ભક્તિથી સિદ્ધિને પામે એવું જે ગુજરાતમાં આવેલું સિદ્ધપૂર ક્ષેત્ર, જ્યાં જ્ઞાન સ્વરૂપ સરસ્વતી પ્રવાહ રૂપે વહે છે; ત્યાં તેણે બ્રહ્મ વિદ્યાનો ઉપદેશ આપ્યો. તેથી દેવહૂતિજી જ્ઞાનમાં ગળી જઈ મુક્તિ

પામ્યાં. ધન્ય છે, કપિલજીને ! કે જેણે મનુષ્ય તારક સાંખ્ય શાસ્ત્ર બનાવી માતાને મુક્તિ પમાડી અને લોકોને પણ સદ્દરસ્તો બતાવ્યો. ખરેખર સુપુત્ર તો તેવાજ જોઇએ ! ! ! દેવહૂતિજી જ્યાં મુક્તિને પામ્યાં, ત્યાં આજે **બિંદુસર—બિંદુસરોવર** છે. તેમાં સ્નાન કરીને હિંદુઓ પોતાને પવિત્ર થયેલા માને છે. આ ક્ષેત્રને **માતૃગયા**—માતાને મુક્તિ પમાડયાનું સ્થાન કહે છે. ત્યાં કપિલદેવ તથા દેવહૂતિનો આશ્રમ છે.

## મદાલસા.

આ સાધ્વી સ્ત્રી **ગાંધર્વ** લોકોના રાજા **વિશ્વસુદ્ધા** ગાંધર્વની કુંવરી થાય, તેનો વિવાહ અયોધ્યાના રાજા શત્રુજિતના કુંવર **ઋતુધ્વજ** સાથે કર્યો હતો. આ કુંવરી રૂપે રંભા કરતાં પણ અધિક હતી. તેના પિતાએ તેને બાળપણથીજ વિદ્વાન પુરૂષો પાસે રાખી, અનેક શાસ્ત્રથી ધર્મ નીતિ, સંગીત, કાવ્ય, ચિત્ર, નૃત્ય વગેરે વિદ્યાનું જ્ઞાન અપાવી પ્રવિણ કરી હતી. તે એક દિવસે પોતાની સાહેલીઓ અને દાસીઓ સાથે અશોકવનમાં રમવાને ગઇ હતી. ત્યાં અકસ્માત્ પાતાળકેતુ નામનો રાક્ષસ આવી ચડયો. તે મદાલસાનું રૂપ અને ચાતુર્ય જોઇ મોહમાં પડયો. તેણે યુક્તિ રચી મદાલસાને ઉપાડી જવાનો નિશ્ચય કર્યો. આ બાળા પોતાની રમતની ધુનમાં લાગેલી હતી, ત્યાં ઘણા દાસ, દાસીઓની ચોકી હતી, તે પાપી રાક્ષસ યુક્તિથી તેને ઉપાડી નાઠો, અસ્માત્ આ શો ગજબ થયો ! આ જોઇ દાસદાસીઓ આજુબાજુ શોધ કરવા લાગ્યાં. પણ કસો પત્તો લાગ્યો નહીં; ત્યારે આ ખબર નગરીમાં તેના પિતાને આપ્યા. આ ખબર સાંભળી તેનાં માતપિતા ઘણું કલ્પાંત કરવા લાગ્યાં. આજુબાજુ અને દેશદેશાંતર શોધ કરવાને માણસો દોડાવ્યાં, પણ કશો તેનો પત્તો લાગ્યો નહીં; ત્યારે તે બિચારાં માબાપ રોઇ ટળવળી બેશી રહ્યાં.

હવે **મદાલસા**એ રસ્તે જતાં વિચાર્યું કે ભાવિ પદાર્થ ટળે નહીં, એમાં કોઇનો વાંક નથી, મારા નશીબનોજ વાક છે. ઠીક જે ઇશ્વરે બનાવ્યું તે ખરૂં. હવે તેના હાથમાંથી છુટવાનો ઉપાય કરૂં. આમ વિચારતી; કલ્પાંત કરતી, ચોધાર આંસુએ છુટા કેશ મૂકી રૂદન કરવા લાગી. આ પ્રસંગે કૈલાસપતિ **શિવ** અને **પાર્વતીજી** કૈલાસ તરફ વિમાનમાં બેસી જતાં હતાં. તેમણે આ બાળીકાનું મહા રૂદન સાંભળ્યું. આ સાંભળી કરૂણાળુ પાર્વતીજીએ શિવજીને કહ્યું;—પ્રાણનાથ ! કોઇ બાળકી મહા સંકટમાં હોય એવું જણાય છે. શિવજીએ હસી કહ્યું, સતી ! નારીનું નારીએ રક્ષણ કરવું જોઇએ. તમે મદાલસા ઉપર દયા કરી તેના બચાવનો ઉપાય બતાવો અગર એ દૈત્યને મારી તેનું રક્ષણ કરો. પાર્વતીજી પોતાના પતિનાં આવાં વચન સાંભળી બોલ્યાં કે, મદાલસા ! તું રોઇશમાં, તારો પતિજ તારા હર-

નારને મારી તને પરણશે. (અમરસૈન્ય રાજાનો પુત્ર ઋતુધ્વજ પરણશે.) આ વચનો રાક્ષસ અને મદાલસા બંનેએ સાંભળ્યાં. રાક્ષસ આ સાંભળી મદાલસાને દૂરના દેશમાં પોતાને ઘેર લઈ ગયો. તેનું ઘર અનેક મણિઓથી શણગારેલું તેજસ્વી હતું. પાસે એક સુંદર સરોવર હતું. તેને કિનારે સુશોભિત સુગંધમય વાટિકા હતી, જેમાં અનેક પ્રકારનાં તરૂવરો રોપેલાં હતાં. માંહે અનેક પ્રકારનાં પક્ષીઓ કોલાહલ કરી રહ્યાં હતાં; પરંતુ આ ભવ્ય ઘરમાં બધે જોતાં સુન્યકાર લાગતું હતું. તેમાં ફક્ત આ બે જણ અને દાસી સિવાય કોઇ દેખાતું નહોતું. મદાલસા આ પ્રમાણે જોઈ મહારૂદન કરવા લાગી, રાક્ષસ ઘણું ઘણું કહી સમજાવી પટાવી રાજી રાખવાનો ઉપાય કરવા લાગ્યો. અનેક પ્રકારનાં સુખ વૈભવ વગેરેની લાલચ આપી લપટાવવાનો ઉપાય કર્યો, પણ તે સઘળું નિષ્ફળ ગયું. મદાલસાએ તો નિશ્ચય કર્યો હતો કે ગમે તો પ્રાણ જાય, તોપણ શું! પણ હું કદી મારૂં શીળ ભંગ થવા દઇશ નહીં. માટે તેને એક વિચાર સૂઝયો કે, જો હું પરણવાનો પ્રપંચ કરી વાર લગાડીશ; તો પાર્વતીજીનું વચન વહેલા મોડું પણ સિદ્ધ થયા વગર રહેનાર નથી. તેનો ભાઇ ગાલ્લવ ઋષિનો યજ્ઞ ભંગ કરવા જતાં ઋતુધ્વજને હાથે મરાણો છે. તેનું વેર ઋતુધ્વજપર છે. માટે હું આ વખતે યુક્તિ કરી તેને યાદ આપું કે તેને તેનો ભાઇ સાંભળે કે તરત વેર લેવા દોડે. તેથી મને ઘણો વખત મળે, તેટલા વખતમાં પાર્વતીજીનાં વચનો સિદ્ધ થઇ આવશે. આવો વિચાર કરી મુખ આનંદમય કર્યું. મદાલસાને હસતી જોઇ રાક્ષસ માયાફંદમાં પડયો. મદાલસાએ કહ્યું કે પરણવું એ કંઇ ઉતાવળનું કામ નથી. તમારા કુટુંબે મને જોઇ નથી માટે તેડાવો. એટલે તે સૌ મંગળ ગીતો ગાઇ વિધિસર વિવાહ કરે.

આ પ્રમાણે પાતાળકેતુ કુટુંબનું નામ સાંભળતાંજ પોતાના ભાઇને ઋતુધ્વજે માર્યાનું વેર સાંભળી આવ્યું, કે તરત ક્રોધાંધ થઇ અશ્રુ પાડવા લાગ્યો, અને ઋતુધ્વજને મારવા જવા તૈયાર થયો. મદાલસાને વિકુન્ડલા નામે દાસીને સોંપી, જ્યાં ગાલ્લવ ઋષિના યજ્ઞ રક્ષણાર્થે ઋતુધ્વજ હતો, ત્યાં પહોંચ્યો; ત્યાં અનેક પ્રકારથી રાક્ષસી કૃત્યો કરી હાહાકાર મચાવ્યો. તેમાં અંતે લડાઇ કરી ઋતુધ્વજે તેને હરાવ્યો, એટલે હથિયાર છોડી નાઠો. તેની પૂઠે ઋતુધ્વજ ગયો. પાતાળ કેતુ પોતાના દેશમાં નાશી ગયો અને ગુપ્ત ઠેકાણે સંતાઇ બેઠો. ત્યાં ઋતુધ્વજ પણ ગયો અને પાતાળકેતુનો શોધ કરવા લાગ્યો. શોધ કરતાં કરતાં જ્યાં મદાલસા હતી તે ઘર પાસે આવ્યો. આ ભવ્ય ઘરની અને તેની આજુ બાજુની શોભા જોઇ તે ઘણોજ ખુશી થયો. રાજકુંવરને આવતો જોઇ, વિકુન્ડલા દાસીએ દોડી જઈ મદાલસાને ખબર આપ્યા કે, રાણીજી! કોઈ રાજકુંવર આવેછે! આ સાંભળી મદાલસાએ જાણ્યું કે માતા પાર્વતીજીનાં વચન સત્ય ઠર્યાં. હવે તે એ પાપીને નિશ્ચે મારશે અને તેજ મારો પાર્વતીજીનો કહેલો પતિ થશે. એવું જાણી દા-

સીને જળપાત્ર ભરી સામે મોકલી. દાસીએ જઇ કહ્યું, રાજન! શોક મૂકી દઇ અહીં પધારો. તમને મારી મહારાણી બોલાવે છે. ઋતુધ્વજ આ સાંભળી વિસ્મય થયો, કે જેની દાસીનું સ્વરૂપ આવું મનોહર છે, તો તેની રાણીનું તો કેવુંએ હશે! આવું વિચારી દાસી સાથે ગયો. દાસીએ આસન આપી વિધિસર પૂજા કરી. ઋતુધ્વજ ઘરની રચના નિહાળી ઘણુંજ આશ્ચર્ય પામ્યો. તેણે પૂછયું આ ઘર કોનું છે? કોણે બાંધ્યું છે? આ સ્ત્રીના વરનું નામ શું છે? આવડા મોટા ઘરની અંદર તમે બેજ કેમ છો? તથા આ ઘર સુન્યકાર કેમ દીશે છે? દાસીએ કહ્યું રાજન! આ ઘર વિશ્વકર્માએ બાંધ્યું છે, તેમાં પૂર્વે દેવતાઓ વસતા હતા. પછી ઇંદ્રે આ ઘર કુંડલધાર દૈત્યને સોંપ્યું; ત્યારથી વિશ્વદેવ વિદાય થયા, ને કુંડલધાર અહીં રહ્યો, એ રાજાની કુંવરી હું છું. મારા પિતાને તાળકેતુ અને પાતાળકેતુએ માર્યો. એ બંને વૃક્ષકેતુના દીકરા મહા વિકાળ છે. તેણે ઘરની બધી રિદ્ધિ સિદ્ધિ લૂટી લીધી. મને દાસી બનાવી. એ દુષ્ટ દૈત્યે ઘણા દેશ લૂટી સર્વસ્વ અહીં ભર્યું છે. મને અહીં રાખી છે, એ મારી પીડા કોણ જાણે? ગાલવ ઋષિનો યજ્ઞ ભંગ કરવા જતાં ઋતુધ્વજે તાળકેતુને માર્યો, અને પાતાળકેતુ તેનાથી હારીને સંતાઇ ગયો છે. આ મદાલસા નામે સ્ત્રી વિશ્વાવસુ ગાંધર્વની પુત્રીને એ પાતાળકેતુ હરી લાવ્યો છે. તે હજુ પરણી નથી. મને ઘર સાચવવા રાખી છે. આ કન્યા આપને યોગ્ય છે, માટે આપ પરણો.

ઋતુધ્વજે કહ્યું,—હુંજ ઋતુધ્વજ છું ને મેંજ તાળકેતુને માર્યો છે. અહીં પાતાળકેતુની પાછળ આવ્યો છું. તે પાપી કયાં છે? એ મને દેખાડો. મદાસલાએ જાણ્યું કે આ કોઇ મહા બળવંત છે, એમ વિચારી અંતરપટ કર્યો. સામ સામી આંખો મળવાથી એક બીજાનું દુઃખ દૂર થયું. મદાલસાએ કહ્યું કે,—તમો મારા પતિ થશો, એવું મહાસતી પાર્વતીજી કહી ગયાં છે. ઋતુધ્વજે કહ્યું કે તું ચિંતા ન કર. હું તને હરી લાવનાર પાપીને મારીશ. એટલામાં નારદજી પધાર્યા, તેનું વિધિથી પૂજન કર્યું. નારદજીએ કહ્યું કે,—હું તમોને પરણાવવા આવ્યો છું. માટે શિઘ્ર થાઓ. તમો પરણી આ અશ્વ ઉપર બેસી વિદાય થાઓ. એમ કહી બ્રહ્મકુમાર નારદજીએ ચોરી રચી, શાસ્ત્ર વિધિએ ગાંધર્વ લગ્ન કર્યું. વિકુન્ડલા પાસે કન્યાદાન અપાવ્યું. નારદઋષિ ત્યાંથી ચાલતા થયા, અને રાજા રાણી પણ ગાલવ ઋષિને આશ્રમે ગયાં. આ જોઇ ઋષિઓ ઘણા ખુશી થયા, અને આશીર્વાદ આપ્યો. આ ખબર ઋષિએ અયોધ્યે આપ્યાં અને શત્રુજિતે મદાલસાના પિતા વિશ્વસુદ્ધાને કહાવ્યું. આ સાંભળી સૌ ખુશી થયાં. મદાલસાના પિતાએ અયોધ્યે આવી, તેનો વિધીસર વિવાહ કરી કન્યાદાન આપ્યું. મદાલસાએ પોતાના હાથનો મણિ ઋતુધ્વજને હાથે બાંધ્યો અને કહ્યું કે,—સ્વામી! "આ મણિ તમથી હું વેગળો દેખીશ તો તેજ ક્ષણે મારો પ્રાણ ત્યાગ કરીશ. માટે કોઇને આપશો નહીં."

આપણો દુસ્મન પાતાળકેતુ અન્ન જળ લીધા વગર શોધતો ફરે છે. તે જુઠી વાત ફેલાવશે માટે તેથી સાવચેત રહેજો.

આ પ્રમાણે થયા પછી રાજા એક દિવસે વનની અંદર મૃગયા રમવા ગયો. ત્યાં એક સરોવરને તીરે ઉતારો કરી પાણી પીવા ગયો કે મણિનું તેજ જળમાં પડ્યું. તે દેખી બે અરજક કુમાર તેની પાસે આવ્યા. તેવોજ ઋતુધ્વજ પાછો ફરી ધનુષ્ય લઇ મારવા જાય છે કે, તેણે કહ્યું, મહારાજ! અમે તમારા મણિનું તેજ જોઇ હર્ષ પામી અહીં આવ્યા છીએ. તમે મનુષ્ય માત્રમાં અધિક છો. માટે તમે અમારી સાથે મિત્રાચારી કરો. એમ કહી ઘણાજ અઘરા સોગન ખાધા. ઋતુધ્વજે કહ્યું. તમે કોના દીકરા છો? તેણે કહ્યુ અમે અરજક નાગના દીકરા છીએ, ચંદ્રચુડામણિમતિ અમારૂં નામ છે. અને અમો મોટ પુરૂષને નમતા રહીએ છીએ. આપણે આજ મિત્ર થયા છીએ. રાજન! તમે નિત્ય અહીં આવજો. અમે તમને સ્વર્ગ સમાન સુખ દેખાડીશું. તમે ગાલવઋષિના યજ્ઞનું રક્ષણ કર્યું. તેથી તમે પૃથ્વીમાં પંકાયા છો. તમે દેવને પણ વહાલા છો. માટે મિત્ર! તમે સર્વ પ્રકારે સત્કારને યોગ્ય છો. અમે તમારો વિયોગ ઘડી પણ સહન નહીં કરી શકીએ. તમે જે રોજ અહીં નહિ આવો, તે રોજ અમારે અપવાસ થશે. એટલું કહી; એ બે કુમાર પોતાના સ્થાનકે ગયા. પછી દરરોજ ઠરાવેલા વખતે ત્રણે એકઠા થતા, અને નવીન મેવા મીઠાઇ વગેરે અલૌકિક સ્વાદનું ખાવાનું ખાઇ સુખથી આનંદમાં રહેતા. ઋતુધ્વજને એક દિવસે મદાલસાએ પૂછ્યું કે,—પ્રાણપતિ! તમે ક્યાં જાઓ છો? આ પ્રશ્નનો તેણે જોઇએ તેવો ઉત્તર આપ્યો નહિ.

હવે મદાલસાને ઋતુધ્વજ પરણી લઇ ગયાની ખબર પાતાળકેતુને થયા કે, તે શોકાતુર થયો. તેણે નિશ્ચય કર્યો કે એ બંનેને વિયોગ કરાવું તે પછી અન્નજળ લઉં. આવું 'પણ' લઇને યોગીને વેશે પૃથ્વીમાં ફરવા લાગ્યો. તેવામાં રસ્તે જતાં નારદજી મળ્યા. તેણે પૂછ્યું કે તું ક્યાં જાય છે? રાક્ષસે કહ્યું હું મદાલસાને શોધવા જાઉં છું, તે ક્યા છે? નારદજીએ કહ્યું તું મને બહુ વાહાલો છે, માટે તને જણાવું છું કે તે અયોધ્યામાં શત્રુજીતને ઘેર છે. આ પ્રમાણે કહી ચાલતા થયા. પાતાલકેતુ ભિક્ષુકના વેશે મદાલસાને મંદીર આવ્યો અને વિચાર કર્યો કે જો હું તેને હરી જાઉં, તો એ સતી સત્ય પાળે છે, તો તે કદી પણ મારે તાબે થશે નહીં; અને જો અસુર વિચારે બળ કરૂં, તો એ સતી શાપ દઇ બાળી ભસ્મ કરે. માટે હુંએ ન ભોગવું અને ઋતુધ્વજે ન ભોગવે એવી યુક્તિ રચું, ત્યારેજ મારી દાઝ ઓલવાય. એમ વિચારી ઋતુધ્વજને હાથે બાંધેલો મણી કપટથી લેવાનો વિચાર કર્યો. જ્યાં સરોવર તીરે ત્રણે મિત્રો એકઠા મળતા હતા; ત્યાંથી થોડે દુર જઇને કોઇ દુઃખમાં ડુબેલો હોય નહીં! તેની પેઠે ઋષિને વેશે કપાળે હાથ

ઇ બેઠો. થોડીવાર થઇ કે ઋતુધ્વજ સ્નાન કરવાને આવ્યો. તેની નજર પેલા ઋષિપર ગઇ કે, તેણે પૂછયું કેમ મહારાજ ! દુઃખી દીસો છો ? તેણે કહ્યું હું વરૂણ લોકમાં રહું છું. મારૂં નામ અતિતેજ છે. એક બ્રાહ્મણને ઘેર રૂપ જોબનવંતી કન્યા છે. તે સાથે મારા પુત્રનો વિવાહ કરવો છે; પરંતુ એ કન્યાએ 'પણ' લીધું છે કે હું મદાલસાનો મણી જોઉં તો પરણું. તે મદાલસા અયોધ્યામાં પરણી છે. તેના પતિનું નામ ઋતુધ્જ છે. તે મણી લેવાને હું આવ્યો છું, તો મને તે ગામનો રસ્તો દેખાડશો. શત્રુજિત રાજા ઘણો સત્યવાદી છે અને તેનો પુત્ર પણ તેવોજ છે; તો મારા જેવા ગરીબ ઋષિનું એટલું એ કામ નહીં કરે ? આવાં એમનાં વચન સાંભળી ઋતુધ્વજે કહ્યું કે, તમે જેને જોવા જાઓ છો તેતો મારૂં નામ. મણી પણ મારી પાસે છે, પણ તે કોઇને અપાય તેમ નથી; કેમકે જો મદાલસા એ જાણે તો ઘણું ખોટું થાય. માટે એ કોઇને અપાય નહિં, ત્યારે વળી એ દુષ્ટ બે ત્રણ દિવસ વિત્યા પછી જુદે વેશે મળ્યો અને બીજી યુક્તિ રચી કહ્યું કે રાજન્ ! મને આજે અરજકના કુંવરો મળ્યા હતા, તેણે કહાવ્યું છે કે, આજે અમો અનુપમ વસ્તુ લાવીશું. માટે તમે સંધ્યાકાળસુધી રોકાજો. તમો પાછા જશો નહીં. આ માંભળી રાજાએ કહ્યું ઠીક, એટલે તરત એ પાપી પોતાનું ધાર્યું કામ હવે થશે, એવું વિચારી હર્ષ પામતો તેના મિત્ર અરજકના કુંવરો પાસે આવ્યો. તેને કહ્યું કે, ઋતુધ્વજે કાહાવ્યું છે કે, આજે મારે જરૂરનું કામ છે. માટે મૃગીયા રમવા નહીં આવું. આમ બંને સ્થળે ખોટા સંદેશા કહ્યા. અરજક કુંવરોએ જાણ્યું કે, તેણે કહાવ્યું હશે. તેથી તેઓ પણ સરોવર તીરે આવ્યા નહીં. ઋતુધ્વજ જાણે તેઓ અવસ્ય આવશે એવું સમજી સાંજ સુધી ત્યાંજ રોકાઇ રહ્યો.

આ પાપી દૈત્યે આ પ્રમાણે દગાનું કામ કર્યું, તરત બ્રાહ્મણને વેશે અયોધ્યે ગયો; ત્યાં જઇ માયા પ્રપંચ રચી ઋતુધ્જ અને મદાલસાને વિયોગ થાય તેવું કપટ કર્યું. એ દુષ્ટે માયા પ્રપંચથી મદાલસાને ગુમ કરી દીધી. આ ખબર થતાં રાજાએ ઘણા ઉપાય કર્યા, પણ કશું વળ્યું નહિ. એથી સૌ નિરાશ થયા. સર્વ સ્થળે શોક વ્યાપી રહ્યો. ઋતુધ્જને ખબર થતાં; તે પ્રિય પત્નીના વિયોગ દુઃખથી વ્યાકુળ થઇ ગયો. શરીરનું ભાન જતું રહ્યું. મૂખે એક મદાલસાનુંજ રટણ લાગી રહ્યું. વારંવાર બે બાકળો બની બોલવા લાગ્યો. હા ! મદાલસા ક્યાં છે ? તું કેમ બોલતી નથી ? અરે આમ દગો દેવાય ? અરે ! શું તું અબોલા લઇશ ? નહીં, નહીં. પ્રિયાને આમ કરવું ઘટે નહીં. હે નારી ! કેમ બોલતી નથી ! સાધવી ! હે પતિવ્રતે ! જવાબ આપ ! આમ વારંવાર પોકારતો, પત્નીના સ્નેહમાં ગરકાવ રહેલો, યોગી વેશે દેશે દેશ, પર્વતે પર્વત. નદીએ નદી, વને વન, તીર્થે તીર્થે ગુફાએ ગુફાઓ અને સમુદ્રે સમુદ્ર પોતાની પ્રિય ભામનીનુંજ સ્મરણ કરતો, અને અશ્રૂપાત કરતો ફરવા લાગ્યો. તેના માત પિતા અને સગાં સહોદર વગેરે એ

ઘણું ઘણું કહ્યું કે, તને કહે તો મદાલસા જેવી બીજી હજાર સ્ત્રીઓ પરણાવીએ; પણ તું પાછો ફર. તેણે કહ્યું હું શું પાછો ફરૂં? મને તો મદાલસા લાવી આપો તો પાછો ફરૂં. અંતે કોઇનું માન્યું નહીં. તેથી સૌ દીલગીર થતાં પાછાં ગયાં. ઋતુધ્વજ બધે ફરી એકવનમાં આસનવાળી મદાલસાનું સ્મરણ કરતો બેઠો, હવે અરજક કુંવરો સવારે મિત્ર ન મળવાથી અયોધ્યે આવ્યા, ત્યાં આવા માઠા સમાચાર સાંભળી મૂર્છામાં પડયા. શુદ્ધિમાં આવતાં રૂદન કરતા મિત્રની શોધ કરવા ચાલ્યા. ચાલતાં ચાલતાં ઘણી મુદ્દતે મેળાપ થયો. ઋતુધ્વજે કહ્યું, ભાઇ! શું મદાલસાને લાવ્યા છો? તેણે કહ્યું, ભાઈ! તમે રાજ પાટ અને માતપિતા મૂકી આ શું કર્યું? ભાઇ! કહો તો, મદાલસા જેવી હજાર લાવી આપું. પણ તમે ઉઠો. ઋતુધ્વજે કહ્યું, અરે! ક્યાંય મદાલસા ન મળે! તમો તમારે મંદીર ખુશીથી જાઓ, અને સુખેથી આનંદમાં રહો. મને જ્યારે મદાલસા કહેશે, સ્વામીનાથ! પધારો. ત્યારે હું મારો જોગ ઉતારીશ. એટલું કહી આસન વાળી બેઠો. મદાલસા કેમ બોલતી નથી? શું નિર્દય થઇ? એવું ઘેલું ઘેલું બોલવા લાગ્યો. અરજક પુત્રોએ સમજાવવાના ઘણાએ ઉપાય કર્યા, પણ તેનું કાંઇ વળ્યું નહીં. અંતે તેઓએ પણ તે સાથે અન્નઉદક નહીં લેતાં, રહેવાનો વિચાર કર્યો. પ્રથમ તેણે જઇ પોતાના પિતાને જણાવ્યું કે, પિતાજી! અમારો મિત્ર મદાલશાના વિયોગથી જોગી થયો છે. માટે અમને પણ જોગીજ સમજવા. અમે અમારી કાયા એમાંજ પાડીશું. તેના પિતાએ કહ્યું, એમાં શું છે? તમો આટલા દિવસ કેમ બોલ્યા નહીં. આ સિવાય બીજું કામ હોય તો કહો. ફિકર ન કરો, હું મદાલસાને લાવી આપીશ. ચાલો જઇ ત્રિપુરારીને રીઝવીએ. એજ કૃપાળુ મદાલસાને લાવી દેશે.

આ સાંભળી અરજક પુત્રો ખુશી થયા. અરજકે જઇ ભોળાશંભુને ખુશી કર્યાં, શંભુ પ્રસન થઇ બોલ્યા, હે અરજક! માગ, માગ. તારે જે ઇચ્છા હોય તે માગ, હું આપીશ. તેણે કહ્યું કે, પ્રભુ! મદાલશા ગુમ થઇ ગઇ છે, તે મળે એવું કરો. શિવજી ઉપાય બતાવી કૈલાસ પ્રત્યે પધાર્યા. અરજકે પોતાના કુંવરોને ઋતુધ્વજને તેડી લાવવા મોલ્યા અને પોતે યમુનાજીએ જઇ શિવજીના કહેવા પ્રમાણે કર્યું કે, મદાલસા પતિનું સ્મરણ કરતી બહાર નીકળી. તેને પણ રસનાએ એક ઋતુધ્વજનુંજ રટણ લાગી રહ્યું હતું. બહાર આવી બોલી હું ક્યાં આવી છું? મારા પ્રાણનાથ ક્યાં ગયા? સ્વામીનાથ! કેમ બોલતા નથી? શું મારી પરીક્ષા કરો છો? આમ બોલતી બોલતી બેબાકળી બની આજુબાજુ જોવા લાગી. અરજકે કહ્યું, સતી! ધીરજ રાખો. સર્વ સારૂં થઇ રહેશે. એમ કહી પછી જે વાત બની હતી તે કહી બતાવી; ત્યારે મદાલસા તેને પાયે પડી દંડવત કર્યા અને કહ્યું કે મારો પતિ જે વનમાં છે તેની વાટ મને બતાવો. મારા પતિ જોગી થઇ ક્યાં બેઠા છે? અરજકે કહ્યું, તું મારી સાથે ચાલ, ત્યાં તારો પતિ તને

મલશે. પછી અરજકે પોતાને ઘેર તેડી જઇ સ્ત્રીઓની સાથે એકાંત સ્થળમાં રાખી. સર્વે સારી રીતે સત્કાર કરવા લાગ્યાં.

અરજક કુંવરો ઋતુધ્વજને ઘણું ઘણું સમજાવી પોતાના પિતા પાસે લાવ્યા, પરંતુ તેતો નિરંતર એક મદાલસાના સ્મરણ સિવાય બીજી કશી વાત પણ કરતો નથી. આ પ્રમાણે તેને વિદેહી જેવો બનેલો જોઇ અરજક ઘણું આશ્ચર્ય પામ્યો. ઋતુધ્વજે તો ત્યાંથી આજ્ઞા માગી ઉઠી ચાલવા માંડયું, ત્યારે અરજકે કહ્યું કે, તમે મનમાંથી શરમ છોડી તમારે મન પસંદ ગમે તે માગો. ઋતુધ્વજે કહ્યું કે, હું જે માગું તે કોઇથી પણ દેવાય તેમ નથી; ત્યારે વૃથા શું માગું? અરજકે કહ્યું, ભલે તમને જેથી સુખ થાય તે માગો. હું આપીશ. આ ઉપરથી તેણે મદાલસા રાણીને માગી. અરજકે કહ્યું; રાજન! પેલી કોટડી પાસે મદાલસા એવું નામ લઇ હાક મારો. જો તેમાં હશે તો બોલશે. ઋતુધ્વજે જેવી હાક મારી કે કોટડીનાં કમાડ બડાક દેતાં ઉઘડી પડયાં, ને અંદરથી મદાલસા હાથ જોડી નીકળી ઋતુધ્વજને ગળે બાઝી પડી. બંને થોડીવાર બોલ્યા ચાલ્યા વગર સ્તબ્ધ થઇ ગયાં. બંનેને હર્ષનાં અશ્રુ પડવા લાગ્યાં. આ જોઇ મિત્રો પણ ઘણા રાજી થયા. ઋતુધ્વજે મિત્રોનો અને તેના પિતાનો ઘણો ઉપકાર માન્યો. પછી પતિ પત્ની ત્યાંથી રજા લઇ અયોધ્યે આવ્યાં, ત્યાં માતપિતા અને આખી નગરી તેમને જોઇ ઘણા ખુશી થયાં. શેહેરમાં ઘેર ઘેર આનંદ ઓચ્છવ થઇ રહ્યો.

પાતાળકેતુ ફરીવાર અતિતનું રૂપ લઇ આવ્યો. તેની માયા અરજક કુંવરોએ અને ઋતુધ્વજે જાણી લીધી. પણ તેને નહીં મારતાં મૂકી દીધો. વળી એકવાર અતિતોને જમવાનું કહ્યું હતું, તેમાં પણ અતિતના વેશે આવ્યો, અને સર્વ ભોજન સામગ્રી માયા કરી ખાઇ ગયો. એ ઋતુધ્વજના જાણવામાં આવતાંજ તેના કેશ પકડી પૃથ્વીપર પછાડયો અને શીશ છેદી નાંખ્યું. તેવોજ ચીસ પાડતો મરણ પામ્યો. સર્વ ઠેકાણે જયજયકાર થયો, અને સૌ સુખી થયાં. પછી શત્રુજીત ઋતુધ્વજને રાજ સોંપી વનમાં તપ કરવા ગયો. ઋતુધ્વજે પ્રજાને પુત્ર સમાન પાળી તેની અત્યંત પ્રીતિ મેળવી પ્રજા પ્યારો થયો. મદાલસા સદા પોતાનો પતિવ્રતા ધર્મ પાળી પતિ પ્રેમમાં ગરકાવ રહેતી. ઋતુધ્વજનો પણ તેવોજ પ્રેમ હતો. આ જોડું કદી પણ વિખુટું પડતું નહીં. આહા! કેવો પતિ પત્નિમાં પ્રેમ! ધન્ય છે દંપતી તમોને અને તમારા પ્રેમને! ભારત ભૂમિનાં દંપતીઓ! તમારામાં આવો પ્રેમ ફરી કયારે પ્રગટ થશે? હે ઇશ! તું તેમને આવા પ્રેમની પ્રેરણા કર?! જેથી તેમનો સંસાર સુખરૂપ થાય.



## સતી નર્મદા.

**પ્રતિષ્ઠાનપૂરમાં રહેનાર સોમશર્મા** નામે વિદ્વાન બ્રાહ્મણને ફક્ત **નર્મદા** નામે એક પુત્રી હતી. એ પુત્રીનો જન્મ થતાંજ તેની માતા મરણ પામી હતી. તેથી તેના પિતાએ તેનું પાલણ પોષણ કરી મોટી કરી; તેટલામાં દૈવઇચ્છાથી તે પણ મહા કાળજવરના દુઃખથી પીડાવા લાગ્યો, ત્યારે નર્મદાને પોતાના મિત્ર ચંદ્રચૂડને સોંપી, તે પણ થોડા વખતમાં મરણ પામ્યો. ચંદ્રચૂડને કંઇ સંતાન નહોતું. તેથી તેને પુત્રીની પેઠે પાળી પોષી મોટી કરી. વેદ, પુરાણાદિ શાસ્ત્રો, ઇતિહાસ, સંગીત, કાવ્ય, યોગ, ચિત્રકળા વગેરે વિદ્યા ભણાવી હુશિયાર કરી. જેવી તે હુશિયાર હતી, તેવીજ સ્વરૂપે સુંદર સ્વભાવે સરળ, વિવેકી અને વિનયવાળી હતી. તેનું સગપણ તેના જેવાજ ગુણ સ્વભાવવાળા વર સાથે કર્યું હતું, પણ તે મરણ પામ્યો. એમ પાંચવાર સગપણ કર્યું, તે પાંચે વર દૈવ ઇચ્છાથી પરણ્યા પહેલાં મરણ પામ્યા. તેથી નર્મદાએ ઘણો ખેદ પામી તપશ્ચર્યા કરવાનો સંકલ્પ કર્યો. તેણે એટલી તપશ્ચર્યા કરી કે, તેના પ્રતાપથીજ તે એજ શરીરે સ્વર્ગમાં જવાને સમર્થ થઇ. તે નિત્ય દેવસભામાં જઇ અનેક શાસ્ત્ર અને વેદાંતના મત મતાંતર વિષે સંવાદો ચલાવતી. એક સમયે વેદાંત ચર્ચા ચલાવતાં એક પ્રશ્ન અધુરો રહ્યો તેનો ઉત્તર કાલે આપીશ; એમ કહી ત્યાંથી ચાલતી થઇ. પણ કંઇ કારણે રસ્તામાંથી પાછી વળી દેવ સભામાં આવી; ત્યાં તેની મૂળની બેઠકને પવિત્ર કરતાં જોઇ, તેણે પૂછ્યું કે, તમે આ શું કરો છો? ઇંદ્ર તેના દૈવતના પ્રભાવથી અચકાતાં અચકાતાં કહ્યું કે, દેવી! તમારા ગુણ પ્રભાવે તમારે સ્વર્ગમાં આવવું એ કાંઇ અશક્ય નથી, પરંતુ પોતાના પતિની સેવા કર્યા વિના જપ, તપ, ઇશ્વર પૂજન, દાન, ધ્યાન, શમ, દમ, અને દયા ઇત્યાદિક હજારો વ્રતથી પણ સ્ત્રી પવિત્ર થઇ શક્તી નથી. તેથી આપ જે જગ્યાપર બેઠેલાં છો, તે જગ્યા અપવિત્ર થવાથી પવિત્ર કરીએ છીએ. માટે આ વિષે આપ કૃપા કરી ક્ષમા કરશો.

ઇંદ્રનું આવું વચન સાંભળી નર્મદા ગદ્દગદ્દ કંઠે થઇ બોલી,—'દેવતાઓ! મારાં માતપિતાએ પાંચવાર સગપણ કર્યું, પણ દૈવ ઇચ્છાથી એ પાંચે વર વિવાહ થયા પહેલાં દેવલોકને પામ્યા. એમાં મારો શો અપરાધ? હવે દેવ સભા મને જે કલ્યાણનો માર્ગ હોય તે બતાવો.' દેવ સભાએ કહ્યું, 'દેવી નર્મદે! એમાં તારો કંઇ અપરાધ નથી. હવે તમે પૃથ્વીપર જઇ "ત્રણ દિવસ સુધીમાં જે મારૂં પાણિગ્રહણ કરશે, તેની જીવતાં સુધી હું મન, વચન, અને કર્મથી એકરૂપ થઇ સદા આજ્ઞામાં રહીશ, ને દેવતુલ્ય માનીશ." એમ જાહેર કરો. એમ કરતાં જો કોઇ ન પરણે તો પછી તમે એ પાપથી મુક્ત થશો. સતી નર્મદાએ તેમનાં આવાં વચન સાંભળી પ્રયત્ન કરવા માંડ્યો, પણ તેના તેજથી અંજાઇ જઇ, તે સાથે વરવાની કોઇ હીમત કરે નહીં. છેવટ એક આધિ, વ્યાધિથી ભરપૂર મહારોગથી

ચેરાએલો, સ્વભાવે ક્રુર, લોભી, વગેરે સર્વ અવગુણથી ભરેલા કૌશિક નામે બ્રાહ્મણે હા પાડી. નર્મદાએ તેના રોગથી સુગ ન લાવતાં તથા લોકની હાંસીની દરકાર નહીં રાખતાં તરત તે સાથે હર્ષભેર લગ્ન કર્યું. પછી પતિની પૂર્ણ પ્રેમથી નિર્મળ ભાવે સેવા કરવા લાગી. રોગથી તેના શરીરમાં લોહી, પરૂ વહેતાં હતાં, તેની સુગ ન લાવતાં સાફ કરી જે પ્રકારે તેનો રોગ મટે તેવા ઉપાય કરતી હતી. વિનય વાણીથી મધુર વચનો બોલી સંતોષ પમાડતી. કટુ વચન કે નિંદા જેવો એક પણ શબ્દ ઉચ્ચારતી નહીં. મળ મૂત્ર સાફ કરી શરીરે તેલ મર્દન કરી સ્નાન કરાવી ભોજન જમાડતી. પતિ ક્રોધ કરે કે તુચ્છકારે તોપણ પ્રેમ અને સરળ સ્વભાવથી વિવેક વચનો કહેતી–'પ્રાણાધાર! મારાથી કંઇ અપરાધ ભૂલથી થયો હોય તો ક્ષમા કરશો. આપને શું પ્રિય છે? આપ જે કહો તે કરવા તૈયાર છું.' એવાં એવાં પ્રિય વચનો કહી તેનો ગુસ્સો ઉતારી ખુશી કરતી. મનુષ્ય ગમે તેવું હોય પણ તેને સદ્‌ગુણી કે દુર્ગુણીની સોબત લાગે છે, તો તેને સદ્‌ગુણ યા દુર્ગુણની અસર લાગ્યા વગર રહેતી નથી. તેની પેઠે આ રોગી કૌશિક બ્રાહ્મણને મહાજ્ઞાની સતી નર્મદાનો સંગ થયો, ત્યારથી તેની અજ્ઞાનતા ધીરેધીરે દૂર થવા લાગી. એક વખતે તેણે કહ્યું—સતી! મેં આ પૃથ્વીપર જન્મ લીધો, ત્યારથી તે આજસુધી ઘણા પાપ કર્મ કર્યાં હશે; તે પાપથી મુક્ત કરનાર ભાગીરથી ગંગા જેવું એકે ઉત્તમ તીર્થ નથી. માટે મને એ યાત્રા હરકોઇ પ્રકારે કરાવ.

સતી નર્મદા પતિનાં આવાં વચન સાંભળી ઘણી ખુશી થઇ. પતિને સાથે તેડી જઇ અનેક તીર્થો કરાવી પ્રતિષ્ટાનપુર તરફ આવતાં હતાં, ત્યાં રસ્તામાં મહાન્ તપનિધાન માંડવ્ય મુનિને ચોરીના ખોટા બાનાથી શૂળીએ ચડાવેલા, તેની પાસે થઇ અંધારી રાત્રે નીકળ્યાં. તેમાં અજાણતાં તેનો સ્પર્શ થઇ જવાથી જરા પીડાયા હશે. તેથી માંડવ્ય મુનિએ તેને શાપ આપ્યો કે;—"હું આવા દુઃખમાં છતાં મને સ્પર્શ કરનાર મહા દુઃખી થઇ યમદ્વાર જાઓ." આવો કઠણ શાપ સાંભળી નર્મદા ઘણી દીલગીર થઇ. તેણે પણ ઇશ્વર આરાધના કરી પોતાના સતીત્વ પ્રતાપથી પતિને બચાવવાનો પ્રયત્ન કર્યો. આ બંનેના ધર્મ સંકટ વાદમાં પ્રજા દુઃખી થવા લાગી. તેથી સર્વ દેવોએ મળી સતી નર્મદાજીને વિનવવા સતી અનસૂયાજીને મોકલ્યાં. તેઓ પ્રતિષ્ટાનપુર નર્મદા પાસે આવ્યાં. સતી નર્મદાએ સતી માતા અનસૂયાજીને આવતાં જોઇ સામે ગયાં અને તેડી લાવી બેસાડ્યાં. પ્રેમપૂર્વક આદર સત્કાર કર્યો. અનસૂયાજીએ કહ્યું—સતી નર્મદે! તું કુશળ છે? તારા પ્રાણનાથના મુખ દર્શનથી આનંદમાં રહે છે? તારો પતિવ્રતા ધર્મ કુશળ છે? દેવી! જે સ્ત્રી પતિની પૂર્ણ પ્રેમથી સેવા કરી પ્રાણ જતાં પણ તેનું રક્ષણ કરે છે, સાસુ, સસરાને તીર્થ રૂપ ગણે છે, પતિને અનેક કાર્યોમાં સલાહ અને સહાયતા આપે છે, નિરંતર મધુર વચને બોલાવી સંતોષ પમાડે છે, તથા જે ચોરા-

થી લાખ અવતારમાં મનુષ્ય દેહ મેળવી જગતને સુખ અને હિતકારક કાર્યો કરે છે તેને ધન્ય છે! જે જગતને ઉપકાર કરવામાં પ્રીતિવાળાં થતી નથી. તેના જીવિત, ધન. ધામ, ધરા અને ગુણો વગેરે સર્વ વૃથા છે. જેણે સદ્ધર્મે વર્તિ બંને કુળનો ઉદ્ધાર કર્યો, તેનેજ કુળવાન કન્યા સમજવી. તેણેજ અસાર સંસારને સાર રૂપ કર્યો. વગેરે સુબોધ વચનો અનસૂયાજીએ કહ્યાં.

આ સાંભળી સતી નર્મદાએ કહ્યું—ત્રિલોક્યને પવિત્ર કરનાર ભગવતિ અનસૂયા માતા! આપ જેવાં સતીઓના પગની હું રજ છું. હું કશા લેખામાં નથી. આપ દીન દાસીપર કૃપાદષ્ટિ કરી પધાર્યાં, એ ઘણું સારૂં કર્યું. આપ મારા યોગ્ય આજ્ઞા હોય તે કહો. સતી અનસૂયાજીએ કહ્યું—દેવી નર્મદે!! તેં તારા પતિના સુખના કાર્ય માટે જે ઉપાય કર્યો છે. તેથી પ્રજા દુઃખી થાય છે. માટે સર્વને સુખ થાય તેમ કર. આવી મોટી આપત્તિને ગ્રહણ કરી સર્વનો ઉદ્ધાર કરીશ, તેથી તને કાંઇ પણ દુઃખ થશે નહીં. નર્મદાએ તેમના કહેવા પ્રમાણે કર્યું કે પ્રજાની પીડા દૂર થઇ. એ જોઇ અનસૂયાજી ઇશ્વર પ્રાર્થના કરી, બોલ્યાં—"જો મેં રૂપથી, શીલથી, બુદ્ધિથી, વાણીથી અને કર્મથી મારા પ્રાણપતિને પ્રસન્ન રાખ્યા હોય, તથા એક ભાવથી પ્રભુ ભક્તિ કરી હોય તો—આ બ્રાહ્મણ રોગ રહિત થઇ, તેની સ્ત્રી સાથે ઘણાં વર્ષ સુખ ભોગવો." સતીનાં આવાં વચનોથી ઇશ્વર કૃપાએ નર્મદાનો પતિ માંડવ્ય મુનિના શાપથી મુક્ત થઇને સર્વ પ્રકારે સુખી થયો. તેથી દેવોએ જયજયકાર કરી પુષ્પ વૃષ્ટિ કરી. સતી નર્મદા અનસૂયા માતાને ચરણે પડી પગે લાગી. પછી અનસૂયામાતા આશીર્વાદ દઇ પોતાને આશ્રમે ગયાં. અહો! સતીનો કેવો પ્રતાપ!!!



## સુકન્યા.

**સુકન્યા—મનુનો પુત્ર શર્યાાત** નામે રાજા હતો, તેની આ પુત્રી થાય. એ રાજાને ફક્ત આ એકજ બાળક હતું. તે કન્યા સ્વરૂપે સુંદર અને મનોહર હતી, તેમજ વિદ્યાકળામાં પણ કુશળ હતી. શર્યાતિ રાજાના શહેરથી થોડેક છેટે **માનસરોવર**ના સરખું એક સુંદર મોટું સરોવર હતું. તેનું પાણી સ્વચ્છ અને મિષ્ટ હતું અંદર અનેક પ્રકારનાં કમળો ખીલી રહ્યાં હતાં. આજુબાજુ ચોતરફ સાગ, સીસમ, દેવદાર, તમાલ, કેતકી, કેવડો, આસુપાલવ, આંબા, કેળ, પીપર, પીપળા, વડ, કદમ, લીંબુ, બદામ, ફણસ, સોપારી, જાંબુ, આંબલી, લીંમડા, વગેરે ઝાડોની ઝાડી ઝુકી રહી હતી. તેમાં હરણ, હંસ, મેના પોપટ, મોર, કાગડા, કાકાકૌવા, કબૂતર, ચકવા, ચકવી, સારસ, સિંહ, ચિત્તા, વાઘ, સાબર, રોઝ, અને રીંછ વગેરે પશુપક્ષીઓ આનંદથી આમ તેમ વિહાર કરતાં હતાં. તેમાં

ગુલાબ, જાઇ, જુઇ, મોગરો, ચંબેલી, કરેણુ, કેતકી, ગુલદાવદી વગેરે અનેક પ્રકારનાં ફૂલ તથા ફળ અને કંદમૂળથી એ વન ભરપૂર અને સુશોભિત હતું. આવા મનોહર રમણિય વનમાં મહાત્મા ભૃગુઋષિના પુત્ર ચ્યવન મુનિનો આશ્રમ હતો. આ તપસ્વી મુનિના તપોબળથી એ આશ્રમમાં રહેલાં પશુપક્ષીઓ કોઇ કોઇને પીડા કરી શકતાં નહોતાં. સર્વ હળીમળીને આનંદથી મગ્નપણે રહેતાં. મુનીએ દ્દઢ આસન વાળી સર્વ ઇંદ્રિયોને જીતી અન્ન જળનો ત્યાગ કર્યો હતો અને પ્રાણાયામ કરી એકાગ્ર ચિત્તે તપશ્ચર્યા કરતા હતા. ઘણાક કાળે તેનાપર રાફડો થઇ ગયો હતો, માથે ઝાડો ઉગી ગયાં હતાં, ફક્ત રાફડામાં બે છિદ્રો જણાતાં હતાં.

એક સમયે શર્યાતિ રાજા પોતાની રાણીઓ અને સુકન્યા સહિત તે મુનિનાં આશ્રમવાળા વનમાં સુંદર સરોવર હતું, ત્યાં વિહાર કરવા આવ્યો. રાજારાણી તે સરોવર અને આજુબાજુના વનમાં રમવા લાગ્યાં. સુકન્યા પોતાની સખીઓ સાથે ફળફુલ વીણતી અને રમતી ચ્યવન મુનિના રાફડા પાસે આવી. રાફડામાં બે છિદ્રો જોવામાં આવ્યાં. તે પતંગીઆ જેવાં ચળકતાં હતાં. બાળા તેને જોઈ આ શું હશે ? એમ જાણી બાળકપણાથી તે છિદ્રોમાં સળીઓ ખોસી. તેથી કરી મુનિની બંને આંખો ફુટી ગઇ, અને લોહીની ધારા વહેવા લાગી; ત્યારે સુકન્યાએ જાણ્યું કે આમાં કંઇ હશે. એમ ધારી પોતાની રમતની ધુનમાં રમવા લાગી.

ચ્યવન મુનિ આંખો ફુટવાથી મહા ક્રોધાયમાન થયા. આ વખતે મુનિ કંઇ બોલ્યા તે બાળા સમજી શકી નહિ. તેણે તરત આ આશ્ચર્યકારક બનાવની હકીકત પિતા પાસે જઇ કહી કે, હે પિતાશ્રી ! મહાત્મા તપસ્વિ ચ્યવન મુનિના આશ્રમમાં મેં રમતાં રમતાં લતાઓથી વિંટાએલો એક અતિ મજબુત છિદ્રોવાળો રાફડો દીઠો. તેમાં પતંગીઆની પેઠે બે તેજ જોવામાં આવતાં, તેમાં મેં પતંગીઆની શંકાએ સળીઓ ખોસી. તે વખતે રાફડામાંથી કંઇ શબ્દનો ગણગણાટ થતો હતો. તે મારા સાંભળવામાં આવ્યો હતો. એ શબ્દ સાંભળતાંજ હું આશ્ચર્ય પામી. તે રાફડામાં શું હશે ! શળીઓ ખોસવાથી શું થયું ! અને શું વાણી થઇ ! એ મારા સમજવામાં આવ્યું નથી.

સુકન્યાનાં આવાં વચન સાંભળી રાજાએ નક્કી કર્યું કે મહાત્મા ચ્યવન મુનિનો કંઇ પણ અપરાધ આથી થયો છે. એમ જાણી તરત તે રાફડા પાસે આવ્યા, અંદર મુનિ દુઃખ પામતા હશે એમ જાણી, ઉપર જે રાફડો બંધાઇ ગયો હતો તે ફોડાવી નાંખ્યો, રાજા બે કર જોડી નમ્રતા પૂર્વક લાંબો થઇ ઋષિના પગમાં પડયો. દંડવત પ્રણામ કરી પ્રાર્થના કરવા લાગ્યો કે, હે મહા મુનિ ! મારી બાળ કન્યાએ રમતાં રમતાં રમતની ધુનમાં અજાણપણે આપનો

અપરાધ કર્યો છે તે કૃપા કરી ક્ષમા કરો. આપ જેવા મહાત્માને ક્રોધ હોય નહી. મુનિએ કહ્યું. હે રાજન ! હું કદી ક્રોધ કરતો નથી. તારી પુત્રીએ મારી આંખો ફોડી, તોપણ મેં શાપ દીધો નથી. હું વૃદ્ધ છું અને વળી આંધળો થયો. હવે મારી ચાકરી કોણ કરશે? રાજાએ કહ્યું કે. તમો ચિંતા ન કરો. હું આપની સેવામાં મારા ચાકરો આપીશ. આપ ક્ષમા કરો.

મુનિયે કહ્યું—રાજન ! ઘડપણ મહા બુરૂં છે, વળી તેમાં અંધાપો આવ્યો એથી ઘણી વિપત્તિ પડશે, આવા અવસરે ચાકરો જોઇએ તેવી રીતે મરજી કદી સાચવી શકેજ નહી. તે અવસરે તો સંબંધમાં જોડાએલા મનુષ્ય સિવાય બીજા કોઇથી જોઇએ તેવી મરજી સાચવી શકાતી નથી. મારી આ અવસ્થા થઇ, હું તપસ્વિ છું, હવે મારે યોગ સાધનમાં મારી સાથે સંબંધમાં જોડાએલા મનુષ્ય વિના પૂર્ણ હરકત આવી પડી, મારા યોગમાં ભંગ થશે. તમારા ચાકર શું મારૂં કરી શકે? જો તમે ક્ષમા માગતા હો, અને મારા તપમાં ભંગ કરવાને ન ઇચ્છતા હો; તો આ તમારી પુત્રી સુકન્યાનું કન્યાદાન મને આપો. એમ કરવાથી તમારૂં આ લોક ને પરલોકમાં કલ્યાણ થશે. કારણ હું ઉત્તમ નિયમવાળો તપસ્વિ છું.

રાજા મુનિનાં આવાં વચન સાંભળી ચિંતાતુર થયો, કંઇ બોલ્યા વગર વિચાર કરવા લાગ્યો, કે મારી દેવપુત્રી સરખી કન્યા આ વૃદ્ધ અંધને શી રીતે આપી શકું? જાણતાં છતાં આવી સુકોમળ કન્યાના સુખનો નાશ કેમ કરાય? આ મુનિને કન્યાદાન આપું તો મારી કન્યાનો જન્મારો શી રીતે જાય? ના, ના, તે કન્યા તો તેના જેવાજ સદ્‌ગુણી ને યુવાન પુરૂષને શોધી આપવી જોઇએ. ભલે મને દુ:ખ પડો, પણ આ કન્યા મુનિને તો આપવી નહીં. આવો વિચાર કરતો કરતો ને ખેદ પામતો રાજા પોતાને ઘેર ગયો. રાજસભા બોલાવી મંત્રી મંડળનો અભિપ્રાય લેવા માંડયો. મંત્રીઓએ કહ્યું કે, મહારાજ! આ ધર્મ સંકટ આવ્યું છે. આવી રૂપવંતીને સુકોમળ કન્યા આ વૃદ્ધ અંધ મુનિને કેમ અપાય! તેના દિવસ વનમાં કેમ જાય! આ પ્રમાણે રાજા અને મંત્રી મંડળ ચિંતામાં ગરકાવ હતું; ત્યાં અકસ્માત્ **સુકન્યા** આવી ઉભી રહી, તેણે કહ્યું, પિતાજી! આજ આપ કેમ આનંદમાં જણાતા નથી! એવડી બધી આપને શું ચિંતા આવી પડી છે! તેમ મંત્રી મંડળ પણ કેમ ચિંતાતુર દેખાય છે? હું હમેશાં જ્યારે આવું છું, ત્યારે સર્વ આનંદમય દેખું છું; પણ આજે કંઇ છે ખરૂં. માટે પિતાજી! તમારી પ્રિય બાળાને કૃપા કરી જણાવો. શું મુનિએ કાંઇ કહ્યું છે! તમે મારે માટે આટલું બધું દુ:ખ પામી વ્યાકુળ શા માટે થાઓ છો? હું તે મુનીશ્વરના આશ્રમમાં જાઉં છું. મારાથી પીડા પામેલાને ધીરા પાડી મારૂં શરીર તેને અર્પણ કરીશ. હું તેની અહોનિશ સેવા કરી તેમને તપ કરવામાં મદદગાર થઇશ અને તે જે રીતે પ્રસન્ન થશે તે હું કરીશ. આપ ચિંતા ન કરો. આ મારો દૃઢ

નિશ્ચય થયો છે. તેમાં અટકાવ નહીં કરતાં મારી પ્રાર્થના માન્ય કરશો.

શર્યાતિ રાજાએ સુકન્યાનાં આવાં વચન સાંભળી મંત્રી મંડળ સાંભળતાં કહ્યું કે, પ્રિય પુત્રી ! તું હજુ બાળા છે. વળી અબળા જાતિ છે. તેથી વનમાં રહી અંધ અને વૃદ્ધ મુનિની શી રીતે સેવા કરીશ ? હું મારા સુખ સારૂ વૃદ્ધ અને આંધળા ઋષિને તારા સરખી મનોહર, રૂપ લાવણ્યતાવાળી કન્યાને કેમ આપું ? માબાપે કન્યાને સ્વરૂપે સુંદર, વયે જુવાન, ગુણની કેવળ ખાણ, સર્વ વિદ્યામાં કુશળ, પાપ અને દારિદ્ર જેના કુળમાં પણ ન હોય, ધન, ધાન્ય, વગેરે સંપત્તિથી ભરપૂર હોય એવા વરને શોધી કન્યાદાન આપવું જોઇએ, તું બુદ્ધિશાળી છે. માટે હઠ ન કર. બાળા ! તારા વિશાળ નેત્ર અને મનોહર સ્વરૂપ ક્યાં ! અને આ વનમાં રહેનાર વૃદ્ધ મુનિ ક્યાં ! હે કમળ સરખાં નેત્રવાળી ! તે નિરંતર પર્ણકુટીમાં રહેનાર છે. તેને મારાથી તારો પતિ કેમ કરી શકાય ? મારૂ અને સૈન્યનું ભલે મૃત્યુ થાય, અને સર્વસ્વ નાશ પામે, તોપણ શું થયું ? જે બનવાનું હશે તે બનશે, પણ હું ધીરજ નહીં છોડું. પુત્રી ! તું સ્થિર થા ! હું અંધ મુનિને કદી આપીશ નહીં.

સુકન્યાએ પિતાશ્રીનાં આવાં વચન સાંભળી પ્રસન્ન મુખે કહ્યું; પિતાજી ! તમો મારે માટે કશી ચિંતા કરશો નહીં. તમો સુખેથી એ તપસ્વિ મુનિને મારૂં કન્યાદાન આપો. મને એથી ઘણો સંતોષ થશે, તમે ગમે તેટલું કરશો, પણ હવે હું બીજા સાથે વરનાર નથી. મેં મારા મનથી તેને પતિ કરી લીધા છે. મારે તો હવે તેજ પતિ છે. એ સાથે રહેવાથી હું ઘણો સંતોષ પામીશ. મનુષ્ય વગરના વનમાં હું તપ કરી પૂર્ણ ભક્તિવડે પતિ સેવામાં તત્પર રહીશ. હું સતી ધર્મમાં પ્રવિણ રહી, યોગ્ય આચરણ કરીશ. પિતાજી ! મને આ અસાર સંસારના ભોગ વિલાસની ઇચ્છા નથી. મારૂં ચિત્ત સ્વચ્છ છે. આ સંસાની માયા ખોટી છે. પિતા, માતા, કુટુંબ, પરિવાર, ભાઈ બેન, રાજપાટ, એ બધું અચલ નથી. સર્વ આ દેખાતુ જગત્ નાશવંત છે. મૃત્યુ કોઇને છોડતું નથી. માટે આ સંસારમાં અવતરી ધર્મ કર્મ, પતિ સેવા, પરોપકાર વગેરેમાં તત્પર રહી જેટલું બને તેટલું કરી લેવું જોઇએ. અંતે સુકૃત્ય સાથે આવશે. માટે હે પિતા ! મારે માટે કશી ચિંતા રાખશો માં. આ મારા નિશ્ચયમાં ભંગ કરશો નહીં. મારા ધન્ય ભાગ્ય કે આવા તપસ્વિ મહા મુનિ જેવા મારે પતિ થશે. તેની સેવાવડે મારો ઉદ્ધાર થશે. એ મહા મુનિને ઉપરથી અંધ અને વૃદ્ધ જાણી, અંધ અને વૃદ્ધ જાણશો નહીં. તે જ્ઞાન ચક્ષુએ કરી સર્વ દેખે છે, અને તપોબળે કરી તે યુવાન છે. એ તમો નક્કી જાણજો. માટે આ મુનિને મારૂં કન્યાદાન આપો.

સુકન્યાનાં આવાં વચન સાંભળી રાજા અને મંત્રિમંડળ સૌ ઘણા આશ્ચર્ય પામ્યા, અને ઘણા પ્રસન્ન થયા. રાજા અને મંત્રિમંડળ ઋષિના આશ્રમમાં

ગયા. તેમણે પ્રણામ કરી કહ્યું કે હે મુનિ ! આપની સેવા કરવા આ મારી પુત્રી આપને અર્પણ કરૂંછું. તે આપ વિધિસર ક્રિયા કરી ગ્રહણ કરો. આ પ્રમાણે કહી શર્યાતિ રાજાએ વિવાહની વિધિ કરી મુનિને કન્યાદાન આપ્યું. તેથી મુનિએ રાજી થઇ આશીર્વાદ આપ્યો. રાજાએ પહેરામણી આપવા માંડી તે મુનિએ લીધી નહીં. રાજા તથા સૈન્યે ખુશી થતાં પોતાને ઘેર જવાની તૈયારી કરી. ત્યારે સુકન્યાએ કહ્યું કે, પિતાજી ! મારાં ઉત્તમ વસ્ત્રો, ઘરેણાં વગેરે સર્વ અલંકારો લઇ જાઓ. હું મુનિની સ્ત્રી તપશ્ચર્યાને યોગ્ય વેષ ધારણ કરી મારા પતિની સેવા કરીશ. તેથી ત્રિલોકમાં આપની કીર્તિ અચળ રહેશે. હું પરલોકના સુખને માટે મારા પ્રિય પતિની અહોનિશ સેવા કરીશ અને જેમ સતી સીતા, સાવિત્રી, અનસૂયા; લક્ષ્મીજી, પાર્વતીજી, વગેરે સતીઓએ પોતાના પતિમાં પ્રેમ રાખી પોતાનું શિયળ ભંગ થવા દીધું નથી, તેમ હું મારા પ્રિયપતિ ચ્યવન મુનિની ધર્મપત્નિ થઈ છું, તો હું મારૂં શિયળ સાચવી પતિ સેવામા તત્પર રહીશ. હું મારો પતિવ્રતા ધર્મ ગમે તે થશે પણ ચુકીશ નહીં, આપ મારે વિષે કંઇ પણ ચીંતા કરશો નહીં.

સુકન્યાનાં આવાં વચનો સાંભળી રાજાને હર્ષનાં આંસુ આવી ગયાં, તેને વલ્કલ અને મૃગચર્મ પહેરેલાં જોઇ રાણીઓ પણ હર્ષનાં આંસુ પાડી રોવા લાગી. આ વખતે સર્વ વ્યાકુળ ચિત્તે થઇ ગયાં. સુકન્યાને મુનિ પાસે રાખી તેની રજા લઇ સર્વ શહેરમા આવ્યાં. રાજાના ગયા પછી ધર્મમાં એક નિષ્ઠાવાળી સુકન્યા અગ્નિહોત્રના કાર્યમાં પતિને મદદ કરી સેવા કરવા લાગી. નિત્ય વનમાં જઇ ફળ ફુલ, કંદ, મૂળ અને લાકડાં વગેરે લાવી હાજર કરતી. નાહાવાને પાણી, પેહેરવાને વસ્ત્ર, અને બેસવાને મૃગચર્મ એ સર્વ તૈયાર રાખતી. પ્રાતઃકાળે અને સાયંકાળે નિત્ય કર્મ કરવાની જવ, તલ, દર્ભ, પંચપાત્ર, ભસ્મ, કમંડળ વગેરે સામગ્રી લાવી સમીપે મૂકતી. નિત્યકર્મ થયા બાદ નિત્ય નિમિત વખતે ભોજન કરાવતી અને સુવાને વખતે શય્યા તૈયાર કરતી. આ પ્રમાણે થયા પછી પતિની આજ્ઞા લઇ પોતે ફળાહાર કરતી. આ સિવાય પતિ જે આજ્ઞા કરે તે કરવા તૈયાર રહેતી. પતિને નિત્ય નિવૃત્તિના પ્રસંગે પતિવ્રતાના ધર્મ પૂછતી. ઉષ્ણકાળમાં પંખાથી પવન નાંખતી અને શીતકાળમાં અગ્નિ સળગાવી તપાડતી. બે ઘડી રાત્રિ હોય તે વખતે પતિથી પહેલાં ઉઠતી ને સર્વ સામગ્રી નિત્ય પ્રમાણે કરતી. આશ્રમમાં કોઇ પણ અતિથિ આવે તો તેનો પ્રેમપૂર્વક આદરસત્કાર કરતી. પતિને સદા સંતોષી પોતે આનંદમાં રહેતી.

એક પ્રસંગે સૂર્ય પુત્ર અશ્વિની કુમાર રમતા રમતા ચ્યવન મુનિના આશ્રમ પાસે આવ્યા. તે વખતે મનોહર રૂપવંતી સુકન્યા સ્નાન કરી આવતી હતી, તે તેના જોવામાં આવી. દેવકન્યા સરખી તે કન્યાને જોઇ અશ્વિનીકુમારે પાસે જઇ કહ્યું, હે સુંદરી ! ઉભી રહે ? હું પુછું તેનો જેવો હોય તેવો ઉત્તર આ-

પજે. તું કોની દીકરી છે ? તારો પતિ કોણ છે ? તું આ સરોવરમાં સ્નાન કરવા કેમ આવી છે ? તું લક્ષ્મી જેવી મહા તેજસ્વિ છે, તારા સુકોમળ પગ પૃથ્વી પર મૂકી ચાલે છે, તેથી મારા મનમાં ઘણો ખેદ થાય છે. સુંદરી ! તું વિમાનમાં બેસવા યોગ છે, તે તું આ પગે કરી વનમાં કેમ ચાલે છે ? સુંદર વસ્ત્ર ધારણ કર્યા વગર આ વલ્કલ કેમ પહેરે છે ? અને આ વનમાં કેમ આવી છે ? સખી સાથે કેમ નીકળતી નથી ? તું કોઇ રાજ્ય કન્યા છે કે અપ્સરા છે ? તારો જે માબાપને ઘેર જન્મ થયો હશે તેનાં ધન્ય ભાગ્ય સમજું છું. તારો પતિ પણ માહા ભાગ્યશાળી હોવો જોઇએ. સુંદરી ! જે હોય તે સત્ય કહે.

સુકન્યાએ અશ્વિનીકુમારનાં આવાં વચન સાંભળી કહ્યું કે,—હે માહાત્મા ! હું શર્યાતિ રાજાની કન્યા છું. માહાત્મા ચ્યવન મુનિની પતિવ્રતા સ્ત્રી છું. મારા પિતાએ મુનિ સાથે પરણાવી છે. મારા પતિ મોટા તપસ્વી છે, પરંતુ તે અંધ અને વૃદ્ધ છે. તેથી હું અહોનિશ પતિ સેવામાં હાજર રહું છું. હું સ્નાન કરવા ગઇ હતી, ત્યાંથી આશ્રમમાં જાઉં છું. આપ કોણ છો ? અહીં શા માટે આવ્યા છો ? મારા પતિ આશ્રમમાં છે; ત્યાં આપ પધારી અમારો આશ્રમ પવિત્ર કરશો. અશ્વિની કુમારે તેનાં આવાં મધુર વચન સાંભળી કહ્યું કે—પતિવ્રતે ! તારા પિતાએ આવા અંધ તપસ્વીને કન્યાદાન કેમ આપ્યું ! આકાશમાં વાદળાંની ઘટા હોય ને તેમાં જેમ વિજળીનો પ્રકાશ સારો દેખાય છે, તેમ તું આ ઘટ અને શોભાયમાન વનમાં વિજળીની પેઠે શોભે છે. તારા જેવી સુંદર અંગવાળી કન્યા અમે આજ સુધી ક્યાંએ દીઠી નથી. હે સુંદર કેશવાળી ! તું ઉત્તમ વસ્ત્ર ધારણ કરવાને યોગ્ય છે. આ વલ્કલ અને મૃગચર્મ ધારણ કરવાને તારૂં અંગ યોગ્ય નથી. અરે ! ખરેખર દૈવની ગતિ ન્યારી છે. તેની અદ્‌ભૂત કળા કોઈના જાણવામાં આવતી નથી. તારા જેવી વિશાળ નેત્રવાળી એ આ વનમાં રહી, અંધ અને વૃદ્ધ પતિને સેવવા યોગ્ય નથી. તું શા માટે આ વનમાં દુઃખ ભોગવે છે ? આ પતિ સાથે તું શોભતી નથી. તારી અવસ્થા યુવાન છે. તેને આવો અંધ અને વૃદ્ધ પતિ વિધાતાએ આપ્યો ! ખરેખર વિધાતા પણ ઓછી સમજણી લાગે છે. આવા પતિ સાથે તું કેમ રહી શકે છે ? આવા પતિની સેવા કરી તારી અવસ્થા શા માટે ફોકટ કાઢે છે ? તારૂં ભરણ પોષણ કરવામાં પણ તે અસમર્થ છે. માટે ભાગ્યહીન પતિ શા માટે સેવે છે ? આથી તું રાજ્યકન્યા થઈ સંસાર સુખ જાણે છે છતાં દુર્ભાગણી થઈ આ મનુષ્ય વગરના વનમાં ફોકટ વખત શા માટે કાઢે છે ? તું સંસાર સુખ ભોગવવા માટે અમારા બેમાંથી એકને પતિ કર. આ વૃદ્ધ અને અંધને છોડીને દેવતાઓના સુશોભિત બાગમાં અનેક પ્રકારનાં સુખ ભોગવ.

સુકન્યા તેમનાં આવાં વચન સાંભળી ક્રોધાવેશમાં આવીને કોપાયમાન થઇ ગઇ; પરંતુ ધીરજ રાખી બોલી કે,—દેવ ! તમે સૂર્ય પુત્ર થઇને શું તમે દેવ-

તાઓમાં માન પામેલી ધર્મિષ્ટ સ્વભાવવાળી સતી સ્ત્રીઓના ધર્મ જાણતા નથી ! હું મારા સતી ધર્મમાં વર્ત્તનારી છું. તેને આવાં વચન તમારે કહેવા યોગ્ય નથી. મારા પિતાએ મને યોગ્ય ધર્મ પાળનાર મહાત્મા ચ્યવન ઋષિને આપી છે. તેની હું પૂજ્ય ભાવથી સેવા કરૂં છું. આ સૃષ્ટિમાં ગમે તો દેવ, મનુષ્ય, કે ગાંધર્વ હોય, તો પણ સતી સ્ત્રીને પોતાના સ્વામીનાથ સિવાય કોઈ વહાલો નથી. સતીને પોતાનો સ્વામી ગમે તેવો ગજ્યો હોય, તોપણ તેને તેજ દેવરૂપ છે. એવી ભાવના રાખી નિત્ય તેની આજ્ઞામાં રહી સેવા કરે તોજ સ્ત્રીનું કલ્યાણ છે. કશ્યપથી ઉત્પન્ન થયેલા કર્મના સાક્ષી સુર્યદેવ ત્રણે લોકમાં સાક્ષી રૂપે જોયા કરે છે. તેના આપ પુત્ર તે મને દુષ્ટ સ્ત્રીઓએ આચરેલો માર્ગ બતાવો છો ! આવી રીતે બોલવું આપ સરખાને યોગ્ય નથી ! ! સારા કુળની કન્યા પોતાના પતિનો ત્યાગ કરી બીજો ગમે તેવો પુરૂષ હોય, તોપણ તેને ભજેજ નહીં. કે સામું પણ જુએ નહીં. તમે દેવ આ અસારસંસારમાં ધર્મનો નિર્ણય સારી પેઠે જાણો છો; છતાં આવા અઘટીત વાક્યો બોલો છો ! ! સદ્‌ગુણી પુરૂષના મોંમાં આવાં વચન ઘટે નહીં. ખેર ! તમે સતીનો ધર્મ જાણો છો, માટે તમારી જ્યાં ઇચ્છા હોય ત્યાં તરત જતા રહો. નહીં જાઓ તો હું તમને શાપ દઇશ.

**અશ્વિની કુમાર** તેમનાં આવાં વચન સાંભળી અત્યંત આશ્ચર્ય પામ્યા, આ સતી શાપ આપશે અને મુનિશ્વર કોપ કરશે, એમ જાણી કહ્યું કે, પતિવ્રતે ! અમે તમારી પરીક્ષા જોવા માટેજ આવાં વચનો કહ્યાં છે, માટે ક્ષમા કરો. અમે તમારો ધર્મ જોઇ અત્યંત પ્રસન્ન થયા છીએ. માટે વરદાન માગો. તમારા કલ્યાણ માટે તમે જે માગશો તે અમે આપીશું. અમે દેવતાઓના મોટા વૈદ્ય છીએ, માટે તમારા પતિને અમારા જેવાજ જુવાન, રૂપાળો અને દેખતો કરીશું. અમારા જેવુંજ તેનું સ્વરૂપ થઇ જશે. અમે ત્રણે એક સરખા થઇ જઇશું. તેમાંથી તમે તમારા પતિને શોધી લેજો.

અશ્વિનીકુમારનાં આવાં વચન સાંભળી સુકન્યા વિસ્મય પામી, પોતાના પતિ પાસે જઇ કહ્યું કે, સૂર્યના પુત્ર એ અશ્વિનીકુમાર નામના દેવ આપના આશ્રમમાં આવ્યા છે, તે કહે છે જે તારા પતિનું શરીર ઔષધથી અમારા જેવું દિવ્ય કરી દઇએ, પછી અમારા ત્રણમાંથી પતિ શોધી લેજે; એ અદ્‌ભૂત કાર્ય વિષે શું કરવું તે કહો. આ કાર્ય પ્રપંચ જેવું હોય તો હું જાણુતી નથી, કારણ દેવતાઓની માયા જાણવી અશક્ય છે. માટે જેવી આપની મરજી હોય તેમ કરીએ. ચ્યવનમુનિએ આ સાંભળી કહ્યું કે, તું અહીં તેડી લાવ. તેમના કહેવા પ્રમાણે હાપાડવી. તેમાં શંકાવું નહીં—પતિની આજ્ઞા પ્રમાણે તેમને આશ્રમમાં તેડી લાવી. ઋષિએ અશ્વિનીકુમારના કહેવા પ્રમાણે ઔષધ કરવાથી રૂપ સુંદર અને યુવાન જેવા થયા, અંધાપો દુર થયો. ચ્યવન મુનિએ અશ્વિનીકુમારને કહ્યું કે, દેવ ! તમે મારા

ઉપર ઘણો ઉપકાર કર્યો છે. મારો અંધાપો અને વૃદ્ધપણું દૂર કરી યુવાની સાથે સ્વરૂપને પણ આપ્યું. માટે જે ઘણી ઉપકાર કરે તેને સામો ઉપકાર ન કરે તેને ધિક્કાર છે. માટે આપ માગો, તે હું આપીશ. ચ્યવનમુનિનાં આવાં વચન સાંભળી અશ્વિનીકુમારોએ કહ્યું કે, અમારે દેવતાઓ સાથે સોમપાન કરવાની ઇચ્છા છે, જ્યારે બ્રહ્માએ મેરૂપર્વત ઉપર યજ્ઞ કર્યો, ત્યારે ઇંદ્રે અમને વૈદ્યપણાને લીધે અધમ જણાવી સોમનું પાત્ર લેવા ના પાડી; માટે તમારાથી બને તો અમને સોમપાન કરાવશો. તેથી અમને ઘણોજ સંતોષ થશે. ચ્યવન મુનિએ શર્યાતિ રાજાના યજ્ઞમાં તે પ્રમાણે કરાવી દેવાની હા પાડી, તેથી તેઓ ખુશી થઇ સ્વર્ગ પ્રત્યે ગયા.

એક વખતે શર્યાતિ રાજાની સ્ત્રીએ રાજાને પોતાની પુત્રી કેવી સ્થિતિમાં હશે તેનો તપાસ કરવો જોઇએ, એવું કહેવાથી શર્યાતિ રાજા રથમાં બેસી મુનિના આશ્રમમાં આવ્યો. ત્યાં દેવ સરખા કાન્તિવાળા મહા તેજસ્વિ મુનીશ્વરને જોયા. આ જોઈ રાજા ઘણો વિસ્મય થયો, ને વિચારવા લાગ્યો કે, પુત્રીએ કાંઇ નીચ કર્મ કર્યું કે શું ? જગતમાં જેની પુત્રી નીચ થાય, તેના જીવતરને ધિક્કારછે. મનુષ્યને સર્વ પાપના ફળ રૂપ દીકરી દુઃખ દેવા વાસ્તેજ જન્મે છે. મેં મારા સ્વાર્થ સારૂ વૃદ્ધ અને અંધને દીકરી દીધી એ મેં ઘણુંજ નીચ કર્મ કર્યું. હવે મારે શું કરવું ? એ પ્રમાણે રાજા ચિંતા કરવા લાગ્યો. તેવામાં દૈવ ઇચ્છાથી સુકન્યાની દૃષ્ટિ તેનાપર પડી, ત્યારે પ્રેમથી કહ્યું કે પિતાજી ! આ સ્વરૂપે સુંદર ને વયે યુવાન મુનિને જોઇ શું વિચાર કરો છો ? તમે કેમ ચિંતામાં ગરકાવ લાગો છો ? સુકન્યાનાં આવાં વચન સાંભળી રાજા ક્રોધાવેશમાં બોલ્યો—પુત્રી ! ચ્યવન મુનિ ક્યાં છે ? અને આ યુવાન કોણ છે ? તે તરત જણાવ, મને ઘણો સંદેહ પડયો છે. આવાં પિતાનાં વચન સાંભળી તેને પ્રેમપૂર્વક પોતાના પ્રાણપતિ મુનીશ્વર પાસે લાવી બોલી. પિતાજી ! આ તમારા જમાઇ ચ્યવન મુનિ છે. તેમાં કંઈ સંશય રાખશો માં. અશ્વિનીકુમારની કૃપાથી આવો સુંદર દેહ થયો છે. હું તમ સરખા ધર્મીષ્ઠ રાજાની પુત્રી થઇ, મારો પ્રાણ જાય તોપણ કદી પાપ કર્મ કરૂં નહી. આ ભૃગુ પુત્ર મહાત્મા ચ્યવન મુનિને સર્વ વૃત્તાંત પૂછો. તો તે કહી સંભળાવશે. પછી ચ્યવન મુનિએ રાજાને સર્વ વાત કહી સંભળાવી. તેથી રાજા ઘણો ખુશી થયો. અશ્વિનીકુમારને ઉપકારના બદલામાં સોમપાન કરાવીશ, એવું વચન આપ્યું છે; માટે યજ્ઞની તૈયારી કરો. આ પ્રમાણે સાંભળી રાજા ખુશી થયો. વશિષ્ઠ વગેરે ઋષિઓને તેડાવી યજ્ઞનો આરંભ કર્યો. તેમાં ઇંદ્ર વગેરે દેવોને પોતાના તપોબળથી પ્રસન્ન કરી, અશ્વિનીકુમારોને સોમપાન કરાવ્યું. આ મહાત્મા મુનિનું તપોબળ અને સુકન્યાનું સતીત્વ જોઇ સર્વ દેવતાઓએ તેમની સ્તુતિ કરી, સૌ સૌને આશ્રમે ગયા. અહા ! ધન્ય છે સુકન્યાને ! ! !

## સુભદ્રા.

આ સાધ્વી સ્ત્રી **શ્રીકૃષ્ણ** ભગવાનની બેન થાય. તેનો વિવાહ **પાંડુ પુત્ર અર્જુન** સાથે કર્યો હતો. સોનું અને સુગંધ કદી સાથે ન હોય અને હોય તો પછી તેના શું વખાણ કરવાં ! તેમ આ જોડું સોનું ને સુગંધ સાથે મળ્યા જેવું જોડાયું હતું. **સુભદ્રા** રૂપ ગુણે અને જ્ઞાન વગેરેમાં સંપૂર્ણ હતી. તેમ અર્જુન પણ તેવાજ હતા. પતિ પત્નીનું જોડું સર્વ પ્રકારે યોગ્યજ મળ્યું હતું. બંનેમાં પરસ્પર પ્રેમ ઘણોજ હતો. એક વખતે **સનકાદિ** ઋષિ સર્વ સ્ત્રીઓનો પતિવ્રતા ધર્મ જોતા જોતા સુભદ્રાનું સતીત્વ સાંભળી તેમના પવિત્ર સ્થાને આવ્યા. સતીએ તે મહાત્માનું યથાવિધિ પૂજન કરીને નમસ્કાર કર્યા અને ભોજન કરાવ્યું. નમસ્કાર કરતાં તેના કપાળનો ચાંડલો ઋષિના અંચલે ચોપડાયો. આ જોઇ અન્ય સ્ત્રીઓએ તેના પર આળ ચડાવ્યું. સુભદ્રા ખરેખરે સતી હતી, તેણે કહ્યું, હું પતિ સેવા અને ઇશ્વર ભક્તિ સિવાય બીજું કશું જાણુતી નથી. ત્યારે તે સ્ત્રીઓએ કહ્યું કે; જો તું સતી હોય તો તારૂં સતીત્વ બતાવ ! આ પરથી સુભદ્રાએ ઇશ્વરની આરાધના કરી કે જો હું શુદ્ધ પતિવ્રતા હોઉં, તો મને આ કલંકથી મુક્ત કરો ! દેવોએ કહ્યું, હે સતી ! તું મુઝા માં ! એમ કહી અનેક રીતે દિલાસો આપ્યો અને તે ખરી પતિવ્રતા છે; એમ સર્વને ખાતરી કરી બતાવી. એ પરથી એ શુદ્ધ સતી ઠરી.

આ પવિત્ર સતીને પેટે મહા પરાક્રમી ધીરવીર પુત્ર **અભિમન્યુ** જન્મ્યો. તે નાની વયમાંજ મહાભારત જેવી મોટી લડાઇમાં સાત કોઠાની લડાઇમાં લડયો હતો. તેમાં તેણે પોતાનું વીરપણું બતાવી આપ્યું હતુ. સાત કોઠાની લડાઇનું જ્ઞાન તેને માતાના ગર્ભમાંજ થયું હતું એટલે સ્વાભાવિક હતું. એવું મહાભારતમાં જણાવેલું છે. જ્યારે અભિમન્યુ લડતાં રણમાં પડયો, ત્યારે સુભદ્રાએ ઘણોજ વિલાપ કર્યો છે. જે સાંભળીને મોટા મોટા ધીરવીર અને કઠણ કાળજાના મહાવીર પુરૂષોનાં હૃદય પણ પીગળી ગયાં હતાં અને તડોતડ હથિયાર છોડી સ્તબ્ધ બની અશ્રુપાત કરવા લાગ્યા હતા. આવા તેના આક્રંદથી **કૌરવ પાંડવ** બંનેના લશ્કરમાં હાહાકાર વ્યાપી રહ્યો હતો. તેના વિલાપથી **ભીમ** જેવા મહાભડવીર પુરૂષે પ્રતિજ્ઞા કરી કે, જેણે અભિમન્યુને માર્યો છે, તેને આજ સાંજ સુધીમાં મારી તેનું લોહી પીઉં તોજ મારે જીવવું, નહીં તો મારે બળી મરવું. તેનાજ અત્યંત વિલાપથી **અર્જુન** જેવા બાણાવળીને અને તમામ સૈન્યને મહાશૂર ઉત્પન્ન થયું. તેણે કરી **કૌરવો**નો સંહાર થયો.

સાધ્વી સુભદ્રામાં પારલૌકિક ઉચ્ચ ભાવ ઘણોજ વખાણવા લાયક હતો, એવું તેના વિલાપ સમયનાં વચનોથી જણાઇ આવે છે. તેણે વિલાપ કરતાં કહ્યું છે કે,—"હે વત્સ ! સંયવ્રત મુનિયો બ્રહ્મચર્યથી, અને પુરૂષો એક પત્નિ પરિ-

મહથી જે ગતિ મેળવે છે તે ગતિ તમે મેળવો. ભુપાળો, સરદારો, અને ચાર વર્ણના મનુષ્યો પુણ્યના સંરક્ષણથી જે સનાતન ગતિને મેળવે છે, તે ગતિને તમે મેળવો. જેઓ ગરીબ પર દયા દેખાડે છે, જેઓ સત્ય સંવિભાગ કરે છે, જેઓ પશુનતાથી નિવૃત્ત થાય છે, જેઓ સર્વદા યજ્ઞાનુષ્ટાન, ધર્મમાનુશીલન, અને ગુરૂ સેવામાં લાગેલા છે, અતિથિઓ જેની પાસેથી વિમૂખ થતા નથી. જેઓ ઘણુ કષ્ટમાં પડયા છતાં, અને શત્રુ શોકાગ્નિમાં દગ્ધ થવા છતાં, પોતાની ધીરજથી રક્ષા કરે છે, જેઓ સર્વદા માબાપની સેવામાં લાગેલા છે, અને જેઓ પોતાની પત્નિમાં નિરંત હોય છે, જેઓ મત્સર વગરના થઇને સર્વ ચાકરના પ્રતિ સમદૃષ્ટિ રાખે છે, અને સર્વ શાસ્ત્ર જ્ઞાનતૃપ્ત જીતેંદ્રિય સાધુઓ વગેરેને જે ગતિ મળેછે, તે ગતિ તમોને પણ મળો" અહા ! શું ઉચ્ચભાવ ! ! !

સતી **સુભદ્રા** અને સતી **દ્રૌપદી** એ બંને એકજ સંબંધમાં હતાં, પણ તેમાં કોઇ દિવસે પણ જરા વિક્ષેપ જેવું થયું નથી. તેમજ **કુંતાજી** જેવી સાધ્વી સાસુજીને પણ કોઈ પ્રસંગે જરા કટુ વચન કહ્યું નથી. તે સદા સાસુજીની આજ્ઞાને અનુસરીને ચાલતાં, અને માન્ય રાખી સેવા કરતાં, સુભદ્રા પણ પોતાની પુત્ર વધૂ **ઉત્તરાકુંવરી**નાપર પોતાની દીકરીના જેવો ભાવ રાખી રાજી રાખતી. તેમજ કુટુંબ પ્રત્યે કદી કડવી થતી નહીં. વગેરે તેમની વર્તણુકથી ઉત્તમ હતી.

આહા ! ધન્ય છે **માતાદેવકીજી**ને, કે જેના પેટે આવું પુત્રી રત્ન પેદા થયું !

---

## ગાંધારી.

આ સાધ્વી **ગાંધાર** ( કંદહાર ) દેશના રાજા **સુબળ**ની કન્યા, તેનો વિવાહ **હસ્તીનાપુર**ના રાજા **ધૃતરાષ્ટ્ર** સાથે કર્યો હતો. તે માયાળુ, ધાર્મિક નીતિવાન અને જ્ઞાની હતી. પતિ ધૃતરાષ્ટ્ર અંધ હોવાથી પતિના દુઃખે દુઃખી થવું, એ પોતાનો ધર્મ જાણી, એક આંખે પાટો બાંધી રાખતી હતી. એવી ધારણથી કે અંધ પતિને જોઇને તેના ઉપર કદી પણ અરૂચી થવામાં પામે નહિ અને તેથી પોતાનું પતિવ્રત બરોબર જાળથી શકાય. વાહ ! ધન્ય છે ! સતી ગાંધારીને કે જેણે પોતાના પતિવ્રત પણા માટે એવું દુઃખ ઉમંગથી સહન કર્યું. અને પતિવ્રતાના ધર્મ પ્રમાણે પ્રેમ પૂર્વક તેની સેવા કરતી.—તેની આવી પતિભક્તિ જોઇ મહાત્મા **વ્યાસજી**એ તેનાં ઘણાં વખાણ કર્યા છે. સતી **ગાંધારી**એ **કુરૂક્ષેત્ર**ની લડાઇ પહેલાં પોતાના પતિ પ્રત્યે દુર્યોધન વગેરે પુત્રનાં અધર્માચરણનું વર્ણન કરતાં કહ્યું છે કે,—" સ્વામી ! રાજ્ય લોભથી **પાંડવો** સાથે જુગટું રમી તેને છેતરી જીતવું, સાધ્વી દ્રૌપદીને સભા સમક્ષ સહન ન થઇ શકે,

તેવી રીતે દુઃખ દેવું, પાંડવોને કોપાયમાન કરવા, વનવાસ મોકલી નાશ કરાવવો, વગેરે પુત્રોના અધર્માચરણથી કુળના ક્ષય સાથ ઘણું અનિષ્ટ ફળ થશે; કેમકે અંતે "**ધર્મે જય ને પાપે ક્ષય**" થાય છે. આ વાક્ય કદી પણ જૂઠાં ન સમજવાં. કદી પણ અધર્મનો જય નથી. આ દુર્યોધન ખરેખર કુટુંબ કલેશ કરી કુળનો ક્ષય થાય એવું કરે છે. પાંડવોમાં અને કૌરવોમાં ભિન્ન ભાવ હોવો ન જોઇએ, વગેરે, વગેરે ઘણું કહ્યું છે. તેમજ પુત્રોને ઘણું સમજાવ્યું, પણ તેણે માન્યું નહિ. નહિ માનવાથી તેનું પરિણામ ઘણુંજ માઠું આવ્યું. કૌરવો મરાણા, પાંડવોનો જય થયો. સતીએ પોતાના સો પુત્ર મરાણા સાંભળી ઘણો કલ્પાંત કર્યો. પોતાના પુત્રોએ દ્રૌપદીને ઘણું દુઃખ દીધું, તે માટે દ્રૌપદી પાસે જઇ ક્ષમા માગી. કૌરવોનો સંહાર થવાથી કુન્તાજી, ગાંધારી અને દ્રૌપદીએ પરસ્પર ઘણો શોક કર્યો. અંતે તેણે પુત્રના શોકસાગરમાં ગરકાવ રહી પ્રાણ મુક્ત કર્યો.

આ સાધ્વીનો મનોભાવ ઘણો ઉચ્ચ હતો. તેણે પોતાની સો વહુઓને એવી ઉત્તમ કેળવણી આપી હતી કે, તેઓ કદી પરસ્પર કુસંપ કરી લડી હોય એવું કોઇના જાણવામાં આવ્યું નથી. આ વગેરે ગુણોથી તે જગતમાં દૃષ્ટાંતરૂપ નામના રાખી ગઇ છે.



## લોપામુદ્રા.

આ પવિત્ર સતી વૈદિકકાળમાં **વિદર્ભરાજાને** ત્યાં અવતરી હતી, હાલ જેમ કુંવરીઓ રાજ વૈભવમાં પડી બાલ્યાવસ્થાનો અમૂલ્યકાળ એશઆરામ અને રમત ગમતમાં ગુમાવી, જ્ઞાન વધારવામાં બેદરકાર રહે છે, અને તેમના માબાપ પણ એ તરફ ઓછું ધ્યાન આપે છે; તેમ પ્રાચીનકાળમાં નહોતું. એ કાળમાંતો પુત્ર પુત્રી યોગ વયે આવતાં કે, તેમને વિદ્યાભ્યાસ કરાવવા પ્રથમ લક્ષ આપતા. આ રીતે લોપામુદ્રાને પણ તેના પિતાએ ધર્મ નીતિ વગેરે વિદ્યાનું અધ્યયન કરાવ્યું હતું. તેથી તે ઘણી હુશિઆર અને સદ્‌ગુણી થઇ હતી. લોપામુદ્રાના પિતાની સમૃદ્ધિ અને શક્તિ ઘણીજ હતી. હમેશાં લોપામુદ્રા પાસે ઘણી દાસીઓ રહેતી. તેઓ તેને બગાસું આવતાં ચપટીઓ વગાડી ચેતવતી, છીંક આવતાં ખમા ! ખમા ! કરતી. હાં કહેતાં હજાર દાસીઓ આવી હાજર થતી, ઝગઝગાટ કરતા મણિમય મહેલમાં સોનાના રત્ન જડીત હીંડોળે હીંચવાનું હતું, તેનું શરીર હીરા મોતીથી ભરેલી રેશમી સુંદર સાડી અને ઝવેરાતના વિવિધ અલંકારોથી આચ્છાદિત થઇ રહેતું. પોઢવાને છત્રી પલંગ હતો. કદી પાલખી વિના પગે ચાલતી નહીં. એશઆરામ માટે વાડી, ગાડી પુષ્કળ હતી વગેરે વૈભવ હતો, છતાં તે પોતાનો અમૂલ્ય વખત નરામો એશઆરામમાં ગુમાવતી નહીં. તેને વિદ્યાપર વિશેષ

વાસ્નપ હતી. તેથી ઘણો વખત વિદ્યા વધારવામાંજ ગાળતી અને પોતાનો જન્મ શી રીતે સફળ થાય, તે સંબંધિ ચિંતવન કરતી.

હાલ રાજાઓ પોતાની કુંવરીઓને મોટાં મનાતાં રજવાડામાં દેવામાં વધારે વડાઇ ગણે છે, પછી તે રાજકુમાર ગમે તેવા ગુણનો હોય, બે ચાર કે તેથી અધિક ઓઓને પરણેલો હોય, તોપણ તેની દરકાર નહીં રાખતાં તેવા સાથે પરણાવી દુઃખરૂપી કૂવામાં નાંખે છે. તેથી અનેક ભેગી એક આ બિચારી પણ સંસારનો કશો લાહવો ન લેતાં ઓઝલરૂપી કેદખાંનામાં પડી સડે છે. તેમને નથી મળતું પતિ તરફનું પૂર્ણ સુખ, કે નથી મળતું યોગ્ય રીતે હરવા ફરવાનું, કે નથી મળતું પતિ સહવાસમાં રહી પ્રીતિ સંપાદન કરી પત્ની ધર્મ બજાવવાનું સુખ. આથી તેઓ બિચારી જેમ તેમ કરી પોતાનો ભવ પૂરો કરે છે. પ્રાચીનકાળમાં તેમ નહોતું. તે વખતે તો રાજ સત્તા કે સમૃદ્ધિ બળ વગેરે કશું નહીં જોતાં, માત્ર જ્યાં પોતાની વહાલી પુત્રી સુખી થાય; ત્યાં એક પત્નીની ઇચ્છા રાખવાવાળા ગુણવાન પતિને શોધી, પુત્રીની પ્રસન્નતા પ્રમાણે પરણાવવામાં આવતી. તે રીતેજ લોપામુદ્રાને રાજ સમૃદ્ધિ વગરના પણ તે સમૃદ્ધિને હઠાવે એવી તપ સમૃદ્ધિવાળા, મહાત્મા મિત્રાવરૂણના પુત્ર અગસ્ત્યઋષિ જે મહાવિદ્વાન, તેજસ્વી, સદ્ગુણી અને તપસ્વી હતા તે સાથે પરણાવી હતી.

આ ઋષિની પ્રત્યક્ષ સમૃદ્ધિ જોઇએ, તો પોતાના રક્ષણને માટે પલાસના લાકડાનો દંડ, પાણી પીવાને કમંડલુ, રહેવા એક વનમાં ઝુંપડી અને પહેરવાને વલ્કલવસ્ત્ર, એટલુંજ ફક્ત હતું. તોપણ લોપામુદ્રા તેમાં વધારે સુખ માની રાજ વૈભવને તુચ્છકારી, પોતાના પિતા તરફથી સાસરવાસામાં રાજપુત્રીને યોગ્ય જે ઉત્તમ બાદશાહી વસ્ત્રાલંકાર વગેરે મળ્યું હતું તે બધાને દૂર ફેંકી, પોતાના પતિની સમૃદ્ધિને યોગ્ય વલ્કલવસ્ત્ર ધારણ કર્યાં. વાઘ, વરૂ, ચિત્તા, વગેરે ફાડી ખાનારાં પશુઓના ભયંકર શબ્દોથી ગાજી રહેલા અરણ્યમાં પતિ સંગે રહેવામાં પૂર્ણ સુખી માની આનંદથી તેની પાછળ પાછળ ચાલી નીકળી, જેણે કદી ટાઢ, તાપ, કે વરસાદ વેઠેલાં નહીં, કે પગે ચાલેલ નહીં; તેવી કોમળ અંગની સ્ત્રી મન, વચન અને કર્મથી સ્વામીની સેવામાં એક રૂપ થઇ દિવસ નિર્ગમન કરવા લાગી.

આ સાંભળી કોને આશ્ચર્ય ન થાય! જે સ્ત્રી રાજ વૈભવમાં ઉછરેલી, તે વનમાં યોગિનીને વેશે પતિ સંગે પોતાનું કર્ત્તવ્ય કર્મ કરવા ચાલી નીકળી! આહા! શાબાસ છે, સતી તને! અને શાબાસ છે તારા માતપિતાને કે તેમણે તારા જેવી પુત્રી રત્નને જન્મ આપ્યો!

સતી લોપમુદ્રા પતિની આજ્ઞાનુસાર રહી, તેમની છાયા પ્રમાણે સદા ચાલતી. સ્વેચ્છાએ કંઇ પણ કરતી નહીં. પતિને ભોજન કરાવ્યા પછી કરતી, સુતા પછી સુતી અને ઉઠ્યા પહેલાં ઉઠતી. સ્વામી કંઇ પણ કારણથી કહેતો તે ધીરજ

થી સાંખી રહી સામો ઉત્તર પણ વાળતી નહીં. પતિને યોગ્ય સલાહ અને મદદ આપતી. કદી અસંતોષી થતી નહીં. વળી તેનો એક એવો મોટો નિયમ હતો કે;—"પતિ, અતિથિ, ગાય, અનાથ, અને કુટુંબીઓને જમાડયા પછી જમતી." આ મહાન્ વ્રત તેણે જીંદગી પર્યંત પાળ્યું હતું. તે ઉત્સવ કે શુભકાર્યોમાં પતિની આજ્ઞા લઇ ધામધુંમથી કામે લાગતી અને પૂરૂં કર્યે મૂકતી; એવી તે ખંતીલી અને ઉત્સાહી હતી. તેના ધ્યાન, જ્ઞાનનો વિષય માત્ર ઇશ્વર અને પતિજ હતો. તેણે પોતાના પતિ પાસેથી તત્વજ્ઞાન મેળવ્યું હતું, અને તપશ્ચર્યા કરી દેહનો ક્ષય કર્યો હતો. તેણે પોતાની વિદ્વતાથી ઋગ્વેદનાં કેટલાંક ઋક્ રચેલાં છે. તેનાં ઘણાં પ્રમાણ વેદમાંથી મળે છે.

સતી **લોપામુદ્રાને** **દ્રઢસ્યુ** નામે એક માહા તેજસ્વી પુત્ર જન્મ્યો હતો. બાળપણથી ઇન્ધન એકઠાં કરતો હતો. તેથી તેનું નામ **ઇધ્મવાહ** પડયું હતું. **અગસ્ત્ય** ઋષિનો આશ્રમ એક જગ્યાપર નહોતો. **સુતીક્ષ્ણ** મુનિએ **રામને** જે પ્રકારનો માર્ગ બતાવ્યો હતો, તેપરથી જણાય છે, કે તેનો આશ્રમ દંડકારણ્યમાં હતો. આ અરણ્ય **ગોદાવરી** નદીના ઉત્તર કિનારા ઉપર છે. મહાભારતમાં તો તેનો આશ્રમ **ગયા** પાસે હતો એવું જણાવેલું છે. સતી લોપામુદ્રાએ પતિ સંગે ઘણા દેશ વિદેશમાં મુસાફરી કરી હતી. તેમજ સમુદ્ર પર્યટન પણ કર્યું હતું. આ ઋષિએ ઘણી શોધો કરેલી છે. **"अगस्त्य समुद्र पी गया"** આમ જે કહેવાય છે, તેની મતલબ એવી જણાય છે કે, આ ઋષિ પૃથ્વી પરના ઘણા સમુદ્રમાં ફરી વળ્યા હતા. આ સફરમાં તેણે પ્રથમ હોડી—**વહાણની** રચનાની શોધ કરી છે. આજ આપણે જે વાહાણો સંખ્યાબંધ જોઇએ છીએ તે બધો એ ઋષિની મૂળ શોધનોજ પ્રતાપ છે. એ વગેરેથી એ દંપતી ઘણી કીર્ત્તિ રાખી ગયાં છે.

---

## અહલ્યાજી.

પૂર્વે **બ્રહ્મા**એ સૃષ્ટી રચી ત્યારે આ એક સ્વરૂપે સુંદર મહા તેજસ્વિ કન્યા ઉત્પન્ન થઇ. તેનું નામ **અહલ્યાજી** પાડયું. સર્વે દેવો તેના રૂપગુણ પર મોહી તેને વરવાને ઇચ્છતા હતા, પરંતુ બ્રહ્માએ તેને સ્વયંવરથી **ગૌતમ** ઋષિ સાથે પરણાવી. આ ઋષિ મહાન્ વિદ્વાન, તપનિધાન, અને તત્વજ્ઞ હતા. તે પોતાની પ્રબળ શક્તિથી સર્વમાં માન પામી ઋષિ મુનિઓમાં અગ્રેસર ગણુતા હતા. સતી અહલ્યાજી પતિ ગૃહમાં આવી પતિસેવા, ગૃહકાર્ય, ધર્મોપદેશ, ધર્મ નીતિવાળાં કૃત્યો, અને તપ, ઇશ્વરભક્તિ વગેરે કરવા લાગી. તેથી સર્વ સતીઓમાં શ્રેષ્ટતાને પામી. સવારમાં નામ સ્મરણ કરવા યોગ્ય પૂજ્ય થઈ હતી. તેને **શતાનંદ** નામે પુત્ર અને **અંજની** નામે પુત્રી એ બે સંતાન થયાં હતાં. આ પતિ

પત્નીમાં પરસ્પર ઘણો પ્રેમ હતો. આ તપોબળી દંપતિ સર્વ પ્રકારે શ્રેષ્ઠતાને પામવાથી તેની કીર્તિ પૃથ્વીમાં પ્રસરી હતી. એ સર્વ પ્રકારે સુખી હતાં, તે સુખમાં ભંગ થવાનો વખત નજીક આવ્યો. ઇશ્વર ગતિ ગહન છે. તેની કળા કળી શકવાને કોઇ શક્તિવાન નથી. એ પળમાં ચાહે તે કરે. જગતનિયંતા કોઇનો ગર્વ રહેવા દેતો નથી. "સતી પીડાય". "સતીની કસોટી થાય." એ ખોટું નથી. ધાર્મિક અને સત્યવાનની પરીક્ષા લેવા ઇશ્વર અનેક સંકટરૂપ કસોટીપર ચઢાવેછે. તેમાં જે નહીં ગભરાતાં ધીરજ રાખી પોતાની નેક ટેક છોડતાં નથી, તે પાર ઉતરી પ્રભુને પ્રિય થાય છે, અને તે જગતમાં દાખલારૂપ થઇ પડે છે.

અહો! આ પવિત્ર દંપતિને પણ કસોટીપર કસાવાનો અવસર આવ્યો. સતી કદી ચૂકે નહીં, પણ ઇશ્વરની કળા આગળ કોઇનું ચાલતું નથી. દૈવઇચ્છાથી ઇંદ્રમાં દુષ્ટબુદ્ધિ ઉત્પન્ન થઇ. તે ગૌતમ ઋષિની ગેરહાજરીમાં તેનો તાદૃશ વેશ લઇ સતીને છળવા આવ્યો. સતી સુરમાયાના છળકપટથી ભૂલી તેને પતિ જાણ્યા. તેવામાં તરત ઋષિ ઘેર આવ્યા કે, સતીએ તરત ચેતી કપટીનું કપટ જાણી તેને ધિક્કાર આપ્યો. તથા ઋષિએ એ દુષ્ટ દુરાચારીને શાપ આપ્યો;—હે પાપી! તારા શરીરમાં સહસ્ર ભગ થાઓ તથા તું ઘણા કાળ સુધી નપુંસક રહો!" આવી શિક્ષાથી ઇંદ્ર ઘણા કાળ દુઃખીઓ રહ્યો. ઋષિએ સતીને પણ ગુસ્સે થઇ શાપ આપ્યો કે,—"તું સુરમાયામાં ભુલી પતિને ઓળખ્યા નહીં કે કપટીનુ કપટ જાણ્યું નહીં,—માટે તને મારો વિયોગ થાઓ." પતિની એવી શિક્ષાથી સતીએ દીનપણે કહ્યું, પ્રાણનાથ! ક્ષમા કરો! હું કપટીનું કપટ જાણી શકી નહીં, મેં તો આપજ જાણ્યા હતા. માટે દીન અબળાપર દયા કરી અનુગ્રહ કરો! "હું પાછી આપનું દર્શન ક્યારે પામીશ!" ઋષિએ દયા કરી કહ્યું;—તું રામચંદ્રજીના દર્શન પામ્યા પછી મને મળીશ." આ પ્રમાણે ઋષિ પ્યારી પત્નીના વિયોગથી ઘણા ઉદાસ ને દુઃખી થયા. ગૃહસ્થાશ્રમમાં આ પ્રમાણે વિઘ્ન આવી પડવાથી ઉદાસ થઇ, આશ્રમ અને સર્વસ્વ તજી મૃગચર્મ અને કમંડલું ફક્ત લઈ શોકાતુર ચિત્તે બદ્રીકાશ્રમમાં આવી; સતીને ફરી મળતાં સુધી તપ કર્યા કર્યું.

સતીનો ઘણાંક વર્ષે શ્રીરામચંદ્રજીના દર્શન પ્રતાપથી ઉદ્ધાર થયો. સતી એ શાપ મૂક્ત થઇ, શ્રીરામ ચરણમાં પડીને સજળ નેત્રથી ગદ્ગદ્ કંઠે થઇ તેને આશીર્વાદ આપ્યો કે;—"હું આપના દર્શન પ્રતાપથી મારા પતિને પામી. માટે તમો જનક કન્યા **સીતા** જે સાક્ષાત્ લક્ષ્મી રૂપ છે. તેને પામશો!" ગૌત્તમ ઋષિને સતી શાપથી મૂક્ત થયાના ખબર થયા કે, તરત જ્યાં શ્રી રામચંદ્રજી, વિશ્વામિત્ર, લક્ષ્મણજી, અને અહલ્યાજી હતાં ત્યાં આવ્યા. સતી પતિને નિહાળતાંજ ગદ્ગદ્ કંઠે થઇ ગઇ અને સજળ નેત્રે હર્ષભેર ભેટી પડી, પ્રેમથી પ્રણામ કર્યા. આ સ્થળે સર્વના મળવાથી હર્ષનો પાર રહ્યો નહીં. ઋષિ સર્વેને

એટી સતી અહલ્યાજીને પોતાને આશ્રમે તેડી લાવ્યા. શ્રીરામચંદ્ર, ગૌતમ ઋષિ, અને સતી અહલ્યાજી એ સર્વ દૈવી ગુણનાં હતાં, તેઓનો પ્રતાપ આજે પૃથ્વીમાં પ્રસિદ્ધ છે. સતીને પતિએ મોટી શિક્ષા કરી, છતાં મનમાં કંઇપણ અંટસ નહીં રાખતાં દીનપણાથી માગ્યું હતું કે;—પ્રાણનાથ! હું આપનાં ફરી દર્શન ક્યારે પામીશ??" આવાં વચનપરથી તેના પતિપરના અખંડ પ્રેમની તથા મોટાઇના દેવભાવની પરીક્ષા થઇ શકે છે. તેમજ ગૌતમ ઋષિનો પણ પત્નીપર પ્રેમ તેવોજ હતો. ઋષિએ પણ સતીના વિયોગથી ઉદાસ રહી, તેને ફરી મળતા સુધી તપશ્ચર્યા કર્યાજ કરી હતી. પતિને ફરી પામી કોઇ દિવસ પણ તેની શિક્ષાને મનમાં લાવ્યાં ન હતાં. સદા પવિત્ર પ્રેમ ભાવથીજ પતિ સેવામાં રહ્યાં હતાં. એ રીતે એ પવિત્ર પતિ પત્ની ગૃહસ્થાશ્રમનું અમૂલ્ય સુખ ઘણાં વર્ષ ભોગવી પૃથ્વીમાં પોતાનું નામ અમર રાખી ગયાં છે. આહા! શાબાસ છે, પવિત્ર દંપતિ તમારી મહત્વતાને!!! આ ઉપરથી સ્ત્રીઓએ ખૂબ સમજી રાખવું કે, દુરાચારી પાપીઓના પ્રપંચથી સાવધાન રહેવું. જરાપણ એવા પરાયા સંબંધમાં આવી પતિનો ગુસ્સો વહોરી લેવો નહીં.

---

## અરૂન્ધતી.

સતી અરૂન્ધતી મહાત્મા વશિષ્ઠ ઋષિની પત્ની થાય. તે બહુ વિદ્વાન અને પતિવ્રતા હતી. વશિષ્ટે તેને વેદ, ન્યાય, નીતિશાસ્ત્ર અને અધ્યાત્મજ્ઞાન વગેરેની ઉત્તમ કેળવણી આપી ને મહા બુદ્ધિવાન, ને જ્ઞાની બનાવી હતી. એ સતીએ વેદપર ભાષ્ય કર્યું છે, એ પતિ પત્ની બંને કેવળ ધર્મ સ્વરૂપજ હતા. તે પ્રથમ અવસ્થામાં વ્યવહારમાં નિપુણ હતી, પરંતુ પાછળથી ધર્મ વૈરાગ્યથી પતિ સહવર્તમાન હિમાલય ઉપર તપસ્વિનિના વેષમાં જઇ તપશ્ચર્યા કરી બાકીની અવસ્થા ગાળી હતી. આપણે કોણ! ને આ જગત્ શું! એ તથા ઇશ્વર સંબંધી જ્ઞાન તથા દૈહિકને માનસિક ધર્મોની ભિન્ન સમજણ કે, જે **સનક સનકાદિક** પૂર્વના મહાન્ ઋષિઓની હતી, તે એણે પ્રકાશિત કરી તથા આર્યોને જ્ઞાન માર્ગે દોર્યા, તેમજ વ્યવહારિક લાજ—મર્યાદાના વિષયપર વિવેચન કરવામાં અને આર્યો ઉપયોગી બને એવું સમજાવવામાં; પણ તેણે પતિ સાથે રહી ઘણો પ્રયત્ન કરેલો છે. તે પતિને ઘણી પ્રિય હતી. તેણે પતિને સર્વ કાર્યમાં સલાહ અને સહાયતા આપી સંતોષ્યા હતા. **વિવાહમંત્ર**માં લખ્યું છે કે;—"કન્યાએ વિવાહને સમયે એવું કહેવું કે, **અરૂન્ધતી** હું તમારી પેઠે મારા સ્વામીની સેવામાં મગ્ન રહું, એવી મારી પ્રાર્થના છે." આ ઉપરથી જણાશે કે, આ સતી અરૂન્ધતી કેવી પતિવ્રતાનારી હતી! અરૂન્ધતીને **શક્તિ** નામે પુત્ર હતો. તેને ઉત્તમ શિક્ષણ આપી વિદ્વાન બનાવ્યો હતો. આ શક્તિ પ્રખ્યાત **પારાસર**ના પિતા થાય. સતીને **શક્તિ** સિવાય

૧૪

બીજા ઘણા પુત્રો હતા. તે બધા મરણ પામ્યા છતાં અતિ ધીરજ ધરી, પતિને પણ ધીરજ આપતી. તે પોતાના અનેક ગુણોથી આર્યોમાં પ્રસિદ્ધ થઇ માનને પામી ગઇ છે.

## મૈત્રેયી.

આ ધર્મનિષ્ટ અને પવિત્ર સ્ત્રી મહાત્મા **યાજ્ઞવલ્કય** ઋષિની પત્ની થાય. તે બહુ ઇશ્વર ભક્ત અને પતિવ્રતા હતી; તેણે અધ્યાત્મિક જ્ઞાન રૂપી જળથી પોતાનું અંતઃકરણ શુદ્ધ કર્યું હતું, તે પોતાના પતિ પાસેથી જ્ઞાનોપદેશ લેતી, અને બીજાઓને સત્ ધર્મે ચાલવાનો ઉપદેશ કરતી હતી. મહાત્મા યાજ્ઞવલ્કઋષિને **કાત્યાયની** નામે બીજી પત્ની હતી. તેની સાથે સતી મૈત્રેયી ઘણીજ સ્નેહભાવ રાખીને વર્તતી હતી. યાજ્ઞવલ્કયમુનિએ **શુકલ અજુર્વેદ સંહિતા** અને **બૃહદારણ્યક ઉપનિષદ** નામે મોટા ગ્રંથ રચ્યા છે. આ ઉપનિષદમાંથી મૈત્રેયી સંબંધી કેટલીક ઉપયોગી હકીક મળે છે. એક વખતે યાજ્ઞવલ્કયઋષિએ પોતાની બન્ને સ્ત્રીઓને સંબોધીને કહ્યું કે;—"હવે મારી આખર અવસ્થા થઇ છે, માટે વનમાં જઇને ઇશ્વર સેવામાં બાકી રહેલું જીવન ગાળવું, એ મને કર્ત્તવ્ય જણાય છે. તો મારી બધી સંપત્તિ તમને બંને જણને સરખે હિસ્સે વેહેંચી આપું તે તમે લ્યો." આના જવાબમાં કાત્યાયની કાંઇ પણ બોલી નહિ; કારણ કે તે બિચારી કેવળ ગૃહકાર્યમાંજ કુશળ હતી. પરંતુ તેજસ્વિ બુદ્ધિની મૈત્રેયી બોલી કે;—"હે ! પ્રિયતમ પ્રભુ ! આ જગત્ જો ધનથી પરિપૂર્ણ થઇને મારા હાથમાં આવે તો તેનાથી હું શું નિર્વાણ પદ મેળવી શકું?" યાજ્ઞવલ્કયે કહ્યું;—" નહિં તમારૂં જીવન ધનવાનના સરખું થશે. ધનથી અમર થવાની આશા નથી " મૈત્રેયીએ કહ્યું:—"જેનાથી મારી અમર થવાની સંભાવના નથી, તે લેઇને હું શું કરૂં ? જેનાથી અમરપણું મેળવી શકું એવા બ્રહ્મજ્ઞાનનો ઉપદેશ તમે મને આપો. " હું તો જ્યાં આપ જશો ત્યાં આપની સેવા કરવામાંજ હાજર રહીશ. મારે તો ધન માલ મત્તા અને આખું જીવતર તમેજ છો.

**યાજ્ઞવલ્કય**—મૈત્રેયી ! તમે મને ઘણાં પ્રિયછો, તે ઉપરાંત વળી પરમકૃપાળુ પરમેશ્વર સંબંધી પ્રશ્ન પૂછીને તથા તેને વિષે જાણવાની ઇચ્છા કરીને મારા ઘણાંજ પ્રિયકર થયાં છો. તમે મને જે પ્રશ્ન પૂછયો, તેનો ખરો જવાબ હું આપુંછું તે સાંભળો;—કોઈ સ્ત્રી સ્વામીની ઇચ્છાનુસાર તેને પ્રિય પાત્ર થવાની ઇચ્છા રાખતી નથી. પરંતુ આત્માની કામનાના અનુરૂપ ભરથારને પ્રીતિપાત્ર થાય છે. એટલે પત્ની પોતાની ઇચ્છા પરિપૂર્ણ થયાથીજ સંતુષ્ટ રહે છે. પત્ની જોકે પતિને ન ગણકારે તો તે સ્વામીની વિરક્તિને પાત્ર થઇ પડે છે. પુત્રો પિતાને પ્રિય થાય

છે, તેનું પણ કારણ છે. તે એકે પુત્રથી ભવિષ્યમાં પિતા સુખી થઇ શકે છે. એથી પિતા પુત્રપર સ્નેહ રાખે છે. પુત્ર પિતાને તાબે ન થાય તો તે કદિ પણ પિતાને પ્રીતિપાત્ર થતો નથી. તેજ પ્રમાણે ઘોડા, ગાય, વગેરે પશુઓ ઉપર લખેલા નિયમથી મનુષ્યનાં પ્રીતિપાત્ર થયાં છે. જ્યારે તેઓ પોતાનું કામ કરવાને અસમર્થ થાય છે, ત્યારે તેઓ પોતાના ધણીના સંતોષને પાત્ર થતાં નથી. વેદ લોકોમાં પ્રિય છે. તેનું કારણ એ છે કે, જે તેનું અધ્યયન કરે છે, તે વેદનું કંઇ પ્રયોજન છે એટલુંજ સમજે છે એમ નહિ, પણ વેદ ભણ્યાથી આ લોકમાં સન્માન, અને પરલોકમાં સુખ વગેરે પ્રયોજનના ઉદ્દેશથી લોકો વેદને પ્રિય સમજે છે. આ સર્વ દૃષ્ટાંતોનું તાત્પર્ય એ છે કે;—આત્મા સિવાય બીજું કંઇ પણ પ્રિય નથી, આત્માજ ખરેખરો પ્રિય છે. પુત્ર તથા સ્ત્રી વગેરે જે પ્રિય થાય છે, તે આત્માના ભલાના ઉદ્દેશથીજ. માટે હે મૈત્રેયી ? પરમાત્માને સાક્ષાત્કાર કરવો જોઇએ, તેનો ઉપાય એ છે કે, આત્માનો પ્રતિ પાદક જે વેદ તે પ્રથમથી સાંભળવો. પછી યુક્તિથી તેના અર્થનું મનન કરવું; પછી નિદિધ્યાસન એટલે તેનો અર્થ સારી પેઠે ધ્યાનમાં ઉતારવો. પરમાત્મા સાંભળ્યો અને જાણ્યો એટલે પરમાત્માનું તત્વ સાક્ષાત્કાર થયેલું આ સર્વ જગત્ જણાય છે. એટલા માટે આત્માજ દર્શન, મનન, શ્રવણ, અને ધારણાને યોગ્ય છે. મૈત્રેયી ! મહા અંતરમાં ( આ આત્મમાં) જે લોક છે, તે મોટા આત્માને જુવે તોજ તે લોકે સર્વ કાંઇ જાણ્યું, સાંભળ્યું, મનન કર્યું; અને ધારણા કરી કહેવાય. એક વસ્તુ જાણ્યાથી બીજી વસ્તુ કેવી રીતે જણાય ? પરમાત્મા સિવાય બીજી કંઇ સત્તા નથી. જો કંઇ હોય તો તે આપણને જાણ થવાની નથી. ટુંકામાં બીજું કંઇજ નથી. પરમાત્મા સ્વતંત્ર છે, એટલા માટે આત્મા થયાથીજ સર્વ જણાય છે. જેમ ઢોલનો અને વીણાનો શબ્દ સાંભળ્યાથી ઢોલને મારવાનો તથા વીણાને વગાડવાનો શબ્દ સંભળાય છે; તેમ પરમાત્માને જાણ્યાથી સર્વ કંઈ જાણવામાં આવે છે. સમુદ્ર સઘળા પાણીનું કેવળ આશ્રયસ્થાન છે, ચામડી એ માત્ર સ્પર્શનું એક આધાર સ્વરૂપ છે, જીભ રસનો સ્વાદ લેવાનો આધાર છે, અને નાક ગંધ લેવાનું સાધન છે, જો નાક નહોયતો વાસ લેવાનું કામ ચાલત નહિ. કાન એજ શબ્દની આશ્રય ભૂમિ છે. ચિત્ત બધી વાસનાનું મંદિર છે. હૃદય સઘળી વિદ્યાનું મંદિર છે; હાથ બધા કર્મનો આશ્રય છે. માણસ બધી કુદરતી વસ્તુનો ભંડાર સ્વરૂપ છે, અને વાક્ય એ શ્રુતિનું અવલંબન સ્થાન છે. જો વાક્ય ન હોયતો વેદ રહી શકે નહિ. આ પદાર્થોના આશ્રયોનો વળી આશ્રય છે. તે આશ્રય બ્રહ્મ છે, મૈત્રેયી ! તમે આ બ્રહ્મનેજ અવલંબીને જીવતાં છો.

**મૈત્રેયી**—પ્રભુ ! આપે જે મહાન્ આત્મા સંબંધી કહ્યું, તે શું મોહમાં ફસાઇ શકે છે ?

**યાજ્ઞવલ્કય**—નહિ, તે આત્મા અવિનાશી સ્થિતિહીન અને નાશરહિત છે.

અજ્ઞાનપણું આત્માને કદીપણ સ્પર્શ કરવાને સમર્થ નથી.

યાજ્ઞવલ્ક્ય અને મૈત્રેયીનાં આ અધ્યાત્મિક તત્વ ભરેલાં વચનો સાંભળ્યાથી મૈત્રેયી કેવી વિદ્વાન, બુદ્ધિશાળી અને બ્રહ્મજ્ઞાનમાં કુશળ હોઇ વિદ્યાવિનોદ કરનારી હતી, તે સારી રીતે સિદ્ધ થાય છે. મૈત્રેયીની વિદ્યા ગ્રહણ કરવાની બુદ્ધિ ઘણીજ વિશાળ હતી. તેમજ તેની ધર્મ પ્રવૃત્તિ પણ તેવીજ હતી. એ વાસ્તે તેનું ઉપનિષદ્‌માં કહેવું વેદવાક્યના જેવું પ્રીતિ પાત્ર થયેલું છે. તે બ્રહ્મવાદિની થઇ હતી, એવું શ્રુતિમાંથી પણ મળે છે. જેમકે **तयोर्ह मैत्रेयी ब्रह्मवादिनी बभुव** કારણ કે ઇશ્વરનું તત્વ ઓળખવાની ઇચ્છા તેનામાં ઘણીજ બળવાન હતી.

એક વખતે મહાત્મા યાજ્ઞવલ્ક્ય ઋષિ જનકરાજનની સભામાં ગયા હતા. ત્યાં રાજાએ વૈરાગ્ય યોગ વિષે પ્રશ્ન કરેલો હતો. તે પરથી રાજાને કહેવા કરતાં કરી બતાવવા, ઋષિને પોતાના અંતઃકરણમાં વૈરાગ્ય ઉત્પન્ન થયો. સભામાંથી ઘેર આવી, મૈત્રેયીને જણાવ્યું કે, સતી ! હું સન્યાસ ધારણ કરીશ. આ સાંભળી મૈત્રેયીએ પોતાની ઇચ્છા સાથે આવવાની જણાવી, ત્યારે યાજ્ઞવલ્ક્ય ઋષિએ કહ્યું, સન્યાસીની સાથે સ્ત્રી કેમ રખાય ? તોપણ તેણીએ માન્યું નહિ. તેથી યાજ્ઞવલ્ક્ય ઋષિએ તેને તત્વોપદેશ કરી યોગ ધારણ કરાવ્યો અને પોતે પણ યોગ ધારણ કરી લંગોટી વાળી **ॐ तत्सत्परमात्माने नमः** કરી બંને વિલક્ષણ સ્વરૂપે જનક પાસે જઇ ઉભા રહ્યાં. ઋષિનો દરરોજના વેશ કરતાં સૌએ જુદોજ વેશ દીઠો, પરંતુ કાન્તિ કંઇ છાની રહે નહિ.

આ જોઇ સૌ આશ્ચર્ય પામ્યા. રાજા તરત સિંહાસન પરથી ઉતરી સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી ચરણાવિંદમાં પડ્યો, અને કહ્યું કે,—આપ દયા કરી આ યોગીનો વેશ ત્યાગ કરો; ત્યારે ઋષિએ સૌ સાંભળતાં કહ્યું કે, રાજન ! શું મળ મૂત્રનો ત્યાગ કરી, ફરી તેની સામું જોવું જોઇએ ? શું હાથીના દંતૂશળ બહાર નીકળ્યા તે ફરી પાછા બેસે છે ? સતી માયીક સંસાર તજી સહગમનની ઇચ્છા કરી નીકળેલી પાછી ફરે છે ? નહીંજ. તે પ્રમાણે મેં ધારણ કરેલો વૈરાગ્ય યોગ કેમ તજી દઉં ? હું તો આથી ઉલટો કૃતાર્થ માનું છું અને ખુશી થાઉં છું કે, ઇશ્વરે મને આવો અમૂલ્ય અવસર આપ્યો; કેમકે આ અસાર સંસાર વિષયોનો ભરેલો છે. જેમાંનાં વિષયો ભોગવતાં કોઇ પણ કાળે તૃપ્તી થતી નથી. તેમાંથી પ્રભુએ મને એકાએક છુટો કર્યો. માટે રાજન ! આ સંસારની જંજાળમાંથી છુટેલો હું, ફરી તેમાં ફસાવાને કદી ઇચ્છતો નથી. હવે તો મને અને આ યોગિની મૈત્રેયીને યોગજ પ્રિય અને કલ્યાણકારક લાગે છે. જ્ઞાન થયા પછી સંસાર રગડામાં રગડાઇ પડયા રેહેવું, એ જ્ઞાતાઓનું કામ નથી." વગેરે યોગ વિષે ઘણો ઉપદેશ કરી, સ્ત્રી પુરૂષ બંને યોગીના વેશમાં ત્યાંથી વનમાં ચાલી નીકળ્યાં.

આહા ! શાબાસ છે ! યાજ્ઞવલ્કય અને મૈત્રેયી તમારી પવિત્ર લાગણીને તમોએ પરસ્પરનો ધર્મ બજાવ્યો, અને છેવટ સંસારની માયા તજી દેહનું કલ્યાણ કર્યું ! સતી મૈત્રેયી ! તારા પતિ પ્રત્યે પવિત્ર પ્રેમને પણ ધન્ય છે ! કે તું ધન, માલને તુચ્છ કરી એક પતિ સેવાનેજ શ્રેષ્ટ ગણીને, યોગી બનેલા પતિ સાથે તેની સેવાને કારણે યોગિનીને વેશે ચાલી નીકળી, તથા સત્ય પતિવ્રતપણું બતાવી આપી, જીંદગીનું સાર્થક કર્યું ! ! !

---

## તુળશી-વૃંદા.

સતી વૃંદા નામે સ્ત્રી જાલંધર દૈત્યરાજાની સાથે પરણી હતી. આ સ્ત્રી મહાપતિવ્રતા હતી. જાલંધરતો કુટિલ સ્વભાવનો. ક્રોધી અને કામનું ધામ હતો, પણ તેણે પોતાની સ્ત્રીના સતીત્વ બળથી દેવોને હરાવી વશ કર્યા હતા. તેણે તેનાપર ઘણો જુલમ કર્યો. તેથી સર્વ દેવોએ મળી વિષ્ણુ ભગવાનની આરાધના કરી. શ્રીવિષ્ણુએ આવી, તેમને અભય વચન આપી કહ્યું કે, એ દૈત્ય વૃંદા સતીના સતીત્વથી જોર પર આવી ગયો છે; પરંતુ તેને હું યુદ્ધમાં યુક્તિથી મારી તમને સુખી કરીશ.

આ પ્રમાણે કહી શ્રી વિષ્ણુ ભગવાને દેવો સહિત એ જાલંધર દૈત્ય સાથે યુદ્ધ કર્યું. યુદ્ધ કરતાં ઘણાં વર્ષ વીતી ગયાં, પણ તેમાં કોઇ પાછું હઠે એવું જણાયું નહીં. શ્રીવિષ્ણુ દૈત્યનું યુદ્ધ બળ જોઇ ઘણા પ્રસન્ન થયા, અને વરદાન માગવા જણાવ્યું. તેપરથી એ દૈત્યે માગ્યું કે, તમો લક્ષ્મીજી સાથે મારે ત્યાં આવી રહો. શ્રીવિષ્ણુ સર્વ વેર છોડી દઇ, લક્ષ્મીજી અને સર્વ દેવો સહીત તેને ઘેર રહ્યા. બ્રહ્મા, વિષ્ણુ અને સર્વ રિદ્ધિસિદ્ધિ તેને ત્યાં આવી મળવાથી; તેને ઘણું સુખ પ્રાપ્ત થયું. આ પ્રમાણે તેણે ઘણાં વર્ષ વૈભવ ભોગવ્યો. એક સમયે નારદ મુનિએ યુક્તિ રચી, એ દૈત્યને દ્વાર આવી કહ્યું કે, દૈત્ય રાજન ! મેં જેવી શિવ કૈલાસની શોભા જોઇ છે, તેવીજ તારા શહેરની શોભા છે. આ જોઇ હું ઘણો ખુશી થયો છું, પરંતુ શંકરની સ્ત્રી પાર્વતી જેવાં સ્વરૂપવાન છે, તેવી સ્ત્રી મેં ચૌદ લોકમાં પણ કોઇ સ્વરૂપવાન જોઇ નથી. તારી સ્ત્રી વૃંદા તો તે પાસે કશા લેખામાં નથી. એટલું કહી નારદમુનિ ત્યાંથી ચાલી નિકળ્યા, કારણ તેને તો સળગાવવાનુંજ કામ હતું. દૈત્યરાજન મૂર્ખ અને કામાંધ હતો, વળી દેવો તેને ત્યાં આવી રહ્યાથી; તો તે ઘણોજ ફુલાઇ ગયો હતો. તેતો સતી પાર્વતીને મેળવવા આકુળ વ્યાકુળ થયો. શંકર અને પાર્વતીની કેવી શક્તિ છે, તે એ મૂર્ખ જાણતો નહોતો. પણ વૃંદાને આ ખબર થતાં, તેણે જણાવ્યું કે પ્રાણનાથ ! એ સતી સાક્ષાત્ શક્તિ સ્વરૂપ છે, તેના સતીત્વનો પ્રભાવ પૃથ્વીમાં પ્રસિદ્ધ છે. એ

તમારે કે કોઇને તાબે થાય એમ નથી. એનું સતીત્વ ભંગ કરવા ત્રૈલોક્યમાં પણ કોઇ સમર્થ નથી; તો તમારો તે શો ભાર છે! આવો દુષ્ટ વિચાર કરશો નહીં. જો મારૂં કહ્યું નહીં માનો; તો આપણું ઘણું અનિષ્ઠ થશે. એ પ્રમાણે કહી સતીએ ઘણું ઘણું સમજાવ્યું. પણ એ દુષ્ટ એક ટળી બીજો થયો નહીં. **વિનાશ કાળે વિપરીત બુદ્ધિઃ**—આ પ્રમાણે એ દૈત્યને અવળું સૂઝયું. તેણે તરત એક દૂતને બોલાવ્યો અને કહ્યું કે, તું શંકર પાસે જઇ કહે કે, "પાર્વતી" આપને યોગ્ય નથી. એ તો જાલંધરને યોગ્ય છે માટે તેને મારી સાથે મોકલો. નહીંતો યુદ્ધ કરવા તૈયાર થાઓ. અગર કૈલાસ છોડી ચાલ્યા જાઓ. આ પ્રમાણે દૂતે શંકર પાસે આવી કહ્યું કે, શંકરે દૂતનો શીરછેદ કરવા હુકમ કર્યો. દૂત પોકાર કરી આજીજી કરવા લાગ્યો કે, પ્રાણનાથ! એમાં મારો કંઇ અપરાધ નથી. માટે મને કૃપા કરી છોડી મૂકો. શંકરે દયા કરી તેને છોડી મૂકયો કે, તે તરત ત્યાંથી પલાયન કરી, જાલંધર પાસે આવ્યો. શંકરની શક્તિની વાત કરી કહ્યું કે, રાજન! શંકરની શક્તિ અદ્ભૂત છે. માટે તમો એ વિચાર માંડી વાળો. નહીં તો આમાંથી વિપરીત થશે.

આ સાંભળી દૈત્યરાજન ક્રોધાંધ થયો. તરત તેણે શંકર સામે શુંભ-નિશુંભને લઇ લડવાને કૈલાસ પાસે આવ્યો. શંકર પણ દૈત્ય આવ્યાના ખબર સાંભળી તરત લડવા સામે આવી ઉભા. દૈત્યે પાર્વતીજીને હરવા અનેક યુક્તિઓ આદરી. શિવજીને મોહમાં નાંખવાનો પ્રપંચ આદર્યો. તેમજ પાર્વતીજીને છળવા શિવજીનો વેશ ધારણ કરી શિવમંદિરના દ્વારમાં જઇ ઉભો. સતી પાર્વતીજીએ જાણ્યું કે, એ દુષ્ટ વેશ ધારી દૈત્ય છે. એમ જાણી તરત તેણે મંદિરમાં જઇ, ક્રોધથી હરિહરનું સ્મરણ કર્યું કે, તરત ત્યાંથી દૈત્ય જીવ લઇ નાઠો. તેટલામાં શ્રીહરિએ આવી પૂછ્યું કે, સતી! મને કેમ બોલાવ્યો? સતીએ દૈત્યની વાત કહી બતાવી કહ્યું કે, તમે અને લક્ષ્મીજી એ દુષ્ટ દૈત્યને વશ થઇ કેમ તેને ત્યાં વસો છો? અને એ દુષ્ટને કેમ ઉછરંગ આપો છો? દુષ્ટને ઉત્તેજન આપવાથી તો તે ઉલટો વધારે દુષ્ટ બને છે અને પોતાના જાતિ સ્વભાવ પ્રમાણે પોતાનું પ્રિય કરનારનું પણ બૂરૂં કરવાને ચૂકતો નથી. માટે એને ઉત્તેજન આપવાનું શું કારણ છે? દાનવને વશ થવાનું કાંઇ કારણ હોવું જોઇએ! પણ એ દુષ્ટ અજર કરવા લાયક નથી. એ અધમ પાપીનો તરત નાશ કરો.

પાર્વતીજીનાં આવાં વચન સાંભળી શ્રીહરિએ કહ્યું, સતી પાર્વતીજી! આપ મારાં પ્રાણરૂપ છો, આપને છળ કરનાર એ દુષ્ટનો હું હમણાં નાશ કરીશ. એ દૈત્ય ઘણો પાપી છે, એ હું જાણું છું. પણ હું તેને મારી નહીં શકવાથી વશ થયો છું. માતુશ્રી! તેનું કારણ એ છે કે, તેની સ્ત્રી વૃંદા પ્રખ્યાત સતી છે. તેના સતીત્વ બળથી સર્વ દેવો ડરતા રહે છે. તમે જાણો છો કે, યોગ, યજ્ઞ, તપ ઇ-

ત્યાદિ ઘણાં સાધન સાધ્ય કરે, પણ સ્ત્રીને "પાતિવ્રત" એ એક ઉત્તમ ધર્મ છે. પતિવ્રતાના પુણ્ય પ્રતાપથી સઘળાં પાપો નાશ પામે છે. પતિવ્રતા વ્રતના પુણ્યથી તે પોતાના પતિને મહાબળ આપે છે, પતિનાં સઘળાં દુઃખો કાપે છે, તેજ વધારે છે, સર્વ સ્થળે જય અને મહાસુખ આપે છે; એટલુંજ નહીં પણ સતી સ્ત્રી પોતે સંસાર તરી પોતાના પતિને પણ તારે છે. સતી સ્ત્રી તો પૂર્વના પુણ્ય પ્રતાપથીજ પ્રાપ્ત થાય છે. સ્ત્રીઓએ પતિવ્રત પાળી ચાલવું, એવું વેદમાં પણ કહેલું છે. સતી વૃંદાના સતીત્વથી એ દુષ્ટ ઘણું જોર અને સુખ પામ્યો છે. તેને કોઇ દેવ પહોંચી નહીં શકવાથી સર્વ તેને વશ થયા છીએ. હે માતુશ્રી ! એ સતીનું વ્રત ભંગ થયે, તરત એ અસુરનો ઘાત થશે. એવું વચન આપી, શ્રીહરિ ચિંતાતુર ચિત્તે દૈત્યદ્વાર આવ્યા.

શ્રીહરિ શરીરે વિભૂતિ ચોળી, મોટા સંતનો આડંબર ધરી, એક સુંદર વાડીમાં જઈ બેઠા. તેણે પોતાના પરાક્રમથી અનેક માયા કરી. એ માયાની મોહનીમાં વૃંદા સતીનું વ્રત ભંગ થયું. કે તરત સતી ચેતી ગઈ અને કોપ કરી થરથર કંપપતી બોલી કે, અરે હરિ ! મારૂં વ્રત ભંગ કર્યું એનું ફળ તમે ચાખશો. તમો તમારી સ્ત્રીના વિયોગથી દુઃખી થઇ વને વન ભમશો. તમને એ વખતે વાનર સિવાય કોઈ સહાયતા આપશે નહીં એવો શાપ દીધો. શ્રીહરિએ કહ્યું કે, તું પુનઃ જન્મે મારે ત્યાં આવીશ. ત્યારે તું મને ઘણી પ્રિય થઇશ. સતી શ્રીહરિનું મન હરી લઇને બળીમરી સ્વર્ગને પામી.

સતીએ વ્રત ભંગથી દેહ છોડયો. તેથી જાલંધરમાં જે સતીનું તેજ હતું. તે નાશ પામ્યું, કે શિવે તેને માર્યો. તેથી સર્વ દેવો ઘણા ખુશી થયા. શ્રીહરિએ માયા કરી સતીનું વ્રત ભંગ થાય એવું કર્યું, એ ફક્ત જાલંધરને મારી દેવોને દુઃખમાંથી છોડી સુખી કરવા માટેજ કર્યું હતું, કેમકે જાલંધર ઘણો પાપી અને દુષ્ટ બુદ્ધિનો હતો. તેણે પાર્વતી જેવી મહા સતીને પણ છળ કરવાનો પ્રપંચ કર્યો હતો. વંદાને છળવાથી શ્રીવિષ્ણુનું વિકળ ચિત્ત થયું હતું. તે મોહ દૂર કરવા લક્ષ્મીજીએ ઉપાય કર્યાથી તેનો મોહ ઉતરી ગયો. વૃંદાનું બીજું નામ તુળશી છે. તુળશી શ્રીવિષ્ણુ ભગવાનને બહુ પ્રિય છે. એ તુળશીના પ્રતાપથીજ તુળશીપત્ર શ્રી વિષ્ણુ ભગવાનને ચડે છે અને વૃંદાના નામ ઉપરથી વૃંદાવન કહેવાય છે. શ્રીહરિ પતિવ્રતાનો શાપ ટાળી શકયા નહીં. તે શાપ તેને રામાવતારમાં ભોગવવો પડયો. એવું પુરાણોમાં જણાવેલું છે. આહા ! કેવો સતી સ્ત્રીનો પ્રતાપ ! ! સ્ત્રીઓને પતિવ્રત પાળવાથી કેટલા બધા લાભ છે અને શીયળ ભંગ થયે કેટલું નુકશાન છે એ આપરથી સ્પષ્ટ જણાય છે.



## ઇંદ્રાણી.

ત્રૈલોક્ય પ્રસિદ્ધ સ્વર્ગના મહાન રાજા ઇંદ્રની સ્ત્રી થાય. આ સાધ્વી ધ-ણીજ સ્વરૂપાવાન અને તેજસ્વિ હતી. તે પોતાના સ્વરૂપને માટે જગતમાં પંકા-એલી છે. તે બુદ્ધિવાન, નીતિવાન, ધાર્મિક, જ્ઞાની અને પતિવ્રતા હતી. ઇંદ્રરાજા-ને નહુષ રાજા તરફથી એટલો બધો પરિતાપ થયો કે, તેની સીમા રહી નહીં. આખરે સતી ઇંદ્રાણીએ પોતાના સતીત્વ બળથી પતિનું રક્ષણ કરી, તેને મોટા ભયથી મુકાવ્યો. તેમજ ઇંદ્રને પોતાના પાપ કર્મથી ઘણો સંતાપ થયો, ત્યારે તે કાન્તિ રહિત થયો, ત્રાસ પામવા લાગ્યો, નિસાસા મુકવા લાગ્યો, ભાન વિનાનો થઇ ગયો, અને તેને કશામાં સુખ મળવા ન લાગ્યું. એટલે તે મુંઝાઈ માન-સરોવરના કમળ વનમાં જઇ સંતાયો, ત્યારે સ્વર્ગ મૃત્યુ લોકની સઘળી સ્ત્રી-ઓમાં શ્રેષ્ઠ, એવી જે ઇંદ્રાણી તે પોતાના પતિના દુઃખથી દુઃખી થઇને, પ-તિ પાસે જઇ કહ્યું,—પ્રાણનાથ ! તમારો કોઇ પણ શત્રુ બળ પામેલો નથી, તે છતાં તમે શા માટે દુઃખી સરખા દેખાઓ છો ? દુઃખ થવાનું જે કારણ હોય તે મને કહો. મારાથી તમે કંઇ ગુપ્ત રાખશો નહીં, પતિએ પોતાની અર્ધાંગના સ્ત્રી પાસે સુખ, દુઃખની સઘળી વાત કરવી, એ તેમનો ધર્મ છે અને સ્ત્રીએ તે જાણી તેમાં ભાગીએણ થઇને જે ઉપાયથી એ દુઃખ મટે તે માટે પ્રયત્ન કરવામાં સહાયતા આપવી, એ તેનો ધર્મ છે. માટે મને જે હોય તે કહો.'

ઇંદ્રે પોતાની પ્રિયાનાં આવાં મધુર વાક્યો સાંભળી કહ્યું,—પ્રિય સાધ્વી રાણી ! "મારે કોઇ બળવાન શત્રુનો ભય નથી, તોપણ મને શાંતિવાળું સુખ મળ-તું નથી. હું ઘરમાં નિરંતર ભયને પામું છું. આનંદભૂવન, અમૃત, અપ્સરાઓનો નાચ, ગંધર્વોનું ગાયન, અને મોટું વિલાસવન એ સઘળું મને કંઈ સારૂં લાગતું નથી. પ્રિયા ! સર્વ સુખના ભંડાર જેવી તું છે. તે તારાથી તેમજ આ બીજી સ્ત્રીઓથી પણ મને લગારે આનંદ થતો નથી. મને રાત દહાડો એમ થાય છે કે હું ક્યાં જાઉં અને શું કરૂં કે, જેથી મને સુખ થાય ! આ દુઃખ ઉત્પન્ન થવાનું બહારનું તો કોઇ કારણ જણાતું નથી, પણ મારા અંતરમાં રહેલું, મારૂં દારૂણ પાપજ મને સંતાપ આપનાર છે, એમ લાગે છે."

ઇંદ્રાણી પોતાના પતિને આવું દુઃખ જાણી, ઘણો સંતાપ પામી તેણે સર્વ દેવ સભાને બોલાવી. સભા સમક્ષ સૂર્યનારાયણ સામે દ્વિકર જોડી બોલી કે—હે, જગત્ નિયંતા, સર્વ શક્તિમાન, પવિત્ર પ્રભુ ! જો મેં મારા પતિની એકાગ્રચિત્તે બરાબર નિયમ પાળી સેવા કરી હોય, જો મેં પતિવ્રતાના ધર્મ પ્રમાણે પતિવ્રત સાચવ્યું હોય, તો હે મંગળમય પ્રભુ ! તારી પુત્રીપર દયા કરીને, તે મારા પ્રાણ-પતિને આ દુઃખથી મુક્ત કરી સુખ આપો ! સતીની આવી, પ્રાર્થના પછી જાણે

પ્રભુએ એના સતીત્વ સામું જોઇ, કરૂણા કરી હોયની ! ઇંદ્રને ત્યારથીજ સુખ થવા લાગ્યું અને થોડા વખતમાં તો સર્વ પ્રકારે આનંદમાં રહેવા લાગ્યો. એ રીતે સતી ઇંદ્રાણીએ પોતાના સતીત્વ બળથી પ્રભુ કૃપા મેળવી; પતિને સુખી કરી પોતાનું સૌભાગ્યપણું દીપાવ્યું. વગેરે, વગેરેથી એ સતીના સૌભાગ્યપણાની આર્યોમાં એટલી તો મહત્તા છે કે,—લગ્નક્રિયા વખતે કન્યાને "ઇંદ્ર, ઇંદ્રાણીની સૌભાગ્ય દેવાય છે." એટલે ઇંદ્ર ઇંદ્રાણીનું સૌભાગ્યપણું ઘણાકાળ રહ્યું, તેમ ઇશ્વર આ કન્યાનું સૌભાગ્યપણું લાંબો કાળ રાખો, એવા સૌભાગ્યવંતી સ્ત્રીઓ આશિર્વાદ દે છે. સતી ઇંદ્રાણી તને ધન્ય છે ! કે, તું પતિવ્રતાનો ધર્મ બજાવી, સૌભાગ્યપણાની અખંડ કીર્તિ રાખી ગઇ છે !!!

---

## તારા.

આ સતી તારા **કિષ્કિંધાના** રાજા **વાલીની** સ્ત્રી અને **અંગદની** માતા થાય. આ ઘણી રૂપાળી, વિવેકી, જ્ઞાનસંપન્ન અને મહા પતિવ્રતા સ્ત્રી હતી. તેનો પતિ વાલી પોતાના નાના ભાઇ **સુગ્રીવને** દગો દઇ રાજ્ય દબાવી પડ્યો હતો. તે માટે તારાએ પોતાના પતિને કહ્યું હતું કે,—પ્રાણનાથ! "સુગ્રીવ તમારો નાનો ભાઇ છે, તેની સાથે વિરોધ છોડી દઇ તેનો તરત યૌવરાજ્યાભિષેક કરો. તેની સાથે સંપ કરી સુખ ભોગવો. ભાઇ સમાન કોઇ પણ બંધુ નથી. નાના ભાઇને પુત્રની પેઠેજ રાખવો જોઇએ. ભાઇઓની સાથે કુસંપ રાખવો એ કોઇ પણ રીતે સારૂં નથી. જો તમે મારૂં પ્રિય કરવા ઇચ્છતા હો અને મને તમારૂં હિત કરનારી સમજતા હો તો મારૂં કહ્યું માનો" વગેરે વચનો કહેતી. તેમજ તે રાજનીતિ સંબંધી બારીક વિચારોમાં તથા વિપત્તિ વખતે યોગ્ય સલાહ દેવામાં બહુ પ્રવિણ હતી. તેની આપેલી સલાહમાં કોઇ દિવસ પણ ફેર પડતો નહિ; એવી તે બુદ્ધિશાળી હતી. જ્યારે **રામ લક્ષ્મણ સીતાની** શોધ સારૂં **ઋષ્યમુખ** પર્વતપર આવ્યા, ત્યારે સુગ્રીવે તેમને સીતાના અલંકાર વગેરે જે નિશાનીઓ પડી હતી, તે વાનરાએ છુપાવી રાખી હતી તે આપી. તેમજ સીતાને **લંકાપતિ રાવણ** લઇ ગયો છે એવા સમાચાર અહિં મળ્યા. સીતાની શોધ કરવામાં ને ત્યાં જઇ લડાઇ કરી લાવવામાં મદદ કરવા સુગ્રીવે જણાવ્યું. તેથી રામ લક્ષ્મણ તેનાપર ઘણા રાજી થયા. સુગ્રીવે પોતાનું દુઃખ નિવેદન કર્યું. તેપરથી રામચંદ્રજીએ તેને મદદ કરી. વાલી સાથે લડાઇ કરી, તેને મારી કિષ્કિંધાનું રાજ્ય અપાવ્યું. રણક્ષેત્રમાં પોતાના પતિ વાલીના મરણના ખબર થતાં, સાધ્વી સ્ત્રી તારા પોતાના પુત્ર અંગદને સાથે લઇ જ્યાં વાલીનું શબ પડયું હતું ત્યાં આવી; શબ પાસે બેસી કલ્પાંત સાથ મહા રૂદન કરવા લાગી. રામચંદ્રજીને કરજોડીને કહેવા લાગી કે

હે રઘુપતિ! મારા પ્રાણપતિને શા માટે માર્યો? હું પતિવ્રતા સ્ત્રીને વિધવા કરી, મારો શૃંગાર ઉતાર્યો. માટે હવે મને એક બાણ મૂકી મારો, એટલે મારો પ્રાણ પણ મારા પતિના પ્રાણ સાથે સ્વર્ગમાં મેળાપ કરે. પતિવ્રતા સ્ત્રીને પતિ વિના એકલું રહેવું શાસ્ત્રમાં કહેલું નથી. સ્ત્રીને પતિ એજ પ્રાણ છે. પતિ વિનાની સ્ત્રીતો પ્રાણ છતાં પણ પ્રાણ વગરની સમજવી. સ્ત્રીને પતિ વિના જીવવું વૃથા છે. માછલી જેમ જળ વિના તરફડી મરણ પામે છે, જેમ જળ વિનાની નદી સુકી, ભયંકર અને નકામી છે; તેમ પતિ વિનાની સ્ત્રી તેવીજ નકામી ને શોભા રહિત છે. આ સંસારમાં સ્ત્રીને પતિ એજ સર્વસ્વ છે.

હે સારંગપ્રાણ! તમે મારા સર્વસ્વનો નાશ કર્યો. તમે મને લુખી ને શોભા રહિત કરી. જીવ વિનાનો દેહ એ મધ વિનાના મધપુડાના ખોખા જેવો છે. તેમ મને મધ વિનાના ખોખાના જેવી કરી. મારો મધ રૂપી પતિ જતો રહ્યો. હવે હું જીવીને શું કરૂં? હે પ્રભુ! મને તરત બાણ મારો. આ પ્રમાણે પતિવ્રતા તારા રૂદન સાથ કલ્પાંત કરવા લાગી. આ જોઇને ગમે તેવા કઠણ કાળજાના મનુષ્યનું હૃદય પણ પીગળી ગયા વિના રહે નહિ. આવા વિલાપથી રણક્ષેત્રમાં હાહાકાર થઇ રહ્યો. સૌ તેના રૂદનથી અશ્રુ પાડવા લાગ્યા. રામચંદ્રજીએ કહ્યું,—પતિવ્રતે! તું શું કામ વૃથા રૂદન અને કલ્પાંત કરે છે? જે ભાવિ બનવાનું હોય છે, તે વૃથા થતું નથી. સુંદરી! તું કોનો શોક કરે છે? જો તું આ દેહનો શોક કરતી હોય તો, દેહ તો આ તારી પાસેજ પડયો છે. આ શરીર પંચમહાભૂતનું બનેલું છે, તે કર્માનુસારે થાય છે, અને જાય છે. તેનો ધીરવીર અને જ્ઞાનવાન શોક કરેજ નહીં. વળી તું કહેશે કે, હુંતો આત્માને રડું છું, તો એતો મોટો અવિવેકજ સમજવો જોઇએ. આત્માતો અખંડ, અવિનાશી, અને એક ચૈતન્ય દષ્ટારૂપ છે. એ અપરિછિન્ન છે. દુઃખ રહિત છે. માટે એતો સુખ સાગર અમર આત્મા છે. તેનો શોક કરવો વૃથા છે. નાશવંતનું દુઃખ શું ધરવું? ને અખંડનો શોક શું કરવો? વગરે ઉપદેશ આપ્યો.

આ પ્રમાણે રામચંદ્રજીના ઉપદેશથી તારાને જ્ઞાન પ્રાપ્ત થયું અને તેનો શોક જતો રહ્યો. તેણે ઉઠી રઘુપતિના ચરણમાં શીશ નમાવ્યું. રામચંદ્રજીએ આશિર્વાદ આપ્યો કે, હે તારા! તારૂં નામ આ જગતમાં અમર રહેશે. આ પ્રમાણે કહ્યા પછી વાલીના શબને અગ્નિસંસ્કાર કર્યો. સુગ્રીવે તેની ક્રિયા કરી. તારા પોતાના પતિવ્રતપણાએ કરી આ જગતમાં અમર નામ રાખી ગઇ છે. તારાના અંગદ જેવા મહા શૂરવીર પુત્રે રામચંદ્રજીને લંકાપતી સાથે લડવામાં ઘણી સહાયતા કરી હતી. રાવણ સાથે વિષ્ટિ કરવાને તેનેજ મોકલ્યો હતો. પછી રાવણે નહીં માનવાથી તે સાથે જબરી લડાઇ કરી પોતાની નામના મેળવી હતી. જેને આજે લોકો "અંગદવિષ્ટી" કરી કહે છે. આ બધો પ્રતાપ તારા જેવી

સાધ્વી માતાતોજ, કે તેના પેટે અવતરી, તેના હાથ નીચે ઉછરી, ઉત્તમ શિક્ષણ મેળવ્યું હતું. આહા! ઉત્તમ માતાનો કેવો પ્રતાપ! સાધ્વી તારા! તારી સાધુતાને ધન્ય છે!!!

## ગાર્ગી.

આ મહા તત્વજ્ઞ સાધ્વીબાઇ મહાત્માં ગર્ગાચાર્ય *ઋષિની કન્યા હતી. તેથી તેનું નામ ગાર્ગી પડયું હતું. તે ઘણીજ બુદ્ધિશાળી, ઉત્સાહી, ચંચળ અને હુશિઆર હતી. સદાચાર, નીતિ અને વિદ્યા એ તેને શણગારરૂપ હતાં. તેણે અનેકશાસ્ત્રનું અધ્યયન કર્યું હતું. તેની શિક્ષા, આચાર અને વ્યવહાર અધ્યાત્મિક હતો. તે જે કંઇ શિખતી ને કરતી, તે ઉપર દૃષ્ટિ રાખીને કરતી. બાહ્ય આડંબર ઉપર તેને અનાદર હતો. જે ઉપદેશ ઐહિક અને પરમાર્થિક મંગળજનક ન હોય, જે ઉપદેશ અને અભ્યાસ આત્માને શાંત કરે નહીં, તે ઉપદેશ અને અભ્યાસ તેને પ્રિય નહોતો. હૃદય જેવું અધ્યાત્મિક જળથી ધોવાય છે, તેવું બીજા કશાથી ધોવાતું નથી, એવો તેનો અભિપ્રાય હતો. તેનું શિક્ષણ ઇશ્વર અને આત્મા સંબંધી હતું. તેનું ચિત્ત એક પરિબ્રહ્મ તરફ લાગેલું હતું. તેનો એવો ઉપદેશ છે કેઃ—

"ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ, અથર્વવેદ, શિક્ષા, કલ્પ, વ્યાકરણ, નિરૂક્ત, છંદ, અને જ્યોતિષ વગેરે આ સર્વમાં જેમાં અવિનાશી પરબ્રહ્મનું જ્ઞાન પ્રાપ્ત થાય, તેવું ન હોય તે સર્વ નેષ્ટ વિદ્યા છે. **"येनाहंनामृतास्यांकिमहंतेनकुर्य्यां."** જેનાથી અમૃતતત્વ નહીં મેળવી શકું, તેને લઇને શું કરૂં? ઉપલી વેદ પ્રેરણા અને ઉપદેશ આ આર્ય મહિલાના પવિત્ર હૃદયમાં મુદ્રાંક્તિ થયા હતા. તેનો મનોભાવ ઘણોજ ઉચ્ચ હતો. એ વાત તેણે ઋગ્વેદનાં કેટલાંક ઋક્ રચેલાં છે, તેપરથી જણાઇ આવે છે.

આ પંડિતા તત્વજ્ઞાનમાં ઘણીજ પ્રવિણ હતી. શુકલ યજુર્વેદમાંના બૃહદારણ્યક ઉપનિષદ્‌ના ૩ જા અધ્યાયના ૬ ઠ્ઠા અને ૮ મા બ્રાહ્મણમાં એનાં વચનો ઘણાંજ મનોહર અને ઉપદેશ આપનારાં છે. તે વેદવાક્ય પ્રમાણે પ્રામાણ્ય છે. તેથી સાધારણજનની આગળ ઘણીજ માન્ય અને આદરની વસ્તુ થઇ પડી છે.

પ્રાચીન સમયમાં **મગધ** દેશ નાના પ્રકારની તત્વ વિદ્યાની ચર્ચાને માટે ઘણોજ પ્રખ્યાત્ હતો. **વિદેહ** એ મગધ દેશમાંનો એક પ્રદેશ હતો. **મિથિલાનગર** વિદેહની રાજધાની હતી. એનું હાલનું નામ તીરહુત છે. એ મિથિલામાં એક વેળાએ **બૃહદ્રથજનક** રાજર્ષિએ "બહુ દક્ષિણા" નામના મોટાયાગની તૈયારી કરવા માટે જૂદા જૂદા સ્થાનમાંથી ધાર્મિક બ્રાહ્મણોને બોલાવ્યા હતા. તે પ્રસંગે કુરૂ

---

* કેટલા વિદ્વાન કહે છે કે, તે વચકલુ નામે મુનિની કન્યા હતી, પણ તેનું નામ જોતાં એ વાત સત્ય લાગતી નથી. ગર્ગાચાર્ય યાદવોના ગોર હતા.

તથા પાંચાળ દેશમાંથી વેદ જાણનારા બ્રાહ્મણો આવ્યા હતા.* તેથી યજ્ઞ સભામાં એક અપૂર્વ શોભા થઇ હતી. તે સમયે રાજર્ષિજનકના અંતઃકરણમાં "યજ્ઞમાં નોતરેલા બ્રાહ્મણોમાં કોણ સર્વ કરતાં અધિક બ્રહ્મજ્ઞ છે," એ પ્રશ્ન ઉત્પન્ન થયો. માટે તે જાણવા તેણે સભામાં બ્રાહ્મણોની સાથે ૧૦૦૦ ગાયો બાંધી, ને તેઓના શિંગડાં ઉપર ૧૦ પાદ હેમમય કર્યાં. ત્યારપછી જનકે બ્રાહ્મણોને કહ્યું કે;—" બ્રાહ્મણો! તમારામાંથી જે સર્વ કરતાં અધિક બ્રહ્મવિદ હોય, તેણે આ સર્વ ગાયો લેવી." આવાં જનકનાં વચન સાંભળીને કોઇપણ તે દાન લેવાને આગળ પડયો નહિ, અંતે યાજ્ઞવલ્કય ઋષિએ પોતાના શિષ્ય સોમશ્રવાને ગોધન લેઇ જવાની આજ્ઞા કરી. યાજ્ઞવલ્કયના આવા આચરણથી સભામાંના બીજા બધા બ્રાહ્મણો ક્રોધાયમાન થયા; પરંતુ કાંઇ પણ બોલી શકયા નહિ. કેવળજનક રાજાના પુરોહિત અશ્વલે કહ્યું;— "યાજ્ઞવલ્કય! તમે શું અમારા સર્વ કરતાં શ્રેષ્ઠ બ્રહ્મપરાયણ છો?"ત્યારપછી જરતકારૂ વંશના આર્તભાગ, લહ્યપુત્ર ભુજ્યુ, ચરકનાપુત્ર ઉષસ્ત, અને કૂષીતકના પુત્રકહોડ વગેરેએ નાના પ્રકારના પ્રશ્ન પૂછ્યા. તે પછી બ્રહ્મપરાયણ ગાર્ગીની સાથે યાજ્ઞવલ્કયનું જે સંભાષણ થયું હતું, તે નીચે આપીએ છીએ.

**ગાર્ગી**—યાજ્ઞવલ્કય! પાણીથી આ દુનિયા વ્યાપ્ત થઇ રહી છે, પાણીકોનાથી વ્યાપ્ત છે? **યાજ્ઞલ્વકય**—વાયુમાં,

**ગાર્ગી**—વાયુકોનાથી વ્યાપ્ત છે? **યાજ્ઞલ્વકય**—ક્ષિતિ, અપ, તેજ, મરૂત અને વ્યોમથી. **ગાર્ગી**—એ વળીકોનાથી વ્યાપ્ત છે? **યાજ્ઞવલ્કય**—ગાંધર્વ લોક દ્વારા. **ગાર્ગી**—એ સાથી વ્યાપ્ત છે? **યાજ્ઞવલ્કય**—હે ગાર્ગી! સૂર્ય લોકદ્વારા. **ગાર્ગી**—સૂર્યકોનાથી વ્યાપ્ત છે? **યાજ્ઞવલ્કય**—ચંદ્રલોકદ્વારા. **ગાર્ગી**—એ વળી કોનાથી? **યાજ્ઞવલ્કય**—નક્ષત્ર લોકથી. **ગાર્ગી**—નક્ષત્ર લોક કોનાથી વ્યાપ્ત છે? **યાજ્ઞવલ્કય**—દેવલોકદ્વારા.**ગાર્ગી**—દેવલોકકોનાથી વ્યાપ્તછે? **યાજ્ઞવલ્કય**—ઇંદ્રલોકદ્વારા. **ગાર્ગી**—એકોનાથી વ્યાપ્ત છે? **યાજ્ઞાવલ્કય**—બ્રહ્મ લોકદ્વારા. **ગાર્ગી**—બ્રહ્મ લોક વળીકોનાથી વ્યાત છે?

ગાર્ગીનો આ છેલ્લો પ્રશ્ન સાંભળીને યાજ્ઞવલ્કયે કહ્યું;—"ગાર્ગી! પરાજિત થવાની આ શંકાથી અસંભવ પ્રશ્ન કરશોના. તમે જે દેવતાના સંબધી પ્રશ્ન કર્યો, તે જિજ્ઞાસા બહારની વસ્તુઓ છે. એટલા માટે ગાર્ગી! એ સંબંધમાં તમારે સવાલ કરવો કોઈ રીતે ઉચિત નથી.

ત્યારપછી ગાર્ગી થોડીવાર મૂગી રહી. એટલામાં અરૂણ ઋષિના પુત્ર ઉદ્દાલકે કંઇ પૂછ્યું. યાજ્ઞવલ્કયે તેનો પણ ખરો જવાબ આપ્યો.

પછી ગાર્ગી ફરી સભામાં સઘળાં બ્રાહ્મણને ઉદ્દેશીને બોલી;—"બ્રાહ્મણો! યાજ્ઞવલ્કને બીજા બે પ્રશ્નો પૂછવાની ઈચ્છા કરૂં છું. જો એ આ પ્રશ્નોના ઉત્તર આપવા સમર્થ થાય, તો તમારે કબુલ કરવું પડશે કે, કોઇ બ્રહ્મજ્ઞાની તેનો પરા-

જ્ય કરી શકશે નહિ. બ્રાહ્મણોએ સાંભળી એના અભિપ્રાયમાં સંમત થયા. ત્યાર-પછી **ગાર્ગી** બોલી;—"હે યાજ્ઞવલ્કય ! વિદેહ પ્રદેશમાં રહેનારે અથવા કાશીપ્રદે-શમાંનો ક્ષત્રીય જેમ ધનુષમાં બેતીર નાખીને સામાને વીંધે છે, તેમ હું બે પ્રશ્ન રૂપી બાણોથી તમને વિદ્ધ કરૂં છું. તમે તેના ઉત્તર આપવા તૈયાર થાઓ. **યાજ્ઞવ-લ્કય**—પૂછો.

**ગાર્ગી**—નભોમંડળના ઉપલા ભાગમાં, અને ક્ષીતિજના નીચલા ભાગમાં કોણ છે ? શૂન્ય માર્ગમાં અને પૃથ્વીમાં વળી કોણ છે ? આકાશ તથા ભૂમંડળ એ શું છે ? અને શાથી આ સર્વ ઓતપ્રોત ભાવથી રહેલું છે ? ભૂત ભવિષ્ય અને વર્ત્તમાન કાળના કયા પદાર્થમાં વ્યાપ્ત છે ?

**યાજ્ઞવલ્કય**—ઉપલી નીચલી સર્વ જગા મહાકાશથી ઓતપ્રોતછે.

**ગાર્ગી**—મહા ભાગ ! તમારા આ સયુક્તિક ઉત્તરથી કૃતાર્થ થઇ; હું આવું સદુત્તર મળવાને માટે તમારી આગળ નમુ છું. હવે બીજા પ્રશ્નનો જવાબ આપો. **યાજ્ઞવલ્કય**—પૂછો.

**ગાર્ગી**—તમે કહ્યું હતું કે, મહા કાશથી, પૃથ્વી, ઉપલા અને નીચલા બેઉ પ્રદેશનું સંધિસ્થાન છે. તથા ભૂત, ભવિષ્ય, અને વર્ત્તમાનકાળ પરિવ્યાપ્ત ર-હ્યા છે. ઠીક, તે મહાકાશ કોનાથી પરિ વ્યાપ્ત છે ?

**યાજ્ઞવલ્કય**—ગાર્ગી ? બ્રાહ્મણો જેને પ્રણામ કરે છે, તે અક્ષર બ્રહ્મછે. તે સ્થૂળ અથવા સૂક્ષ્મ હ્રસ્વ કે દીર્ઘ નથી; લાલ નથી; ચીકણી વસ્તુ પણ નથી છાયા અથવા અંધકાર, વાયુ અથવા શૂન્ય નથી; તે માયા, ફળ અને ગંધ પણ નથી; આંખ, કાન, મન, વાક, તેજ, અથવા પ્રાણ નથી. તે મુખ વિનાનો તથા ઉપમા વિનાનો છે.

"હે ગાર્ગી તે અનિશ્વર પરમેશ્વરના શાસનના બળથી ચંદ્ર સૂર્ય, ભૂલોક તથા દેવલોક, નિમેષ, મુહુર્ત, રાત્ર, દિવસ, પખવાડિયાં, મહિના, ઋતુ, સંવત્સર, સ્થિતિ કરેછે, તે અવિનાશી જગદીશ્વરના શાસનથી પૂર્વ તથાં પશ્ચિમમાં વહેના-રી નદીઓ, સફેદ પર્વતમાંથી નીકળી તે પ્રવાહિત થાય છે.

ગાર્ગી ! જે માણસ તે અક્ષય પરમાત્માનું યથાર્થ તત્વ ન જાણતાં, કેવળ યાગ, યજ્ઞ તપશ્ચર્યા તથા હોમ કરે છે, તે કદાપિ સ્થાયી ફળ મેળવવામા સમર્થ થતો નથી. પરંતુ જે તેનું તત્વ જાણીને પરલોક ગમન કરે છે, તેજ બ્રાહ્મણ છે. એટલે ખરેખરા બ્રહ્મજ્ઞ છે. ગાર્ગી ! તે ઇશ્વરને કોઇ જોતા નથી ખરા, પરંતુ તે સર્વને જુવે છે. કોઇ તેનું સાંભળી શકતા નથી, પણ તે સર્વનું સાંભળે છે. કોઈ તેનો વિચાર કરી શક્તા નથી, પરંતુ તે સર્વને જાણી શકે છે, ગાગી ! આદૃશ્ય-માન નભોમંડળ એનાથી ઓતપ્રોત ભાવથી પરિવ્યાપ્ત થઇને રહેલું છે.

ગાર્ગી દેવીની બુદ્ધિના વિષયમાં અમે આથી મોટી બીજી કેઇ ઓળખાણ

આપીએ ? એવા ધર્મ જ્ઞાનની હદ નક્કી કરવામાં કોણ સમર્થ થાય ? તર્ક શક્તિ તો અતુલનીય છે. નહિ તો મોટા વખણાયેલા બ્રાહ્મણોની સભામાં સર્વથી ઉપરી થઇને આટલી પ્રભુતા કરવા શા માટે જાય ! ટુંકામાં આ એક અતુલનીય અને અદ્ભુત સ્ત્રી હતી. તેના આવા શ્રેષ્ઠ જ્ઞાન પ્રબળથી સૌ ઋષિઓ છક થઈ ગયા અને તેનાં ઘણાં વખાણ કરવા લાગ્યા હતા. તેણે ઘણા દેશ ભ્રમણ કરી અધ્યાત્મિક જ્ઞાનના વિષયમાં પોતાના અભિપ્રાય જણાવ્યા હતા. આ તત્વજ્ઞ પંડિતા આ શ્રેષ્ટ જ્ઞાન પરિબળથી પૃથ્વીમાં પ્રસિદ્ધિને પામી ગઈ છે.

અરે ! અફસોસ છે કે, આખી પૃથ્વીમાં એક વખતે આર્યાવર્ત આવી તત્વજ્ઞ સાધવીઓના જ્ઞાનોદયથી ચોતરફ ઝળકી રહ્યો હતો, તેજ આર્યાવર્તની મહિલાઓ આજે તેવા જ્ઞાનથી વિમુખ થઇ, અજ્ઞાનતામાં અવતાર ગાળે છે. આ કેવા દુર્ભાગ્યની વાત છે ! અરે ! તે તો રહ્યું, પણ કેટલીક તો ધર્મ તે શું ? નીતિ તે શું ? અને જ્ઞાન તે શું ? એ પણ સમજતી નથી. આ શું થોડા ખેદની વાત છે ! ! ! હે ઇશ ! ભારતવર્ષપર દયા કરી ગાર્ગી જેવી ઘણી સ્ત્રી રત્નો આ દેશમાં પ્રકટ કર ? ! !

# સતીઓ.

## પદ્મણી.

આ સાધ્વી સ્ત્રીનાં માબાપ જગન્નાથપૂરીમાં રહેતાં હતાં. તેનો બાપ અગ્નિહોત્રી બ્રાહ્મણ હતો. આ કન્યા અથાક સ્વરૂપવાન અને ગુણી હતી. તેનો વિવાહ જગન્નાથપૂરી પાસેના કિંદુંબિલ્વ ગામમાં રહેનાર **જયદેવ** કવિ વેરે કર્યો હતો. જયદેવ કવિ ઘણો વિદ્વાન અને પ્રસિદ્ધ હતો. આ સ્ત્રી મહા પવિત્રતા હતી. તેનો પતિપ્રત્યે પ્રેમ ઘણોજ હતો. તેને શ્રીકૃષ્ણની પૂર્ણ ભક્તિ હતી. જયદેવ કવિ ત્યાંના રાજા **સાત્વીક**નો આશ્રિત હતો. તેથી પદ્મણીને રાણીઓ પ્રસંગોપાત બોલાવતી. એક વખતે એવો બનાવ બન્યો કે, રાણીનો ભાઈ મરી ગયો; તે સાથે તેની સ્ત્રી બળી સતી થઈ. તેની પ્રસંસા રાણી બીજી સ્ત્રીઓ સાથે કરતી હતી કે, અહા ! આજે આવી કોઇ પતિવ્રતા છે ! બીજી સ્ત્રીઓ પણ રાણીની હાએ હા કરતી હતી, પણ આ વખતે પદ્મણી તે પાસે બેઠી હતી તે કંઇ બોલી નહીં. તે પરથી રાણીએ જાણ્યું જે તેને ન બોલવાનું કંઈ કારણ હોવું જોઇએ. એમ ધારી તેને આગ્રહથી પૂછ્યું કે તમારો આ વિષે જે વિચાર હોય, તે ખરેખર જણાવો. તેથી પદ્મણીના મુખમાંથી સહજ રીતે એવું વચન નીકળ્યું કે, “ જે ક્ષણમાં પતિનું મરણ સાંભળ્યું, તેજ ક્ષણમાં પ્રાણ તજી દેહ છોડવો એ ઉત્તમ છે. એનેજ

ખરી પતિવ્રતા-સતી સ્ત્રી કહેવી. પતિ સાથે શરીરનો દાહ કરી પ્રાણ તજવાની જરૂર નથી."

આવાં વચનથી રાણીને માઠું લાગ્યું. તેણે પદ્મણીની પરિક્ષા લેવા મનમાં ધાર્યું. એક વખતે રાજા સ્વારી સહિત બહાર ગામ ગયો હતો. તે સાથે જયદેવ કવિ પણ ગયા હતા. આવો લાગ જોઇ રાણીએ ગામમાં અફવા ફેલાવી કે જયદેવ કવિ જંગલમાં ફરવા ગયા હતા, ત્યાં વાઘે તેનો પ્રાણ લીધો. આ વાત જે ક્ષણે પદ્મણીના સાંભળવામાં આવી, તેજ ક્ષણે તે મરણ પથારીએ પડી. આ બનાવથી ગામમાં હાહાકાર થઇ રહ્યો. રાણી ભોંઠી પડી થરથર કંપતી વિચારવા લાગી, જે હવે હું રાજાને શું જવાબ દઇશ. એવી વિલપના કરે છે, એટલામાં તરતજ ઇશ્વર ઇચ્છાથી રાજા અને જયદેવ ગામમાં આવ્યા. જયદેવ ઘેર ગયા, જુએ છે તો પોતાની પ્યારી સ્ત્રી પડેલી છે, એ જોઇ અશ્રુપાતાત કરવા લાગ્યા. રાજાને આનું કારણ તપાસતાં પોતાની રાણીનો અપરાધ જણાયો. તેથી તેને ઘણે પ્રકારે ધિક્કાર આપ્યો. સતીની હત્યા થઇ, તેથી મોટું પાપ લાગ્યું. એમ વિચારી રાજાએ પોતે મરવાની તૈયારી કરી, પણ જયદેવે રાજાને શાંત પાડયો. પછી તેણે પોતાની સ્ત્રીની શય્યા પાસે બેસી અષ્ટપદીઓ ( ગીતગોવિંદ ) એવા મધુર અને કરૂણારસમાં ગાઇ શ્રીકૃષ્ણની પ્રાર્થના કરી કે, આજુબાજુ ઉભેલાં સર્વે માણુસો રૂદન કરવા લાગ્યાં. આઠમી અષ્ટપદી પૂર્ણ થતાંજ ઇશ્વર કૃપાથી પદ્મમણીએ આંખ ઉઘાડી, જેમ કોઇ નિંદ્રામાંથી ઉઠી શરીર ( આળસ ) મરડે, તેમ શરીર મરડી બેઠી થઇ; પતિને આનંદથી પગે લાગી. આ જોઇ રાજા રાણી અને સર્વે ઘણાં ખુશી થયાં. તે રોજ મોટો ઓચ્છવ કર્યો. પતિવ્રતાના પતિપરના અગાધ પ્રેમનાં અને તેના સતીત્વનાં સો વખાણુ કરવા તથા જયદેવને ધન્યવાદ આપવા લાગ્યા. આજુબાજુના રાજાઓએ જયદેવ કવિને તેડાવી મોટી મોટી ભેટો આપી. પદ્મણીના સતીત્વ પ્રતાપથી જયદેવ કવિની ઘણીજ કીર્તિ વધી ગઇ. જ્યાં જાય ત્યાં "જય પદ્મણીપતિ જયદેવ ! !" એમ કહી લોક માન આપવા લાગ્યા. જયદેવે પોતાની સ્ત્રી માટે શ્રીકૃષ્ણની પ્રાર્થના કરી તેને **ગીત ગોવિંદ** કરીને કહે છે. તેનો પાઠ કરવાનો ઘણો મહિમા છે, આજે પણ **કલિંગ દેશ**માંતો શ્રીકૃષ્ણના ઓચ્છવ વખતે અષ્ટપદિઓ ગાઇ, આખી રાત જાગરણ કરવાનો રીવાજ છે. અષ્ટપદીઓનું ઇંગ્રેજી ભાષાન્તર **સર વિલિયમ જોન્સ**ને કર્યું છે. તેનાં ઘણાં વખાણુ થાય છે. અહો ! ધન્ય પદ્મણીના પ્રેમને ! ! એવા પવિત્ર પ્રેમથી તે પોતાનું પાતિવ્રત્ય બતાવી આપી અમર થઇ ગઇ છે. ! ! !

## શકુન્તલા.

આ સતી સ્ત્રી પુરૂકુલોત્પન્ન **દુષ્યંત**ની ધર્મ પત્ની, અને મહાત્મા **કણ્વ-ઋષિ**ની પાલીતા પુત્રી થાય. તેની ઉત્પત્તિ વિષે મહાભારતમાં એવી કથા છે કે;–"મહાત્મા **વિશ્વામિત્ર** ઋષિ મહા ઉગ્ર તપ કરતા હતા. તેથી ઈંદ્રે ભય પામીને તેમનું તપ ભંગ કરવા સારૂ **મેનકા** નામની અપ્સરાને વિશ્વામિત્ર પાસે વનમાં મોકલી તેમનાથી મેનકાને પુત્રી થઇ. એ પુત્રીને મેનકા વનમાં મૂકીને જતી રહી. એવામાં કણ્વઋષિ ત્યાં જઇ ચડયા. તેમણે એ પુત્રીને જોઇ, તેની પાસે કોઇ ન હોવાથી પોતાને આશ્રમે લેઇ જઇ તેને પાળી પોષી મોટી કરી. વનમાં જ્યારે તે એકલી પડી રહી હતી, ત્યારે શકુન્ત નામના પક્ષીએ તેની રક્ષા કરી હતી. તેથી કણ્ણુવઋષિએ તેનું નામ શકુન્તલા પાડયું. શકુન્તલા કણ્વઋષિ જેવા પાલક પિતાના હાથ નીચે ઉછરી ઉત્તમ પ્રકારની કેળવણી પામી સદ્‌ગુણુ સંપન્ન થઇ હતી. તે મહા મનોહર રૂપ લાવણ્યતાવાળી અને તેજસ્વી હતી. આ ઋષિનો આશ્રમ અનેક પ્રકારના વન વૃક્ષો, સુંદર પશુ પક્ષીઓ વગેરેથી ભરપૂર રમણિય વનમાં હતો. **શકુન્તલા** એક વખતે પોતાની સખિઓ સાથે વન વૃક્ષની ઘટામાં પોતાની ગૃહવાટિકનાં વૃક્ષો ઉછેરવા ઘડુલો લેઇ, પાણી સીંચતી થોડો વખત વિશ્રાંતિ લેવા, દ્રાક્ષકુંજની લતા મંડપમાં સખિઓ સાથે બેસી, મૃગલીઓની રમત ગમતથી આનંદ કરે છે. તેટલામાં મૃગયા કરવા નીકળેલો **દુષ્યન્ત** રાજા ફરતો ફરતો અકસ્માત્ આવી ચડયો. તેની દૃષ્ટિએ આ પવિત્રનયના, લતામૃગાંનુરાગિની આશ્રમવાસિની તાપસ બાળા જોવામાં આવી. **દુષ્યન્ત** આ રૂપરાશિની બાળાને જોઇ મોહિત થયો. બંનેની દષ્ટી મળતાં પરસ્પર પ્રેમે આકર્ષણુ કર્યું. **શકુન્તલા** પણ તેને મનથી વરી ચૂકી. શકુન્તલાનો સંકલ્પ ઋષિના જાણવામાં આવતાં, તેણે ધર્મવીર દુષ્યન્ત સાથે પરણાવી. દુષ્યન્ત શકુન્તલા સાથે થોડો વખત રહ્યો. પોતાની પ્યારીસ્ત્રીને પાછળથી પોતાની રાજધાનીમાં તેડાવવાનો નિશ્ચય કરી, પરણ્યાની નિશાની માટે વીંટી આપી ચાલતો થયો. તેના ગયા પછી યોગ્ય સમયે શકુન્તલાને એક પરમ સુંદર પુત્ર થયો હતો. ઠરાવ પ્રમાણે રાહ જોઇ, પણ શકુન્તલા દુર્વાસા નામના ઋષિથી શાપિત હતી કે, "તને દુષ્યન્ત ભૂલી જશે, જ્યારે તે પોતાની આપેલી નિશાનીની વીંટી જોશે, ત્યારે તું યાદ આવશે; નહીં તો યાદ આવશે નહીં." ઇશ્વર ઇચ્છાથી શકુન્તલાએ અભિજ્ઞાન વીંટી ખોઇ નાંખી. પણ તે જાણુતી નહોતી કે મેં ગુમાવી છે. દુષ્યન્ત શકુન્તલાને શાપ પ્રભાવથી ભૂલી ગયો. તેથી કણ્વ ઋષિએ તેની દાસી અને શિષ્યની સાથે શકુન્તલા અને પુત્ર સહિત દુષ્યન્ત પાસે મોકલી. તે વીંટી ગુમાવીને વિશ્વમોહિત કરનાર મનોહર પવિત્રરૂપ લઇને, પોતાને જન્મેલા પુત્ર સાથે વલ્કલ પહેરી પવિત્રનયના લતામૃગાનુરાગિની, આશ્રમવાસિની તાપસબાળા દુષ્યન્તની સામે આવી ઉભી રહી બોલી;—"રાજન ! હું તમારી પત્નીછું. અને આ બાળક તમારો

પુત્ર છે." રાજાએ તેની વાતપર વિશ્વાસ કર્યો નહીં. ધર્મવીર દુષ્યન્ત જે રૂપ રાશિ જોઇને તે દહાડે મોહિત થયો હતો, તે રૂપરાશિ હમણાં દુષ્યન્તની આંખ મનને વિમુગ્ધ કરે છે. દુષ્યન્ત શકુન્તલાને શાપ પ્રભાવથી ભૂલી ગયો છે ખરો, પરંતુ જે આંખ તે દહાડે શકુન્તલાને જોઇને પોતાના મનને ઉન્મત કરતી હતી, આજ પણ તેની તે આંખ અને તે મન રહેલું છે, તો કેમ આજે શકુન્તલા તેની પાસે અલ્પાશા થઇને ઉભી છે ? આ બધું ત્યાં જેટલા ઉભાં હતાં; તેઓ ધ્યાન લગાડીને જોતાં હતાં. દુષ્યન્ત પણ તે રૂપ જોઇને મુગ્ધ થાય છે, ને વિચાર કરે છે કે;—

## માલિની વૃત.

"મુજ વિકટ ઉભેલું રૂપ સોહાગણું આ;
પ્રથમ કદિ કર્યું મેં લગ્ન એ સાથ કે ના.
મન નવ દ્રઢ થાયે એ વિષે આજ મારૂં;
ઘડિ ઘડિ ઉઠવાથી તર્ક આ એજ સારૂં.
જયમ ભ્રમર ફરે છે જૂઇનું પુષ્પ ભાળી;
અતિ દવજળથી છે એ ભરેલું નિહાળી.
મન નહિ ધરતો એ લાલચે ભોગ લેવા;
ત્યમ નહિ કરતો એ પુષ્પનો ત્યાગ એવા."

એ પ્રમાણે ઘણો વિચાર કરે છે, પણ શકુન્તલા મારી છે, એમ તેનું મન માન્યું નહીં. તેથી તેને ગ્રહણ કરવાને એકદમ ના પાડી, ત્યારે શકુન્તલાએ પોતાના પ્રિય સ્વામીને કહ્યું;—'રાજન ! ભાર્યા ધર્મ કાર્યમાં પિતા સ્વરૂપ છે—આર્ત્ત મનુષ્યની જનની સ્વરૂપ છે, અને મુસાફરના વિશ્રામ જેવી છે. સત્ય પરમ બ્રહ્મ છે. સત્ય પ્રતિજ્ઞા પ્રતિપાલન કરવી, એ પરમોત્કૃષ્ટ ધર્મ છે. એટલા માટે તમે સત્યનો ત્યાગ કરશો નહીં.' એ પ્રમાણે તેણે આ ઠેકાણે ઘણાં ધર્મનીતિનાં વચનો કહ્યાં. રાજાની ધર્મ ઉપર આસ્થા ઘણી હતી. તેથી મનને નક્કી થયા વગર આવું રૂપ જોઈ મોહિત થયો નહીં કે તેનું કહેલું માન્ય કર્યું નહીં. આવી રીતે રાજા તરફથી શકુન્તલાનું ઘણું અપમાન થયું, પણ તેને પતિપર જરાએ અભાવ આવ્યો નહીં, કે કટુ વચન બોલી નહીં, તેનાપર જે દુઃખ આવી પડયું, તે ધૈર્ય ધારી સહન કર્યું, તે પૂર્વ પ્રમાણેજ પ્રીતિભાવ રાખી ઉભી રહી. અંતે ઈશ્વર કૃપાથી ખોવાયેલી વીંટી અકસ્માત મળી, તે દુષ્યન્ત રાજાની નજરે પડતાંજ શકુન્તલા યાદ આવી. યાદ આવતાંજ તરત પોતાની પ્રાણ પ્રિયા શકુન્તલા તથા નાના પુત્રને પ્રીતિ પૂર્વક ભેટી રાજ મહેલમાં તેડી જઇ રાખ્યાં, અને હળીમળીને સુખમાં દિવસ નિર્ગમન કર્યા. પુત્રનું નામ ભરત પાડયું. એ ભરત આગળ જતાં મોટો પરાક્રમી રાજા થયો. અને તેનાજ નામ ઉપરથી આર્યાવર્ત્ત દેશનું નામ

**ભારતવર્ષ** અથવા **ભરતખંડ** પડયું. કેટલાક કહે છે કે, શકુન્તલાના પુત્ર ભરતના નામ ઉપરથી નહિ, પણ ઋષભદેવના પુત્ર **જડભરતના** નામ ઉપરથી આ દેશનું નામ ભરતખંડ પડેલું છે. ગમે તેમ હો, તો પણ આ સતી શકુન્તલાનો પુત્ર ભરત રાજા બહુ પરાક્રમી અને ચક્રવર્ત્તિ રાજા હતો. એમાં કાંઇ શક નથી.

---

## દેવયાની.

આ સતી **શુક્રાચાર્યની** કન્યા અને **યયાતિ** રાજાની ધર્મ પત્નિ થાય. તે વિદ્યુત સરખી તેજસ્વિની અને સૌંન્દર્યવાન હતી. તેમજ તે ચતુર અને બુદ્ધિશાળી હતી. તેને **શર્મીષ્ટા** નામે એક રાજ પુત્રી બેનપણી હતી. એક વખતે **દેવયાની** પોતાની આ બેનપણી અને બીજી કેટલીક સખીઓને સાથે લઇ નદીએ સ્નાન કરવા ગઈ હતી. સ્નાન કર્યા બાદ ઉતાવળે ભૂલથી શર્મીષ્ટાનાં વસ્ત્રો પહેરાઇ ગયાં. આ જોઇ શર્મીષ્ટાએ કહ્યું કે, તું ઋષિબાળા છતાં મારાં વસ્ત્રો કેમ પહેરે છે ? તેં મારૂં અપમાન કર્યું. માટે હું આ વાત મારા પિતાને જણાવી તને તથા તારા પિતા શુક્રાચાર્યને ગામમાંથી કાઢી મૂકાવીશ. એમ કેટલીક તકરાર કરી શર્મીષ્ઠાએ બીજી સખીઓને સાથે લઇ દેવયાનીને કુવામાં નાંખી દીધી. આ ખબર શુક્રાચાર્યને થયા. તેણે ક્રોધ કરી રાજાને કહ્યું કે, તારી પુત્રીએ મારી કન્યાને વગર અપરાધે સહેજ વાત સારૂ કૂવામાં નાંખી દીધી. માટે હું શાપ દઇશ અને તારો અને તારા રાજનો નાશ કરીશ. ઋષિનાં આવાં વચનથી રાજા ઘણો ગભરાયો. રાજાએ કહ્યું, મારાપર કૃપા કરી આટલો અપરાધ ક્ષમા કરશો, એવી હું પ્રાર્થના કરૂં છું. આ અપરાધ બદલ આપ જે કહેશો તે કરવા હું તૈયાર છું. રાજાનાં આવાં દીન વચન સાંભળી શુક્રાચાર્યે કહ્યું, તારી પુત્રીએ મારી પુત્રીનો અપરાધ કર્યો છે, માટે તે પોતાના પતિનો સંગ કર્યા વગર આખો ભવ તેની દાસી થઇ રહે. આ વાત રાજાએ કબૂલ કરી. એટલે ઋષિ ત્યાંથી પોતાના આશ્રમે ગયા.

હવે **દેવયાનીએ** કૂવામાંથી બાહાર નીકળવાને ઘણાંએ વળખાં માર્યાં પણ તેનું કાંઇ વળ્યું નહીં. તેવામાં **યયાતિ** રાજા મૃગયા રમવાને ગયેલો, તે તૃષા લાગવાથી અકસ્માત્ આવી ચડયો. તેણે કૂવામાં જોતાં અંદર એક રૂપ સુંદર કન્યાને દીઠી. કન્યાએ કૂવા કાંઠે રાજાને દીઠો. અંદરથી દેવયાનીએ કહ્યું કે, રાજન્ ! મને કાઢો. રાજાએ પોતાનો જમણો હાથ લંબાવી તેનો જમણો હાથ પકડી કાઢી. દેવયાનીએ બહાર નીકળી તેનો ઘણો ઉપકાર માની કહ્યું કે, રાજન્ તમે મને આજે જીવિતદાન દીધું અને વળી મેં આજ સુધી કોઇ પુરૂષનો હાથ પકડયો નથી. આજ તમેજ મારો જમણો હાથ તમારા જમણા હાથથી પકડી

કૂવામાંથી કાઢી; માટે મારે તો હવે તમેજ પ્રાણાધાર ખરા પતિ છો. હવે મારે બીજો પુરૂષ ભાઈ બાપ સમાન છે. જો તમે મને નહીં વરો, તો હુંતમને હત્યા આપીશ. હું હવે કદી પણ બીજો પતિ કરી વ્રતભંગ કરીશ નહીં.

રાજાએ કહ્યું કે, કુમારી! હું એમ કદી કબૂલ ન થાઉં. જો તારો પિતા શુક્રાચાર્ય વિધીસર મને પરણાવે તોજ હું તારી સાથે વરીશ. દેવયાનીએ એ વાત માન્ય રાખી. ઘેર જઇ તેણે પોતાના પિતાને વિતેલી સઘળી વાત કહી બતાવી. તેપરથી શુક્રાચાર્યે વિચાર્યું કે-દેવયાનીનું કહેવું વ્યાજબી છે. માટે મારે તેના કહેવા પ્રમાણે કરવું ઘટીત છે. એમ વિચારી તેનાં લગ્ન યયાતિ રાજા સાથે વિધિસર કર્યાં. પછી ઋષિએ શર્મીષ્ઠાના પિતા પાસે જઇ કહ્યું કે, હવે તારી પુત્રીને પણ યયાતિ રાજા સાથે પરણાવ અને દેવયાનીની દાસી કરી મોકલ. દેવયાનીએ યયાતિ રાજા સાથે એવો કરાર કરાવી લીધો કે, આ મારી દાસીને તમને એના કુંવારા ગ્રેહ ઉતરે એવા કારણથી પરણાવું છું. માટે તેનો તમારે કદી પણ સંગ ન કરવો. કરો તો મારામાં ને દાસીમાં પછી ફેર શો? દાસી કદી મારા પ્રમાણે હક ભોગવવાને લાયક નથી. શાસ્ત્રમાં કહ્યું છે કે;—"**સ્ત્રીઓને એકજ પતિ હોવો જોઇએ, અને પતિને પણ એકજ પત્ની હોવી જોઇએ. સ્ત્રી એ પતિવ્રત પાળવું એ તેનું ભૂષણ છે, અને પુરૂષે એક પત્નિવ્રત પાળવું એ તેમને ભૂષણરૂપ અને કલ્યાણકારકછે.**" વળી લગ્ન ક્રિયા થતી વખતે કોલકરારમાં તમે પ્રતિજ્ઞા કરી કહ્યું છે કે;—**હું તારા સિવાય બીજી કોઇ સ્ત્રીને નહીં ઇચ્છું.** માટે તે પ્રમાણે વર્તવા મારી સાથે બંધાએલા છો. આ દાસીને તો મારે લીધેજ વરાવવી પડે છે. જો તમે એ પ્રતિજ્ઞા તોડી મારો અર્ધાંગનાનો હક બીજાને આપશો, તો હું તે રોજથી મારા પિતાને ત્યાં જઇ રહીશ. યયાતિ રાજા દેવયાનીના કહેવા પ્રમાણે કરવાને બંધાયો. શર્મીષ્ઠાને પરણાવી, એટલે તે દાસી થઇ રહી. દેવયાની પતિની આજ્ઞાનુસાર રહી પતિવ્રતાના ધર્મ પ્રમાણે વર્તવા લાગી. પતિને રાજકાજ વગેરેમાં સલાહ અને સહાયતા આપી ઘણી ઉપયોગી થઇ પડી. એ રીતે સુખ અને આનંદમાં ઘણાં વર્ષ કાઢયાં. એક વખતે યયાતિ રાજાએ દૈવ ઇચ્છાથી ભૂલી શર્મીષ્ઠાનો સંગ કર્યો તે રોજથી દેવયાની પિતાને ઘેર જઇ રહી, બાકીની જીંદગી ઇશ્વર આરાધનામાં યોગિની દશામાં રહીને ગાળી સદ્‌ગતિને પામી.

---

## મીરાંબાઇ.

આ પરમ સાધ્વી સ્ત્રી મારવાડમાં આવેલા **મેડતાના જયમલ** રાઠોડની પુત્રી થાય. તેમનો જન્મ સંવત ૧૪૮૦ માં રજપૂતાનામાં આવેલા **નેરેટા** નામે

ગામમાં થયો હતો. તેને મારવાડના પ્રખ્યાત કુંભારાણાની સાથે સંવત ૧૪૯૫ માં પરણાવી હતી. મીરાંબાઇનો પિતા જયમલ રાઠોડ વિષ્ણુ ભક્ત હતો. તેથી તે પોતાના ઘરમાં શ્રીકૃષ્ણની એક સુંદર મૂર્ત્તિ રાખીને તેની બહુજ ભાવથી પૂજા કરતો અને સંત સાધુઓનો પણ સમાગમ રાખતો હતો. પિતાનું આવું વર્ત્તન જોઇને મીરાંબાઇનું ચિત્તપણ શ્રીકૃષ્ણ ભક્તિમાં પરોવાયું, એવું કહેવાય છે કે, મીરાંબાઇનું સૌંદર્ય બહુ અલૌકિક હતું; તેના જેવી રૂપવંતી નારી એ વખતમાં બીજી કોઇ જોવામાં આવતી નહોતી, ચિતોડના મહારાણાને આખી રજપૂત કોમના વડા તરીકે આદર માન મળતું અને તેનું વડિલ પણું સઘળાએ સ્વીકારેલું હતું. તેથી રજપૂતાનાની સર્વથી વધારે રૂપવંતી રજપૂત કન્યા હોય, તેજ તેની મહારાણી થવા પામતી હતી. તે પ્રમાણે ચિતોડના ગાદી વારસ કુમાર કુંભાસિંગ સાથે તેના પિતાએ પરણાવી હતી. વૃદ્ધ રાણાના મરણ પછી તે મેવાડની મહારાણી થઇ હતી. તે પોતે તથા તેનો પતિ કુંભોરાણો* બંને જણ નાનપણથીજ કવિ હતાં. તે બંને ગાયન વિદ્યામાં પણ ઘણા કુશળ હતાં. રાણોજી મીરાંબાઇની રાજ્ય કાર્યમાં સલાહ અને સહાયતા લેતો હતો. તેમનું મન હરેક પ્રકારે સંતોષવાને ચૂકતો નહિ, પોતાનો પતિ તરીકેનો ધર્મ શું છે તે સમજતો અને તે પ્રમાણે વર્ત્તતો હતો. મીરાંબાઇ દયાળુ, પરોપકારી, અને ઇશ્વર ભક્ત હતી. પ્રજાજન ઉપર પ્રીતિ રાખી તેમનું હરેક પ્રકારે શ્રેય થાય, તેવી રીતે કરવાને રાણાને કહેતી. તેથી પ્રજાની તેણે ઘણી પ્રીતિ સંપાદન કરી હતી. તેનું મન ઇશ્વર અને પતિભક્તિમાં ચોટેલું હતું. ઇશ્વર ભક્તિમાંથી પરવાર્યા પછી નિરંતર પતિ સેવામાં હાજર રહેતી, પતિવ્રતાના ધર્મ પ્રમાણે ચાલી પતિનું મન હરેક પ્રકારે રંજન કરવા ચૂકતી નહિ. ફુરસદનો ઘણો વખત કવિતા રચવામાં અને ગાવામાં ગુજારી રાણાને આનંદ આપતી. ઇત્યાદિ રીતે આ દંપતિ એક બીજાના સુખ દુઃખમાં ભાગ લેતાં, એવો પરસ્પર ગાઢ પ્રેમ હતો. પરંતુ પાછળથી દૈવયોગે ધીમે ધીમે બેઉ જણના મતમાં ફેર પડતો ગયો. રાણાનો સંસારી બાબતમાં શોખ વધતો જતો, ત્યારે મીરાંબાઇ ઇશ્વરી બાબતો ઉપર વધારે લક્ષ આપવા લાગી. મીરાંબાઇ જેવી રૂપમાં પરમ સુંદરી હતી, તેવીજ અંદરના સૌંદર્યમાં પણ હતી. તે પરણીને સાસરે જઇ સ્વામિ ભક્તિમાં નિયુક્ત થઇ હતી; તોપણ તેનું મન ઇશ્વરભક્તિમાંથી લેશ પણ ખસ્યું નહોતું. તે ધીમે ધીમે આ સંસારના સાર રહિત વિષય સુખનો ત્યાગ કરવા લાગી. તેને લાગ્યું કે ઇશ્વર તરફ ભક્તિ ભાવ રાખ્યા સિવાય આ જગતનું સુખ કોઇથી સંપાદન થઇ શકતું નથી, અને પેલી દુનિયામાં પણ સુખની આશા

* આ રાણો જેવો વીરપુરૂષ અને ઉદાર હતો, તેવોજ તે વિદ્વાન પણ હતો. તેણે જય દેવ કવીના રચેલ "ગીત ગોવિંદ" નામે પ્રખ્યાત ગ્રંથ ઉપર ટીકા લખી હતી. તેણે સંવત ૧૪૭૫ થી સંવત ૧૫૨૫ સુધી રાજ કર્યું હતું.

રાખી શકાય નહિ; આ સર્વ વિચારથી ઇશ્વરમાં પ્રેમ લાગ્યો.

ઇશ્વર ભક્તિ એ મનુષ્યના હૃદયની સંજીવની શક્તિ છે. જેનું હૃદય હમેશાં ભક્તિ રસમાં ડુબેલું રહે છે, તે મનુષ્ય હોવા છતાં પણ દેવલોકનું પવિત્ર સુખ ભોગવે છે, ભક્તિસદાય સ્વચ્છ જળની માફક નિર્મળ છે. તે સુખ આપી જીવનને વધાર-નારી છે. ભક્તિવાન મનુષ્યો ઉંચ ગતીને પામે છે, તેમનું હૃદય નિર્મળ રહે છે, અને તે જડ જગતની અનંત શક્તિનો વિકાશ જોઇને પણ તેઓ આનંદ પામી સુખી થાય છે. આ નાશવંત જગતમાં કોઇની સાથે તેની તુલના થઇ શકતી નથી. આ સંસારના અસ્થિરપણાનો અને શરીરના નાશવંત પણાનો વિચાર કરીને મીરાંબાઇએ પોતાની મેળે અનંત શક્તિમાન ઇશ્વરનું શરણ લીધું. સ્વામી અને તેનાં બીજાં કુટુંબીઓ શીવ ભક્ત હતાં. તેથી તેને પોતાના સસરા સાથે ધર્મ વિષયમાં મોટો સંવાદ થયો હતો, પરંતુ તે પોતાના મતથી જરાપણ ડગી નહિ. તે ઇશ્વર ભક્તિ પ્રતાપથી પવિત્ર આનંદ મેળવવા લાગી. તેણે આ સંસારના સારરહિત વિષય સુખનો ત્યાગ કર્યો, રાજપાટનુ સુખ, ભોગ વિલાસ અને સંસાર વ્યવહાર માં પ્રપંચથી કંટાળીને એ સર્વે તજી દેઇ ભક્તિ માર્ગ સ્વીકાર્યો- તે પોતાની સ-ખીઓ સાથે ઇશ્વર ભજન કરવા લાગી અને શ્રીકૃષ્ણની સ્તુતિનાં ગાયનો રચવા લાગી. તેનો કંઠ કોયલના જેવો હતો, તેમનું ગાયન પણ ઉમદા પ્રકારનું હતું. તેની સખીઓ પણ તેના મધુર ગાયનથી છક થઈ ગઇ હતી. તે પોતાની સાસુ-ને કહેવા લાગી કે;—"મને તો કશુંએ સારૂં લાગતું નથી. તમારૂં રાજપાટ, મોજ મજા, અને રંગ વિલાસને હું શું કરૂં? મારૂં મનતો શ્રી હરિ ઉપર ચોંટેલું છે. માટે હું તો સર્વ સુખ છોડી ને તેનેજ વળગી રહીશ." એવા દૃઢ નિશ્ચયથી ભક્તિમાં લીન થઇ ગઇ. હવે ચિતોડના કિલ્લામાં રહીને ઇશ્વર ભજન કરવા કરતાં, શ્રીકૃષ્ણના મંદિરમાં જઇને ઇશ્વર ભક્તિ કરવાનો તેણે નિશ્ચય કર્યો. પહેલે દિવસે સ્વામી પ્રત્યે નું કર્ત્તવ્ય કરી, તેમની આજ્ઞા લઇ, તેણે શ્રીકૃષ્ણ મંદિરમાં જઇને ઇશ્વર ભક્તિ કરી. તેમાં તે એટલી બધી ચકચૂર થઈ ગઇ કે તેને ભાન સરખું રહ્યું નહિ. તેથી તેની સખીઓએ તેને ઘણી મેહેનતે સાવધ કરી. પછી થોડી વારે ઉઠીને તે પોતાના રાજમેહેલમાં ગઇ. તે દિવસથી દરરોજ મંદિરમાં જઇને તે પોતાના મધુર અવાજે ઇશ્વરનુ ભજન કરવા લાગી. તે હવે રાજમેહેલ છોડીને પોતાનો ઘણો ખરોવ-ખત એ મંદિરમાં ગુજારવા લાગી. આ પ્રમાણે તે પોતાનો ઘણો ખરો વખત ઇશ્વર ભજનમાં રોકતી, તોપણ રાણો તે વિષે તેને કાંઇ કહેતો નહિ, પણ તેને હરેક પ્રકારે સગવડ કરી આપતો અને તેમનું ઇશ્વર ભક્તિમાં ઘણું ચિત્ત લાગેલું જોઈ ખુશી થતો. મીરાંબાઈ ભૂખ તરફની દરકાર રાખ્યા સિવાય ભજન કરવા લાગી, અને મૂખે "શ્રીગોવિંદ" તથા "શ્રીરામ, રામ," એ નામનો જપ કરવ લાગી, તેણે પોતાની ભક્તિથી લોકોનાં મન સેહેલાઇથી ઇશ્વર તરફ દોર્યાં, અને ભક્તિ પ્રવાહમાં પોતા-

ના દેહને છોડી મૂક્યો. તેને તેમ કરતાં અટકાવવાને રાજમાતાએ ઘણી મેહેનત કરી; પરંતુ તેમાં તે ફાવી નહિ. ત્યારે મીરાંબાઇને તેણે રાજમેહેલમાંથી રજા આપી. તેથી રાણાએ તેને જુદા મેહેલમાં રાખી ખાવા પીવાનો બંદોબસ્ત કરી આપ્યો. આટલું થયા છતાં પણ તેણે ભક્તિ નહિ છોડતાં, જે દીક્ષા લીધી હતી, તેમાં તે દ્રઢ રહી. તેથી તેની કીર્ત્તિ ભરતખંડના ઘણા ખરા ભાગમાં પ્રસરી ગઇ.

મીરાંબાઇની અપૂર્વ ભક્તિ વિષે મહાન્ મોગલ શેહેનશાહ અકબરે સાંભળ્યું. તેથી તેને જોવા તથા તેનું ગાયન સાંભળવાને તે ઘણો આતુર થયો. ચિતોડના મહારાણાએ અકબરનું વડીલપણું કબૂલ કર્યું નહોતું; તોપણ તેમના વચ્ચે ઝાઝો દુશ્મન દાવો નહોતો. તે છતાં જાહેર રીતે મીરાંબાઇને જોઇને તેનાં ગાયનો સાંભળવા દેવાની માગણી કરવી, એ રજપૂતોનો જુસ્સો ઉશ્કેરવા જેવું છે, એમ જાણીને તેણે તેમ કરવાની હિંમત કરી નહિ. તેથી તેણે પોતાના પ્રખ્યાત ગવૈયા તાનસેનને બોલાવીને એ વિષે તેની સલાહ પૂછી. ત્યારપછી બંને જણ મસલત કરીને સન્યાસીના વેષમાં ચિતોડના જે મંદિરમાં મહારાણી રોજ જતી હતી, ત્યાં ગયાં, અને સર્વ સાધારણ લોકોની વચ્ચે બેસીને મીરાંબાઇનું ભજન સાંભળ્યું. તેથી ખરેખર તેઓ મુગ્ધ થયા. મીરાંબાઈ જેવી સુંદરનારીના કંઠનાં મધુર ગાયનો સાંભળ્યાથી અકબરના મન ઉપર એટલી બધી અસર થઇ કે, તે એકદમ ઉઠીને તેને પગે પડ્યો, અને પોતાના પાપનો છુટકારો કરીને પોતાને ઇશ્વરનો રસ્તો દેખાડવાની વિનંતિ કરી; ત્યારપછી તેણે પોતાના કપડામાંથી એક મૂલ્યવાન હીરાનો હાર કહાડીને તેની આગળ ધર્યો, અને કહ્યું કે;—"માનવંતાબાઇ ! આ નાની સરખી ભેટ મારી તરફથી કૃપા કરીને કબૂલ રાખશો, અને તે આ દેવની મૂર્ત્તિના ગળામાં આપના હાથથી નાખો." મીરાંબાઇએ તે હાર તેના હાથમાંથી લીધો, અને તેની તરફ નજર ફેરવીને બોલી કે;—"મહારાજ ! આ હાર ઘણી મોટી કીમતનો લાગે છે, ત્યારે મને જણાવશો કે, આપ જેવા સન્યાસીની પાસે આવી કીમતી ચીજ કેવી રીતે આવી ?"

વેષ ધારી સન્યાસીએ (અકબરે) જવાબ આપ્યોકે;

"બાઇ! અમે પવિત્ર જમના નદીમાં સ્નાન કરવા માટે ગયા હતા, ત્યાંથી તે અમને મળી આવ્યોછે, અને તે તમારા આરાધ્ય દેવને અર્પણ કરવા સિવાય તેની સાથે અમને કશું કામ નથી." પછી મીરાંબાઇએ દેવતા ઉપરની તેમની એવી પ્રીતિનાં વખાણ કરીને તેમનો અભાર મન્યો. એટલે સન્યાસીઓ ( અકબર અને તાનસેન ) ચાલતા થયા.

એ રીતે અકબર શુદ્ધ બુદ્ધિથી હાર આપીને દિલ્હી ગયો, પરંતુ એજ હાર મીરાંબાઇ જેવી પવિત્રનારીના સંસાર સુખનો નાશ કર્ત્તા થઇ પડ્યો. એ હાર એટલો બધો કીમતી હતો કે, તેની વાત થોડા વખતમાં બહાર ફેલાઇ ગઈ, અને છેવટે

તેના સ્વામીને કાને પણ ગઇ-તેથી તેણે એ હાર જોવા સારૂં મંગાવ્યો, અને તેની કીંમત ઝવેરીઓ પાસે કરાવતાં ૧૦ લાખ રૂપિયાની થઇ. વળી એક ઝવેરીએ તો એટલે સુધી જણાવી દીધું કે, આ હાર દિલ્લીના શેહેનશાહ અકબરને ત્યાં વેચવામાં આવેલો તેજ છે. તે ઉપરથી રાણાએ તપાસ કરાવતાં માલમ પડયું કે, જે બે જણા સન્યાસીના વેષમાં આવીને હાર આપી ગયા હતા, તેમાંનો એક અકબર પોતે અને બીજો તેનો ગવૈયો તાનસેન હતો. મીરાંબાઇના દુશ્મનોએ રાણાને એ વિષે એવું સમજાવ્યું કે, દિલ્લીનો મુગલ બાદશાહ રાણીને જોવા માટે આવ્યો હતો, અને તેનો સ્પર્શ કરીને તેણે એ હાર ભેટ આપ્યો છે. તેથી મેવાડના નિષ્કલંકી શિશોદિય રાજ કુટુંબપર નામોસીની છાપ પડી છે. એવી રીતે કહીને રાણાને ઘણો ભંભેર્યો. તેથી મીરાંબાઇ ઉપર તેને ઘણો ક્રોધ ચઢયો, અને છેવટે તેને મારી નાખવાનો હુકમ કર્યો; પરંતુ એ હુકમ અમલમાં લાવનાર કોઇ પણ માણસ મળ્યું નહિ, ત્યારે રાણાએ મીરાંબાઇને ઝેરનો પ્યાલો મોકલીને તેને પ્રાણ ત્યાગ કરવાનું ફરમાવ્યું, ત્યારે તેણે પોતાના એ પતિનાં છેલ્લાં દર્શન કરવાની ઇચ્છા જણાવી, પરંતુ રાણાએ જણાવ્યું કે;–"હું તમને જોવાને બિલકુલ રાજી નથી." મીરાંબાઇએ જણાવ્યું કે;–"ઠીક, પ્રાણનાથ ! હું આપનો હુકમ અમલમાં આણીશ."

મીરાંબાઇ પોતાના સ્વામીનાથનો હુકમ અમલમાં આણવાને મધ્યરાત્રે ઉઠી પોતાનો બાદશાહી પોષાક બદલીને માત્ર સાદાં કપડાં અંગપર પહેરી લીધાં. પછી સર્વને ઉંઘતાં મૂકીને તે છાની માની મેહેલ છોડીને ત્યાંથી ચાલી નીકળી. ચાલતાં ચાલતાં એક નદીને કિનારે તે જઇ પહોંચી. ત્યાં થોડીવાર થોભીને નદીના ઉછળતા વેગવાળા પાણીના પ્રવાહમાં તેણે કુદકો માર્યો. ત્યારપછી તેનું મગજ ભમવા લાગ્યું, તેની આંખ આગળ કંઈ દેવતાઇ તેજ નજરે પડયું, વળી થોડીવાર પછી તેણે એક વિચિત્ર દેખાવ જોયો. ઝળકતાતેજ વાળી એક દેવી તેની નજર આગળ આવીને ઉભી રહી, અને વાંકી વળીને તેના ગાલ ઉપર ચુંબન કર્યું ! પછી તેણે હસીને મીરાંને કહ્યું કે;–"મીરાં તેં તારા સ્વામીની આજ્ઞા માન્ય કરીને તારો જીવ તેં બરબાદ કર્યો છે; પરંતુ હજુ તારે જગતમાં વધારે મોટું કાર્ય કરવાનું બાકી છે. તે એકે મનુષ્ય જાત ને સુખી કરવા માટે ઇશ્વર ને ચાહાવાનો જે શ્રેષ્ટ ગુણ, તે તારે લોકોને શીખવવો જોઇએ અને તે કામ તારેજ બજાવવાનું હોવાથી તું જા, અને તેપર અમલકર." એટલું કહીને દેવી અદ્રશ્ય થઇ ગઇ. ત્યાર પછી મીરાંએ આંખો ઉઘાડી, ત્યારે દિવસ ઉગ્યો હતો, સૂર્યનારાયણ આકાશમાં ખુબ તેજથી તપતો હતો, અને પોતે નદીને કિનારે ઘસડાઇ આવેલી હતી, તે ઉઠીને ઉભી થઇ, અને પોતાની આસપાસ નજર ફેરવીને જોયું, પરંતુ કોઇ પણ પ્રાણી તેની નજરે પડયું નહિ. પછી ત્યાંથી આગળ ચાલવા માંડયું. માર્ગમાં તેને કેટલાક ભરવાડના છોકરા મળ્યા. તેમને મીરાંએ કહ્યું કે;—"મારા વ્હાલા પુત્રો ! તમે

મને વૃન્દાવનનો રસ્તો બતાવશો ?" તે છોકરાઓએ તેની મીઠાશ ભરેલી વાણીથી ખુશી થઇને તેને દૂધ પીવા આપ્યું, અને પછી વૃન્દાવનનો માર્ગ બતાવવા તેની સાથે ચાલ્યા. મીરાંબાઇ મુખે પ્રભુનું નામ ઉચ્ચારતી અને ભજન ગાતી આગળ ચાલી. જે ગામમાં થઇને જતી, ત્યાં તેનાં મધુર ગાયનોથી મીઠાશ પથરાતી હતી. લોકો પોતાનું કામકાજ છોડીને તેનાં ગાયન સાંભળવા માટે તેની આસપાસ વિંટળાઇ વળતાં હતાં. તેમ નાના બાળકો પોતાનું રમવાનું છોડી દેઇને તેની પછવાડે "હરી, હરી," પોકારતાં ચાલતાં હતાં. લોકો તેને મહા ભક્ત દેવી જાણીને ઘણી શ્રદ્ધા કરતાં હતાં. કેટલાકતો ઘણી પ્રકારની ભેટ સોગાદો તથા ખાવાની તરેહવાર વાનીઓ બનાવીને તેની આગળ ધરતા હતા. પરંતુ મીરાંબાઇ તે સર્વ ઉપકારની સાથે પાછું આપતી હતી. તે માત્ર દૂધ પીનેજ રહેતી હતી. કેટલાક જણ તો મીરાંની અલૌકિક ભક્તિના આકર્ષણથી ખેંચાઇને ઘરબાર તજી તેની સાથેજ જવા લાગ્યાં. તેમને તેણે ઘણુંએ સમજાવી પાછા વાળવાનો પ્રયત્ન કર્યો, પણ તેઓ પાછા ન જતાં તેની પુંઠે પુંઠે જવા લાગ્યાં. એકપછી એક તેની પછવાડે જનારાઓની સંખ્યા હજારોની થઇ પડી. તેથી જ્યારે તે વૃન્દાવનની પવિત્ર ભૂમિપર જઇ પહોંચી, ત્યારે જાણે કૈલાસની એક મોટી દેવી પોતાના લાવ લશ્કર સહિત ઉતરી આવી હોય, એવો દેખાવ થઇ રહ્યો. લોકો મીરાંબાઇના ઉતારાની આજુબાજુ પડાવ નાંખી પડયાં અને તેમનાં ભજનના અમૃત રસમાં મગ્ન રહેવા લાગ્યાં.

મીરાબાઇ વૃન્દાવનમાં જઇ પહોંચવાના સમાચાર આખા દેશમાં વીજળીના તારની પેઠે એકદમ પ્રસરી ગયા. તેમનાં ગાયનો ગરીબની ઝુંપડીમાં, તેમજ રાજાઓના મેહેલમાં એક સરખી રીતે ગવાવા લાગ્યાં. જેઓ તેને ચિતોડમાં જોઇને વખાણતા, જેઓ તેને જોવાથી બે નશીબ હતા, તેઓ તેનાં દર્શન કરવા માટે આતુર થઇ ગયા. થોડા વખતમાં તો એ પવિત્ર સ્થળમાં હજારો લોકોનાં ટોળે ટોળાં ભેગાં થયાં. એ રીતે મેવાડની મહારાણી મીરાંબાઇ પોતાના રાજ્ય બળે નહિ, પણ એક ભિક્ષુક અબળાના વેષમાં પોતાની ભક્તિના બળે મનુષ્ય જાતનો છુટકો કરીને, આ જગતમાં સ્વર્ગ જેવું બનાવવા લાગી. તેના ભજનોથી ત્યાંની હવામાં જાણે સ્વર્ગનો મીઠાશ પથરાઇ ગયેલો દેખાયો. તેનાં ગાયનો આખા ભારત વર્ષમાં ગવાવા લાગ્યાં. ચિતોડ પણ તેની એ અમૃતમય પ્રસાદીથી બાતલ રહ્યું નહિ. તેના દરેક મહોલામાં તથા ગલીઓમાં દરેક મનુષ્યના મુખમાં મીરાં એમ કહે છે, અને મીરાં તેમ કહે છે. એવા શબ્દોથી પુરાં થતાં ગાયનો રમી રહ્યાં હતાં. ચિતોડનો મહારાણો જ્યાં જ્યાં જતો, ત્યાં ત્યાં પોતાની મહારાણીનું નામ તેના સાંભળવામાં આવતું. હવે તેને લાગ્યું કે, તેની રાણી એક એવા મહારાજ્ય ઉપર હકુમત ચલાવે છે કે, જેની આગળ તેનું મેવાડ સરખું રાજ્ય પણ કાંઈ

વિસાતમાં નથી. હવે તેની પક્કી ખાત્રી થઇ કે, મીરાંએ મેવાડના પવિત્ર રાજ્ય કુટુંબને નામોશીનો ડાઘ લગાડયો નથી; પણ ઉલટું તેની કીર્તિમાં મોટો વધારો કર્યો છે. આવું સમજ્યાથી પોતે મીરાંબાઈ પ્રત્યે ચલાવેલી વિરૂદ્ધ વર્ત્તણુંક ઇત્યાદિને માટે તેને ઘણો પસ્તાવો થવા લાગ્યો. પછી તે મીરાંબાઇને મળવા માટે છુપો વેષ ધારણ કરીને પગે ચાલી વૃન્દાવન ગયો. અને જ્યા મીરાં એક મંદિરના પગથી આંપર બેસીને ભજન ગાતી હતી, ત્યાં તે દાખલ થયો. પછી હળવે હળવે તેણે મીરાંની પાસે જઇને ભિક્ષા માગી. ત્યારે મીરાંએ કહ્યું કે;—"હું પણ એક ભિક્ષુક અબળા જાતછું, માટે તમારે કોઇ શ્રીમંત પાસે જઇને હાથ ધરવો જોઇએ." રાણાએ કહ્યું કે;—"એક ખરેખરો ભિખારી પોતાના આશ્રય દાતા પાસેથી મદદ માગવા માટે આવે છે." મીરાંબાઇએ કહ્યું કે;—"કહો વારૂ હું તમને શી રીતે મદદ કરી શકુ ?" તુર્તજ રાણો બોલી ઉઠયો કે;—"હું તમારી માત્ર માફી માગું છું" પછી તેજ વખતે પોતે ધારણ કરેલો વેષબદલી નાંખ્યો. એટલે મીરાં તેને ઓળખીને સાનંદાશ્ચર્ય પામી. પછી ઝટ ઉઠીને પતિને પગે પડી, અને બોલી;—"પ્રિયનાથ ! મારા છત્રપતી ! શું અંતે તમે મને યાદ કીધી ખરી કે !" તેમના એ સુખ મેળાપથી બેઉને કેવો આનંદ થયો હશે ? એનો વિચાર વાંચનારે પોતેજ કરી લેવો.

આવી રીતે મેળાપ થયા પછી મીરાંબાઇ અને રાણો બંને જણાં વૃન્દાવનમાંથી પોતાને વતન ચિતોડમાં આવ્યાં. ત્યાં મીરાંબાઇ પોતાના સ્વામીની સંગે ઘણા આનંદથી રહેવા લાગી, અને રાણો પણ તેને તેની મરજી પ્રમાણે ભક્તિ કરવામાં મદદગાર થયો. હવેથી મીરાં આખા વર્ષના છ મહિના ચિતોડમાં રહીને પોતાના સ્વામીની સેવા કરવા લાગી, અને બાકીના છ મહિના વૃન્દાવન દ્વારિકા, અને ગુજરાત વગેરે સ્થળે રહીને ઇશ્વર ભક્તિ કરતી હતી. તે સંસારને તદ્દન છોડી દેવાની વિરૂદ્ધ હતી. તે લોકોને એવો ઉપદેશ કરતી કે, તેમણે ઘરમાં રહીને સંસારની ફરજો બજાવી ઇશ્વર ભક્તિ કરવી. એમાં જરા પણ ખામી પડવા દેવી નહિ. જે એવી રીતે ઇશ્વર ભક્તિ પ્રેમપૂર્વક શ્રદ્ધાથી કરે છે, તેમનું સર્વ પ્રકારે કલ્યાણ થાય છે.

મીરાંબાઇ નિરાશ્રયસંત સાધુઓને આશ્રય આપી સંતોષતી હતી. પાછળ કહેવામાં આવ્યું છે, તેમ જેનામાં ભક્તિ પ્રવાહ વહ્યાં કરે છે, તેની નસોમાં ઘણું કરી કવિતા રચવાની શક્તિ પણ સેહેજ ઉત્પન્ન થાય છે. પવિત્ર ભક્તિના પ્રતાપથી મીરાંબાઇની કવિતા પણ પાણીના પ્રવાહની પેઠે અવિચ્છિન્ન ધારામાં નીકળતી હતી. આ જે પણ મીરાંબાઇનાં પદો આખાભરતખંડમાં ચારે તરફ ઘણાજ આદરની સાથે લોકો ગાય છે. કવિતા કરવાની ચતુરાઇમાં, તેમ સંગીતશાસ્ત્રમાં પણ કુશળ હતી. તેણે ઘણી ખરી હિંદીભાષામાં કવિતા કરી છે. પણ તેમાંની કેટલીક ઘસાઇ ઘ-

સાઇને ગુજરાતી થયેલી છે. વળી એ ગુજરાતમાં ઘણો વખત રહેલી હતી. તેથી ગુજરાતીમાં પણ કેટલીક કવિતા તેણે કરેલી છે. એનાં પદ નાનક અને કબિરના ગ્રંથોમાં પણ છે. તેણે પોતાના કૃષ્ણ–રણછોડને પ્રેમભક્તિથી ગાયો છે. નવાં કીર્ત્તન જોડવા માટે તેશ્રીમદ્ ભાગવત સાંભળતી, અને વૃન્દાવત તથા દ્વારિકામાં સંત મંડળોમાં બેસીને વીંણા લેઇ ગાતી હતી–તેની કવિતા મનોરંજક અને રસિક છે. તેમ ભાષા શુદ્ધ અને સરળ છે. તેમાં પ્રેમનો જુસ્સો ઘણો છે. ગુજરાતમાં તેનાં પદ ગરબા ગાવાના પ્રસંગે, સારૂં ગાઇ જાણનાર સ્ત્રીઓ બહુ છટાથી ગાય છે. તેમજ સાધુઓ પણ ગાય છે. કબીરપંથમાં તથા નાનકપંથમાં જે ક્રિયાવિધિ વિષે પ્રકરણો છે, તેમાં તેની કવિતાનો સંગ્રહ કરેલો છે. મીરાંબાઇ સંવત ૧૫૨૦ માં પોતાની ૪૦ વર્ષની ઉમરે આ લોક છોડીને પરધામમાં ચાલી ગઇ છે. એ વિષે એવું કહેવાય છે કે, તે પોતાના આરાધ્ય દેવ રણછોડજીના મંદિરમાં જઇને પ્રાર્થના કરી, આ લોકમાંથી હમેશને માટે અદ્રશ્ય થઇ ગઇ છે. એ વાતની સચ્ચાઇ વિષે અમે તેમ હો, પણ હાલ મેવાડમાં શ્રીકૃષ્ણની મૂર્ત્તિની સાથે મીરાંબાઇની મૂર્ત્તિની પણ પૂજા થાય છે. લોકો કહે છે કે, તે શ્રીકૃષ્ણની એકાગ્ર ભક્તિથી અદ્રષ્ય થઇ ગઇ છે. તેનું આ સ્મરણ રહેવા માટે છે. મીરાંબાઇના નામનો એક જૂદો ધર્મ સંપ્રદાય પણ ચાલે છે. એ સંપ્રદાયવાળા મીરાંબાઇની તથા શ્રીકૃષ્ણની શ્રદ્ધા પૂર્વકભક્તિ કરે છે. એ રીતે એ આખા ભારત વર્ષમાં અમર કીર્ત્તિ મેળવી ગઇ છે. ધન્ય છે! મીરાંબાઇને !! અને તેની ઉંચી સમજ શક્તિને !!!

## ભોગવતી.

આ સાધ્વી પૂર્વ દેશના જયરાજની પુત્રી હતી, તે ઘણી રૂપાળી હતી. તેણે વેદ, પુરાણ, ન્યાય, કાવ્ય વગેરેનો અભ્યાસ કર્યો હતો. પરલોક હિતાર્થે કૃત્ય કરવામાં વિનય, આચાર વિચાર, નીતિ, અને સ્ત્રી ધર્મ વગેરેમાં પ્રવિણ હતી. તેનો વિવાહ શૂરસેન રાજાના પુત્ર નાગરાજ સાથે કર્યો હતો. "ભેંસ પાણીમાં ને સાટું થાય." તેમ આ સાધ્વી સ્ત્રીનું લગ્ન નાગરાજને જોયા કર્યા વગર સુરસેન રાજાના પ્રધાનના વખાણ કરવાથી થયું હતું. વળી પરણતી વખતે રજપૂત નિયમે ખડ્ગ સાથે પરણાવી હતી. સાસરે આવ્યા પછી નાગરાજ પાઠશાળામાં ભણે છે; એવું ખોટું બહાનું કાઢી મેળાપ થવા દીધો નહોતો. તેથી આ સાધ્વી તો પતિવ્રતાના ધર્મ પ્રમાણે વર્ત્તી સાસુ સસરાની સેવા કરતી. નાગરાજ તે ખરેખર નાગ જેવોજ કદરૂપો અને ક્રુર હતો. પુર્વ જન્મમાં સૌભરી ઋષિના શાપથી આ જન્મે આવી દશાને પામ્યો હતો. તેથી ભોગવતીના સાસુ સસરો તેને પતિ પાસે મૂકતાં લજવાતાં હતાં, અને અફસોસ કરતાં હતા કે, આવી રાજકુમારીને એ

પાશે મોકલીએ, તો એ તેને જોઇ ઘણી દિલગીર થાય. પણ જ્યારે ભોગવતીને આ ખબર થયા; ત્યારે તે ખુશીથી પતિ પાસે ગઇ. પોતાના પતિવ્રત્તાના ધર્મ પ્રમાણે નહીં ગભરાતાં સેવા કરવા લાગી. એક વખતે ઇશ્વર ઇચ્છાથી તેના પતિએ કહ્યું કે;—તું મારાથી કેમ ભય પામતી નથી? ત્યારે ભોગવતીએ કહ્યું "સ્ત્રીને પતિ એ ઇશ્વરથી બીજે દરજ્જે પૂજ્ય છે, તો તેનાથી કોણ ભય પામે? સ્ત્રીને પતિ ગમે તેવો મળ્યો હોય, તોપણ સેવવો એ તેમનો ધર્મ છે," વિગેરે રીતે તેણે સ્ત્રી ધર્મનું વર્ણન કરી બતાવ્યું. ભોગવતી જેવી પરમ સાધ્વી અને વિદ્યાના ઉંચ સંસ્કાર વાળી નારીના મૂખથી ઉત્તમ જ્ઞાનની વાતો સાંભળીને નાગરાજને જ્ઞાન પ્રાપ્ત થયું. જ્ઞાન પ્રાપ્ત થવાથી નાગરાજે કહ્યું કે;—"હે સતી! તું મને ગોદાવરી સ્નાન કરાવ અને તેને કાંઠે મારા નામનું શિવાલય બંધાવ, તો હું પૂર્વ રૂપને પામી સુખી થાઉં. તે ઉપરથી ભોગવતી સાસુ સસરાની રજા લઇ પતિને તેડી ગોદાવરી ગઇ તે પ્રમાણે કર્યું કે, નાગરાજનો કદરૂપો ચેરો બદલાઇ જઇને સ્વરૂપવાન થયો. આ પ્રમાણે સુખી થવાથી બંને ઘણાં આનંદ પામ્યાં; ત્યાંથી ચાલી તેઓ પોતાના શહેર પાસે આવ્યાં, પણ તેના નાનાભાઇઓએ તેને ઓળખી ન શકયાથી પેસવા દીધાં નહીં. આ માટે નાગરાજે અને ભોગવતીએ ઘણું ઘણું કહ્યું પણ માન્યું નહીં. તેથી નાગરાજને ક્રોધ ચડયો, લડવાની તૈયારી કરી. આ જોઇ સતી ભોગવતી ખેદ પામી વિચારવા લાગી કે, લડાઇ થતાં મારા પુત્રરૂપ દીયરોનો નાશ થશે. માટે બધાં ભાઇઓમાં સ્નેહ અને સંપ વધે એમ કરવું એ મારો ધર્મ છે. એમ કલ્પના કરી પતિને હાથ જોડી કહ્યું કે;—સ્વામીનાથ! "આપ તો સર્વજ્ઞ અને ગુણ સંપન્ન છો, પણ આપની અલ્પ બુદ્ધિવાળી દાસીની જરા અરજ ધ્યાનમાં લેશો. આપ જાણો છો કે;—ભાઇઓ વિના મોટા ગદ્દિપતિ પણ ગરીબ જેવા લેખાય છે. ભાઇઓ છે એ જમણી બાહુ છે. જેને ભાઇઓમાં સંપ છે, તે ગમે તેવો ગરીબ હોય તોપણ પૃથ્વીપતિ જેવો સુખી ગણાય છે. આ સંસારમાં ભાઇઓની સહાયતાની ઘણી જરૂર છે. ભાઇઓ વિના પૃથ્વીપતિ થવાતું નથી. એવું ઇંદ્રને ભાઇ કરી કશ્યપ પુત્ર વામનજીએ સિદ્ધ કરી આપ્યું છે. ભાઇઓથી જુદા પડી થતો લાભ તે અલાભજ સમજવો. ભાઇઓ સાથે રહેતાં હાણ થાય, તોપણ તે લક્ષ્મીની ખાણ જેવી સમજવી. જે નિર્ધન છે પણ તે બંધવ રૂપ ધનને પોષે છે, તેજ ધનવાળો છે. જે ધનવાળો છે, પરંતુ બંધવને પોષતો નથી, તેજ નિર્ધન છે. બંધુ એજ અમૃતનો સાગર છે. જેની મદદથી લક્ષ્મી મળવી દુર્લભ નથી. બંધુ વિના આપત્તિમાંથી કોણ ઉગારે? અરે! ભાઇઓના સ્નેહને કોઇની ઉપમા અપાઇ શકાતી નથી. હે પ્રભુ! કૃપા કરી મારા પતિના ભાઇઓમાં સ્નેહ અને સંપ વધારો એવું માગું છું. આ પ્રમાણે કહ્યા પછી વળી કહ્યું; પ્રાણનાથ મારૂં માનો યા ન માનો એ આપની મરજી, પણ યુદ્ધમાં તો જય

પરાજયનો ભરૂસો નથી. માટે મારી અરજ છે કે;—તમો ત્રણ દિવસ સુધી યુદ્ધ કરવું બંધ રાખો. એ ત્રણ રોજ વામન વિજય. ધ્રુવ ચરિત્ર એનાં સર્વે ભાઇઓએ નાટક જોવાં." સતીના કહેવા પ્રમાણે સૌએ કબુલ થઇ એ નાટક જોયાં. એમાં નાગરાજે તો નિશ્ચય કર્યો, કે મારે યુદ્ધ કરવું નથા, નાના ભાઇઓ પ્રત્યે શો ધર્મ છે, એ મારા જાણવામાં આવ્યું. હવે મારે રાજ્ય જોઇતું નથી. આમ વિચારી તેણે પોતાના ભાઇઓને કહ્યું, "તમો સુખેથી મારો ભય રાખ્યા વગર રાજ્ય કરો." તેના ચાર નાના ભાઇઓએ પણ મોટા ભાઇ પ્રત્યે શો ધર્મ છે એ જાણ્યું, તેથી તેઓ પસ્તાવો કરી હાથ જોડી કહેવા લાગ્યા કે—"મોટા ભાઈ! અમે જે કાંઇ કહ્યું હોય અગર તમારો અપરાધ કર્યો હોય તે કૃપા કરી ક્ષમા કરો! અમારે તો તમારી સેવા કરવી એજ રાજ્ય છે. એમ કહી નાગરાજને ઘણા સોગન દઇ શહેરમાં લાવી રાજ્યાભિષેક કર્યો. આહા! આ શું ભોગવતીના સદ્દગુણનો થોડો પ્રભાવ!! તેણે કદરૂપા પતિને સેવી સુખી કરી, પોતાનું પતિવ્રતાપણું બતાવી આપ્યું. પતિના ભાઇઓમાં સ્નેહ અને સંપ વધાર્યો. પતિને રાજ્યાભિષેક કરાવ્યો. તેથી સર્વે ભાઇઓ સુખી થયા. એ સાચી સતી વગર બને તેવું નથી. આ રીતે સતી ભોગવતાએ ભાગ્યોદય કર્યો. ધન્ય ભોગવતી તમારા પતિવ્રતા પણાને!!!

## માલતી.

આકાશમાં જેમ તારાની અંદર ચંદ્રમા દીપી નીકળે છે; તેમ સ્ત્રીઓમાં સતી સ્ત્રી શોભી નીકળે છે. સતી માલતી પણ તેવીજ સતી શિરોમણી હતી. પરદુઃખ ભંજન ગંધર્વોના રાજા ચિત્રસેનને માલતી નામે સુંદર કુમારિકા હતી. તેનાપર માત પિતાનું પુત્ર કરતાં પણ અધિક હેત હતું. તે નીતિસૂત્રનાં મૂળતત્વોને જાણનારી, વ્યવહારિક કામમાં કુશળ, વિદ્યાકળામાં પ્રવિણ અને સદ્દગુણના સાગર જેવી હતી, તેને તેના પિતાએ ઉપબર્હણ નામના એક ઉત્તમ ગંધર્વ સાથે પરણાવી હતી. એ પતિવ્રતા પોતાનાં પવિત્ર આચરણોથી પતિને પ્રસન્ન રાખી અનેક અપ્રતિમ સુખો ભોગવવા લાગી. એકાગ્રચિત્તે પતિમાં પ્રીતિ રાખી તેની આજ્ઞા પ્રમાણે કાર્ય કરતી હતી. એ પોતાના ગુણ પ્રભાવે સર્વ લોકોમાં પ્રશંસાને પામી હતી. એક વખતે બ્રહ્મલોકમાં મોટો ઉત્સવ થયો. તે પ્રસંગે સર્વ દેવો, દેવકન્યાઓ વગેરે ગયાં હતાં; ત્યાં ઉપબર્હણ પણ ગયો હતો. સભા સમક્ષ ઉર્વશી, મૈના, મોહિની અને રંભા વગેરે અપ્સરાઓ ગાન, તાન અને નૃત્ય કરતી હતી. તેમાં રંભાનું રૂપ, લાવણ્યતા અને નૃત્ય ચિત્તાકર્ષક જોઇને ઉપબર્હણ મોહ પામ્યો. તે આ વખતે પોતાનો મનોભાવ ઢાંકી શક્યો નહીં. આ વાત બ્રહ્માએ જાણી તેને ધિક્કાર આપ્યો કે;—" ઓ! વિવેકહિન ગંધર્વ! તેં લજ્જા તજી સભાનું અપમાન થાય

એવું કર્યું. માટે તું અહીંથી જા, મેં બતાવીશ નહિ. એમ કહી શિક્ષા કરી. આવા અપમાન અને શિક્ષાથી તે મૂર્છા પામી પૃથ્વીપર પડયો.

**માલતી** પતિની આવી હાલત જાણી ઘણી વિવ્હળ થઇ ગઇ, પતિના દેહને આલિંગન કરી ગળે વળગી વિલાપના કરવા લાગી. અરે! આ અણચિંતવી આફત કયાંથી આવી પડી! અરે! નાથ દીનદાસીપર કૃપા કરી ઉઠો! મને ધૈર્ય આપો. અરે! પતિ વગર માત તાત અને બ્રાતનો સમાગમ પણ સુખદાયક થતો નથી. હે કાંત! હું તમને હજારવાર પ્રણામ કરૂં છું કે મને એકવાર તમારી શીતળ વાણી સંભળાવો! ઓ દીન બંધુ પ્રભુ! ભૂમીના ભાર ઉતારનાર! આપની દીન કિંકરીપર કરૂણા કરી મને દુઃખ દરિયામાં ડુબતી ઉગારો. અરે! મારે બીજા કોઇ વરદાન કે સુખો જોઇતાં નથી. એક મારા પતિના અપરાધની માફી માગું છું તે આપો. વગેર રીતે પ્રાર્થના કરી, બળી મરવા તૈયાર થઇ. ત્યારે દેવોએ દયા કરી; કેમકે સતીના કોપથી **રામ સીતા**ને વિયોગ થયો, કૌરવો અને **રાવણ**ના કુળનો નાશ થયો. માટે સતી કોપથી સારૂં ફળ થશે નહીં, એમ વિચારીને દેવોએ ઉપબર્હણને મૂર્છા ઉતારી બેઠો કર્યો. પછી સતી **માલતી** પતિ સાથે આનંદથી ઘેર ગઇ અને સુખેથી કાળ ગમન કરવા લાગી. એ રીતે સતી **માલતી**એ પોતાના પતિને દેવોના અપરાધથી મુક્ત કર્યો.



## પદ્મા.

**અનંણ** રાજાને **પદ્મા** કરીને એક ગુણવંતી કુંવરી હતી. **પિપલાદ** નામે વૃદ્ધ મુનિએ તેની માગણી કરી. રાજાએ વિચાર્યું કે વૃદ્ધને મારી પુત્રી કેમ આપી શકાય? પણ તેના કોપ ભયથી તે સાથે પરણાવી. પદ્મા પરણી પતિ સંગાથે વનમાં ચાલી નીકળી, ત્યાં નિત્ય નિયમે પતિવ્રતાના ધર્મ પ્રમાણે પ્રેમે કરી વર્તવા લાગી. એમ કરતાં ઘણા દિવસ ગયા. પછી એક સમયે **ધર્મરાજા**એ વિચાર્યું કે, આ વૃદ્ધ પતિને પામી છે, તો તેની એ વિષે કેવી બુદ્ધિ છે, તે મારે જોવું જોઇએ. એમ વિચારી જયારે પદ્મા **ગંગા** તીરે સ્નાન કરવા ગઇ હતી, ત્યાં તેના શીલની પરીક્ષા લેવાને **ધર્મરાજા** સુંદર યુવાન રાજાનો વેશ ધારણ કરીને રસ્તામાં આડા ઉભા રહ્યા. સતીને બોલાવી કહ્યું કે, હે સુંદર સ્ત્રી! તારૂં જીવન વૃથા છે; કારણ કે તારો પતિ વૃદ્ધાવસ્થાથી ચાલી શકતો નથી; તેનું શરીર શિથિલ થઇ ગયું છે. માટે તું તેને મેલીને મારી સાથે ચાલ, સંસારનું સુખ ભોગવ. હું તને અનેક પ્રકારના વૈભવ ભોગવાવીશ. તું નકામી અવસ્થા શા માટે ખુએ છે? તેનાં આવાં વચન સાંભળી સતી ક્રોધ કરી બોલી—અરે દુષ્ટ દુરાચારી તું કોણ છે? અરે! મૂર્ખ ગમાર અહીંથી દૂર જા? તારૂં મુખ જોવાથી પણ મને પ્રાયશ્ચિત

પડે છે. એમ કહી પદ્મા ચાલી નીકળી. તોપણ તેણે રસ્તો છોડયો નહીં; ત્યારે સતીએ ક્રોધથી કહ્યું;—અરે! તું શા માટે દુઃખી થાય છે! રસ્તો છોડી દૂર જા. નહીં તો મારા વ્રત પ્રભાવથી તારૂં ખરાબ કરીશ. આ પ્રમાણે કહ્યા છતાં પણ પાસે આવવા લાગ્યા, તેથી સતીએ કોપાયમાન થઇ તેના નાશનો ઉપાય આદર્યો એ જોઇ સર્વ લોકો કંપી ગયાં. દેવોએ આવી સતીનું પૂજન કરી કહ્યું કે,—એ તો ધર્મરાજા છે, તે તમારી પરીક્ષા લેવા આવ્યા છે, વગેરે કહી સતીને શાંત પાડી, ત્યારે સતીએ વીચાર્યું કે ધર્મનો પ્રભાવ સાવ નાશ થવાથી દુનિઆને મોટું નુકશાન થશે. માટે કળીયુગમાં એનો પ્રભાવ 'પા' ભાગે રહેશે એવું વચન કહ્યું. એ રીતે સતીનું સતીત્વ જોઇ ધર્મે કહ્યું "હું તારૂં વ્રત જોઇ ઘણો પ્રસન્ન થયો છું. તેથી વરદાન આપું છું કે તારા સઘળા કાર્યો સિદ્ધ થશે. મારા આશીર્વાદથી તને કોઇ વિઘ્ન કરી શકશે નહીં" આવું વરદાન આપી ચાલતા થયા. સતી પોતાને આશ્રમે આવી ઘણાં વર્ષ પતિ સાથે અનેક પ્રકારનાં સુખો ભોગવી અખંડ કીર્ત્તિ રાખી ગઇ છે. અહો! ધર્મ વિષે સતીની ભવિષ્ય વાણી આજે સત્ય થતી જાય છે.

## ઇલા.

આ સતી મનુની કન્યા થાય. તેને વશિષ્ટના પુત્ર શક્તિ સાથે પરણાવી હતી. તે મહા તેજસ્વી, ધાર્મિક, નમ્ર સ્વભાવની અને પતિવ્રતા હતી. તેને પેટે પારાસર જેવા વિદ્વાન, તેજસ્વિ, રાજનીતિજ્ઞ, અને ધાર્મિષ્ઠ, પુત્ર ઉત્પન્ન થયા. સતી ઈલાએ પારાસરને બાળપણામાં ઘણી પ્રકારનું ઉત્તમ શિક્ષણ આપી નીતિનીપૂણ નરશ્રેષ્ઠ બનાવ્યા હતા. આ ઋષિના હૃદયમાં તેની માતાના શિક્ષણની ઉંડી છાપ પડી હતી. તેથી તેઓ આગળ જતાં ખંતી, ઉદ્યોગી, શોધક અને ગ્રંથકર્ત્તા નીકળ્યા. આ ઋષિએ પારાસર સ્મૃતિ વગેરે ગ્રંથો બનાવ્યા છે, ખગોળ તથા નૌકાશાસ્ત્રમાં પણ પ્રણુવિણુતા મેળવી સમુદ્ર પર્યટન કર્યું હતું; એટલુંજ નહિ પણ તેણે ભરતખંડને લગતા બેટો શોધી કાઢયા હતા. આ કાર્યમાં તેની સ્ત્રી મત્સ્યગંધાએ ઘણી સહાયતા આપી કહેવાય છે. વગેરે કાર્યોથી તે ઘણા પ્રસિદ્ધ થઇ ગયા છે. આ બધો તેની ઇલા જેવી સાધ્વી માતાના શિક્ષણ બળનોજ પ્રતાપ હતો.

ઈલાએ પોતાની પુત્રવધૂ મત્સ્યગંધાને દીકરીની પેઠે રાખી સારી સંભાળથી પતિ સેવા, ગૃહકાર્ય અને ધર્મ નીતિ વગેરેનો ઉપદેશ આપી, એ કાર્યોમાં કુશળ કરી હતી. તે જાણે મા દીકરી હોય, તેની પેઠે સાસુ વહુમાં પરસ્પર ઘણો સ્નેહ હતો. તે કદી વહુનું અપમાન થાય, એમ કહેતી કે કરતી નહી. તેમજ

વહુ પણ સાસુને પોતાની માની પેઠે જાણી મર્યાદા સાચવી, તેમને જેવી રીતે પ્રિય લાગે તેવી રીતે વર્તતી. કદીપણ સાસુ સામું બોલતી નહીં કે, અપમાન થાય એવું કહેતી કે કરતી નહીં. આ પ્રમાણે હોવાથી, સૌ તેમનાં વખાણ કરતાં અને તેમનો દાખલો આપતાં. આજની ભવાડા કરની સાસુ વહુઓએ આ પરથી ઘણું શિક્ષણ લેવાનું છે.

ઇલાએ પતિની સેવા કરી તેમને અનુસરી ચાલી; તેની ઘણી પ્રીતિ સંપાદન કરી હતી. તેમજ સગાં સ્નેહીઓમાં તેમની પ્રતિષ્ઠા ઘણી હતી. સૌ સ્ત્રીઓ તેમની સલાહ લઇ કાર્યો કરતી હતી. વગેરે તેના ઉત્તમ સદ્‌ગુણોપરથી તે ઘણી પ્રસિદ્ધ થઈ ગઇ છે.

---

## લીલાવતી.

એ ધારાનગરીના વિદ્યાવ્યસની પ્રસિદ્ધ રાજા **ભોજની** પત્ની થાય. તે મહા સ્વરૂપવાન અને તેજસ્વી હતી. તેમજ વિદ્વાન, સત્ય, નીતિજ્ઞ, ધાર્મિક અને પતિવ્રતા હતી. તેનાપર ભોજરાજાની ઘણીજ પ્રીતિ હતી. પ્રસિદ્ધ પંડિત કાળીદાસ અને બીજા વિદ્વાનો વચ્ચે દ્વેષભાવ ચાલતો હતો. ભોજરાજા કાળીદાસને ઘણુંજ ચાહતો હતો. તે બીજા વિદ્વાનો સહન કરી શક્તા નહીં. તેણે તેને કાઢી મૂકવાનો પ્રપંચ આદર્યો, એક દાસીને સમજાવી કે ભોજરાજા કાળીદાસને કાઢી મૂકે એવી યુક્તિ કર, તો તને અમે એક મોતીનો હાર આપીએ. દાસીએ તે પ્રમાણે કરવા હા પાડી. એક વખતે ભોજરાજા સૂતો હતો. તેને કંઇ ઊંઘતો ને કંઇ જાગતો જોઇ તે દાસીએ પોતાની એક સખીને કહ્યું;—"સખિ મદન માલની! દુષ્ટ કાળીદાસ તો સ્ત્રી વેશે અંતઃપુરમાં લીલાવતીને ત્યાં આવે છે!" ભોજરાજાએ આ વાત સાંભળી, વિચાર કર્યો કે આ વાત અસંભવિત છે; પરંતુ પરિક્ષા જોવા માટે કાળીદાસને દેશપાર કર્યો. આ વાત લીલાવતીના જાણવામાં આવતાં તેણે રાજાને પૂછ્યું કે;—"મહારાજ! આપના પરમ મિત્ર કાળીદાસને દેશમાંથી શા માટે દૂર કરેલા છે? રાજાએ કહ્યું, "રાણીજી! કોઇએ મારી પાસે કહ્યું હતું, કે કાળીદાસ અંતઃપુરમાં આવે છે તેથી." રાણી આવાં વચન સાંભળી હસીને નિઃશંકપણે બોલી;—મહારાજ! હું ભાગ્યશાળી છું કે મને આપ જેવા પતિ મળ્યા છે. આપને મારા સ્વભાવનો અનુભવ છે; તેનું મન બીજા પતિપર કેમ જાય? નજ જાય. જે સ્ત્રી પોતાનો ધર્મ જાણે છે, તે કદી પણ પરપુરૂષને ઇચ્છશે નહીં. તે કદિ રૂપ, યૌવન, ધન, માલમિલ્કતથી સંપન્ન હોય તોપણ શું થયું? પતિવ્રતા સ્ત્રી કદી એવી લાલચે લોભાઇ પાપ કર્મ કરશેજ નહીં. ક્ષણિક સુખ માટે પતિને અપ્રિય થશે નહીં, કે પોતાનો ભવ બાળી પાપ

કર્મ કરી નર્કમાં પડશે નહીં. તે કોઇના છળ પ્રપંચ કે કાવાદાવાથી ભોળવાશે નહીં. ગમે તો બળાત્કાર થાય કે કોઇ પ્રકારનું દુઃખ આવી પડે, તોપણ પ્રાણ જતાં સુધી પતિવ્રતા સ્ત્રી શીયળનો ભંગ કરશે નહીં. જે સ્ત્રી એવું પાપ કર્મ કરે છે, તેને સ્ત્રી નહીં પણ પિશાચણી સમજવી. એવી નીચ વૃત્તિની સ્ત્રીને ધિક્કાર છે! મારા પ્રત્યે શંકા ઉત્પન્ન થઇ છે, માટે તમે જો મને સતી કે અસતી ઠરાવ્યા વિના અહીંથી પધારશો, તો હું મારો પ્રાણ ત્યાગ કરીશ."

ભોજરાજા તેમના કહેવા પ્રમાણે કરવા કબૂલ થયો. પતિવ્રતરૂપી અગ્નિથી દીપતી સુકોમળ શરીરવાળી લીલાવતી રાણીએ સર્વ સમક્ષ ઇશ્વર પ્રાર્થના કરી કે;—"હે સર્વ શક્તિમાન પ્રભુ! તમે જગત્‌ના સાક્ષીરૂપ છો; માટે જો જાગૃત, સ્વપ્ન, અને સુષુપ્તિમાં પણ મારો પતિ ભોજજ હોય અને બીજો કોઇ ન હોય તો તરત મને સાચી ઠરાવી, દુઃખમાંથી કાઢશો. વગેરે બોલી અનેક સાધનો અને સાક્ષીઓથી ભોજ રાજાને પોતાનું સતીત્વ બતાવી આપ્યું. તેથી રાણી શુદ્ધ ઠરી. સર્વ તેનાં વખાણ કરવા લાગ્યાં. ભોજરાજાએ શરમાઇ જઇ પસ્તાવો કર્યો. રાણીએ તેને શાંત પાડયો. તે પોતાને આવી સતી સ્ત્રી છે, એ જોઇ ઘણો ખુશી થયો. અને સ્વર્ગ સમાન સુખમાં દિવસો નિર્ગમન કરવા લાગ્યો. એ રીતે લીલાવતી પોતાનું સતીત્વ બતાવી આપી, પતિને અત્યંત પ્રિય થઇ હતી.

---

## અંશુમતિ.

આ પ્રતાપી સતી તપોવનમાં રહેનાર સુવ્રત નામે મુનિની પતિવ્રતા સ્ત્રી હતી. તેણે બાળપણમાં ભૃગુઋષિ પાસે વેદ, આત્મજ્ઞાન, પુરાણાદિ ધર્મશાસ્ત્રો વગેરેનું અધ્યયન કર્યું હતું. તેનામાં બુદ્ધિ ચાતુર્ય વખાણવા લાયક હતાં. તેની લાગણી મૂળથીજ પરગજુ હતી. તે પતિ સેવા, ગૃહકાર્ય વગેરે પતિવ્રતાને કરવાના કાર્યોમાંથી પરવારી અવકાશમા પતિની રજા લઇ દીન દુઃખીઓની વહારે ધાતી. તે ભૂખ્યાને અન્ન, તરસ્યાને પાણી, ન વસ્ત્રાને વસ્ત્ર અને રોગીને ઔષધ આપી; તેમની પીડા ટાળવાને પ્રયત્ન કરતી. એવી તે પર દુઃખભંજન હતી. તેમજ મનુષ્યોમાં સદ્‌ગુણોની વૃદ્ધિ થાય, એવા હેતુથી ઉપદેશ આપતી. તે પોતાના ઉપદેશમાં કહેતી કેઃ—

"સર્વ પ્રાણી માત્ર ઉપર સમભાવ રાખી દયા કરો. દયા એ ધાર્મિક મનુષ્યોનું સામર્થ્ય છે. આપણાપર નિર્દયતા વપરાઇ હોય, તો તેનો બદલો દયાથી આપો, જેમ ચંદનવૃક્ષને કુહાડી કાપે છે, તોપણ તેને તે સુગંધી આપે છે. તેમ પુત્ર પુત્રીઓને બાળપણમાં ગૃહકાજનાં કૃત્યોમાંથી થોડો કાળ કાઢી સ્વધર્મનું શિક્ષણ આપો. પિતા, માતા, ગુરુ, અને વડિલોની મર્યાદા સાચવી, તેમને માન આપતા રહો, તમો નિત્ય વિવેક ભર્યાં પ્રીતિયુક્ત મધુર વચનો બોલો. મનુષ્યો વિષય સુખમાં

લુબ્ધ થઇ પોતાની ઈંદ્રિયોથી કંઇ કંઇ અધમ અને અનીતિઓ કરે છે, તેટલા માટે ઈંદ્રિઓને અંકુશમાં રાખી ઈંદ્રિય દમન કરો. ઈંદ્રિયજીત થનારને હમેશાં સુખ પ્રાપ્ત થશે. પરમાર્થ બુદ્ધિનો કદી અનાદર કરતા નહીં. જે કોઇ મનુષ્ય બીજાને દુઃખ દેતો નથી, પણ સર્વનું રૂડું ઇચ્છે છે, તે અક્ષય સુખ ભોગવે છે. મનોધર્મને દબાણમાં રાખો. વિષયના પદાર્થને વળગી રહેવું એ તેના બંધનનું કારણ છે, અને તે પદાર્થથી વિરક્ત રહેવું, એ મોક્ષનું સાધન છે. માટે જ્ઞાનવડે કરી વિષયના પ-દાર્થથી પોતાના મનને અળગું રાખો, સદ્ગુણે વર્ત્તતા છતાં અત્યંત દારિદ્રમાં આવી પડાય, તોપણ દુર્ગુણ ઉપર ચિત્ત લગાડશો નહીં, કેમકે બીજો અવતાર ધારણ કરવામાં માતા, પિતા, પતિ, પત્ની, પુત્ર પુત્રી કે સગાં સંબંધી કોઇ સાથી થતું નથી, માત્ર સત્અગર અસત્કર્મજ સાથે આવે છે. જે વસ્તુ આત્માને વળગી રેહે છે, તે ફક્ત તેણે જે અહીં કર્યું હશે, તેના પરીણામો એટલે કર્મ છે. માટે પોતાથી અ-ળગો ન થાય, એવો સોબતી જે સદ્ગુણ તેનો હમેશાં સંગ્રહ કરો. સદ્ગુણજ ખરો સાથી છે, તેજ તરવાનું સાધન છે, એમ જાણો. મોક્ષ મેળવવા માટે પરબ્રહ્મ –પરમાત્માનું જ્ઞાનવડે મનન કરવું. ધર્મને વધારો;—ધર્મનો નાશ થવાથી આ દેહમાં રહેલા આત્માને લાગતાં પાપ અને ધર્મ પ્રમાણે યોગ્ય વર્ત્તણુક કરવાથી થતાં પુ-ણ્યનો વિચાર કરીને, તેમજ દુર્ગુણથી આત્માનું જન્માંતર થાય છે, તેનો બુદ્ધિથી વિચાર કરીને હમેશાં સદ્ગુણ ઉપર પ્રીતિ રાખીને વિચાર, વાણી, અને કર્મથી પવિત્ર વર્તણુક રાખો. ઇશ્વર–પરબ્રહ્મ તે દરેક મનુષ્યના હૃદયમાં રહેલો છે, તેને મનુષ્ય જાણુતા નથી, પણ મનુષ્ય જે જે કરે છે, તેને તે નિહાળે છે; અને લક્ષમાં રાખે છે. આત્મા તેનો સાક્ષી છે અને તેના પોતાના આશ્રયનું સ્થળ છે, તે મનુષ્યનો સર્વેથી મોટો સનાતન સાક્ષી છે. તમારી મરજીમાં આવે તેમ વર્તશો નહીં. મનુષ્ય પોતાના કર્મને યોગે સુખ દુઃખ પામે છે. એ પોતાની વર્ત્તણુકનું ફળ ભોગવે છે. અધર્મથી સુખ મેળવવાની ઇચ્છા કોઇ મનુષ્યે કદી સ્વપ્નમાં પણ કરવી નહીં—કારણ કે પાપ બુદ્ધિનાં માણસ કદાપી તરત દુઃખ ન દેખે, તોપણ વહેલાં મોડાં એ પાપનું ફળ દુઃખ ભોગવે છે. અને તે જન્મો જન્મ નડે છે. માટે રોજ સવારમાં ઉઠીને પતિ તથા પરમેશ્વર પાસે એજ માગવું કે, **"મને માઠી બુદ્ધિ આપશો નહીં. પરોપકાર કરાવજો, દયા, ધર્મને ધરાવજો અને આપના ઉપર પ્રીતિ લાગે એવી મારી મતિ કરજો"** વગેરે, વગેરે, ઉત્તમ રીતે ચાલવાથી જરૂર પતિ અને પરમેશ્વર તમારાપર ઘણીજ પ્રીતિ કરશે. અંશુમતિના આવા ઉપદેશથી તે સર્વે ઠેકાણે પ્રસિદ્ધિને પામી હતી. સૌ તેને માન આપી પુજ્ય ગણતાં હતાં, તેનો આ ઉપદેશ ઘણો ગનન કરવા જેવો છે. ધન્ય છે, આવી સતીને! કે જેણે પોતાની જીંદગી પરમાર્થ કારણે ગુજારી સફળ કરી.

# સત્યવતી.

**બંગાળા** ઇલાકામાં **માલદહની** અંદર **ગૌડમાં રામાનંદ સ્વામી** કરીને એક પરમ વૈષ્ણવ ભક્ત હતો. એ ગોસ્વામીને કેટલીક જમીન વગર કરની ધર્માદામાં મળી હતી. આ ધાર્મિક પુરૂષ સાધુ સંતોને અન્નપાન વસ્ત્ર વગેરે આપી સેવા કરતો. તેથી આખા દેશમાં પૂજ્ય પુરૂષ ગણાતો હતો. તેની કીર્તિ દેશોદેશ પ્રસરેલી હતી. એની સ્ત્રીનું નામ **સુનીતી** દેવી હતું. તે પરમ સાધ્વી સ્ત્રી હતી. એ વિવિધ પ્રકારનાં વ્રત અને અનુષ્ઠા કરતી. ગામથી ફરતા ગાઉ ગાઉ ઉપર માણુસો મોકલી, કોઇ દીન દુઃખી ભૂખ્યું છે કે નહિ, તેની તપાસ કરાવી અન્ન પહોંચતું કરતી. કોઇ ભૂખ્યું નથી એવી ખાત્રી થયે સ્વહસ્તે રસોઇ કરી પતિ વગેરેને જમાડી જમતી. એવો તેનો નિત્યનિયમ હતો. આ સાધ્વીને **પ્રેમાનંદ** કરીને પુત્ર અને **પ્રભાવતી** કરીને પુત્રી હતી. પ્રેમાનંદ ઘણો વિદ્વાન હતો. તે આ પરમ સાધ્વી **સત્યવતીનો** પતિ થાય. આ કુટુંબ પરિવાર શાંતિ સુખ ભોગવતું હતું. પરંતુ સંસારમાં મનુષ્યના જીવનમાં ઇશ્વર ઇચ્છાથી ફેરફાર થયા કરે છે. હમેશાં કોઇના દિવસ સરખા જતા નથી. વિપદરાશી સર્વના માથાપર ગુપ્ત રીતે ઝુલે છે. કયે વખતે કોના માથાપર પડશે, એ કોઇથી કહી શકાતું નથી. આવો વખત આ ધાર્મિક કુટુંબને પણ આવ્યો. આ જોઇને કોનું હૃદય દગ્ધ નહિ થાય! કોઇને એવી આશંકા ઉઠે કે વળી ધાર્મિક કુટુંબને પણ શું મંગળમય પ્રભુ દુઃખથી રક્ષણ કરતો નથી! ધાર્મિક કુટુંબ જ્યારે દુઃખ સાગરમાં ડૂબકાં મારે, ત્યારે પરમેશ્વરને મંગળમય કેમ કહી શકાય! આવી આશંકા જે માનવમંડળનો ઈતિહાસ જાણે છે તે કદી કરતાં નથી- બંગાલામાં કંપની સરકારનું રાજ્ય હતું. આ વખતે બંગાળામાં મોટા દુકાળ પડયા હતા. જમીનની પેદાસ આવી નહોતી. તેથી જમીનદારોને માથે કર ચડી ગયો હતો. ઘરમાં કંઇ દેવા ન મળે, તોપણ કર ઉઘરાવનાર **દેવીસીંહ** માલ મિલ્કત હરરાજ કરી, મારીને પણ કર વસુલ કરતો. કેટલાક આબરૂદાર જમીનદારોની સ્ત્રીઓને ભરકોર્ટમાં સિપાઇઓ નગ્ન કરી, બેલજ્જ કરતા. આવા જુલમથી દેશમાં ત્રાહે ત્રાહે થઇ રહ્યું હતું. **રામાનંદ** સ્વામીની ધર્માદા જમીનપર કદી કર નહોતો, તોપણ દેવીસિંહે આપવા કહ્યું—**રામાનંદે** જુલમના ભયથી રાજસાહી **રાણી ભવાની** દેવી પાસેથી, પચાશહજાર રૂપિઆ કરજે લઇ, ત્રણ વર્ષનો કર આપ્યો; તોપણ દેવીસિંહે વધારે કર માગ્યો. રામાનંદ પાસે કંઇ રૂપિઆ નહોતા. તેથી દેવીસિંહે તેનું સર્વસ્વ લૂટી લઇ પકડવાનો હુકમ કર્યો. આ ભયથી શું કરવું, એ તેને સુઝયું નહિ, પણ પ્રેમાનંદે હિંમત આપી કે પિતાશ્રી! કંઇ ડરશો નહિ. હું તે પાસે જાઉંછું. તમે મારી ચિંતા નહી કરતાં બેન અને મારી સ્ત્રીને તરત લઇ જઇ રંગપુરમાં કોઇ શિષ્યને ત્યાં જઇ રહો. આ પ્રમાણે કહી ચાલતો

ગયો. તેને રસ્તામાંથી સિપાઇઓ પકડી કચેરીમાં લાવ્યા. કચેરીમાં જમીનદારોની આઠ સ્ત્રીઓને નગ્ન કરી સિપાઇઓ અપમાન કરતા હતા. સ્ત્રીઓ લજ્જાથી હાથવડે આંખો ઢાંકી દે છે. અશ્રુથી તેની છાતી ભીંજાય છે. થરથર કંપતા જોતજોતામાં તો ચાર પાંચ લજ્જાથી બેશુદ્ધ થઇને ધરતીપર ઢળી પડી, મુઆ જેવી થઇ ગઇ. સ્ત્રીઓની આવી દુરાવસ્થા અને ભયંકર દેખાવ જોઇ, પ્રેમાનંદ આત્મસંયમ કરી શક્યો નહિ. તે વાઘની પેઠે ગર્જના કરતો બોલ્યો;—" હે નર પિશાચ ! નરાધમ ! અબળાપર આવો જુલમ ! હમણાં તારૂં ખુન કરીશ ! " એમ બૂમ પાડતોજ કૂદકો મારી છૂરી લઇ દેવીસિંહને મારવા દોડ્યો, નજીક જઇ જ્યાં મારવાનું કરતો હતો, ત્યાં સિપાઇઓએ દોડી આવી પકડી લીધો. પકડાયા છતાં પણ તેને ધિક્કાર આપ્યા કરતો હતો. સિપાઇઓ તેને કેદમાં લઇ ગયા. કેદખાનામાં કેદીઓ બેલઝાડના કાંટાવાળા સોટાથી ઘણો માર મારતા હતા. તેથી તેઓના ચહેરા સૂણી જતા હતા, અને કેટલાક મરી પણ જતા હતા. પ્રેમાનંદને પણ માર પડ્યો. આઠ કેદીઓ તો તે પ્રસંગે મારથી મરી ગયા હતા. આ સર્વ ખબર રામાનંદ તથા સત્યવતીને થયા. તેઓએ જાણ્યું કે પ્રેમાનંદ મરી ગયો હશે. તેથી રામાનંદે આવી તેનું મડદું શોધવા માંડ્યું, પણ ચહેરા સૂણી ગયેલા હોવાથી ઓળખી શકાયું નહિ. તેથી શોકાતુર થઇ પાછો ગયો. સત્યવતીનો વિચાર હતો કે પતિનું શબ મળે તો તે સાથે બળી મરવું, પણ નહિ મળવાથી બિચારી વૈધવ્ય પાળવા લાગી. તેને માથે દુઃખના ડુંગરા ઉગવા લાગ્યા. તેઓ નિરાશ થઇ રંગપુરમાં રહ્યાં.

દેવીસિંહના સિપાઇઓના જાણવામાં આવ્યું કે, આ ગામમાં કોઇ રૂપવંતી યુવતી આવી છે. તેને બળ જોરોથી પકડી દેવીસિંહ પાસે મોકલાવી દેવાનો લાગ શોધતા હતા. દેવીસિંહ મહા ખરાબ માણસ હતો. સારી સારી ને આબરૂદારની સ્ત્રીઓને પરાણે પકડી એક અખાડામાં પૂરી રાખતો. તેમાંથી કેટલાક અધિકારીઓને રાજી રાખવા એ પાસે મોકલતો. પરમ સુંદરી સત્યવતીની ઉમર પચીશ વર્ષની હતી, પરંતુ એ જોવામાં બાલિકાના જેવી હતી. સત્યવતી સિપાઇઓ પકડવા આવે તે પહેલાં તરત સસરા સાથે દીનાજપુરના જંગલમાં નાશી ગઇ. સત્યવતીએ પોતાને સિપાઇઓ પકડે, તો તેને સ્વાધીન ન થતાં, પોતાનો પ્રાણ ત્યાગ કરીને પણ પાતિવ્રત્ય ધર્મનું રક્ષણ કરવાનો નિશ્ચય કરી રાખ્યો હતો. તે પોતાના સસરા સાથે અહીં ત્રણ વર્ષ રહી. એક વખતે સાયંકાળે ખબર મળ્યા કે કંપનીના સિપાઇઓ આ તરફ આવે છે. એ સાંભળી રામાનંદ બોલ્યો;—સત્યવતી ! તમે વૃદ્ધ દાસી અને બે વિશ્વાસુ નોકર જગા તથા રૂપા સાથે જલદી નાશી જઇ કાશી ધામમાં રહો. સત્યવતી રડતી રડતી બોલી;—" આ પાપી જીવન કોને માટે ધારણ કરૂં છું ! વિધવાનું જીવન વિટંબના માત્ર છે. આપ મારા સસરા નથી, આપ

મારા પિતા નથી, પણ આપ તો મારી મા છો. માની પાસે પુત્રી જેમ અકપટ મનથી સઘળું કહે, તેમ હું આપને કહું છું. હું આપને છોડીને ક્યાંએ જઇશ નહિ. આપને કેદ કરશે તો હું ત્યાં કેદ રહીશ. હું આપને એ સ્થિતિમાં ટીપું પાણી આપી શકું, તોપણ ખુશી રહીશ." રામાનંદ—બેટા ! દેવીસિંહ આબરૂદાર ઘરની સ્ત્રીઓને બુરી દાનતથી પકડે છે. ક્રોધથી સત્યવતી—" એ દેવીસિંહની કંઇ પણ મગદુર નથી કે તે મારો ધર્મ નાશ કરી શકે. **સ્ત્રીઓ જો પોતાની ઇચ્છાથી ધર્મનો માર્ગ નહિ છોડે, તો જગત્‌માં કોઇ એવો માણસ નથી કે, જે તેઓના ધર્મનો નાશ કરી શકે.** બાર વરસ સુધી ઘણી વિપત્તિ અને ઘણા પ્રકારનાં સંકટો સહન કર્યાથી, હું હવે જોઉં છું કે સ્ત્રીઓની ધર્મ રક્ષાનો સઘળો ભાર સ્વયં ભગવાને પોતાને હાથ રાખ્યો છે. દુર્બળનું બળ માત્ર એક ઇશ્વર છે. એમાં કંઇ પણ સંદેહ નથી. હું પોતે ઇચ્છાથી જો ધર્મને વિસર્જન નહિ કરૂં, તો કોણ મારા ધર્મનો નાશ કરી શકે એમ છે ? પણ મને અફસોસ માત્ર એટલોજ છે કે હજુ પણ આ હતભાગિણીને માટે આપને કેટલું બધું દુઃખ ભોગવવું પડશે ? !" આટલું બોલતાંજ મૂર્છીત થઇ પૃથ્વીપર ઢળી પડી. થોડીવારે સાવચેત થઈ બોલી;—" હા, પરમેશ્વર ! આ હતભાગિણીને તમે શા માટે રૂપ અને સૌન્દર્ય આપ્યું ? જેને માટે સ્ત્રીનું રૂપ અને સૌન્દર્ય–તે તો મારા ચાલ્યા ગયા છે. ત્યારે હવે આ રૂપ અને સૌન્દર્યની બીજી શી જરૂર છે ? હું આ ઘડીએ મારૂં નાક, કાન કાપી નાંખુ અને શરીરને જખમી કરૂં." આ પ્રમાણે બોલતાંજ પોતાના કેશ તોડવા લાગી, જોરથી કપાળ કુટવા લાગી. રામાનંદે હાથ પકડી આત્માઘાત નહિ કરવા સમજાવી શાંત કરી.

સત્યવતી—" હા, પરમેશ્વર ! હું કેમ તેની સાથે બળી મુઇ નહિ ! તે પ્રસંગે બળી મુઇ હોત, તો આ પીડા દૂર થાત. અરે ! મને તે રોજ સાથે લઇ જઇને તેના મૃત શરીરની શોધ કરી હોત, તો હું નક્કી તેને શોધી લેત કે આ તેમનું શરીર છે, તેમના માથા ઉપરનો વાળ હું સેંકડો મનુષ્યના માથા ઉપરના વાળમાંથી શોધી શકત. તેમના હાથની આંગળી જોયાથી હું નિશ્ચયત કરી શકત કે, આ મારા પ્રાણનાથની આંગળી છે." રામાનંદ—બેટા ! "ત્યારે શું પિતાના સ્નેહના કરતા, પણ પત્નીનો પ્રેમ એટલો સૂક્ષ્મ દૃષ્ટિવાળો છે? માબાપનો સ્નેહ શું પત્નીના પ્રેમની આગળ પરાજય પામે છે ? આટલું બોલ્યા પછી તેને વિલંબ નહિ કરતાં તરત નાશી જવાને ઘણું ઘણું સમજાવી, ત્યારે સત્યવતીએ જાણ્યું કે સસરાજીની સાથે રહી શકાશે નહિ. તેથી નિરાશ થઇ વૃદ્ધ દાસી અને નોકર સાથે જંગલમાં નાશી ગઈ, અને જ્યાં કોઇની પણ આવવાની હિંમત ચાલે નહિ એવી વાઘ વરૂવાળી ભયંકર જગ્યોમાં પોતાનો ધર્મ સાચવવા ખાતર ઝુંપડી બાંધી રહી. જે એક વખતે શિયાળામાં ગરીબોને ગરમ લુગડાં આપવામાં હજારો રૂપિ-

આનું ખર્ચ કરતી, તે પાસે આજે ટાઢ નિવારણ કરવા સારૂ પહેરેલાં લૂગડાં સિવાય એકે વધારે લૂગડું નહોતું. એવી સ્થિતિમાં ભયંકર જગ્યોમાં દિવસો કાઢવા લાગી, તેના હૃદયમાં પ્રેમ અને ભક્તિનો પ્રવાહ વહ્યા કરતો હતો. તેમાં આ સઘળું સંકટ ભૂલી જઇ ફક્ત એક સસરાના દુઃખનીજ ચિંતા કરવા લાગી. પ્રેમાનંદ **સત્યવતી**ના વિદાય થયા પછી ઝુંપડી બહાર કીર્તન કરતો બેઠો હતો; ત્યાં સિપાઇઓએ આવી તેને પકડી લઈ જઇ કેદમાં નાંખ્યો. તેણે ત્યાં અન્ન પાણી લેવું મૂકી દીધું. તેથી સાવ અશક્ત થઇ ગયો. આ ખબર સાંભળી **સત્યવતી**એ પોતાનો પ્રાણ જતાં સુધી પણ પ્રયત્ન કરી, તેને છોડાવી લાવવાને તથા તેમાં કોઈ પોતાના ધર્મનો નાશ કરવા આવે, તો આત્મઘાત કરીને, પણ શીળ ધર્મની રક્ષા કરવાનો નિશ્ચય કરી તૈયાર થઇ.

**સત્યવતીએ** પુરૂષનો પોશાક પહેર્યો. વૃદ્ધ દાસી અને બે વિશ્વાસુ નોકર સાથે લઇ, જ્યાં સસરાને કેદ કરેલા ત્યાં આવી. કેદખાનાથી થોડે દૂર બન્નેને રાખી, પોતે જેલ પાસે આવી. જેલનો જમાદાર **રામસિંહ** હિંદુસ્તાની હતો. એ ઘણો દયાળુ ને ભલો હતો, તેણે આ પંદરેક વર્ષના સ્વરૂપવાન છોકરાને જોઇ પૂછ્યું;—તું ક્યાં રહેછે? તારૂં નામ શું? અને શા માટે આવ્યો છે? છોકરે કહ્યું;—હજુર! "મારૂં નામ **નાનકુ**, હું ગયા જીલ્લામાં રહું છું. મારા માબાપ **પૂર્ણીઆ**માં જમીનદાર હતાં. તે મને નાનો મૂકી ગુજરી ગયાથી નોકરી માટે નીકળ્યો છું," **રામસિંહે** છોકરાનું રૂપ, લાવણ્યતા જોઇ કહ્યું, તું મારે ત્યાં રહીશ? તું શું પગાર લઇશ? નાનકુએ હા પાડીને કહ્યું, તમે જે આપશો તે લઇશ. પછી નાનકુ રોજ રામસિંહને ઝપાટામાં ભાંગ તૈયાર કરી દેવા લાગ્યો. તેની ભાંગ કરવાની ચતુરાઈથી રામસિંહ તેનાપર ઘણો ખુશી થયો. તેણે પોતાની સ્ત્રીને ભલામણ આપી કે, આ નાનકુને આપણા છોકરાની પેઠે રાખજે. આવી રીતે તેણે રામસિંહની પ્રીતિ મેળવી. એક વખતે કેદખાનામાં જવાની રજા લઇ, રામાનંદની સ્થિતિ જોઇ, તો સાવ બેશુદ્ધ થયેલા દીઠા. આ જોઈ **સત્યવતી**ને મનમાં ઘણું લાગ્યું. આ વાત કોઇને કળવા દીધી નહિ. કેદખાના ઉપર પહેરો ઘણો હતો, તોપણ નાનકુએ **રામાનંદ**ને લઈ જવાની યુક્તિ રચી, રૂપા તથા જગાને ચેતવી રાખ્યા. લાગ આવતાં **રામસિંહ** કે પહેરેગીર ન જાણે તેમ બેસુદ્ધ થયેલા રામાનંદને અંધારી રાતે જગા તથા રૂપાએ ઉપાડી **સત્યવતી** સાથે નાશવા માંડ્યું, સિપાઇઓને ખબર થતાં પાછળ આવ્યા, પણ તેને ભુલાવો ખવરાવી પાડુઆના જંગલમાં આવ્યાં. જંગલમાં એક ઝુંપડી જોવામાં આવી. તેમાં એક વિધવા સ્ત્રી યોગિની દશામાં શિવ આરાધના કરતી બેઠી હતી. આ ખરેખર કોઇ દેવીની મૂર્તિ હોય એવી જણાતી હતી. સૌ હિંમતથી એ દેવ કન્યાને આશ્રમે ગયાં. તે સાથે કેટલીક વાતચિત થતાં, જે પ્રેમાનંદને મરેલો ધારતા હતા, તે તો પ્રથમના કેદખાનામાંથી નાશી ગયો હતો, પણ ફરીથી

મકડાઇ કલકત્તાની જેલમાં જીવતો છે. આવા ખબર સાંભળી સૌ ઘણું ખુશી થયાં. સત્યવતી હવે સ્વામીનો ઉદ્ધાર કરવા સસરાની રજા લઇ તૈયાર થઇ. સાથે ફક્ત એક જગાનેજ લીધો.

ખરેખર વિપદજ મનુષ્યનો મિત્ર છે, વિપદજ મનુષ્યનો ગુરૂ છે અને વિપદજ મનુષ્યનો સેનાપતિ છે. એ વિપદેજ સત્યવતીને અલૌકિક હિંમત આપી હતી. એ હિંમતથીજ સત્યવતી રાત્રિ દિવસ ચાલી ત્રણ દિવસમાં સો ગાઉ કલકત્તે આવી પહોંચી. તેણે પુરૂષનો પોષાક ધારણ કરી રામકૃષ્ણ અધિકારી નામ રાખ્યું હતું. કેદીઓને છોડાવવા માટે સુપ્રિમ કોર્ટમાં દરખાસ્ત કરી પરવાનો મેળવવો પડતો. તે વિના છોડાવી શકાય એવું નહોતું. એ કોર્ટમાં દરખાસ્ત આપવામાં ઘણા રૂપિઆનું ખર્ચ થતું તે તેની પાસે નહોતા. વળી કલકત્તાની જેલ દેવીસિંહના કેદખાના જેવી નહોતી. તેથી એ ઘણી ચિંત્તાતુર થઇ. થોડા વખતમાં ગંગાગોવિંદસિંહની માનું શ્રાદ્ધ હતું. તે પ્રસંગે સેંકડો બ્રાહ્મણો દક્ષિણા લેવાને જતા હતા, ત્યાં બ્રાહ્મણ કુમારને વેષે જઈ, સ્વામીને કેદમાંથી છોડાવવાની, યાચના કરવાનુ ધારી ત્યાં ગઇ, પણ તે ઇચ્છા નિષ્ફળ ગઇ. તેથી નિરાશ થતી ટાઢ, તડકો વેઠતી રાત્રિ દિવસ રસ્તાપરના એક વૃક્ષ નીચે બેસી કાળ કાઢવા લાગી. ખાવું પીવું અને નિંદ્રા એ સર્વ ત્યાગ્યું. જે જીર્ણ વસ્ત્રથી દિવસે લજ્જા નિવારણ કરતી હતી, તેજ ઓઢીને વૃક્ષ નીચે રહેતી. એ રીતે એકવીશ દિવસ દુઃખ ભોગવ્યું તેમાં નિરંતર પતિના ઉદ્ધારનુંજ સ્મરણ કરતી હતી. એક દિવસે પતિને છોડાવવા-ઇશ્વર પ્રાર્થના કરતી હતી. તેટલામાં દૈવયોગથી એક પ્રતિષ્ઠિત માણુસ નીકળ્યો. તેના હાથમાંથી અગત્યના કાગળો પડી ગયા. એ તેને ધ્યાનમાં નહોતું, પણ સત્યવતીએ પડતા જોયા કે ઉપાડી જગાને આપવા પાછળ મોકલ્યો. તે દોડી જઇ આપી આવ્યો. તેથી એ માણુસ ઘણો ખુશી થયો. તેણે સત્યવતી પાસે આવી તેનો ઉપકાર માન્યો, કે આ કાગળો ઘણા કામના હતા. તે ગયાથી મારો કોઇ રીતે બચાવ નહોતો. ગંગાગોવિંદસિંહ મારો મોટો શત્રુ છે. તે નક્કી મારૂં ભુંડું કરત. મહારાજ! તમારે જોઇએ તે માગો. સત્યવતી—મારો સગો કેદમાં છે, તેને છોડાવવાનો ઉપાય બતાવો. આ માણુસે કહ્યું,—તમે ફિકર ન કરો, હું તેનો ઉપાય કરીશ. ચાલો મારી સાથે, સત્યવતી સાથે ગઇ. એ માણુસે સાહેબને સર્વ હકીકત વિદીત કરી પરવાનો લખાવી દીધો. એ રામકૃષ્ણ અધિકારી અને જગાએ લઇ જઇ જેલના ઉપરીને આપ્યો. તેણે પ્રેમાનંદને છોડી મુકયો. સત્યવતીએ જગાને પ્રથમથી ચેતાવી રાખ્યો હતો કે તારે મારી ઓળખાણ આપવી નહિ. તે પ્રમાણે બંને જઇ પ્રેમાનંદ પાસે ઉભાં રહ્યાં. વાતચિતથી પ્રેમાનંદે જગાને ઓળખ્યો. જગાએ સત્યવતીને રામકૃષ્ણ અધિકારી કહીને તેણીની ઓળખાણ આપી. પ્રેમાનંદ તેની સામું જોયા કરતો હતો, પણ મધ્યે ઘણાં વર્ષ થયેલાં, તેમ સત્યવતી દુઃખ-

થી દુબળી થઇ ગઇ હતી, વગેરે કારણથી તે ઓળખી શક્યો નહિ, તેણે ધાર્યું કે આ મારો કોઇ સગો મને છોડાવવાને આવ્યો હશે.

સત્યવતી સ્વામીના મૂખ સામું નિહાળીને જોયા કરતી હતી. તેને સ્વામીના મૂખ દર્શનથી આ દુરાવસ્થામાં પણ અપાર આનંદ થવા લાગ્યો. પતિપ્રાણા સાધ્વી સ્ત્રીઓ જ્યારે સ્વામીનું મૂખ દર્શન કરે છે, ત્યારે તેમનુ હૃદય આનંદથી ઉછળી જાય છે. સત્યવતીએ આજે બાર વર્ષે પતિનું મૂખ દીઠું. તે જેને મરણ પામેલો જાણતી હતી, તેને આજે જીવતો જોયો. આથી તેનું હૃદય આનંદથી ઉછળી રહ્યું હતું. રસ્તામાં કેટલીક વાતચિત થયા પછી પુરૂષનો પોષાક ધારણ કરેલી સત્યવતી સ્વામીને ગળે વળગી પડી, હર્ષનાં અશ્રુ પાડતી બોલી;—" નાથ ! પૂર્વે અજ્ઞાનતાને લીધે મારાથી સેવા થઇ શકી નહિ હોય, પણ હું વિપદમાં પડીને સમજી શકીછું કે આપજ મારા ખરેખર દેવ છો. હવેથી હું છાયાની પેઠે આપનું પદાનુસરણ કરીશ. આપના સર્વ કાર્યમાં મદદ કરીશ. આ મહાન અપરાધિણીના આગલા અપરાધ ક્ષમા કરશો." પ્રેમાનંદ પોતાની સ્ત્રીની આવી અવસ્થા જોઇ ઘણો દીલગીર થઇ અશ્રુ પાડવા લાગ્યો. આવી સ્થિતિમાં બંને નહિ બોલતાં શોકમાં સ્તબ્ધ થઇ ગયાં. થોડીવારે સત્યવતીએ કહ્યું;—પ્રાણનાથ ! જલદી હવે પધારો. આપના પિતા યાદ કરે છે. પછી ત્રણે જણ જ્યાં દેવ કન્યા અને રામાનંદ હતાં, ત્યાં જંગલમાં આવ્યાં. આ જોઇ રામાનંદ વગેરેને હર્ષનો પાર રહ્યો નહિ. સત્યવતીને સૌએ શાબાસી આપી. એ રીતે સત્યવતીએ પોતાનું સતીત્વ સાચવી, સબળાપણું ધારણ કર્યું. ઘણી પ્રકારનાં કષ્ટ વેઠી પ્રાણની પણ દરકાર ન રાખતાં, પતિ તથા સસરાને કેદમાંથી છોડાવવામાં મહાચાતુર્યબળ વાપર્યું. જે ગુણ અબળાનું મનોહર ભૂષણ છે, જે ગુણથી અબળા પવિત્રતાઇથી રોગ, શોકવાળા સંસારમાં સુખ અને શાંતિનું રાજ્ય ફેલાવે છે. તે ગુણથી સાધ્વી સત્યવતી હમેશાંને વાસ્તે અલંકૃત હતી. તેણે કરી તે જગતમાં અક્ષયકીર્તિ રાખી ગઇ છે. ધન્ય છે તેમને ! ! !

---

## દુઃશલા.

એ હસ્તિનાપૂર (દીલ્હી)ના રાજા ધૃતરાષ્ટ્રની પુત્રી થાય. તે ગાંધારી જેવી સાધ્વી માતાના હાથ નીચે ઉછરી કેળવણી પામી હતી. તે ધાર્મિક નીતિવાન અને પ્રતિવ્રતા હતી. તેનો વિવાહ જયદ્રથ સાથે કર્યો હતો. જયદ્રથ અવિચારી હતો. આ ક્ષત્રિબાળા ધર્મ અને શૂરાતનાદિ સદ્‌ગુણો વડે પોતાના પતિ વગેરેને હિમ્મત આપી કુંટુબનુંજ નહીં પણ આખા રાજ્યનું રક્ષણ કરવામાં સહાયભૂત થઇ હતી. તેણે પોતાના સહોદર ભાઇઓ કૌરવોની કુબુદ્ધિ જોઇ કહ્યું કે;—"તમો રાજસુખ માટે કેટલું અધર્મ કરો છો ? દ્રૌપદી પતિવ્રતા, સત્ય અને

પ્રેમની મૂર્ત્તિ છે. તેની લજ્જા લોપી દુઃખ દેવાથી વિપરિત ફળને ચાખશો. ખરા શૂરવીરમાં કોમળતા-ક્ષમતાનો ગુણ અવશ્ય જોઇએ. આ ગુણ તમારામાં જોવામાં આવતો નથી. નીતિ અને સદ્‌ગુણના ઉચ્ચસ્થાને ચઢીને ઘુમવું ઘટે છે. દુનિયામાં નામ તેનો નાશ છે; એમ છતાં પણ નાશવંત માણસની જીંદગીમાં અહીં પણ અવિનાશીપણાનો અંશ કીર્તિ રૂપે રહે છે. કોઇ પણ માણસના કામની કીર્તિ કેવળ લય પામતી નથી. તેનું શરીર પંચ મહાભૂતમાં ભળી જાય છે. તથાપિ તેનાં સારાં નરસાં કૃત્યોથી સારી નરસી કીર્ત્તિ ફળ રૂપે રહી જાય છે. જે માણસ પોતાની જીંદગી રૂડી રીતે ગુજારે છે; તે પોતાની ચાલનું પ્રમાણિકપણું હમેશાં જાળવી રાખે છે, તે પોતાનાં છોકરાંને અને જગતને કંઇ નાનો સૂનો વારસો મુકી જાય છે એમ ધારવું નહીં: કારણ કે સદ્‌ગુણના જીજ્ઞાસુ નરને એવા પુરૂષની જીંદગીથી મહા બળવાન ઉત્તેજન ઘડો મળે છે; અને દુર્ગુણીનું મોં કાળુ ધબ જેવું કરી નાંખે છે. વળી તે મોટા સુખનું સાધન થઈ પડે છે. તમોને હલકી સોબત લાગી છે. તેથી હલકા પડયા વગર રહેશો નહીં. હલકા માણસની સોબત કર્યાથી માણસની બુદ્ધિ અધોગતિને પામે છે. મહાપુરૂષોની સોબતથી બુદ્ધિ વધે છે. જેના કુળમાં દીકરીઓ અને સ્ત્રીઓ દુઃખથી નિઃસાસા નાંખે છે, તેના કુળનો નાશ થઇ જતાં વાર લાગતી નથી. તમે કુટુંબમાં ક્લેશ કરી દ્રૌપદી જેવી સ્ત્રીને દુઃખ દો છો. એ કુળના નાશનો આદર કરો છો. માટે શ્રેયની ઇચ્છા રાખતા હો તો ક્લેશ છોડી સદ્‌વર્તન રાખો. સદ્‌વર્ત્તનજ જીંદગી સાર્થક કરતા છે. એજ મોટામાં મોટી જાગીર છે." એ પ્રમાણે તેણે ઘણાંક સુબોધક વચનો કહ્યાં છે, પણ "વિનાશ કાળે વિપરીત બુદ્ધિ" થાયછે. તે વખતે કોઇની શીખામણ ગળે ઉતરતી નથી.

વળી જ્યારે જયદ્રથે દ્રૌપદીનું વનમાંથી હરણ કર્યું અને પાંડવો પાછળ આવવાથી તેને મૂકી નાશી આવ્યો, ત્યારે આ ખબર સાધ્વી દુઃશલાને થતાં તેણે તેને કહ્યું;—સ્વામીનાથ! દ્રૌપદી જેવી સતીનું હરણ કરવાની તમને અવળી બુદ્ધિ ઉત્પન્ન થઇ, એ હું ખરેખર અપશુકન તરીકે ગણું છું. નક્કી આ કૃત્યની શિક્ષા ભીમ કર્યા વગર રહેશે નહીં પરસ્ત્રીનો અભિલાષ રાખનાર કોણ સુખી થયું છે? ઇંદ્ર, ચંદ્ર વગેરે ઘણા એથીજ દુઃખી થયા છે. પરસ્ત્રીના સંગના અભિલાષથી શરીરનું રૂપ જાય છે, આબરૂની હાની થાય છે, ઉત્તમ ક્રિયા કર્મ લોપ થાય છે. પોતાના કુળના રૂડા ધર્મને ખોટ બેસે છે. ઉમંગથી ઇશ્વર ભક્તિ થતી હોય, તે મંદ પડે છે. પરમેશ્વર કરડી નજરથી જુવે છે. બુદ્ધિ ભ્રષ્ટ થઇ ચિત્તવ્યગ્ર રહે છે. પિતૃ તરે નહીં, અને ધર્મનો નાશજ થાય છે; તો પછી સ્વર્ગે જવાની તો આશાજ શી રાખવી! વગેરે ઘણું નુકશાન થાય છે. માટે આવું વિપરિતાચરણ કદિ કરશો નહીં, એવી મારી પ્રાર્થના છે. વળી તમો યુદ્ધમાં અધર્મે પગલું ભરશો નહીં, ધર્મયુદ્ધ કરજો. યુદ્ધમાં મરણનો ભય રાખશો નહીં. આ

સંસારમાં કોઇ અમર નથી, પણ જે મહત્તાનાં કર્મ કરે છે, તેજ અમર છે. ક્ષત્રિપુત્રને રણભુમિમાંથી ભાગીને આવવા કરતાં ત્યાંજ દેહ ત્યાગ કરવો એ શ્રેયકર છે. મોતથી મરવાં કરતાં યુદ્ધમાં મરદાઇથી મરવું ભલું છે. તેથી કીર્ત્તિ વધે છે. સ્વામીનાથ ! નિશ્ચયથી જાણજો કે હું તમારી સ્વર્ગમાં પણ અર્ધ ભાગિયણ થઇશ. એવાં તેણે ધર્મ, નીતિ અને વીરત્વનાં ઘણાં વચનો કહ્યાં છે. આ પરથી તેના આત્મબળની અને અલૌકિક શક્તિની તુલના થઇ શકે છે. ધન્ય છે આવી વીર સાધ્વી સ્ત્રીને ! કે જેણે પોતાનું ચરિત્ર પવિત્રપણે સુધાર્યું ! એ રીતે સુદૃષ્ટાંતરૂપ અમર કીર્ત્તિ રાખી ગઇ છે.



## સુલીબા પંડિતા.

આ પંડિતા **કાશી** પાસે **રામનગર**ના રહેનારા કૃષ્ણવર્મા નામે બ્રાહ્મણની પુત્રી હતી. કૃષ્ણવર્મા ઘણો વિદ્વાન હતો. તેણે પોતાની પુત્રીને શ્રુતિસ્મૃતિ, અને પુરાણાદિ ધર્મશાસ્ત્રોનો તથા જોતિષ અને વેદાંતનો અભ્યાસ કરાવ્યો હતો. તેથી તે વિદ્વાન ગણાતી હતી. તે શરીરે દુર્બળ, કોમળ, ઉજવળ અને સામાન્ય કદની હતી. તથા ગુણે બુદ્ધિવાન, નીતિવાન, ધાર્મિક અને પતિવ્રતા હતી. આવા તેના ઉત્તમ ગુણો જોઇ તેના પિતાએ તેના જેવાજ સ્વભાવાળા અને ગુણવાળા તેજ ગામના **જગન્નાથ** નામે શાસ્ત્રી સાથે તેને પરણાવી હતી. આ શાસ્ત્રી પણ વિદ્વાન અને પ્રસિદ્ધ હતો. જોડું સરખું મળવાથી પરસ્પર આનંદમાં મગ્ન રહેતાં. **સુલીબા** પતિની મરજી સાચવી, પોતાના પતિવ્રતાના ધર્મ પ્રમાણે વર્તતી, પતિ પણ સહૃદય, દયાળુ અને સારો વ્યવહાર રાખનાર હતો. તેથી **સુલીબા** પોતાને પૂર્ણ ભાગ્યશાળી સમજતી હતી. તેણે સંસ્કૃત પાઠશાળા સ્થાપી હતી. તેમાં કન્યાઓ અને વિધવાઓ શીખવાને આવતી. તેને પોતાની જાતે મહેનત લઇને ધર્મશાસ્ત્રો શીખવતી. તથા સ્ત્રી ધર્મનીતિનો ઉપદેશ આપી, તેમના હૃદયમાં ઉંડી છાપ પાડતી. તેણે **"તત્વદર્શન"** નામે ગ્રંથ બનાવ્યો છે. એમાં તેણે ધર્મનીતિ અને વેદાંત વિષે વિચાર જણાવ્યા છે.

એક વખતે પતિ પત્ની બંને **રામેશ્વર** યાત્રાએ ગયેલાં, ત્યાંથી પાછાં વળતાં **શ્રી**રંગપટ્ટણ આવ્યાં. ત્યાં વિદ્વાનોની સભા મળી હતી. તેમાં **જીવ** અને **બ્રહ્મ** એ વિષયપર મોટો સંવાદ ચાલ્યો હતો. તેમાં પંડિતા **સુલીબા**એ સંતોષકારક પોતાનો વિચાર જણાવી, એ બધાને છક કરી નાખ્યાં. આ બાઇની આવી વિદ્વતા જોઈ સર્વ વિદ્વાનોએ તેને **" પંડિતા "** એવો માંન ભરેલો ઇલ્કાબ આપ્યો. ત્યારથી એ **સુલીબા** પંડિતા " કહેવાણી. તેનો સ્ત્રીઓ પ્રત્યે ઘણો સારો ઉપદેશ હતો. તે વખતો વખત ઉપદેશ આપતાં કહેતી કે;—બેનો ! "આ શરીર અસ્થિ, માંસ, રૂધિર

અને મળ, મૂત્ર વગેરે અપવિત્ર પદાર્થોથી ભરેલું છે. વળી તે પાણીના પરપોટાની પેઠે ક્ષણભંગુર છે. આ શરીરથી ગમે એટલા ભોગો ભોગવીએ તોપણ તૃષ્ણા નહીં છીપતાં ઉલટી વધે છે. એમ વારંવાર તૃષ્ણા છીપાવવાની લલુતામાં ને લલુતામાં કાળ આવી ઉપાડી જાય છે. તેમાં મુખ્ય કરવાનું કર્તવ્ય રહી જાય છે. તેથી અંતે પસ્તાવો થાય છે; અને જન્મ મરણનાં દુઃખો વારંવાર ભોગવવાં પડે છે. માટે આ શરીરથી પ્રથમ તો એ કરવાનું છે કે, સ્ત્રીને પતિ એજ ગતિ છે. તે ગમે તેવો હોય, તોપણ અહોર્નિષ સુંદર રાજભૂવનમાં કે વનમાં, સુખમાં કે દુઃખમાં પતિની સહાયતામાં રહેવું અને તે જે રીતે ખુશી રહે તેમ કરવું. આ સિવાય પતિને પ્રેમથી બાંધવાનું બીજું એકે સાધન નથી. પતિની પ્રસન્નતા એજ સ્ત્રીઓનું પરમ દૈવત છે. સર્વ સુખ સાધનો, પુત્ર પરિવાર વગેરે સઘળું પતિની પ્રસન્નતાથીજ પ્રાપ્ત થાય છે. માટે મન, વચન અને કર્મથી એક નિષ્ઠા રાખી પ્રીતિ સહિત તે સાથે વર્ત્તવું, એ પતિવ્રતા સ્ત્રીનો ધર્મ છે. દૈવ ઇચ્છાથી પતિ પોતાની પહેલાં ગુજરી જાય, તો તેથી નહીં મુંઝાતાં એક ઈશ્વર ઉપર મન, વચન અને કર્મથી દૃઢ આસ્તા રાખી, સર્વ ઈંદ્રીઓને કબજે કરવી. સૌભાગ્યવતીનાં સર્વ ચિન્હો તજી બ્રહ્મચર્ય પાળવું. આથી ગમે તો તે, વગર પુત્રની હશે તોપણ તે સ્વર્ગને પામશે. જેણે દાંત આપ્યા છે, તે ચાવણું પણ આપશે. તેવા દયાળુ પ્રભુ "કીડીને કણ અને હાથીને હારો" જેને જેવું જોઇએ; તેને તેવું ને તેટલું આપે છે. માટે પ્રાણ જાય, તોપણ કદી નિંદીત કર્મ કરવું નહિ. પોતાનું શીયળ સાચવી ઘર આગળ જે પ્રકારે ઉદ્યોગ થઇ શકે, તે પ્રમાણે પવિત્રપણે રહી પેટ ભરવું. જે પોતાનું શીયળ ભંગ કરે છે, તે આ લોકમાં નિંદીત થઇ નર્કમાં પડે છે. માટે થોડા વખતના આ ક્ષણભંગુર દેહને અલ્પ સુખ સારૂ ભોગ તૃષ્ણામાં નહીં તણાવા દેતાં, સન્માર્ગે વાળી, મન પવિત્ર કરી, અધ્યાત્મિક જ્ઞાનવડે પરિબ્રહ્મને જાણવા પ્રયત્ન કરવો; જેથી સદ્‌ગતિને પામશો."

આ પંડિતાએ ઘણાં વર્ષ પતિ સાથે સુખ વૈભવમાં કાઢયાં. એટલામાં તેના પતિને એકાએક પીડા ઉત્પન્ન થઇ આવી. આ જોઇ તેને ઘણો ધાસ્કો પડયો. પતિની વેદના વધવા લાગ્યાથી ઘણા ઉપચારો કર્યા. પણ તે બધા વૃથા ગયા. થોડીવારમાં તો તેમણે પ્રાણ ત્યાગ કર્યો. પંડિતા સ્વામીના શબની પાસે કેસ છૂટા મૂકી શોકથી આળોટવા લાગી. મૂખમાંથી લાંબા લાંબા નિઃશ્વાસો નિકળવા લાગ્યા. હૃદય વિદારક આર્ત્તનાદથી ઘરમાં હાહાકાર થઇ રહ્યો. હિંદુરમણિને તેના પતિના મૃત્યુથી જે ભીષણયાતના થાય છે, તેનું વર્ણન કરવું અશક્ય છે. આજે સુલીબાની આંખનું તેજ નિર્વર્ણ થયું. તેનું હૃદય શુન્ય થઇ ગયું. જગત્ અંધકારમય દીસવા લાગ્યું. શોકથી વિધવાપણાની અસહ્ય પીડાથી ઘણો કલ્પાંત કરવા લાગી. તેની પાસેનાં સગાં વાહાલાંએ કહ્યું કે પંડિતા! તું બુદ્ધિમંત છે, તો આવો

શોક ન કર! મનુષ્યનું જીવન શોકમયજ છે. જગદીશ્વરે જે બનાવ્યું તે ખરૂં. તેમાં કોઇનું જોર બળ નથી. તું આવી જ્ઞાનવાન થઇ આવો કલ્પાંત કરે છે, એ ઠીક કરે છે? પંડિતાએ કહ્યું, હૃદયેશ્વર ચિર નિંદ્રામાં ઊંઘે છે. તે મને ઘણા ચાહતા હતા. હું દાસી જીવનમાં તેનાપર પ્રીતિ રાખતી હતી, અને હવે મરણ પછી પણ તેની સોબતી થઇશ. આ પરથી સૌએ જાણ્યું કે તેનો સતી થવાનો નિશ્ચય થયો છે. આ નિશ્ચય ફેરવવાને સૌએ બહુ સમજાવી, પણ ધીર, શાંત સુશીલા એક ટળી બીજી થઇ નહિ. તેનો તો એકજ જવાબ હતો. હૃદયેશ્વર મારા ઉપર ઘણીજ પ્રીતિ રાખતા હતા. હું તેમને છોડીને રહેવા ઇચ્છતી નથી. મારા જીવનનું ખરૂં ભૂષણ અને મારા નયનનો જે મણિ, તે મેં ગુમાવ્યો છે. તે શું હું જીવનમાં ફરી મેળવી શકીશ? જે આત્મા દાસીની ઉપર ઘણી પ્રીતિ રાખતા હતા. ઘણીજ કૃપા કરતા હતા, તેને શું હું ફરી જોઇ શકીશ? હું પતિના સંગમાં વિવિધ પ્રકારનાં સુખ પામી છું. નિત્ય આનંદ ઉછરંગમાં રમી છું. અરેરે! હવે હું પિયૂ વિના મનની વાત કોની પાસે કરીશ? પિયૂ વિના ક્યાંએ ખરૂં માન મળતું નથી; હવે મારૂં સુખ વહી ગયું. મારો જન્મારો ધિક્ છે. આ જે હું સ્વામી વિના અમંગળ રૂપ થઈ. પ્રાણપતિ! હું આપને ક્યાં આવી મળું! આવાં તેનાં હૃદયવેધક વચનોથી સૌ શોકાતુર થયાં. ત્યારે તેણે કહ્યું, આજે સૌ સહૃદય થાઓ. મારા એક માત્ર સુખના રસ્તામાં કાંટા ન નાંખો. દાસીને જે આટલું બધું ચાહતા હતા, તેની સાથે મને જવા દો. સૌ આ સાંભળી નિસ્બ્ધ થયાં. ચિતા તૈયાર થઇ. તેનાપર જગન્નાથ શાસ્ત્રીનું શબ મૂકાયું. પંડિતાએ ઉત્તમ વસ્ત્રાલંકાર પહેર્યાં. એકી વખતે સર્વે પાસેથી રજા લઇ ચિતા પાસે આવી, અલંકારો ઉતારી ગરીબ ગરબાંને વહેંચી આપ્યાં, આંખમાંથી પોતાને હાથે આંસુ લુછી, સૌને મધુર વચને શાંત પાડી પાયે પડી, અને થોડીવાર બોધ આપી બોલી કે, **"સ્ત્રીઓને પતિ એજ જીવનનું તત્ત્વ છે."** એમ કહી પતિના પગને અડી, 'હૃદયેશ! કૃપા કરો! હું તમારા પગની નીચે બેસીને આવી શકું. હું જન્મોજન્મ તમારી પત્નિ થાઉં અને સેવા કરૂં.' 'ઇશ્વર! તારી પુત્રીની આ સિવાય બીજી કંઈ ઇચ્છા નથી.! આ પ્રમાણે બોલી ચિતાપર ચઢી. પતિના પગ ભક્તિભાવથી ખોળામાં લીધા, આંખ મીચી કે તેના આત્માએ જાણે તેજ વખતે સ્વર્ગમાં પ્રવેશ કર્યો હોયની! તેમ લાગ્યું. ચિતા સળગી તેનો દેહ થોડીવારમાં બળી ભસ્મ થયો. અહો! કેવો પવિત્ર પ્રેમ!! ધન્ય છે પ્રેમી દંપતિને!!!

---

## કમળાદેવી.

આ પરમ સાધ્વી સ્ત્રીના પતિનું નામ **જગન્નાથ** ભટ્ટાચાર્ય હતું. તેઓ

**મુર્શિદાબાદ** પાસેના એક ગામમાં રહેતાં હતાં. તેના વડવાઓને **માનસિંહે** કેટલીક જમીન ધર્માદા આપી હતી. **કમળાદેવી** ઘણીજ ખૂબસુરત હતી. તેવુંજ તેનું ચરિત્ર પણ પવિત્ર અને સુંદર હતું. શાંત, સુશીળા કમળાદેવીને શ્રીવિષ્ણુની કમળાની પેઠે પરમ સાધ્વી જાણીને ગામ લોકો તેનાપર ભક્તિ અને માયા રાખતાં. જે તેને એકવાર જોતો તે તેની સ્નેહમય મૂર્ત્તિ કદી પણ ભૂલી જતો નહીં. તેને ત્રણ સ્વરૂપવાન છોકરાં હતાં. એ કુટુંબ સુખથી કાળ ગાળતું હતું, પરંતુ નશીબયોગે બંગાળામાં કંપની સરકારનું રાજ્ય થયું હતું. તેના અમલદારો પૈસા મેળવવાને લોકોપર જુલમ ગુજારતા હતા. આ પવિત્ર કુટુંબની ધર્માદા જમીનપર પણ ભારે કર ગંગાગોવિંદસિંહે નાંખ્યો. જમીનમાં પાક ઓછો ઉતરવા લાગ્યો. તોપણ કર પૂરો દેવો પડતો. ભાગ્યયોગે દુકાળ પડ્યો. તેથી કર આપી શક્યા નહીં. ગંગાગોવિંદસિંહે તેની સર્વ મિલ્કત હરાજ કરી, જુલમથી કર વસુલ કર્યો. ઘરમાં કંઇ પણ રહ્યું નહીં. તેથી ગુજરાન ચલાવવાને પણ સાંસા પડવા લાગ્યા, આખું કુટુંબ દરિદ્રી હાલતમાં આવી પડ્યું. ત્રણ દિવસમાં મૂઠીભર અનાજ પણ મળવું મુસ્કેલ થઇ પડ્યું. તેથી બાઇડી છોકરાંઓએ ઝાડનાં પાંતરાં ને સૂરણનાં મૂળ બાફીને પેટ ભર્યું. એ દુઃખ જગન્નાથને અસહ્ય થઇ પડ્યું. કમળાદેવી એક ફાટેલું વસ્ત્ર ઢીંચણ ઉપરથી કમર સુધી પહેરીને લજ્જા નિવારણ કરતી હતી. કમરથી માથા સુધી અંગ ઉઘાડું રહેતું. તેથી સાધ્વી ઘરમાંથી બહાર જઇ શક્તી નહોતી. બાળકોને ટાઢ નિવારણ કરવાને એક કપડું પણ વેચાતું લેવાની તાકાત નહોતી. તેથી નાનાં બચ્ચાંને છાતીપર રાખી ટાઢ રોકવાની કોશિશ કરતી આ પ્રમાણે દુર્દશા આવી પડી. તેથી જગન્નાથ ઘેલા જેવો થઇ ગયો અને આત્મહત્યા કરવાને તૈયાર થયો, તેને કમળાદેવીએ સમજાવી એ કર્મથી અટકાવ્યો, પરંતુ ઘેરથી ગુપ્તપણે જઇ ફાંસો ખાઇ પ્રાણ ત્યાગ કર્યો. કમળાદેવી સ્વામીના મૃત્યુથી ઘણીજ મુંઝાઇ ગઇ. હવે તેના દુઃખની સીમા રહી નહીં, મોટો છોકરો **ક્ષેત્રનાથ** હતો તે કહેતો કે;—"મા! મારા પિતા કહેતા જે દિલ્લીના બાદશાહ પાસે જઇએ તો ધર્માદા જમીન છોડાવી શકાય એમ છે. તો હું દિલ્લી જાઉં છું. તમે ઘરમાં રહીને નાના ભાઇઓનું પાલન કરજો." કમળાદેવીએ કહ્યું;—પુત્ર! તું હજુ બાર વર્ષની નાની ઉમરનો છે, માટે હું તને જવા દઇશ નહીં. પરમેશ્વરે આપણા નશીબમાં જે લખ્યું હશે તે થશે. આ રીતે સમજાવી રાખ્યો. પણ રાત્રે છાનોમાંનો ચાલી નીકળ્યો.

આહા! કમળાને હવે વિપદપર વિપદ આવી પડી, શોકનાપર શોક વધવા લાગ્યો. દરિદ્રતા એટલી બધી વધી પડી કે છોકરાંને એ કોળીઆ અન્ન પણ ન મળવા લાગ્યું. પતિ તથા પુત્રનો વિયોગ થયો. આ બધી બળતરા તે કદી આત્મહત્યા કરી દૂર કરી શકત, પરંતુ પુત્ર સ્નેહે તે કંઇ કરી શકતી નહોતી. અહો!

માતાનો સ્નેહ કેવું અમૂલ્ય ધન છે! કમળા ફક્ત બે પુત્રો માટેજ સંસારનાં દુ:ખ ધીરજ ધરીને સહન કરવા લાગી. તેટલામાં બે નાનાં બાળકો પણ અનાહારે મરણ પામ્યાં. તેથી શોક અને દુ:ખથી એકદમ ઘેલી જેવી થઇ ગઇ. મરી ગયેલાં બાળકોને ખોળામાં લઇ એક સુતીક્ષ્ણ છૂરી સાથે ગંગાગોવિંદસિંહ જ્યાં બેઠો હતો ત્યાં ગઇ. પોતાની બ્રહ્મત્ર જમીન તથા પોતાની દુરાવસ્થાની વાત કહી બતાવી બોલી કે, હે દુષ્ટ! આવો જુલમ? જોઇ લે? એમ કહેતી છૂરી ખેંચી ગંગાગોવિંદસિંહ સામે દોડી ગઇ. તેના બોલવાપરથી ગંગાગોવિંદસિંહે જાણ્યું કે આ જગન્નાથ ભટ્ટાચાર્યની સ્ત્રી છે, ત્યારે તેને કંપારી છૂટી તેનું હૃદય વિંછુના ડંખની પેઠે પીડાવા લાગ્યું. આ બધું જોઇ આશ્ચર્ય પામી, એકદમ ઉભો થયો. છૂરી ભોંક્યા પહેલાં સિપાઇઓએ આવી કમળાદેવીને ગાંડી જાણી હાંકી મૂકી. કોઇ પાડોસીએ તેનાં મરેલાં બાળકોને પરાણે લઇ બાળ્યાં. કમળા ઘણી રૂપાળી હતી. છૂટા મૂકેલા કેશે રસ્તામાં ફરતી હતી, તેનું રૂપ જોઇ ઘણાં મનુષ્યો મોહિત થતાં હતાં. એક દિવસે ગંગાગોવિંદસિંહના હાથ નીચેના અમલદાર દેવીસિંહે તેને જોઇ. તેનું રૂપ દેખી દેવીસિંહે તેને પકડવા માણસો મોકલ્યાં. દુરાત્મા દેવીસિંહ બુરી દાનતનો હતો. તે ઘણી સ્ત્રીઓને પકડી એક અખાડામાં ભેગી કરતો. મોટા મોટા આબરૂદાર જાગીદારોની સ્ત્રીઓને પણ પકડવા ચૂકતો નહીં. તે ઉપરી અમલદારોને રાજી રાખવાને તે પાસે મન પસંદ સ્ત્રીઓને મોકલતો. પરદેશી અધિકારીઓ આ દેશની ભાષા જાણતા નથી. તેથી આ ગાંડી છે એવું સમજશે નહીં. એવું ધારી એ નર પિશાચે આ પરમ સાધ્વી કમળાદેવીને પણ એ અખાડામાં બંધ કરી રાખી. કમળાએ અખાડામાં બે ચાર રોજ ખાધું નહીં. એતો પ્રાણ ત્યાગ કરવા તત્પર થઇ, પરંતુ મોટા પુત્ર ક્ષેત્રનાથના સ્નેહને લીધે, અને તે સાથે મેળાપ થશે; એવી આશાથી દેહ ધારણ કરી રહી હતી. થોડા દિવસમાં તેને જ્ઞાન પ્રાપ્ત થયું કે, દેવીસિંહની દાનત ખરાબ છે. તેથી આબરૂ સાચવવાનાં સાધન તરીકે લૂગડામાં સુતીક્ષ્ણ છૂરી છૂપાવી રાખી હતી. એક વખતે તને તારે ઘેર મોકલીએ છીએ વગેરે છળના કરી ફોસલાવી એક પરદેશી અધિકારીને ઘેર મોકલી દીધી. જો તેને પ્રથમ આવી ખબર હતે, તો તે કદી જાત નહીં. જેવો એ દુષ્ટ અધિકારી હાથ લંબાવી તેને પકડવા ગયો. તેવી તેણે છૂપાવેલી છૂરી તેની છાતીમાં ભોંકી દીધી. પણ અધિકારીએ ઘણાં કપડાં પહેરેલાં હતાં, તેથી બરાબર છૂરી ભોંકાઇ નહીં. પછી એ નરાધમ અધિકારી તેને અટક્યો નહીં, પણ દેવસિંહ ઉપર એથી ઘણો ગુસ્સે થયો, ત્યારથી દેવીસિંહ કમળાને કોઇ પાસે મોકલતો નહીં. હજુ તેને આશા હતી કે એ થોડા મહિનામાં વશ થશે. બીજી દશબાર સ્ત્રીઓની સાથે તેને મુર્શિદાબાદથી પૂર્ણિયા લઇ ગયો. તે પૂર્ણિયા જતી નહોતી, પણ તેને બાંધીને લેઈ ગયો. "જે સ્ત્રીઓ જીવ જવાનો ભય રાખે

છે, અને જીવ આપીને ધર્મ રક્ષા કરવાને તૈયાર થતી નથી, તેનો ધર્મ દુષ્ટ મનુષ્યો વગર હરકતે ભંગ કરે છે, પરંતુ જે સ્ત્રી પોતાનો શીળ ધર્મ રક્ષાને માટે પોતાનો જીવ આપવાને તૈયાર થાય છે, તેનો ધર્મ આ પૃથ્વીપર કોઇ નાશ કરી શકવાને શક્તિવાન નથી." કમળાદેવી દોઢ વર્ષ સુધી દેવીસિંહના સ્ત્રીઓના અખાડામાં રહી, પણ તેણે પ્રાણ જતાં સુધી પોતાના ધર્મનું રક્ષણ કર્યું. આ બાઇની પવિત્રતા દેવીસિંહના જમાદાર લક્ષ્મણસિંહ નામના શીખે જોઇ. તેથી તેના મનપર ઘણીજ અસર થઈ. કમળાદેવીને તે શ્રદ્ધા અને ભક્તિથી મા કહીને બોલાવવા લાગ્યો. કમળાએ તેની સારી લાગણી જોઇ તેને કહ્યું; "બેટા! મારા સ્વામી તથા પુત્રના શોકથી મારૂં હૃદય દગ્ધ થાય છે. હું અહીં ઘણી પીડામાં આવી પડી છું." વગેરે દુઃખી સ્થિતિ કહી બતાવી. તેથી દયાળુ સત્પુરૂષ લક્ષ્મણસિંહનું હૃદય પીગળી ગયું. તે એક બહાદુર યમના જેવો પુરૂષ હતો, પણ કમળાની આ વાત સાંભળી રડતો રડતો કહેવા લાગ્યો. "મા! હું આપને ગર્ભ ધારિણીની પેઠે જાણું છું. દુષ્ટ દેવીસિંહે ઘણી સ્ત્રીઓના ધર્મ ભંગ ઘણી સેહેલાઇથી કર્યા છે; પરંતુ તમારા જેવી પરમ સાધ્વી સ્ત્રીના આગળ તેનું કંઇ પણ જોર ચાલવાનું નથી. ખરેખર તમારા જેવી પરમ સાધ્વી સ્ત્રી જ્યાં રહે છે, તે સ્થળ એક માત્ર તીર્થ સ્થાન છે. મેં નક્કી કર્યું છે કે હું તથા મારી સ્ત્રી આપની નિત્ય સેવા કરીશું. આપ મને પોતાના પેટનો પુત્ર જાણુશો તો હું કૃતાર્થ થઇશ. આપ મારે ઘેર રહેશો, તેથી મારૂં ઘર પણ એક તીર્થરૂપ થશે." લક્ષ્મણસિંહનું આવું બોલવું સાંભળી કમળા તેની પીઠપર હાથ ફેરવવા લાગી. લક્ષ્મણસિંહે પાળેલા સિંહની પેઠે તેના પગમાં પડી કહ્યુ; "મા! દેવીસિંહ તમને છોડશે નહીં તો હું (મ્યાનમાંથી તરવાર ખેંચીને) આ સુતીક્ષ્ણ તરવારથી તેનું મસ્તક છેદન કરીને પણ તમારો ઉદ્ધાર કરીશ." આટલું કહી તે ચાલતો થયો.

આકાશમાં ચંદ્રમા આથમવાનો સમય થયો હતો. જ્યારે ચારે તરફ ઘોર અંધારૂં થયું. તે વખતે લક્ષ્મસિંહે કમળાદેવીને પોતાના ભાઇ રામસિંહ પાસે દીનાજપુર મોકલી દીધી. રામસિંહ પણ પવિત્ર મનનો હતો. થોડી મુદત થઇ કે લક્ષ્મણસિંહ નોકરી છોડી પોતાની સ્ત્રી સાથે અહીં આવી રહ્યો. સૌ કમળાદેવીને મા પ્રમાણે ગણી સેવા કરવા લાગ્યાં. કમળાદેવીના કહેવા પરથી લક્ષ્મણસિંહ તેના પુત્ર ક્ષેત્રનાથની શોધ કરવા ગયો. થોડા રોજમાં સાંભળ્યું કે દેવીસિંહના સિપાઇઓ છુપી રીતે કમળાદેવીને શોધતા ફરે છે. તેપરથી રામસિંહે તેને પાંડુઆના ગીચ ઝાડીવાળા જંગલમાં ગુપ્ત જગ્યાએ એક ઝુંપડો બાંધી આપી રાખી. કમળાદેવી નિત્ય ત્યાં યોગાસનમાં બેસી ફુલ ચંદનથો એકાગ્ર ચિત્તે સ્વહસ્તે મૃતિકાના શિવલીંગ બનાવી પૂજા કરતી. તેથી જોનાર મનુષ્યને એમજ થાય કે આ કોઇ સાક્ષાત્ દેવીજ છે. એ ધ્યાનશીલા સ્ત્રીને કોઇ મનુષ્ય સમજી શકે નહીં. તે નિત્ય ઇ-

શ્વર ભજનમાં કાળ ગાળવા લાગી. લક્ષ્મણસિંહ સત્ય પુરૂષ હતો. તેણે જે ઉપકાર કર્યો. તે વિષે કમળા નિત્ય કહેતી કે, આ જીવનમાં હું તેનું ઋણ ફેડી શકીશ નહીં. ઇશ્વર લક્ષ્મણને સદા સુખી રાખો ! એવી પ્રાર્થના કરતી. થોડા વખતમાં લક્ષ્મણસિંહ દેશમાં શોધ કરી ક્ષેત્રનાથને તેડી આવ્યો. કમળાદેવીએ પુત્રની મુખાકૃતિ જોતાંજ વત્સવિયોગા ગાયની પેઠે દોડતી બે હાથ પહોળા કરી લક્ષ્મણ અને ક્ષેત્રનાથના ગળામાં નાંખ્યા. બંનેના માથાં ઘેલીની પેઠે પ્રેમથી છાતીએ દાબી ચુંબન કર્યું. ક્ષેત્રનાથે કહ્યું;—" મા ! હું તમારો હમેશાંનો અપરાધી, કૃતઘ્ની છોકરો છું." આટલું બોલી મૂર્છિત થઇને માતાના ચરણે પડયો. કમળાનો પણ કંઠ પ્રેમાતુર હૃદય ઉછળી આવવાથી બંધ થઇ ગયો. ફક્ત, "બેટા !" એટલુંજ બોલી શકાયું. થોડીવારે શાંત થઇ સૌ આનંદમા બેઠાં. અને બાકીના દીવસો સુખમાં ગાળવા લાગ્યાં. અહો ! કમળાદેવીને કેટલી બધી વિપત્તિ પડી ! ! તેણે કેવી હીંમતથી શીયળનું રક્ષણ કર્યુ ! લક્ષ્મણસિંહે પોતાનો સતધર્મ કેવો બજાવ્યો ! આવાં પવિત્ર મનનાં સ્ત્રી પુરૂષોને ધન્ય છે. ! ! આવી પરમ સાધ્વી સ્ત્રીઓ પોતાના જીવનના પવિત્ર દ્દષ્ટાંતથી જગતને ઉપકાર કરે છે. તેવો ઉપકાર અર્થ, સંપત્તિ, ઐશ્વર્ય કે બીજી કોઇ રીતથી પણ થતો નથી. આવી સ્ત્રીઓનાં મરણ પછી પણ તેઓના દ્વારા જગત ઉપકૃત્ત થાય છે. જનકની પુત્રી વૈદેહી (સીતા) યુગ યુગાંતર થયાં સંસાર છોડી ગઇ છે, પરંતુ આજ પણ તેનું સદ્દ્દષ્ટાંત સ્ત્રીઓને સન્માર્ગે ચલાવે છે. આવી પરમપવિત્ર સુચરિત્રવાન સાધ્વી સ્ત્રીઓ ખરેખર જગતના કલ્યાણ માટેજ અવતરે છે એમ કહીએ તો કંઇ પણ ખોટું નથી ! ! !

---

## પાર્વતી ( દે સ્ત્રી. )

આ સતી ભોજરાજાની ધારાનગરીમાં રહેનાર દેવશર્મા નામે અગ્નિહોત્રી બ્રાહ્મણની સ્ત્રી હતી. તે પર પુરૂષનું મૂખ કદી જોતી નહીં. હમેશાં પ્રાતઃકાળમાં પતિથી પહેલાં ઉઠી સ્નાન કરતી, સ્વચ્છ વસ્ત્ર પહેરી ગૃહકાર્ય અને પતિ સેવામાં તત્પર રહેતી. દેવશર્મા નિત્ય સ્નાન, સંધ્યા અને અગ્નિ હોત્રાદિ કાર્ય કરી ઇશ્વર ઇચ્છાથી જે પ્રાપ્ત થતું, તેમાં સ્ત્રી પુરૂષ ગુજરાન ચલાવતાં. પણ કોઇ પાસે ભિક્ષા માગતો નહીં. એવો એ પવિત્ર અને સંતોષી હતો. એક દિવસે ભોજરાજાએ કાળીદાસ પંડિતને પૂછયું કે, આપણા શહેરમાં કોઇ સતી સ્ત્રી છે ? હોય તો તેની પરીક્ષા કરી મારે દર્શન કરવાં છે. કાળીદાસે કહ્યું—રાજન ! આપણા શહેરમાં દેવશર્મા નામે કર્મકાંડમાં કુશળ બ્રાહ્મણની સ્ત્રી પાર્વતી નામે છે, તે મહા પતિવ્રતા છે. તે પતિ સિવાય કોઈ પર પુરૂષનું મૂખ જોતી નથી. કાળીદાસનું આવું વચન સાંભળી ભોજરાજાએ પૂછયું,—તે સતી સ્ત્રી પાસે જવાનો

કોઇ ઉપાય છે? પંડિતે કહ્યું—તેનો પતિ કોઇ પાસે યાચના કરી પ્રતિગ્રહ લેતો નથી. તોપણ તેને ઘણું ધન આપી ખુશી કરો; તો વખતે સતીનું દર્શન થાય, પણ હું ધારતો નથી કે તે ધનથી લલચાય, ભલે ઉપાય અજમાવી જુઓ. પછી બીજે રોજ દેવશર્માને તેડવા માણસ મોકલ્યુ. દેવશર્માએ સતીને વાત કરી કે રાજાએ મને તેડાવ્યો છે માટે હું જાઉંછું. સતીએ કહ્યું—'પ્રાણનાથ! રાજા કંઇ દાન આપે તો પ્રતિગ્રહ કરશો નહીં. જો તમે ધન લેશો તો આપણું તમામ તપ રૂપી ધન નાશ પામશે. સતીનું કહેવું સાંભળી એ રાજા પાસે આવ્યો. પણ તે ઇચ્છા રહિત હતો, તેથી આશિર્વાદ દીધા વિના ઉભો રહ્યો. એટલે ભોજરાજાએ નમન કરી સોનામોરના બે થાળ ભરાવી આપવા માંડયા. તે તેણે લીધા નહીં. આ પરથી રાજાએ જાણ્યું કે તેને આટલું ધન ઓછું થતું હશે. એમ ધારી બીજા બે થાળ ભરાવી દેવા માંડયા; તોપણ નહીં લેતાં કહ્યું—રાજન! આ દ્રવ્યની રાજાઓનેજ જરૂર છે. એ અમારે કંઇ કામનું નથી. અમારે તો ખરૂં ધન તપ છે. અમને અમારા યજ્ઞ નારાયણ શેર બાજરી આપી રહે છે. તેમાં અમે આનંદ કરીએ છીએ. આપ મને બીજું કંઇ કામ હોય તો કહો. રાજાએ કહ્યું—બ્રહ્મદેવ! કામ પડયે કહીશ. પછી તે રજા લઇ પોતાને ઘેર આવ્યો. રાજાએ ફરી કાળીદાસને પૂછયું કે હવે શું કરવું? કાળીદાસે કહ્યું, એક ઉપાય છે તે એ કે એ સતીની સન્યાસી ઉપર શ્રદ્ધા છે. તેને એ ઘણું માન આપે છે. માટે આપ સન્યાસીનો વેશ લઇ દંડ કમંડળ સાથે તેને દ્વાર "भवति भिक्षान्नदेहि" એમ બોલી ભિક્ષાને નિમિત્તે જાઓ, તો દર્શન અવશ્ય થશે. એનો પતિ ઘેર છે તે ઓળખી કાઢે, માટે તેને કાશીવિશ્વનાથ પર અભિષેક કરવા પહેલાંથી મોકલો. રાજાએ તે પ્રમાણે કર્યું, ને સન્યાસીને વેશે સતીને દ્વાર જઈ ઉભો રહ્યો. સતી પાર્વતી રસોઇ કરતી હતી. તેણે રસોડામાંથી જવાબ આપ્યો. મહારાજ! રસોઇ તૈયાર થવાને ત્રણ ઘટીકાની વાર છે, ત્યાં સુધી આ પાસે શિવાલય છે ત્યાં બેસો; પણ સન્યાસીએ કહ્યું, હું તો અહીંજ બેસીશ. એમ કહેવાથી સતીએ તેને આસનપર બેસવા કહ્યું.

આ વખતે કેરીની ઋતુ હતી. તેથી સતીએ કેરીનો રસ કાઢવાનો ઇરાદો રાખેલો. રસોઇ તૈયાર થઇ એટલે સન્યાસીને જમવા બેસાડવાની ભૂમિ લીંપી સ્વચ્છ કરી આસન નાખી બેસાડયા. સતીએ કેરીનો રસ કાઢતાં કેટલાંક માર્મિક નીતિ વચનો કહ્યાં.

આ માર્મિક નીતિ વચનો સાંભળી રાજા ભયભિત થઈ કંપવા લાગ્યો, ને સમજ્યો કે જરૂર મને સતીએ ઓળખ્યો. હું કપટભાવથી તેનું સત્ય જોવા આવ્યો છું. તેથી જરૂર મને શાપ દેશે. એવું વિચારી સતીને ફરતી પાંચ પ્રદક્ષિણા કરી માફી માગી પગે લાગ્યો, અને જમ્યા વગર દંડકમંડલુ મૂકી જવા માંડયું. એટલે

સતીએ તેને જતાં અટકાવી જમાડયા; ને કહ્યું— રાજન ! અમે તારી પ્રજા તારા સંતાનને ઠેકાણે છીએ. મેં પંદર વર્ષમાં આજે તને સત્યવાદી અને વળી પરસ્ત્રી સહોદર સમજીનેજ મારૂં મૂખ દેખાડયું છે. તેથી મારૂં સત્યભંગ થયું છે, એમ તું ના સમજ, તું સત્યવાદી અને પરસ્ત્રીલંપટ નથી, પણ કપટ ભાવથી આવ્યો એજ તારો અપરાધ છે. તેં તારા અપરાધની માફી માગી, તેથી તું એ પાપથી મુક્ત થયો. આ પ્રમાણે વાત થયા પછી ભોજરાજાએ સતીનાં ઘણાં વખાણ કર્યા. તેને પગે લાગી ચાલી નીકળ્યો. પોતાના શહેરમાં આવી સતી સ્ત્રી છે. એ જોઇ ઘણો ખુશી થએો અને પોતાને ભાગ્યશાળી સમજવા લાગ્યો. પછી રાજા તે પવિત્ર દંપતિને પૂજ્ય માની ઘણું ચાહતો હતો. અહો ! સતીના સતીત્વ આગળ સર્વ આધિન છે. ! ! !

---

## ગૌરી.

ઉમંગપુરમાં રહેનાર **નિત્યાનંદ** નામે બ્રાહ્મણને **ગૌરી** નામે પતિવ્રતા પત્ની હતી. આ શહેરમાં ફાગણ માસની રંગપંચમીએથી ઉજાણીએ જવાનો રિવાજ હતો. એક દિવસે લોકો **અંબા** ભવાનીની વાડીમાં ઉજાણીએ ગયાં હતાં. સતી ગૌરી અને તેનો પતિ પણ પૂજન કરવા ગયાં હતાં. પૂજન કરી આ દંપતિ એક આંબાના વૃક્ષ નીચે બેઠાં. લોકો કેશરીઆ રંગની પિચકારી અને અબિલ ગુલાલ ઉડાડી ધુમ મચાવતાં હતાં. કેટલાક લોકો રંગમાં ગરકાવ થઇ એક બીજાને અયોગ્ય વચનો બોલી મશ્કરી કરતાં હતાં. સ્ત્રી પુરૂષો એકત્ર હોવાથી મર્યાદા ભંગ થતી હતી. આ પ્રમાણે તેમને નિર્લજપણે વર્ત્તતાં જોઇ, ગૌરી ઉદાસ થઇ અફસોસ કરવા લાગી. તેપરથી તેના પતિએ કહ્યું, તને અહીં બેસવું પ્રિય ન હોય, તો ચાલો આપણે આ પાસેના સુંદર વનની શોભા નિહાળીએ, એમ કહી ત્યાંથી ઉઠી વનની શોભા જોતાં જોતાં સત્યાનદીને કિનારે આવ્યાં. ગૌરી થાકી ગઇ હતી, તેથી તેણે પતિને કહ્યું. નાથ ! આપની મરજી હોય તો આપણે આ પાસે દેખાતી સુંદર ઝાડની ઘટાથી ઘેરાએલી ટેકરીપર વડનું વૃક્ષ છે; ત્યાં બેસી આરામ લઇએ. એમ કહી બંને ત્યાં જઇ બેઠાં. પરસ્પર આનંદ વિનોદ અને જ્ઞાન ચર્ચા કરતાં હતાં, ત્યાં છેટે એક સુંદર દૈવી સ્ત્રીને જોઇ ગૌરીએ કહ્યું, સ્વામી ! આ કોઇ દેવી સરખું લાગે છે. નિત્યાનંદે હા પાડી દેવીને નજીક આવતા જોઇ સતી ગૌરી પતિની રજા લઇ સામે ગઇ. પાસે જઇને વિનયપણે દેવીની સ્તુતિ કરી પગે લાગી. દેવીએ તારૂં સૌભાગ્ય અખંડ રહો—એવો આશીર્વાદ આપ્યો અને પુછયું પુત્રિ ! તું અહીં કેમ આવી છે ? ગૌરીએ કહ્યું, માતુશ્રી ! આજે ઉજાણી હોવાથી લોકો અંબાભવાની આવ્યાં છે; તેથી અમે પણ પૂજન અર્થે આવ્યાં છીએ;

પણ ત્યાં લોકો મર્યાદા રહિત નિર્લજપણે વર્તતાં હોવાથી કંટાળી આ વનમાં આવી છું. આ સાંભળી દેવીએ કહ્યું, " પુત્રી! તને ધન્ય છે. તારી આવી ઉત્તમ વર્તણુક જોઇ, તારાપર હું પ્રસન્ન થઇ છું." ગૌરીએ કહ્યું "દેવી! કેટલાક મનુષ્યો સ્ત્રીઓના જન્મને નિંદે છે અને આપ મને ધન્ય કેમ કહો છો ?" દેવીએ કહ્યું, સતી! જે સ્ત્રી સદાચરણી છે તેના જન્મને ધન્ય છે અને જે દુરાચરણી સ્ત્રી છે તેનો જન્મ ઘણો નિંઘ છે. સ્ત્રી પતિ સેવા અને સદ્‌ગુણથી સહેલાઇથી જે ફળ મેળવે છે, તે ફળ બીજી ઘણી મહેનત કરવા છતાં પણ મળતું નથી. પતિ સેવા અને સદ્‌ગુણનો પ્રભાવજ અલૌકિક છે. સતી સ્ત્રીને સર્વ ઇચ્છીત પ્રાપ્ત થાય છે. હું પણ તારો સદ્‌ગુણુ પ્રભાવ જોઇને અહીં આવી છું. સતી સ્ત્રી પોતાના સદ્‌ગુણુ પ્રભાવે પતિને વશ કરે છે. અરે ! સતીના સત્વ આગળ દેવ સરખા પણ આધિન રહે છે; તો મનુષ્ય કોણ માત્ર ? સદ્‌ગુણી સ્ત્રી તથા તેના પતિને આલોકમાં સુખ અને પરલોકમાં પરમ પદની પ્રાપ્તી થાય છે. એવા ગુણો તારામાં જોવાથીજ તને ધન્યવાદ આપ્યો છે. ગૌરી! તું સદા સદ્‌ગુણથી પતિવ્રત પાળીને રહે છે. આટલું કહી દેવી ચાલતા થયાં, અને ગૌરી અને નિત્યાનંદ પણ આનંદ પામતાં ઘેર આવ્યાં. લોકો આ દંપતિમાં પવિત્ર ગુણો જોઇ, તેને માન આપી પુજ્ય ગણવા લાગ્યાં. આ પવિત્ર મનનાં દંપતી પોતાના પવિત્ર ગુણોથી સુખમાં દિવસો નિર્ગમન કરી, પ્રખ્યાત થઇ ગયાં છે. ધન્ય છે તેમને ! ! !

## યોગિની—ચંદ્રકાન્તા.

ભારત વર્ષમાં કાશીપુરી એ પવિત્ર તીર્થસ્થળ તરીકે પ્રસિદ્ધ છે. આ પવિત્ર ધામમાં ઇ. સ. ૧૭૮૦ માં ચૈયતસિંહ નામે રાજા રાજ કરતો હતો. આ મહારાજા ઘણો ધાર્મિક અને પરાક્રમી હતો. તેમની રાજસભામાં ઘણા વિદ્વાનો હતા. તેમાં દેવશર્મા નામે એક પ્રખ્યાત પંડિત હતો. તે ઘણો વિદ્વાન અને બુદ્ધિશાળી હતો. તેની સ્ત્રીનું નામ સાવિત્રી હતું, તે પણ વિદ્વાન અને પતિવ્રતા હતી, આ સદ્‌ગુણ સંપન્ન દંપતિને એક નંદકીશોર નામે પુત્ર અને ચંદ્રકાન્તા નામે પુત્રી હતી. આ બંને બાળકો પવિત્ર માતપિતાના હાથ નીચે ઉછરી કેળવણી લઇને સદ્‌ગુણ સંપન્ન થયાં હતાં. ચંદ્રકાન્તા જેવી વિદ્વાન, સદ્‌ગુણી અને બુદ્ધિશાળી હતી, તેવીજ સ્વરૂપે સુંદર, તેજસ્વી અને મનોહર કાન્તિની હતી. તે વૈદક વિદ્યામાં પણ ઘણી કુશળ અને શોધક હતી. તેમને કાશીમાંજ કૃષ્ણુશાસ્ત્રીના પુત્ર બાળશાસ્ત્રી વેરે પરણાવી હતી. કૃષ્ણુશાસ્ત્રી મહારાજા ચૈયતસિંહનો માનીતો વિદ્વાન હતો. તેમને કેટલીક જાગીર મહારાજાએ ધર્માદા તરીકે આપેલી હતી. બાળશાસ્ત્રીએ ઘણાં શાસ્ત્રોનો અભ્યાસ કર્યો હતો. તે પિતાની સાથે મહારાજાની કચેરીમાં જતો

હતો, મહારાજા બાળશાસ્ત્રીની વિદ્વતા, હુશિયારી અને સદ્ગુણ જોઇ ઘણો ખુશી થતો અને માન આપતો હતો. જેવી ચંદ્રકાન્તા સર્વ પ્રકારે લાયક અને સદ્ગુણી હતી, તેવોજ પતિ મળ્યો હતો. આ જોડુ સર્વ પ્રકારે યોગ્ય હતું. પરસ્પર ઘણો પ્રેમ હતો. એક બીજાને સુખે સુખી અને દુઃખે દુઃખી થતાં હતાં. આ પવિત્ર દંપતિને પરમાર્થ પ્રત્યે ઘણો પ્રેમ હતો. ચંદ્રકાન્તા પોતાનો પતિપ્રત્યે શું ધર્મ છે તે જાણતી હતી. પતિ જે પ્રકારે સુખી અને આનંદમાં રહે તેમ કરવાને પ્રત્ન કરતી હતી. સાસુ, સસરાને માબાપ તુલ્ય ગણી સેવા કરતી. નણંદોને બેન જેવી ગણતી, સગાં સ્નેહી અને પાડોસીઓ પ્રત્યે પ્રેમભાવથી પોતાનો ધર્મ બજાવતી. આવા તેમના વર્ત્તનથી આખું કુટુંબ તેમને ઘણું ચાહતું અને માન આપતું હતું. તેણે દુઃખી દરદીઓની દવા કરવા માટે ઘર આગળ દવાશાળા ઉઘાડી હતી, દુઃખી દરદીઓની સારવાર જાતે ઘણાં ઉત્સાહથી કરતી હતી. ગરીબોને અન્ન અને વસ્ત્રો આપતી. નવરાશના વખતમાં લોકોને ઉપદેશ આપી સન્માર્ગે વાળવા પ્રયત્ન કરતી સ્ત્રી સમાજ મેળવી તેમના ધર્મ સમજાવતી આ વગેરે તેમના ઉત્તમ સદ્ગુણો જોઇ સૌ લોકો તેને '**દેવી**' કહી બોલાવતા અને ઘણું માન આપતા હતા. બાળશાસ્ત્રી પોતાને આવી પવિત્ર અને પતિવ્રતા સ્ત્રી મળેલી જોઇ ઘણો આનંદ પામતો. તે પણ પોતાનો પત્ની પ્રત્યે શોધર્મ છે એ જાણતો હતો અને તેમના પ્રત્યે પ્રેમભાવથી વર્તી, તેમનું મન રાજી રાખવાને હરેક પ્રકારે પ્રયત્ન કરતો અને માન આપતો હતો; એવો પરસ્પર પ્રેમ હતો. પરંતુ દૈવગતિ ન્યારી છે. કોઇના સુખના દિવસ હમેશાં એક સરખા રહેતા નથી. અસ્તોદયના ચક્રના સપાટામાં વહેલા મોડું સૌને આવવું પડે છે. તે પ્રમાણે આ પવિત્ર દંપતિના સુખનો સૂર્ય અસ્ત થવા આવ્યો. ઇ. સ. ૧૭૮૦ માં કલકત્તાના ગવરનર જનરલ વૉર્ન હેસ્તિંગ્સે કાશીના મહારાજા ચૈયતસિંહ પાસેથી દ્રવમેળવવાની લાલચે ૨૨॥ લાખ રૂપિઆ ખંડણી ઉપરાંત પાંચ લાખ રૂપઆ વધારે માગ્યા. રાજાએ તે ન આપ્યાથી તેનો પચાશ લાખ રૂપિઆ દંડ કર્યો અને તે વસુલ કરવાને હેસ્તિંગ્સ કાશી આવ્યો. ત્યાં અંગ્રેજના દુશ્મનો સાથે તે પત્ર વ્યવહાર રાખે છે, એવું આળ મુકી તેને ગાદી ઉપરથી ઉઠાડી મૂક્યો, ને તેના ભાણેજને ગાદી આપી. તેની પાસેથી દરવર્ષે ૪૦ લાખ રૂપિઆ ખંડણી લેવી ઠરાવી. તેનો દીવાની ફોજદારી સર્વ અધિકાર લઇ લીધો. ચૈયતસિંહને કેદ કર્યાથી કાશીના લોકોએ બંડ કરી હેસ્તિંગ્સને ઘેરી લીધો, એટલે રાજા નાશી ગયો અને હેસ્તિંગ્સ મહા મુસ્કેલીથી બચી શકર્યો. ચૈયતસિંહને અન્યાય પણે કેદ કર્યો, તે પ્રજા જોઇ શકી નહિ. તેથી બંડ કર્યું હતું આ બંડમાં બાળશાસ્ત્રી પણ સામેલ છે, એવું ગંગાગોવિંદસિંહે ગાની લઇ પૈસાની લાલચે તેને પણ કેદ કર્યો. ગંગાગોવિંદસિંહ ઉપરી અધિકારીઓને રાજી રાખવા માટે ગમે તેવો અન્યાય અને અધર્મ કરવા ચુકતો નહિ તેણે વૉર્નહેસ્તિંગ્સને

પૈસાથી રાજી રાખવા ઘણા જાગીદારોની પાયમાલી કરી હતી. ઘણાને ખાવા પીવાની પણ મુસીબત થઇ પડે એવી હાલતે આણ્યા હતા. પૈસા કઢાવવાને સારા સારા જાગીરદારોની સ્ત્રીઓને ભરકોર્ટમાં ઘસડાવી મંગાવતો એવોએ જુલમી હતો. તેણે બાળશાસ્ત્રીની જાગીરલઇ લીધી, તેની માલ મિલ્કત લૂટી લીધી. તેથી તેનું કુટુંબ દુઃખી હાલતમાં આવી પડયું. જે કુટુંબ દુઃખી દરદીઓની દાઝ હૈયે ધરી તેમને અન્નવસ્ત્ર આપતું, તે કુટુંબ આજે પોતેજ અન્નવસ્ત્ર વગર દુઃખી થવા લાગ્યું.

ચંદ્ર કાન્તા પોતાના પતિને જે દિવસથી કેદ કેરી લઇ ગયા, તે દિવસથી ધોળાં વસ્ત્ર પહેરી એકવાર ભોજન કરતી. પથારીએ સૂતી. સાસુ સસરા તેમનો પ્રિય પુત્ર કેદ થવાથી દુઃખી થતાં, તેમને અનેક પ્રકારે દિલાસો આપી શાન્ત કરતી. પ્રિય પતિને કેદમાંથી શી રીતે છોડાવી લાવું, એ વિચારમાં ને વિચારમાં સુખે નિદ્રા પણ કરતી નહિ. નિરંતર પતિના છૂટકારાના વિચારમાં તેનું શરીર સુકાવા લાગ્યું. તેમને પતિ વગર ક્યાંએ નિરાંત વળતી નહિ. એક દિવસે રાત્રે પ્રભુની પ્રાર્થના કરી પતિનો છૂટકારો કરવા સહાયતા માગી. તે જાણે પ્રભુ એજ પ્રેરણા કરી હોય નહિ, તેમ તેને જુદાજ પ્રકારનો ઉમંગ અને ઉત્સાહ પ્રકટી નીકળ્યો. પતિને છોડાવી લાવવાને કલકત્તે જવાનો નિશ્ચય કર્યો. આ નિશ્ચય પોતાનાં સાસુ સસરા ને જણાવ્યો. વૃદ્ધ સાસુ સસરા ગંગાગોવિંદસિંહનો જુલમ જાણતા હતા. તેથા તેમણે જવાની નાપાડી, પણ તે પોતાનો નિશ્ચય નહિ ફેરવતાં બોલી કે;— શું તમો મને બીજી સ્ત્રીઓના જેવી બીરૂ અને ના હિંમતવાન ગણો છો? શું મને પ્રભુ એ બુદ્ધિ આપી નથા? શું હું મારા પતિને નિરંતર કેદમાં પડેલો જોઇ શકીશ? શું હું પતિનું દુઃખ જોઇ રૂદન કરતી બેસી રહીશ? શું હું મારા પતિને છોડાવવા પ્રયત્ન કરીશ નહિ? શું જેમ બીજી હલકી સ્ત્રીઓ વૈભવ કે સુખની લાલચમાં લપટાઇને કે ભયથી ડરી જઇને પોતાનું શિયળ ભંગ થવા દે છે, તેમ હું શું મારૂં શિયળ ભંગ થવા દઇશ? કદિ નહિ. મારા પ્રાણ કરતાં પણ મને મારૂં શિયળ વધારે વહાલું છે. જે સતી સ્ત્રી છે, તેને પ્રભુ સહાય કરે છે એ તમે નિશ્ચય જાણો. કોઇ પણ પુરૂષ સ્ત્રીનું શિયળભંગ કરવાને સમર્થ નથા, પણ સ્ત્રી પોતેજ પોતાની ઇચ્છાથી કે લોભ લાલચથી કે પ્રાણ જવાના ભયથી ડરીજઇ, શિયળ ભંગ કરવા દેછે; તો તે સ્ત્રી પાપી થઇ આબરૂ ગુમાવે છે. જુઓ! સતી દ્રૌપદી અને દમયંતીને કેટલાં સંકટ પડયાં? તેમનું શિયળ ભંગ કરવા કેવા કેવા ઉપાયો યોજાયા? પણ તેમની ઇચ્છાવિરૂદ્ધ કાંઇ પણ થઇ શક્યું નહિ. પ્રભુ સત્યનો બેલી છે. તે સતીની સહાય કરવા ધાય છે, તો મારી પણ એ પરમ કૃપાળુ પ્રભુ સહાયતા કરશેજ, એવો મને દૃઢ નિશ્ચય છે. હું પતિવ્રતા સ્ત્રી છું, મારો ધર્મ કદી પણ ચુકી નથી. જે સ્ત્રી કોઇ પણ પ્રકારની લાલચ કે ભયથી પોતાનું શિયળ ભંગ કરે છે, તેને સ્ત્રી નહિ પણ કુતરી જેવી સમજવી. જે સ્ત્રી પોતાના

શિયળને પ્રાણ કરતાં પણ શ્રેષ્ઠ ગણે છે. તે સ્ત્રી પોતાનો પ્રાણ તજી દેશે, પણ શિયળ ભંગ થવા દેશે નહિ; તેવીજ સ્ત્રી આ લોક અને પરલોકમાં સુખ પામેછે.

આ દુનિયામાં સ્ત્રીનું શિયળ તેમની પોતાની ઇચ્છા વિના ભંગ કરવાને કોઇ દેવ પણ સમર્થ નથી, તો પછી મનુષ્યની તો શું તાકાદ છે? ગંગાગોવિંદસિંહ મનુષ્ય છે, પણ કદિ રાક્ષસ હોય તોપણ હું તેમની બીક કે દરકાર રાખતી નથી. માટે એ વિષે તમારે જરાપણ ચિંતા ન કરવી. પ્રભુની સહાયતા વડે ગમે તેવું દુઃખ પણ હું સહન કરવાને શક્તિવાન થઇશ, અને મારા પ્રાણાધાર પતિને કેદમાંથી છોડાવી લાવીશ—પ્રભુ વ્યાપક છે, તે સતી સ્ત્રીનું હમેશાં રક્ષણ કરે છે. હું મારી મર્યાદા અને ધર્મ સાચવી મુસાફરીના સંકટ સહન કરીશ. જો હું મારો પતિ પ્રત્યે ધર્મ ભૂલી જઇ બેશી રહું, તો મહા પાપી ગણાઉં અને ધિક્કારને પાત્ર થાઉં. હું જે તેના સુખની ભાગિયેણ હતી, તે હવે તેના દુ;ખની પણ ભાગિયેણ ન થાઉ તો હું સ્વાર્થી અને મહા પાપી ગણાઉં. આવી રીતે પાપી ગણાવા કરતાં તોપતિને છોડાવવા જતાં કદિ પ્રાણ જાય તોપણ ઉત્તમ છે. માટે મને કૃપા કરી તરત રજા આપો—તમારી આજ્ઞાથી સર્વ સારૂં થશે. ઇત્યાદિ વચનો કહી સાસુ સસરાને વિનવી રજા લીધી.

ચંદ્ર કાન્તા સાસુ સસરાની આજ્ઞા મેળવી ઘણી ખુશી થઇ. નદી નાળાં, પર્વતો અને વનો ઓળંગતી ચાલવા લાગી. ચાલતાં ચાલતાં ઘણા ગાઉ આવી પહોંચી. માર્ગમાં કોઈ વખતે રસ્તો પૂછતી હતી, એક વખતે એક ગામને પાદર આવી પૂછયું કે, ભાઇ! કલકત્તાનો માર્ગ કઇ તરફ જાય છે? તે માણુસે કહ્યું કે, “ગમે તે માર્ગે જાઓ, દુનિયા બધી તરફ ખુલ્લી છે.” ચંદ્રકાન્તા બિચારી શરમાઇને પોતાની સમજ પ્રમાણે ચાલી, પણ કૃપાળુ પ્રભુએ તેને જાણે ખરો માર્ગ બતાવ્યો હોયની! તેની પેઠે જે રસ્તે ચાલી, તે કલકત્તાનોજ હતો. આગળ ચાલતાં પવનનું મોટું તોફાન ઉપડયું, વાદળાં થઇ આવ્યાં, અંધકાર થઈ ગયો, વિજળીના ચમકારા અને ગર્જના થવા લાગી. જોસ બંધ વરસાદ પડવા લાગ્યો. તેથી પાણીથી ભીંજાઇને થર થર કંપતી એક વૃક્ષ નીચે આવી બેઠી. સતી સ્ત્રીની કસોટી સંકટ વખતે થાય છે. ચંદ્રકાન્તાને પણ તેમના સતીત્વની પરીક્ષા માટે કસોટીએ ચડવાનો વખત આવ્યો. વરસાદને ટાઢથી થરથર કંપતી વૃક્ષ નીચે બેઠી હતી. તેવામાં દૂરથી દોડતો એક વિકાળ સિંહ ગર્જના કરતો આવ્યો. આ જોઈ તે ભય નહિ પામતાં ઈશ્વર ઉપર આધાર રાખી ઉભી થઇ. તેટલામાં છેટેથી એક શિકારીએ તે સિંહને ગોળીથી ઠાર માર્યો. તેથી તે ભય મુક્ત થઇ. પણ બીજા ભયમાં સપડાઇ. શિકારી ચંદ્ર કાન્તાનું તેજસ્વી મુખ અને મનોહર શરીર કાન્તી જોઇ મોહમાં પડયો. તેણે બુરી દાનતથી પોતાને ત્યાં લઈ જવાની ઇચ્છા કરી કહ્યું કે, તું મારે ત્યાં આવી રહે, હું તને સર્વ પ્રકારે સુખી કરીશ. આ સાંભળી ચંદ્ર કાન્તા પરમાત્માનું

ધ્યાન કરી બોલી; ભાઇ ! તું મારો પ્રાણ દાતા છે, તેં મને સિંહના મુખમાંથી બચાવી છે, તે માટે હું તારો ઉપકાર માનું છું. પ્રભુ તારૂં કલ્યાણ કરશે. તું જો મારા પ્રત્યે બુરી દાનત કરીશ તો, ઇશ્વર તારૂં અનિષ્ઠ કરશે. માટે તું તારે માર્ગે ચાલ્યો જા. હું સતી સ્ત્રી છું, હું મારા પતિ સિવાય કોઇની સ્ત્રી થતી નથી. મારેતો જે એક પતિ છે તેજ ખરો પતિ છે. તે સિવાય સર્વ પુરૂષો ભાઈ બાપ સમાન છે. આસાંભળી શિકારી જેવો ક્રોધથી પકડવા જતો હતો; તેવામાં તેનાપર આકાશમાંથી વિજળી પડી. તેથી એ પાપી મરણ પામ્યો.

ચંદ્રકાન્તા પ્રભુનો પાડ માની ચાલી નીકળી. ચાલતાં ચાલતાં રામપુર નામે ગામને પાદર આવી. આ ગામના દરવાજા પાસે શિવાલય હતું, ત્યાં ઘણાં સ્ત્રી પુરૂષ મુસાફરો ઉતર્યાં હતાં, ત્યાં આ સતી પણ આવી ઉતરી. આ ગામનો રાજા ખરાબ ચાલનો હતો, તે ઘણી સ્ત્રીઓને પોતાની દાસીઓ મારફતે ફસાવતો હતો. તેમની દાસીઓ ગામમાં ફર્યા કરતી હતી. તેજ પ્રમાણે સાંજનો વખત થતાં તે રાજાની દાસીઓ દેવના દર્શને આવી. દર્શન કરી જ્યાં સ્ત્રી મુસાફરો ઉતર્યાં હતાં ત્યાં આવી બેઠી. ચંદ્રકાન્તાને સ્વરૂપવાન જોઇને તે સાથે વધારે વિવેકનાં મીઠાં વચનો બોલવા લાગી કે, બાઇશ્રી ! તમે કોઇ સારા ઘરનાં સ્ત્રી લાગો છો. તમારે આ સૌ મુસાફની સાથે ઉતરવું યોગ્ય નથી. ખુસીથી અમારે ત્યાં પધારો, અમે તમારી સેવા કરીશું. રાત વાસો રહી સવારે તમારી ઇચ્છા હોય ત્યાં જાજો. ચંદ્રકાન્તા તેમના વિવેક ભરેલા મધુર શબ્દો અને તેમનો ઉત્તમ શણગાર વગેરે જોઇને મનમાં વિચારવા લાગી કે આ સ્ત્રીઓ કોઇ સારા આબરૂદાર ઘરની લાગે છે. તેમનો બહુ આગ્રહ છે. માટે રાતવાસો સારા સહવાસમાં ગાળવો વધારે ઉત્તમ છે. એમ વિચારી તેમની સાથે ચાલી. દાસીઓ એક બાગમાં મહેલ હતો ત્યાં રહેતી હતી, અને ત્યાંજ રાત્રે રાજા આવતો હતો. આ બિચારી ચંદ્રકાન્તાને એ મહેલના એક ઓરડામાં ઉતારો આપ્યો. થોડીવારે તેને માટે ખાવાનું લઇ આવી. તેમાંથી તેમણે થોડું ખાઇ બાકીનું પાછું આપ્યું. તેટલામાં રાજા આવી ચડયો. દાસીઓ જોડેના ઓરડામાં જતી રહી. રાજા ચંદ્રકાન્તાને જોતાંજ મોહીત થયો. તે તેમને પોતાની સાથે રહેવા વિનવવા લાગ્યો. ચંદ્રકાન્તા સમજી ગઇ કે એ પાપીણીઓએ મને અહીં તેડી લાવી ફસાવી છે, પણ ફિકર નહિ. પ્રભુ મારી લાજ રાખશે. રાજા બોલ્યો;—હે ! રૂપસુંદર મનોહર સ્ત્રી ! તું ખરેખર મારી પટરાણી થવાને યોગ્ય છે. હું તને અનેક પ્રકારના વૈભવ ભોગવાવી સુખી કરીશ લે આ મણીનો હાર, નાખ તારા ગળામાં. આવાં રાજાનાં વચન સાંભળી ચંદ્રકાન્તા બોલીકે, હે રાજા ! તું મારા સામે કુદષ્ટીથી જોઇશ નહિ ? પરસ્ત્રીની ઇચ્છા રાખનારા રાજા રાણા મહા દુઃખી થયા છે. રાવણે સીતા સ્ત્રીની ઇચ્છા કરી તો લંકાનું રાજ્ય ખોયું. દ્રૌપદીનાં વસ્ત્રો હરણ કરવાથી કૌરવો નાશ પામ્યા.

દમયંતીની છળ કરવા જતાં પારાધી પૃથ્વીપર પડયો. ઇત્યાદિ રાજા રાણાઓ પરસ્ત્રી ની ઇચ્છાથી પોતાનું તેજ અને આબરૂ ખોઇ નાશ પામ્યા છે. માટે તું મારી ઇચ્છા કરીશ નહિ. હું સતી સ્ત્રીછું. મને તું ગમે તેટલી લાલચમાં નાખીશ પણ હું કદિ મારૂં શિયળ ભંગ કરનાર નથી: હું તારા રાજ્યપાટ અને વૈભવના સુખ કરતાં મારા પતિવ્રતનું સુખ વધારે શ્રેષ્ઠ માનુંછું. મને તું બીજી દુષ્ટ સ્ત્રીઓના જેવી ન સમજ. વિગેરે ઘણું કહ્યું, પણ કામી રાજાને કાંઇ અસર થઈ નહિ. પણ તેણે જાણ્યું કે આ કોઇ જેવી તેવી સ્ત્રી નથી, માટે તેને એકદમ મનાવી શકાશે નહિ. થોડા દિવસ રાખવાથી તે કાયર થઈને મારૂં કહેવું માન્ય કરશે. એમ વિચારી બોલ્યો કે, જો તું ખુશીથી મારે વશ નહિ થાય, તો પછી તને રીબાવી રીબાવી દુ:ખી કરીને પણ વશ કરવી પડશે. આ સાંભળી ચંદ્રકાન્તા ક્રોધથી લાલચોળ નેત્રો કરી બોલી કે, હે રાજા ! તારા જેવો કોઇ પાપી નથી, તું મને રીબાવી ગમે તેટલું દુ:ખ દેશે, તોપણ હું તારી થનારજ નથી. મને મારા પ્રાણ કરતાં પણ શિયળ વધારે વાહાલું છે. મારા પ્રાણ જવાની હું દરકાર કરતી નથી. માટે તું તારૂં શ્રેય ઇચ્છતો હોતો મને અહીંથી જવા દે. રાજા ક્રોધથી ધમકી આપી ચાલતો થયો. રાજાના ગયા પછી તેણે ઓરડાનાં કમાડવાસી દીધાં. દાસીઓએ આવી કમાડ ઉઘાડવાનું કહેતાં; ચંદ્રકાન્તાએ ધિક્કાર આપી કહ્યું કે; હે દુષ્ટો ! તમે મને વિશ્વાસ આપીને આ પાપીના પંજામાં સપડાવી ? જાઓ તમારૂં કાળું મુખ મને બતાવશો નહિ. વગેરે કહેવાથી દાસીઓ નિરાશ થઇ જતી રહી.

ચંદ્ર કાન્તા ઈશ્વરની પ્રાર્થના કરી પોતાનો છૂટકારો માગવા લાગી. આજુ બાજુ નજર કરતાં ઓરડાની એક બારી ખુલ્લી જોવામાં આવી. તરત પાસે આવી જોયું, તો બારી આગળ એક આંબાની ડાળી ઝુકી રહેલી દીઠી. તે ડાળી હિંમતથી પકડી ધીરે ધીરે નીચે ઉતરી; પણ બાગને ફરતી દીવાલ હતી. તે દીવાલની પાછળ નદી હતી. તે તરફ થઇ જવાને વિચારે ઝાડને ટેકે દીવાલ ઉપર ચડી નદીમાં કુદી પડી. નદી તરી સામે પાર ગઇ. રાત્રિ અંધારી હતી. તેથી વસ્ત્રો નીચોવી એકદમ ચાલવા માડયું. ચાલતાં ચાલતાં ઘણા ગાઉ છેટે એક જંગલમાં આવી પહોંચી. વિચાર કરતાં તેને જણાયું કે, મારૂં સુંદર સ્વરૂપ છે તેથી મને ઘણી વીપત્તિ પડશે. માટે વેશ બદલો કરી યોગિણી થવું. એમ વિચારી શરીરે ભસ્મ ચોળી યોગિણીનો વેશ ધારણ કર્યો. ચાલતાં ચાલતાં કલકત્તે આવી પહોંચી; એક દેવસ્થાન પાસે ઝુંપડી બાંધી રહી. પોતે ઘણી વિદ્વાન અને બુદ્ધિ શાળી હતી. વળી તે વૈધકજ્ઞાનમાં ઘણી કુશળ હતી. ઘણાં માણસો અને મોટા મોટા અધિકારીઓ પણ અહીં દર્શને આવતા હતા. તેઓ આ યોગિણીની વિદ્વતા જોઇ તેમની પાસે આવી બેસવા લાગ્યા. ઘણા દરદીઓ તેમની દવાથી સારા થતા. તેથી શહેરના ઘણાં ભાગમાં પ્રખ્યાત થઈ. તેણીએ આવતા જતા માણસોથી ગુપ્તપણે જાણી લીધું કે બાળશાસ્ત્રી કેદમાં કુશળ

છે, એક વખતે હેસ્તિંગસની કચેરીના મોટા અધિકારીની સ્ત્રી બહુ માંદી પડી , તેમણે ઘણાં વૈદ અને ડાકટરોની દવા કરી જોઇ, પણ કોઇનાથી ફેર પડયો નહિ. તેથી તે અધિકારી આ યોગિણીની પ્રશંસા સાંભળી પોતાની સ્ત્રીને તેડી લાવ્યો. તેની દવા ચાલુ કરવાથી થોડા રોજમાં તે સ્ત્રી સાજી થઇ. તેથી તે અધિકારી ઘણો રાજી થયો. યોગિણીને ઘણું વિનવી તે પોતાને ઘેર તેડી આવ્યો. આ અધિકારી બહુ ધાર્મિક અને દયાળુ હતો. તેમણે તેનો ઘણો ઉપકાર માની કહ્યુંકે, આપ જોઇએ તે માગો. આ સાંભળી યોગિણીના નેત્રમાંથી અશ્રુ પડયાં. આ જોઇ અધિકારીએ બહુ આશ્ચર્ય પામી તેનું કારણ પૂછયું. તે ઉપરથી યોગિણીએ પોતાની યથાસ્થિત વાત કહી બતાવી. આ સાંભળી અધિકારી અને તેમની સ્ત્રીને બહુ દયા ઉપજી. અધિકારી ગુસ્સો કરી બોલ્યો કે; આ પાપી ગંગાગોવિંદસિંહ કેવાં કેવાં પવિત્ર સ્ત્રી પુરૂષોને દુઃખ આપે છે ! ધિક્કાર છે તેમને ! એમ કહી તેમને ધીરજ આપી બોલ્યો કે, યોગિણી ! આપતો સાક્ષાત્ દેવી રૂપ છો. હું આપને મારી માતા તુલ્ય માનું છું. તમો તમારા પતિ વિષે હવે કશી ચિંતા કરશો નહિ, હું તેનો ઉપાય કરૂંછું. એમ કહી ગાડીમાં બેસી કચેરીમાં ગયો. ત્યાં પરવાનો લખાવી લાવ્યો અને તે એક માણસ સાથે જેલના ઉપરીને મોકલાવ્યો. જેલરે આ પરવાનો વાંચી તરત બાળશાસ્ત્રીને કેદખાનામાંથી છોડી મૂકયો. તે માણસ બાળશાસ્ત્રીને અધિકારીને ઘેર લઇ આવ્યો. યોગિણી પોતાના પતિને જોતાંજ અશ્રુ પાડવા લાગી. આ જોઇ બાળશાસ્ત્રી તેની સામું જોઇ વિચારવા લાગ્યો કે આ યોગિણી મને જોઇ શામાટે અશ્રુ પાડતી હશે ! તે મારી સ્ત્રી જેવી લાગે છે, પણ તે અહીં કયાંથી હોય ! અને વળી તે આવા યોગિણિને વેશે શામાટે હોય! હશે ! દુનિયામાં એવી સ્ત્રીઓ ઘણી હોય છે. પણ મને જોઇને તેના નેત્રમાં અશ્રુ શામાટે આવ્યાં હશે ! વગેરે વિચાર કરી બોલ્યો કે, આ યોગિણી કોણ છે ? અને શામાટે અશ્રુ પાડે છે ? યોગિણી વેશે–ચંદ્રકાન્તા બોલી; પ્રાણનાથ ! એતો આપની સદાની દાસી છે. એટલું બોલતાંજ ચરણમાં પડી રૂદન કરવા લાગી. બાળશાસ્ત્રી પણ ઘણું ખેદ પામી રૂદન કરવા લાગ્યો. થોડીવાર બંને ખેદથી સ્તબ્ધ થઇ રહ્યાં. શુદ્ધિમાં આવી બંને પ્રેમથી ભેટયાં. આ આવાં પવિત્ર દંપતિને જોઇ અધિકારી અને તેની સ્ત્રી બંને તેમને પગે લાગ્યાં અને બોલ્યાં કે, આજે અમને ધન્ય છે ! કે તમારા જેવાં પવિત્ર સ્ત્રી પુરૂષનો અમારે ત્યાં મેળાપ થયો; એટલુંજ નહિ પરંતુ તમારાં બંનેનાં પવિત્ર પગલાં અમારે ઘેર થવાથી અમે સૌ પાવન થયાં–તમારા જેવાં પવિત્ર સ્ત્રી પુરૂષ ઉત્પન્ન થવાથીજ ભારત વર્ષ પુણ્ય ક્ષેત્ર ગણાય છે. ઇત્યાદિ ઘણાં વિવેક વચનો કહી સત્કાર કર્યો. આ પવિત્ર દંપતિ થોડા દિવસ ત્યાં રહી રવાને થયાં–અધિકારીએ વાહનની સગવડ કરી આપી તેથી થોડા દિવસમાં કાશીપુરી આવ્યાં. બાળશાસ્ત્રીએ વૃદ્ધ માતા પિતાને ભેટી હર્ષનાં અશ્રુ પાડ્યાં. માતા

પિતાપણ ઘણાં આનંદ પામ્યાં. પવિત્ર પુત્ર વધૂ ઘણાં ઘણાં દુઃખો ભોગવી પોતાના પતિને કેદમાંથી છોડાવી લાવી તે માટે ઘણો ધન્યવાદ આપ્યો. શહેરમાં ચંદ્રકાન્તાની પ્રથમ પ્રખ્યાતિ હતી અને આથી વધારે કીર્ત્તિ થઇ. સૌ લોકો તેને **સતી માતા** કહી માન આપવા લાગ્યા. પતિ પત્ની નિરંતર સાથે રહી પોતાનાં કર્ત્તવ્ય કરવા લાગ્યાં. કદિ પણ એક બીજાથી વિખૂટાં પડતાં નહિ. થોડે દિવસે ચંદ્રકાન્તાને ગર્ભ રહેતા **મણીભદ્ર** નામે એક પુત્ર થયો. આ દંપતિ નિરંતર ઇશ્વર ભક્તિમાં કાળ પુરો કરી પરમ ધામમાં ગયાં. અહો! ધન્ય છે આવાં!! દંપતિને પવિત્ર મનનાં કે તેઓ જગતમાં સુદૃષ્ટાંતરૂપ અમર નામનાં રાખી ગયાં છે!!!

---

## કવિ સીતા.

આ પવિત્ર મનની સ્ત્રી **ભોજરાજા**ના વિદ્વાન મંડળમાં ઉત્તમ ગણાતી હતી. તેણે પોતાની વિદ્વતાથી વિદ્વાનો અને રાજાને ઘણીવાર પ્રસન્ન કર્યા હતા. એ જેવી સૌન્દર્યતા અને વિદ્વતામાં સરસ ગણાતી હતી, તેવીજ પતિવ્રત પાળવામાં પણ પૂરી હતી. તેનો પતિ મણિભદ્ર પણ વિદ્વાન હતો. આ દંપતિમાં પરસ્પર ઘણી પ્રીતિ હતી. આ સાધ્વીસ્ત્રી કાવ્ય કળામાં ઘણી હુશીઆર ગણાતી હતી. એક વખતે એક કવિએ **ભોજરાજા**ની કચેરીમાં આવી કહ્યું કે;—

**कवित्वंनशृणोत्येवकृपणःकीर्त्तिवर्जितः ॥**

અર્થ—કીર્ત્તિ વગરનો લોભી માણસ કવિતા સાંભળતોજ નથી. આ સાંભળી કવિ સીતા તે પ્રસંગે ભોજરાજાની કચેરીમાં બેઠી હતી તે બોલી કે;—

**हतादैवेनकवयोपराकास्तेगजाअपि ।**
**शोभानजायतेतेषांमण्डलेन्द्रगृहांत्रिना ॥**

અર્થ—એ બિચારા કવિઓ અને બિચારા હાથીઓને દૈવેજ મારી મૂકેલા છે કે, જેઓને રાજાધિરાજના ઘર વિના શોભા મળતીજ નથી. આ સાંભળી રાજા અને સભાજનો સર્વે ઘણા ખુશી થયા. વળી એક વખતે **ભોજરાજા** કવિ **કાળીદાસ**માં કંઇ અવગુણ જોઇ મનમાં ખેદ કરતો હતો. તે પ્રસંગે કવિ સીતા રાજાના મનનો ભાવ જાણી લઇને બોલી કે—

**दोषमपिगुणवतिजनेदृष्ट्वागुणरागिणोनखिद्यन्ते ।**
**प्रीत्यैवशशिनिपतितंपश्यतिलोकःकलङ्कमपि ॥**

અર્થ—ગુણી લોકમાં દોષ દેખવામાં આવે, તોપણ ગુણ ઉપરજ પ્રેમ ધરાવનારા લોકો તેથી ખેદ ધરતા નથી. ચંદ્રમાં રહેલા કલંકને પણ પ્રેમથીજ જુએ છે.

આહા ! કેવો ઉપદેશ ! તેનાં આવાં વચન સાંભળી ભોજરાજા ઘણો પ્રસન્ન થયો અને તેને ઘણું દ્રવ્ય આપ્યું. આ પ્રસંગે તેણે ઘણી કવિતા કરેલી છે. આ સાધ્વીમાં શિઘ્ર કવિતા કરવાની અલૌકિક કવિત્વ શક્તિ હોવાથી તથા પોતાની ચાતુરી વગેરે ગુણોથી સર્વમાં માન પામી પ્રસિદ્ધ થઇ ગઇ છે. અહો ! સ્ત્રીઓમાં પણ કેવી અલૌકિક શક્તિઓ રહેલી છે ? ખરેખર જો તેઓ ઉત્તમ કેળવણી લે તો પ્રકાશિ નીકળ્યા વગર રહે નહીં. અરે ! પણ તે અર્વાચીન કાળમાં અપાતી ધર્મ, નીતિ વગરની લુખી કેળવણી નહિ હો ! એનો પ્રાચીન પદ્ધતિ પ્રમાણે ધર્મનીતિવાળી કેળવણીજ સમજવી. ધર્મનીતિવાળી કેળવણીનો પ્રતાપજ કોઇ અલૌકિક છે. તેની અસર હૃદયમાં કોઇ જુદી તરેહનીજ થાય છે. તેથી અંતઃકરણ પવિત્ર થઇ જીંદગીનું સાર્થક થઇ શકે છે.

---

## વિજયા.

અયોધ્યાપૂરીમાં રહેનાર **શૂરસેન** નામે એક આબરૂદાર ગૃહસ્થની પતિવ્રતા સ્ત્રી હતી. આ કુટુંબના લોકો ભલાં, આસ્તિક અને ભક્તિવાન હતાં. તેમનામાં એવો એક નિત્ય નિયમ હતો કે સૌ સાથે બેસી ધર્મશાસ્ત્ર સાંભળતાં અને ઇશ્વર પ્રાર્થના કરતાં પ્રથમ ઇશ્વરની સહાયતા અને કૃપા માગી પછી ઉત્સાહથી ધંધે લાગતાં. એ કુટુંબમાં સર્વે પૂર્ણ સુખી હતાં. પણ ઇશ્વરની ગહન ગતિની કોઇને ખબર નથી. આ ધર્મી કુટુંબને દુઃખના દહાડા આવ્યા. શૂરસેનને કુમીત્રોની સોબત થઇ. તેથી નિશામાં ગરકાવ રહેવા લાગ્યો. તેનું મન ઇશ્વર ભક્તિપરથી ઉઠી ગયું. પ્રથમ તેને જે ભક્તિ મધ જેવી મધુર લાગતી હતી, તેજ તેને હવે નિઃસ્વાદ લાગવા લાગી. શાસ્ત્ર વાંચવું કડવું ઝેર જેવું થયું મંદિરમાં જઇ ઇશ્વર ગુણ ગાવા કે સાંભળવા ગમે નહીં. સાધ્વી **વિજયા** કોઇ દિવસ મંદિરમાં જવા કહે, તો શુરસેન રોગનું બહાનું કાઢે. વધારે આગ્રહથી કહે તો વઢવા દોડે. એમ પ્રતિદિન હાલત બગડતી ચાલી. ધંધો મૂકી છાકટા અને લફંગાની સાથે રખડે, પૈસા ખરાબ કરે. તેથી પૈસાની તંગી પડવા લાગી. વખતે ખાવાને પણ સાંસા પડવા લાગ્યા. **વિજયા** બિચારી તો પોતાને ખાવાની પણ દરકાર ન રાખતાં પતિને અને છોકરાંને જેટલું હોય તેટલું આપી દે. એમ દુઃખમાં દહાડા કાઢવા લાગી. જે બાળકો પિતાને ઘેર આવતા જોઇ સામાં દોડી જઇ આનંદભેર ખોળામાં બેસવાને તૂટી પડતાં, ખાંધપર માથું નાંખી ગેલ કરતાં. તેવાં બાળકો પણ તેને અળખામણાં થઇ પડયાં, બાળકો પિતાની આવી સ્થિતિ જોઇ સમજી ગયાં કે, આગળ જે આપણને હસીને રમાડતા, કૂદાવતા, તેજ પિતા જાણે કેમ ન હોય ! કેમ જાણે ઘરમાં કોઇ રાક્ષસ આવ્યો હોય ! એમ તેને જો-

ઇ બીવા લાગ્યાં—ઘરનો વહીવટ ઝાંખો પડી ગયો. પતિવ્રતા વિજયા દુઃખી થવા લાગી. જે પતિ પહેલાં મીઠાસ તથા માયાળું સ્વભાવથી વર્તતો, પત્નીને ખરી સહાયકારી અને અર્ધાંગના સમજતો, તેની સલાહ વગર કાંઇ પણ કાર્ય કરતો નહીં, તે હવે જરા પણ ભાવ પૂછતો નથી. વાત ધુરકીને કરે, દુશ્મનની પેઠે સામું જુએ. પહેલાં જરા જમવાનું મોડું થતું તો તરત મદદ કરતો, બંને સંપીને રહેતાં અને કામ કરતાં, પણ હવે જરા જમવાનું મોડું થાય તો, બરાડા પાડે. ધુરકીને ધમકી આપે અને વખતે મારવા પણ મંડે, તેથી વિજયાનું લોહી સૂકાવા લાગ્યું, તેનો હસમુખો ચહેરો નિસ્તેજ થયો. ધાસ્તી ને ફિકરમાં લોહી ઉડી જવા લાગ્યું. તેથી નાનાં બચ્ચાંને ધાવણના સાંસા પડવા લાગ્યા. પતિની આવી ખરાબ સ્થિતિ થઇ ગઇ, તોપણ તે ઇશ્વરપર વિશ્વાસુ પતિવ્રતા ધીરજ રાખી રહેતી. પ્રભુની મદદ માગી હીંમત, સભ્યતા, નમ્રતા અને પતિવ્રત સાચવી વ્યવહાર ચલાવતી. તેણે સઘળું દુઃખ સાંખી રહી ઇશ્વર સ્વાધીન રાખ્યું. તેની મદદ માગી પ્રાર્થના નિત્ય કરતી. પતિ શી રીતે સુખી થાય, ને મુક્તિ પામવા ઇશ્વરપર વિશ્વાસ રાખી ભક્તિ કરે એવો ઉપાય કરતી. પતિને નમ્રતાથી શાંત પાડી સેવા કરતી. શૂરસેન પોતાના કેફી લફંગા મિત્રો પાસે વખતે વખતે પોતાની સ્ત્રીની ઇશ્વરપરની આસ્થા વિષે વાત કરતો અને કહેતો કે;—" મારી સ્ત્રી મને કોઇ દિવસ પણ કંઈ ખોટું લાગે તેવું બોલતી નથી. સદા નમ્રતાથી અને સભ્યતા વાપરી મારી સેવા કરે છે. પ્રભુપર તેનો દૃઢ વિશ્વાસ છે. એ પ્રમાણે વખાણ કરતો, "

એક દિવસે તે બધા મિત્રોને પોતાને ઘેર તેડી લાવ્યો. સાધ્વી વિજયા પોતાના પતિ સાથે કેફી મિત્રો આવેલા જોઇ ઘણો ખેદ પામી શૂરસેને કહ્યું;—મારા મિત્રો આવ્યા છે, તે સારૂ તરત ખાવાનું તૈયાર કર, વાર ન લાગે. આ ધૈર્યવાન સાધ્વી ધીરજ રાખી નમ્રતાથી બોલી:—ભલે આવ્યા. કૃપા કરીને જરા બેસો. હું થોડી વારમાં રસોઇ તૈયાર કરીશ. એમ કહી ખાવાનું તૈયાર કર્યું. સૌ ખાઇ કેફ પીને ચાલતા થયા. પોતાનો પતિ નિશામાં ચકચૂર હતો, તેને સુવાડયો. આજતો આ સાધ્વીના અફસોસનો પાર રહ્યો નહીં. તે વારંવાર નિશ્વાસ નાંખી પરમેશ્વરને યાદ કરવા લાગી. થોડી વાર થઈ કે શૂરસેનનો નિશો ઉતરી ગયો. જાણે ઇશ્વરે આજ સાધ્વી વિજયાની અરજ ધ્યાનપર લીધી હોય ! જાણે શુરસેનના હૃદયમાં સુબુદ્ધિની પ્રેરણા કરી હોય ! તેમ વિજયાના ગુણ જોઇ તેનું મન અને મુખ જુદુંજ જણાયું. તે પોતાના પાપકર્મ વિષે પસ્તાવો કરી ઇશ્વર પાસે માફી માગવા લાગ્યો. મોંપર ક્રોધને બદલે દીનપણાની નિશાની જણાઇ. જે કઠોરતા ને ક્રોધથી બોલતો તથા વિજયાનું બોલવું કડવું ઝેર જેવું લાગતું, તે આજ હિક ચેહેરે મધુર વચને બોલ્યો;—" મારી વાલી સ્ત્રી ! તારા પ્રભુપરના

વિશ્વાસથી ને તારી નેક વર્તણુકથી મને ઘણું આશ્ચર્ય લાગે છે ! હું તારી સાથે ઘણા દિવસ થયાં આડાઈને સખ્તાઇથી ચાલતો આવ્યો છું. મેં તારૂં માન રાખ્યું નથી. તારી સલાહ માની નથી. તે છતાં તું ઘણી પ્રીતિથી એક સરખોજ ભાવ રાખી નમ્રતા અને ધીરજથી મારી સાથે વર્તે છે. એવી તારી નેક નિષ્ટાને ધન્ય છે." વિજયાને પતિનાં આવાં વચન સાંભળી હર્ષનાં આંસુ આવ્યાં. તેના ઘાયલ થયેલા મનપર શાંતીનો પાટો બંધાયો. લોઢું જ્યારે ખરેખરૂ તપી લાલચોળ થાય છે, ત્યારેજ લૂહાર હથોડાના ઘા મારી ઘાટ બનાવે છે. તેવીજ આ ફેરી પતિની વાત થઇ. પતિવ્રતાએ જોયું કે આજ મારા પ્રાણનાથનું મન નરમ દેખાય છે, મધુર વચન બોલે છે, હઠીલાઇ, આડાઇ, અને છાકટાઇનાં માઠાં પરિણામ વિષે સમજે છે. આવું જોઇ તેનું હૃદય એકદમ ભરાઇ આવી રડી પડી. કોમળ સાદે મધુર વચને બોલી;—" મારા પ્રાણપ્રિય પતિ ! તમારી આ દુઃખદાયક સ્થિતિ જોઈ મને ઘણો ખેદ થાય છે. તમે જેવા પ્રથમ હતા, તેવા હમણાં નથી. એથી મને ઘણું રડવું આવે છે. ઘણી મુદત થયાં તમો મારી સાથે પતિધર્મ પ્રમાણે પ્રીતિથી વર્તતા નથી. તે આજ તમારા સ્વભાવનું બદલાવું જોઇ મારૂં હૃદય વિંધાઈ જાય છે. આપણા પૈસા ટકા, માલ મિલ્કત, સઘળાની ખરાબી થઇ ગઈ છે. ઘરમાં આ નાનાં બાળક સિવાય કશું નથી. તમે મારા માથાના મુગટછો. લગ્ન પ્રસંગે હું તમારે પાલવે બંધાઇ છું. માટે મારો ધર્મ છે કે આપની સેવા કરી સુખી રાખવા. તથા આપને સ્વાધીન રહેવું; કેમકે મરણ પછી તમારો ને મારો સદા વિયોગ થાય એમ મને બીક છે. પ્રિયનાથ ! આપણને મુક્તિ આપનાર પ્રભુજીને શરણે આવી તેની ભક્તિમાં પ્રીતિ રાખો. તેઓ મન નિર્મળ કરશે. ધર્મરસ્તે ચાલવાનું સુઝાડશે. તેથી આપણે સુખી થઇશું." આ પ્રમાણે વિજયાએ દયા ઉપજાવે એવાં નમ્ર વચનો કહ્યાં કે, તરત શૂરસેનનું હૃદય વિંધાઇ ગયું. તેનું હૃદય પીગળી ગયું. તે પોતાની કુટેવ વિષે પસ્તાયો. સાવચેત થઈ ઇશ્વર તથા પોતાની પ્યારી સ્ત્રી પાસે માફી માગવા લાગ્યો, અને પાપનો પસ્તાવો કર્યો. સર્વ કામ મન દઇ કરવા લાગ્યો. ઇશ્વરની ભક્તિમાં ચિત્ત ચોંટી ગયુ. પ્રથમ માફક ઉત્સાહથી ધંધે લાગ્યો. તેથી સર્વ કુટુંબ ફરી સુખી હાલતમાં આવવા લાગ્યું. અહા ! ધન્ય છે પતિવ્રતા વિજયા તને ! ! તેં શુદ્ધ ધર્માચરણથી ઇશ્વર પ્રીતિ મેળવી, ભટકેલા મનના પતિને ઠેકાણે આણ્યો. અહો ! ઇશ્વર ભક્તિ, પવિત્ર મન, સદાચરણ, ધીરજ અને મહેનતનું ફળ મહા દયાળુ પ્રભુ આપ્યા વગર રહેતો નથી. અહો ! આવી સુશીળ સ્ત્રીને ધન્ય છે. ! !



## જયા.

**કાશી**માં રહેનાર **નંદરાજ** નામે એક ધનાઢ્યની પતિવ્રતા સ્ત્રી હતી. તે સુ-

શીળ, સભ્ય, વિવેકી અને ધાર્મિક હતી. તે સુખ સંપત્તિમાં ઉછરી હતી. તે સ્વરૂપે સુંદર, કદે મધ્યમ, અને ગૌરવર્ણે હતી. નંદરાજનું શરીર શ્યામ, વર્ણનું હતું. આ દંપતીના શરીરની સરખામણી કરીએ તો મેઘ અને વિજળીના સરખું દીસતું હતું. સ્વરૂપમાં આવો ફેર હતો, પણ બંનેમાં ઘણીજ પ્રીતિ હતી. નંદરાજ મિત્ર મંડળમાં બેઠો હોય, તોપણ અંતઃકરણના ખરા પ્યારના આવેશથી પોતાની પ્રિયા તરફ અમૃત દૃષ્ટિથી જોવા ચૂકતો નહિ. પતિની આવી પ્રેમ દૃષ્ટીથી જયા આનંદ પામીને ગુલાબની ખીલતી કળીની પેઠે મોં મલકાવી શરમાઇ નીચે જોતી અથવા કોઇ જાણે નહીં એમ પતિ તરફ પ્રેમ દૃષ્ટિ કરતી. પતિને ખુશ કરી તેની આજ્ઞા પ્રમાણે વર્ત્તવામાં સુખ માનતી. નંદરાજ પણ પોતાની પ્યારી પત્ની સુખી થાય તેમ કરવામાં આનંદ માનતો. એમ બંને દૃઢ પ્રેમી હતાં. આ સર્વોત્તમ સુખી જોડું આ અગાધ ભવસાગરમાં પ્યારરૂપી નાવમાં બેસીને આયુપક્રમણ કરતું સુખી હતું. તેવું જોડું બીજું ભાગ્યેજ કોઇ સુખી હશે. ઇશ્વર ઇચ્છાથી એ સુખની છાયા બદલવાનો વખત આવ્યો. નંદરાજને વેપારમાં ઘણી મોટી ખોટ આવી. તેની બધી દોલત, સ્થાવર, જંગમ મિલકત એ સઘળું તેમાં ગયું. તેથી નિર્ધન થઇ ગયો. આ દૈવી ગજબની વાત તેણે પોતાની પ્યારી સ્ત્રીને દુઃખ થાય તેવા હેતુથી ગુપ્ત રાખી. આખરે દુઃખના દિવસો તેને ભવ જેવા લાગવા લાગ્યા, તોપણ આ વાત પોતાની પ્યારી જાણે નહીં, માટે હસ્તેમુખે અને આનંદયુક્ત રહેતો, પણ સાધ્વી જયા ડાહી હતી. તેણે પતિના ફરીગયેલા ચહેરાપરથી તરત કળી લીધું કે, પતિને કાંઇ પણ દુઃખ આવી પડયું છે. નંદરાજ પોતાની ખુશાલી બતાવવાને ઘણી મહેતન કરતો, પણ એ બધું વૃથા ગયું, કારણ જેમાં સાચો પ્રેમ હોય છે તેને ફસાવતાં ફાવતું નથી. સાધ્વી જયા પતિનું મન શાંત શી રીતે થાય, એમ કરવા પ્રયત્ન કરતી, પણ જેમ વધારે કાળજી રાખવા લાગી, તેમ પતિના હૃદયમાં વધારે શોક થતો ગયો. પોતાની પ્યારી સ્ત્રી દરિદ્રતાના દુખમાં આવી પડશે, એમ મનમાં આવવાથી તેનું હૈઉં ભરાઇ આવ્યું. તે વિચારતો કે;—" જો હું આ વાત તેને કહીશ તો એક ઘડીમાં આ પ્રફુલ્લિત કુમળુ મુખ કમળ કરમાઇ જશે. તેના પરવાળા જેવા હોઠમાંથી નીકળતા મધુર શબ્દો બંધ પડશે, તેજસ્વી અને ચંચળ નેત્રો દુઃખરૂપી ભારથી ભારે થઇ જશે અને તેનું અંતઃકરણ આનંદ દેખાય છે, તે એક પળમાં કમનશીબના જેવું દુઃખી થઇ જશે. " આ પ્રમાણે વિચારીને નિઃશ્વાસ નાંખતો હતો, તેટલામાં તેનો એક મિત્ર આવ્યો તેણે કહ્યું; આ વાત તેં તારી સ્ત્રીને કહી છે? જો કહી ના હોય તો કહીને તારા દુઃખનો અર્ધો ભાગ તેનાપર નાંખ તો સારૂં. એમ નહિ કરવાથી બે અંતઃકરણને એકત્ર રાખનારી જે પ્રીતિ તેને આંચકો લાગશે, એવી મને બીક લાગે છે. એક બીજાના વિચાર અને ઇચ્છા ખુલ્લી રીતે સાંભળવાથીજ પ્રીતિ દૃઢ રહે છે, નહીં તો તે

ઢીલી પડવાને વાર લાગતી નથી. નંદરાજે કહ્યું;—" ભાઇ ! તમે જે કહો છો તે ખરૂં છે. હું તેના બધા ઐશ્વર્યની ઘાત કરનારો છું. હું તેને શું કહું !" તારો વર ભિખારી થયો છે, તારે બધું આયુષ દુઃખ દરિદ્રતામાં ગાળવાનું છે, તેની સાથે ગરીબ અવસ્થામાં રહેવાનું છે. એ વગેરે મારાથી શી રીતે કહેવાય ? અફસોસ ! અફસોસ ! ! શીવ ! ! આ શું ! મારે મારી પ્રિય સ્ત્રીને જણાવી તેને દુઃખમાં નાખવી ! ! હાય ! હાય ! એ શી રીતે બને ! ! આ પ્રમાણે તે શોકસાગરમાં ગરકાવ થયો. તેને છેવટે સીતા વિરહ પરાયણ શ્રી રામચંદ્રજીને તમસા દેવીના મુખથી કહેવરાવેલું વાકય યાદ આવ્યું કે;—"સરોવર જ્યારે પાણીથી ખુબ ભરાય છે, તે વખતે તેને ફોડવા સિવાય બીજો કાંઇ ઉપાય નથી. તેમજ હૃદયમાં જે વખતે શોકનું પૂર આવે છે તે વખતે રૂદનથી તે સમાવવા સિવાય બીજો કોઇ ઉપાય નથી." આ વચન યાદ આવતાંજ તે સ્તબ્ધ થઇ ગયો. આંખમા આંસુ આવ્યાં, પણ ધીરજ ધારી વિચારવા લાગ્યો કે;—" દુઃખની વખતે સ્ત્રીઓના સ્વભાવીક ગુણ, ધીરજ, ઉત્સાહ. વગેરે જે અંતઃકરણમાં ઢંકાએલા હોય છે, તે તેની મેળેજ પ્રગટ થાય છે. તે ઐશ્વર્યની લોભી થઇને નહીં, પણ એક નિશ્ચયથી તે પતિપર પ્રીતિ કરે છે. દરેક સ્ત્રીના પ્રેમ યુક્ત હૃદયમાં એક ઇશ્વરી અંસ દીપકરૂપે હમેશાં પ્રકાશમાન હોય છે. સૂર્યના પ્રકાશમાં જે પ્રમાણે દીવો નજરે પડતો નથી, તે પ્રમાણે તે સંપતિ તથા મોજ શોખના દિવસોમાં જણાતો નથી, પણ વિપતિરૂપ અત્યંત અંધારામાં તેની પૂર્ણ પ્રભા દેખાય છે. કોઇને પણ સ્ત્રી કેવી હોય છે. તે પ્રથમ જણાતું નથી, પણ વિપત્તિને વખતે જજણાઇ આવે છે,"

નંદરાજે બીજે દિવસે પોતાની પ્રિયાને બધી વાત જણાવી દીધી. તે સાંભળી સાધ્વી જયાના મનને સમાધાન થતું. તેણે પતિ પાસે બેસીને કહ્યું:—"ખરેખર આટલા રોજ તમારા શરીરને ઠીક નહોતું, તે આથીજ કે ? પ્રાણપતિ ! ધીરજ રાખો, ચડતી પડતી થયા કરે છે. અસ્તોદયનું ચક્ર કોઇને મૂકતું નથી. સૌના દહાડા સરખા જતા નથી, આપણને ઇશ્વરે જે દિવસ આપ્યા છે, તે માથે ચડાવવા, તેમાં કંઇ ગભરાવાનું નથી. ગભરાયે શું વળે ? ઉલટી તેથી બમણી પીડા થાય છે. આપણને માથે જે દુઃખ આવ્યું છે તે ભોગવી લઇશું." નંદરાજને પ્યારીનાં આવાં વચન સાંભળી ધીરજ આવી. જરા દીલગીરી દૂર થઇ. નંદરાજ તથા જયાને ખાલી ભભકો પસંદ નહોતો. તેથી હવેલી વગેરે કીમતી વસ્તુઓ વહેંચી નાંખી. શેહેરથી થોડે દુર એક ગામડામાં ઘર લીધું, તેમાં જરૂર પડતો સામાન ગોઠવ્યો ફક્ત સાધ્વી જયાએ કંકુ ભરવાની પોતાની ચાંદીની દાબડી અને એક સુંદર સતાર એ બે પોતાનાં સાથે રાખ્યાં હતાં, કેમકે કંકુ ભરવાની દાબડી સોભાગ્ય દર્શક જાણીને તથા સતારના મધુર સ્વરથી ઘણો આનંદ

ભોગવ્યો હતો. તેથી એ બે સુખનાં ચિન્હો તેને ઘણાં પ્રિય હતાં. સાધ્વી જયા ગામડાના ઘરમાં આનંદથી રહેવા લાગી. નંદરાજ શહેરમાંથી પોતાના મિત્ર સાથે ગામડાના ઘર તરફ જવા નીકળ્યો, રસ્તે ચાલતાં બોલ્યો;—"અરે! મારી ગરીબ બિચારી પ્યારીને ગામડાના ઘરમાં રહીને ખંતથી મહેનત કરવી કેમ ગમતી હશે? તેના મિત્રે કહ્યું;—શું તેને આવી સ્થિતિ દુઃખી લાગે છે? નંદરાજે કહ્યું; નહીં, નહીં, તેનું નામ લેશો નહીં. તે તો આનંદની તથા સદ્‌ગુણની ખાણ છે. બધા ગુણની રસન્ન એજ છે. ઘણું તો શું? તેના મિત્રે કહ્યું;—ખરેખર તે ઘણીજ ડાહી, સુશીળ, અને શાંત છે. ડાહ્યા માણસની વાતજ ન્યારી છે. મેં ઘણી તરૂણીઓ જોઈ છે, પણ શું નંદરાજ! તું તને દરિદ્રી અને નિર્ધન સમજે છે! આ તારી સ્ત્રી સદ્‌ગુણનો ભંડાર છે, તે માલૂમ નથી? આ કરતાં તારે બીજું શું જોઇએ? નંદરાજે કહ્યું; ભાઈ! તું ખરૂં કહે છે, પણ આજે તેને બિખારી ઘરમાં રહેવાનું નશીબમાં આવ્યું છે. ઘરકામનો મેહેનતનો અનુભવ હવેજ મળશે, હમણાં તે ઘરકામ કરી થાકીને બેઠી હશે. અત્યારે બધા દુઃખ તેનાં સામાં આવીને ઉભાં હશે, આ વખતે તેની કેવી દશા થઇ હશે? એમ બોલતાં ઘર નજીક આવી પહોંચ્યા. ઘરની આગળ સ્વચ્છ આંગણું હતું. તે ફુલઝાડોથી સુશોભિત દેખાતું હતું. ડેલીનું બારણું ઉઘાડતાંજ અંદર કોયલના જેવો મધુર શબ્દ સાંભળ્યો, પણ તે કોયલ નહોતી. તે તો તેની પ્રિયાનો સ્વર હતો. આગળ ચાલતાં તેની પૂર્ણચંદ્રવદની તરૂણી બારીમાં બેઠેલી દેખાઇ, પણ તે અદસ્ય થઇ ગઇ, એટલામાં ઝાંઝરનો ઝીણો અવાજ સાંભળ્યો. પોતાના પતિ આવ્યા કે નહિ, તે જોવાને આગળ આવતો હતો. તે ઠીકઠાક પહેરીને નંદરાજની રાહ જોતી હતી. તેણે ચોટલામાં સુંદર સુવાસિત ફુલ નાંખ્યાં હતાં. મુખ પ્રફૂલિત કમળના જેવું રમ્ય હતું, હોઠ પરવાળાના સરખા લાલ હતા, તે સ્મિત હાસ્યની છાંયામાં દીપતી હતી. આટલી પ્રસન્ન વદની રમણિય અગાઉ કોઇ દિવસ જોઇ નહોતી. ખરેખર તે સાક્ષાત્ લક્ષ્મી જેવીજ લાગતી હતી. પ્રાણનાથ આવતાં ઉભી થઇ નમન કરી કહ્યું;—પ્રાણપતિ! આપે કેટલી બધી વાટ જોવરાવી? હવે મારા જીવને શાંતી થઇ. આપ હમણાં આવશો, હમણાં આવશો એવી આશાથી વારંવાર રસ્તા તરફ જોતી હતી, પણ સર્વે વૃથા જતું. પેલા ચંપાના ઝાડ નીચે પાટલો મૂકી નહાવાની તૈયારી કરી મૂકીને હમણાંજ કરમદાં વીણતો હતી. કારણ કે તેનું અથાણું આપને બહુ ભાવે છે. બીજું બધું કામ પૂરૂં કરી લીધું છે. અહીં કેવું સારૂં છે! મને બહુ ગમે છે!

આ સાંભળી નંદરાજ ઘણો મોહિત થયો—આવું સૌન્દર્ય,—આવા ઉત્તમ ગુણ, આવું વ્યવસ્થિતપણું—એ સર્વે જોઇને હર્ષઘેલો થઇ ગયો અને હું કયાં છું એનું પણ તેને ભાન રહ્યું નહીં. અતિશય પ્રેમ ઉત્પન્ન થવાથી, તેનાથી બોલાયું નહીં. તેનો કંઠ ગદ્‌ગદીત થઇ ગયો. અને આંખમાંથી અશ્રુધારા પડવા લાગી.

સાધ્વી જયાની પણ તેવીજ સ્થિતિ થઇ ગઇ. આખરે મહા મુશીબતથી નંદરાજે પ્રેમ યુકત મુખથી તેના મિત્ર તરફ જોઇને કહ્યું;—"મિત્ર! આ દુનિઆમાં મારા ઉપર ગમે એટલાં સંકટ આવી પડે, તોપણ ઘેર મને અત્યંત સુખ છે. અમારૂં આયુષ સુખમાંજ જશે. એમાં ભૂલ નથી." આખરે આ તરૂણ દંપતીને ઘણું સુખ પ્રાપ્ત થયું. અહો! સંસારમાં ઘણું કરી પુરૂષનું સુખ તેની સ્ત્રીપર આધાર રાખે છે. સદ્‌ગુણી સ્ત્રીના સહવાસથી મળેલું સુખ સર્વમાં મોટું છે, અને તેની યોગ્યતા પણ મોટી છે. સંપત્તિથી કે બીજી કોઇ ઉપભોગ્ય વસ્તુથી થનારાં સુખ તે આ સુખની આગળ તુચ્છ છે. પરમેશ્વરે તેનામાં એવો કાંઇક અજાયબ ગુણ મૂકેલો છે કે તે દુઃખની વખતે ઘણી ઉપયોગી થઈ પડે છે. માટે પોતાની ભાર્યા સુખ દુઃખમાં ભાગિએણ થઇ પડે, તેવી તેને અવશ્ય કરવી જોઇએ. ધન્ય છે જયા તને! કે તું તારા પવિત્ર સદ્‌ગુણે કરી પતિને દુઃખમાં પણ મહા સુખ આપનારી થઈ પડી!! અને ધન્ય છે નંદરાયને! કે તે પોતાની પ્યારી પત્નીના સુખ માટે કેટલી બધી કાળજી રાખી ચિંતાતુર રહેતો. ખરેખર પતિપત્નીનાં પ્રેમી જોડાં તો આવાંજ જોઇએ.

---

## સુમતિ.

એ **કાશી** પાસે **કનકપૂર**માં રહેનાર **વિદુરમતિ** નામે ગૃહસ્થની પતિવ્રતા સ્ત્રી હતી. એક વખતે એક **શિવદત્ત** નામે વિદ્વાન તપસ્વિ બ્રાહ્મણ એક વૃક્ષ નીચે બેઠો હતો, ત્યાં વૃક્ષપર બેઠેલી **બગલી**એ તેનાપર ચરક નાખી. તે આ તપસ્વિપર પડી. તેથી તેણે ક્રોધથી બગલીનો પોતાનાં તપ પ્રભાવવડે નાશ કર્યો હતો. તેથી પસ્તાવો કરતો પતિવ્રતાને ત્યાં ભિક્ષા માગવા આવ્યો. પતિવ્રતાએ ઉભા રહો ભિક્ષા આપુંછું. એમ કહી ઘરમાં ગઈ, ત્યાં તેનો પ્રાણનાથ ભોજન માટે આવ્યો. તેથી તેને ભોજન વગેરે આપી રજા લઇ તપસ્વીને ભિક્ષા આપવા આવી. તેને જોઇ તપસ્વીએ ક્રોધથી કહ્યું;—મને ઉભા રહો, એમ કહી આટલીવાર લગાડવાનું શું કારણ હતું? **સુમતિ**એ કહ્યું;—મહારાજ! અપરાધ ક્ષમા કરો. પરમ દૈવત રૂપ સ્વામી ભોજન કરવા આવ્યા હતા. તેની સેવામાં રોકાઇ તેથી વાર લાગી. તપસ્વીએ કહ્યું—અરે! તેં તપસ્વી બ્રાહ્મણ કરતાં પણ તારા પતિને અધિક ગણ્યો! તું બ્રાહ્મણનું અપમાન કરે છે! ઇંદ્ર પણ બ્રાહ્મણને નમે છે, તો મનુષ્ય નમે એમાં શું? તેં વૃદ્ધો પાસેથી બ્રાહ્મણનો મહિમા સાંભળ્યો નથી? તેઓ ક્રોધથી શું કરવાને શક્તિવાન નથી? સુમતિએ નમ્રતાથી કહ્યું;—તપસ્વી ક્રોધ ન કરો. હું કોઇનો તિરસ્કાર થાય એમ કરતી નથી. મને પતિ અને પ્રભુની ભક્તિ સિવાય બીજો કોઇ ધર્મ રૂચતો નથી. તેની હું એક ચિત્તથી સેવા—ભક્તિ કરૂં છું. તપ-

સ્ત્રી ! પતિ અને પ્રભુની સેવાનું ફળ અધિક છે. તમે ક્રોધથી બગલીનો નાશ કર્યો તેથી તમે પશ્ચાતાપ કરો છો. ક્રોધ એ મનુષ્યનો મોટો શત્રુ છે. જેણે ક્રોધ અને મોહનો ત્યાગ કર્યો હોય, સત્ય, સંતોષ, જીતેંદ્રિય, સમાનતા, સરળતા, દયા, ધર્મ, ક્ષમા. દાન, અને પરોપકાર વગેરે સદ્‌ગુણો જેની અંદર હોય, તેમને દેવો બ્રાહ્મણ કહે છે. તમે પણ વેદને જાણનારને પવિત્ર છો, પણ તત્ત્વથી ધર્મને જાણતા નથી. એમ મને લાગે છે. મહારાજ ! તમે ધર્મ ન જાણતા હો, તો **મિથિલાપુરિના** રાજન જેઓ માતા પિતાની સેવા કરનાર, સત્યવાદી, ધર્મિષ્ઠ, અને જીતેંદ્રિય છે, તેમને ત્યાં જઇ પૂછો. તે તમને સર્વ ધર્મ કહેશે. મારાથી કંઇ અયોગ્ય કહેવાયું હોય તો ક્ષમા કરશો. કારણ જે ધર્મ જાણે છે તે સ્ત્રીઓને ન હણતાં ક્ષમા કરે છે. તપસ્વીએ કહ્યું;—સતી ! હું તમારા પતિવ્રતથી ઘણો ખુશી થયોછું. તમે યોગ ધ્યાનથી મારી છુપી વાત જાણી, માટે તમે ખરેખરાં દેવીરૂપ છો. તમે જે કહ્યું છે, તે મારા કલ્યાણનુંજ કહ્યું છે. “તમારૂં કલ્યાણ થાઓ.” એમ કહી રજા લઈ, સતીના સતીત્વનાં વખાણ કરતો તપોવનમાં પોતાને આશ્રમે ગયો. અહો ! પતિવ્રતા સ્ત્રીનો કેવો પ્રતાપ છે ! ! !

---

## પ્રભાવતી.

આ **હરિપૂરના** રાજા **કનકસેનની** સ્ત્રી હતી. તે પતિવ્રતાના ધર્મ પ્રમાણે ચાલતી હતી. તેને મહાદેવની પૂજાનું ઇષ્ટ હતું. તેથી નિત્ય વહેલી ઉઠી પતિની રજા લઇ પૂજા કરવાને જતી. દેવળ પાસે પુષ્પનાં વૃક્ષ હતાં. તેમાંથી સ્વહસ્થે પુષ્પ ચૂંટી ચડાવવાં એવો તેનો નિત્ય નિયમ હતો. રાજાને એક વખત વિચાર થયો કે આ વહેલી ઉઠી પૂજાને બહાને જાય છે. માટે તેની પરીક્ષા લેવી, એમ વિચારી બીજે રોજ તે જાણી ન શકે તેવો વેશ બદલી પુષ્પનાં વૃક્ષો આડો એક પલંગપર બેઠો. **પ્રભાવતી** નિયમસર પુષ્પ લેવા આવી. છૂપાએલા રાજાએ તેને ઓળખી ન શકે તેવી યુક્તિથી કહ્યું;—અરે પુષ્પ વીણનારી સ્ત્રી ! આવ આ પલંગપર મારી પાસે બેસ વગેરે વચનો કહ્યાં. આ સાંભળતાંજ રાણીએ કહ્યું; “અરે ! દુષ્ટ બળો તારો પલંગ ! મારેતો ચંદ્ર સૂર્ય સરખો પતિ છે.” આટલું બોલી પૂજા કરવા ચાલી ગઇ. રાજા વિચાર કરતો ઘેર આવી સુઇ ગયો. પ્રભાવતી પૂજા પાઠ કરી ઘેર આવી, પ્રાણપતિને વિતેલી સર્વ વાત કહી બતાવી. રાજા ગુસ્સે નહિ થતાં હસવા લાગ્યો. સતીએ કહ્યું;—મહારાજ ! એ દુષ્ટને શિક્ષા ન કરતાં ઉલટા કેમ હસો છો ? જે કારણ હોય તે કહો. રાજાએ તેને આલિંગન કરી કહ્યું;—સતી ! મેં તારૂં પતિવ્રત જોવા માટે ઢોંગ કર્યો હતો. સતીએ આ સાંભળી પોતે કહેલા શબ્દ માટે ઘણો પ્રસ્તાવો કરી કહ્યું;—પ્રભુ ! મેં આજ સુધી પતિની આજ્ઞા ભંગ કરી નથી. કદી મૂખમાંથી

કદુ વચન કહ્યું નથી. છતાં આજ અજાણતાં મારાથી જે બોલાઇ ગયું છે, તે મારો અપરાધ ક્ષમા કરશો. મારા પ્રાણનાથનું કલ્યાણ કરશો. વગેરે કહી રૂદન કરવા લાગી. રાજાએ શાન્ત પાડી કહ્યું તું શા માટે શોક કરે છે? મને એ વચનથી તારા પતિવ્રતની પરીક્ષા થઇ છે. તેથી મને ઘણોજ આનંદ થાય છે. પ્રયા! પતિનું મન દુઃખાવવું એ સાધ્વી સ્ત્રીને યોગ્ય નથી, પરંતુ તારાથી એવું કંઇ બન્યું નથી. પતિનું મન પ્રસન્ન રહે એવું આચરણ રાખવું એ સાધ્વી સ્ત્રીનો પરમ ધર્મ છે, વગેરે વચનામૃતો કહી શાંન્ત કરી. પછી બંને આનંદથી દિવસો નિર્ગમન કરવા લાગ્યાં.

---

## દેવસ્મિતા.

આ પતિવ્રતા સ્ત્રી દેવનગરીના એક ધર્મગુપ્ત નામે વણિકની પુત્રી હતી. બાળપણમાં ત્યાંની વિદ્યાલયમાં અભ્યાસ કર્યો હતો. સ્વરૂપે સુંદર, હિંમતવાન, ઉત્સાહી, અને ધાર્મીક હતી, તેમને ધર્મનીતિ ઉપર ઘણો ભાવ હતો. શાસ્ત્રો વાંચવા બહુ ગમતાં હતાં. તેને તામ્રલિપ્તી નગરીના મણિભદ્ર નામે વણિક સાથે પરણાવી હતી. મણિભદ્ર પણ સ્વરૂપે સુંદર, વિદ્વાન, હિંમતવાન અને ધાર્મિક હતો. પતિ પત્નીમાં ઘણો પ્રેમ હતો, એક બીજાથી વિખૂટાં પડેલાં જોવાને કદિપણ ખુશી નહોતાં. દેવસ્મિતા પતિવ્રતાના ધર્મ પ્રમાણે ચાલી પતિ, સાસુ અને સસરાની સેવા કરતી. વૃદ્ધવડિલો પ્રત્યે પ્રેમ રાખતી, સાધુ, સન્યાસી અને ગરીબ અભ્યાગતોને અન્નવસ્ત્ર આપી સંતોષતી. મણિભદ્ર પોતાને આવી સાધ્વી સ્ત્રી મળેલી જોઇ, ભાગ્યશાલી માનતો હતો. તેમની સલાહ અને સહાયતા લઇ હરેક કાર્યો કરતો. તેમનું માન જાળવી હરેક પ્રકારે સંતોષતો. દેવસ્મિતા ગૃહકાર્યો કરી નવરાશના વખતમાં પતિરંજનાર્થે ગાતી, ચિત્રો ચિતરતી અને ગુંથતી. દેવમંદિરમાં સ્ત્રી સમાજ મળતો ત્યાં ઇશ્વર પ્રત્યે કર્ત્તવ્ય સમજાવી ધર્મબોધ કરતી અને સ્ત્રીઓનાં કર્ત્તવ્ય સમજાવતી, વિગેરે પરમાર્થ કાર્યો કરવાથી તે ઘણી પ્રખ્યાત થઇ હતી. તેમનું મન ઘણું નિર્મળ હતું. કદિપણ મનમાં ખરાબ વિચાર લાવતી નહિ, કે ખરાબ સંગત કરતી નહિ. દુર્ગુણીનો તિરસ્કાર કરતી અને સુપાત્ર સ્ત્રી પુરૂષ ઉપર ભાવ રાખતી. કેટલાંક વર્ષ સુખમાં ગાળ્યા પછી તેમનો સસરો મરણ પામ્યો. તેથી પતિ ઉપર ઘરનો સઘળો કારભાર આવ્યો. મણિભદ્ર વેપારમાં કુશળ હતો. તેમના મિત્રો વેપાર અર્થે પરદેશ જવાનો આગ્રહ કરવા લાગ્યા.તેથી તેની વૃત્તિ પરદેશ જવાની થઇ, પણ દેવસ્મિતાને તે વાત પસંદ નહોતી; કેમકે પતિના સુખદુઃખમાં ભાગ લેવા સાથે જઇ શકાય એવું નહોતું. તેમ વેપાર અર્થે પરદેશ જઇ દેશમાં દ્રવ્યાદિ સમૃદ્ધિ ખેંચી લાવવામાં વિઘ્નરૂપ થઇ પડવું એ પણ

સ્ત્રીનું કામ નથી. ઇત્યાદિનો વિચાર કરી પતિને પરદેશ જવાની રજા આપી. પરસ્પરની વીંટીઓ નિરંતર સ્મરણ ચિન્હ તરીકે આંગળીમાં પેહેરાવી. વીંટીઓ આંગળીથી દૂર થાય તો વિપરીત થાય એવું હતું. તેથી સંભાળી રાખવા પરસ્પર ભલામણ આપી.

દેવસ્મિતા પતિના પરદેશ ચાલ્યા પછી ઉત્તમ વસ્ત્રાલંકાર અને ઘરનો વૈભવી-શણગાર દૂર કરી, સાદાઇથી રહેવા લાગી. નિત્ય પ્રાતઃકાળે ઉઠીસ્નાન કરતી, દેવઉ-પાસના કરી પતિનું મંગળ માગતી. પછી ગૃહકાર્ય કરી વૃદ્ધસાસુ વિગેરે કુટુંબીને ભોજન કરાવતી. નવરાશ મળતાં જ્ઞાનના ગ્રંથો વાંચતી અને પરમાર્થ કાર્યોમાં મન પરોવતી. એ રીતે નિત્ય દિવસ નિર્ગમન કરતી હતી. મણિભદ્ર વહાણમાં બેસી કટાહ (કાથે) બેટમાં આવ્યો. ત્યાં હીરામાણેક વિગેરે રત્નનો વેપાર કરવા લાગ્યો, તેમાં ઘણું દ્રવ્ય સંપાદન કર્યું—તેથી કાથે બેટમાં કીર્તિવધી. મણિભદ્ર પોતાનાં વે-પારનાં કાર્યો કરતાં વખતો વખત વીંટી ઉપર દૃષ્ટિ કર્યા કરતો. તેથી એ બેટમાં રહેતા ચાર વણિક પુત્રોને નવાઇ લાગી. તેથી તેઓ યુક્તિથી તેમને પોતાને ઘેર તેડી લાવ્યા. ત્યાં ખુબ નિશો કરાવ્યો. નિશાની ઉન્મત્ત દશામાં વીંટીની સર્વવાત પૂછી લીધી. તેથી તેમનામાં પાપબુદ્ધિ પેદા થઇ. ચારે જણે તામ્રલિપ્તી નગરીમાં જઇ પતિવ્રતા દેવસ્મિતાનું શિયળભંગ કરવાનો વિચાર કર્યો. પછી ગુપ્તપણે ચારે જણ તામ્રલિપ્તી નગરીમાં આવી એક બૌદ્ધમંદિરમાં ઉતર્યા. આમંદિરમાં એક કરં-ડીકા નામે તાપસી—સાધુડી પોતાની શિષ્યા—ચેલી સાથે રહેતી હતી. તેમને દ્રવ્ય ની લાલચ આપી સર્વ વાત કહી બતાવી. તાપસીએ તે કાર્ય સિદ્ધ કરી આપ-વાનું માથે લીધું. પછી તાપસી વિવિધ પ્રકારનો પ્રસાદ લઇ, યુક્તિ પ્રયુક્તિથી મણિભદ્રના ઘર આગળ જે માણસો રહેતાં હતાં, તેમને મેળવી લેવા લાગી. એક વખતે પોતાની શિષ્યાને સાથે લઇ, દેવસ્મિતાજે ઘરમાં રહેતી, તે ઘરના આંગણા આગળ આવી. ઘરના આંગણામાં એક કુતરી બાંધી હતી. તે અજાણ્યા માણસ-ને આવતું દેખી ભસીને રોકતી હતી; તે પ્રમાણે આ તાપસીને પણ રોકી. દેવ સ્મિતાએ તેણીને આવતી દીઠી. ત્યારે આ કેમ આવી હશે ? એમ વિચારી દા-સીને મોકલી ઘરમાં બોલાવી. દેવસ્મિતા જો કે અજાણ્યા સ્ત્રીપુરૂષનો ભરૂસો કર-તી નહોતો, પણ તેમને આવવાનું કારણ જાણ્યા વગર જતી કરવી નહિ, એમ ધારી બોલાવી. ઉપરથી આદર આપી બેસાડી. તાપસી આશીર્વાદ આપી બોલી;—સાધ્વી ! હમેશાં તને જોવાને મારી ઉત્કંઠા ઘણી રહે છે. આજે મેં તને સ્વપ્નમાં જોઇ હતી. તેથી હું ઉત્કંઠીત હૃદયે આવીછું. તારોપતિ પરદેશમાં હોવાથી તને વિયોગિ-ની જોઇ મારૂં દિલદુઃખાય છે. સ્ત્રીનાં રૂપરંગ, જોબન અને શૃગાર એ સર્વે પ્રિયને મળ્યાવિનાવ્યર્થા છે. વિગેરે મિષ્ટ વચનોથી રૂડુંમનાવી વિશ્વાસ બેસે એવું કરી ઘેર આવી. બીજે દિવસે મરચાંનો ભૂકો માંસના ટુકડામાં ભર્યો, તે લઇ ફરી દેવસ્મિ-તાને ઘેર આવી. તે માંસનો ટુકડો આંગણામાં બાંધેલી કુતરીને નાંખ્યો. કુતરી

તરત ખાઈ ગઇ. મરચાંને પ્રતાપે કુબરીની આંખો અને નાકમાંથી ઘણું પાણી ઝ-રવા લાગ્યું. તાપસી દેવસ્મિતાની પાસે જઇ ઢોંગ કરી રોવા લાગી. દેવસ્મિતાએ આશ્ચર્ય પામી રોવાનું કારણ પૂછયું. તાપસી ખેદ પામવી બોલીકે;-પુત્રી! હમ-ણાં તું જો, બહાર કુતરી કેવી રડે છે? હું પુનર્જન્મમાં તેને મળી હતી. તેથી તે આજ મને ઓળખીને કલ્પાંત કરે છે. તેથીજ મને પણ આંસુ આવ્યાં છે. આ સાંભળી દેવસ્મિતા બહાર જઇ જુએ છે તો કુતરીને રોતી હોય તેવી જોઇ. આતે શું આશ્ચર્ય છે! એમ ક્ષણવાર વિચારના વમળમાં પડી ગઇ. પછી તા-પસી બોલી કે;-પુત્રી! પુર્વજન્મમાં હું અને આ કુતરી એક બ્રાહ્મણની સ્ત્રી હતાં. અમે શોકયો હતી. અમારો પતિરાજાના કામ પ્રસંગે હમેશાં પરદેશ જતો હતો, ત્યારે હું શિયળ પાળતી નહોતી, પણ મારી ઇચ્છામાં આવે તેમ વર્તતી હતી. પોતાની ઇચ્છામાં આવે તેમ વર્તવું અને શિયળ ન પાળવું એ પરમ ધર્મ છે. એ ધર્મના પ્રતાપથીજ મને જાતિ સ્મરણ જ્ઞાન રહ્યું છે. આ કુતરી અજ્ઞાનતાથી પોતાના શિયળની રક્ષા કરતી. તેથી આ ભવ તેને કુતરીનો અવતાર આવ્યો છે, પણ તેને પૂર્વજન્મ સાંભળે છે તેથી રડે છે. મારે ત્યાં કાથેએટથી ચાર સ્વરૂપવાન વણિક પુત્રો આવ્યા છે વગેરે કહ્યું. દેવસ્મિતા બુદ્ધિશાળી હતી તે આ સાંભળી તેનો મર્મ સમજી ગઇ કે, અરે! આતે કેવો ધર્મ? જરૂર આ દુષ્ટાએ ધૂર્ત્ત રચના કરીછે. તે મને ઠગવાને આવી છે. વળી તે કાથે એટથી આવેલા ચાર વણિક પુત્રોનાં વખાણ કરે છે. નિશ્ચે એ વણિક પુત્રો મારા પતિને કાંઇ પણ દગો કરી અહીં આ-વ્યા છે, અને આ પાપીણિને મળેલા લાગે છે. ઠીક છે, તેનું ફળ તેમને ચખાડીશ. એમ વિચારી ગુસ્સાને સમાવી ધીરજથી બોલી કે,—તાપસી! આટલા દિવસ મેં આ ધર્મ જાણ્યો નહોતો! આજ જાણવામાં આવ્યો. વાહ! બહુ સારો ધર્મ જ-ણાવ્યો! તમો તો આવો ધર્મ જાણો એમાં નવાઇ નથી! તમો તે વણિકપુત્રોને મારી પાસે લાવજો. આ સાંભળી તાપસી ખુશી થતી ઘેર ગઇ. કાર્ય સિદ્ધ કરી આવ્યાની વાત વણિકપુત્રોને કહી. તેથી તેઓ ખુશી થયા.

દેવસ્મિતાએ પોતાની દાસીને બોલાવી કહ્યું કે;—એતાપસી મહા પાપીણિ લા-ગે છે. તેણે પોતાના નીચ કર્મથી ઘણી ભોળી સ્ત્રીઓને ભરમાવી પાપમાં નાખી હશે. હવે એ પાપીણિને શિક્ષા કયા વિનાજતી મૂકવી યોગ્ય નથી. તેમ કાથે એ-ટથી આવેલા પાપીઓને પણ તેના પાપ કર્મનું ફળ ચખાડવું જોઇએ. નહિતો એ પાપીઓ પોતાના પાપ કર્મથી ઘણાને હેરાન કરશે. ઠીક છે, હવે હું તેનો ઘાટ ઘ-ડીશ. અરે! શું એ દુષ્ટાએ મને પણ કુલટા સ્ત્રી ધારી હશે? જેસ્ત્રી પોતાની ઇંદ્રિયોને તૃપ્ત કરવા શિયળ ભંગ કરે છે, તેને ધિક્કાર છે!! અરે! તેવી પાપીણિ સ્ત્રી, તે સ્ત્રી નહિ, પણ કુતરી સમજવી. તેને મનુષ્ય નહિ પણ પશુ જેવી સમ-જવી. જે સ્ત્રી રૂપ, રંગ, જોબન, વૈભવ, વસ્ત્રાલંકાર અને દ્રવ્યાદિની લાલચમાં લ-

પટાય, ક્ષણિક સુખ માટે શિયળ ભંગ કરે છે, તે નર્કમાં પડે છે. એવું દુનિયાના સર્વે ધર્મોમાં જણાવેલું છે. અરે! આવી દુરાચરણી દુષ્ટા તાપસીઓ પાપી કર્મથી પેટ ભરવાને માટે ઉપરથી ધાર્મિક સાધુતાનો વેશ ધારણ કરે છે, અને મનમાં તો બહુ મેલી ઓ હોય છે. આવા ઉપરના સાધુતાના ડોળથી ઘેર ઘેર ભટકે છે, ભોળી સ્ત્રીઓના સહવાસમાં આવી, યુક્તિ પ્રયુક્તિથી સમજાવી પાપી કર્મ કરાવે છે. ધિક્કાર છે આવી વેશ ધારી સાધુડીઓને! અને ધિક્કાર છે તેમનો ભરૂસો કરી ઘરમાં પેસવા દેનારને!! આવી વેશ ધારી સાધુડીઓ કે ઘેર ઘેર ભટકનારી સ્ત્રીઓને કદિ પણ ઘરમાં પરીક્ષા કર્યા વિના પેસવા દેવી જોઇએ નહિ, કે વિશ્વાસ કરી તેમનો સંગ કરવો નહિ. જો ઘર આંગણે આવે તો તેને આવવાનું કારણ જાણી લઈ તરત રજા દેવી, પણ મન દઇ વિશેષ વાત કરવી નહિ, એવાં મહાન્ પુરૂષોનાં વચન સત્ય ઠરે છે. એટલું બોલી દાસીને કહ્યું કે;—તું ધંતુરા વાળી મદિરા અને લુહારને ત્યાં કુતરાના પંઝાવાળો લોઢાનો પગ તૈયાર કરાવી લાવ. દાસીએ તેમની આજ્ઞા પ્રમાણે લાવી હાજર કર્યું. પછી દાસીને પોતાના જેવો વેશ ધારણ કરાવી બેસાડી.

તાપસીએ વણિક પુત્રોને વાત જણાવી હતી, ત્યારથી તેઓ પરસ્પર પ્રથમ જવા માટે તકરાર કરવા લાગ્યા હતા, પછી તે ચારમાંથી એકને પોતાની શિષ્યાનાં વસ્ત્રો પેહેરાવી દેવસ્મિતાને ઘેર પહોંચાડી આવી. દેવસ્મિતા તેમને આવતાં જોઇને, ગુપચુપ ચાલી ગઇ. રાત્રિનો વખત હતો. તેથી કાંઇ જાણી શકાય તેવું નહોતું. દેવસ્મિતાનો વેશ ધારણ કરી બેઠેલી દાસીએ વણિકપુત્રને ધંતુરાવાળી મદિરા ઘણા આદરથી પીવરાવી. તેથી તે દુષ્ટ વણિકપુત્ર મદિરાના નિશામાં ચેતના રહિત થયો. ત્યારે તેનાં વસ્ત્રો ઉતારી લઇ, લોઢાનો તપાવેલો કુતરાનો પગ તેના કપાળમાં ચાંપી દીધો, પછી તેને ઉંચકીને ઉકરડાની ગંધાતી ખાડમાં ફેંકી દીધો. પાછલે પોહોરે જ્યારે તે શુદ્ધિમાં આવ્યો, ત્યારે પોતાને પાપ કર્મને લીધે નર્ક સમાન ખાડામાં પડેલો જણાયો. ઝટપટ ઉઠીને બહાર આવ્યો, સ્નાન કરી કપાળ ઉપર હાથ ફેરવતો ન વસ્ત્રો એકદમ તાપસીને ઘેર આવ્યો. તેણે વિચાર્યું કે, જો હું બેહાલ થઇ આવ્યો, તે વાત કરીશ તો મારી એકલાનીજ હાંસી થશે. માટે બીજાને વાત નહિ કરતાં બોલ્યો કે;–રાત્રિએ મેં બહુ મદિરાપાન કરેલું છે, અને આખી રાત્રિ ઉજાગરો થયો છે. તેથી માંથુ દુઃખે છે. એમ કહી પેલા કુતરાના પગનો ડામ દેખાય નહિ, તેવી રીતે માંથે પાટો બાંધ્યો. બીજે દિવસે સાંજે બીજો વણિકપુત્ર ગયો, તેના પણ તેવાજ હાલ થયા. તે પણ પેલા વણિકપુત્રના જેવોજ વિચાર કરી નહિ બોલતાં, પેલાના જેવુંજ બાનું કાઢી માંથે પાટો બાંધ્યો. એવી રીતે ચારે વણિકપુત્રોના હાલ થયા. તેમાંથી કોઇ એ વાત કહી નહિ. તેઓના પાપ કર્મથી કપાળે ડામ દેવાયા, અને ધનનો નાશ થઈ દુઃખી થયા. તેથી લજ્જા પામી તાપસીને વાત નહિ કરતાં રવાને થયા. દુષ્ટ તાપસી વણિકપુત્રોના કેશ

હાલ થયા, તે જાણતી નહોતી. તેથી હર્ષ પામતી પોતાની શિષ્યાને સાથે લઇ દેવસ્મિતાને ઘેર આવી. દેવસ્મિતાએ તેને પણ તેના પાપી કર્મની શિક્ષા કરવાનો વિચાર કર્યો. ઉપર ઉપરથી સત્કાર કરી બેસાડી. ધંતુરાવાળી મદિરા મંગાવી ચેલી અને તેને પીવરાવી. તેથી બંનેજણુ બેભાન થઇ ગયાં. ત્યારે દાસીએ બંનેના નાક, કાન કાપી પેલાજ અપવિત્ર ખાડામાં ફેંકી દીધાં. પ્રાતઃકાળે શુદ્ધિમાં આવતાં, બંને શરમાઇને પોતાને ઘેર જઇ પાપ કર્મ માટે પસ્તાવો કરવા લાગ્યાં. એવી રીતે દેવસ્મિતાએ પાપ કર્મ કરનાર સર્વેને શિક્ષા કરી પોતાની લજ્જા રાખી.

દેવસ્મિતાએ હવે વિચાર્યું કે, વણિકપુત્રોને મેં તેમના પાપી કર્મની શિક્ષા કરી છે. તેથી તેઓ ગુસ્સે થઇ મારા પતિને કાંઇ પણ હાનિ કરે તો મહા ખોટું થાય. એમ વિચારી આકુળ વ્યાકુળ થવા લાગી. તેથી સર્વ વાત તેણે પોતાની સાસુ પાસે જઈ કહી બતાવી. એ સાંભળી સાસુએ કહ્યું કે;—વહુજી ! તમે એ કામ બહુ સારૂં કર્યું છે, પરંતુ એમાંથી મારા પુત્રને કદાપિ કાંઇ હાની થવાની ફિકર રહે છે. દેવસ્મિતાએ કહ્યું કે;—સાસુજી ! આપની આજ્ઞા હોય તો હું મારી બુદ્ધિ બળના યોગથી તેઓની રક્ષા કરીશ. સાસુ જાણતી હતી કે, દેવસ્મિતા પતિવ્રતા છે, તેમ વિદ્વાન, ચતુર, બુદ્ધિવાન અને ધાર્મિક છે. તે હિંમતથી ધારે તે કરી શકે એવી છે. તેમને જવાની રજા આપવામાં કોઇ જાતની ધાસ્તી રહેતી નથી. એમ વિચારી જવાની રજા આપી. દેવસ્મિતાએ સાસુની રજા લઇ દાસી સાથે પોતે વાણિયાનો વેશ ધારણ કર્યો. વેપારનું મિષ કરી બંને વહાણમાં બેઠાં. વહાણ કાથે બેટમાં આવ્યું. પોતે અને દાસી વેપારીને વેશે કિનારે ઉતર્યાં. શેહેરમાં તપાસ કરતાં પોતાના પતિ મણિભદ્રને કેટલાક વાણિયા વેપારીની વચ્ચમાં બેઠેલો જોયો. મણિભદ્રે પણ પોતાની જાતનો પોતાની સ્ત્રી સરખો વાણિયો જોઇ, આ વાણિયો કોણ હશે ! એમ વિચારી છેટેથી એકી નજરે જોવા લાગ્યો.

આ કાથે બેટમાં સુરસેન નામે રાજા બહુ ધાર્મિક, દયાળુ અને ન્યાયી હતો. તેમની પાસે જઇ દેવસ્મિતાએ ( વાણિયાને વેશે ) ફરિયાદ કરી કે; મારા ચાર ગુલામ નાશી આવ્યા છે, તેમને આપ મારે સ્વાધીન કરો. રાજાએ પોતાની પ્રજાને એકઠી કરી કહ્યુ કે;—આ ઉભેલી મારી પ્રજામાંથી તારા ગુલામ હોય તે શોધી લઇજા. રાજાનો આવો હુકમ થતાંજ દેવસ્માતાએ પેલા ચાર વણિક પુત્રોને પકડી લીધા; ત્યારે પાસે ઉભેલા મહાજને કહ્યું કે;—આતો શેઠીયાના પુત્રો છે. તે તારા ગુલામ કયાંથી થવા આવ્યા ? ત્યારે દેવસ્માતાએ કહ્યું કે;—હું જે કહુંછું તે વાત ઉપર આપને ભરૂસો નહોય, તો તેઓના કપાળ ઉપર મેં કુતરાના પગની નિશાની પાડેલી છે તે જુઓ. આ કહેવું સર્વે એ કબુલ રાખ્યું. ચારે વણિક પુત્રના માથા ઉપર હજુ પાટા બાંધ્યા હતા. તે છોડાવતાં કુતરાના પગની નિશાનીના ડાગ જોવામા આવ્યા. આ જોઇ વાણિયાનું મહાજન આશ્ચર્ય પામ્યું.

રાજાએ આશ્ચર્ય પામી તેનુ કારણુ પૂછ્યું. ત્યારે દેવસ્મિતાએ યથાર્થ વાત કહી બતાવી. તે સાંભળી સૌ લોકો વધારે આશ્ચર્ય પામી હસવા લાગ્યા. રાજાએ ગુસ્સે થઇ એ ચારે પાપીઓને લઇ જવાને હુકમ કર્યો. પણુ મહાજને દેવસ્મિતા પાસે ક્ષમા માગી. દેવસ્મિતાએ તેમનું માન રાખી છોડી દીધા. સૌ લોકો પતિવ્રતા દેવસ્મિતાનાં ઘણાં વખાણુ કરી ધન્યવાદ આપવા લાગ્યાં. રાજાએ આ સતીનું સતીત્વ જોઇને તેમને કેટલુંક દ્રવ્ય અને ઉમદા ભેટો આપી ઘણો સત્કાર કર્યો. પછી દેવસ્મિતા પોતાના પ્રાણુનાથ મણિભદ્ર સાથે તામ્રલિપ્તી નગરીમાં આવી સાસુને પગે લાગી. સાસુએ તેમનાં ઘણાં વખાણુ કરી ધન્યવાદ આપ્યો. તે પછી પતિપત્નીમાં કદિપણુ વિયોગ થયો નહિ. ઘણાં વર્ષ સુખ ભોગવી આ દંપતિ પોતાના જીવનનું સાર્થ કરી ગયાં છે. ધન્ય છે દેવસ્મિતાને ! કે તેમણે પોતાનું સતીત્વ સાચવી પાપીઓને શિક્ષા કરી, અને પતિને પણુ આવતા સંકટમાંથી ઉગાર્યો ! ! ! ધન્ય છે તેમને ! સ્ત્રીઓ તો આવીજ જોઇએ. જે દેશમાં આવાં સ્ત્રી રત્નો છે તે દેશને પણુ ધન્ય છે ! ! !

## જસમા.

આ પતિવ્રતા સ્ત્રી **માળવામાં** રહેતી હતી. તેની અંગકાન્તિ નાજુક અને ગૌરવર્ણુની હતી. મુખ કોમળ અને નિર્મળ ચંદ્ર સરિખું તેજસ્વી હતું. માથાના કેશ, નેત્ર, હોઠ, નાશિકા વગેરેની ખૂબસુરતીથી અને અલૌકિક સુંદર સ્વરૂપથી ઇંદ્રની અપ્સરા જેવી દિશતી હતી. એની મધુર વાણી, સદાચરણુ પતિવ્રત, સ્વામીપર દૃઢ પ્રીતિ, અચળ શીળવ્રત વગેરે સદ્ગુણો તેનામાં જોઇ લોકો આશ્ચર્ય પામતા હતા. મનુષ્યના સ્વરૂપનો આધાર શ્રમ, ઇચ્છા, બુદ્ધિ બળ કે ઉંચ, નીચપર હોતો નથી. એતો ઇશ્વર કૃપાથીજ મળી શકે છે. પ્રભુના દરબારમાં સૌ સરખાં છે. પુત્ર, પુત્રીના જન્મનો અને બાળકના રૂપ કરૂપનો આધાર ઇશ્વર કૃપાપરજ રહેલો છે. **જસમા** ઓડજાતિની હિંદુ હતી. તે સ્વભાવેશાંત, ધાર્મિક અને નીતિ વાળી હતી. તેને ઓડ નાયક **ત્રીકમ** સાથે પરણાવી હતી. પરણ્યા પછી પતિવ્રતાના ધર્મ પ્રમાણે વર્ત્તતી હતી. પતિપત્નીમાં પરસ્પર ઘણો પ્રેમ હતો. ઓડ લોકો ઘર બાંધવા, વાવ, કૂવા અને તળાવ ખોદવાના કાર્યમાં ઘણા કુશળ ગણાય છે. જસમા અને ત્રીકમ ઓડ ઓડણોના મુખી—નાયક હતાં. એના હાથ નીચે હજારો ઓડ, ઓડણો કામ કરતાં હતાં. પાટણમાં જ્યારે **સિદ્ધરાજજયસિંહે સહસ્રલિંગ** તળાવ ખોદાવવાનો વિચાર કર્યો. ત્યારે **માળવામાંથી** ઓડ લોકોને બોલાવવાને પોતાના ભાણેજ **દૂધમલને** મોકલ્યો. દૂધમલે ચોધરી **ત્રીકમ** અને તેની સ્ત્રી જસમાની મારફતે બે હજાર ઓડ અને બે

હજાર ઓડણોને કામ પ્રમાણે પગાર ઠરાવીને પાટણ તેડી આવ્યો. તળાવ ખોદવાનું કાર્ય વેગથી ચાલ્યું. રાજા સિદ્ધરાજજયસિંહ સવાર સાંજ અને વખતે ઓચિંતો બપોરે પણ જોવાને આવતો. રાજાને બેસવાને ત્યાં તંબુ તાણ્યો હતો. તેમાં તે જ્યારે નવરો હોય, ત્યારે આવીને બેસતો- એક પ્રસંગે રાજા તંબુની બહાર મંદશીતળ વાયુની લેહેર લેવા બેઠો હતો. ઓડ લોકો કામ કરતા હતા, એ તરફ દૃષ્ટિ કરી જોતો હતો. તેવામાં જસમા માટીનો ટોપલો નાંખી બીજો ભરવા જતી હતી, એ રાજાની દૃષ્ટિએ પડી. રાજા તેનુ સુંદર મુખ અને કાન્તિ જોઇ વિસ્મય પામ્યો. ઓડ જેવા હલકા વર્ગની સ્ત્રીઓ પણ આવી સુંદર હોય છે. તે જોઈ તેના મનમાં પ્રશ્ન ઉઠયો કે શું પ્રભુને ત્યાં ઉંચ નીચનો ભેદ નહિ હોય ? ખરે ! ઇશ્વરની લીલા અલૌકિક છે. એવી કલ્પના કરી જસમાને વધારે નિહાળીને જોવાલાગ્યો. પ્રત્યેક પ્રસંગે તેના સૌંદર્યનો અને તેની કોમળતાનો વધારે પુરાવો મળતો ગયો. અંધારી રાત્રે જેમ વિજળી ચમકે, તેમ તેના ધૂળવાળા મેલા ઓઢણામાંથી તેના ચંદ્ર જેવા મુખનું તેજ ચળકતું દીઠું. તેના સુંદર રૂપમાં કોઇ પણ પ્રકારની ખામી નહોતી. તેની ઉમર ૧૮ વર્ષની હતી. રાજા તેનું અતિ સુંદર સ્વરૂપ જોઇ મોહ પામ્યો. તે હજુ કુંવારો હતો. તેથી તેને પરણી પોતાની પટરાણી કરવાની મનમાં ઇચ્છા થઈ. પ્રેમના આવેશમાં તેણે જસમાને પોતાની પાસે બોલાવી, પણ એ આવી નહિ. સાંજ પડતાં રાજા દરબારમાં ગયો, પણ તેના હૃદયમાંથી એ ખસી નહિ. તેના સૌંદર્યથી રાજાનું ચિત્ત હરાયું. અનેક વિચારો આવવા લાગ્યા. રાત્રે નિંદ્રા પણ પૂરી આવી નહિ.

રાજા સવારમાં તળાવપર ગયો. તેણે જસમા અને તેના પતિને કહાવી મોકલ્યું કે;—"તમે સર્વ ઓડ, ઓડણીના મુકાદમ છો. તમને તળાવની પાળે સુવું અને ઝાડ તળે રાંધી ખાવું યોગ્ય નથી. જસમા ઘણી સ્વરૂપવાન અને સુકુમાર છે. સાથે ધાવણું બાળક છે. એ રાત દિવસ ઉઘાડામાં રહેશે, તો તેની સુખાકારીમાં ખલેલ પહોંચશે. માટે તમે દરબારમાં આવી મહેલમાં રહો. ત્યાં તમને રહેવાને સારો ઓરડો આપી, બધી સોઈ કરી આપવામાં આવશે." આ સાંભળી જસમાએ અને તેના પતિએ કહાવી મોકલાવ્યું કે;—"અમે મજૂર લોકો ઝુંપડાંવાસી છીએ. અમારે મહેલમાં રહેવું કેમ પોસાય ? અમે કામપર જઇએ ત્યાં ઓરડો ક્યાંથી લાવીએ ? અમને તો વગડામાં ઉઘાડાં ઝુંપડામાં રહેવાની ટેવ છે. મહારાજનો પાડ માની માગી લઇએ છીએ, કે અમને કૃપા કરી તળાવપર અમારા કામની પાસેજ રહેવા દો." આ સમાચાર રાજાએ જાણ્યા. તેથી એ પાસે જાતે જવાને તૈયાર થયો. તેણે જઇ જસમાને કહ્યું કે;—તારી કાયા કોમળ છે, તું મજૂરીનું કામ કરવાને યોગ્ય નથી, ટોપલા ઉચકી તારી કુમળી હથેળીની ગોરી ચામડી લાલચોળ થઇ જાય છે. ભાર ઉપાડવાથી તારૂં માથું દુ:ખશે. તું આ મ-

જુરીનું કામ મૂકી દઈ મહેલમાં આવીને રહે. તારા ઉપરીપણાનો પગાર તને વગર કામ કર્યે આપીશ. આ તારૂં બાળક રડે છે. તેને દિવસે તાપ અને રાતે ટાઢ લાગતી હશે. માટે મારા મહેલમાં પારણું છે, તેમાં તેને આવી સૂવાડ, ગોલીઓ તેને સાચવશે. જસમાએ કહ્યું કે;—મહારાજ! મહેલમાં તો રાણીઓ શોભે. મારે વગર કામ કર્યે પગાર જોઇતો નથી. મેં ઝાડે ઝોળી બાંધી છે. હું તેને આવતાં જતાં હિંચોળુંછું. એ નિંદ્રામાં આવ્યે ઉંઘશે. અમારા લોકનાં છોકરાં ઉઘાડાં ઉછરી કઠણ અને મહેનત કરવા યોગ્ય અંગનાં થાય છે. માટે મારે પારણાની કે ગોલીઓની જરૂર નથી. જસમા આ પ્રમાણે બોલી, છતાં તે પોતાની ઇચ્છા પાર પાડવાને અનેક લાલચો આપી ફોસલાવવા લાગ્યો કે;—જસમા! તું મજૂરી મૂકી મહેલમાં આવ. તારા પતિનો છેડો ફાડી આપ. હું તેને તથા તારા બાળકને જાગીર આપી પાળીશ, હું તને પરણી પટરાણી બનાવીશ અને ઘણી પ્રકારે રાજ વૈભવ ભોગવાવી સુખી કરીશ. વગેરે લાલચો આપી, પણ સતી કદી સત ચૂકતી નથી, કે પરપુરૂષનાં કઠણ વચનો સહન કરતી નથી. રાજાનાં આ કઠણ વચનો જસમાને બાણ જેવાં લાગ્યાં, પણ જરા ધીરજ રાખી બોલી કે, મહારાજ! આ તમે શું બોલો છો? તમને આવાં વચનો બોલવાં ઘટીત નથી. રાજાએ પરસ્રીને મા સમાન દૃષ્ટિએ જોવું જોઇએ. હું પતિવ્રતા સ્ત્રી છું. તમે આખી પૃથ્વીનું રાજ્ય આપો અગર મારો પ્રાણ લો, તોપણ હું મારૂં શીયળ કદીપણ ભંગ કરવાની નથી. હું પ્રાણ કરતાં પણ મારા શીળને વધારે વહાલો ગણું છું. હું પ્રાણ તજીશ, પણ શીયળ તજીશ નહિ. એ તમે ખાત્રીથી માનજો. તમે આગ્રહ કરવો છોડી દો, તમે તમારા ધર્મમાં રહો. જે એવી દુષ્ટ નીચ કર્મ કરનારી સ્રી હોય તેને એવી લાલચમાં લપટાવો. એ તમારી લાલચમાં લોભાશે. હું કદી પણ લાલચમાં લપટાઈ અનીતિનું કર્મ કરીશ નહિ, હું જાતે શુદ્ર છું, પણ ધર્મશાસ્ત્ર પ્રમાણે વર્તનારી સતી સ્ત્રી છું. મેં મારા પતિ સાથે શાસ્ત્ર વિધિએ અગ્નિદેવની સમક્ષ ઇશ્વરને હાજર જાણી લગ્ન કર્યું છે. તે કદી ફોક કરનારી નથી. હું મારા પતિને તજનારી નથી. જે મારી કાયાનો ધણી છે તેને તજી બીજાને કેમ મારી કાયા સોંપું? જે માલનો કબાલો કરવામાં આવે છે તે પણ ફોક થતો નથી, તો આ ઇશ્વરી કબાલો—લગ્ન કેમ ફોક થાય? કદી માલનો કબાલો ફોક જાય, પણ આ ઇશ્વરી કબાલો તો કદી પણ ફોક જવાનોજ નહિ. મારે તમારી જોડે લગ્ન કરવું નથી, મારે પટરાણી થવું નથી, કે મારે રાજ્ય વૈભવ સુખ ભોગવવું નથી. મારે તો જે પતિ ઈશ્વર ઇચ્છાથી પ્રાપ્ત થયો છે, તેજ ખરો છે. મારા પતિથી મને જે સુખદુઃખ પ્રાપ્ત થશે તે ભોગવી લઇ આનંદમાં રહીશ. મારી મહેનત મજૂરી મને ગમે છે, એથી મારો નિર્વાહ ચાલે છે. કોઇપણ રીતે હું અનીતિનું કાર્ય કરવા ઇચ્છતી નથી. હું નીતિસર ધંધો કરીશ, ઇશ્વર ભક્તિ અને સદાચરણવડે મુક્તિ મેળવીશ.

**જસમા**નાં આવાં વચનોથી રાજા નિરાશ થયો. વિલે મુખે દરબારમાં પાછો ગયો. જસમાની સુંદર રૂપની જોડે આ દઢ પતિભક્તિ જોઈ આશ્ચર્ય પામ્યો અને વધારે મોહમાં પડયો. તેથી એણે પ્રધાનને બોલાવી કહ્યું કે;—એ જસમાને હરકોઈ યુક્તિથી મારી વેરે પરણાવો. આ સાંભળી પ્રધાન નાખુશ થયો અને વિચારમાં પડયો કે, રાજા કોઈ રજપૂતાણી સાથે પરણવાની વાત કરતો નથી, પણ હલકી શુદ્ર જાતિની પરણેલી સ્ત્રીને પટરાણી કરવા ઇચ્છે છે. તેથી રાજ્યકુળને કલંક લાગશે, લોકોમાં અપકીર્તિ થશે અને પર રાજ્યોમાં વગોવાશે. રાજા આ ઘણું ખોટું ઇચ્છે છે એવું સમજ્યો, પણ તે તેનાથી ડરી બોલી શક્યો નહિ. આ વાત આખા શહેરમાં વાયુની પેઠે પ્રસરી ગઇ. પૂરીજનો ઘણા નારાજ થયા. નગર શેઠોએ મળી વૃદ્ધ પ્રધાન મંજુલને કહ્યું કે, તમો હિંમત ધરી જુવાન મહારાજને સમજવો. તેણે આવું કાર્ય કરવું ઘટીત નથી. રાજાની નીતિપર પ્રજાની નીતિનો આધારછે. રાજા સદાચરણી હોય તો પ્રજા પણ સદાચરણી થાયછે. તેણે પોતાની નીતિમાં બગાડો કરવો ઘટીત નથી. તે કોઈ મોટા રાજ્યમાં રૂપ સુંદર યોગ્ય ક્ષત્રાણિ વેરે પરણે એ ઉત્તમ છે. તેથી રાજબીજ રહે. નહિતો વર્ણસંકર રાજકુળ થઇ જશે, તો અંતે રાજને ઘણી હાની થશે. વગેરે તેણે ઘણું કહ્યું. પ્રધાને જાણ્યું કે આ રાજાના હિતની વાત કરે છે. મારે એ માટે પ્રયત્ન કરવો, અને રાજાને સમજાવવો એ મારો ધર્મ છે. એવો નિશ્ચય કરી હિંમતથી રાજા પાસે ગયો. તેણે રાજાને ઘણી શીખામણ દીધી. તેથી રાજા અને પ્રધાન વચ્ચે જાતિભેદ અને ઉંચ નીચ વિષે વિવાદ થયો. રાજા બોલ્યો કે;—આપણા દેશમાં કુળાભિમાન એ અસ્વભાવિક ને ઇશ્વરી નિયમ વિરૂદ્ધ છે. પ્રાચીન મહર્ષિઓના ગ્રંથોમાં ગુણકર્મ પ્રમાણે ઉંચ નીચ ગણાયેલાં છે. તે વિષે જોઇએ તેટલા દાખલા મળે છે. જે ગુણવાન હોય તેજ કુળવાન અને ઉંચ છે. આ વાત ઘણા વર્ષથી મારા મનમાં ઘોળાયા કરતી હતા. તે આજે કહેવાનો મને પ્રસંગ મળ્યો છે. આ **જસમા**ને ઇશ્વરે મજૂરી કરવાને સરજેલી નથી. એની સુંદર કાન્તિ જુઓ, એની મધુરવાણી સાંભળો, એનું ડહાપણ, એની ચતુરાઇ, અને એના સદ્ગુણ ઉપરથીજ જણાઈ આવે છે, કે એ રાજ મહેલને યોગ્ય છે. એ ભણેલી નથી, તેનું કારણ એ કે તે ગરીબ ઘેર જન્મેલી છે. જો તેને ભણાવવાની ગોઠવણ થાય તો એ થોડા વખતમાં ભણીગણી વિદુષી થાય, એવી બુદ્ધિવાળી છે.

પ્રધાને કહ્યું કે;—એ વાત સત્ય છે, પણ અર્વાચીન કાળમાં દેશાચાલ વિરૂદ્ધ વર્ત્તવાથી ઘણી હાની થશે. હાલતો સ્વજ્ઞાતિમાંથીજ પરણવું એ સર્વ પ્રકારે યોગ્ય છે. ભૂપતિ ! તમે જસમાને પરણવાની વાત છોડી કોઇ ક્ષત્રાણિને પરણો એ ઉત્તમ છે. રાજાએ પ્રધાનની શીખામણ માની નહિ. ત્યારે પ્રધાને યુક્તિથી રાજાની ધારણા નિષ્ફળ કરવાનો નિશ્ચય કર્યો. એ વખતે તો રાજાને તેણે કહ્યું કે

ઠીક. તમે કહો છો તેમ કરી તમારી ઇચ્છા પૂરી કરીશ. એમ ધીરજ આપી. ત્યાંથી પ્રધાન જસમા પાસે આવ્યો. તેમણે પતિ પત્નિનો દૃઢ નિશ્ચય જોઇ તેને કહ્યું કે તમે તળાવ ખોદવાનું કામ ઉતાવળથી પૂરૂં કરી તમારે દેશ જતાં રહો. જસમાએ પ્રધાનના બતાવ્યા પ્રમાણે પોતાના સાથીઓની મદદ લઇ રાજા ન જાણે તેમ તળાવનું કામ ઝપાટામાં પૂરૂં કરી લીધું. ચૂકતે હિસાબે મજૂરી માગી, પણ રાજાએ આજ્ઞા કરી કે **જસમા** અને તેના પતિને દરબાર ભરી શીરપાવ આપવો છે. માટે એના સિવાય તમામનો પગાર ચૂકાવી આપી વિદાય કરો. પ્રધાને તે પ્રમાણે કર્યું. **માળવી** ઓડ લોકો સ્વદેશ જવા તૈયાર થયા. તે પેહેલાં જસમા પોતાના પતિ સાથે મધ્ય રાત્રે ગુપચૂપ થોડા સાથીઓને સાથે લઇ ઉતાવળથી ચાલી નીકળી. રાજાને તે વાતની ખબર પડી કે તરત ઘોડાપર સ્વાર થઇ તેની પાછળ દોડયો. કેટલાક ગાઉપર તેને પકડી પાડયાં. ત્રીકમ અને તેના સાથીઓ રાજા સામે થઇ લડયા અને માર્યા ગયા. જસમા પોતાના પતિને કારી ઘા વાગતાં પોતાના પેટમાં કટાર મારી બોલી કે;—"તારા તળાવમાં પાણી રહેશે નહિ." રાજાએ તરત ઘોડાપરથી ઉતરી તેનો હાથ પકડી લીધો, પણ કાંઇ વળ્યું નહિ. કટાર જસમાના પેટમાં આરપાર પેસી ગઇ હતી. રાજાએ તેનું માથું પોતાના ખોળામાં મૂકવા માંડયું, પણ જસમાએ તેનો હાથ તરછોડી નાંખ્યો. પોતાને ભાન રહ્યું ત્યાં સુધી પોતાના બે હાથે આંખો ઢાંકી રાજાનું મુખ જોયું નહિ. રાજાએ ધીમે રહીને તેના પેટમાંથી કટાર કાઢી લીધી કે આંતરડાં બહાર નીકળી પડયાં અને તેનો પ્રાણ ગયો. આ જોઇ રાજા ઘણું પસ્તાયો. ચોધાર આંસુએ રોવા લાગ્યો. એટલામાં તેના અંગરક્ષક હજુરીએ આવી તેનો શોકાગ્નિ શાંત પાડયો અને વિનય યુક્ત વચનો કહી નગરીમાં તેડી લાવ્યો. **જસમા** અને તેના પતિની ઉત્તરક્રિયા કરાવી. **જસમા**ના કહેવા પ્રમાણે **સહસ્રલીંગ** તળાવમાં પાણી રહ્યું નહિ. ધન્ય છે જસમા તને ! કે તેં શીળ સાચવવા રાજવૈભવના સુખને પણ ધિક્કારી કાડયું !! કોઇ પણ લાલચના લોભમાં લપટાઇ નહિ. અને પ્રાણ તજીને પણ પવિત્ર પતિવ્રત સાચવી દેશમાં અમર નામના રાખી ગઇ છે. ધન્ય છે આવી સતીને !!!

---

## ધનલક્ષ્મી.

આ સાધ્વી સ્ત્રી વડોદરા તાબે **બીલ**ના રહીશ ભટ્ટ **જગન્નાથ** લક્ષ્મીરામની પુત્ર વધૂ અને ડભોઇ તાબે છતરાલના રહીશ જોશી **જીવરામની** પુત્રી થાય. ધનલક્ષ્મીની સાસુ **મહાકુંવર** ધાર્મિક, ઉદાર, વિનય, વિવેકવાળી, સભ્ય, અને ભણેલી હોવાથી તેણે ધનલક્ષ્મીને આર્યધર્મનીતિ રીતિ પ્રમાણે શિક્ષણ

આપી સુલક્ષણી બનાવી હતી. તેમજ તેણે પોતાના પતિ તથા પુત્ર **ગીરજાશંકરને** પણ સુધારી સદ્દગુણ સંપન્ન કરવાને મહેનત કરી હતી. એમના પરણી આવ્યા પછી જગન્નાથ ભટ્ટની આબરૂમાં પ્રતિદિન વધારો થતો ગયો હતો. એમને મૂળથીજ આર્ય ધર્મનીતિનાં પુસ્તકો વાંચવાનો, સુબોધક ગરબીઓ, ધોળ વગેરે રચી ઉપદેશ દેવાનો તથા બાળકોને શિક્ષણ આપવાનો ઘણો શોખ લાગેલો હતો. આવી સદ્દગુણી સ્ત્રીના હાથ નીચે રહી પુત્ર કે પુત્ર વધૂ ઉત્તમ નીકળે એમાં શું નવાઇ ! **ધનલક્ષ્મી** સાસુનાં અમૃત જેવાં વેણ અને એમનાં લાડથી કદી પિયર જવાનું મન કરતી નહોતી, કદી તેની માતાના બહુ આગ્રહથી જતી તો બે ચાર રોજ રોકાઇ પાછી સાસરે સાસુપાસે આવે ત્યારે નિરાંત વળતી. એવો સાસુ વહુ વચ્ચે ગાઢો સ્નેહ હતો. આ વાત હાલની કેટલીક કંકાશ કરતી સાસુ વહુઓએ લક્ષમાં રાખવાની છે. જ્યાં આવો સાસુ વહુ વચ્ચે સ્નેહ હોય અને તેઓ પોતપોતાના ધર્મ પ્રમાણે વર્તે તે ઘરમાં સુખ સંપત્તિની કેમ ન્યૂનતા રહે ! ધનલક્ષ્મી પોતાની સાસુને સદા માતા પ્રમાણે માન આપી આજ્ઞામાં રહેતી હતી, તે કદી પણ સાસુ સસરાના મનને માઠું લાગે એવું આચરણ કરતી નહિ. પતિ તથા સાસુ સસરાને પ્રીતિપૂર્વક સેવવાથી તેમનો તેણે પૂર્ણ આશિર્વાદ મેળવ્યો હતો. તે કદી પણ પરપુરૂષનું મોં એકી નજરે જોતી નહિ; કે પરપુરૂષ સાથે હસી વાત કરતી નહિ. પોતાની જીંદગીમાં જે જે ઉપયોગી થઇ પડે એવા વિષયોનાં સુબોધક પુસ્તકો વાંચવાનો તેને પોતાની સાસુની પેઠે ઘણો શોખ હતો; એટલુંજ નહિ પણ તેમાંથી ઉપયોગી સાર સાર ખેંચી હૃદયમાં ઠસાવવાની તેને ઉત્તમ ટેવ હતી. કદી પણ તે પતિની આજ્ઞા વિના કાંઇ કરતી નહિ. એવી તે સદ્દગુણી હતી. ખરેખર સદ્દગુણી સ્ત્રીની કસોટી સંકટ સમયેજ થાય છે. તેની પેઠે આ સાધ્વી સ્ત્રીને પણ ઇશ્વરે કસોટીપર ચડાવી, તેના પતિપરના પ્રેમની, દયાની, શીલની, ધૈર્યની અને સમયસૂચકતા વગેરે ગુણોની પરીક્ષા કરી, તેમાં તે પાર ઉતરી હતી. તેથી તેની કીર્ત્તિમાં ઘણો વધારો થયો હતો અને માતપિતા, સાસુ સસરા અને પતિ વગેરેને ધન્યતા પમાડયાં હતાં.

સંવત ૧૯૪૫ ના ચૈત્ર વદમાં જંબુસરના રહીશ સુકલ **વિશ્વનાથના** નાનાભાઇના પુત્રનાં લગ્ન હતાં. તેની જાનમાં ધનલક્ષ્મી તથા ગીરજાશંકર ખંભાત ગયાં હતાં. ખંભાતમાં વરને પરણાવી જંબુસર આવવા હોડીમાં બેઠાં. આ વખતે આ હોડીમાં બે જાનનાં મળી ઘણાં માણસો હતાં. સૌને **કાવી** બંદરે ઉતારવાનું હતું. હોડી હંકારી કેટલેક દૂર ગયાં, પછી દરીઆમાં મોટું તોફાન ઉપડયું. મોજાપર મોજા આવવા લાગ્યા. હોડી ડામાડોળ થઇ બૂડું બૂડું થઇ રહી. હોડી હંકારનારા માછી લોકો ગભરાયા. લોકોએ બૂમરાણ કરી મૂકયું. માછીઓને સાવચેત રહીને હોડીને સંભાળવાનું લોકોએ વિનવ્યું, પણ તેઓ શું કરે ! જ્યાં લોકોનાં ભા-

અજ ફરી વળ્યાં હોય, જ્યાં ઇશ્વર ઇચ્છાજ એવી હોય; ત્યાં માણસનું જોર શું ચાલે ! આ જોઇ કોઇ ઇશ્વરને સંભાળવા લાગ્યાં, તો કોઇ રડાપીટ કરવા લાગ્યાં. તેટલામાં સૌને ભક્ષ કરનાર એક મહા મોજો આવ્યો, તે જોઇ સૌના હોંસકોંસ ઉડી ગયા, માછીઓ સમુદ્રમાં ઝીપલાવી નાશી ગયા. તેથી તો સૌ ઉતારૂઓનાં ગાત્ર નરમઘેંસ જેવાં થઇ ગયાં; પરંતુ હવે બચવાની સૌએ આશા મુકી દીધી હતી; માત્ર તીવ્ર બુદ્ધિની ધનલક્ષ્મી ચેતી ગઇ હતી. તેણે અરેબિયનનાઇટસમાં વાંચ્યું હતું કે, વાહાણમાં બેસવું ત્યારે સાવચેત થઇને બેસવું. **વહાણોમાં સીમરાના લાકડાના કટકાઓ રાખવામાં આવે છે. તે એક શેરનું લાકડું પાણીમાં એક માણસનો ભાર ઉચકી શકે છે.** તેવા લાકડાને બાઝી રહેવાથી એક ખલાસી ત્રણ દિવસ સુધી દરિઆમાં રહ્યો હતો, પણ તે લાકડે તેને બુડવા દીધો નહોતો. આ વાત ધનલક્ષ્મીને યાદ આવી. તેવીજ તે એવા લાકડાની શોધમાં લાગી. પોતાના ઘાઘરાનો કચ્છોટો વાળી લીધો. કાંચળીની કસો તાણીને બાંધી. આજુબાજુ નજર કરતાં એક નાનું સરખું ફાચરા જેવું ઢીમચું છેટે તેના જોવામાં આવ્યું, તે તેણે પોતાના પતિ ગીરજાશંકરને બૂમ પાડી એ લાકડું લાવવા કહ્યું. ગીરજાશંકરે જઇ તે લાકડું લીધું. તેણે એક હાથે લાકડું અને બીજે હાથે દાગીનાનું પાકીટ ઝાલ્યું. તે એ લાભનું પાકીટ મજબૂત ઝાલતો હતો અને લાકડા તરફ ઓછું ધ્યાન રાખતો હતો. ધનલક્ષ્મીએ એવું જોઇ તે પાકીટ તેના હાથમાંથી પાડી નાંખ્યું. તોપણ તેણે ફરી ઉપાડીને હોડીને મોહડે આંટી પાડી ભરાવ્યું. આ બધું તેણે ત્વરાથી કર્યું. તેટલામાં તો હોડી ઉછળી ઉંધી વળી ગઇ. માંહે પાણી ભરાઈ ગયું. ધનલક્ષ્મીએ તથા તેના પતિએ લાકડું ઝાલી રાખ્યું. તેઓ તે આધારે દરિઆના પાણીમાં ઉંચકાઈ રહ્યાં. બીજાં સર્વે ડૂબી ગયાં. તેમને પણ પાણી મોંમાં પેસતું હતું. તેનાથી થોડે છેટે એક બ્રાહ્મણનો છોકરો હરિશંકર નામે હતો. તે ડુબી ગયેલો બબક મારતો બાહાર તરી આવ્યો. તે આ બંનેને બાઝી પડયો. આ જોઇ ગીરજાશંકર ગભરાઇ ગયો; કેમકે લાકડું ત્રણનો ભાર નહિ ઝીલવાથી ડૂબવા લાગ્યું હતું. આ વખતે ધનલક્ષ્મી ધીરજ રાખી તેને ટેકો આપવા લાગી. ગીરજાશંકરને તરતાં આવડતું નહોતું, તેમ તે પાણીથી બીકણ હતો. તે જ્યારે ડાકોર જતો ત્યારે ગોમતીનાં પગથીઆં ઉપર બેસી સ્નાન કરતો. એવો કાયર હતો, પણ આજે તેને આ મહાસાગરના અગાધ જળમાં ઝીપલાવવાનો વખત આવ્યો. ઇશ્વર ગતિ ન્યારી છે. ધનલક્ષ્મીએ જાણ્યું કે ત્રણે જણ લાકડાને વળગવાથી બધાં ડૂબી જઇશું. તેના કરતાં બે જણ વળગી બચે તો સારૂં, એમ વિચારી, પોતાના પતિ તથા હરીશંકર એ બન્નેને બચાવવાને અને પોતે ડૂબી મરવાને તૈયાર થઈ, તેને તરતાં આવડતું હતું. તેથી વિચાર્યું કે હું બનતાં સુધી તરીશ અને એમ કરતાં કદી ડૂબી મરીશ તો એટલી આવરદા ઓછી, પણ આ બે બ્રાહ્મણને બચાવવા

એ મને ઘણું સારૂં લાગે છે, આવો વિચાર કરી હિંમતથી લાકડું છોડી દીધું. તરતાં તરતાં પોતાના સ્વામીનાથને ભલામણ કરી કે;–ખબરદાર! ગભરાઇ, કાયર થઇ લાકડું છોડતા નહિ. જે ઇશ્વિર કરશે તે ખરૂં. તેમજ પેલા બ્રાહ્મણને પણ ભલામણ દીધી કે ભાઇ! જો તું લાકડા ઉપર ચડી બેસશે, તો બંને ડૂબી જશો માટે તેને પકડી હડસેલ્યે રાખજો. લ્યો સ્વામીનાથ! હવે છેલ્લા રામ રામ છે. એવું એક હાથ ઉંચો કરી કહેતાંજ; તેને એક મોટા મોજાનો એવો તો ધકો વાગ્યો કે તે પાણીમાં ગરક થઇ ગઇ. તેને ડૂબકી મારતાં આવડતી હતી. તેથી દમ ઘુંટી પાણી કાપતી ભભકથી ઇશ્વર કૃપાએ ઉપર તરી આવી. તેટલામાં વળી ફરી એક મોજે આવી જેમ ડુંગરની ટોચપર ચડાવી દે, તેમ મોજાની ઉપર લઇ લીધી. તેણે મોજાપરથી આજુબાજુ નજર કરી, તો પોતાના પતિને કયાંએ દીઠો નહિ. આ બધો મામલો હજી ડૂબેલી હોડીથી ઘણે દૂર નહોતો. **ધનલક્ષ્મી** પતિના બચાવ માટે ઇશ્વરનું સ્મરણ કરતી હિંમતથી તર્યા કરતી. તેટલામાં તેના પગમાં ડૂબેલી હોડીના સઢનો દોર અટવાયો. તે દોર ઝાલી હોડી પાસે જવાનો વિચાર કર્યો. આ વખતે હોડીના આગલા ભાગની ઉંચી કિનારી પાણીમાંથી એક વેંત બહાર ઉઘાડી જણાતી હતી. પાણી ભરતીથી મોજાબંધ ચડતું આવતું હતું. એ જોઇ ઘણી ગભરાઇને બોલી;–અરે પ્રભુ! હવે મરવાનો વખત નજીક આવ્યો! હવે હું શું કરીશ! હે સત્યના બેલી પરમેશ્વર! તું હવે બચાવનાર છો. એમ બુમ પાડી. એટલામાં ઇશ્વર કૃપાથી બે ત્રણ હાથનું એક મણને આશરેનું લાકડું, તેના પડખામાં અથડાયું. તેવીજ તેને બાઝી પડીને જમણી તરફના બગલમાં મારી લીધું. દોર ઝાલીને હિંમતથી હોડી પાસે ગઇ. પેલું દાગીના, લુગડાંવાળું પાકીટ ટીંગાડેલું હતું, તે હોડીને મોહકે પાણીપર આવી રહ્યું હતું. તે જોઇ ડાબા હાથથી અને જમણા પગથી તરવા લાગી અને ડાબો પગ ઉંચો કર્યો, તે પગને ચાંપવું પાકીટ ભરવેલું ઉપાડી લઇને તેજ પગમાં રાખ્યું.

આ વખતે દરિઓ ભરપુર થઇ ગયો હતો, પણ હિમ્મતથી કાવીબંદર તરફ જમણા પગની લાતથી પાણી દાબતી અને ડાબે હાથે પાણીકાપતી આશરે બે ગાઉ સુધી તો પાકીટ ખેંચી લાવી, પણ જ્યારે થાકથી પગે ગોટલા ચડવા લાગ્યાં, ત્યારે જાણ્યું કે હવે મરવાનો વખત આવ્યો. છેવટ પાકીટ મૂકી દીધું. તરવાની ગતિ બે પગથી કરવા લાગી. એમ કરતાં કરતાં કિનારેથી આશરે એક ગાઉ ઉપર આવી, ત્યાંથી પાણીના વેગે પાછી ખેંચી, લાકડું ઠેલવા મહેનત કરે, પણ તે આગળ વધે નહિ. તેટલામાં એક મોજાએ ઘણે ઉંચે ઉપાડી લીધી. આ વખતે લાંબી નજરે જોયું, તો ઘણે છેટે માથા ઉપર લુગડું વિંટાળેલું કોઇ માણસ જેવું જોવામાં આવ્યું. આ જોઇ તેનો પતિ યાદ આવ્યો. તેથી તેનું હૈઉં ભરાઇ આવ્યું. જેવી રીતે **દ્રૌપદીજી**એ પોતાનાં વસ્ત્ર હરણ વખતે પ્રભુને પોકારીને પ્રા-

થૈના કરી હતી, તેવીજ રીતે હે સત્યના બેલી ! હે દીનબંધુ ! મારી વારે ચડ ! એમ પોકારી પરમ કરૂણાકર પ્રભુની પ્રાર્થના ચોધાર અશ્રુ ધારાએ રૂદન કરતાં કરવા લાગી કે;—

અનાથનકે નાથ, ધાયે પ્રભુ, અનાથનકે નાથ.—એ ટેક
સત્ય મારૂં સાચું હોય તો વારે ચડજો આજ;
પ્રભુ મારા નાથને બુડતાં, ઝડપ ઝાલજો હાથ. ધાયે૦ ૧
સાસુ સસરાને પાયે પડું, ત્યારે દેતાં આશિર્વાદ;
વિશ્વંભર તારી વારે ચડશે, તે વાત લાવજે યાદ. ધાયે૦ ૨
કુંભારના નિંભાડા માંહે, હતાં મંજારીનાં બાળ;
ટીટોડીનાં ઇંડાં ઉગાર્યાં, રાય થયા તારન હાર. ધાયે૦ ૩
પાંડવોની તમે પ્રતિજ્ઞા પાળી, ઉગાર્યો પ્રેહેલાદ;
સમુદ્રમાં બુડતો રાખ્યો, જેણી પેરે ગજરાજ. ધાયે૦ ૪
સત્યયુગમાં ઘણી સતીઓ થૈ, તેની કેતાં ન આવે પાર;
કળીયુગમાં જો હું સતી હોઉં, તો રાખજો મારી લાજ. ધાયે૦ ૫
તીર્થ રૂપ મારાં સાસુ સસરાનાં, અમો છીએ નિજ પ્રાણ;
સમુદ્રમાં અમે બુડી મરીશું તો, તરત તજશે પ્રાણ. ધાયે૦ ૬

આ રીતે પ્રાર્થના કર્યા પછી પતિનું ચિત્તમાં ચિંત્તવન કરતી ટળવળવા લાગી. અરે ! તમને તરતાં આવડતું નથી. લાકડું નાનું છે, બે જણા બાઝેલા છે, તેઓ મહા જળમાં તણાઇ ગયા છે, પેલો આદમી લાકડાપર ચડી બેસશે અગર પોતે કાયર થઇ લાકડું છોડી દેશે, તો ડુબી જશે. અરે ! આ સમુદ્રમાં મગર મચ્છનો પણ ઘણો ભય છે. હે ઇશ ! તારી દીન પુત્રીની અરજ ધ્યાનમાં લઇ તેમને બચાવજે. આટલું કહેતાંજ હૈયાફાટ રડતી વિચારવા લાગી કે, ઇશ્વર સત્યનો બેલી છે. તેણે ઘણી પતિવ્રતાઓની સહાયતા કરી છે, તો શું મારા સત્ય વ્રત અને શ્રવણની પેઠે કરેલા મારા પતિએ માબાપની ભક્તિ સામું ઇશ્વર નહિ જુએ ! જોશેજ. એમ વિચારી હિંમત રાખી લાકડાને હડસેલવા લાગી. કાવીબંદર આશરે અરધો ગાઉ રહ્યું તેટલે આવી પહોંચી. આ વખતે દિવસના બાર ઉપર પાંચ–છ વાગ્યા હશે. બંદર નજરે પડયું. કાંઠે વિશ્વનાથ સુકલ ગાડાં લઇ જાન લેવાને સામે આવેલો હતો. સમુદ્રના પાણીમાં ગાડાંનાં પૈડાં બોળવાથી પૈડાના પાટા સજડ થાય એવા ઇરાદાથી એક ગાડાવાળો પૈડાં સમુદ્રમાં બોળતો હતો, મોટી મોટી હોડીઓમાંથી માલ બંદરપર ઉતરતો હતો. એ સઘળું તેના જોવામાં આવ્યું. ધનલક્ષ્મીએ પેલા ગાડાવાળા તરફ હાથ ઉંચો કરી બૂમ પાડી, પણ તે અરધો મૈલ છેટે હતો. તે કોણ સાંભળે ? ફરી બે હાથ ઉંચા કર્યા. તે તેના જોવામાં આવ્યા, કે તેણે દોડી જઈ હોડીઓવાળાને જણાવ્યું, કે કોઇ જીવતી સ્ત્રી તણાતી આવે છે.

માછીઓ દરિઆ તરફ નજર કરવા લાગ્યા. એટલે તેણે ફરીથી ઉંચો હાથ કર્યો. તેથી સૌને ખાતરી થઇ. પણ આ વખતે દરિયામાં તોફાન હતું. વળી તે સ્ત્રી પાણીની વચલી સેરમાં હતી. તેથી ત્યાં જવાની કોઇની હિંમત ચાલી નહિ. આ વખતે **ધનલક્ષ્મી** બંદર છોડી આગળ તણાવા લાગી. વળી થાકી ગઇ હતી. તેથી તેના હોંસકોંસ ઉડી ગયા. ઇશ્વરસ્મરણ કરી ફરી હાથ ઉંચો કર્યો. એટલે કિનારે ઉભેલા સૌને દયા આવી. તેમણે એક તરવામાં હુશિઆર માછીને ઘણી રીતે સમજાવી તૈયાર કર્યો. તે લંગોટ વાળતો કે ઇશ્વર સ્મરણ કરી પાણીમાં કૂદી પડ્યો. સપાટામાં તરતો તરતો નજીક આવી ધનલક્ષ્મીને કહ્યું કે;–બેન ! હીંમત રાખજે. હું તને કાઢવા આવ્યો છું, પણ તું મને બાઝી પડીશ નહિ. ધનલક્ષ્મીએ કહ્યું, ભાઇ ! ફિકર ન કર. મને તરતાં આવડે છે, પણ હું થાકી ગઇ છું. તેથી તું મને આ લાકડું ઠેલવામાં મદદ કર. માછીએ તરત પાસે જઇ, તેનો એક હાથ ઝાલ્યો, બીજે હાથે લાકડું ઠેલતો ઠેલતો બંદરપર આવ્યો, ધનલક્ષ્મીને કિનારે બેસાડી. લોકોનાં ટોળેટોળાં તેને જોવા આવ્યાં. ધનલક્ષ્મીએ ફક્ત એક ઘાઘરો અને કાંચળી પહેરી હતી. ટાઢે ધ્રૂજવા લાગી. તેથી એક ભલા માણસે તેને લૂગડું ઓઢાડયું.

આ વખતે તેને પતિ યાદ આવ્યો. તેથી રૂદન કરતી કહેવા લાગી. અરે ! મારો પતિ તણાઇ ગયો અને હું કેમ બહાર નીકળી ! અરે ! હું એકવાર લાકડું પતિને આપી, મરવા તૈયાર થએલી ને, પરમેશ્વરે ફરી લાકડું કેમ આપ્યું ! હે ઇશ ! હું હવે પતિ વગર જીવીને શું કરીશ ! વગેરે કલ્પાંત કરવા લાગી. એટલામાં વિશ્વનાથ શુકલે આવી પૃછતાં, તેણે રૂદન કરતાં કરતાં યથાસ્થિત વાત કહી બતાવી. તેથી તે હાય ! હાય ! સર્વ ડૂબી ગયાં ! એમ કહેતો બૂમ પાડી રડવા લાગ્યો. આ સાંભળી આખા ગામમાં હાહાકાર થઇ રહ્યો. ધનલક્ષ્મીને એક બ્રાહ્મણને ત્યાં બેસાડી. વિશ્વનાથશુકલ કેટલાંક માણસો સાથે મશાલો લઇ કિનારે કિનારે માણસોનો શોધ કરવા ગયો. ધનલક્ષ્મી પોતાના સૌભાગ્યનું ધન જે પતિ તેને યાદ કરી આક્રંદ કરવા લાગી. ગામનાં સ્ત્રી પુરૂષોએ ઘણી ધીરજ આપવા માંડી કે, બેન ! તું રડમાં. તેં તારો જીવ જોખમમાં નાંખી દયાથી તારા પતિને તથા એક બીજા બ્રાહ્મણને બચાવવા લાકડું આપ્યું છે, તો તારાપર ઇશ્વર દયા કરશેજ. તેં એ બેઉપર દયા કરી લાકડું છોડી દીધું, તો ઇશ્વરે તારી સત્ય ટેક સામું જોઇ તને ફરી બીજું લાકડું આપ્યું, એજ પ્રથમ સારાં શુકન છે. વળી તું આવડો મોટો તોફાની દરિઓ ઝીંકી, મોજામાં અથડાતી આવીછું, પણ તારા કપાળમાંથી સૌભાગ્ય દર્શક ચાંલ્લો નહિ ભુસાતાં અખંડ રહ્યો છે એ બીજું શુકન છે. ઇશ્વર તારા સત્યવ્રત સામું જોઇ, તારા પતિને બચાવશે, નિરાંત રાખ, સવારે સર્વ સારાંવાનાં થશે. એમ અનેક રીતે લોકો દિલાસો દેવાં લાગ્યાં,—પણ ધનલક્ષ્મીને નિ-

રાંત વળે નહિ—તે તો નહિ ખાતાં પીતાં કે નહિ સૂતા. હે ઇશ્વર ! અબળાપર દયા કરી, મારા પતિને બચાવ. એમ વારંવાર સ્મરણ કરતી ટળવળવા લાગી. એમ કરતાં કરતાં રાત્રિના બાર ઉપર ચાર વાગ્યા. તે વખતે ફોજદાર જુબાની લેવા આવ્યો. ફોજદારના સિપાઇએ તેને સમજાવી કે તું લખાવજે કે મને ફોજદારે કહાવી, પણ ધનલક્ષ્મીએ તો જેવું હતુ તેવું સત્ય લખાવ્યું, કે મને તો એક માછીએ કાઢી છે. તેથી ફોજદાર ગરમ થઇ ગયો. અને કહ્યું કે રાખો, હું સારોદથી જુબાની લઇ આવ્યો છું; તેજ પ્રમાણે છે કે નહિ. એમ કહી ધનલક્ષ્મીના પતિનું પ્રથમ નામ બોલી વીગત વાંચી ગયો. તેમજ ધનલક્ષ્મીએ જુબાનીપરની પોતાના પતિના હાથઅક્ષરની સહી જોઇ લીધી. તેથી તેને નિરાંત વળી. ફોજદારે સહી કરવાનું કહેતાં તેણે પોતાના રૂપિયા ૧૫૦૦ ના દાગીનાનું પાકીટ જે જગ્યાએ મૂકી દીધું હતું, તે ભરતી ઉતર્યે તજવીજથી જડશે. એવું લખાવી પોતાને હાથે સહી કરી. પોતાના પતિના નીકળ્યાના ખબર જાણી હર્ષના આંસુ લાવી મળવાને તલપી રહી—તેટલામાં એક માણસે દોડતાં આવી ખબર આપ્યા કે, બાઇ ! આ તારો પતિ આવે ! આ સમાચાર ગામમાં ફેલાયા કે પેલી બાઇનો પતિ સારોદ રાત્રે અગીયાર વાગ્યે નીકળ્યો હતો. તે પોતાની સ્ત્રીને શોધતો અહીં આવ્યો છે—એ સાંભળી ઘણાં લોકો જોવાને ભેળાં થયાં. ધનલક્ષ્મી પતિને આવતો જોઈ ઉભી થઇ સામે ચાલી, રૂદન કરતી કરતી પગે પડી. તેના પતિએ હાથે ઝાલી ઉઠાડી, બંને રૂદન કરતાં સ્તબ્ધ થઇ ગયાં. થોડીવારે શાંત થયાં. ધનલક્ષ્મીને ખભે તેના પતિએ હાથ મૂકી, સૌ દેખતાં કહ્યું કે; હે સ્ત્રી ! તને ધન્ય છે ! અને તારા માત પિતાને પણ ધન્ય છે ! કે તેં મરવાનું કબૂલ કરી અમે બંને બ્રાહ્મણને તેં જીવિતદાન દીધું. તારૂં કલ્યાણ થાઓ. કૃપાસિંધુ પ્રભુએ તને ફરી લાકડું આપી ઉગારી એ માટે હું તેનો મોટો પાડ માનુંછું. એટલું કહી પછી પોતાની દરિઆમાં મરણ તુલ્ય દુઃખદાયક જે દશા થઇ હતી, તે કહી બતાવી. આ સાંભળી લોકો ઘણાં ચકિત થયાં.

જગન્નાથભટ્ટને આ ગીરજાશંકર એકજ પુત્ર અને આ ધનલક્ષ્મી એકજ વહુ હોવાથી, તેનાપર તેનો ઘણો સ્નેહ હતો. ધનલક્ષ્મીએ કિનારે નીકળ્યા પછી પોતાના પતિનો પત્તો નથી, એવા ખબર ખેપીઆ સાથે લખી મોકલ્યા હતા. તેથી તેણે પતિને કહ્યું કે, આપણે બીલે તમારા નીકળ્યાની ખબર આપીએ, નહિ તો તમારા પિતા તમારા ડૂબી ગયાની ખબર જાણી પ્રાણ તજી દેશે. મારી સાસુજી તો કદી ગભરાવાનાં નથી, કેમકે તેને હર્ષ હાનીના આગમ ખબર પડે છે, એ હું જ્યારથી પરણી આવીછું, ત્યારથી જોઉંછું. ગીરજાશંકરે કહ્યું કેઃ કંઇ ફિકર નહિ, મેં તે તરફ જતાં માણસો સાથે કાહાવ્યું છે. આ વખતે પાસે બેઠેલી સ્ત્રીઓ ધનલક્ષ્મીનું પવિત્ર અંતઃકરણ જોઇ, તેને એક પછી એક પગે લાગવા લાગી, પણ

ધનલક્ષ્મીએ તેને અટકાવી પરમેશ્વરને પગે લાગવા જણાવ્યું અને કહ્યું, બેનો! આજે તમારા સર્વના પુન્ય પ્રતાપથી ઇશ્વરે અમને નવો અવતાર આપ્યો છે. આજે અમારા હર્ષનો પાર નથી, હાલ મારા પતિને મળવાથી મારા દેહમાં જીવ આવ્યો છે, એમ કહી પતિની આજ્ઞા લઈ સર્વે સ્ત્રીઓને પતિ, સાસુ, સસરા, અને માબાપ વગેરે વડિલોની સેવા કરવાનો તથા સ્ત્રી ધર્મ નીતિનો ઉપદેશ આપ્યો—તેમજ પુરૂષોને તેમના ધર્મ પ્રમાણે વર્તવાનો કેટલોક ઉપદેશ આપ્યો. વિશેષમાં સ્ત્રીઓને કહ્યું કે;—બેનો! તમો કોઇ પણ પરપુરૂષ સામે એકી નજરે જોશો નહિ તથા પરપુરૂષ સાથે હસીને વાત કરશો નહિ. તેથી વખતે માઠું ફળ થાય છે. જુઓ! પાસેના એક ગામમાં બે યુવાન ગરાશીઆ ભાઇઓ રહેતા હતા. બંનેમાં ઘણો સંપ અને સ્નેહ હતો મોટા ભાઇની સ્ત્રી કોઇ પરપુરૂષ સામું એકી નજરે જોતી નહિ, કે હસીને વાત કરતી નહિ; પણ નાનાભાઇની સ્ત્રી હસમૂખી હતી. તે એક વખતે ચોરા (દેવમંદિર) પાસેના કૂવે પાણી ભરવા ગઇ હતી. ત્યાં ચોરામાં બેઠેલા હવાલદારે કહ્યું, ઠકરાણાં! કેમ છે? હસમૂખી કહે ઠીક છે હવાલદાર સાહેબ! આમ બે ચાર વાર હસમૂખીએ જવાબ હસીને આપ્યાથી, હવાલદારે જાણ્યું કે આ સ્ત્રીને મારાપર પ્રીતિ છે, પણ આ બિચારી ભોળી સ્ત્રીના પેટમાં કાંઈપણ વિકાર નહોતો. એતો પોતાના સ્વભાવ પ્રમાણેજ હમેશાં બોલતી હતી. હવાલદાર આવી રીતના હસમૂખીના બોલવાપરથી તેના પતિને મીઠું મીઠું બોલી તે સાથે મિત્રાચારી બાંધવાને મસે, તેને ઘેર આવવા લાગ્યો. અંતે એ પાપી હવાલદારે વિચાર્યું, કે આરીતે તો ફાવીએ એમ લાગતું નથી, માટે જો એના પતિને મારી નાખું તો ફાવું. એવી તેને કુબુદ્ધિ ઉત્પન્ન થઇ. એક વખતે બંને ભાઇઓ ઓસરીમાં સૂતા હતા, ત્યારે આ પાપી રાત્રે વંડી ઉપર ચડી અંદર આવ્યો અને હસમૂખીના જેઠની તરવાર ખીંટીએ પડી હતી, એ વડે તેના પતિનું ગળું કાપી નાખ્યું. તરવાર ત્યાંજ મૂકતો વંડી ઉપર ચડી નાશી ગયો. સવારે કલેકટરે તપાસ કરી તો ખડકી બંધ હતી, વળી તરવાર તેના મોટા ભાઈના હતી. કલેકટરે હસમૂખીને પૂછતાં તેણે કહ્યું કે, મારો જેઠ કદી મારે નહિ. છતાં કલેકટરે તેના જેઠ ઉપર આરોપ મૂકીને તેને ફાંસી દીધી. એ રીતે બંને ભાઇઓ માર્યા ગયા. બિચારી બંને સ્ત્રીઓ નિરાધાર થઈ. થોડા રોજ પછી એ હસમૂખી કૂવે પાણી ગઇ. ત્યારે પેલે હવાલદારે કહ્યું, ઠકરાણાં! હવે કેમ છે? આ પરથી તે ચેતી ગઇ, કે રખેને આજ મારા પતિને મારનાર ન હોય! આવો વહેમ આવવાથી તેણે જવાબ દીધો. ઠીક છે હવાલદાર સાહેબ! આજે આવજો. એમ કહી આવિગત તેણે પોલીસને જણાવીને કહ્યું કે, આજ તમે મારા ઘરમાં આવી છૂપાઇ રહો. પોલીસે તે પ્રમાણે કર્યું. પેલો હવાલદાર આવ્યો. તેને ઓસરી—(પરશાળ) માં બેસાર્યો—હસમૂખીએ પૂછ્યું વાહ! સાહેબ! તમે બહુ બહાદૂરી કરી. તમે તેને શી રીતે માર્યો? હવાલદારે બધી વાત

કહી બતાવી. તે છુપાએલા પોલીસે લખી લઇ–તરત પકડી લીધો. કલેક્ટરે પૂછતાં તેણે માની દીધું. તેપરથી તેને ફાંસી દીધી. કલેક્ટરે પેલા ગરાશીઆને ખોટો ન્યાય કરી માર્યો. તેથી તે પણ ઘણોજ દીલગીર થયો અને પસ્તાવો કર્યો હતો. એ રીતે "પર પુરૂષ સામે એકી નજરે જોવાથી તથા હસી વાત કરવાથી વખતે ઘણું માઠું ફળ થાય છે." માટે સ્ત્રીઓએ એવી રીતે વર્તવું નહિ. તે પછી તેની સાસુએ પોતાને તથા પોતાના પતિને જે જે ઉપદેશિક ગરબીઓ, ધોળ વગેરે રચી બોધ આપેલો તે ગાઇને ઉપદેશ આપ્યો. તથા પોતાને પોતાની સાસુએ સ્ત્રીધર્મ સમજાવી સઘળી રીતે વાકેફ કરી હતી. તે સઘળું કહી બતાવ્યું. પછી પતિપત્ની ભોજન કરી જંબુસર તરફ ચાલી નીકળ્યાં.

ધનલક્ષ્મીનો કાગળ બીજે તેમના સસરાએ વાંચવાથી તેઓ તો છાતીફાટ રડયાં હતા. પણ તેની સાસુએ કહ્યું, તમે શા માટે રડો છો? મેં કોઇનું બગાડયું નથી કે હું મારો ધર્મ ચૂકી નથી. તેમ તેની સ્ત્રી પણ પતિવ્રતા છે. માટે કદી પરમેશ્વર મારૂં બગાડનાર નથી. મને આ સંબંધી અંતઃકરણમાં કશો ધારકો પડતો નથી. તમે તરત જંબુસર જઇ સારી ખબર લાવો. જગન્નાથ શાંત થઇ ઘોડે ચડી જંબુસર આવ્યો. ધનલક્ષ્મી તથા તેનો પતિ તેમને આવતા જોઇ સામે ગયા. બંને પગે લાગી રૂદન કરતાં ચરણમાં પડયાં. જગન્નાથને પણ અશ્રુ આવ્યાં. તે તેમને મળવાથી ઘણો આનંદ પામ્યો. તેણે ધનલક્ષ્મીને આશિર્વાદ આપી, તેના ગુણનાં ઘણાં વખાણ કર્યાં. થોડે દિવસે પાકીટમાંના કેટલાક દાગીના પણ ઘેર આવ્યા. ઉપરની હકીકત વર્તમાન પત્રોમાં જાહેર થઇ હતી. તેમજ વડોદરા પ્રાંતના પન્સિલનારાયણ સુબા સાહેબે એ દંપતિને નજરે નિહાળીને હકીકત સાંભળી હતી. તેણે ધનલક્ષ્મીને નમન કરી તેનાં ઘણાં વખાણ કર્યાં હતાં. એ રીતે એ સાધ્વી સ્ત્રી પોતાનો ધર્મ બજાવી ઘણી કીર્તિ રાખી ગઈ છે. ધન્ય છે ધનલક્ષ્મી તને! અને ધન્ય છે તારી સાસુને! કે તેણે તને સ્ત્રી ધર્મથી વાકેફ કરી સદ્‌ગુણી બનાવી હતી. ખરેખર! સાસુવહુઓતો એવીજ હોવી જોઇએ!!

## શરત સુંદરી દેવી.

આ બંગાળામાં આવેલા રાજશાહી પ્રાંતમાં પુતીઆનાના શ્રીમાન રાજા જોગેંદ્રનાથની પતિવ્રતા રાણી હતી. પતિ પત્નીમાં પરસ્પર ઘણો પ્રેમ હતો પતિવ્રતાના ધર્મ પ્રમાણે પતિ સેવા કરતી. કદિપણ પતિની આજ્ઞા વિરૂદ્ધ વર્તતી નહિ. એવી રીતે થોડાં વર્ષ વિત્યા પછી તેનો પતિ મરણ પામ્યો. શરતસુંદરી અલ્પવયમાં વિધવા થઈ, છતાં ઇશ્વર ઇચ્છાને તાબે થઈ, બાકીનું આયુષ્ય તેણીએ ઇશ્વર ભક્તિમાં ગાળવા નક્કી કર્યું. અમૂલ્ય વસ્ત્રાલંકારો દૂર કરી ગરીબોને દા-

ન કરી દીધાં. ફક્ત વૈધવ્ય સૂચક સાડી સિવાય બીજું એકે વસ્ત્ર ધારણ કરતી નહિ. સવામણ રૂની મશરૂથી આચ્છાદિત થયેલી શય્યાનો ત્યાગ કરી તૃણની શય્યાપર સૂતી. પહેલાંની આનંદી સખીઓ છોડી દઇ, સમ દુઃખી વિધવા સ્ત્રીઓ પાસે કાશીક્ષેત્રમાં જઇ રહી. ઇશ્વર ભક્તિ, પૂજન, શાસ્ત્રાધ્યયન વગેરેમાં પોતાનો વખત ગાળવા લાગી. ઘણો વખત થયો નહોતો, ત્યાં દત્તકપુત્ર પણ મરણ પામ્યો. પરંતુ ફરી આસંપત્તિ મોહમાં નહિ પડતાં, પોતાના સુનિશ્ચયમાં અચળ રહી. પોતાની સંપત્તિના બધા વ્યવહારને સ્વાધીન કરી કાશી જઇ રહી. સરકારે આ દેવીનું અજાયબ વૈરાગ્ય અને ઉદારપણું જોઇ. તેને "**મહારાણી**" નો ઇલકાબ આપ્યો. ત્યાર પછી સ્વદેશહિતનાં અનેક પરોપકારી કાર્યો કરી મરણ પામી. એના મરણથી દેશનાં ઘણાં માણસો દુઃખી થયાં. એ પોતાના પૈસા દેશના સારા કામમાં વાપરી ખુશી થતી. સૌભાગ્ય અવસ્થામાં પતિ પરાયણ અને વિધવાપણામાં ઇશ્વર ભક્તિ પરાયણ રહી તેણે–"સાધ્વી—**સતી**" એવું ઉત્તમ પદ મેળવ્યું છે. એના સૌન્દર્ય. ધર્મનિષ્ટા, આચાર અને વિચારથી ચકિત થઇ પ્રોફેસર વર્ડસ્વર્થ સરખા વિદ્વાનોએ તેની ઘણી પ્રસંસા કરી છે. હે ઇશ ! આ દેશમાં ફરી આવી પવિત્ર મનની સ્ત્રીઓ ઉત્પન્ન કર ! ! !

---

## વસુમતી રાણી હેમંતકુમારી.

આ સાધ્વી સ્ત્રી મહારાણી **શરતસુંદરી**ની પુત્ર વધૂ થાય. તે પતિવ્રતાના ધર્મ પ્રમાણે ચાલી પતિને ઘણી પ્રિય થઇ પડી હતી. પતિ પણ તેને અનેક પ્રકારે સુખ આપી પ્રેમથી ચાહતો હતો. દૈવ ઇચ્છાથી પતિ મરણ પામ્યો, ત્યારે સર્વે સુખ સાધનો તજી સાસુ પાસે રહેતી. તેનામાં પણ શરતસુંદરીના જેવાજ ઉત્કૃષ્ટ ગુણો હતા. જ્યારે શરતસુંદરી રાણી ગુજરી ગઇ, ત્યારે તેની વિધવા વધૂ વસુમતી રાણી રાજ્યની વ્યવસ્થા કરવા લાયક છે કે નહિ; તેનો તપાસ કરવા સરકારે એક કલેકટરને મોકલ્યો. ઘરમાં પડદાની અંદર વસુમતી રાણી હેમંતકુમારી અને તેની દાસીઓ બેઠી. પડદા બહાર કલેકટર, દેશી અધિકારીઓ અને સારા સારા ગૃહસ્થો બેઠા, સાહેબે રાણીને ગણિત, ભૂગોળ અને જમીનદારીના કેટલાક હિસાબના અને બીજા સવાલો પૂછ્યા. તેના તેણે ઘણાજ સરસ જવાબ આપ્યા. આવી તેની વિદ્વતા જોઇ સૌ આશ્ચર્ય પામ્યા. કલેકટરે તેની હુશિઆરી જોઇ સરકારમાં સારો અભિપ્રાય લખી મોકલ્યો. કલેકટરે જતી વખતે કહ્યું;—"રાણી સાહેબ ! મારી તમને સલામ છે, હું રજા લઉંછું; આપને તસ્દી આપી છે. એ માટે ઘણો દીલગીર છું." રાણીએ કહ્યું;—મારી આપને હજારવાર સલામ છે. તમે મને કંઇ તસ્દી આપી નથી, પરંતુ મારે લીધે આપને તસ્દી ભોગવવી પડી છે. તેથી ઉલટાં મારે દીલગીર

થવું જોઇએ. છેવટ આપને મારી એટલીજ વિનંતી છે કે, સાહેબ! મને મારી મિલ્કત સોંપો." કલેકટરે જવાબ આપ્યો કે મિલ્કત સોંપવાનો અખત્યાર મારા હાથમાં નથી. પરંતુ હું એ માટે સરકારમાં લખીશ. આપ એટલી બધી મિલ્કતને શું કરશો? રાણીએ કહ્યું;—મારી કૈલાશ વાશી સાસુજી શરતસુંદરી દેવીનાં ઘણાં પરોપકારનાં કામો કરવાં હજુ બાકી રહી ગયેલાં છે, તે હું આગળ ચલાવીને દેશોદયનાં સાધનોને મજબુત કરવા યત્ન કરીશ." તેનું આવું બોલવું સાંભળી સાહેબ ઘણો ખુશી થયો, અને તેના ઉત્તમ સદ્‌ગુણોનાં ઘણાં વખાણ કર્યા વસુમતી રાણીએ ઘણાં પરોપકારનાં કાર્યો કર્યાં હતાં. તેના ગુણો અને આચાર વિચાર ઘણાજ વખાણવા લાયક હતા. તે પોતાની સાસુની પેઠે દાન, ધર્મ, અને ઇશ્વર ભક્તિમાં કાળ રોકતી અને પ્રજાને અનેક પ્રકારથી સુખી રાખતી હતી. તેથા તેઓ તેને રક્ષાકર્ત્રી દેવીના પ્રમાણે પૂજ્ય ગણી માન આપતા. ખરેખર આર્ય મહિલાઓ ઉત્તમ બુદ્ધિમાં પ્રાચીનકાળનીજ શ્રેષ્ટ ગણાતી આવેલી છે. ધન્યછે આવી સાધ્વીઓને! કે જેણે પોતાની જીંદગીનું સાર્થક કરી જગતમાં કીર્તિ રાખી!!

# વીર-સતીઓ.

## સતી સંયુક્તા.

આ સાધ્વી કનોજના રાજા જયચંદ્ર રાઠોડની પુત્રી થાય. તેનો જન્મ ઇ. સ. ૧૧૭૦ માં થયો હતો. તે સર્વોત્તમ સૌંદર્યવાન, અસાધારણ ઉદારતાવાળી અને સદ્‌ગુણ સંપન્ન હતી. ચંદ કવિએ તેને કનોજની લક્ષ્મી કહીને વર્ણવી છે. દિલ્લીના પૃથ્વીરાજ ચોહાણ અને કનોજના જયચંદ્ર રાઠોડ વચ્ચે દ્વેષભાવ હતો પૃથ્વીરાજે અશ્વમેધ યજ્ઞ કર્યો. એ જોઇ જયચંદ્રને ઘણો ખેદ ઉત્પન્ન થયો તેથી તેણે વધારે મોટાઇ મેળવવાને રાજસૂય મહાયજ્ઞનો આરંભ કર્યો. એ યજ્ઞમાં પૃથ્વીરાજ આવ્યો નહોતો. તેને અપમાન કરવા તેની સોનાની મૂર્તિ કરી દ્વારપાળની જગ્યાએ રાખી. તેથી પૃથ્વીરાજને ઘણો ક્રોધ ચડ્યો. તેણે કનોજ આવી જયચંદ્રને લડાઇ કરી હરાવ્યો. સંયુક્તાએ તે વખતે તેને જોયો હતો. તથા તેના ગુણો, હિંમત અને વીરત્વનાં વખાણ સાંભળી, પોતાના પિતાનો વેરી હતો, છતાં એ દ્વેષ જરા પણ નહિ લાવતાં, પોતાને યોગ્ય પતિ ધારી મનથી તે સાથે વરી ચૂકી હતી. યજ્ઞ થયા પછી કનોજની લક્ષ્મી સંયુક્તાનો સ્વયંવર કર્યો. સ્વયંવર મંડપમાં બાહુ બળથી શોભિત ઘણા ક્ષત્રિયો આવી બેઠા હતા. સંયુક્તા સ્વયંવરને લાયક પોશાક પહેરી; હાથમાં ફુલની વરમાળા લઇ ઘણી દાસીઓ સાથે ભરસભામાં આવી બેઠી. સમય થતાં ઉઠી કોઇ રાજા સામું ન જોતાં, તરત હિંમત સાથે હર્ષથી પૃથ્વીરાજની સોનાની મૂર્તિને ફૂલની વરમાળા પહેરાવી. જયચંદ્ર પોતાની કન્યાનું આવું કામ જોઇ ગભરાયો. રાજાઓ પણ આવી રૂપગુણવાળી

કન્યા પોતાને નહિ વરવાથી કમભાગ્યવાળા સમજવા લાગ્યા. સંયુક્તાએ વરમાળા પહેરાવ્યાના ખબર પૃથ્વીરાજને થતાં, તે કનોજ આવી લડાઇ કરી સંયુક્તાને ઇ. સ. ૧૧૯૦ માં હરી ગયો. સંયુક્તાના ઉત્તમ ગુણોથી સ્વર્ગ સુખ પણ તે પાસે તુચ્છ હતું. તે પૃથ્વીરાજની પ્રિય ભાર્યા થઇ પડી. સંયુક્તા પતિવ્રતાના ધર્મ પ્રમાણે પતિસ્નેહમાં ગરકાવ રહીને સૌભાગ્યપણું ભોગવતી હતી. પૃથ્વીરાજ એનાપર એટલો તો આશક્ત થયો હતો કે, તેની સાથે મોજમજામાં કાળ ગુજારતો હતો. જ્યારે શાહબુદીનગોરી ભારતખંડપર ચડી આવ્યો, ત્યારે સંયુક્તાએ પતિને પ્રેમ વચનો કહેવાં પડતાં મૂકી શૂરાતનના શબ્દો સંભળાવી ઉશ્કેર્યો હતો કે;—"મારા પ્રીતમનો જય થાઓ, કીર્ત્તિ વધો. ઓ ચોહાણના સૂર્ય! તમારા જેવા યશ કોણે મેળવ્યા છે! અને તારા જેવું સુખ કોણે ભોગવ્યું છે! મરવું એતો માનવી અને દેવતા સર્વને સર્જિત છે. પણ ઉચ રીતે મરવું, એજ અમર રહેવું છે. તમો તમારી જાતનો વિચાર ન કરો, તમારી તલવારથી શત્રુઓને વચમાંથી કાપો. તમારા બેસવાનાં તેજસ્વી ઘોડાને શત્રુના લોહીના પ્રવાહમાં તરનો કરો. તમો અને તમારૂં ચતુરંગ સૈન્યમાં "હર, હર" ના ધ્વનીથી ચોતરફ ગાજી રહો. આ મોટા કામમાં મરણનો ભય કરશો નહિં. રણની જગ્યા ઉપર ભયંકર મૂર્ત્તિથી ડરશો નહિ, અને ફરજથી વિમુખ થશો નહિ. હિંમત, ઉદ્યમ અને યત્નની સાથે સ્વદેશ સ્વાધીનતાની રક્ષા કરજો. હું પરલોકમાં તમારી અર્દ્ધ ભાગિની થઇશ " વીર રજપુતાણી સંયુક્તાના મુખમાંથી આવાં શૌર્યનાં વચનો નીકળ્યાં. તે વચને તેજસ્વિ પૃથ્વીરાજના અંતઃકરણમાં પ્રવેશ કરી તેને ઉત્સાહી બનાવી દીધો. યુદ્ધમાં જવાની તૈયારી કરવા માંડી. ભારતનાં ઘણા વીર રાજાઓ આવી મળ્યા. સર્વ યુદ્ધની ગોઠવણ કરવા ભેગા થયા હતા. પૃથ્વીરાજ સંયુક્તાની સલાહ લેવા આવી બોલ્યો; "પ્યારી! આમાં તારી શી સલાહ છે? વગેરે ગોઠવણ માટે પૂછયું. તે વખતે સંયુક્તા બોલી;—રાજન! સ્ત્રીની વળી સલાહ કોણ પૂછે છે? જગત્ તો કહે છે કે સ્ત્રીની બુદ્ધી પાનીએ—કદી તેઓ સાચેસાચી વાત કહે છે, તો તેનું કોઇ સાંભળતું નથી, તોપણ સ્ત્રી વિના સંસાર કેવો છે? અમો શક્તિરૂપ છીએ, અમારામાં શિવનો જુસ્સો છે. અમે ચોર છીએ અને પવિત્ર તીર્થ પણ છીએ, અમે દુર્ગુણના પાત્ર છીએ, તેમ સદ્‌ગુણના પાત્ર પણ છીએ. અમે અજ્ઞાન છીએ, તેમ જ્ઞાની પણ છીએ, જ્ઞાની જોશિ પુસ્તકો ઉપરથી ગ્રહોનો ગતિ માર્ગ જાણી શકે છે, પણ સ્ત્રીના પુસ્તકમાં તે અજાણ્યો છે, એ કાંઇ આજકાલનું કહેવું નથી, પણ અસલથીજ કહેવાતું આવ્યું છે. અમારા પુસ્તકનો કોઇએ પાર લીધો નથી. એટલા માટે તેઓ પોતાનું અજ્ઞાન છુપાવવાને બોલે છે કે, સ્ત્રીઓમાં બુદ્ધિ નથી. એટલું છતાં પણ સ્ત્રીઓજ તમારા સુખ દુઃખની ભાગિએણ શાય છે. જ્યારે તમે સૂર્ય લોકમાં જાઓ છો, ત્યારે પણ અમે જુદાં નહિ પડતાં સાથે આવીએ છીએ. ભૂખ, તરસ

વગેરેમાં અમે તમારી સાથે રાજી રહીએ છીએ. અમે સરોવર છીએ અને તમે હંસ છો. જ્યારે તમે અમારી છાતી થકી આઘા રહો છો, ત્યારે તમારી અવસ્થા કેવી થાય છે!" વગરે, વગરે, ઘણા વચનો કહ્યાં.

આ પછી **સંયુક્તા**એ પૃથ્વીરાજને લડાઇની ગોઠવણ વગેરે કરવાનું પણું કહી વિદાય કર્યો. સૈન્ય તૈયાર થઇ ચાલ્યું. વીર રજપુતો પોતાનાં તન, મન, ધન, અર્પણ કરી "**હર, હર**" ના ધ્વનીથી પૃથ્વી ગજાવી મૂકી ચાલ્યા. પૃથ્વીરાજ સેનાપતિ થયો. તિરોહી ક્ષેત્રમાં મહા ભયંકર યુદ્ધ થયું. ક્ષત્રિવીરોના બળથી યવન **શાહબુદ્દીન** હારી નાશી ગયો. તેના નિશાન, વાવટા, અને હથિઆર પૃથ્વીરાજે હાથ કર્યાં અને સર્વે પ્રકારે જય મેળવ્યો. બે વર્ષ પછી ફરી શાહાબુદ્દાનગોરી ચડી આવ્યો. આ વખતે પણ ઘણા ક્ષત્રિવીરો આવી મળ્યા. **સંયુક્તા**એ પોતાના પતિને તરત શત્રુ સામે જવા ઉશ્કેર્યો. ઉતાવળથી પોતાને હાથે પતિને પોશાક પહેરાવ્યો. કવચથી શરીર બરાબર ઢાંક્યું, કમરપર તલવાર લટકાવવા લાગી, તેવામાં તેના અંતકરણમાં અમંગળની અશંકા આવી ગઇ. વ્યાકુળ થઇ એકદમ કપાળપરથી પરશેવો છાતીપર પડયો, તોપણ **પૃથ્વીરાજને** હિંમત આપી વિદાય કર્યો. સંયુક્તાએ પ્યારના ઉભરામાં થોડીવાર પૃથ્વીરાજને નિહાળી જોયા કર્યો હતો. આ વખતે તેણે "**નિયમ**" લીધો કે;—"ફરી પૃથ્વીરાજનતું મૂખ જોઇશ, ત્યાં સુધી હું પાણી પીને જીવીશ." એજ પ્રણાણે રહી હતી. તે લાંબો નિઃશ્વાસ નાંખી બોલી હતી કે;—"અરે! હવે હું મારા પ્યારાને આ **યોગિનીપુર** (દિલ્હી) માં નહિ મળતાં સ્વર્ગમાં મળીશ, એવું જણાય છે." તેની આ અશુભ આશંકા ખરી પડી. પૃથ્વીરાજ મરાણાના અશુભ સમાચાર આવ્યા. સંયુક્તા તરત પતિના શબને મેળવીને સાથે બળી ભસ્મ થઇ ગઇ. ખરેખર **સંયુક્તા** દેવી જેવી હતી. સીતા, સાવિત્રી અને દમયંતી વગેરે પવિત્ર સતી સ્ત્રીઓની હારમાં ગણાવા યોગ્ય ગુણોવાળી હતી. એ વગેરેથી તેની કીર્તિ જગતમાં રહી ગઇ છે.

## વિદુલા.

આ વીર માતાનો જન્મ **શાશ્વત** વંશમાં થયો હતો. એ કુળના માણસો જીવ જાય તોપણ શત્રુથી બીને પાછી પાની કરે એવા નહોતા. એવા ઉત્તમ કુળમાં તેનો જન્મ થયો હતો. તેનો વિવાહ **સૌવીર** રાજા સાથે કર્યો હતો. તે પતિવ્રતા અને ધાર્મિક હતી. સૌવીર ભરતખંડનુ પ્રાચીન એક મહાન્ રાજ્ય મારવાડની દક્ષિણમાં હતું. **સૌવીર** રાજા ગુજરી જતાં રાજ્યની વ્યવસ્થા તૂટી ગઈ હતી. **વિદુલા** પતિ વગરની થઇ હતી. તેના કુંવર **સંજય**ના હાથમાં રાજ્ય ચલાવવાનું આવ્યું હતુ. પરંતુ બાળરાજા રાજનીતિ શું જાણે? યુદ્ધનીતિની સમજણ ક્યાંથી

હોય ? તેથી રાજ્ય વિખાવા માંડયું, પ્રજા પ્રબળ થઇ, દુષ્ટો દુર્બળને દુઃખ દેવા લાગ્યા, તે વખતે સિંધુ રાજ્ય જોરપર હતું. તેણે જુવાન સંજયના હાથમાં રાજ્ય નિયમ વિનાનું જોયું. તે રાજ્યનું બરાબર રક્ષણ કરી ન શકતાં ભોગવિલાસમાં મચેલો હતો. રાજ્યની આવી સ્થિતિ જોઇ સૈંધવોએ એ રાજ્ય લેવા ચઢાઇ કરી. આ ભયાનક રેલના ખબર વિદુલાને થયા. તે એકદમ ગભરાઇ ગઇ, પુત્રની પડતી થવાને વાર નથી, એવું વિદુલા જોઇ શકી નહી. પોતે શાસ્ત્ર સંપન્ન ચતુર, વીર અને હુશિઆર હતી. તેથી ધીરજ પકડી પુત્રને જ્ઞાનવાન કરવાને પ્રયત્ન કર્યો. તેણે જાણ્યું કે આ આવેલો લાગ છોડી દેવાશે, તો ફરી મળવો મુશ્કેલ છે. એવું વિચારી માતા તરીકેની ફરજ બજાવવા તૈયાર થઇ. વિદુલા ખરેખરી દેવી જેવી હતી. તેનું અંતઃકરણ ઘણુંજ તેજસ્વિ હતું. તે સમજતી હતી કે "મહત્વ કરતાં પ્રાણ મોટો નથી." તેણે સંજયને બોલાવી કહ્યું;—"પુત્ર સંજય ! શત્રુના આગળ હીનતા સ્વીકારીશ ના, પગથી કચરાતા કીડા હીનતા સ્વીકારે છે, પરંતુ પગથી કચરાતાં મનુષ્યના નામને યોગ્ય નથી. આપણે ક્ષત્રિ છીએ. પ્રસિદ્ધ ગણાતા શાશ્વત વંશમાં આપણો જન્મ થયો છે. આપણા કુળે કદી શત્રુની આગળ હીનતા સ્વીકારી નથી. તું હીનતા સ્વીકારાને નિષ્કલંકને કલંકનો ડાગ લગાડીશ નહિ. તું પુરૂષ છે, તો પુરૂષત્વ દેખાડીને પુરૂષના નામને યોગ્ય થા. જગતમાં મનુષ્ય નામ પુષ્કળ છે. પરંતુ પુત્ર ! મહત્વ કેટલા જણનું છે ? જગતમાં ઘણા માણસોએ જન્મ લીધો છે; પરંતુ તેમાં કેટલા જણનાં નામ અમર છે ? જેઓનું નામ નથી, તેઓ શું મનુષ્ય છે ? કદી નહીં. મરવાથી પશુ પક્ષીનું નામ રહેતું નથી, કીટ પતંગના જન્મનો ઉલ્લેખ થતો નથી. પુત્ર ! તું મનુષ્ય છે, મનુષ્યનું નામ રાખવાને યત્નવાન થા. હવે નિશ્ચિંત રહીશ નહીં. જલદીથી લશ્કરની સાથે લડવા જા ! તું દેવ નામથી પૂજાઇશ. હજી પણ તું રાજા છે. પરંતુ સંજય ! બે દિવસ પછી તું રાજા નામ ક્યાં મેળવીશ !"

વિદુલાના આવાં વચનથી સંજયને અસર થઇ, તે તરત લડવાને તૈયાર થયો, પણ હજુ જોઇએ તેવી અસર થઇ નહોતી. તે રણક્ષેત્રમાં ગયો, ત્યાં લડાઇ શરૂ થઇ. મનુષ્યનું મન સ્થિર થવું મુશ્કેલ છે, તે જુદે જુદે માર્ગે ભમે છે, જેણે પોતાના મનને સ્વાધીન રાખેલ છે તેને ધન્ય છે. તેને આ જગતમાં કંઇજ અસાધ્ય નથી. સંજય માતાના કહેવાથી યુદ્ધમાં ગયો, પણ જય મળવાનો વિશ્વાસ નહોતો. વિશ્વાસમાં બળ જોઇએ. ત્યારેજ ઇચ્છિત સિદ્ધ થાય છે. લડાઇમાં સગાંવહાલાંનાં મૃત્યુ તથા લોહીના પ્રવાહો ચાલ્યા જતા હતા. તે જોઈ સંજયને મનમાં ભય ઉત્પન્ન થયો. તે જીવનના ભયથી રણક્ષેત્રમાંથી ભાગી ગયો. તેથી શત્રુ સૈન્યે લૂટ ચલાવી. તેથી આખું સૌવીર કંપાયમાન થઇ રોવા લાગ્યું. સંજય ઘરમાં આવી પોતાની મા ન જાણે તેમ સૂવાના ઓરડામાં જઇ સૂતો. નશીબમાં હશે તેમ થશે,

એવું વિચારી નિશ્ચિત રહ્યો. સૌવીર ધન માલથી ભરપૂર હતું. તે આજ લૂટાઇ ગયું. "પ્રાણુ શા વાસ્તે છે? જે પ્રાણુ પોતાની માતાની રક્ષા કરવાને શક્તિમાન નથી, તે પ્રાણુની વળી કીંમત શી? કીંમત વગરનું જીવન રાખવાની જરૂર શી છે? પ્રયોજન કંઇ નથી." એ હૃદય કોનું? એ તો સંજયની મા વિદુલાનું. તે સંજયને ભાગી આવ્યાના ખબર જાણી બુદ્ધિમતી માતાએ ક્રોધાયમાન નથતાં, કે થયેલા બનાવનો અફસોસ નહીં કરતાં, વિચાર્યું કે હવે વખત ગયો છે, પણ હજુ થઇ શકે એવું છે. થોડી મહેનતને થાત તે હવે વધારે મહેનતે થશે. એવું જાણી નિશ્ચિત રહી નહીં. મહેનત આગળ કાર્ય થવું એ કંઇ મોટી વાત નથી. વિદુલા નહિ ગભરાતાં બમણા ઉત્સાહથી કાર્ય પાર પાડવા તત્પર થઇ, તેણે બુદ્ધિબળથી સામા પક્ષનાને મારવા ઉપાય શોધ્યા. સંજયને પાછા યુદ્ધમાં મોકલવાની તજવી કરવા લાગી. સંજય દુ:ખ પામતો આમ તેમ આળોટતો હતો, આવી તેની દુર્દશા રાજ્ય માતા વિદુલા શી રીતે જોઇ શકે? તેનું હૃદય સ્વાધીનતામય હતું તે પરાધીનતાને ધિક્કારતી હતી. "મારૂં જીવન શું બીજાની ગુલામગિરી કરશે? હમેશાં શું પારકાની પદસેવામાં રહે? એના કરતાં મરવું હજાર દરજે સારૂં છે! હું કોઇની આગળ નમીશ નહીં, પણ બીજાને નમાવીશ. હું કોઇની પાસે ભિખ માગીશ નહીં, પણ બીજાને ભિક્ષા આપીશ. કીર્તિની વૃદ્ધિ કરીશ, પરંતુ તેનો વિલોપ કરીશ નહીં" એવી વિદુલાની લાગણી જન્મથીજ હતી. તેને સંજય એકજ પુત્ર હતો. પરંતુ તેને શત્રુભયથી છુપાએલો કેમ જોઇ શકે? તેણે સંજયને બોલાવી કહ્યું;— પુત્ર! તું શત્રુના હર્ષમાં વધારો કરીશ નહિ. આજ આપણું રાજ્ય શત્રુઓએ જીત્યું છે. કાલે તારે રસ્તાના ભિખારી થવું પડશે. માટે ભયથી હાથમાંની સંપત્તિ શા માટે ખુએ છે? અગ્નિને બાળવાની શક્તિ છે, આખી પૃથ્વી અગ્નિ દાહથી રાખ થઇ શકે છે, પરંતુ તેથી શું અગ્નિ વ્યવહાર છોડી દેવાશે? શત્રુઓ ગમે તેવા જોરાવર હોય, તેઓને હરાવવા અઘરૂં હોય, પણ તેથી એકદમ ભયભિત થઇ જવું ઘટીત છે? પુત્ર! આવતા ભયથી ભયભિત થઇશ નહીં. અગાઉથી બીહી જવાથી મનુષ્યને જીવવું અઘરૂં થઈ પડે છે. પુત્ર! એકવાર જીવનની આશા છોડીને શત્રના હાથથી મરીશ અગર મારીશ. આ મંત્રની સાધનામાં લાગ! હવે વિલંબ કરીશ નહીં. પુત્ર! દેશનું રક્ષણ કરવામાં પ્રાણુની દરકાર ન કર. તુચ્છ પ્રાણુની માયાને લીધે કર્તવ્ય કર્મ છોડીશ નહીં."

આ પ્રમાણે કહેવાથી સંજયને કંઇ અસર થઈ નહીં. તેણે માતાના પગમાં પડી ક્ષમા કરવા કહ્યું;—"મા! મારૂં શરીર શત્રુના બાણુથી વિંધાઇ ગયું છે, શરીર જખમી થયું છે, પ્રાણુ જવાની તૈયારીમાં છે, આ વખતે લડાઇમાં જઇશ તો પાછો તમને મળીશ નહીં. તમને પુત્ર વહાલો છે કે રાજ્ય! મા! રાજ્ય વહાલું હોય તોપણુ હું આ વખતે લડાઇમાં જઈ શકનો નથી. હું આપને શરણે છું. પુ-

ત્ર જાણીને માતાની પ્રમાણે આ વખતે મારા ઉપર કૃપા કરો." પુત્રના આવાં વચનથી ગમે તેવી તેજસ્વિની માતા હોય, તોપણ તેનું મન પીગળી જઇ દુઃખી થયા વગર રહે નહીં; પણ વિદુલાને કંઇ અસર થઇ નહીં. તેણે પુત્રનું મન ફેરવવા પ્રયત્ન આદરી કહ્યું;—સંજય! પુત્ર સ્નેહ પ્રબળ છે ખરો, પણ કર્ત્તવ્યની પાસે નથી, હું જેમ પુત્ર સ્નેહને સમજાું છું, તેમ કર્ત્તવ્યને પણ જાણું છું, કાલે તું ખાવાના અભાવે બીજાનું દાસત્વ કરે, એ મારો પ્રાણુ છે, ત્યાં સુધી હું એ જોવાને ઇચ્છતી નથી. તું સૌવીર વંશમાં કાયરપણું દર્શાવે, તો મને લોકો માનવી ન કહેતાં પશુ કહીને બોલાવશે, તે હું જોઇ શકીશ નહીં. તું યત્ન કરીશ તો તારા મનોર્થો સફળ થશે. આ જગતમાં મહેનત આગળ કંઈ અસાધ્ય નથી. મહેનતથી શ્રીરામચંદ્રજીએ વાનરાઓની સહાયતાથી ઉછળતા સમુદ્રમાં પૂલ બાંધ્યો. મહેનતથી શ્રીપરશુરામે એકવીશવાર પૃથ્વી નક્ષત્રિ કરી ભારત કંપાયમાન કર્યું. પુત્ર તું શા માટે ડરે છે? દેહ, પ્રાણુ, બે હાથનું બળ, અને લશ્કરની મદદ એ સઘળું હોવા છતાં તું કેમ બેસી રહ્યો છે? આ વખતે બેસી રહેવું ક્ષત્રિનું કામ નથી, પણ પશુનું કામ છે. મોટા લોક કદી "**नहि**" બોલતા નથી. તું શા માટે "**नहि**" બોલી કલંકિત થાય છે? પુત્ર! ઉદ્યમ કર! લડાઇમાંજ જીવ આપવાને તૈયાર થા! આ દેહ હમેશાં રહેવાનો નથી. આજ રક્ષા કરવામાં આવશે તો બે રોજ પછી પણ આ દેહ પડવાનો જ. પુત્ર! લડાઇમાં મરવાથી દેવત્વ મળે છે. નહિ તો નર્કમાં કીડાનો અવતાર લેવો પડે છે. પુત્ર! આ દેખવારૂપ જગતમાં કોઇ કોઇનું નથી. એકલો આવ્યો છે અને એકલું જવું પડશે. માટે હાલજ લડાઈમાં જીવ આપવાને તૈયાર થા—" આહા! વીર માતાનાં કેવાં વચનો!!

માતા વિદુલાનાં આવાં વચનથી કોનું હૃદય સ્થિર રહી શકે? કયો કાયર પુરૂષ સ્નેહથી ભરપુર માતાનાં વચનથી તૈયાર ન થાય? સંજયનું આળસ ઉડી ગયું. તેણે જાણ્યું કે, "**कीर्तिज मनुष्यनुं मनुष्यत्वछे.**" તેથી તેણે માને કહ્યું;—મા! પ્રાણ જાય તો ભલે, પરંતુ તમારૂં વચન હવે ઉલ્લંઘન કરીશ નહીં. એ પ્રમાણે બોલી મા પાસેથી રજા લીધી, "પુત્ર! જો તું પ્રાણની દરકાર કરીશ નહીં તો જરૂર તારા મનોર્થ સફળ થશે." એમ કહી રજા આપી. સંજયને યુદ્ધમાં આવેલો જોઇ લશ્કરમાં નવું જીવન આવ્યું. તેમાં ઘણોજ આનંદ વ્યાપી રહ્યો. હીંમતથી લડતાં સૈંધવોને બીક લાગી. ભયજ સર્વ ભસ્મ કરે છે. એકવાર ભય થયો, તે કાર્ય પાર પડવું મુશ્કેલ થઇ પડે છે. સૈંધવો નહીં લડતાં તરત નાશી ગયા. તેથી સંજયનો જય થયો. તે પેલીવાર કાળું મુખ લઇ ઘેર આવ્યો હતો, પણ આ બીજીવાર હસ્તું આનંદી મુખ લઈ માતાને ચરણે પડ્યો. માતાએ હર્ષભેર વધાવી લઇ શાબાસી આપી. ઉદ્યમે ફતેહ કરાવી.

નશીબમાં હશે તે થશે, એ તેનો વિચાર ખોટો પડયો. તે સમજ્યો કે નસીબ આળસુઓની આળસ્ય દેખાડવાનું છળ છે. પાપીને પાપકર્મ કરવાનો રસ્તો છે. અને પડતીનું મૂળ છે. ઉદ્યમથીજ સર્વે કાર્ય સિદ્ધ થાય છે. ઉદ્યમ કર્યાથીજ સૌવીરનું રાજ્ય શાંતિને પામ્યું. આ બધો વીરમાતા વિદુલાનોજ પ્રતાપ. આહા ! ધન્ય છે આવી માતાને ! ! કે જેણે પુત્ર પ્રત્યે માતા તરીકેનો પોતાનો ખરો ધર્મ બજાવ્યો.



## કર્મદેવી.

આ મહા શક્તિરૂપિણી **કર્મદેવી મેવાડ**ના અધિપતિ પરાક્રમી રાજા **સમરસિંહ**ની પતિવ્રતા પત્ની હતી. પતિવ્રતાના ધર્મ પ્રમાણે પતિને સલાહ અને સહાયતા આપતી. પરસ્પર ઘણો પ્રેમ હતો. તે કદિપણ પતિની આજ્ઞા વિરૂદ્ધ વર્તતી નહિ. સતસમાગમ અને ધર્મદાન કરતી. શાસ્ત્ર વાંચવાં અને સાંભળવા ઉપર ઘણી પ્રીતિ હતી. સ્વધર્મ ઉપર ઘણો ભાવ હતો. તે કદી અપમાન સહન કરી શકતી નહિ. સ્વદેશરક્ષા માટે **દિલ્લીપતિ પૃથ્વીરાજે** તથા **મેવાડ**ના પરાક્રમી રાજા **સમરસિંહે અફઘાનોને ભરતખંડ**માંથી કાઢી મૂકવાને **શાહબુદ્દીન** ગોરી સાથે ઇ. સ. ૧૧૯૩ માં લડાઇ કરી. તેમાં બન્ને વીર યોદ્ધાઓ ફતેહ નહીં પામતાં મરાણા. આથી યવનો જોરપર આવ્યા. દિલ્લી કબજે કરી. મહાવીર પુરૂષ સમરસિંહ મરી ગયાથી આખો દેશ શોકસાગરમાં ડૂબી અંધકારમાં પડયો હતો. તેવા સમયમાં શાહબુદ્દીન **રજપૂતાના**માં ચડી આવ્યો. દરેક સ્થળે લોહીના પ્રવાહો વહેવા લાગ્યા. દરેક જગ્યા પરધર્મિઓની ચડાઇથી પાયમાલ થઇ ગઇ. તેજ, પતિવ્રતા, અને સ્વાધીનતા વગેરેનું આશ્રય સ્થળ નાશ પામવા લાગ્યું. પવિત્ર ભૂમિ પરધર્મિઓના જુલમથી સ્મશાન તુલ્ય બનવા લાગી. આવી દુઃખદ સ્થિતિની વખતે એકદમ એકાએક વીર્ય ભૂમિ વીરપણામાં આવી ગઇ. મેવાડ પોતાની આબરૂ રાખવાને નવા ઉત્સાહથી બહાર પડયું વિધવા **મહારાણી**એ પોતાનો પ્રિયપતિ સમરસિંહ ગુજરી ગયા પછી પોતાનો નાનો પુત્ર મેવાડની ગાદીપર બેસાડયો હતો. તે નાની ઉંમરમાં યવનોના જુલમ નીચે કચરાશે; શત્રુઓ સહેલાઇથી આ મનરંજન ફુલકળીને ચાંપી દેશે; એવું તેને જણાયું. એ તેને ઠીક લાગ્યું નહીં. તેથી એ મહા શક્તિરૂપિણી યુવતી **કર્મદેવી** સ્વામીના ધર્મની રક્ષા માટે વીરસાજ સજી તૈયાર થઇ, શરીરપર કવચ ધારણ કર્યું, અને હાથમાં સુતીક્ષ્ણ ખડ્ગ લઇ, વીર્યવતી વીરાંગના દેશમાંથી યવનોને હાંકી કાઢવાને તૈયાર થઇ. ઘણા વીર રજપૂતો યુદ્ધક્ષેત્રમાં આવી મળ્યા.

**શાહબુદ્દીન**ના પુત્ર **કુતબુદ્દિન**ને વીરયુવતી **કર્મદેવીએ** ઘેરી લીધે.. સ-

ડાઇમાં વીર અબળાએ પોતાનું વીરત્વ બતાવવા માંડયું. જેમ સિંહવાહની દેવી ત્રિશૂળીથી શત્રુઓને સંહારવા માંડે, તેમ કર્મદેવી દેવીરૂપ ધારણ કરી અશ્વપર ચઢી, આગળ વધી સ્વસૈન્યને લલકારી હીંમત આપવા લાગી. ખડ્ગથી શત્રુદળને કાપવા માંડયું. તેથી યવન સૈન્ય ઘણું કપાઇ ગયું. તેઓ હીંમત વગરના થયા. કુતબુદ્દિન કર્મદેવીની આવી ભયંકર ભૈરવી મૂર્ત્તિ જોઇને સ્થિર થઇ ઉભો રહ્યો. તેને જયની આશા ઉડી ગઈ. હોંસકોસ જતા રહ્યા. સૈન્ય નાશાનાશ કરવા લાગ્યું, પોતે જખમી થયો. તેથી એકદમ યુદ્ધક્ષેત્રમાંથી પાછું વાળી ન જોતાં જીવ લઇને નાઠો. વીરવીરાંગના કર્મદેવીએ શત્રુઓને કાપી જય મેળવીને મેવાડની કીર્ત્તિની રક્ષા કરી. તેનું અધિક તેજ પ્રકાશવા લાગ્યું. એ રીતે એ વીરઅબળા મેવાડની સ્વાધીનતા સાચવી જગત્માં અમરકીર્ત્તિ રાખી ગઈ છે.

## કળાવતી.

આ તેજસ્વિની પતિપ્રાણા સ્ત્રી રજપૂતાનાના એક નાના રાજ્યના રાજા કરણસિંહની રાણી હતી. આ રાજ્યપર દિલ્લીપતિ યવન બાદશાહ અલ્લાઉદ્દીને ચડાઇ મોકલી, ત્યારે આ રાજા પોતાના વીરધર્મની રક્ષા કરવા તૈયાર થયો. તે સાથે કળાવતી પણ યુદ્ધ પોશાક સજી ગઇ હતી. સામ સામે જબરૂં યુદ્ધ મચ્યું. તેમાં કળાવતીએ કરણસિંહને પડખે ને પડખે રહી ઘણી સહાયતા આપી. યુદ્ધ ચાલતું હતું, તેમાં શત્રુનો એક માણસ કરણસિંહપર ઓચિંતો ધસારો કરી આવ્યો. એની કરણસિંહને ખબર નહોતી, પણ કળાવતીની નજર તેપર પડી. તે જેવો તલવાર ઉગામી ધસી આવ્યો કે, કળાવતીએ તેને પાછળથી એવોતો સખત ઘા માર્યો કે, એ તેજ ક્ષણે મરણ પામ્યો. એ રીતે તેણે પતિને બચાવી લીધો. કરણસિંહ તથા કળાવતીએ પોતાના બાહુ બળથી શત્રુનાં ઘણાં માણસો કાપી નાંખ્યાં. શત્રુઓ પણ જુસ્સામાં આવી ગયા. સામસામે ઘણી ઝપાઝપી ચાલી તેમાં કરણસિંહને તલવારનો એક સખત ઘા વાગ્યો. આ જોઇ વીરયુવતી ક્રોધાવેશમાં ભયંકર મૂર્તિ ધારણ કરી બાહાદુરીથી લડવા લાગી. આ જોઇ શત્રુઓ નરમ પડી ગયા. તેનું સૈન્ય ઘણું મરાઇ ગયું હતું. તેથી યવન હારી ભય પામી નાશી ગયા. એ રીતે જય મેળવી કરણસિંહ તથા વીરયુવતી કળાવતી રાજધાનીમાં આવ્યાં. કરણસિંહને ઘામાં ઘણી પીડા વધવા લાગી. તેથી હુશિઆર વૈદ્યોને બોલાવ્યા. તેઓ ઘા જોઈ વૈદ્યે કહ્યું કે, આ ઝેર પાયેલી તલવારનો ઘાછે. માટે એમાંનું ઝેર ચૂસી લીધા વગર રૂઝાય એમ નથી, ન રૂઝાય તો તેમને બચવાની આશા નથી. આવો અભિપ્રાય આપ્યો, પણ આ ઝેર એવું હતું, કે ચૂસનારનું મરણ થાય. તેથી કરણસિંહ પોતાના બચાવ ખાતર બીજાનો પ્રાણ ખોવાને ખુશી નહોતો. કળાવતી

પોતાના પતિનું આ દુ:ખ જોઈ શકી નહિં. તેના કોમળ હૃદયમાં મોટો ધાસ્કો પડયો. જ્યારે કરણસિંહ નિંદ્રાવશ થયો, ત્યારે આ પતિપ્રાણા સ્ત્રી પતિનો જીવ બચાવી, પોતાનો જીવ ખોવાને તૈયાર થઇ. કરણસિંહને ખબર ન પડે, તેમ ઘામાંથી બધું ઝેર ચૂસી લીધું. આથી અંતે કરણસિંહ બચ્યો, પણ કળાવતી મરણ પામી. આ જોઇ કરણસિંહ ઘણો શોકાતુર થયો. તેણે ફરીથી નહિ પરણતાં પત્નીશોકમાંજ આખી જીંદગી કાઢી અવતાર પૂરો કર્યો.

---

## દુર્ગાવતી.

આ **ચંદન** નામના મહારાજાની કન્યા અને **ગંડમંડળ**ના રાજાની પતિવ્રતા રાણી હતી. તેના રૂપલાવણ્યતાની સમાન એ વખતે કોઇ પણ સ્ત્રી નહિ હશે. એવી તેની તેજસ્વિ કાંતિ હતી. જેવું તેનું રૂપ હતું, તેવીજ તે બુદ્ધિવાન, હીંમતવાન અને પતિવ્રતા હતી. નિત્ય પતિવ્રતાના ધર્મ પ્રમાણે ચાલી પતિને સુખ આપવા કાળજી રાખતી હતી. પતિ સહવાસે કેટલાંક વર્ષ સુખ ભોગવ્યા પછી વિધવા થઇ હતી. પોતાનો અઢાર વર્ષની નાની વયનો કુંવર **વીરવલ્લભ** ગાદીપર હતો. પોતે રાજ્યનીતિમાં કુશળ હતી. તેથી સારી રીતે રાજ્ય ચલાવી પ્રજાને ખુશી રાખતી હતી. પ્રજા તેને રક્ષાકર્ત્રી **દેવી** સમજી શ્રધા અને ભક્તિ બતાવી ચાહતી હતી. ગંડમંડળ **નર્મદા**ના કિનારાપર **જબલપુર** પાસે આવેલું છે. એ રાજ્યે પોતાની આબરૂ અને સ્વાધીનતા સાચવી રાખી હતી. હિંદુસ્તાનમાં **અકબર** બાદશાહ હતો. તેણે રાજ્યોને તાબે કરવાનો પ્રયત્ન કર્યો હતો, પણ મેવાડનો રાજા જગત્ પ્રસિદ્ધ **પ્રતાપસિંહ** અને **દુર્ગાવતી** એ બે તાબે થયાં નહોતાં. તેથી **અકબરે** ઇ સ. ૧૫૬૪માં માં ગંડમંડલપર તુંડ મિજાજી **આસફખાં** સેનાપતિને છ હજાર ઘોડેસ્વાર અને બાર હજાર પેદલ લઇ મોકલ્યો. તે આ રાજ્યની સમૃદ્ધિથી મોહીત થઇને તેને હાથ કરી લેવા આવ્યો. તેના સૈન્યનો જુસ્સો જોઇ ગંડમંડલ ખળભળી રહ્યું; પરંતુ વીર તેજસ્વિની બહાદુર દુર્ગાવતીના હૃદયમાં કંઇપણ ભય ઉત્પન્ન થયો નહિ. તે આઠ હજાર ઘોડેસ્વાર, દોઢ હજાર હાથી અને ઘણું પેદળ સૈન્ય લઇ હીંમતથી લડવા તૈયાર થઇ. પોતે માથેં રાજમુગટ ધારણ કર્યો. શરીરે બખ્તર પહેર્યું. એક હાથમાં તલવાર અને બીજા હાથમાં ધનુષ બાણ લઇ, લડાઇના પોશાકમાં હાથીપર સ્વાર થઈ યુદ્ધક્ષેત્રમાં આવી. તેનો અઢાર વર્ષનો કુંવર **વીરવલ્લભ** પણ શસ્ત્ર સજી યુદ્ધમાં શત્રુ સામે આવી ઉભો. મહાદારૂણ યુદ્ધ ચાલ્યું. આ વખતે દુર્ગાવતીની મૂર્ત્તિ સાક્ષાત્ શક્તિસ્વરૂપ સિંહવાહની ચંડિકા—દુર્ગાદેવીના જેવી ભયંકર દીસતી હતી. તે ગંભીર આવાજથી લલકારી સૈન્યને હીંમત અને ઉત્સાહ આપવા લાગી. વીર મહિલાનાં

વીર વચનો સાંભળી સૈન્યે ઉલટમાં આવી પૃથ્વીને ભયંકર ગર્જનાથી ગજાવી મૂકી. શત્રુ સૈન્ય સંહારવા માંડયું. વીરનારી દુર્ગાવતીની આવી બહાદુરી જોઇ મુસલમાનો ચકિત થયા. તેના હોંસકોસ ઉડી ગયા. કામ પાર પાડવાનું જે શસાતન તેનામાં હતું, તે જતું રહ્યું. નરમ પાણી જેવા થઇ ગયા. દુર્ગાવતીએ તેમને મોટા પરાક્રમથી બેવાર ઘેરી લઇ હરાવ્યા. શત્રુના છસો ઘોડેસ્વાર કાપી નાંખ્યા. તેથી તેઓ ભય પામી નાશી ગયા. આસફખાંએ મોટું અપમાન પામ્યો. તેણે ઘણે ઠેકાણે જય મેળવ્યો હતો. તે આજ વીર્યવાન દુર્ગાવતીના બાહુ બળથી તેજ અને હીંમત વગરનો થઇ કંપવા લાગ્યો. દુર્ગાવતી તેની પાછળ થઇ. તેમ શત્રુઓએ જોસથી નાસવા માંડયું. સાંજ પડી જતાં શત્રુપર હલ્લો ન કરવો, પણ થોડી વિશ્રાંતિ લઇ શત્રુપર તૂટી પડવું. આવો વિચાર સૈન્યક પુરૂષોએ દુર્ગાવતીને જણાવ્યો. તેથી તે જરા ચીંતવાન થઇ, કેમકે આ વખતે એમજ રહી હલ્લો કર્યો હોત તો શત્રુ સૈન્ય થોડું પણ જવા પામે નહિ, પણ સર્વાનુમતે તેમ કરવુ તેણે કબુલ કર્યું સૈન્ય થોડો વિસામો લેવાને બદલે શાંતિથી નિદ્રાવશ થયું. આસફખાં આવો લાગ જોઇ તેનાપર હલ્લો લાવ્યો. આમ ઓચીંતો હલ્લો આવવાથી દુર્ગાતી ડરી નહિ. તે પોતાનું સૈન્ય પહાડની એક સાંકડી તળેટીમાં લઇ જઇ ઉભી રહી. તેનાપર તોપનો મારો ચાલ્યો. અહીં સામસામે ભારે લડાઇ મચી. આ વખતે બાળકુંવર વીરવલ્લભ અતુલ બળ દેખાડી ઘણા આવેશથી શત્રુ સામે લડયો. શત્રુઓ આ બાળકનું શૌર્ય જોઇ છક થઇ ગયા. પણ તે શત્રુના ઘણા હુમલાથી જખમી થયો. દુર્ગાવતીએ એ જોઇ નહિ ખસતાં, પોતાના પ્યારા કુંવરની આસનાવાસના કરવાને તેને લડાઇની જગ્યોથી દૂર મોકલી દઇ, પોતે મોટી ગર્જના કરતી અધાત જુસ્સાથી લડવા લાગી, તેમનું કેટલુંક સૈન્ય કાપી નાંખ્યું. તેવામાં તેને બે ત્રણ તીર શત્રુ તરફથી વાગ્યાં, તોપણ નહિ ગભરાતાં, કે વીરધર્મ તજી શત્રુને તાબે નહિ થતાં, વીરધર્મની રક્ષા માટે પોતાનો પ્રાણ જતાં સુધી લડવાનો નિશ્ચય કર્યો. જખમી થયેલા ઘામથી લોહી વહેવા લાગ્યું હતું, શરીર અસ્થિર થઇ ગયું હતું, તેજ ક્ષિણ થવા લાગ્યું. પોતે વિચાર્યું કે હવે હું બચીશ નહિ, ત્યારે એક નોકરની સુતીક્ષ્ણ તલવાર લઇ પોતાના શરીરમાં પ્રવેશ કરી પ્રાણ ત્યાગ કર્યો. એ રીતે વીરવીરાંગના પોતાનું અખંડ નામ રાખી ગઇ છે.

## મરીચી.

એ પવિત્ર મનની સાધ્વી સ્ત્રી કોણ ? એ **સિકિમ** દેશની હદના **શાંતિરક્ષક** સેનાના ઉપરી **યશલાલસિંહ**ની પુત્રી થાય. યશલાલસિંહનો જન્મ **લેપચા** વંશમાં થયો હતો. એ જાતિ સૌન્દર્યને માટે પ્રખ્યાત છે. તેઓ સ્વભાવે

માયાળુ અને નમ્ર હોય છે. તેઓનું હૃદય પ્રેમથી પરિપૂર્ણ અને મન સદા પ્રફુલ્લ હોય છે. તેઓના જીવનનું શ્રેષ્ટ મહત્વ એ છે કે તેઓ પરસ્પર કજીઓ કંકાશ નહીં કરતાં પ્રીતિથી રહે છે. તેમજ ખોરાક વિના ભલે મરી જાય પણ પોતાની સ્વતંત્રતા કદી વેચતા નથી. આવા ઉત્તમ ગુણવાળા વંશમાં **મરીચીનો** જન્મ થયો હતો. એ ઘણીજ ખુબસુરત હતી. તેની ઉમર ૨૦ વર્ષની હતી. તે માયાળું અને પવિત્ર મનની હતી. પાપથી અસ્પર્ષ બુદ્ધ દેવના મંદીરમાં દેવસેવામાં તે લાગેલી રહેતી. તેના પિતા યશલાલસિંહે તેને બાલ્યકાળથી ઉત્તમ શિક્ષણ આપ્યું હતું. તે તેના સ્વભાવની સ્વાભાવિક સુંદર ગતિને હરકત કરતો નહીં. તેણે પોતાની ઇચ્છાથી મંદિરની કુંમારી શ્રેણીમાં કન્યાને લગાડી હતી. **લામા** હિંદુધર્મ શાસ્ત્ર એક સન્યાસી પંડિત પાસે શીખતો હતો. તે પાસેથી **મરીચી** પણ સંસ્કૃત અને હિંદી ભાષા શીખી હતી. પર્વતપાલિતા, વનલતા **મરીચીને** તેનો પિતા ઘણું ચાહતો હતો. કદી પણ તેના વિચારથી વિરૂદ્ધ થતો નહીં. તેને પૂર્ણ વિશ્વાસ હતો, કે મારી પુત્રી કદી પણ ખરાબ કામ કરે કે આચરે અગર તેવો વિચાર પણ કરે એવી નથી. એ માટે તેણે ઘણીવાર ખાતરી કરી જોઇ હતી. એ પહાડી દેશમાં એવો આચાર વ્યવહાર છે કે;—"કન્યા યોગ્ય ઉમરની થાય, એટલે પોતાની ઇચ્છા પ્રમાણે ચાલવાને તે મુખત્યાર છે. તેમાં માબાપ હાથ ઘાલતાં નથી, પણ તે ઇચ્છા નીતિના નિયમને અનુસરતી હોવી જોઇએ." **મરીચીનું** હૃદય પ્રેમથી પૂર્ણ અને સરળ હતું. આ અબળા જાતિ પર્વતપર રહેનારી પ્રપંચથી દૂર હતી. તે પોતાનું શીળ રક્ષણ કરવામાં ઘણી હુશિઆર હતી. એ લોકો જુલમ કદી સહન કરી શકતાં નથી. એ દેશનો એવો ધર્મ છે કે લોકો અન્નાહારથી મરશે, પણ સ્વતંત્રતા કદી વેચશે નહીં. તેઓ જુલમગારની છાતીમાં છુરી ભોંકવામાં સંકોચિત થતા નથી. મરીચીએ પોતાના પ્રત્યે પાપ બુદ્ધિ કરનાર પાંચ પાપિ રિપુઓનાં પેટ ચીરી નાખ્યાં હતાં. તે દેશની વિવાહિત સ્ત્રીઓની પાસે આવી છૂરી રહેતી નથી. પણ જરૂર જણાય તો રાખવાનો સર્વને હક્ક છે, પરંતુ મંદિરમાં રહેનારી કુમારીઓ તો પોતાના શીળ રક્ષણ માટે એક એક છૂરી માથાના વાળના અંબોડામાં ગુપ્ત રાખે છે. એક દિવસે મરીચી તેની બેન સાથે ફરવા ગઈ હતી. ફરી ઘેર આવી તો એક સાહેબ તેની ઓસરી ( પરસાળ ) માં ફરતો હતો. તેની બેન તો થાકી ગઇ હતી. તેથી ઘરમાં ચાલી ગઇ. મરીચીને સાહેબે બોલાવી કે તે નિર્ભયતાથી હિંમત રાખી તેની પાસે ગઇ. તેથી સાહેબ ઘણો ખુશી થયો. **મરીચીએ** એને મંદિર લૂટવાની પહેલાં એકવાર જોયો હતો. તે કહેવા લાગ્યો;—"અમે દેશના રાજા થઇશું. તું મારી જોડે ચાલ. હું તમને પણ સુખ આપીશ." વગેરે કહી ભોળવવા તથા ભય બતાવવા લાગ્યો. લાલચ પણ ઘણી બતાવી, ત્યારે મરીચીએ કંઇ જવાબ આપ્યો નહીં. એટલે સાહેબ તેની પાસે આવવા લાગ્યો.

તેથી મરીચી દૂર ખસી ગઇ. પણ સાહેબે એકદમ જઇ પકડી લીધી; મરીચી બળ કરી તેનો હાથ છોડાવી નાંખી બીજી તરફ જતી રહી. વળી તે પામર તેની પાછળ ગયો, ત્યારે મરીચીએ ક્રોધ કરી હિંમતથી કહ્યું;—દુષ્ટ! જોતું મારા શરીરપર હાથ લગાડીશ, તો હમણાં તને તેનું ફળ ચખાડીશ! સાહેબ ઉન્મત્તની પેઠે બોલ્યો; સુંદરી! તું હમણાં મદદ વગરની છે! તારો હાલ કોણ બચાવ કરશે? આટલું કહી મરીચીને પકડી. તેણે ઘણું બળ કર્યું, પણ એ તેનાથી છૂટી શકી નહીં છેલ્લીવારે તેણે પોતાના **શીળ** રક્ષણ માટે જે છૂરી અંબોડામાં સંતાડી હતી, તે યુક્તિસર કાઢીને, તે ન જાણે તેમ જોસથી તેની છાતીમાં ભોંકી દીધી. તેથી તે નરાધમ પામર મોટો અવાજ કરી તરત ભોંયપર પડી ગયો. એટલે તે નિર્ભય થઇ ઘરમાં ચાલી ગઈ. આહો! ધન્ય છે વીરકન્યા તને! કે તે બાહાદૂરીથી શીળનું રક્ષણ કર્યું!!

ખરેખર! "સ્ત્રીઓના સતીત્વના જેવી પરમ આદરની વસ્તુ કોઇ પણ ગ્રંથમાં જોવામાં આવતી નથી. જેઓ પોતાનું સતીત્વ જાળવે છે, તેઓનેજ સ્વર્ગ મળે છે." આવા કારણ માટે પ્રાણ નાશ કરવો એ અન્યાય કે પાપ નથી; એવું અનેક ધર્મનાં શાસ્ત્રોમાં કહેલું છે. આજ સુધી ઘણી સતી સ્ત્રીઓએ એ પ્રમાણે પોતાનું સતીત્વ રાખવા કર્યું છે. માટે **મરીચી**એ શીળ રક્ષણાર્થે જે કર્યું તે ઘણુંજ ઉત્તમ કર્યું. એ માટે તેને ધન્ય છે! આ બનાવ બન્યા પછી બીજે દિવસે અંગ્રેજ લોકોએ **સિકિમ** તાબે કરવાને અનેક છળભેદ રચવા માંડયા. ત્યાંનું મંદિર લૂટયું. તેનું વેર લેવાને ઘણી સ્ત્રીઓ હથિઆરબંધ થઇને ગઇ હતી. તે સાથે મરીચી પણ ગઇ હતી. અંગ્રેજ સેનાપતિ ઘોડેસ્વાર થઈને લડાઇના મેદાનમાં ગયો. ત્યાં તેણે પોતાના લશ્કરના ઘણા સિપાઇઓનાં મડદાં પડેલાં દીઠાં. આગળ ચાલ્યો તો તેથી વધારે જોવામાં આવ્યાં. આ જોઈ આશ્ચર્ય પામ્યો ને ઘોડો આગળ ચલાવ્યો, પણ ઘોડાનો પગ લપસી જવાથી પોતે નીચે કૂદી પડયો. થોડીવારે તેના પગમાં સણસણાટ કરતું કે તીર વાગ્યું. તેથી તે એક પગ લંગડાવી પોતાની તરવારપર નિર્ભય થઇ ઉભો રહ્યો. ચારે બાજુએ જોયું તો એક યુવતિ લડાઇના પોષાકમાં પોતાની પાછળ દોડી આવતી જોઇ. તેના એક હાથમાં ધનુષ અને બીજા હાથમાં એક કટાર હતી. આવી રીતે તેને આવતી જોઇ સાહેબ ઘણું આશ્ચર્ય પામ્યો અને પોતાના હાથમાંની તરવાર છેટે નાંખી દઇ બોલ્યો;—"**વીર કન્યા!** જખમી થયેલા સિપાઇ ઉપર હવે હથિઆર ઉગામશો નહીં! આ જુઓ મેં હથિઆર છોડી દીધાં છે." **યુવતિ** બોલી;—જુલમગાર! તું તે દહાડાની વાત યાદ કર? પાખંડ! તેં તે દહાડે શા અપરાધથી મંદિરના ધર્મ યાચકો ઉપર જુલમ ગુજાર્યો હતો? એટલું કહેતાંજ તો જોસથી તે રમણી પાસે આવી પહોંચી. તેથી સેનાપતિ આત્મ શમર્પણ કરી બોલ્યો;—**વીરદુહિતા!** અમે નારકી

છીએ, આજે કૃપા કરી બચાવો ! હવે કદી આવું ખરાબ કર્મ કરીશું નહીં. યુવતી બોલી;—દુર્વૃત્ત મારી નાંખનારા જનાવરને જાળમાં નાંખીને કોણે છોડયાં છે ? ઝેરી ભૂજંગને પગ નીચે દબાવ્યા પછી કોણ તેને છોડે છે ! પાખંડ ! આ કટારીથી આજ તારી છાતી ચીરી નાંખુ છું ! સેનાપતિએ કહ્યું;—છાતી ચીરવાને આપ મુખત્યાર છો, પરંતુ એક ભિક્ષા માગુ છું. યુવતિ બોલી:—શું છે ! બોલ ? સેંકડો અપરાધ વિસારી દયાને પાળીશ. સેનાપતિએ કહ્યું;—આજની લડાઇ કોણે કરી ? તમે કોનાં પુત્રી છો ? તમારૂં નામ શું છે ? યુવતીએ કહ્યું;—મંદીરવાસિની સ્ત્રીઓના હાથથી ઘણું લશ્કર માર્યું ગયું છે. હુ **યશલાલસિંહની** પુત્રી છું, મારૂં નામ **મરીચી** છે. સેનાપતિએ કહ્યું; હવે તમારી મરજી હોય તેમ કરો. તમે મુખત્યાર છો. આ સાંભળી મરીચીના હૃદયમાં દયા આવી. હાથમાંની કટાર ભોંયપર નાંખી બોલી;—જાઓ સાહેબ ! તમને માફી બક્ષું છું. આ પ્રદેશમાં ફરી કદી પણ આવશો નહીં. એમ કહી સેનાપતિની તરવાર જે દૂર પડી હતી, તે ઉપાડી લઈ મરીચી મંદિરમાં આવી સૌને મળી. તેની આવી વીરતા જોઈ સૌ ખુશી થયાં. ધન્ય છે મરીચી તારી હિંમત અને વીરતાને ! ! તેં હિંમત અને વીરતાથી તારૂં શીળ સાચવ્યું અને દેશને પણ પરાધિન થતો બચાવ્યો. મરિચી ! તને હજાર વાર ધન્ય છે ? તારા જેવી સતી અને બહાદુર સ્ત્રીઓ આ દેશમાં પેદા થાઓ ! ! !

---

## વીરભદ્રા.

આ વીરભૂમિની તેજસ્વિની વીરભદ્રા **અરન્તિ** નગરના રાજા **માણિકરાવ**ની પુત્રી થાય. તે રૂપ, ગુણ અને સૌંદર્યમાં મનોહર મુર્ત્તિ હતી. તેનો પ્રથમ સંબંધ તેના પિતાએ રાઠોડવંશના **મંદોર** રાજકુંવર **અરણ્યકમલ**ની સાથે કરવાનો વિચાર કર્યો હતો. **વીરભદ્રા**ની મરજી તે સાથે સંબંધમાં જોડાવાની નહોતી, પણ **જેશલમીર** પાસેના **પૂગલ** રાજકુમાર **સાધુ**નાં અતુલ વીરત્વ અને હિંમતની તેણે વાતો સાંભળી હતી. તે સાથે જોડાવાની ઇચ્છા હતી. તે ઇચ્છા વીરભદ્રાએ **સાધુને** જણાવતાં તેણે હા પાડી. તેથી **માણિકરાવે** વીરભદ્રાને તે સાથે પરણાવી, ઘણું ધન, માલ, મણિમુક્તા, સોના રૂપાનાં વાસણો, અને તેર કુમારી દાસીઓ આપી સ્નેહથી વિદાય કરી. સાધુ સૈન્ય સાથે વીરભદ્રાને લઇ પોતાની રાજધાનીમાં આવવા નીકળ્યો. રસ્તામાં ચાલતાં **ચંદન** નામની જગ્યાપર વિશ્રાંતિ લેવા મુકામ કર્યો. આ ખબર **અરણ્યકમલને** થતાં, તે વેર લેવાને રાઠોડ સૈન્ય લઇ આવી પહોંચ્યો. તેથી સાધુ કંઇ ડર્યો નહિ. ધીરજ રાખી વીરધર્મનું રક્ષણ કરવા સામો થઇ ઉભો. અહીં જબરૂં યુદ્ધ થયું. બંનેના સૈન્યમાં ઘણાં

માણસો કપાઈ ગયાં. વીરભદ્રા પોતાના પતિને ઘેરાયેલો જોઇ જરા પણ ડરી કે મુઝાણી નહિ, પણ હિંમતથી પ્રાણપતિને ઉત્સાહ આપવા લાગી. પતિનું અદભૂત પરાક્રમ જોઇ, મનમાંને મનમાં તેને ધન્યવાદ આપવા લાગી અને બોલી કે:—"સ્વામી ! હું તમારી યુદ્ધ ચતુરાઇ જોઇશ. તમો જો રણમાં પડશો તો હું પણ તમારી સાથે આવીશ." સાધુ પોતાની પ્યારી વીરભદ્રામાં આવી અસાધારણ તેજસ્વિતા જોઇ ખુશી થયો. બંને ક્ષત્રિવીરોએ દ્વન્દયુદ્ધ કરવાનો ઠરાવ કર્યો. આ યુદ્ધમાં બંને બેશુદ્ધ થઇ રણમાં પડયા. વીરભદ્રાના પ્રાણનું અધિક ધન જતું રહ્યું, પણ તેથી જરા પણ ગભરાઇ નહિ. તેણે ધીરજ રાખી તરવારથી પોતાનો એક હાથ કાપી નાંખીને બોલી:—"આ હાથ પ્રિયતમના પિતાને આપીને કહેજો કે, તમારા પુત્રની વહુ આવી સ્વરૂપવાન હતી." બીજો હાથ કપાવી નાંખી પોતાના મણિમુક્તા સાથે મહિલ કવિને ભેટ મોકલાવ્યો. પછી યુદ્ધક્ષેત્રમાં ચિત્તા તૈયાર કરાવી, પ્રાણપતિના શબને ખોળામાં લઇ શાંત ભાવથી બળી ભસ્મ થઇ. એ રીતે વીરભદ્રા અપૂર્વ પતિ ભક્તિ દેખાડી જગતમાં અમર થઇ ગઇ છે.

## સતી પ્રભા.

આ સતી ગનોરના રાજાની રાણી હતી. તે રૂપગુણ અને લાવણ્યતામાં અધિક હતી. એની સુંદરતાથી લૂબ્ધ થઇને યવનરાજે ગનોરપર ચડાઇ કરી. આ સામે રાણીએ ઘણા જુસ્સાથી લડાઇ કરી, પરંતુ સૈન્ય થોડું રહેવાથી, અને ઘણા વીર પુરૂષો ટપોટપ મરાણાથી શત્રુઓએ કિલ્લા હાથ કરવા માંડયા. તેથી ગભરાઇ પ્રાણ ત્યાગ નહિ કરતાં, લડયા કરી. છેવટ કોઇ રીતે બચવાનો ઉપાય રહ્યો નહિ, ત્યારે નર્મદા નદીપરના પોતાના કિલ્લામાં જવાને મછવામાં બેઠી. કિલ્લામાં પેસવાનું કરતી હતી, ત્યાં યવન સૈન્યે આવી ઘેરી લીધી, પરંતુ મહા મુશ્કેલીથી અંદર દાખલ થઈ, દરવાજા બંધ કરવા માંડયા, પણ યવન સૈન્ય અંદર પેસી આવ્યું. રજપૂતો અહીં મરણીઆ થઇ લડયા, તેમાં ઘણા મરાણા. યવનરાજે રાજ્ય જીતી લઇ કહાવી મોકલ્યું કે;—"સુંદરી ! તમારૂં રાજ્ય પાછું લઇ, તમે મારી સાથે વિવાહ કરો. હું તમારો દાસ થઇ રહીશ." આ પત્ર વાંચી સતીને ઘણો ક્રોધ ચડયો, પરંતુ શું કરે ? થોડીવાર વિચાર કરી, એ કામમોહીત યવનરાજને જવાબ લખી મોકલ્યો;—"મને બે કલાકનો વખત આપો, તો હું વિવાહને યોગ પોશાક તૈયાર કરી શકું." યવનરાજે ખુશી થઇ હા પાડી. રાણી બે કલાકની અંદર પોશાક પહેરી પોતાના વિશ્રામ ભવનમાં બેઠી, અને એક ઉત્તમ પોશાક યવન રાજાને મોકલી કહાવ્યું, કે આ પોશાક પહેરી વિવાહ માટે આવો. યવનરાજ મોકલેલો પોશાક પેહેરી આવ્યો. પહેલાં તો તેના અંતઃકરણમાં સુખના અનેક તર્કો

ઉઠયા, પરંતુ એકદમ તેને ભયંકર દરદ પેદા થઇ આવ્યું. આંખોએ અંધારી આવી ઘેલાની માફક બકવા લાગ્યો. "અરર! હું બળી મરૂં છું." એવાં તેનાં વચન સાંભળી સતીએ કહ્યું;—"તમારૂં આયુષ્ય હવે પૂરૂં થયું છે. આજેજ આપણું લગ્ન અને મૃત્યુ એકઠું થશે. તમારા અપવિત્ર ત્રાસમાં રમણીના સારરત્ન સતીત્વ ધનની રક્ષાનો બીજો ઉપાય નહિ જોયાથી, મેં તમોને ઝેર ભરેલો પોશાક આપ્યો હતો." એટલું બોલતાંજ સતીએ ઇશ્વર પ્રાર્થના કરી, કિલ્લાના બીજા માળપરથી નીચે પડતું મૂકી પ્રાણ ત્યાગ કર્યો. યવનરાજ પણ તરફડીઆં ખાઇ મુઓ. એ રીતે સતીએ સમય વિચારી, પોતાના સતીત્વ ધનનું રક્ષણ કર્યું. અહો સતી! તને ઘણા શાબાસ છે!!!

---

# વિરબાળા.

આ સાધ્વી રજપુતાનામાં આવેલા **રૂપનગઢ**ના રાજા **અમરસિંહ**ની પુત્રી થાય. તે ઘણી રૂપવાન, ધીર, ધાર્મિક અને નીતિવાળી હતી, **મેવાડ** અને **મારવાડ**ના કેટલાક રજપુતો પોતાની કન્યાઓને દિલ્લીના બાદશાહને આપી તેની કૃપા સંપાદન કરતા હતા. આ વાત સાધ્વી **વિરબાળા**ને પ્રિય નહોતી. જેણે ધર્મભ્રષ્ટ થઇ, યવનો સાથે પતિ સંબંધ બાંધ્યો હતો, તેને ધિક્કારતી હતી. તેનો વિચાર ગુણ, રૂપ, શીળ, વિદ્યાવંત, અને શૂરવીર એવો કોઇ ક્ષત્રિ પુત્ર મળે તેને પતિ કરવાનો હતો. એવો પતિ માબાપ શોધી ન આપે તો કુંવારા રહી મન વશ રાખવું અને સદ્‌વિદ્યાના ગ્રંથો વાંચી. નીતિથી રહી મુક્તિદાતા ઇશ્વરની ભક્તિ કરવી, એવો તેણે દૃઢ નિશ્ચય કર્યો હતો. તેની મોટી બેન **કેશરબા**ને તેના પિતાએ દિલ્લીપતિ **ઔરંગઝેબ**થી દબાઇ લાચારીથી તે સાથે પરણાવી હતી. તે એક વખતે રૂપનગઢમાં બાર વર્ષે માબાપને મળવા આવી. તેને તેની મા **કૌમારદેવી** વગેરે સૌ મળ્યાં, પણ વિરબાળા મળી નહોતી. એ વખતે વિરબાળા શિવપૂજન કરી શિવસ્તુતિ કરતી હતી કે;—હે ભોળાશંભુ! કૃપાસાગર! આપનું ધ્યાન મને નિશદિન રહો. ત્રિપુરારી! હું ક્ષત્રિની નીતિરીતિ કદી છોડું નહિં, એવી મને સદાય ટેક આપજો. પ્રભુ! સતી **સીતા**નું સતીત્વ મારે અંગે આપજો. મારાં વિકટ દુઃખ હરી હીંમત અને સદ્‌ગતી આપજો. મારે એક ક્ષત્રિવીર વરવાની ઉમંગ છે. એ પાર પાડજો. મારૂં શરીર તજું પણ મારી ક્ષત્રિ ટેક ન જાય. મારૂં શીળ સાચવી શુદ્ધપણે આપના ધ્યાનમાં લાગી રહું. એ હું માગું છું. આ રીતે વિરબાળા શિવપૂજનમાં તલ્લીન થઇ હતી, ત્યાં તેની બેન કેશરબા આવી શિવપૂજનની નિંદા કરવા લાગી. આ સાંભળી વિરબાળા ક્ષત્રિસ્વાભિમાનવી ક્રોધથી બોલી;—તું શું બોલે છે? હવે તું રાઠોડની પુત્રી રહી નથી તું તો દિલ્લીના તુરક બાદશાહની બે-

ગમ થઇ વટલીછું. માટે તને ક્ષત્રિનારીની શું ખબર પડે! તું તુરકનું અન્ન જમીછું તેથી તારૂં શરીર અશુદ્ધ થયું છે. તારૂં દર્શન અહીં જુએ નહીં. તુંને જોઈ મને ઝેર વરસે છે. જ્યારે પિતા દિલ્લીપતિને તાબે થયા, ત્યારે તને હાજર કરી દીધી; તે વખતે તારે તુરકની સ્ત્રી થવાની ગાળ ચડાવવી નહોતી. તારે તેજ વખતે મરવું હતું, એ તું જેવી સ્ત્રીને ક્યાંથી સુઝે? શૂરા કરણને ખોડ લગાડનાર કૌલારાણીની તું જોડ થઇ. તને વીરમાતા રાણકદેવી યાદ ન આવી! તેંતો રાઠોડની જાતને લજવી છે, તું તુરકને સંગ ગઇ. તેથી તારી બુદ્ધિ અને અંગ બગડયું છે. તેં વિરમતી નારીને સંભાળી નહિં. તેણે પોતાનું શીયળ સાચવવા લાલખાંને મારી પોતાની હુશિયારી બતાવી છૂટી. બેન! તને બાદશાહી મોજમજા ગમ્યાં છે. તેથી તું ક્યાંથી હિંદુશાસ્ત્ર અને પુરાણ જાણે! તેં રજપૂતનું અભિમાન મૂકયું છે, તને રજપુતાણીની છાપ ગઇ છે, તું તરકડીનો ઇલકાબ પામી છે. તું રાઠોડ કુળની શરમ છોડી બાદશાહની બેગમ થઇ છે. નીચ! તું શું મેં લઇ ગુમાન કરી બોલે છે? તને શરમ નથી? તને ધિક્ક છે! આવા તિરસ્કારથી કેશરબા બોલી;—હા, હા. તારી બેન વટલી છે, અને બાદશાહની બેગમ થઇ છે; પરંતુ તને તુરકને હાથ સોંપાવી મુગલની સ્ત્રી કરૂં ત્યારે ખરી. તારી ક્ષત્રિ ટેક તોડાવીશ. તારે માટે શેરબેકગુલામને ગોતીશ. પછી તું આવી મીયાંના પગ ચાંપજે અને ગુલામડી થજે. મારે અહીંનું અન્નોદક હરામ છે. તારા વચનથી મને રોમ રોમ અગ્નિઝાળ પ્રગટી છે. હું પ્રતિજ્ઞા કરી દિલ્લી જાઉંછુ, ત્યાં સઘળી વાત બાદશાહને કરીશ. એટલામાં દાસીઓએ આવી બંને બેનોને સમજાવી શાંત પાડી.

કેશરબા ત્યાંથી ચાલી નીકળી. વિરબાળાએ આ વાત પોતાની માતાને કહી; કૌમારદેવી બોલી,—પુત્રી! તેં ભલે એવાં વીરવચન કહી મારી કુખને શોભાવી. પુત્રી તો તારાજ જેવીજ જોઇએ. જેણે ક્ષત્રિ અભિમાન મૂકયું છે. તેને ધિટકાર દેવોજ જોઇએ. પછી વિરબાળાએ માબાપને પોતાની કરેલી પ્રતિજ્ઞા જાહેર કરી બોલી કે;—શિરછત્ર! હું ક્ષત્રિપુત્ર વિના કદી બીજા કોઇને વરનાર નથીજ. મારા શરીરના સાત કડકા કરી નાંખશો; તોપણ હું કોઈ તુરકને ઘેર જઇશ નહિં. તમો એવું કૃત્ય કરી ક્ષત્રિનું નિર્મળ નામ ખોશો નહિં. એકને આપી બીજીને આપવાનું કરશો તો ભલે મેરૂ પર્વત પોતાની જગ્યો બદલે. ધ્રુવમંડળ ચળીત થાય, સમુદ્ર મર્યાદા મૂકે; તોપણ હું એ કામ કરીશ નહિં. સર્પનો મણી ગ્રહણ કરવા જતાં, સિંહના મૂછનો વાળ લેવા જતાં, અને સતીનો છેડો પકડવા જતાં, કોણ મોતને પામ્યું નથી? કરણ વાઘેલે, અને પ્રતાપસિંહે ઘણાં ઘણાં સંકટો સહન કર્યાં છે; પણ દિલ્લીપતિ યવનબાદશાહને શરણે થયા નથી. માટે હું પણ કદી એ મોગલને વરવાની નથી. પુત્રીનાં આવાં વચન સાંભળી તેઓ ઘણાં ખુશી થયાં. પોતે પણ પ્રાણ જાય, તોપણ વિરબાળાને દુભાવી એવું કૃત્ય ન

કરવાનો નિશ્ચય કર્યો. વિરબાળાને જે વીર પુરૂષ મુગલથી ડરે નહિ એવા ક્ષત્રિને શોધીને દેવી. તેનો પ્રયત્ન તરત કરવા માંડયો, કેમકે માથે વેર હતું.

કેસરબાએ દિલ્લી જઇ જે પોતાનો તિરસ્કાર થયો હતો, તે વાત ઓરંગજેબ બાદશાહને કહી બતાવી. આપરથી તે ઘણો ગુસ્સે થયો. કેશરબાને ધીરજ આપી બોલ્યો;—તું ફિકર ન કર. હું હમણાં રૂપનગઢ જઇ તેને પકડી, અહીં લાવી તારી લુંડી ન કરૂં તો હું મુગલના પેટનો નહિ. તું ખુશી રહે. એમ કહી તરત રૂપનગઢ ધમકીનો એક પત્ર લખી વિરબાળાનું માગું કર્યું. તેથી અમરસિંહ રાજા થર, થર, કંપવા લાગ્યો. આગલી હીંમત નહિ રાખતાં. તેનું માગું કબૂલ રાખ્યું. આ ખબર વિરબાળાએ જાણ્યા કે તેણે માબાપથી ગુપ્ત એક અટંકી પ્રતાપસિંહ રાણાના પૌત્ર રાજસિંહ રાણો ક્ષત્રિનો અંકુર રાખી મુગલની સામે થાય એવો છે. એવો વિચાર કરી તેને પ્રેમ ભરેલો વિનતિ પત્ર લખ્યો કે;—"પ્યારા ! આ પત્ર વાંચી મારી ખબર તરત લેજો. હું રાઠોડની પુત્રી તમને મને કરી વરી ચૂકી છું. મારા પિતાને મુગલે પત્ર લખી ડરાવ્યો છે. તેથી તે નઠારા વિચાર કરે છે, પણ હું મુગલોથી ડરી નથી. હું તો તમારા દર્શનની અભિલાષી છું. માટે મારૂં વચન સત્ય કરશો. એણે લગ્ન માટે વસંતપંચમી ધારી છે. તે દિવસે આવી પહોંચી મારી સંભાળ લેજો. જેમ રૂક્મિણીજીએ 'પણ' લીધું હતું, તેમ મેં પણ એવું 'પણ' લીધું છે. હે કાન્ત ! તમે મારા કૃષ્ણ છો. માટે મારી ખબર તરત લેજો. હું આખી પૃથ્વીને વીર વિનાની દેખુ છું. કોઈ પણ માઇનો પુત જોતી નથી. એક તમેજ ખરેખર નર છો. અરે ! મ્લેચ્છ જાતને વરવું, તેના કરતાં તો મરવું સારૂં છે. જો તમે નહિ આવો, તો હું પ્રાણત્યાગ કરીશ. એ હત્યા તમને લાગશે. બધે ક્ષત્રિનું તેજ અસ્તાંગત થઇ ગયું છે. મુગલોએ સૌને પાડયા. તેથી બિચારા થયા છે. ફક્ત એક અટંકી રાણા તમેજ મારા પ્રાણ છો. હે રાજસિંહ રઢીઆળા ! તમે પ્રતાપના કુળમાં દીવારૂપ છો. તેથી તમારી સાથે મારો વિવાહ કરવા ચાહું છું. મારો પિતા ને કાકો શૂરવીર નથી. તેથી દુઃખ ભોગવું છું એક મારા પિતાના મિત્ર રામસિંહનો મારે પક્ષ છે. એ વિના કોઇનો આધાર નથી. મારા પ્રાણ તમારાથી બંધાણા છે. માટે તરત આવીને મારી ખબર લેજો."

રાજસિંહ રાણો વિરબાળાનો પત્ર વાંચી પોંચા કરડવા લાગ્યો. વિરબાળાને શરણુ દેવા હામ ભીડી બોલ્યો;—અરે ? શું ક્ષત્રિ બચ્ચાઓ આવાં કર્મ કરવા લાગ્યા ! શું ક્ષત્રિઓનું આવી ખુટયું ! ધિક્ક છે તમારી નીતિને ! તમે તુરકને બેટી દઇ તેનાં અન્ન જમો છો ! અને તેથી પ્રસન્ન રહોછો ! તમને ધિક્કાર છે ! અરે ! તમારી સમશેર કયાં ગઇ ? તુરકડાઓ તમારે માથે કેર કરે છે, તે કેમ જોયા કરો છો ? જ્યારે ઇશ્વર વીરપુત્રીઓ આપે છે, તેને કેમ

કાળ પધારો છો ? શું **મહાભારત**માં પૂર્વજોનાં પરાક્રમો સાંભળતા નથી ? જો હું **લવવંશ**નો સાચો ક્ષત્રિબીજ હોઈશ, તો હું એ યવનોનો નિરવંશ કાઢીશ. જો આ સ્ત્રી તુરકને વરે, તો હું મારી ક્ષત્રિમાતાને ધાવ્યો ન સમજવો. રાણનાં આવાં વચનો તેની પત્ની **વીરકળા** સાંભળતાંજ બોલી—પ્રાણપતિ ! એવો વિચાર શા માટે લાવો છો ? ચતુર ચંદાવત તમે તરત ચડો ! મારૂં સુખ યાદ કરી પટાવતો ચડશે, એવું વિચારી જરાવાર પણ થોભશો નહીં. મારી પ્રિતને ખોટો દોષ લગાડશો નહિ. તમે આ રોષ કેમ સહન કરી ઉભા છો ? હે સલુમ્બર પતિ ! શૂરવીર શરીરવાળા ! સ્ત્રીમાં ખોટું મન લગાડશો નહીં. આ પૃથ્વીપર પ્રાણી માત્ર સ્ત્રીસુખ ભોગવે છે, પરંતુ ધર્મ અને કીર્તિની ટેક સાચવવાનો ફરી ફરી આવો પ્રસંગ મળતો નથી. મહાભારતનો વિચાર કરો. **અભિમન્યુ** રણે ચડયો, ત્યારે **ઉત્તરા** કુંવરીમાં મોહ પામ્યો નથી. રામાશ્વમેધ વખતે **વીરસેન**નો વિચાર કરો. આ પુરૂષોની અમરકીર્તિ છે. તેથી તે જીવતાજ છે. રણમાં શરીર પડયે તો સ્વર્ગ મળે છે. મને આપથી ક્ષણમાત્ર અલગી ન સમજશો. હું તમે જ્યાં જશો, ત્યાં સાથેજ છું. અરે ! હું કામબુદ્ધિથી રોકું તો મને ધિક્કાર છે ! હું એવો વિચાર કેમ કરૂં ! હાય ! હાય ! હું હાડાકુળની બાળા છું. તેને માથે રખે ગાળ ચડાવતા ! અરે ! મને એવો પ્રસંગ કદી આપશો નહિ. રાણો પોતાની પ્રિય સ્ત્રીનાં આવાં વીરવચનો સાંભળી ખુશી થયો. પછી સઘળી વાત પોતાની માતાને જઈને કહી. તેથી માતા **વિરમતી** બોલી;— પુત્ર ! તું શરણાગતને શરણ દેવામાં સંકલ્પ વિકલ્પ કરી વિલંબ કરીશ, તો ક્ષત્રિ શૂરત્વને એબ લગાડીશ. વીરપુત્રી વિરબાળાએ લખ્યું છે, ત્યારે તું વિલંબ શા માટે કરે છે ? હવે તું તત્કાળ જા. રણ વિષે રંગ રાખ. આવો ઉત્તમ પ્રસંગ મળ્યો છે. તેમાં તું રંગ રાખે, ત્યારેજ તેં મારૂં પેટ સાચું શોભ્યું સમજવું. પુત્ર ! ધીરજ ન કર ! વીરબાળા પ્રાણ ત્યાગ કરશે. પછી **રાણા**એ તરત વિરબાળાને પત્રનો જવાબ લખ્યો કે;—"તમે ધીરજ રાખશો. ફિકર કરશો નહિં, હું વસંતપંચમીએ આવી પહોંચીશ."

કેશરબા તથા **ઔરંગજેબ** રૂપનગઢ જાન લઈને આવવા નીકળ્યા. કેશરબાને મળવા જવું પડશે. એવું અમરસિંહે દાસી સાથે વિરબાળાને કહાવ્યું. તેથી તેને ચિંતા થવા લાગી કે, નાથ હજુ ન આવ્યા. માબાપ વેરી થયાં છે. તેથી દીલ ઘણું દુઃખાય છે. આમ કલ્પના કરી શંભુનાથની પ્રાર્થના કરવા લાગી અને તેની સાહયતા માગવા લાગી. નાથ ન આવે તો પ્રાણ ત્યાગ કરવાનો વિચાર કરી રાખ્યો. તેની દાસીએ ઘણી ધીરજ આપી કે હમણાં રાણાજી આવી પહોંચશે. તમે વસ્ત્રાલંકાર સજી તૈયાર રહો. વિરબાળા શણગાર સજી તૈયાર થઇ બેઠી હતી, ત્યાં દાસી રાણાજીને તેડી લાવી. વિરબાળાએ ઘણા હર્ષથી પ્રેમસહિત સત્કાર કર્યો. તેના નેક ટેકનાં ઘણાં વખાણ કર્યાં લાજ રાખવા વિષે રાણાજીને જણાવ્યું. તેથી રાણો

રાજસિંહ બોલ્યો;- વિરબાળા મારા ક્ષત્રિધર્મથી મેં કાંઇ વધારે કર્યું નથી. શિશોદીઆએ આવાં કામમાં પોતાનાં શીશ વહાલાં કર્યાં નથી. જ્યાં લગી મારા શસ્ત્ર સજ છે અને ધડ ઉપર શીશ છે, ત્યાં લગી પ્રિયા ! તું કોઇનો ડર રાખીશ નહિ. આ શરીર શું કામનું છે ? અરે ! એ ઔરંગજેબ હીંમત રાખી ક્ષત્રિઓની આબરૂ લૂટવા આવ્યો છે ! જો હું તેને ધોએ મોઢે કાઢું તોજ મારૂં નામ રાજસિંહરાણો સાચો. શું રાજહંસણી તુરકને હાથ જશે ! શું એ મર્કટને ક્ષત્રિ નારીઓ વરશે ! શું ક્ષત્રિમર્દ હીંમત હારી નાશી ગયા છે ? વગેરે વીર વચનો કહી વિરબાળાને હીંમત આપી. વિરબાળાએ ભોજન કરાવ્યું. પછી રાણે તેનો હાથ ગ્રહણ કર્યો. વિરબાળા મુગલ સૈન્ય આવેલું જોઇ ડરવા લાગી. ત્યારે રાણો બોલ્યો, પ્રિયા ! તું ન ડર ! એ મુગલોને આપણે ચેતવીનેજ જઇશું. શું અમારાગાં શરાતન ગયું છે ? કે ગુપ્તપણે અબળાને હરણ કરીને જઇએ ! તું ધીરજ રાખ. જરા પણ ચિંતા ન કરવી. .પછી બંને ઘોડાપર સ્વાર થઇ મુગલોને જાણ કરી ચાલી નીકળ્યા. આ જોઈ મુગલ સૈન્ય ચકિત થઇ રહ્યું. તેમાં તેમનું કંઈ ચાલ્યું નહીં. રસ્તામાં ચાલતાં એક પહાડની તળેટીમાં ઝાડની છાયામાં વિશ્રાંતિ લેવા બેઠાં. રાણાજીએ કહ્યું;—પ્રિયા ! તને શ્રમ પડયો હશે. પતિનાં આ વચન સાંભળી વિરબાળા બોલી;—રાણાજી ! તમો મારા પ્રાણાધાર પાસે છો, ત્યાં મને શ્રમ શેનો લાગે ! આપનું મૂખ વારંવાર નિહાળવાથી મને હર્ષનો પાર રહેતો નથી. જેવી મને ઉત્કંઠા હતી, તેવાજ આપ મને હૈયાના હાર મળ્યાછો. મારા સુભાગ્યે આપ જેવા મારે પ્રાણનાથ છે. પ્રિય ! હું ઉદેપુર જઇ પતિવ્રતાના ધર્મ પ્રમાણે ચાલી આપની સેવા કરૂં, એવી મારી અંતરની અભિલાષા છે. આ વાત ચાલી રહી હતી, તેટલામાં અજેપાળ ભીલ ઔરંગજેબના સૈન્યમાંથી કેશરબાને ગુપ્તપણે હરણ કરી લાવ્યો, અને એક પર્વતની ખીણમાં લઇ જઈ બળાત્કાર કરવાનો ઇરાદો કરતો હતો, તે જાણી લઇને કેશરબાએ કોઇ શરણ કરો ! કોઇ શરણ કરો ! એવો પોકાર કર્યો. આવા શબ્દ પહાડની ખીણમાંથી આવતા રાણાજીએ સાંભળ્યા કે, તરત હથિઆરબંધ થઇ ત્યાં જઇ પહોંચ્યા. કેશરબા રૂદન કરતી બેઠી હતી, તેના શિળનું રક્ષણ કર્યું. તેને ફાંસામાંથી મુક્ત કરી. આ વખતે કેશરબા શરમાઇ જઈ પગે પડી અને કહેવા લાગી કે, મેં વગર સમજ્યે આ ફીસાદ ઉપજાવી છે. રાણાજી ! હું આપની અપરાધી છું. એ મારો અપરાધ ક્ષમા કરશો. આ વખતે હું તમારા દુશ્મનની સ્ત્રી તમારા આગળ ઉભી છું. હું આપને શરણે છું. ગમે તો મારો અગર જીવાડો. મેં વિરબાળાને ઘણી સતાવી છે. હું આ તુત કરી આફત લાવીછું. રાણોજી બોલ્યો;—કેશરબા ! તમે કંઇ શંકાશો માં. ક્ષત્રિપુરૂષોમાં કેવાં પાણી છે એ તમાસો તમે જોયો. અમારે તમારી સાથે દુશ્મનતાઇ નથી. તમે આ તુત કર્યું, તેથી તો હું આ વિરબાળાને પામ્યો છું. તમે અમારે શરણ છો, જરા-

એ ગભરાશો નહિ. વિરબાળા બોલી;—બેન ! તમે કાંઇ શરમાશો નહિં. તમારી ઇચ્છા પ્રમાણે રાણાજી કરશે. કેશરબા પાસે આવો. આ કામ શી રીતે બન્યું ? ધીરજ રાખો. વગેરે વિવેકનાં વચનો વિરબાળાએ કંઇપણ દ્વેષ ન રાખતાં કહ્યાં. પછી કેશરબા બોલી;—બેન ! ધન્ય છે રાણાશ્રીને ! કે મારી જતી લાજ રાખી. નહિંતો મારે પ્રાણ ત્યાગવો પડત. બેન ! તને મેં ઘણું દુઃખ દીધું છે. હું બાદશાહને સમજાવી અહીં લાવી, મેં મોટો અપરાધ કર્યો છે, હવે મનમાં ઘણો પસ્તાવો થાય છે અને જાણું છું કે હું અહીંજ પ્રાણત્યાગ કરૂં. બેન ! તું તારા દેવ પાસે વચન બોલી હતી, તે તેં સત્ય કર્યાં. તેં તારી ટેક રાખી છે. ધન્ય છે તને ! આમ બોલી પસ્તાવો કરતી રૂદન કરવા લાગી. તેણે રાણાજીનો ઘણો ઉપકાર માન્યો. પછી પોતાને બાદશાહ પાસે મોકલી દેવાનું કહેતાં ત્યાં મોકલી દીધી. રાણાજી અને વિરબાળા સૈન્ય સહીત ઉદેપુરમાં આવ્યા. વિરબાળાના માબાપ આ ખબર જાણી ઘણાં ખુશી થયાં. કેશરબાએ બાદશાહ પાસે જઇ વિતેલી વાત કહી બતાવી. તેથી બાદશાહને રાણા ઉપર ઘણી પ્રીતિ ઉત્પન્ન થઇ. રાણાજીનાં ઘણાં વખાણ કરવા લાગ્યો. વિરબાળા પતિવ્રતાના ધર્મ પ્રમાણે વર્તિ સુખમાં દિવસો નિર્ગમન કરવા લાગી. અહો ! ધન્ય છે વીરબાળાને ! કે તે પોતાની નેક ટેક સાચવી જગતમાં અખંડ કીર્તિ રાખી ગઇ છે !!!

---

## વીરનારી ચન્દા.

આ વીરનારી **પંજાબ**ના કેસરી **રણુજિતસિંહ**ની પત્ની થાય. તે મહાવીર, ધીર, તેજસ્વિની, પતિવ્રતા અને ધાર્મિક હતી. જ્યારથી તે રાજાધિરાજ રણજિતસિંહને પરણીને તે સહધર્મિણી રૂપથી અંતઃપુરમાં આવીને રહી હતી, ત્યારથીજ તે **કોહિનૂર**ની કાંતિથી શોભિ નીકળીને **લાહોર**ના દરબારમાં રાજનીતિના કાર્યમાં કુશળતા બતાવી પતિને સલાહ અને સહાયતા આપવા લાગી હતી; એટલુંજ નહિ પણ તે પતિવ્રતાના ધર્મ પ્રમાણે ચાલી પતિને ઘણું સુખ આપતી હતી. રણજીતસિંહ પણ તેની સાથે ઘણી પ્રીતિ રાખતો હતો. આ જોડું સર્વ પ્રકારે એકરૂપ હતું. બંનેને પરમાર્થ અને સ્વતંત્રતા પ્રિય હતાં. ધર્મ દાનમાં ઘણું દ્રવ્ય વાપરતાંહતાં. રણજીત સિંહના દેવલોક પામ્યા પછી તેનો પુત્ર **દુલીપસિંહ** બાળક હતો. ચંદા સઘળો રાજતંત્ર સ્વતંત્રપણે ચલાવતી હતી. તે અંગ્રેજોને વણિક પ્રકૃતિ કહીને ઉપહાસ કરતી હતી. તેઓ **ચન્દા**ના તેજસ્વિ હૃદયના કઠણ આવરણને ભેદ કરવાને અસમર્થ થયા હતા. એ તેજસ્વિની ઇતિહાસ પ્રસિદ્ધ લલનાએ તેમને દેશમાંથી દૂર કરવાનો પ્રયાસ કર્યો હતો. એ તેણે અંગ્રેજોના અંતઃકરણમાં આઘાત આપ્યો હતો. **ચન્દા**એ પંજાબમાં પોતાની સત્તા બેસારી હતી. જ્યારથીજ તે પોતાના આખા પંજાબે

તેના મહારાણી તેજોમહિમાની આગળ મસ્તક નમાવ્યાં હતાં. દરબારના સરદારો તેને રણજિતસિંહની તેજસ્વિની મહારાણી જાણીને શ્રદ્ધા કરવા લાગ્યા હતા. રાજ્યની પ્રજા રક્ષા કરતી માતા સમજીને ભક્તિ કરવા લાગી હતી. જ્યારથી પંજાબની ગાદીએ દિલિપસિંહ બેઠો. ત્યારથી ચન્દાના તેજસ્વિપણાનો પ્રકાશ ઝળકવા લાગ્યો હતો. આટલા દિવસ હજુ અંધકારમય ગર્ભમાં રહીને પોતાની પ્રભાથી પોતેજ દીપતી હતી. પરંતુ હાલ ખાણની અંદરથી નિકળીને ચોમેર દીપ્તિ વિસ્તારવા લાગી હતી. રણજિતસિંહના પરલોક પ્રાપ્તિના પછી પંજાબ રાજ્યમાં ખળભળાટ ઉઠી રહ્યો હતો. દિલીપસિંહ એ વખતે નાનો હતો. તેનો રાજ્ય સંબંધના કોઇ કાર્યમાં હાથ નહોતો. ચન્દા સંકટના સમયમાં લાહોરની ગાદી ઉપર બેસીને રાજ્યની સારી વ્યવસ્થા કરવાને યત્ન કરતી હતી. તે દરરોજ નિયમિત સમયે દરબારમાં જઇને રાજકાર્ય લક્ષ દઇને કરતી. પોતાના પુત્રનું રાજ્ય નિષ્કંટક અને નિરૂપદ્રવ કરવાને વાસ્તે રાજ્યનીતિના ગુઢતમ કાર્ય કરીને સર્વને અજાયબ કરી મૂકતી હતી. રાજ્યમાં જે ખળભળાટ ઉઠયો હતો તે તેણે તરત પોતાના પ્રભાવથી શાંત કરી દીધો. સર્વે પરસ્પર પ્રીતિભાવે મળવા લાગ્યા. એવું ચન્દાનું હૃદય તેજસ્વિતાથી પરિપૂર્ણ હતું.

ચન્દા જ્યારે પંજાબની ગાદીપર હતી, ત્યારે ખાલસા સૈન્યની જુદા પ્રકારની વર્તણુંક જોઇ, અંગ્રેજોએ પોતાના દેશના રક્ષણ માટે ઘણું સૈન્ય બ્રિટીશ રાજ્યની સીમાપર રાખ્યું. બ્રિટીશ ગવરમેન્ટના આવા ઉદ્યોગથી ખાલસાઓના તથા ચન્દાના હૃદયમાં આશંકાના તરંગો આવવા લાગ્યા કે;—પૂર્વે અંગ્રેજોએ જેવા કૌશલથી ભારતમાં પોતાનું રાજ્ય વિસ્તાર્યું છે. એવાજ કૌશલથી તેમણે સ્વાધીન રાજ્યોને પરાધીનતાની લોખંડની સાંકળથી ચડાવી મૂક્યાં છે.. એજ કૌશલ બળથી રજપૂત, મરાઠા, અને મુસલમાન સર્વને આધિન કર્યા છે. તેવીજ રીતે આ પંજાબ રાજ્યને પણ તાબે કરવા ધાર્યું હશે. એવી આશંકાથી ચન્દાએ યુદ્ધ સામગ્રી કરવા માંડી. ખાલસા સૈન્ય મદમત્ત હાથીની પેઠે બ્રિટીશ સૈન્ય સામે ગયું. તેમાં ચન્દાએ ઉત્સાહભેર ભાગ લીધો, લાલસિંહ અને તેજસિંહ સરદારોના વિશ્વાસઘાતથી પરાજય થયો—તોપણ ચન્દાનું હૃદય બ્રિટીશસિંહના તેજની આગળ પરાભૂત થયું નહિ, તે પોતાના રાજ્યમાં પરજાતિને ઇચ્છા પ્રમાણે વર્તતાં જોઇ તેનું કોમળ હૃદય અપમાન—વિષથી કાલિમય થઇ ગયું. રેસિડેન્ટ—હેનરીલારેન્સ ચન્દાની પ્રકૃતિ જાણતો હતો. તેણે જાણ્યું કે, એવી તેજસ્વિ નારી લાહોરમાં રહ્યાથી પોતાનું પ્રભુત્વ અક્ષય રાખી શકાશે નહિ; એવો તેને દૃઢ વિશ્વાસ હતો. એ વિશ્વાસથીજ રેસિડેન્ટ તેને લાહોરમાંથી સેખપૂરમાં અને ત્યાંથી રેસિડેન્ટ—ફ્રેડરિક-કારિની સલાહથી બનારસ કાશીમાં દેશનીકાલ કરી. તોપણ ચન્દાના મનમાં કોઈ જાતનો વિકાર ઉત્પન્ન થયો નહિ. વીરજાયાએ વીરનારીના પ્રમાણે અટલ ભાવથી

અવિકાર ચિત્તે પંજાબનો પરિત્યાગ કર્યો. એ જે સમયે લાહોરના સિંહાસનપર ચોતરફ પોતાનો ગૌરવ વિકાશ કરતી હતી, જે વખતે તેની પ્રભુત્વ શક્તિ આગળ મસ્તક નમતાં હતાં, તે વખતે તેને જેવી સ્થિર જોઇ હતી; તેવીજ સ્થિર લાહોર છોડતી વખતે પણ જણાઇ હતી.

**ચન્દા**ના પ્રતિ પંજાબની પ્રજા અપૂર્વ શ્રદ્ધા, ભક્તિ, અને પ્રીતિ રાખતી હતી. પોતાના પ્રીતિપાત્રની શોચનીય દશા કદી પણ શાંત ભાવે જોઇ શકાતી નથી. પંજાબ દેશ તેની દેવતાના પ્રમાણે ભક્તિ અને શ્રદ્ધા કરતો હતો, માતાના પ્રમાણે સરલ હૃદયથી પ્રીતિ કરતો હતો, એવી પ્રજા પ્રિય ચન્દાના દેશનિકાલથી પ્રજાનું હૃદય ઉગ્ર હલાહલથી કાળું થઇ ગયું. દુઃખિત હૃદયે ક્રોધાવેશમાં આવી બીજું ભયાવહ–ચિનિયાનવાળા—યુદ્ધ થયું. તેમાં શિખોએ ઘણી બહાદુરી બતાવી જય મેળવ્યો. આ ચિનિયાનવાળા યુદ્ધનું નામ ભરતખંડના ઇતિહાસમાં સોનાના અક્ષરથી અંકિત થયું છે. ખરે ! ચન્દા તેજસ્વિ નારીના અદ્વિતીય દ્રષ્ટાંતની ભૂમિ તથા દઢતા અને અટલાતની મૂર્તિ હતી. તે કોમળતામય અંગના—હૃદયની અધિકારી હોવા છતાં પણ ભીમ ગુણાન્વિત તેજસ્વિની હતી. એના વિના કોઇપણ નારીએ આ ઓગણીસમી સદીમાં અંગ્રેજ જેવી પ્રબળ જાતિની સાથે એવી તેજસ્વિતાની સ્પર્દ્ધા કરી નથી.

---

# વિદેશી–સતીઓ.

## સારામાર્ટિન.

**સારામાર્ટીન**નો જન્મ સને ૧૭૯૧ માં ઇંગ્લાંડના કેમ્સ્ટાર નામના ગામમાં થયો હતો. એ દુઃખીઓનાં દુઃખ દુર કરવા અને દુરાચારીઓને સદ્ગુણી કરવા પ્રયત્ન કરતી. **સારામાર્ટીન**નો પિતા સાધારણ વેપાર કરી ગુજરાન ચલાવતો. તે પોતાની પુત્રી સારાને નાની મૂકી મરી ગયો. તેથી તેની બુઢી માતાએ પાળીપોષી મોટી કરી હતી. તેને બાળપણથીજ કુદરતની મનોહર રચના નિહાળવાની ઘણી ચાહના હતી. વૃક્ષ નીચે બેસી વનમાં પક્ષીઓનાં સુલલિત ગાયન સાંભળી ઘણી ખુશી થતી. તેની રહેવાની ઝુંપડી પાસે કોઇ પણ ચીજ ચિત્તને અપવિત્ર ભાવનો ઉપદેશ આપે એવી નહોતી. તેને પેટ ભરવાનું ઠેકાણું નહોતું. તેથી નાની ઉમરમાં નિશાળ છોડીને ધંધે વળગી હતી. ચૌદ વર્ષની થઇ ત્યારે દરજીનો ધંધો શીખવા માંડયો. એ ધંધામાંથી જે મળતું તેમાંથી પોતાનું ગુજરાન ચલાવતી. તેણે એ ધંધામાંજ પોતાનું જીવન ગાળ્યું એમ નથી, પરંતુ યારમાઉથ શહેરમાં કેદીઓ નર્કતુલ્ય દુઃખ ભોગવતા હતા. તથા તેઓ ઘણા દુરાચારી હતા, ઇશ્વરે

મનુષ્યને જે મતલબથી આ પૃથવીપર મોકલ્યા છે, એ મતલબ સમજી શકવાની તેઓમાં શક્તિ નહોતી. એ શહેરના લોકો એની કશી દરકાર કરતા નહિં. સને ૧૮૧૫ માં એક અપરાધી સ્ત્રીને કેદમાં નાખી હતી. આ કમનસિબને એક છોકરો જન્મ્યો હતો. તેપર તેનો નિર્મળ સ્નેહ નહોતો. તેને સ્તનપાન કરાવતી નહિં, પણ મારતી. આ સ્ત્રીની આવી દુષ્ટતા જોઇ તેની અજ્ઞાનતાપર સ્નેહમયી સારામાર્ટીનને ઘણી દયા ઉત્પન્ન થઇ. તેમની હાલત સુધારવાને ધર્મોપદેશજ એક સારો રસ્તો છે. એવું વિચારી કેદખાનાના ઉપરીની રજા મેળવી પેલી અબળા કેદીની પાસે ગઇ. એ અબળા સારાને જોઈ ઉભી થઇ રોઇ પડી, પરંતુ કંઇ ન બોલતાં ચૂપ રહી. સારાએ કહ્યું;—તેં કેવું મોટું પાપ કર્યું છે! તે માટે તારે ઇશ્વર પાસે ક્ષમા માગવા પ્રાર્થના કરવી જોઇએ, વગેરે સમજાવ્યું. તેથી એ પોતાના પાપને સમજી રોવા લાગી અને પરોપકારી સારાને ધન્યવાદ આપવા લાગી. આ એક કામમાં સારા ફાવી, ત્યારે બીજા કામમાં તત્પર થઇ. રોજ પોશાક વહેંચ્યા પછી કેદીઓની પાસે ધર્મગ્રંથ વાંચવાનો આરંભ કરતી. તેઓ ઘણાજ અજ્ઞાન હતા. તેથી તેમને નિયમસર શિખવવાની ઇચ્છા થઇ. અઠવાડીઆમાં છ રોજ પોશાક વહેંચવા અને બે રોજ તેને લખતાં વાંચતાં શિખવવા લાગી. તેથી તેના વેપારમાં નુકશાની આવી, પરંતુ પરોપકારી કાર્ય આગળ તે જરાપણ ગણકારતી નહિં. તેણે લખ્યું છે કે;—"અઠવાડીઆમાં બે દિવસ પોશાક બનાવવાનું છોડી, કેદીઓની નોકરી કરવી, એ મેં ઉચિત જાણ્યું. એવી રીતે મારો વખત ખર્ચ કર્યાથી પૈસાનાં સંબંધમાં હું નુકશાન વિચારતી નહોતી. ઇશ્વરના આશિર્વાદમાં હું જે કામ કરતી તેથી મને પ્રગાઢ સંતોષ થતો હતો." સને ૧૮૨૬ માં તેની વૃદ્ધ ડોશી ગુજરી ગઇ. તેને પોતાના ગામમાં રહેતાં હરકત આવતી હતી. તેથી યારમાઉથમાં રહેવા આવી. સારાને પરોપકારી કાર્યમાં મંડેલી જોઇ, એક બાઇ તેને અઠવાડીઆમાં એક રોજ પોશાક કરી આપતી. બીજા માણસો તેને મદદમાં ત્રણ ત્રણ માસને અંતરે સવા રૂપિઓ આપવા લાગ્યા. જે રૂપિઆ મળતા, તેમાંથી તે ધર્મગ્રંથ લેતી; ને તે કેદીઓને વાંચવા આપતી. હવે તે ઘણો વખત કેદખાનામાં રોકાવા લાગી. તેથી તેને પેદાસ ઘરભાડા જેટલી માંડ આવવા લાગી. ખાવા પીવાને કંઇ બાકી રહેતું નહિં. તેથી ઘણીજ દુઃખી થઇ; તોપણ તેણે પોતાનું મહતત્વત છોડયું નહિં. તેણે લખેલું છે કે;—"જ્યારે હું પોશાક તૈયાર કરતી, ત્યારે મારે ઘણો વિચાર કરવો પડતો;જ્યારે આ વેપારબંધ થયો, ત્યારે મારો વિચારપણ બંધ થયો. મેં ધર્મગ્રંથમાં વાંચ્યું હતું કે;—"ઇશ્વર નિરૂપાયની રક્ષા કરેછે. ઇશ્વર મારો પ્રભુછે. તે કદીપણ તેનો હુકમ માનનાર દાસને છોડશે નહિં. ઇશ્વર મારો પીતા છે. ઇશ્વર તેના દાસની સહનશીલતા જોવાનેચાહે છે." સારામાર્ટીનનું હૃદય કેવું પવિત્ર હતું. એ આ ઉપરથી જણાઈ આવે છે.

સારામાર્ટીનના પ્રયત્નથી કેદીઓ સુશીલ, વિનયી અને કોમળ અંતઃકરણના થયા. તેઓના નિર્વાહ સાધનમાં ઉપયોગી થઈ પડે, માટે સ્ત્રીઓને શીવવાનું કામ અને પુરૂષોને ટોપી, ચમચી, શીલ વગેરે કરવાનું શિખવ્યું. તેમને દર રવિવારે ઇશ્વર પ્રાર્થના કરાવતી તેમાં તેઓ શ્રદ્ધા રાખવા લાગ્યા. એ રીતે તેમને ઉપાસના કરતાં, નીતિ જ્ઞાન, અને ગુજરાન માટે કારીગરીનાં કામ શિખવ્યાં. આવા તેના પરોપકારી કાર્યથી લોકો તેને નમન કરવા લાગ્યાં. સારા સરળ સ્વભાવથી સર્વને નીતિ શિખવતી. સર્વનાપર સમાન રીતે સ્નેહ કરતી. સર્વ તેને મા પ્રમાણે ચાહતા. દેવી પ્રમાણે માન આપતા, તે સર્વનું રક્ષણ કરતી. સર્વ માટે આંખમાં આંસુ લાવતી, સર્વના સુખ માટે ઇશ્વર પ્રાર્થના કરતી, દુર્બળને સબળ થવાની હીંમત આપતી, નીચને ઉંચ ગુણમાં લાવતી અને દુઃખીને સુખી થવાનો રસ્તો દેખાડતી. એ પ્રમાણે કેદખાનાનું કામ પુરૂં કરી, મજુરોની વિદ્યાશાળામાં જઇ તેમને શિખવતી. કન્યાશાળામાં જઇ કન્યાઓને નીતિની કવિતાઓ શિખવતી. તે પાસે રોજ ચાળીસ પચાસ યુવતીઓ શિખવા આવતી. તેને વાતોમાં ઉપદેશ આપતી. સાંજે માંદા માણસોને ત્યાં જઈ ઔષધો આપી સેવા કરતી. એ જે ઘરમાં જતી તે ઘરમાં આનંદનો પ્રવાહ ઉછળી રહેતો, લોકો સામે લેવા જતા અને સરળ ભાવથી માન આપી બોલાવતાં. કેદીઓની બનાવેલી વસ્તુઓ દેખાડી યુવતીને શીલ્પકાર્યમાં ઉત્સાહ આપતી. જુના કાગળ, કપડાં વગેરે ચીજો નકામી જાણીને ફેંકી મુકેલી હોય તે માગી લેતી. તેનો સદ્વ્યવહાર થાય, તે ઉપર મન લગાડતી. ઘર ધણી સર્વ વસ્તુઓનો સદ્ વ્યવહાર કરતાં શીખે એ માટે તેમને નિરંતર સલાહ આપતી. પ્રીતિપાત્રની આગળ કંઇ પણ વાત છુપી રાખતી નહિ. તેનો આત્મા નિરંતર ઇશ્વર પ્રેમમાં પ્રસન્ન રહેતો. દુઃખીઓને મદદ આપી પવિત્રતા અને સંતોષ સાગરમાં આનંદ રહેતી. નિર્જન સ્થાનમાં બેશી કરૂણામય ઇશ્વર ઉપર આસ્થા રાખી પ્રાર્થના કરતી. એ નિર્જનસ્થાનમાંજ શાંતિ—સુખ મધ્યેજ પવિત્ર જીવન છોડી સને ૧૮૪૭ માં બાવન વર્ષની ઉમરે મરણ પામી એનામાં દયા અને હીંમત ઘણી હતી. તે અબળા છતાં મહત્ કાર્ય કરી ગઇ છે. તે પોતાના કાર્યમાં કદી પણ ગર્વ કરતી નહિં. તેનું મુખ હમેશાં વિનય અને શીતળતાથી શોભતું હતું. તે જે કામ કરતી તે ધીરતા અને નમ્રતા સાથે પુરૂ કરતી. કદી પણ પક્ષપાત કરતી નહિ, દુઃખીનું દુઃખ દૂર કરવું એ તેનું મુખ્ય કામ હતું. એ રીતે તે દયા, ધર્મ અને પરોપકારથી આખા જગતમાં પ્રસિદ્ધ થઇ ગઇછે.



## મરિયમ.

આ સાધ્વી ઇસુખ્રિસ્તની મા થાય. તે કુમારિનો વિવાહ યુસફ નામના એક પુરૂષ

સાથે કર્યો હતો. તેને એક દૈવી દૂતે આવીને કહ્યું કે, ઓ કૃપા પામેલી ! તું સુખી રહે ! સ્ત્રીઓમાં તું ધન્ય છે ! મરીયમ દુતને જોઇને તથા તેની વાત સાંભળીને ઘણી ગભરાઇને વિચાર કરવા લાગી કે એ કેમ ! ક્ષેમકુશળ વાત હશે ! ફરી દૂતે તેને કહ્યું:—"ઓ **મરિયમ** ! તું ભય પામીશ માં, કેમકે તારાપર પ્રભુની કૃપા થઇ છે. તારા પેટમાં જે ગર્ભ છે તે પવિત્ર આત્માથી છે. તું જે પુત્ર જણે તેનું નામ ઈસુ પાડજે. તે મોટા થશે ત્યારે તે પ્રભુનો પુત્ર ગણાશે. પ્રભુ તેને તેના પિતાનું રાજ્ય આપશે." મરિયમે કહ્યું, એ શી રીતે થશે ? દૂતે કહ્યું, પ્રભુ પોતાનુ પરાક્રમ તારાપર આચ્છદન કરશે, માટે તારા પેટે પવિત્ર આત્માથી જે જન્મશે તે દેવનો પુત્ર કહેવાશે. મરિયમે કહ્યું કે; હું પ્રભુની દાસી છું તો ભલે તમારા કહેવા પ્રમાણે થાઓ. આ સાંભળી દૂત ચાલ્યો ગયો. મરિયમનો પતિ યુસફ ન્યાયી હતો. તેણે પોતાની સ્ત્રીને દૂર રાખવાનો વિચાર ધાર્યો, ત્યારે ફરી દૂતે આવી તેને દર્શન આપી કહ્યું;—" ઓ યુસફ ! તારી સ્ત્રી મરિયમને અંગીકાર કરવામાં બીશમાં, અને તેને દુ;ખ દઇશમાં. કારણ તેના પેટમાં જે ગર્ભ છે તે પવિત્ર આત્માથી છે તે જે પુત્ર જણશે. તેનું નામ ઇસુ પાડજે " પછી યુસફે ઉંઘમાંથી ઉઠીને દૂતે જે આજ્ઞા આપી હતી તે પ્રમાણે મરિયમને અંગીકાર કરી પાલણુ કર્યું, મરિયમ યુદા શહેરમાં જાખરીયાને ઘેર ગઈ. તેની સ્ત્રી એલીસાબતે મરીયમને કુશળ ખબર પૂછ્યા, તેમાં માલમ પડયું કે તેને પેટે પવિત્ર આત્મા જન્મ લેશે. એ સાંભળી ખુશી થઈ મોટે સાદે બોલી કે;—સ્ત્રીઓમાં તું ધન્ય છે અને તારા પેટના ફળને ધન્ય છે ! મરિયમ ! તું મારી પાસે આવ. તેથી મરિયમ તે પાસે ગઈ કે એલીસાબાત ખુશીથી મળી." મરિયમે કહ્યું, મારો જીવ પ્રભુનો મહિમા ગાયા કરે છે. મારા ત્રાતા દેવથી મારો આત્મા હરખાય છે. તેણે પોતાની દાસીના દીનપણાપર દયા કરી છે. હવેથી મારા કુળમાં મને ધન્ય કહેશે. પરાક્રમીએ મારા સારૂ મોટા કામ કર્યા છે, તેનું નામ પવિત્ર છે; તેનો જે ભય રાખે છે તેઓપર દયા કરે છે. અભિમાનીઓને તેઓના હૃદયની કલ્પનામાં વેરી નાંખ્યા. તેણે પરાક્રમીઓને રાજ્યાસનપરથી કહાડી નાંખી દીનજનોને દયાપર દયા કરી ઉંચી પદવીએ ચડાવ્યા. શ્રીમંતોને ખાલી કરી કંગાળોને સારી વસ્તુઓથી તૃપ્ત કર્યા.—

મરિયમ એલીસાબાત સાથે ત્રણ મહિના રહી પછી બેથેલહેમ આવી, ત્યાં તેને પેટે તા. ૨૫ મી ડીસેંબરે ઇસુનો જન્મ થયો. ઇસુનો જન્મ સાંભળી યાહુદીના રાજા "હીરોડે" તેને મારી નાંખવાનો ઉપાય કર્યો. તેથી મરિયમ ઇસુને લઇને પોતાના પતિ સાથે ઇજીપ્તમાં ગઇ. જ્યારે તે હીરોડ રાજા ગુજરી ગયો ત્યારે તેઓ દેશમાં આવ્યાં. ઇસુ બાર વર્ષનો થયો, ત્યારે એક વખતે એક પર્વપર જેરૂશાલેમ આવ્યાં; ત્યાં રહેવાનું હતું. તેટલા રોજ રોકાઇ પોતાને ઘેર આવવા ની-

ફર્યાં. મરિયમે જાણ્યું કે પ્રભુ સંગાતિઓ સાથે પાછળ ચાલ્યો આવે છે. એમ ધારી એક મજલ આવી સગાં અને ઓળખીતાંમાં તપાસ કરી, તો તે મળ્યો નહીં. તેથી મરિયમ અને તેનો પતિ યુસફ પાછાં જેરૂશાલેમ આવ્યાં. જુએ છે તો જ્યાં ઉપદેશ આપતા હતા, ત્યાં બેઠો હતો, અને પ્રશ્ન પૂછતો હતો, ત્યાં મરિયમે જઇ કહ્યું; પુત્ર ! અમારી સાથે કેમ ન આવ્યો ! તારા માટે શોધ કરવામાં અમે ઘણું દુઃખ ભોગવ્યું, ત્યારે તેણે કહ્યું;—મારો શોધ શા માટે કર્યો ! તમે જાણતા નથી કે મારે મારૂં કામ કરવું જોઇએ ! આ વચન તેનાં માબાપ સમજ્યાં નહીં, પછી તેને તેડી ગયાં. ત્યારથી તે તેની આજ્ઞામાં રહ્યો. મરિયમનો સ્ત્રી પુરૂષ પ્રત્યે એવો ઉપદેશ છે કે,—"સ્ત્રીઓ ! તમે જેમ પ્રભુને આધિન થાઓ, તેમજ તમારા પતિને આધિન રહો ! કેમકે પતિ એ સ્ત્રીનું શીર છે, પુરૂષો ! તમે તમારી સ્ત્રીપર પ્રેમ કરો ! તેઓની પાસે કડવા ન થાઓ. પતિએ જેમ પોતાના શરીરનું રક્ષણ કરવું, તેની પેઠેજ પોતાની અર્ધાંગના સ્ત્રીનું રક્ષણ કરવું. જે પોતાની સ્ત્રીપર પ્રેમ કરે છે, તે પોતાનાપરજ પ્રેમ કરે છે. જેમ કોઇ માણસ પોતાના દેહનો દ્વેષ કદી ન કરતાં પોતાનું પાલણ પોષણ કરે છે, તેમજ સ્ત્રી પુરૂષે પરસ્પરનું રક્ષણ કરવું; ત્યારેજ તેઓ આ સંસારમાં સુખી થાય છે. સ્ત્રીઓએ પોતાના પતિની મર્યાદા રાખવી. છોકરાંઓ ! તમે તમારા માબાપને પ્રભુ તુલ્ય માનો ! તમારા માબાપને સન્માન આપો. તેથી તમારૂં કલ્યાણ થશે, તમારૂં આયુષ લાંબુ થશે. માબાપો ! તમારાં છોકરાંઓને ન ચીડવો, તેમને પ્રભુ ભજવાની શિક્ષા તથા બોધ આપી પાળો અને તેમને સદ્ રસ્તે વાળો. તેઓને યોગ્ય કર્યાથી તમે તમારી ફરજ બજાવી ગણાશે," આહા ! કેવો ઉપદેશ ! !

મરિયમ પોતાના પવિત્રાચરણથી ખ્રિસ્તી લોકમાં દેવી તુલ્ય પૂજાય છે અને મનાય છે. વગેરે રીતે તે જગતમાં પ્રસિદ્ધ થઇ ગઇ છે.

---

## આમેના.

આમેના મદીનાના વતની અબ્દુલાની પત્નિ થાય. તે સ્વરૂપવાન, યુવાન, નમ્ર, વિવેકી અને પવિત્ર મનની હતી. તેનો પતિપર પ્રેમ ઘણો હતો. અબ્દુલા ગાઝા શહેરમાં વેપાર અર્થે ગયેલો ત્યાંથી ઘેર આવતાં માર્ગમાં માંદો પડવાથી પચીશ વર્ષની નાની વયમાંજ મરણ પામ્યો, આમેના પ્રાણપતિના સ્વર્ગવાસથી શોક સાગરમાં ગરકાવ થઇ. પતિ વિના દુનિયાંને શૂન્ય જોઇને પોતાના જીવનમાં આશા વગરની થઇ. તેથી કોઇવાર મૂર્છા આવતી, કોઇવાર શુદ્ધિમાં આવી વિલાપ સાથ કલ્પાંત કરતી. શોક રૂપી અગ્નિથી તેમની ખુબસુરતી જતી રહી હતી. શોકના ઘનઘોર અંધારાએ તેનાં સર્વ સુખ હરણ થયાં હતાં તેનું

મન સંસાર ઉપરથી ઉઠી ગયું. આ નાશવંત જગતમાંથી સદાયની વિદાયગિરી લેવાને તૈયાર થઇ; પરંતુ એટલામાં ઇશ્વર કૃપાથી તેને ઉદર એક પરમ સુંદર પુત્રનો જન્મ થવાથી અંધકારમાં પૂર્ણ ચંદ્રનો ઉદય થયો. શોકવાળા જીવતરમાં કંઇક સુખની રેખા પડી. તે પુત્રને તેડી કાબતુલ્લા ગઇ, ત્યાં ખુદાશુકાના કરી તેનું નામ **મહમદ** પાડયું. **આમેના**નું શરીર એટલું તો શોકથી દુર્બળ થઇ ગયું હતું કે પુત્રને ધવરાવી શકાય તેમ નહોતું. તેથી એક સ્ત્રીને ધવરાવવા રાખી. પોતાના પતિના ગુજરી ગયા પછી પોતાનું ગુજરાન ચલાવવાને તથા પુત્રનું લાંલન પાલન કરી શકવાને અસમર્થ જણાયાથી **હલીમા** નામની સ્ત્રી પાસે હજરત મહમદને રાખ્યા, હલીમા રેતાળ જમીનમાંના એક પાહાડની તળેટીમાં રહેતી હતી, ત્યાં તેને લઇ ગઈ. એ પાહાડની હવાથી હજરત મહમદ હૃષ્ટ પુષ્ટ અને રૂપ લાવણ્યતાવાળા થવા લાગ્યા. બે વર્ષ પછી તેણે ધાવવું છોડી દીધું, તેથી હલીમાએ મક્કા જઇ તેને આમેનાને સોંપ્યાં, આમેના પુત્રનું પાલન કરવાને હલીમાને કહેતાં તે તેડી ગઇ. જ્યારે મહમદ પૂર્ણ પાંચ વર્ષના થયા ત્યારે આવીને સોંપી ગઇ. હવે એ તેમને જોઇ દિવસ કાઢવા લાગી.

કેટલેક દિવસે આમેના પુત્ર સાથે મદીનામાં આવી સ્વામીના ઘરમાં રહી ત્યાં રોજ પોતાના પતિની કબર પાસે બેસી, વિચાર સાગરમાં ગરકાવ થઇ આંસુથી કબરને ભીંજાવતી. હજરતમહમદ પોતાની માતાને રડતાં જોઇ વ્યાકુળ ચિત્તે પોતાના નાના હાથ માતાને ગળે વીંટાળી પ્રેમથી પૂછતા કેઃ—" મા ! તું દરરોજ આમ શા માટે રડે છે ? " માતાએ ઘણા દિવસ ઉત્તર આપ્યો નહિ, પણ એક દિવસે કહ્યું;—" તારા પિતાને માટે " હજરતમહમદે કહ્યું;—" પિતા, કયાં છે ? " પુત્રે જન્મીને પિતાનું મૂખ જોયું નથી, છતાં તેના મોંમાં પિતાજી એવો શબ્દ સાંભળીને આમેના જરાપણ બોલી શકી નહિ. પણ બંને હાથ ઉંચા કરી આકાશ દેખાડયું; ત્યારે હજરતમહમદે જાણ્યું કે પિતા સ્વર્ગમાં ગયા છે. આમેનાએ એક માસ રહી—મદીના છોડી મક્કામાં આવતાં માર્ગમાં આબોયા શહેરમાં સ્વર્ગવાસ કર્યો. મહમદ સાહેબને પ્રાણ કરતાં પણ પ્યારી માતા અકસ્માત એકલાં મૂકીને જતી રહી. તેણી હજરતમહમદ માતાની કબર કરીને સદા શોકથી રહેવા લાગ્યા. છ વર્ષના બાળક હજરતમહમદ સ્નેહ મયી કરૂણાળુ માતાને ગુમાવી ચારે તરફ શૂન્ય જોવા લાગ્યા, આ પ્રમાણે શોકમાં દિવસ કાઢતાં ઉમર લાયક થયે ઇશ્વર કૃપાથી પેગંબર તરીકે પ્રકાશિ નીકળી ઇસ્લામી—મુસલમાની ધર્મ ચલાવ્યો. આ બધો આમેના જેવી માતાનોજ પ્રતાપ હતો, ધન્ય છે આવી માતાને !!!



## આરીયા.

આ પતિવ્રતા સ્ત્રી **સીસીનાપોટસ**ની પત્ની થાય, પીટસ રોમના શેહેનશાહ **ક્લાડીયસ**ના વખતમાં ઇલીરીયા પ્રાંતનો સુબો હતો. આરીયા રૂપસુંદર, તેજસ્વી ભણેલી, મિલનસાર, અને નીતિવાન હતી. પતિ પત્નીમાં ઘણો પ્રેમ હતો. એક બીજાને પ્રાણથી પણ અધિક ચાહતાં હતાં. આરીયા કોઇ પણ વિપત્તિ કે દુઃખની વખતે પોતાના મુખ ઉપર દીલગીરીની અસર થવા દેતી નહોતી; કારણ કે રખેને તેને ઉદાસ જોઇને પતિનું મન કચવાય, પોતે ઘણી નાજુક શરીરે હતી. લાડ અને મોજમાં ઉછરેલી હતી. તોપણ પત્ની અને માતા તરીકેની ફરજ બજાવતાં, મહેનતથી કે સખતાઇથી કંટાળી થાકી ગયેલી જણાતી નહોતી. એકવેળા પોતાનો પ્રિયપતિ અને પુત્ર કોઈ ખરાબ દરદથી માંદા પડયા. તે વેળાએ પોતાના નાજુક શરીરથી ભારે મહેનત કરી બંનેની ચાકરી બરદાશ કરવા લાગી. તેણીએ વિચાર કર્યો કે, માંદા મનુષ્યને માતા અને પત્નીની બરદાશની અસર સેકડો દાઇ અને ચાકરડીઓની બરદાશ કરતાં વધારે ફાયદો થાય છે. માટે લાંબી મુદત સુધી રાત દિવસ તે એક ઓરડામાંથી બીજા ઓરડામાં જતી હતી. પતિ અને પુત્રના બિછાના પાસે બેસી ચોકી કરતી હતી. તેઓને આરામ અને દિલાસો મળે તે માટે અનેક પ્રકારના ઉપાય કરતી હતી. એવી રીતે ભારે મહેનત કરતી વખતે એમને આશા નહોતી કે તે દુષ્ટ રોગથી તેના કુટુંબના બે સર્વથી પ્યારા પ્રાણનો બચાવ થશે; પરંતુ કૃપા સાગર પ્રભુએ તેણીના મહેનતનો બદલો કેટલેક દરજ્જે આપ્યો. તેનો લાડકો પુત્રતો મરણ પામ્યો; પણ તેના પ્રિય પતિનો બચાવ થયો. પતિને દુષ્ટ દરદથી એવીતો અશક્તિ થઇ ગઇ હતી, કે તેને પુત્રના મરણના ખબર આપવા યોગ્ય લાગ્યું નહિ. આવે વખતે આરીયાએ ઘણા ડહાપણ અને હિંમતથી કામ કર્યું. પતિની લાજ પ્રમાણે પુત્રને અવલ મંજલ પહોંચાડવાની તૈયારી એવી રીતે કરી કે, પીટસને તે વિષે જરાપણ ખબર પડી નહિ. જોકે તે દુઃખથી આરીયાનું મન દીલગીરીમાં ડુબેલું હતું. તોપણ ધીરજ રાખીને હમેશ પ્રમાણે આનંદથી પતિની પાસે રહીને સેવા કર્યા કરતી હતી, જેથી તેને કશો વહેમ પડયો નહિં. પીટસ જ્યારે પોતાના પુત્ર વિષે કાંઇ પૂછપરછ કરતો, ત્યારે આરીયાને માતા તરીકે જે દુઃખ થતું હતું; તે પત્ની તરીકેના પ્યારથી દાબી રાખતી હતી, પોતાના પતિને દિલાસો મળે એવો જવાબ આપી કહેતી કે;—"હા પ્યારા તે પુત્ર સારી પેઠે છે." એમ કહી હરેક બાહાને તે પાસેના ઓરડામાં જતી રહેતી. ત્યાં દુઃખથી આંસુની ધારા ચલાવી પોતાના હૈયાને હલકું કરતી. જ્યાં સુધી પીટસ બરાબર સારી હાલતમાં આવ્યો, ત્યાં સુધી તેના પુત્રના મરણ વિષે આ ડાહી સ્ત્રીએ તેને કશી ખબર પડવા દીધી નહિં. એવી રીતે એ પતિ પત્નીપર સ્પર પ્રીતિમાં વખત ગુજારતાં હતાં. એવામાં એક બનાવ એવો બન્યો કે તેથી

તેમની જીંદગીનો અંત આવ્યો. કલાડીયસશેહનશાહ પાસેથી હુકુમત છીનવી લેવા માટે સ્કરીઓનિએન્સ નામે સરદારની ઉશ્કેરણીથી ડાલમેશિયામાં બળવો થયો. તેમાં પીટસ કમ ભાગ્યે સામેલ થયો. બળવો કરનારા હાર્યા. સ્કરીઓનિએન્સ લડાઈમાં માર્યો ગયો અને પીટસ કેદ પકડાયો. પીટસની તપાસ કરી તેને શિક્ષા કરવા માટે ચોકી પેહેરા સાથે રોમ મોકલવાનો હુકમ થયો.

પતિવ્રતા આરીયા જે પતિને જોઇ રાતદિવસ આનંદમાં રહેતી હતી. જેના વિના જીંદગી લુખી તથા ભયંકર અરણ્ય જેવી ગણુતી હતી. તે પતિની આવી હાલત જોયાથી તથા પતિની એવી દુર્દશાને વખતે તેની સેવા કરવાને સાથે એકજ વહાણમાં રોમ જવાની અરજ કરેલી તે વૃથા ગઇ. તેથી એ બિચારીને કેટલું દુઃખ થયું હશે, તે સેહેલથી વિચારી શકાશે. પીટસ વાળું વહાણ ઉપડવાની તૈયારી થઇ; ત્યારે આરીયા દુઃખથી કરમાઇ ગયેલે ચેહેરે, આંખમાંથી આંસુ પાડતી, બે હાથ જોડી ચોકીદારોને અરજ કરવા લાગીકે;—" તમારા બંધીવાન સરખી પદવીના માણસની સેવામાં તમો કોઇ ચાકર તો આપશો ખરા, કારણ કે સુબા સરખા અધિકારીને અગત્યના કામકાજ સબંધી પીડા કરવાને તમો અયોગ્ય કરશો નહિ. માટે તેની ચાકરી કરવાનું જો મને સોંપશો, તો બીજા હરેક માણસ કરતાં હું તે કામ વધારે સારી રીતે કરી શકીશ. તમોને ખરચનો બચાવ થશે અને કોઇ વાતે અડચણુ આવશે નહિ. એવી હું તમોને ખાત્રી આપું છું. માટે મારાપર મહેરબાની કરી મારી અરજ કબુલ કરશો, તો તે માટે તમોને કદી પસ્તાવો થશે નહિ. " આરીયાએ આ પ્રમાણે ઘણી આજીજી કરી પણુ તેથી કાંઇ વળ્યું નહિ. વહાણનું લંગર ઉપડતું જોઇ, પતિથી જુદી પડવાના વિચારથી તેનું મન અતિશે દુઃખાયું. તેની સાથે જવાનો બીજો કોઇ ઉપાય રહ્યો નહિ; ત્યારે અંતે મછીમારની હોડી ભાડે કરી, તેમાં બેસી પેલા વહાણની નજીક રહીને આરીયા પતિ સાથે રોમ આવી.

આરીયાએ રોમ આવ્યા પછી પોતાના પતિના છુટકારા માટે શેહેનશાહની રાણીને અરજ કરી, પણુ રાણીએ તે બિચારીની અરજ સાંભળી નહિ. તેમ બીજી સર્વકોશિશ પણુ નિષ્ફળ ગઇ. પીટસનો વાંક સાબિત થયાથી તેને મારી નાંખવાનો હુકમ થયો આરીયાની હીલચાલથી માલમ પડયું કે, જે પતિને તે પોતાના પ્રાણુ કરતાં પણુ વધારે ગણુતી હતી, તેની હયાતી પછી એ પતિપ્રાણાસ્ત્રી એક ઘડી પણુ જીવશે નહિ. તેના લાગતા વળગતાઓ એનો મામલો જોઇ, તેને સમજાવવા લાગ્યા. તેઓએ તેને ઘણી ભલામણુ કરી કે, ધીરજ રાખી ચુપ થઇ બેસવું. પણુ આરીયાએ તેમને સાફ કહ્યું કે;—" મારૂં સુખ દુઃખ મારાપતિ સાથે મળેલું છે. મારો જીવ તેના જીવમાં ભળેલો છે. માટે તેનો જીવ ગયા પછી હું કદિ જીવનાર નથી." તેનો એવો નિશ્ચય જાણી લાગતા વળગતા લોકો તેના બચાવ માટે ચોકી કરવા

લાગ્યા. પણ તેઓને તેણીએ જણાવ્યું કે;—" કોઇ પણ ઉપાયથી તમો મને મારા પતિ સાથે મરવાથી અટકાવી શકશો નહિ." એટલું બોલી પોતાનું શરીર જોરથી ભીંત સાથે પછાડયું. એમ કર્યાથી તે મરણ પામી નહિ, તોપણ ઘણો વખત સુધી બેભાન રહી. જ્યારે શુદ્ધિમાં આવી, ત્યારે પાસે ઉભેલાઓને કહેવા લાગી કે;—"તમોએ જોયું હશે કે મારા પ્યારા પતિપીટસ સાથે મરવાથી મને અટકાવવામાં તમો કેટલાં ફાવી શકશો!" એવું જોઇ તેઓએ તેણીની મરજી પડે તેમ કરવા દીધું. શેહેનશાહ જોકે ઘણી રીતે સખત હતો, તોપણ તેનામાં દયાનો થોડો અંશ હતો. તેણે એ પતિવ્રતા સ્ત્રીને તેના પતિના છેલ્લા દિવસોમાં સાથે રહેવાની રજા આપી. પીટસ કેદખાનામાં હતો. તેની જીંદગી મોતને કિનારે આવેલી હતી. આવા સમયમાં પોતાની પ્રિયસ્ત્રીના સહવાસથી કેદખાનામાં તેને ઘણું સુખ મળવા લાગ્યું. આવા કેદીને જાહેરમાં શૂળીએ દેવા કરતાં, બંને તો તેના હાથેજ તેના જીવનો અંત લાવવાની છુટ હતી. તે કારણસર એક ખંજર તેની પાસે રાખવામાં આવ્યું હતું; પરંતુ એ વેળા પીટસની સર્વ હિંમત જતી રહી હતી. જ્યારે પોતાની સદ્દગુણી સ્ત્રી તરફ જોતો, ત્યારે મરવાને બિલકુલ નારાજી થતો. આરીયાએ જાણ્યું કે;—પતિની છાતી પોતાને હાથે મરવાની ચાલતી નથી. જો તે પોતાની મેળે જીવ તજી દેશે નહિ, તો ઘણી અયોગ્ય રીતિથી જલ્લાદને હાથે પ્રાણ તજવો પડે એમ છે. એમ વિચારી આરીયાએ તેની પાસે પડેલું ખંજર ઉપાડી લીધું. પોતાના નાજુક હાથમાં મજબુત પકડી પતિને હિંમત આપવા નિશ્ચય કર્યો. તેણીએ પતિને કેટલાંક પ્રેમનાં વચનો બોલીને પેલું ખંજર પોતાના કોમળ કાળજામાં માર્યું. તે પાછું ખેંચી કાઢતી વખતે પોતાની રસીલી જીભથી છેલ્લાં વચનો બોલી કે;—"મારા પ્યારાપતિ! તમો જુઓ કે એ કામ કાંઇ ઘણું દુઃખ ભરેલું નથી. માટે તમો પણ એ પ્રમાણે કરો. આપણે બંને સાથે આ લોક તજીપરલોકમાં જઇએ." તે પછી પીટસને પણ તરત પોતાનો પ્રાણ ત્યાગ કર્યો. એવી રીતે તે પતિ પત્નીએ સાથે પ્રાણ ત્યાગ કર્યો.!! અહો! આરીયાતને ધન્ય છે!! તું તારો પતિવ્રતાનો ધર્મ છેવટ સુધી સાચવી રહી, પત્ની તરીકેની ફરજ બજાવી આ દુનિયામાં દષ્ટાંતરૂપ અગર કીર્તિ રાખી ગઇ છે.!!!

## પોરશિયા.

આ પ્રસિદ્ધ પતિવ્રતા સ્ત્રી **રોમનગર**માં રહેતી હતી. તેના પતિનું નામ **માર્કસબ્રટસ** હતું. તે સ્વતંત્ર અને દેશહિતકારી પુરૂષ હતો. પોરશિયા મોટી કુળવાન, રૂપાળી, ભણેલી, હિંમતવાન, નીતિવાળી અને ડાહી હતી, પતિપત્નીમાં ઘણો પ્રેમ

અને સંપ હતો. બ્રુટસ કોઇ પણ વાત પોતાની પ્રિય સ્ત્રીથી છુપી રાખતો નહોતો. પોરશિયા પોતાના પતિના કાર્યમાં સામેલ રહી સહાયતા અને સલાહ આપતી, રોમમાં પ્રથમ પ્રજાસત્તાક રાજ્ય ચાલતું હતું. તેને બદલે ત્યાં રાજાનું રાજ્ય સ્થાપવાને પ્રખ્યાત સરદાર જુલિયસસિઝરે ઇચ્છા કરી. સ્વતંત્રતાને ચાહનારા સરદારોને તે કામ પસંદ નહોતું, તેઓએ સિઝરને જીવથી મારવાનો સંપ કર્યો. એ કામમાં બ્રુટસ જે દેશાભિમાની પુરૂષ હતો તે સામેલ થયો. એવું લખેલું છે કે, સિઝરે બ્રુટસ ઉપર ઘણો ઉપકાર કર્યો હતો. તે છતાં એ કામમાં તે સામેલ થયો. તેનું કારણ એટલુંજ કે એ સરદાર હરેક બીજી વસ્તુ કરતાં પોતાના દેશની અસલ નીતિ અને સ્વતંત્રપણાને ઘણું ચાહતો હતો. સિઝર સરખા લોભી માણસને મારીને પણ એ વખતે પોતાના દેશીઓના હક અને છુટાપણાનો બચાવ કરવાને તેને કશું અયોગ્ય લાગ્યું નહિ, એ કામ સંબંધી તે પોતાના સોબતીઓ સાથે ગોઠવણ કરવા લાગ્યો. તે સમે તેની સદ્દગુણી સ્ત્રી પોરશિયાના જોવામાં આવ્યું કે, તે ઘણો વિચારમાં અને ચિંતાતુર રહેતો હતો. કોઇ કોઇ વેળા ઉંઘમાંથી ભડકી ઉઠતો, કોઇવાર જે કામ હાથમાં લીધું હોય, તેની જાણે કશી ખબર ન હોય, તેમ પોતાના મન સાથે કાંઇ બીજીજ બાબતના ખ્યાલમાં પડે. એ પોતાના પતિની આવી સ્થિતિ થવાનું કારણ સમજતી નહોતી. તે પોતે મોટી કુળવાન, અને ડાહી હતી. તેનો પતિ કોઇ દિવસ કાંઇ પણ વાત છુપાવી રાખતો નહિ, પરંતુ હાલ પતિની આવી સ્થિતિ જોઇ મન સાથે વિચાર કરવા લાગી કે;—આને શું હશે ! તેઓ ચિંતાતુર કેમ જણાય છે ? તેઓ શા વિચારમાં હશે ? વિગેરે વિચારી તેણીએ પતિનો ભેદ જાણવાની ઇચ્છા કરી. પણ બારીક વાતમાં સ્ત્રીનો વિશ્વાસ કરાય નહિ," એવો પતિનો વિચાર જાણી મનમાં ઘણું ઓછું લાગ્યું, પણ જરા થંડી થઇ મન સાથે વિચાર કર્યો કે; "પ્રથમ હું મારી પોતાની તપાસ કરી જોઉં કે, પતિના મનનો ભેદ જાણ્યા પછી તે ગુપ્ત રાખવાની મારામાં હિંમત અને ધીરજ છે કે નહિ ?" પોતાની એવી શક્તિ વિષે તેણીએ અજમાયશ કરી કે;—પોતાના ઓરડામાં જઇ તેણીએ સર્વ દાસીઓને બહાર મોકલી દીધી. પછી એક તીક્ષણ હથિયારથી પોતાના સાથળમાં ઉંડો જખમ કર્યો. તે જખમથી તેણીને તાવ આવ્યો અને ઘણી દુઃખી થવા લાગી. તેણીની માંદગીનું કારણ તેના પતિએ ઘણા વખત સુધી પૂછ્યા કર્યું, પણ પતિવ્રતા પોરશિયાએ કશો ખુલાસો કર્યો નહિ. એક દિવસ બ્રુટસ ઘણો આગ્રહ કરી દીલગીર થવા લાગ્યો. ત્યારે તેણીએ કહ્યું કે;—ઘણા દિવસ સુધી આપને કોઇ વાતના વિચાર અને ચિંતામાં જોયાથી તે જખમ કરવો પડ્યો હતો. એમ કહી તેમના વિચાર અને ચિંતાનું કારણ જાણવાની ઇચ્છા બતાવી. પણ બ્રુટસે પ્રથમની પેઠે વિચાર જણાવ્યો કે;—" બારીક વાત વિષે સ્ત્રીનો વિશ્વાસ કરવો યોગ્ય નથી. એ

સાંભળી પોરશિયાએ કહ્યું કે;—"હું જખમી થયાનું કારણ તમોને પણ જણાવીશ નહિ." આવાં વચનો સાંભળી બ્રુટસ ઘણો આતુર થયો. તે પોતાની પ્રિયાને મનાવી તેની માંદગીનું કારણ જાણવા માગ્યું. પોરશિયાએ જાણ્યું કે હવે તેઓ સમજુતીપર આવ્યા છે. એમ વિચારી બોલી કે;—"પ્યારા પતિ! તમોએ મને એક સ્ત્રી તરીકે સોબતી કરવાનેજ નહિ, પણ આખી જીંદગી સુધી તમારી સુખ દુઃખની ભાગિયેણુ કરવાની ઇચ્છાથીજ મારી સાથે લગ્ન કર્યા છે. તમારો એ હેતુ નિષ્ફળ જાય એવું કાંઇ પણ મેં આજ સુધી કર્યું નથી. પણ તમો તમારા છુપા વિચાર અને છુપી વાતો મને જાણવા દેશો નહિ, તો તમોને મારા પ્યાર અને વિશ્વાસુપણાની સાબિતી કેમ મળી શકશે વારૂ? અગર સ્ત્રી જાતનો ભરોસો કરવો તમોને એકવાર અયોગ્ય લાગતો હશે, પણ તમો કબુલ કરશો કે, ઉંચા કુટુંબની ઉત્તમ કેળવણી અને સારી સંગતથી સ્ત્રીઓની એવી ખામી મટી જાયછે. હવે હુંતો કેટોસરખા નામદાર બાપની પુત્રીછું. કેળવણી પામીછું, તેઉપરાંત હું તમોને જણાવુંછું કે, તમારો ભેદ જાળવવાને હું કેટલી શક્તિવાનછું, તે મારી એવી શક્તિ તપાસવાને આ ભયંકર જખમ મેં મારા શરીરમાં કર્યો છે. એટલું બધું કરવાની હિંમત અને ધીરજ મારાથી રાખી શકાયતો પછી તમારો ભેદ જાળવવાનું મુશ્કેલ પડેજ નહિ." બ્રુટસ પોતાની સ્ત્રીના પ્યાર અને ઠરાવ વિષેના એવાં વચનો સાંભળી ઘણો આનંદ પામ્યો. તેનું મન ગળી ગયું. તે તરત બે હાથ જોડી ઇશ્વરની પ્રાર્થના કરવા લાગ્યો કે;—મારૂં ધારેલું કાર્ય પારપડે અને પોરશિયા સરખી પતિવ્રતા સ્ત્રીને લાયકનો પતિ સદા થઇ રહું." પછી તેણે સર્વ હકીકત પોતાની સ્ત્રીને કહી. પોરશિયા તે સાંભળી એ વિષેના જોખમથી પહેલાંતો ઘણી ગભરાઇ, પણ તે ભેદ છુપો રાખવાને કોલ આપી ચુકી હતી. માટે કશી ગડબડ કરી નહિ.

સિઝરને કતલ કરવાને એક ખંજર લઇ બ્રુટસ બહાર જવા લાગ્યો ત્યારે પતિવ્રતા પોરશિયાનું નાજુક મન વળી ચિંતાથી ધ્રુજવા લાગ્યું; પણ હિંમતથી છાતી કઠણ રાખી બેઠી. બીજા કોઇને પણ કાંઇ ભ્રાંતી પડે એવું કશું પણ તેણે કર્યું નહિ. સિઝરનું ખુન થયું. તેના સોબતીઓ ખુન કરનારને શોધવા લાગ્યા. રૂમી લોકો બે ટોળીમાં વહેંચાઇ ગયા અને બ્રુટસની ટોળીનો પરાજય થયો. બ્રુટસ ફારસેલિયાની લડાઇમાં હાર્યા પછી, પોતે દુશ્મનોને હાથે પકડાઇ સુળીએ ચડી મરવા કરતાં, પોતાને હાથે પેટમાં ખંજર મારી મરણ પામ્યો. પતિવ્રતા પોરશિયા પતિનો પ્રાણ ગયેલો જાણી, તરત તેની પાછળ જવાને માટે તૈયાર થઇ. પોતાનો પ્રાણ ત્યાગ કરવાનો બીજો ઉપાય હાથમાં નહિ આવવાથી બળતા અગ્નિના અંગારા ગળી પ્રાણ તજીને પતિ સાથે પરલોકમાં ગઇ!!!

---

# પાનથીયા.

આ સાધ્વી સ્ત્રી **આબ્રડિટસ**ની ધર્મ પત્ની થાય. આબ્રડિટસ આસીરિયામાં **બાબીલોન**ના રાજાનો મોટો અધિકારી હતો પાનથીયા ઘણા ઉંચા સદ્ગુણો ધરાવનારી અને ખુબ સુરત હતી. ધર્મ પ્રત્યે ઘણો ભાવ હતો, નિત્ય પોતાનાં છોકરાંઓની સાથે ગૃહમંદિરમાં પ્રભુ પ્રાર્થના કરતી. પુત્ર પુત્રીઓને સદુપદેશ આપી સદ્ગુણી કરવાને પ્રયત્ન કરતી. પોતાનાં ગૃહકાર્યથી પરવારી પતિ સાથે રાજ્યકાર્યમાં સામેલ રહી સલાહ અને સહાયતા આપવામાં ઉપયોગી થઈ પડતી. પતિ પત્નીમાં ઘણો પ્રેમ અને સંપ હતો. એક બીજાને પ્રાણુથી અધિક ચાહતાં હતાં. આ બ્રડિટસ પોતાના રાજાના કાંઈ કામસારૂ બાકટ્રીયાના રાજાના દરબારમાં ગયો હતો. તેવામાં પાછળથી પાદશાહ **કેખુશરો**એ આસીરિયા ઉપર ચડાઇ કરી. તેમાં દુશ્મનોની સામે લડતાં એક વખત તેના લશ્કરને હાથ કેટલોક ખજાનો અને બીજા માલ સાથે કેટલીક સ્ત્રીઓ પણ આવી ગઈ. તે વખતના રિવાજ મુજબ તે લશ્કરે બીજા માલ સાથે એ સ્ત્રીઓને પણ લૂટના માલ તરીકે વહેંચી લીધી. તેઓમાં પતિવ્રતા પાનથીયા પણ પકડાઇ હતી. તે ઘણા ઉંચા દરજ્જાની અને ખુબ સુરત હતી. તેથી તે પાદશાહ માટે રાખવામાં આવી હતા. સાંજને વખતે કેખુશરો પાદશાહને બીજા સર્વ સમાચાર સાથે પાનથીયા વિષેના ખબર આપવામાં આવ્યા. તે ખબર આપનાર અમલદાર બોલ્યો કે;—" આ સ્ત્રી ઉંચા દરજ્જાની અને ખાનદાન કુટુંબની છે. તે કદે શોભાયમાન, બાંધો મજબુત, ચેહેરે ખુબ સુરત, અને એવીતો હાવ ભાવ બતાવનારી સ્ત્રી છે કે, તેના જેવી બીજી કોઇ સ્ત્રી નહિ હોય " આ સાંભળી કેખુશરો પાદશાહે કાંઇ અજાયબી બતાવી નહિ; કારણ કે તે બહુ ડાહ્યો અને સમજુ હતો. મનુષ્ય જાતનો હક અને લાયકીના કાનુન જાણતો હતો. તેણે લાંબો વિચાર કરી એ સ્ત્રીને પોતાની સ્ત્રી તરીકે રાખવા ના પસંદ કર્યું. તેણે પેલા અમલદારને આજ્ઞા કરીકે, એ સ્ત્રીની સારી રીતે સંભાળ રાખવી. એને કોઇ વાતે અડચણ આવવા દેવી નહિ. અમલદારે પાદશાહની આજ્ઞા માન્ય કરી, પોતાની નીતિ વિષે બડાઇ કરવા લાગ્યો હતો, પણ તે પતિવ્રતા પાનથીયા ઉપર ખરાબ નજરથી જોવા લાગ્યો.

પતિવ્રતા પાનથીયા સમજુ હતી. તેણે પ્રથમ તો મનુષ્ય જાતની ખામી તરફ નજર કરી વિચાર્યું કે;—એકદમ ફરિયાદ કરવી એ ઠીક નહિ, એમ વિચારી ફરિયાદ નહિ કરતાં, માત્ર અમલદારને કહ્યું કે;—" હું પતિવ્રતા સ્ત્રી છું, હું પર પુરૂષ ગમે તેવો હશે તોપણ તેને ચાહીશ નહિ. મારી ઇચ્છા કરવાથી સારૂં ફળ થશે નહિ. " વિગેરે ઘણું એ કામાંધ પુરૂષને જણાવ્યું પણ ભલાઇની અસર તેમને થઇ નહિ. તે લજવાવાને બદલે ઉલટો કહેવા લાગ્યો કે;—" જો તું ખુશી-

થી મારી મરજી રાખીશ નહિ, તો તને જોર જુલમથી ઠેકાણે લાવવી પડશે." એ સાંભળી પાનથીયાને ઘણો ક્રોધ ચડયો. તે કેટલાંક ધિક્કારનાં વચનો કહી બોલી કે;—મને જુલમથી કે બળ જોરથી તાબે કરનાર દુનિયામાં કોઈ નથી. મને બીજી બીકણ સ્ત્રીઓ જેવી ધારીશ નહિ. હું કોઇનો ભય રાખતી નથી. સ્ત્રીની ઇચ્છા વિના કોઇ શિયળ ભંગ કરવાને સમર્થ નથી. વિગેરે કહી વિચાર્યું કે;—હવે વધારે વખત ધીરજ રાખવી યોગ્ય નથી. તેણે એક નોકર મારફતે સઘળો હેવાલ પાદશાહને જાહેર કર્યો. કેખુશરોએ તરત તે વિષે ઘટતી તપા સકરાવીએ નાલાયક અમલદારને દૂર કર્યો અને પાનથીયાને નિશ્ચિંત રહેવાને કહેવરાવ્યું.

પાનથીયા પાદશાહની એવી લાયકી જોઇ ઘણાં વખાણ કરવા લાગી. તેણીએ મનમાં વિચાર કર્યો કે;—"મારા પતિએ આવા પાદશાહનીજ સેવા કરવી યોગ્ય છે." પછી તેણે નામદાર પાદશાહને જણાવ્યું કે," જો આપ મારા પતિને તેડાવવાની મને રજા આપશો, તો હું હિંમતથી કહું છું કે તે આપનો વિશ્વાસુ સેવક થઇ રહેશે. એ મારો પતિ પોતાના આગલા રાજાનું ભલું ચાહનારો હતો, પણ હાલ જે રાજા રાજ્ય કરે છે, તે એવો નાલાયક છે કે તેણે મારા પતિથી મને છુટી પાડવાને એક વખત યોજના કરી હતી. માટે એવા નાલાયક રાજાને મૂકી મારોપતિ વધારે ખુશીથી આપની સેવા કરવી કબૂલ કરશે" આ સાંભળી પાદશાહે તેને પોતાના પતિને તેડાવવાની રજા આપી. લાયકી વાળી પતિવ્રતા પાનથીયાએ પોતાના પતિને વિશ્વાસ પડે એવી ઠરાવી રાખેલી નિશાની બતાવી તેડાવ્યો. તે નિશાની જોઈ આબ્રાડેટસ બે હજાર સ્વારો સાથે લઇને કેખુશરોની છાવણીમાં આવ્યો. પતિવ્રતા પાનથીયા એ પોતાના પતિસાથે ઘણા હેતથી આલિંગન કર્યું. પછી પોતાનો સઘળો હેવાલ કહી બતાવ્યો. કેખુશરોના ન્યાય, નીતિ અને ડહાપણનાં ઘણાં વખાણ કર્યાં. આ સાંભળી આબ્રાડેટસનું મન હર્ષ અને ઉપકારના જુસ્સાથી ભરાઇ આવ્યું. તે આતુરતાથી પોતાની પ્રાણપ્રિયા સ્ત્રીને પૂછવા લાગ્યો કે;— "એવા આભારનો બદલો કેમ આપવો ?" પાનથીયાએ જવાબ આપ્યો કે;—એ પાદશાહની તાબેદારી કબુલ કરી, તેની એવી રીતે સેવા બજાવવી કે, જેથી તે ખુશી થાય. પાનથીયાની ભલામણ તેમણે માન્ય રાખી. પાદશાહની હજુરમાં જઈ નમન કરી તેની સેવા કરવાની રજા માગી. પાદશાહે તેની વાત કબૂલ રાખી આશીશ આપી કહ્યું કે;—" આજરાતે તમો તમારી સ્ત્રી પાસે જઇ ભોજનલીઓ. કોઈ બીજે દિવસે આપણા મિત્રો સાથે આપણી મિત્રતા થવા વિષે ભોજન કરીશું."

પાનથીયાએ એ રીતે દુશ્મનોની વચ્ચે પણ હિંમત અને ડાહપણથી પોતાની આબરૂનો બચાવ કર્યો. એમાં પોતા ઉપર થયેલા ઉપકારનો બદલો વાળવાને તે પતિવ્રતા સ્ત્રીએ ઠરાવ કર્યો. તેમની ઉશ્કેરણીથી આબ્રડિટસે કેખુશરોની ચા-

કરી અંતઃકરણ પૂર્વક કરવા માંડી. પાદશાહે એક વખતે શત્રુની સામે લશ્કર મોકલવાની તૈયારી કરી. જ્યારે તે લડાઈમાં જવા નીકળ્યો, ત્યારે નિયમ પ્રમાણે પોશાક પેહેર્યો હતો. તેવામાં પાનથીયા તેને સારૂ એક સોનાની કોલાહ, બખતર અને સુશોભિત કલગી લાવી. આ સોનાનો સામાન પોતાનો પતિ જાણે નહિ. એવી રીતે તૈયાર કરાવ્યો હતો. આ જોઇ આબ્રડિટસ ઘણું આશ્ચર્ય પામી પૂછવા લાગ્યો કે;—"તમોએ પોતાનાં ઘરેણાં ભાગી આ સામાન તૈયાર કરાવ્યોછે શું ?" પાનથીયાએ પુરા પ્રેમથી જવાબ આપ્યો કે;—"ના, નહિ, કેમકે મારૂં સર્વથી કીમતી ઘરેણું-આભુષણ જે તમો છો, તે સલામત છે." એટલું બોલી તેમને પોતાને હાથે પેલી સોનાની કોલાહ, અને બખતર પહેરાવ્યાં. માથે કલગી મૂકી. આબ્રડિટસ ઘણો ખુબસુરત હતો. તે ઉપલા કીમતી પોશાકથી વધારે શોભવા લાગ્યો તેને જોઇ અનેક પ્રકારના ખ્યાલથી પાનથીયાનું હૃદય ભરાઇ આવ્યું. આંખોમાં આંસુ આવ્યાં. છાતી કઠણ રાખી બોલી કે;—પ્યારા પતિ ! તમો જાણો છો કે, દુનિયામાં જો કોઇ સ્ત્રી પોતાના પ્રાણ કરતાં પતિને વધારે પ્યારો ગણતી હોય, તો તેવી સ્ત્રી હું છું. એ વિષે મારી ચાલથી તમારી ખાત્રી થઇ હશે. માટે કશું પણ વધારે બોલવાની જરૂર જાણતી નથી. હવે જો કે હું તમારી ઉપર એટલું બધું હેત રાખું છું, તોપણ હું આપણા સંબંધના સોગન ખાઇને કહૂંછું કે, કશી પણ નામોશી લાગવા જેવી સ્થિતિમા જીવવા કરતાં તમોને મારા બહાદુર પતિ સમજી તમારી સાથે ઘોરમાં જવાને હુ વધારે પસંદ કરીશ. માટે આપે પરાક્રમીજ કહેવરાવવું જોઇએ. પાદશાહ કેખુશરોએ આપણા ઉપર કેટલો ઉપકાર કર્યો છે, તે તમો યાદ રાખજો. જ્યારે તેના માણસોએ તેને માટે મને ચૂંટી કાઢી, ત્યારે મને પોતાની સ્ત્રી તરીકે રાખવાની સાફ્ના પાડી; પોતાની ભોજાઇના સરખા દરજ્જાથી તેણે મને રાખી તમારે હવાલે કરી છે. જે સરદાર મારો ચોકીદાર હતો, તેણે મારી ઉપર ખરાબ નજર નરી હતી, તે પાદશાહની તરફથી બીડું ઝડપી આ લડાઇમાં મોટું કામ કરવાને ગયો છે; પરતુ મેં પાદશાહને કહેલું છે કે, એ સરદાર કરતાં મારો પતિ વધારે વફાદાર સેવક અને મિત્ર થઇ શકશે. માટે મારૂં તેવું બોલેલું વૃથા જાય નહિ એવું તમો કરજો." એવાં ઉત્તમ વચનો પોતાની પ્યારી સ્ત્રીના મુખથી નીકળતાં સાંભળી આબ્રડિટસ ઘણો આનંદ પામ્યો. તે પોતાની સ્ત્રીના શીર ઉપર હાથ મૂકી આકાશ તરફ નજર કરી પ્રાર્થના કરવા લાગ્યો કે;—"ઓ ! ઇશ્વર તું એવી કૃપા કરજે કે, હું પાનથીયાને લાયકનો પતિ તથા કેખુશરોને લાયકનો મિત્ર કહેવાઉં." એટલું બોલી તે પોતાના લડાઈના રથમાં બેઠો. પોતાની પ્યારી સ્ત્રીની રજા લઇ રવાને થયો. પાનથીયા તેના પછવાડે જવા લાગી, પણ આબ્રાડેટસે પાછું વાળી તેને જોઇ, ત્યારે તેમને પોતાને મકાને જવાનો ઇશારો કર્યો. નોકરો ગાડીમાં

બેસાડી મકાને તેડી ગયા. એ વખતે પતિ પત્નીના પ્યારનો દેખાવ એવો થયો હતો કે, જ્યાં સુધી તેઓ છુટાં પડ્યાં ત્યાં સુધી સર્વે માણસોની નજર તેઓ તરફજ હતી.

પતિવ્રતા પાનથીયાની ઉત્તમ ઉશ્કેરણીની યાદ રાખી આબ્રાટેટસ લશ્કરને મોખરે રહી પોતાના માણસો સહિત દુશ્મનોની સાથે ખુબ લડવા લાગ્યો. કેખુશરો એ પણ જોયું કે, તે ઘણો ખબરદાર રહી બહાદુરીથી કામ બજાવતો હતો. લડાઇ બંધ થઇ, ત્યારે આબ્રડિટસ પાદશાહની નજરે પડયો નહિ. તપાસ કરતાં માલમ પડયું કે, દુશ્મનોની ઉપર હુમલો કરતાં તે બહાદુર સરદાર કપાઇ ગયો છે. પતિવ્રતા પાનથીઆ તેની લાશને લાવી સંભાર કરતી બેઠી છે. એ સાંભળતાં કે ખુશરો અતિશે દીલગીર થયો. તરત કેટલોક જરૂરીયાત સામન લઈ બે સરદારો સાથે પાનથીયાની પાસે આવ્યો. પતિવ્રતા પાનથીઆ પોતાના પ્યારા પતિનું માથું પ્રેમથી પોતાના ખોળામાં લઇ વિલાપ કરતી હતી. એ ખેદકારક દેખાવ જોઇ પાદશાહની આંખમાંથી અશ્રુઓ પડતાં બોલ્યો કે;—"અરે ! સત્ય અને બહાદુર પુરૂષ તારો અંત આવ્યો શું?" એટલું બોલી મરનારનો હાથ પકડવા ગયો કે હાથ ઢાંકેલા કપડામાંથી બહાર ખેંચાઇ આવ્યો.પાનથીયા દુઃખની ચીચીઆરી મારી તે હાથ પાછો ગોઠવી બોલીકે; ઓ પાદશાહ ! સર્વ ભાગો એવીજ અવસ્થામાં છે. માટે જોઇને શું કરશો ?"પાદશાહે એ સ્ત્રીને ઘણો દિલાસો દીધો. પોતાની સાથે લાવેલો સામાન હાજર કર્યો પાનથીયાને ગમે તેવી રીતે તે લાસને અવલમનજલ પહોંચાડવાને જે કાંઇ જોઇએ તે તરત હાજર કરવાને માણસોને હુકમ કર્યો. પાનથીયાને પોતાને ખુશી પડે ત્યાં રહેવાને અને જવાને સર્વે પ્રકારની મદદ આપવા તથા કોઇ પણ પ્રકારની અડચણ નહિ આવવા દેવાની પાદશાહે ખાત્રી આપી. પણ પાનથીયા બોલી કે;—"પાદશાહ કે ખુશરો ! તમો ધીરજ રાખો કે, હું ક્યાં અને કોની પાસે જવા માગું છું, તે વિષે તમો અજાણ્યા રહેશો નહિ." એ પછી પાદશાહ દીલગીર થતો પોતાને મકાને ગયો. તે મનમાં ઘણો અફસોસ કરવા લાગ્યો કે; "આવાં પ્રીતિવાળાં પતિપત્ની ઘણું દુઃખ ઉપજે એવી રીતે એક બીજાથી જુદાં પડયાં." પાદશાહના ગયા પછી પાનથીયાએ પોતાની એક ખાસ દાસી સિવાય સર્વેને દૂર જવાનો હુકમ કર્યો. દાસીને આજ્ઞા કરી કે;—"હું જેવી મરણ પામું તેવી મને મારા પતિ સાથે એકજ કફનમાં લપેટી અવલ મંજલ પહોંચાડવાની ગોઠવણ કરજે." દાસીએ પ્રાણ ત્યાગ નહિ કરવા વિષે બહુ બહુ સમજાવી, પણ તેણે માન્યું નહિ. તે પતિવ્રતા સમજતી હતી કે:—"આ દુનિયામાં જે પતિની સાથે એક સંપ અને પ્રેમથી સુખમાં જીંદગી ગાળી હતી, તેની સાથેજ આ દુનિયા તજી જવું એ સર્વથી વધારે ઉત્તમ છે." એમ વિચારી એક તલવારથી પોતાને મરણ તોલ જખમ કર્યો. પોતાનું શીર પ્યારથી પતિની છાતી ઉપર મૂકી પ્રાણ ત્યાગ કર્યો. કેખુશરોપાદશાહ આ ખબર જાણી ઘણો

ગમગીન થયો. પતિવ્રતા પાનથીયાનાં ઘણું વખાણ કરી ધન્યવાદ આપવા લાગ્યો. તેણે જણાવ્યું કે, મારી એટલી ઉમેદ રહી ગઇ કે તેઓને લાયક દરજ્જે પહોંચાડી શકાય એટલો વખત જીવ્યાં નહિ. આવા પવિત્ર દંપતિને ધન્ય છે ! ! " પાનથીયાને પણ તેની ઇચ્છા મુજબ તેના પતિ સાથે એકજ ઘોરમાં દાટી. તેમને જે જગ્યોએ દાટયાં છે ત્યાં પાદશાહે એક કીર્ત્તિ સ્થિંભ ચડાવ્યો છે. તે ઉપર તેઓની યાદગીરી માટેનો લેખ કોતરાવ્યો છે. અહો ! પાનથીયાને ધન્ય છે ! ! તે પોતાના પતિ પ્રત્યે ધર્મ બજાવી સુદૃષ્ટાંત રૂપ અમર નામના રાખી ગઇ છે. !

## વિમળા-વિમળદેવી.

આ સાધ્વી ગુર્જરપતિ **જયશિખર**ની બેન થાય. જયશિખર પંચાસરમાં ઇ. સ. ૬૯૫ માં રાજ્ય કરતો હતો. એ નગરી એ વખતે સર્વ પ્રકારના વૈભવથી ભરપુર હતી. એની ખ્યાતિ ચોતરફ પ્રસરી રહી હતી. મહારાજા જયશિખર ધર્માત્મા, વીર, વિદ્વાન પરાક્રમી અને તેજસ્વિ હતો. એના રાજ્યમાં પ્રજા સંપૂર્ણ સુખી હતી. એ રાજા વિદ્વાન અને કવિઓને સારો આશ્રય આપતો હતો. તેમની પાસે **શંકર** નામે પ્રખ્યાત કવિ હતો. રાજબાળા વિમળા એવા ઉત્તમ રાજકુળમાં ઉછરી હતી. એ કુમારી રૂપે, રંગે, અને ગુણે અનુપમ હતી. એની કાન્તિ મહા તેજસ્વી હતી. મુખ ચંદ્ર સરખું તેજસ્વી હતું. એનાં રૂપ, ગુણ અને કાન્તિનાં દેશમાં ઘણાં વખાણ થતાં હતાં. એની કાન્તિ અને ગુણપર મોહ પામી ઘણા રાજાઓ તેને વરવાને ઇચ્છા ધરાવતા હતા, પણ **વિમળા** કોઇ રાજાના રૂપ, રંગ, વસ્ત્રાલંકાર, ધન અને દેશસમૃદ્ધિ ઉપર મોહ પામે એવી નહોતી. એતો જે રાજકુમાર વીર, ધીર, પરાક્રમી વિદ્વાન, અને સદાચરણી હોય **તેની** પરીક્ષા કરીને વરવા ઇચ્છતી હતી. વિમળાએ ઉત્તમ ગુરૂના હાથ નીચે સંસ્કૃત, કાવ્ય, ગાયન, નૃત્ય, વાદ્ય, અને પુરણાદિ નીતિ ધર્મશાસ્ત્રનો અભ્યાસ કર્યો હતો. તેથી તેની બુદ્ધિ ઘણી નિર્મળ થઇ હતી. એને નીતિપર પ્રીતિ હતી. એ પ્રેમથી અનાશ્રિત ને અન્ન, વસ્ત્ર પુરાં પાડતી. આવા તેના ઉત્તમ ગુણો જોઇ જયશિખરી આનંદ પામતો. જ્યારે **મુલતાન**નો મહારાજા પોતાની રાણી, પુત્ર, અને પુત્રીને સાથે લઇ પ્રભાસક્ષેત્રની જાત્રાએ આવ્યો હતો, ત્યારે એ પંચાસર આવ્યો. મહારાજા જયસિખરે તેનો ઘણી પ્રકારે સાકાર કર્યો. અને આગ્રહ કરી એક માસ પંચાસરમાં રાખ્યો મુલતાનના રાજાનો કુમાર **સુરપાળ** ઘણો રૂપાળો, તેજસ્વી, પરાક્રમી, પ્રમાણિક, વિદ્વાન, અને શૂરવીર હતો. એ તીર, તરવાર, ભાલા વગેરે શસ્ત્રો વાપરવાની કળામાં અને બળની રમતોમાં ઘણો ચતુર હતો. જયશિખરી નિત્ય નવીન શસ્ત્રની રમતો સુરપાળ સાથે શરત કરી રમતો. એ શરતો જોવાને સઘળી રાણીઓ

અને કુમારીઓ પણ બેસતી. એ સઘળી શસ્ત્રની શરતોમાં સુરપાળે જીત મેળવીને સર્વને છક કરી નાખ્યાં હતાં.

એક પ્રસંગે જયશિખરી અને સુરપાળ જંગલમાં મૃગયા રમવાને ગયા. કુંવરી **વિમળાને** સિંહનો શિકાર દેખાડવાની જયશિખરની ઇચ્છા ઘણો વખત થયાં હતી. તેથી પોતાની અને મુલતાન પતિની સર્વ રાણીઓ સાથે કુંવરી વિમળાને પણ સાથે વનમાં લઇ ગયો. સર્વ સ્ત્રી મંડળને એક ઉંચા વૃક્ષપર માળો બાંધીને બેસાડી હતી. જયશિખર અને સુરપાળ એક હાથી ઉપર બેઠા હતા. સરદારો અને વાઘરી શિકારીઓ સિંહની શોધ કરવા લાગ્યા હતા. શોધ કરતાં એક મોટો સિંહ નદીના ઉંડા કોતરમાં સૂતેલો જણાયો. જયશિખરે એક તીર તેને માર્યું. સિંહ ચમકી ઉઠયો, પણ સામો ન થતાં નાઠો. પાછળ શિકારીઓ દોડયા. જયશિખરે પણ હાથી તેની પાછળ મારી મૂકયો. ઘણે દુર જતાં એક વિકટ ઝાડીમાં માલુમ પડયો. તેની પીઠપર લોહી નીકળતું હતું, પણ ઘા ઉંડો નહોતો. જયશિખરે ફરી એક તીર માર્યું. તેથી સિંહે ગુસ્સે થઇ એક છલંગ મારી, પણ એ ચૂકી ગયો. સિંહ ફરી નાઠો પણ સુરપાળનું તીક્ષ્ણ બાણ વાગ્યું. તેથી પાછો વળી છલંગ મારી હાથીના કુંભસ્થળ ઉપર જઇ બાઝયો. જયશિખરે ઉભો થઇ તેની છાતીમાં ભાલો માર્યો, કે તરત સિંહ; જયશિખર અને ભાલો એ ત્રણે પૃથ્વીપર આવી પડયાં. તેની પાછળ સુરપાળે ભૂસકો માર્યો. સિંહ રાજાપર ધસ્યો, પણ સુરપાળે તેને ભાલો મારી પૂરો કર્યો અને જયશિખરને બચાવી લીધો. સુરપાળનું શૂરાતન જોઇ વિમળાનું હૃદય ભેદાયું. તેનો પ્રેમ તેનામાં લાગ્યો. સુરપાળ પણ તેનો પ્રેમ મેળવવાને લાગ શોધ્યા કરતો હતો. એ સુંદરીને તે અલૌકિક સમજતો હતો. એ રાજકુમારીના ગુણનું વર્ણન સાંભળીને તે તેના સાથે પ્રેમમાં જોડાવાને ઇચ્છતો હતો. સુરપાળે તેનું મન હરણ કરવાને ઘણી યુક્તિઓ શોધી હતી. વિમળા એ સઘળાને આજ સુધી કંઇ ગણકારતી નહોતી, પણ આ સિંહના શિકારમાં તેમનું પરાક્રમ જોઇ ગુર્જરકુમારીનું ચિત્ત સુરપાળે હરણ કર્યું. સુરપાળે જે ક્ષણે હાથીપરથી કૂદી સિંહને મારી પોતાના વહાલા ભાઇનો જીવ બચાવ્યો. તેજ ક્ષણે એ સતીએ તે સાથે વરવાનો સુદૃઢ નિશ્ચય કર્યો.

એ રીતે **વિમળાનું** ચિત્ત મુલતાન કુમારે હરણ કર્યું. મુલતાન મહારાજા સ્વદેશ જવા તૈયાર થયો. જયશિખરીએ તેને સન્માન સાથે વિદાય કર્યો. જયશિખરીએ રૂપસુંદરીનું માગું કરવા એક ભાટને મુલતાન મોકલ્યો. એ સાથે વિમળાએ પણ પોતાનો છાનો પત્ર સુરપાળને મોકલાવ્યો. સુરપાળે એ પત્રનો માન સાથે સ્વીકાર કર્યો. ભાટ જયશિખરીનું રૂપસુંદરી વેરે સગપણ કરી પંચાસર આવ્યો. ફરી સુરપાળને જયશિખરીની સેવા બજાવવાનો પ્રસંગ મળ્યો. **લાટ** દેશનો રાજા ઘણાં વર્ષ થયાં ખંડણી આપતો નહોતો. તેને શિક્ષા કરવાને એક સેનાપતિ

સાથે ફોજ મોકલાવી સુરપાળની ઇચ્છાથી તેને પણ ઉપસેનાપતિ બનાવી મોકલ્યો. લાટના રાજા સાથે મોટું યુદ્ધ થયું. તેમાં ગુર્જરસેનાપતિ મરાણો, પણ સુરપાળે લાટ રાજાને હરાવી કેદ કર્યો. અને તેને જયશિખરી પાસે લાવ્યો. સુરપાળના આવા પરાક્રમથી ગુર્જરેશ્વર ઘણો ખુશી થયો. તેને પોતાનો સેનાપતિ નીમી પોતાની બેન વિમળાકુંવરીને એ સાથે પરણાવી.

આ જોડું સર્વ પ્રકારે યોગ્યજ જોડાયું હતું. પ્રતિદિન પરસ્પર પ્રેમમાં વધારો થવા લાગ્યો. એક બીજાને પ્રાણુસમાન ચાહતાં હતાં. વિમળા પતિન. સુખ દુઃખમાં ભાગિયેણ થઇ રહી. તે એવાં પ્રેમમાં જોડાયા કે;—

“ જયમ ગૌતમ અહલ્યાય, જયમ સીતાને રામ;
જયમ રૂકમણીને કૃષ્ણ, કહું જયમ રતીને કામ;
જયમ તારા ને વાલિ, જયમ નળને દમયંતી;
જયમ પાંડવ ને પાંચાળી, ચંદ્રરોહિણિ ગુણવંતી.
વળી જયમ વશિષ્ઠ અરૂંધતી, જયમ રનાદે ને રવી;
ત્યમ સુરપાળને વિમળમતી, પવિત્ર જોડ એ રાજવી. ”

આ જોડું આનંદથી રાજવૈભવ ભોગવતું હતું. વિમળા પતિવ્રતાના ધર્મ પ્રમાણે પતિને અનેક કાર્યમાં ઉપયોગી થઇ પડી હતી. એ પતિને સર્વ પ્રકારે સંતોષ આપતી હતી. ગુર્જર રાજ્ય આ સમે પૂર્ણકળાએ પહોંચ્યું હતું. તેની આબાદી અને સમૃદ્ધિની કીર્તિ દેશો દેશમાં ચોતરફ પ્રસરી રહી હતી. અસ્તોદયનું કાળચક્ર કોઇને પણ છોડતું નથી. ઇશ્વરની ગહન ગતિ છે. ગુર્જર પતિની ચડતીનો સૂર્ય અસ્ત થવાની તૈયારીપર આવ્યો. **શંકર** કવિના વખાણથી કલ્યાણી નગરીના રાજા **ભૂવડે** પંચાસરપર **મીરને** સૈન્ય લઇ ચડાઇ કરવા મોકલ્યો, પણ શૂરવીર સુરપાળે તેને હરાવી પાછો કાઢયો. તેથી ભૂવડ જાતે ચડી આવ્યો. તેને પણ સુરપાળે ઘણીવાર હરાવ્યો. આ જોઇ ભૂવડે નિશ્ચય કર્યો કે જ્યાં સુધી સુરપાળ એની પાસે છે, ત્યાં સુધી આપણું ફાવીએ તેવું નથી. એ પરથી તેને ફોડવાનો વિચાર કર્યો, મીરની પાસે એક લાંચ પત્ર લખાવી, સુરપાળને એક દૂત સાથે મોકલ્યો. સુરપાળ એવો કપટી અને લોભી નહોતો કે, લોભની લાલચે લપટાઇ સત્યને તજે. જે સમે દૂત આવ્યો એ સમે સુરપાળ **વિમળા** જોડે ભોજન કરતો હતો. દૂતે છાનો પત્ર, કેસર અને કંકુનાં પડીકાંમાં સુરપાળને આપ્યો. સુરપાળે દૂતને દેવડીએ બેસવાની આજ્ઞા કરી. વિમળાએ પતિ પાસેથી પત્ર લઇ લીધો. પીરસનારને રજા આપી. પોતે પત્ર પતિને વાંચી બતાવ્યો. તેમાં સુરપાળને ઘણી લાલચો બતાવી હતી. આ પત્ર વાંચતાંજ વિમળા અને સુરપાળને અંગોઅંગ ક્રોધ વ્યાપી ગયો. વિમળાએ પત્ર ફેંકી દીધો. સુરપાળે પત્ર, કેસર, કંકુનાં પડીકાં સળગાવી દીધાં. દૂતને કપાળે

ડામ દેવાની તૈયારી કરી, પણ વિમળાએ તેને સમજાવી અટકાવ્યો. ભોજન ભોજનને ઠેકાણે રહ્યું. સુરપાળ ઉઠી ઉભો થયો. સ્રીપુરૂષ બંનેનાં તન, મન, તપી ગયાં. રૂવાટી ઉભી થઇ. સુરપાળે નેત્રો મીંચી વિચાર કરી, પ્યારી સ્રી વિમળાના મનની પરીક્ષા કરવાને ધીરજથી બોલ્યો:—"કેમ પ્યારી! તારે મહારાણી થવું છે? માંથે મૂગટ પહેરવો છે? તમારા પુત્રનું ભલું ઇચ્છશો કે નીતિ પાળશો?" વિમળા રોશમાં પતિનું પેચ ભર્યું બોલવું નહિ સમજતાં બોલી કે;—"હું તો તમારા સદ્ગુણને વરી છું. તમારા સત્યતેરે પરણી છું. હું તો તમારી હિંમત અને પરાક્રમ ઉપર મોહિત થઇ હતી. તમારી છાતીમાં કળીયુગે વાસો કર્યો છે એવું જાણુતી નહોતી. બળ્યું તમારૂં રાજ્ય! મારો પુત્ર ભીખ માગશે, પણ તમારો લાંચનો પૈસો, તમારી રૂશવતની જાગીર, તમારૂં વિશ્વાસઘાતનું રાજ્યાસન નહિ ભોગવે? કપટથી મેળવેલી ગાદીએ મારે નથી બેસવું? દગાનો મૂગટ મારે નથી પહેરવો? હું પતિવ્રતા નારી છું, પણ પતિથી પરમેશ્વરને વધારે મોટો ગણું છું. પાપ કરી પરમેશ્વરનો કોપ માંથે નહિ લઉં. લાંચીઆ, ચોટ્ટા, લૂચ્ચા, અને પાપીની હું સાથી નથી અને નહિ થાઉં. કાવતરાં કરનારા ખુનીનો સંગ કરીશ નહિ.

સુરપાળ પોતાની પ્યારી સ્રી વિમળાનાં આવાં વચનો સાંભળી ઘણો ખુશી થયો અને તેને પ્રેમથી આલિંગન કરી બોલ્યો, "ધન્ય મારી વાહાલી તને! અને ધન્ય છે તારા માબાપને! કે તારા જેવી નીતિવાળી પુત્રીને જન્મ આપ્યો. આ દેશમાં ઘેર ઘેર તારા જેવીજ સતી સ્રીઓ હોજો. મેં તો તારૂં મન જોવાનેજ પૂછ્યું હતું. તારા આવાં નેક વચનોથી હું ઘણોજ પ્રસન્ન થયો છું. તારા જેવી સતી સ્રી આ સંસારમાં મને મળી છે. એથી હું મોટો ભાગ્યવાન છું. ચાલો આપણે ભોજન કરીએ. ભૂખ તરસને સંતોષી શાંત થયા પછી એ દુષ્ટને ઘટતો જવાબ લખીશું." પછી બન્નેએ ભોજન કર્યું. શાંત થયા પછી વિમળાની સલાહ પ્રમાણે ભૂવડને તિરસ્કાર ભરેલો પત્ર લખ્યો કે;—તમારો નીચ પત્ર વાંચી તમારી નીચ અને ભ્રષ્ટ બુદ્ધિને માટે મને ખેદ થાય છે. પૂર્વકાળથી આર્ય શૂરવીરો નિષ્કપટી, ચોખા મનના, સદ્ગુણને ઉત્તેજન આપનારા હતા. રિપુ રાજાના સેવકોને લાંચ, રૂશવત આપી નરકમાં મોકલવાનો દુષ્ટ પ્રયાસ તેઓ કદી કરતા નહિ. ધર્મ યુદ્ધ કરી જય મેળવવો અગર રણમાં પડી સ્વર્ગે જવું કે શત્રુને મોકલવા, એજ તેમનો હેતુ હતો. તમે એ પવિત્ર બુદ્ધિ તજી અધમ મતિને પામ્યા છો. એથી તમારા રાજ્યની થોડા વખત પછી પડતી થશે, એ નક્કી જાણજો. તમે લાંચીઆ, ચોર હશો. તેથી મને પણ તમારા જેવો ધારી ફોડવા ઇચ્છોછો, પણ સત્ય માનજો કે, જે લાંચ લઇ વિશ્વાસઘાત કરે છે, સાચાનું જૂઠું કરે છે, પક્ષપાત કરે છે, અન્યાય કરે છે. અને કરાવે છે, પોતાનો ખરો ધર્મ બજાવતા નથી. તેઓ વખતે થોડા કાળ સુધી દ્રવ્ય મેળવે, મોટી પદવીને પામે, પણ અંતે તેમનો નાશ

થાય છે. તેમનો વંશ દુર્દશાને પામે છે અને તેમનો આત્મા નરકવાસ કરે છે. એવાં મનુષ્યો પોતાને હાથે પોતાનો કુંવાડો પોતાના પગમાં મારે છે. જેઓ પોતે નઠારા છે તેઓ બીજાને બગાડે છે. અરે ! રાજ્ય કારભારીઓમાંથી, રાજ્ય સેનામાંથી, અને નોકરોમાંથી સત્ય, ન્યાય, પ્રમાણિકપણું, અને ઉદારતા ગઇ, નીચ બુદ્ધિ આવી, લોભ પેઠો, સ્વાર્થે દેશકલ્યાણ ભાવને મનમાંથી ખસેડયો. રાજ્યોમાં નબળાઇ, કુસંપ, દુરાચાર, દુષ્ટ ઇચ્છાદિક વિનાસ કરનારા શત્રુઓ પેસવાથી નખોદ વાળ્યું. પણ વેદ વાક્ય છે કે; "**सत्यमेवजयते**" અંતે સત્યજ તરશે. અમારો સિપાઇ સરખો પણ ફૂટે એવો નથી, તો મને તું કેમ ડગાવી શકીશ ! જ્યારે ગુર્જરો નાકકટ્ટા લાંચીઆ થશે, ત્યારે અમારા દેશમાં કળીયુગ પ્રવેશ કરશે. ત્યારે પુરૂષો એક પત્નીવ્રત છોડશે, સ્ત્રીઓ પતિવ્રત મૂકશે, ઉધમ ઘટશે અને દેશમાં દારિદ્રતા આવશે. હાલ તો અમારા દેશમાં સતયુગ છે. રાજા પ્રજા, સ્વામી સેવક, સ્ત્રી ભરથાર, અને પિતા પુત્ર પોતપોતાના ધર્મ પાળે છે. લાંચ લેનાર અને લાંચ આપનારને ધિક્કાર છે. લાંચીઆ લોકો ખરેખર ચોર અને પાપી છે. એ મોટા અપરાધી છે. તેં આવો પત્ર લખી, તારી, તારા બાપની અને તારા દેશની પ્રતિષ્ઠા ખોઇ છે." વગેરે તીક્ષ્ણ વચનો લખી મોકલ્યાં.

આ પત્ર **મીરે** વાંચ્યો. તેણે સર્વ સમાચાર **ભૂવડ**ને આપ્યા. તેથી ભૂવડનું મોં ઉતરી ગયું, મન ગ્લાનિ પામ્યું. ગાલે કાળા શેરડા પડયા, પોતાના નીચ કૃત્યને સમજી ગયો, પણ જે લાગણી થઇ હોય છે તે જતી નથી. તેણે એ સઘળું વિસારી મૂકયું. એકદમ જોસથી યાહોમ કરી લડવા લાગ્યો. તેથી ગુર્જર સૈન્ય ઘણું કપાઇ ગયું. **જયશિખરે** જયની આશા મુકી. પોતાની રાણી **રૂપસુંદરી** ગર્ભવંતી હતી. તેને પુત્ર જન્મે તો મારૂં વેર લે. એવી આશાથી **સુરપાળ**ને સમજાવી, રૂપસુંદરી અને **વિમળા**ને જંગલમાં કોઇ ગુપ્ત સ્થળે મૂકી આવવા જણાવ્યું. સુરપાળને આ વિચાર યોગ્ય લાગ્યો. તેથી બંનેને લઇ વનમાં ગયો. નણંદ ભોજાઇને ગુપ્ત સ્થળે મૂકયાં. તેમના સંરક્ષણ માટે ભીલો અને ગુર્જર સ્વારોને રાખ્યા. પાછો પોતે **પંચાસર** ભણી આવવા નીકળ્યો. ઇશ્વર ઇચ્છા બળવતર છે, ધાર્યું ઇશ્વરનુંજ થાય છે. તેની ગહનગતિને કોઇ જાણી શકતું નથી. રળીઆગણી ગુજરાતનો સૂર્ય અસ્ત થવા આવ્યો. સુરપાળની ગેહેર હાજરીનો લાભ લઇ **ભૂવડ** જોરમાં આવ્યો. તેણે **પંચાસર**ને ઘેરી લીધું. જોસથી લડતાં જયશિખરી મરાણો. પંચાસર લૂટાયું. આ માઠા સમાચાર **સુરપાળે** રસ્તામાં સાંભળ્યા, પણ તેના સરદારોએ તેને પંચાસર જતાં અટકાવ્યો, અને **રૂપસુંદરી** તથા **વિમળા**ના રક્ષણ માટે જવા ભલામણ કરી. એ વાત સુરપાળને યોગ્ય લાગી. તેથી તરત એ જંગલ તરફ વળ્યો.

ભૂવડ પંચાસર હતો અને તેનો પુત્ર **કરણ** **સુરપાળ**ની પાછળ ગયો હતો,

પણ સુરપાળ બંને સ્ત્રીને જંગલમાં મૂકી બીજે રસ્તેથી પંચાસર તરફ ગયો હતો. તેથી કરણ સાથે ભેટા થયો નહિ, પણ કરણ તો જ્યાં રૂપસુંદરી અને વિમળા હતાં તે સ્થળે આવ્યો. રૂપસુંદરી અને વિમળા પોતાના રક્ષકોની સાથે એક વેળાને કાંઠે હતાં. વેળાના પાણીમાં તાણ હતું. ભીલોને કરણ આવ્યાના ખબર થયા. સ્ત્રીઓ કોમળ અને નિર્બળ છતાં સંકટ સમયે ધીરજ રાખે છે અને હિંમત પકડે છે. તેઓ પોતાનું સત જાળવવું હોય છે. ત્યારે મહાવીર જેવી બને છે આ વખતે વિમળાએ ઘણીજ ધીરજ અને હિંમત પકડી હતી. તેણે એક ભીલને જણાવ્યું કે શત્રુઓ વધારે છે, તો તું પ્રથમ આ રૂપસુંદરીને વેળો ઉતારી કોઇ ગુપ્ત જગ્યોએ મૂકી આવ. પછી મને તેડી જજે. ભીલ રૂપસુંદરીને વનમાં એક વૃક્ષની પોલમાં લઇ જઈ સંતાડી આવ્યો અને વિમળાને લેવા આવ્યો. તેટલામાં શત્રુઓ ઘોડા દોડાવતા આવી પહોંચ્યા. ગુર્જર સ્વારો શત્રુઓપર તૂટી પડયા અને બહાદૂરીથી લડયા. શત્રુઓ માંહેના ઘણાને કાપી નાંખ્યા, પણ કરણનું સૈન્ય ઘણું હતું. તેમાં ગુર્જર સ્વારો સઘળા કપાઈ મુઆ. વિમળા રક્ષકો મુઆથી ગભરાઇ ગઇ. શું કરવું, તે કાંઇ સુઝ્યું નહિ. લોહી માંસ ઉડવાથી વસ્ત્રો ભરાઇ ગયાં હતાં. આવો મામલો જોઇ વિમળા રૂદન કરતી બોલી,—“ અરે ! મને કોઇ મારી નાંખો ? મારે માટે મરતાં પહેલાં મને કેમ કાપી નાંખતા નથી ! મારી છાતીમાં ભાલો ભોંકો ? એક બાણ મારા કપાળમાં મારો ? કે મારો પવિત્ર આત્મા જગદીશ્વરને શરણે જાય ! અગર મને એક કટારી આપો કે, તે મારા પેટમાં ખોશી મરણ પામું. હું રજપૂતાણી છું, હું ક્ષત્રિ ધર્મને જાણું છું. હવે મારે જીવવું શા માટે ? અરે ! મારી પાસે પ્રથમથીજ એક હથિયાર હતે, તો કેવું સારૂં થાત ! હું પ્રથમથીજ ભૂલી ! વગેરે વગેરે ઘણો કલ્પાંત કર્યો, પણ કોઇ તેને મારી શકયું નહિ. તેની પાસે એક વિશ્વાસુ ભીલ હતો, તે પણ પડયો. આ જોઇ વિમળાને મૂર્છા આવવાથી ભૂમિપર પડી ગઇ. અચેત થઈ પડી હતી, ત્યાં કરણ આવી ઉભો રહ્યો. એ વિમળાની મનમોહક સુંદર કાન્તિ અને ચંદ્ર સરિખું તેજસ્વી મુખ જોઇ મોહિત થયો. એ દુષ્ટની બુદ્ધિ બગડી. એના મનમાં નીચ તર્કો આવવા લાગ્યા. તેણે પાણીની છાલકો મારી જાગૃત કરી એ શુદ્ધિમાં આવતા હૈયાફાટ રૂદન કરવા લાગી. એના વિલાપથી જંગલનાં પશુ, પક્ષીઓ પણ જાણે રૂદન કરતાં હોય તેવાં દેખાવા લાગ્યાં, પણ નીચ કઠણ કાળજાના કરણને કાંઇ અસર થઇ નહિ. એ રૂદન કરતી ગાભરી બની બોલવા લાગી કે;—મારા પ્રાણનાથ કયાં છે ? મને રઝળતી મૂકીને તમે કયાં ગયા છો ? પ્રાણપતિ ! આવો. આ દુષ્ટને મારી મને મૂકાવો. મારા સ્વામી ! મારા આત્મારામ ! તમે મારા ભાઇની વહારે ગયા, ત્યાંથી પાછા કેમ આવ્યા નહિ ! મારા રક્ષકો મુઆ અને હું કેમ જીવતી રહી ? પ્રભુ ! મારૂં સર્વસ્વ ગયું અને હવે મને શા માટે રાખે છે ? એમ

કહી નદીમાં ડૂબી મરવાને દોડી, પણ કરણે પકડી લીધી. વિમળાએ તેને તરછોડી પોતાનો હાથ મૂકાવી દીધો અને કહ્યું, પાપી! અહિંથી દૂર ખસ? હું સતી સ્ત્રી છું. તું મને અટકીશ નહિ? મારો પ્રાણ જશે તોપણ હું તારે સ્વાધીન થઇશ નહિ, આ તેનાં વચનો કરણે ગણકાર્યાં નહિ. તે ટીંટોડીની પેઠે ટળવળતી વિમળાને ઘોડે બેસાડી ચાલતો થયો. વિમળા અપાર રૂદન કરવા લાગી કે;—હાય! હાયરે! પિયુજી! હે મહાવીર શૂરા સામદ! તમારી પ્રિયાને છોડાવી લઇ જાઓ? આ દુષ્ટ દૈત્યને મારો? કૃપાળુ પ્રભુ! તું મારી વહારે ચડ? અરે! હું કેવી પાપીણી કે પરપુરૂષને હાથ ગઇ? એટલું બોલી રૂદન કરતી કેશ તોડવા લાગી, માથું અને છાતી કૂટવા મંડી. આવી સ્થિતિમાં કરણ તેને છાવણીમાં લાવ્યો. ઘોડેથી ઉતારી તંબુમાં ગાદીપર બેસાડી, પણ એ તરત ઉઠી ભૂમિપર બેઠી. પાણી વિના જેમ માછલું તરફડે તેમ તરફડવા લાગી. કરણનું કહેવું કશું પણ નહિ સાંભળતાં આખી રાત રડયા કર્યું. નેત્રનાં નીર ખૂટયાં, નિસાસાપર નિસાસા નાંખવા લાગી. પાસે કંઇ સાધન નહોતું કે પોતાનો પ્રાણ તજી દે. કરણે બે ત્રણ સ્ત્રીઓ સેવામાં રાખી. વિમળાના કોમલ ઝીણા સ્વરના રૂદનથી કરણ અને તેના સૈન્યનાં સર્વ માણસોનાં હૃદય પીગળી ગયાં. સર્વને દયા આવી. એના સતીત્વને કલંક લાગશે તો નક્કી એ પ્રાણ તજી દેશે. એવી સર્વને ખાત્રી થઇ. કરણે હાથમાં ગંગાજળ લઇ વચન આપ્યું કે, "તારી મરજી વિના હું લગ્ન કે કોઇ પ્રકારનો બળાત્કાર કરીશ નહિ." એટલું બોલી દૂર રહ્યો.

કરણ સમજતો હતો કે એ જેમ જેમ વખત જશે તેમ તેમ એ સઘળું ભૂલી જશે. એટલે એ મારે તાબે થશે, પણ એ સમજવું તેનું ભૂલ ભરેલું હતું. એ સમજતો નથી કે જે સ્ત્રી પોતાનું પાતિવ્રત્ય સાચવવા ઇચ્છે છે, તેનું સત્ ભંગ કરવા દુનિઆમાં કોઇપણ સમર્થ નથી. જે સ્ત્રી દુઃખથી કાયર થઇ પોતાની મેળે પોતાનું સત્ ભંગ કરે છે તોજ થાય છે. સતી સ્ત્રી સત્ ચૂકતી નથી તેના સતનું સદા ઈશ્વર સંરક્ષણ કર્યા કરે છે. આવી સમજણ કામાંધ પાપી પુરૂષને કયાંથી હોય? એતો પોતાની ધારણા પારપાડવાને અનેક યુક્તિઓ શોધવા લાગ્યો. એ પાપી બિચારી સાધ્વી વિમળાને લઇ સોરઠ તરફ ચાલ્યો. માર્ગમાં તેને ઘણી ફોસલાવી, લાલચો આપી, પણ તે એક ટળી બીજી થઇ. નહિ. વિમળા પ્રાણ જતાં સુધી પણ પોતાનું શીળ ભંગ કરે એવી નહોતી તેણે ઘણાં દુઃખ સહન કર્યાં, પણ પોતાનું પતિવ્રત તજ્યું નહિ. કરણની સર્વ મહેનત વૃથા ગઇ. તેથી એ નિરાશ થયો. વિમળા કરણનું મોં જોતી નહિ. એ પાસે આવતો ત્યારે પોતાની બે આંખો મીંચી આડા હાથ રાખતી અને નિર્ભયતાથી ધિક્કારતી હતી. જે પોતાના પ્રાણ વહાલા ગણે છે તેનાથી પોતાનું સત્ જાળવી શકાતું નથી. જે પ્રાણ કરતાં પોતાના શીળને પ્રીય ગણે છે તેજ શીળ

સાચવી શકે છે. વિમળા દુઃખે દૂબળી થઇ ગઈ હતી, ભૂમિ પર ફક્ત એક સાદડીપર સુતી. તેથી તેની કોમળ ચામડી છોલાતી, હાડકાં તપતાં, આખો દિવસ ઇશ્વર સ્મરણ કરતી; લાડ, ખુશામત, લાલચથી કે દુઃખથી તેનું મન જરા પણ ચળ્યું નહિ, તેણે માબાપ, પતિના કુળને કે પૂર્વજોને લેશ પણ કલંક લાગવા દીધું નહિ.

રાજકુમાર કરણનું મન વિમળામાં લાગેલું હતું. તેને નિરાંતે નિંદ્રા પણ આવતી નહિ. એ સુરપાળને હાથ કરી મારવાનો વિચાર કરતો હતો, પણ ગીરનાર પર્વતને ખાડવો અને સુરપાળને મારવો એ સરખું હતું. એને મારવાનો કશો ઉપાય હાથ નહિ લાગવાથી તેના એક મિત્રે કહ્યું કે;—સુરપાળ જીવે છે, ત્યાં સુધી એ કદી વશ થવાની નથી. તેમ એ સાધારણ સ્ત્રી નથી કે તારે વશ થાય, એ પતિવ્રતા સ્ત્રી છે. તે કદી પણ તારે વશ થાય એવું લાગતું નથી; તોપણ ઉપાય કરી જો. એમ કહી જણાવ્યું કે, તું સુરપાળના મરણની ખોટી ખબર ફેલાવ કે, તેથી એ નિરાશ થાય. તેથી વખતે વશ થાય તો થાય. એ ઉપરથી કરણે એક ફૂટેલા ચાવડા ઠાકોરને વિમળા પાસે મોકલ્યો. વિમળા ઠાકોરને ફૂટેલો નિમકહરામ જાણતી નહોતી. આ નફ્ટ કાળા મોંનો ઠાકોર કરણની કૃપા મેળવવાને ચાહતો હતો. તેથી એ દુષ્ટ આવું નીચ કૃત્ય કરતાં જરા પણ અચકાયો નહિ તેણે વિમળા પાસે આવી કહ્યું કે;—"બાઇ સાહેબ! વાત કરતાં મારી જીભ ઉપડતી નથી, પણ કહ્યા વિના ચાલતું નથી. આપની સોધ કરતાં મારા રાજા સુરપાળ વનમાં ફરતા હતા. એવામાં તેને એક ઝેરી સર્પે દંશ કર્યો. તેથી તેઓ તત્કાળ મરણ પામ્યા છે." એટલું બોલી પોક મૂકી રડવાનો ડોળ કર્યો. આ વચન સાંભળતાં વિમળા ગભરાઇ બોલી,–અરે ભાઇ! તું શું બોલે છે? એ કાળો કેર ક્યારે થયો? શું ઇશ્વરના કોપે અમારાપર હદવાળી? શું મને જીવતાં નરકમાં નાંખીને મારા પ્રાણાધારનો જીવ લેવડાવ્યો.? અરે! પણ હું અવિશ્વાસુ કેમ થઇ! મેં પરમેશ્વરની પતીજ કેમ છોડી! શું મને કળીયુગે ભૂલાવી! પ્રભુએ જે કર્યું તે ખરૂં. સ્વામી! હું તમારી સેવા કરવાને આવી જાણો? એટલું બોલી તરત ઉભી થઈ, પ્રાચીન સતીઓની પેઠે આવેશમાં આવી ઉશ્કેરાઇ ગઇ. આંખો લાલચોળ થઇ ગઇ. જે અંબે! જે અંબે! બોલતી પાસે ઉભેલા ઠાકોરને કહ્યું કે—હું સતી થાઉં છું. મારે માટે ચિતા તૈયાર કરાવ. મારે બળી મરવું છે. આ વખતે કરણ અને તેના મિત્રોએ આવી કહ્યું કે, બાઈ! તમે ધાર્મિક અને સતી સ્ત્રીછો. નીતિ અને ધર્મ શાસ્ત્ર જાણો છો. તમે ઠંડા પાણીએ નાહી ઠંડા થાઓ. તમારો પતિ મરણ પામ્યો છે. તો હવે તમે એક વર્ષ પછી લગ્ન કરજો. જેનો પતિ મરણ પામે, તેણે લગ્ન કરવું, વૈધવ્ય પાળવું અગર ( સતી થવું. ) બળી મરવું. એવા ત્રણ ધર્મ શાસ્ત્રમાં કહ્યા છે. આ સાંભળી વિમળા બોલી;—"જેને સંસા-

રમાં રહેવું હોય તે ભલે તેની મરજીમાં આવે તેમ કરે. હું સંસારથી ધરાઇ છું. મારે તો બળી મરવું છે." કરણે તેને આત્મઘાત કરવાની મના કરી. ત્યારે તેણે કહ્યું કે, મને તું જીવતી બળવા નહિ દે, તો તારે મારૂં મડદું બાળવું પડશે. હું હવે મારા પ્રાણ રાખીશ નહિ. તું સતીના પ્રતાપથી અજાણ્યો છે. સતીને પીડવાથી ઘણાનો નાશ થયો છે એ તું જાણતો નથી ?

સીતા સતી સ્વરૂપ, રણે રાવણ રોળાવ્યો;
દ્રુપદી દેવી દયાળ, કુરૂ કુળ નાશ કરાવ્યો;
રૂડી રેણુકા રૂપ, ઠીક નહીં બુદ્ધિ ઠરાવી;
નક્ષત્રી અવની એહ, વાર એકવીશ કરાવી.
કથૈ કૈયક સ્ત્રીથી મુઆ, હોડ હોડ સૌ હારિયા;
શામળ શૂરા પુરા સહુ, માનનિએ બહુ મારિયા.

હે અજ્ઞાન ! તું હઠ ન કર, નહિ તો તારો નાશ થશે. હું કદી પણ પરપુરૂષને ઇચ્છતી નથી અને ઇચ્છીશ પણ નહિ. જે સ્ત્રીઓ પરપુરૂષને ઇચ્છે છે તે સ્ત્રી નહિ, પણ કૂતરી સમજવી. એવી સ્ત્રીને ધિક્કાર છે ! તું મને એવી સ્ત્રી ન ધાર. તું ક્ષત્રિ આર્ય પુરૂષ થઇને પરણેલી નારીને કેમ વરવા ઇચ્છે છે ? તારે લાયક સ્ત્રી શોધીને વર કે તને શોભે. રાજકુમાર કર્ણને આ શબ્દો બાણ જેવા લાગ્યા. તે ક્ષત્રિ એટલે તેને આ શબ્દોની અસર થઇ. તેણે હવે વિમળાને વશ થવાની આશા મૂકી દીધી. પતિવ્રતાપર પડતા દુઃખથી સૈન્યના સર્વ માણસો કરણપર રોશે ભરાયાં, પણ તેનાથી દબાઇ કંઇ બોલી શકતાં નહોતાં, એ સર્વે વિમળાને બળી મરવા દેવાને ખુશી હતાં. તેથી કરણે વિમળાને તેમ કરવા દેવાની રજા આપી. વિમળા જે પ્રભુ ! કરતી તંબુ બહાર નીકળી. મુખપર લોહી ચડી આવ્યું. એક ટેકરીપર સુખડની ચિતા તૈયાર કરાવી હતી. તેને ફરતી ઘાસની ઝુંપડી બાંધી હતી. કરણે તેને બળતી જોવાને એક ઉંચી બેઠક કરાવી હતી. ફરતાં હથિઆર બંધી માણસો રાખ્યાં હતાં. આસપાસના ગામડામાંથી સતીનાં દર્શને અસંખ્ય માણસો આવવા લાગ્યાં. ઢોલ, વાજાં અને શરણાઇઓ વાગવા લાગી. વિમળાની જેજેકાર થઇ રહી.

સુરપાલ,—રૂપસુંદરી અને વિમળાને જે ઠેકાણે રાખી હતી ત્યાં આવ્યો. અહિં કોઇ મળ્યું નહિ. તજવીજ કરતાં તેને એક ભીલે કહ્યું કે;—"અહિં શત્રુઓ આવ્યા હતા. તેણે ઘણાં ગામ બાળી નાખ્યાં. રાણી રૂપસુંદરીને અમારા લોકોએ સંતાડયાં છે, પણ તે કઇ જગોએ છે, એ મને માલૂમ નથી. તમે નક્કી જાણજો કે ભીલો કદી વિશ્વાસઘાતી થવાના નથી. મહારાણી તેમના રક્ષણ નીચે સહીસલામત રહેશે. એમની સાથેનાં માણસો કપાઇ મુઆં છે, પણ "વિમળાને" એટલું બોલી ચૂપ રહ્યો. સુરપાળે કહ્યું કે, શું તેને મારી નાંખી ? એતો મરવાને

તૈયાર હતી. હું તેને સ્વર્ગમાં જઇ મળીશ. વહાલી વિમળા! એમ કહેતાં આંખોમાંથી દડદડ આંસુ પડવા લાગ્યાં. બીલે કહ્યું એ જીવતાં છે. આપણો શત્રુ કરણ તેને હરી ગયો છે. બાઇ સાહેબના છાતી ફાટ રૂદનથી આખું જંગલ રડયું છે. શું કરીએ! અમારૂં જોર એમાં ચાલ્યું નથી. આ સાંભળી સુરપાળ ક્રોધાયમાન થયો. તેનાં નેત્રો લાલચોળ થઇ ગયાં. પગથી માથા સુધી જવાળા પ્રગટી ગુસ્સામાં બોલ્યો—એનો શો ભાર છે? મેં તેને એકવાર જીવતો જવા દીધો. એ મારી ભૂલ થઈ. હું હમણાં તેને બતાવી આપી વિમળાને છોડાવી લાવીશ. એમ કહી શૂરવીર, મરણીઆ બીલોને સાથે લીધા. પ્યારી સ્ત્રીને છોડાવી લાવવાની યુક્તિઓ રચી. ભેદુઓથી કરણની સર્વ બાતમી મેળવી લીધી. એ તેની છાવણી નજીક આવી પહોંચ્યો. શત્રુઓપર ઓચીંતો છાપો મારવાનો તેણે વિચાર કર્યો, પણ શત્રુ સૈન્ય વધારે હતું અને વળી ચેતતું રહેતું હતું. એમાં ફાવી શકાય એવું નહોતું. તેથી બીજી યુક્તિ રચી. સતી થવાનું મુહૂર્ત્ત આજ ત્રીજે પહોરેછે. એવા ખબર મળ્યા. વિમળા જો અકાળ મરણ પામશે, તો ફરી મળવા જોગ થશે નહિ. એવા વિચારથી તેના આત્માને અત્યંત ખેદ થયો. પણ હિંમત રાખી પ્યારી સ્ત્રીને બળી મરતાં પહેલાં છોડાવી લાવવા તૈયાર થયો. પોતાનાં માણસોને ચેતવી સર્વ ગોઠવણ કરી રાખી.

વિમળા ઇશ્વર પ્રાર્થના કરતી ઉલ્લાસથી ચિતા તરફ ચાલી. કપટી કરણના સૈન્યનાં ભોળાં માણસો વિમળાને પગે લાગ્યાં ક્ષમા માગવા લાગ્યાં. તેને વિમળાએ કહ્યું કે,—"હું ઇશ્વર પાસે માગુંછું કે તમારી અને તમારા રાજાની પાપ બુદ્ધિ ટળી સુબુદ્ધિ થાય. તમે મારા દેશને પીડો નહિ." વગેરે સુનીતિનો ઉપદેશ આપતી ઉતાવળે ચિતા પાસે જવા લાગી. આ જોઇ કપટી કરણનું પથ્થર જેવું હૃદય પણ પીગળી ગયું. તે ક્ષમા માગવા લાગ્યો. સતી વિમળાએ કહ્યું કે, "તું તારા પાપનો પશ્ચાતાપ કરી પ્રભુની પ્રાર્થના કર અને હવેથી પાપ કર્મ નહિ કરવાનો નિશ્ચય કર. આ દુનિઆનાં સ્વમવત સુખ, ક્ષણિક મોટાઇ, અને પ્રતાપથી ફૂલાઇ ન જતાં, તારા આત્માનું કલ્યાણ કરવાનાં સાધનો શોધ. તું તારે દેશ પાછો જા." આ સાંભળી કરણ નરમ પડી ગયો, પણ શરમથી કંઇ બોલી શકયો નહિ. સતી આગળ ચાલી. સૌ એની સાથે ચાલ્યાં. લોકો પુષ્પ વૃષ્ટિ કરવા લાગ્યાં. વિમળા ચિતા પાસે આવતાંજ જે અંબે! કરતી ચિતાપર ચડી બેઠી. હાથમાં બળતો કાકડો લઇ ઇશ્વર સ્તવન કરી અગ્નિ સંસ્કાર કરવા લાગી. જોસથી વાજીંત્રો વાગવા લાગ્યાં. ગુલાલ ઉડવાથી ડમરી ચડી રહી. લોકોનો શોરબકોર થઇ રહ્યો. તેમાં કોઇ કોઇનું બોલવું સમજી શકતાં નહોતાં, કે છેટે સુઝતું નહોતું. જેવી વિમળા અગ્નિ સળગાવવા તૈયાર થઇ, કે તેજ ક્ષણે કોઇ જોરાવર પુરૂષ ચિતા ઉપરથી જેમ વાઘ બકરીને ઉપાડી નાસે તેમ ઉપાડી લઈ નાશી ગયો.

ચેતવી રાખેલાં માણસોએ તેને જવાનો માર્ગ આપ્યો અને પાછો પૂરી નાંખ્યો. પાસે ઉભેલાએ ચિતા અને ઝુંપડી સળગાવી દીધી. ચેતવેલાં માણસો હોહા અને ધકા મૂકી કરવા લાગ્યાં. કેટલાકે ધૂળની ભરેલી ટોપલીઓ ઉરાડી અંધકાર કરી મૂક્યો. તેથી કોઇને કંઇ સૂઝતું નહોતું. માણસોમાં નાશાનાશ થઇ રહી. વિમળાને કોઇ ઉપાડી ગયાના ખબર કરણને થયા. તેણે ફરતા સ્વારો દોડાવ્યા. પણ કશો પત્તો લાગ્યો નહિ. અંધકાર થવા આવ્યો હતો. તેથી જંગલમાં રખડી રઝળી પાછા આવ્યા. કરણ અફસોસમાં ગરકાવ થયો.

પેલા માણસે વિમળાને થોડે દૂર લઇ જઇ એક ઘોડીપર બેસાડી, જેમ નશાય તેમ નાશવા માંડયું. આ બનાવથી વિમળા તો અપાર શોકમાં ડૂબી ગઇ. તેણે જાણ્યું જે હજું કંઇ દુઃખ ઓછું રહ્યું હશે, તે આવી પડયું. તેથી મહા ગભરાટમાં પડી બેભાન થઇ ગઇ. પર્વતોની ખીણો ઓળંગી જંગલોમાં આવતાં, ચેતના આવી. ત્યારે તેણે ડોકું ફેરવી જોયું, તો જે પોતાના પતિને મરેલો ધારતી હતી, તે વહાલા સ્વામી સુરપાળને જીવતો દીઠો. ઘોડી વેગમાં જતી હતી. તેથી વાત થઇ શકતી નહોતી. તે વિચારવા લાગી કે, હું જેને મુવેલો ધારતી હતી, તેને ભરવાડના વેષમાં કેમ દેખું છું? અરે ! કરણ જેવો બીજો કોઇ પાપી તો નહિ હોય? એવી શંકા કરી રડી પડી. એ જોઇ સુરપાળે કહ્યું—પ્રાણ પ્યારી! તું જરા પણ ડરીશ નહિ? હું તારો સ્વામી સુરપાળ જીવતો છું. શત્રુ પાછળ આવવાનો ભય છે. માટે આપણે તરત નિર્ભય સ્થળે જઇ પહોંચીએ, પછી વિસ્તારી વાત કહી બતાવીશ. એમ કહી ધીરજ આપી. પર્વતો ઓળંગી, કેટલાક ગાઉ અઘોર અરણ્યમાં ગુપ્ત સ્થળે આવી પહોંચ્યાં. ઘોડી થોભાવી પ્રિયાને નીચે ઉતારી. પોતાનો વેષ ઉતારી નાંખ્યો. વિમળાએ હવે પતિને બરાબર ઓળખ્યો કે, હર્ષનાં આંસુ પાડી વળગી પડી. સુરપાળને પણ હર્ષનાં આંસુ આવ્યાં. વિમળાને દુબળી પડી ગયેલી અને તેને વિતેલી વાત સાંભળી સુરપાળને દયા ઉત્પન્ન થઇ. પોતાને આવી સુશીતિવાન સ્ત્રી છે, એ જોઈ વિમળાને છાતીએ દાબી નેત્રમાંથી આંસુ પાડવા લાગ્યો. સેવકોએ ભોજન અને સ્નાન કરવાને ઉનું પાણી તૈયાર કર્યું હતું. તેથી બંનેએ સ્નાન કર્યું. ભોજન કરતાં સતી થતી વખતે પુષ્પવૃષ્ટિ, ગુલાલ ઉરાડવાની, પાછળથી ધૂળ ઉરાડવાની અને ધકા મૂકી કરવાની સર્વ ગોઠવણ અગાઉથી ગુર્જર યોદ્ધાઓને ઉભા રાખી કરી રાખી હતી. રૂપસુંદરી પણ જીવતી છે. વગેરે સમાચાર આપ્યા. આ સાંભળી વિમળા ઘણી ખુશી થઇ.

આ પછી વિમળા પતિ સાથે જંગલમાં સુખ દુઃખ ભોગવી રહેવા લાગી. સુરપાળને બહારવટાના કાર્યમાં ઉશ્કેરી હિંમત આપતી. સુરપાળે હુમલા કરી શત્રુઓનાં ઘણાં થાણાંઓનો નાશ કર્યો. એક દિવસે એક બાતમીદારે રૂપસુંદરીના જન્મ થયાના અને તેના સ્થળના ચોક્કસ ખબર આપ્યા. તેથી બંને ઘણાં ખુશી

થયાં. રસ્તો ઘણો વિકટ અને ભય ભરેલો હતો, છતાં પણ વિમળા તે ભોગવીને પતિ સાથે ત્યાં જવાને તૈયાર થઇ. બંને જુદા વેષે વનોડમાં આવ્યાં, ત્યાં રૂપ-સુંદરી અને બાળ રાજાનો મેળાપ થયો. તેથી સર્વના હર્ષનો પાર રહ્યો નહિ. સઘળાને ગુપ્ત રહેવાનું હતું. તેથી તેઓ એક ગુપ્ત સ્થળે ભેગાં થયાં. ત્યાં સર્વ હર્ષ શોકના આવેશમાં આવ્યાં, પણ કોઈ જાણી જાય, તેથી મન વશ રાખવા લાગ્યાં. વિમળા વનરાજને છાતીએ ચાંપી બોલી;—" મારા વનુડા ! હવે હું સંતોષથી મરીશ. પુત્ર તારૂં મુખ જોવાને હું તરસી હતી. મારાભાઇનો વંશ રાખનાર પુત્ર ! તું અમર રહે. અરે. ! પ્રભુ ! " એટલા શબ્દથી વધારે બોલી શકી નહી. નેત્રમાંથી હર્ષનાં આંસુ પડવા લાગ્યાં. સુરપાળ અને રૂપસુંદરી બંને ભાઇ બેનનું હૃદય પણ ભરાઇ આવ્યું. આકાશ સામી નજર કરી ઇશ્વરનો ઉપ-કાર માન્યો, વિમળાને જંગલનું પાણી લાગ્યું હતું. તેથી તેનું શરીર દીવસે દી-વસે ગળવા માંડયું. ઘણા ઉપાય કર્યા, પણ એ સર્વ વૃથા જઇને તેનો પવિત્ર આત્મા ઇશ્વરને શરણે ગયો. એ રીતે એ સાધ્વી પોતાનું પવિત્ર પતિવ્રત સાચવી અમર નામના રાખી ગઇ છે. ધન્ય વિમળા ! તારા જેવી સતી સ્ત્રીઓ દેશમાં ઘેર ઘેર થાઓ ! !



## ( પદ. ધન્યાશ્રી. )

### " રામ ભજનકું દિયા, કમલ મુખ રામ " એ રાગ.

" શરી સતીઓ કયાં છે, એવી, શરી સતીઓ કયાં છે ?
પતિ સાથે વનવાસ વિચરતી, સીતા માતા કયાં છે ?
પતિગત વાત સુણી મરનારી, મદાલસા સમ કયાં છે ? એવી० ૧
નાગ નાથની સેવા કરતી, ભોગવતી પણ કયાં છે ?
સમદમ નિયમે દ્દઢ રહેનારી, દમદયંતી તે કયાં છે ? એવી० ૨
પાંચાળીસમ પરમ પુનીતા, શુદ્ધ સાવિત્રી કયાં છે ?
સુલોચના તારા રૂખમણી સમ, સુલક્ષણાઓ કયાં છે ? એવી० ૩
આડંબર અનસૂયા તણો પણ, વર્તન તેવું કયાં છે ?
પતિ ભક્તિની સાચી શક્તિ, કોઇક વનિતામાં છે, એવી० ૪
કળિકાળમાં કપટી કુટિલા, કુલટા ઘર ઘરમાં છે !
જ્ઞાન પ્રયત્ન વડે શું ન બને, પણ પ્રયત્ન તે કયાં છે ?" એવી० ૫



"પુનમ ચાંદની ખીલીપુરી અહીંરે."—એ રાગ.

દયા સાગરા ઇશ્વર અનુપછે રે,
યાદ કરી તેનું નામ સદા ઉરમાય; હેતે હરીને આરાધો બેની સર્વદારે.

સાખી.

કુંજ બિહારી પ્રભુતણું, લેવું સદા શુભ નામ;
વળી અતિશય પ્રેમથી, કરજો રૂડાં કામ.

રાગ.

રતી કલેશ ન કરીએ બેની નીજ કુટુંબમાં રે,
કુમતી કાપી સ્થાપો સતી સ્ત્રીઓની છાપ. હેતે હરીને આરાધો૦

સાખી.

બેન શીયળવ્રત સાચવો, તો શાંતિ સુખ થાય;
રણુમાં પણુ ચુકવું નહિ, આ વ્રત નિશ્ચય ક્યાંય.

રાગ.

જીભ વડે સદા સાચે સાચું બોલીયે રે,
એથી પ્રખ્યાતિ પામીશું રૂડીપેર હેતે હરીને આરાધો૦

સાખી.

રહેમ ધરીને હૃદામાં, રંકને આપો દાન;
ચેતી વર્તો સર્વદા, તો મળશે અતિમાન.

રાગ.

લપટાશો નહિ આપ કદી કુસંગમાં રે,
છેલ્લી માનો અબળા છે ઉત્તમ શીખ. હેતે હરીને આરાધો બેની સર્વદા રે.

---

## સતીના ગુણ ગાવાની ગરબી.

"રઘુપતિરામ રૂદેમાં રહેજોરે." એ રાગ.

આપો સતીના ગુણો પ્રભુ અમનેરે;
અમે કહીએ સ્તવન કરી તમને. આપો૦ ટેક.
સતી સીતા થઇ ઘણી સારીરે, જેણે વિશ્વમાં કીર્ત્તિ વધારીરે;
એવી થાય સુકીર્ત્તિ અમારી. આપો૦ ૧
સતી લક્ષ્મી એ લાયક એવીરે, એતો વિષ્ણુની વલ્લભા દેવીરે;
આજ ન જડે સતી એના જેવી. આપો૦ ૨
સતી પાર્વતી પણુ પુણ્યશાળીરે, પતિ શંકરની પ્રેમવાળીરે;

તેણુ તાતની કીર્ત્તિ ઉજાળી. આપો૦ ૩
સતી સાવિત્રી સર્વે વખાણેરે, પતિ પ્રહ્લાની જન સઉ જાણેરે;
તેને સંભારે છે શુભ ટાણે. આપો૦ ૪
સતી દેવહુતી, દેવયાનીરે, છે પ્રસિદ્ધ નથી કાંઇ છાનીરે;
ગણી ગાય તેના ગુણુ જ્ઞાની. આપો૦ ૫
દમયંતી થઇ દુનિયામાંરે, જેના ગુણુ ગવાયા કવિતામાંરે;
એવી કોણુ સતી આ સમામાં. આપો૦ ૬
અહલ્યા, અરૂંધતી, ઇંદ્રાણીરે, અનસૂયા જગતમાં જાણીરે;
તારા, સુલોચના, વખણાણી. આપો૦ ૭
લોપામુદ્રા, તારામતિ, નારીરે, સુભદ્રા, ને મદાલસા, સારીરે;
ગારગી, તુલસી, ગાંધારી. આપો૦ ૮
રેણુકા, રેવતી, સતરૂપારે, સતી રૂકમની એ તો અનૂપારે;
જેના ઉપર કૃષ્ણુની કૃપા. આપો૦ ૯
સતી કૌશલ્યા પણુ ભલી કહીએરે, જેનું નામ પ્રભાતમાં લહીએરે;
સારો દિવસ તેથી સુખી રહીએ. આપો૦ ૧૦
સતી મંદોદરી પણુ સારીરે, સ્વાહા, સંજ્ઞા, શકુંતલા, નારીરે;
ભોવવતી, લીલાવતી ભારી. આપો૦ ૧૧
પદમાવતી, ને પ્રભાવતીરે, મીરાંબાઇ એ ઉત્તમ અતિરે;
જેની પ્રભુ ભજવા વિષે મતિ. આપો૦ ૧૨
એહ આદિ સતી એવી એવીરે, જેની કીર્ત્તિ સંભારવા જેવીરે;
**સતીમંડળ**માં કહી તેવી. આપો૦ ૧૩
પ્રીતે **કેશવજી**એ વખાણીરે, અમે ઉત્સાહથી ઉર આણીરે;
**વિશ્વનાથ**ના પુત્રની વાણી.—આપો સતીના ગુણો પ્રભુ અમનેરે. ૧૪



# દ્વિતીય–દર્શન.

## સ્ત્રી પુરુષના ધર્મ.

### સ્ત્રીનો પતિપ્રત્યેધર્મ.

આ સૃષ્ટિમાં સ્ત્રી પુરૂષ બંનેથી ઘર મંડાય છે, અને ચાલે છે; પરંતુ બંનેની સ્થિતિ, શરીરની રચના, સ્વભાવિક મનનું બળ, શક્તિ અને નીતિ વગેરે ઉપર વિચાર કરતાં, પુરૂષ બુદ્ધિ, નીતિ વગેરેમાં શ્રેષ્ઠ હોવાથી તેનાપર ઘરની મોટાઇનો તથા સ્ત્રીના ભરણ પોષણ અને રક્ષણનો સઘળો આધાર રહેલો છે. તે ભરણ પોષણ કરે છે, તેથી **ભર્ત્તા**, પાલણ કરવા પરથી **પતિ**, કામના પુરી કરવાપરથી **કાન્ત**, પ્રીતિ આપવાથી **પ્રિય**, શરીરનો ધણી હોવાથી **સ્વામી**, પ્રાણને આધાર આપતો હોવાથી **પ્રાણનાથ** અને ઐશ્વર્ય આપતો હોવાથી **ઇશ** કહેવાય છે. એવો જે ઇશ—પતિ જે આ સંસારમાં અન્ન વસ્ત્રાભુષણ વગેરે પદાર્થો પૂરા પાડીને રક્ષણ કરવાનું બુદ્ધિથી અભિમાન રાખે છે, અને જેને માતા પિતાએ દેવ, અગ્નિ, અને હજારો મનુષ્યોની સમક્ષ અર્પણ કરેલી છે, તે પુરૂષને પ્રિય પતિ જાણી સેવવો એ સ્ત્રીનો પરમ ધર્મ છે. સ્ત્રીને ખરા ધર્મનું સ્વરૂપ પતિ હોવાથી તેનાપર નિર્મળ પ્રીતિ રાખવી, તેની મરજી સાચવવી, અને તેની આજ્ઞા પાળવી એજ **સેવા** છે. એવી રીતે જે સ્ત્રી સર્વ ઇંદ્રિયો વશ રાખી તન, મન, અને કર્મથી સેવા કર્યા સિવાય બીજી કંઇ ઇચ્છા રાખતી નથી; તેજ **પતિવ્રતા,—સાધ્વી—સતી** કહેવાય છે. આ સૃષ્ટિના ઉત્પન્ન, પાલણ, રક્ષણ, અને તારણ કર્ત્તા પ્રભુને આપણે માન આપી પૂજીએ છીએ, સેવા, ભક્તિ, અને આરાધના કરીએ છીએ, તેમ આ ગૃહ સંસારમાં સ્ત્રીને ભરણ પોષણ અને રક્ષણ વગેરેનો કર્ત્તા પતિ હોવાથી તે પ્રભુથી બીજે દરજ્જે પૂજ્ય, માન્ય, સેવ્ય, ભક્તિ, અને આરાધના કરવા યોગ્ય છે. મનુસ્મૃતિમાં કહ્યું છે કે;—**उपचर्यःस्त्रियासाध्व्यासततंदेववत्पतिः**—"સાધ્વી સ્ત્રીએ પતિની દેવની પેઠે પરિચર્યા કરવી." એવાં શાસ્ત્રોક્ત વચન પ્રમાણે સ્ત્રીને પતિ એજ સંસારમાં સાચો સાથી છે. તેની સેવા તેને કામદુધા છે. એજ તેને ચિંતામણી છે, એજ તેને પ્રિય અને હિત કરતા છે, એજ તેને કલ્યાણદાતા છે. આવો જે પોતાનો પતિ તેની સેવાજ સ્ત્રીને ઉત્તમ ફલ આપનાર છે. સ્ત્રીને પતિની આજ્ઞા લીધા વગર વ્રત, દાન, તીર્થ વગેરે સુકર્મો કરવાં કહ્યાં નથી. સાધ્વી સ્ત્રીને પતિ જે શુભ કર્મો કે ધર્મ કરે છે, તેના ફળમાંથી તેને સેવાના પ્રભાવે અર્ધ ભાગ મળે છે. મહાભારતમાં કહ્યું છે કે;—

पतिव्रतापतिप्राणासानारीधर्मभागिनी ॥
शुश्रूषांपरिचर्यांचकरोत्यविमनाःसदा ॥

"જે સ્ત્રી પતિવ્રતા અને પતિપ્રાણા થઇને સર્વદા ખુશીથી સ્વામીની સેવા તથા ચાકરી કરે છે, તેજ ધર્મભાગિની થાય છે." **અનસૂયા** માતાએ કહ્યું છે કે;--'સ્ત્રી સ્વામી સેવાર્થીજ માત્ર ઇચ્છીત લોકને પામે છે. જેનું ચિત્ત સ્વામીને પ્રસન્ન કરવામાં છે, તે સ્ત્રી સ્વામીના પૂણ્યનું અર્ધ ફળ ભોગવે છે." એ રીતે સ્ત્રીને સ્વામી સેવાથીજ ઉત્તમ ફળ છે. તેને પતિ એજ ગુપ્ત ધન છે. તેનાવડેજ તે અનેક પ્રકારના વૈભવો ભોગવી શકે છે, તેના વડેજ તેનો શણુગાર શોભે છે, તેનાવડેજ તેનું સૌભાગ્યપણું અખંડ રહે છે, તેનાવડેજ તેને પુત્ર રત્નની પ્રાપ્તી થાય છે, અને તેનાવડેજ તેને આ લોકમાં સુખ અને પરલોકમાં પરમ સદ્ગતિ મળે છે. તેને આ સંસારમાં પતિ એજ ગુરૂના જેવો સન્માર્ગ બતાવનાર, પિતાના જેવો હિત કરનાર, માતાના જેવી મમતા રાખનાર, વિશ્વાસ લાયક, પૂજ્ય, જીવન હાર; અને પ્રાણ સરખો પ્રિય છે. એવો અમૂલ્ય લાભ આપનારો જે પતિ તેની સ્ત્રીએ નીરંતર પ્રીતિથી સેવા કરવી. મર્યાદા રાખી માન આપવું અને પૂજ્ય ગણવો. તેને અપમાન કે તિરસ્કાર આપવો નહિ. તે બહારથી ઘેર આવે ત્યારે ઉભાં થઇ આસન અને જળપાન આપી સત્કાર કરવો. કપડાં ઉતારી સોંપે તે લઇ યોગ્ય જગ્યોએ મૂકવાં અને માગે ત્યારે હાજર કરવાં. નિયમસર ભાવતી રસોઇ કરી જમાડવી. નકામી વાતો કરી કંટાળો નહિ આપતાં, પ્રિય લાભકારી વાતો કરી મનરંજન થાય એમ કરવું. રીસ કરે તો ધીરજ ધરી વચનામૃતથી શાંતિ કરવી. વાદ વિવાદ કરવો નહિ. તેની ભૂલ માલમ પડે તો ક્રોધથી નહિ કહેતાં, ધીરજ રાખી શાંતપણે યુક્તિથી સમજાવી કહેવું. નિર્થક ગુસ્સો કરી મનમાં આવે તેમ બોલવું નહિ, વિશ્વાસઘાત કરવો નહિ, વિશ્વાસઘાતથી સ્ત્રીને દુર્ગતિ થાય છે, તેનું મન દુઃખાય એવું કંઇ કરવું નહિ. તે સાથે ઉંચે સાદે બોલવું નહિ, હાસ્ય વિનોદથી આનંદ આપવો. વિપત્તિમાં ધીરજ આપી દુઃખમાં ભાગિયેણ થવું. પોતાની ભૂલ થઇ હોય તો નહિ છૂપાવતાં પાસે જઇ કબૂલ કરી ક્ષમા માગવી. જુઠું બોલી છેતરવો નહિ, તેની આજ્ઞાને આધીન થવું, ઇશ્વર ભક્તિ, વ્યવહારિક કાર્યો વગેરેમાં સહાયતા આપવી. તેને સર્વ પ્રકારે સંતોષ આપવો, અને નિર્મળ અંતઃકરણ રાખી વિશ્વાસને પાત્ર થવું. જે સ્ત્રી પોતાનો ધર્મ સમજી પતિને કહેશે કે;—"પ્યારા ! તમે જે કહેશો, તે હું ભાવથી કરીશ. ઇશ્વરે એવું સરજાવ્યું છે કે, માબાપથી મોટા થવું, પણ જન્મારો તો તમારી સાથેજ ગાળવો છે. માટે ખરા સબંધમાં તમેજ છો. તમે મને દુઃખ દો, આપણા ઉપર દુઃખ આવી પડો; તોપણ હું તમારી છું. જ્યાં સુધી હું તમારી માનિતી

થઇ નથી. ત્યાં સુધી મારાં વસ્ત્રાલંકાર, મારૂં ડાહાપણ, મારી ચતુરાઇ, મારા ગુણ અને મારી ખુબસુરતી એ સર્વ કોડીની કીંમતનું છે." આવું સમજનારી સુઘડ, પ્રેમી અને પતિને પ્રસન્ન કરનારી જે સ્ત્રી હશે, તે પતિને કેમ પ્રિય નહિ થાય? થાયજ. પતિપ્રાણા સ્ત્રીએ પતિની રજા વગર કંઇ પણ કાર્ય કરવું નહિ, તેમ તેની રજા વગર ક્યાંએ જવું આવવું નહિ. સુજ્ઞ સ્ત્રીએ પોતાનાં લગ્ન થયા અગાઉ પતિની જેટલી તજવીજ અને ચોકસાઇ કરવી ઘટે એટલી કરવી, પણ લગ્ન થયા પછી તો તે દૈવ ઇચ્છાથી રોગિષ્ટ, બહેરો, આંધળો, લૂલો, અચતુર અને કરૂપો વગેરે દુર્ગુણ અને ખામીવાળો થયો હોય, તોપણ તે ઉપર ભાવ રાખી તેની સેવા કરવી, એ સ્ત્રીઓનો સનાતન ધર્મ છે અને એજ તેને ઉત્તમ સુખની પ્રાપ્તી કરાવનાર છે. કહ્યું છે કે;—

### મનહર છંદ.

પતિપ્રેમ કરવાથી પ્રભુપ્રેમ પ્રાપ્ત થાય,<br>
પતિને રીઝવવાથી પ્રભુ પોતે રીઝે છે;<br>
અનાદર કરે કદિ નિજનાથ તણો નારી,<br>
તો પ્રભુ તેનાપર ખરેખર ખીજે છે.<br>
જે નારી સ્વસ્વામી સંગે સંપીને સંતોષી ચાલે,<br>
તેને આ સંસાર તણા સુખ સારાં મળે છે;<br>
પતિપદ રતિ અતિ રાખવાથી સુંદરજી,<br>
ગળે છે વિલાસ ખાસ કલેશ કષ્ટો ટળે છે.

આ ગૃહ સંસારમાં સ્ત્રીપુરૂષમાં પુરૂષ એ ગૃહનો રાજા છે. અને સ્ત્રી એ ગૃહનો કાર્યભારી છે. માટે કાર્યભારીએ રાજાને આધિન રહી તેની સેવા કરવી અને તેના હિતમાં કાળજી રાખવી એ તેનો ધર્મ છે. મહાભારતમાં કહ્યું છે કે;—

**एतद्धापरमंनार्य्याः कार्यंलोकेसनातनम् ।**<br>
**प्राणानपिपरित्यज्य यद्भर्तृहिततमाचरेत ॥**

"આ લોકમાં સ્ત્રીઓનો નિરંતરનો ધર્મ એ છે કે પ્રાણ તજવો પડે, તો તે તજીને પણ સ્વામીના હિતમાં—તત્પર રહેવું." આવાંજ વચનામૃત પ્રમાણે સતી તારામતિએ—પોતાના ધર્મસ્વરૂપ પતિ હરિશ્ચંદ્ર સાથે શરીરની છાયા પ્રમાણે રહી, તેના હિત માટેજ પર ઘેર વેચાણી, વિયોગ થયો, ઘણાં દુઃખો ભોગવ્યાં, આવી અવસ્થામાં દિલાસા રૂપ એકના એક પુત્રનું મરણ થયું. તેને બાળવા મસાણનું ભાડું દેવા જેટલું પણ પાસે કંઇ ગળે નહિં. એવી દુઃખદ દશા આવી પડી, પણ તેણે પતિપરથી જરાએ પ્રેમ ઓછો કર્યો નહિ, કે પોતાનું શીળ ભંગ

કર્યું નહિ. છેવટ પતિને હાથેજ મરવાનો સમય આવ્યો, તોપણ નહિ ગભરાતાં પૂર્ણ પ્રેમ બતાવી બોલી કે;—" પ્રાણપતિ ! તમારા હાથથી મારા ગળામાં નાખેલી તરવાર પણ મને મોતીની માળા જેવી લાગશે. માટે ચિંતાતુર ન થતાં તરત ઘા કરો. " અહો ! કેવો પ્રેમ ! મહાભારતમાં કહ્યું છે કે;—" પતિ એ સ્ત્રીનો જીવ છે. " એ મહા વાકયને જયદેવ કવિની સતી સ્ત્રીએ પોતાનો પ્રિય પ્રાણ ત્યાગીને સિદ્ધ કરી બતાવ્યું છે. એ કોનું અજાણ્યું છે ? તેમજ સતી સીતાજીને પતિનો વિયોગ થયો, તેના વરફથી તિરસ્કાર થયો, ઘણાં દુઃખો પડયાં, છતાં તેણે પતિ પ્રેમમાં ન્યૂનતા કરી નથી. ગર્ભવંતી અવસ્થામાં તિરસ્કાર થયો, વનમાં મૂકી દીધી; તોપણ પૂર્ણ પ્રેમ બતાવી કહાવી મોકલ્યું કે;—હે સ્વામીનાથ ! હું આપની દાસી છું. બીજા લોકોના રક્ષણની સાથે આ વનમાં પણ મારૂં રક્ષણ કરનાર તમેજ છો. તમેજ મારૂં સર્વસ્વ છો, "હું તમારી સુકીર્તિ સાંભળી ઘણી ખુશી થઇશ." આ શું તેની ઓછી મહત્તા ! અને થોડો પ્રેમ ! ધન્ય છે આવી પતિ પ્રાણા સ્ત્રીને કે જેણે સ્વામી ભક્તિમાંજ જીંદગી ગુજારી સુકીર્તિ મેળવી ! એજ રીતે ઘણી સાધ્વી સ્ત્રીઓએ પતિપ્રાણ રક્ષણાર્થે પોતાના પ્રાણ આપેલા છે, પતિ પ્રાણ રક્ષણાર્થે લડાઇમાં લડેલ છે. પ્રાણ જતાં સુધી પતિપર અખંડ પ્રેમ રાખી શીળ સાચવ્યું છે, પતિ વચન પાળવા અનેક દુઃખો સહન કર્યાં છે, એ વગેરે સતી ચરિત્રો વાંચવાથી જણાશે. ખરેખર જે સ્ત્રીમાં એકીનદારી અને પતિપર નિર્મળ પ્યાર નહિ હોય, તેને સ્ત્રીનું નામ આપવું અણઘટતું છે. જેને પોતે પતિ કરી માન્યો હોય, અગર કરવાનું વચન આપ્યું હોય, તેને અંતઃકરણથી ચાહવો તેનેજ પોતાનો ધણી અને પોતાનો મિત્ર સમજવો. જીંદગીના અંત સુધી તે સાથે નિમકહલાલીથી ચાલવું. જે સ્ત્રી પોતાના પતિની સાથે નિમકહરામી કરીને તેનું વચન તોડે છે, તેણે પરમેશ્વર સાથે નિમકહરામી કરીને તેનું વચન તોડયું સમજવું. પતિ ગમે તેવો કે ગમે તેવી સ્થિતિમાં હોય અગર પાછળથી આવે, પરંતુ જેને પોતે રાજીખુશીથી અને અક્કલ હુશિઆરીથી ઘણાં મનુષ્યો સમક્ષ કોલ (વચન) આપ્યું છે, અને માબાપે જેના હાથમાં પોતાનો હાથ સોંપ્યો છે. તેને સદાકાળ પાળવો. એમાં જે સ્ત્રી ભલી રીતે એકીનદારીથી ચાલવાની કોશીશ કરે છે, તેને પરમેશ્વર કૃપા કરી નિરંતર સુખ આપે છે. કહ્યું છે કે;—

### શાર્દૂલ વિક્રીડિત છંદ.

જે નારી નિજનાથ સાથ રહીને, આનંદ લેવા ચહે;
તે નારી પતિની રૂડી રતિવડે, સૌભાગ્યવંતી રહે;
સાચો સ્નેહ સ્વનાથનો સમજવો, બીજો જુઠો જાણજો;
સેવા નીજ પતિતણી ભલિ કરી, મોજ્યું રૂડી માણજો.

સ્ત્રીએ સ્વામીની સેવા કરવી એ કંઇ અર્વાચીનકાળનો ધર્મ નથી. પરંતુ પ્રાચીનકાળથીજ ચાલ્યું આવે છે, તે એક આર્યશાસ્ત્ર કે આર્ય મહાત્માઓજ કહે છે એમ નથી, પણ પૃથ્વીનાં સર્વ ધર્મશાસ્ત્ર અને સર્વ ધર્મના મહાત્માઓએ સૂચવેલું છે. જુઓ! ખ્રિસ્તી ધર્મગ્રંથમાં એક ઠેકાણે ઇસુની માતા મરિયમે કહેલું છે કે,—"સ્ત્રીઓ! તમો જેમ પ્રભુને આધિન થાઓ છો, તેમજ તમારા પતિને આધિન રહો; કેમકે પતિ એ સ્ત્રીનું શીર છે." વળી જર્થોસ્તી—પારસી લોકોના ધર્મગ્રંથ જંદાવસ્થામાં કહ્યું છે કે;—"અશો ઓરત જે ધણી નેકદાર-ખુબ શીખેલી તે પોતાનાં મરદને સરદાર તથા બાદશાહ ગણે છે." તેમજ જર્મન વિદ્વાન મિ. ટેલરે કહ્યું છે કે;—સ્ત્રીએ પોતાના પતિને તાબે રહેવું, આશાએશ અને મોજ આપવી. તેની ચાકરી કરવી, રાજી રાખવો, માન આપવું અને તેના મનને રીઝવવાના ઉપાયો કરવા. જે સ્ત્રીમાં વફાદારીના જુસ્સાએ ઘર કર્યું હશે, અને પતિને ચાહ દેખાડવાના સ્વાદ વિષે મનમાં ખાતરી રાખતી હશે, તો તેને પતિ પોતાની મેળે માન આપશે. સમજુ સ્ત્રી હશે, તે તો પોતાના પતિને સલાહ અને મદદ આપવાનું કામ પોતાની મેળેજ બજાવશે. સ્ત્રીએ તો પુરૂષના સુખમાંજ પોતાનું સુખ વિચારવું જોઇએ." આહા! થોડાં અમૂલ્ય વચનો! જે સ્ત્રીમાં પોતાના પતિ પ્રત્યે વર્તવાની આવી બુદ્ધિ ઉત્પન્ન થઇ નથી તથા પતિ પ્રત્યે;—"પ્રાણનાથ! ધીરજ પકડો. ભદ્રોચિત અને ધર્મ સંગત રીતિથી મને ધર્મ પત્ની સમજીને ગ્રહણ કરો. હું તમારા જીવનની સંગિની થઇશ." આવી રીતે જે સ્ત્રીમાં બોલવાની શક્તિ ઉત્પન્ન થઇ નથી, તેણે દુઃખ ભોગવવાને માટેજ જન્મ લીધો છે, એમ કહીએ તો ચાલે. જે સુજ્ઞ સ્ત્રી છે તેણે તો પોતાના પતિને દેવ તુલ્ય પરમપૂજ્ય માની તેનાપરજ નિરંતર પ્રેમ રાખવો. તેનીજ સેવામાં તત્પર રહેવું અને તેનાંજ વચનોને તાબે થવું. એજ તેમને પરમકલ્યાણ કર્ત્તા છે. યાજ્ઞવલ્કયસ્મૃતિમાં કહ્યું છે કે;—સ્ત્રીએ પોતાના સ્વામીનું વચન માનવું એ તેમનો મોટો ધર્મ છે, સ્ત્રીને પોતાનો ધર્મ પાળવાથી સ્વર્ગનિવાસ ફળની પ્રાપ્તી થાય છે. આ શું આ મહાત્માનાં વચનો થોડાં લાભકારક છે? અહો! સ્ત્રીને જેની સેવનાથીજ સ્વર્ગનિવાસ જેવા શ્રેષ્ઠ ફળની પ્રાપ્તી થાય છે, તેવા ફળદાયક પ્યારા પતિપર પ્રેમ રાખવાથી કઇ સ્ત્રી મૂર્ખ હશે કે વિમૂખ રહેશે! સુજ્ઞ સ્ત્રીએ નિર્મળ અંતઃકરણથી પતિને ચાહવો, તેના કાર્યોમાં શક્તિ માફક સહાયતા આપવી. તેના તરફથી અન્ન વસ્ત્રાભુષણ વગેરે મળતા પદાર્થો ભોગવી તેમાંજ સંતોષી રહેવું. પતિ સિવાય બીજો પુરૂષ ગમે તો પૃથ્વીપતિ હોય, રૂપાળો, બુદ્ધિવંત, યુવાન અને જબરો હોય તથા ગમે તો તેના તરફથી પૃથ્વીનો બધો વૈભવ મળતો હોય, તોપણ તેને કાગ વિષ્ટા સમાન તુચ્છ ગણવો. તે સામી દ્રષ્ટી પણ કરવી નહિ; કેમકે પરપુરૂષને ભજવાથી સ્ત્રીને નર્કાધિન થવું પડે છે. મનુસ્મૃતિમાં કહ્યું છે કે;—

पाणीग्राहस्यसाध्वीस्त्री । जीवतोवामृतस्यवा ॥
पतिलोकमभीप्संती । नाचरेत्किंचिदाप्रियं ॥

"સાધ્વી સ્ત્રીએ પાણી ગ્રહણ કરનાર જે પોતાનો પતિ તેનું જીવે ત્યાં સુધી અને મરણ પછી પણ પતિના લોકને પામવાને ઇચ્છીને સ્ત્રીએ કિંચિત પણ અપ્રિય કરવું નહિ." પતિવ્રતા સ્ત્રીએ પોતાના પ્રાણાંત સુધી પણ પોતાનું એક પતિવ્રત છોડવું ન જોઈએ. આ સંસારના દેખાતા સર્વે પદાર્થો નાશવંત છે. તેથી તેઓ સઘળા તુચ્છ છે. ફક્ત એક ધર્મજ અચળ સુખ આપનાર છે. તેથી એ મહાન્ છે. એ મહાન્ ધર્મ પાળવો એજ પતિવ્રતા સ્ત્રીનું કામ છે; કેમકે મરણ વખતે જગતના દેખાતા સર્વ મોહક વૈભવો અહીંજ પડ્યા રહે છે. ફક્ત ધર્મ અધર્મ જે હોય છે, તેજ સાથે આવે છે. તેમાં અધર્મ નર્કમાં નાંખી દુઃખ આપે છે અને ધર્મ છે તેજ સ્વર્ગનું અવિચળ સુખ આપે છે. માટે સુજ્ઞ સ્ત્રીએ અધર્મનો ત્યાગ કરી ધર્મનેજ વધારવો જોઇએ. સ્ત્રીને પતિ એજ ઇશ્વરથી બીજે દરજ્જે પુજ્ય છે. તો તેની તન, મનથી નિરંતર પ્રેમ પૂર્વક સેવા કરવી. ઉત્તમ વસ્ત્રાલંકાર સજી મોહીત કરવાને બદલે સદ્‌ગુણોથીજ મોહીત કરવાની આકાંક્ષા રાખવી. પતિ કે લોકોનું ચિત્ત જેવું સદ્‌ગુણોથી આકર્ષાય છે, તેવું સદ્‌ગુણ વગર ઠાઠમાઠ કરી સુશોભિત થવાથી આકર્ષાતું નથી. ગુણ વિનાનો ખાલી ભભકો નિંદાને પાત્ર કરી કલંક ચડાવે છે. માટે જેમ બને તેમ સદ્‌ગુણોપર સ્નેહ રાખી તેનાવડે પતિને મોહીત કરવાનો પ્રયત્ન કરવો. સ્ત્રીએ પોતાના જીવનહાર અને દેવ તુલ્ય પૂજ્યપતિ સાથે દગો નહિ કરતાં, નિષ્કપટપણે વર્તવું. જો દગો કરશો, તો પછી એના જેવું તમારે આ સંસારમાં બીજું કોણ છે? કે તે સાથે સત્યપણે ચાલી સુખી થશો ! કોઇજ નહિં. એતો પતિજીવન સર્વસ્વ છે, એજ પરમમિત્ર છે, અને એજ સુખદુઃખમાં તથા ભવસાગર પાર જવામાં ખરો સાથી છે. માટે તેનાપરજ શ્રદ્ધા રાખવી, તેનાપરજ પ્રીતિ રાખવી, અને તેનેજ અંતકરણથી ચાહવો એ તેમનો પવિત્ર ધર્મ છે.

હાલ કેટલીક સ્ત્રીઓ પોતાના પતિ પ્રતિએ શું ધર્મ છે, એ નહિં જાણવાથી, પતિને ગમે તેમ બોલે છે, ધમકાવે, મર્યાદા મૂકી ગાળો દેછે, સામી થાય છે, અપમાન આપે છે, બહારથી મહેનત કરી ઘેર આવે, ત્યારે મનરંજન કરી વિશ્રાંતિ આપવાને બદલે સાસુ, સસરા વગેરે ઘરકુટુંબની કે પાડાપાડોસીની કુથલી કરી કંટાળો આપે છે. વખતસર ભોજન તૈયાર કરી જમાડવાને બદલે પોતે પગપર પગ ચડાવી બેસી રહી, ધણી પાસે ઘર કામકાજ કરાવે છે. પતિનું ગજું ન છતાં બીજાનાં સારાં સારાં ઘરેણાં લૂગડાં દેખી, તેવાં પોતાને કરવાને કલેશ કરી, કરજના ખાડામાં ઉતારે છે. પતિને કોઇ કાર્યમાં સહાય થતી નથી. સઘળા ઘરવ્યવહારનો

બોજો તેના એકલાપરજ નાંખી મૂકે છે. તેના દુઃખની વેળા જાણતી નથી, પતિને નામનોજ ગણી પતિવ્રત પાળતી નથી. જ્યારે આવી સ્ત્રીને પતિ તરફથી લોભની તૃપ્તી થતી નથી, ત્યારે આ કુભારજા પાપિણી સ્ત્રી લોભની તૃપ્તી કરવાની આશાએ અનેક કુકર્મો કરે છે, પણ જ્યારે ઇચ્છેલું સુખ મળવાને બદલે આબરૂ જાય છે, લોકોમાં નિંદાય છે અને ફટફટ થાય છે, ત્યારે પસ્તાવો કરી આખો ભવ દુઃખમાં કાઢે છે. વળી જે સ્ત્રી "ઉપરકી તો અચ્છી બની ભીતરકી તો રામ જાણે." એ પ્રમાણે ઉપરથી પતિવ્રતાનો ડોળ બતાવે, અને મનમાં કપટ રાખી ગુપ્તપણે બદકામ કરે છે, પણ તેનો મિથ્યા ડોળ કદી છાનો રહેતો નથી. કપટ ખુલ્લું થયે, પતિનો ભરૂસો ઉઠી જઇ અપ્રિય થાય છે, અને પતિને ફસાવવા જતાં પોતે ફસી પડી અનેક દુઃખો ભોગવે છે. આવી સ્ત્રીઓ સ્ત્રીના ધર્મને ન છાજતાં કુકર્મો કરી પાપનો પોટલો બાંધે છે. આવા સ્ત્રીઓને સ્ત્રી નહિં, પણ રાક્ષસી કહેવી જોઇએ, આવી અધર્મિ સ્ત્રીઓને ધિક્કાર છે, અને શરમ છે તેના માતપિતાને કે તેણે આવી કુપાત્ર પુત્રીને પેદા કરી. આના કરતાં તો પશું, પક્ષી અને વનવૃક્ષના અવતારો પણ સારા ગણાય કે તેને ઇશ્વરે જે જે સ્વભાવિક ધર્મ—નિયમ પ્રમાણે વર્ત્તવા સૃજેલ છે; તેજ ધર્મ પ્રમાણે સદાકાળ ચાલ્યા કરી પોતાનો અવતાર લેખે કાઢે છે. તેના કરતાં એ આવી સ્ત્રીનો અવતાર તો હલકોજ સમજવો. જે સ્ત્રી ઇશ્વર રચીત ધર્મ—નિયમ પ્રમાણે નહિં ચાલતાં નકામી પૃથ્વીપર બોજા જેવી થઇ પડે છે. તેનો અવતાર વૃથા છે. ઇશ્વરના નિયમ વિરૂદ્ધ આચાર, વિચાર અને નીતિ રાખી આચરનારી સ્ત્રીએ વિચારવું જોઇએ કે પાપકર્મનું સુખ થોડા વખતનું છે. એ કુકર્મોથી તો ઇશ્વર અકૃપાવાન થઇ પાપનું ફળ નર્કનું મહાદુઃખ આપશે તે ભોગવવું પડશે. આ સંબંધી ખુબ વિચાર કરવો જોઇએ. સુજ્ઞ સ્ત્રીએ તો પતિ તરફથી જે મળે તેમાંજ સંતોષ રાખવો. એમાંજ તેમની આબરૂ, એમાંજ તેની શોભા અને એમાંજ તેને સુખ છે. જે સ્ત્રી ઇશ્વરનો ડર રાખી પતિની ઇચ્છા અનુસાર મન, વચન, અને કાયા વશ રાખી પતિવ્રતાના ધર્મ પ્રમાણે વર્ત્તે છે, તેને ધન્ય છે, અને ધન્ય તેમના માતપિતાને કે તેણે આવું પુત્રીરત્ન પેદા કર્યું. કુલીન સ્ત્રી હોય છે, તે કદીપણ પોતાની મરજી માફક સ્વતંત્રપણે વર્ત્તતી નથી કે સ્ત્રીને પતિથી સ્વતંત્રપણે વર્ત્તવાનું શાસ્ત્રોમાં પણ કહ્યું નથી. મનુસ્મૃતિમાં કહ્યુ છે કે;— "સ્ત્રી બાળા હોય, કે યુવતી હોય, અથવા વૃદ્ધ હોય તોપણ ઘરમાં કોઇપણ કાર્ય તેણે સ્વતંત્રતાથી કરવાં નહિં." આ મનુ ભગવાનનું કહેવું સ્ત્રીઓના હિતનું છે. આનેજ લગતુ એક મહાન્ પંડિતે કહ્યું છે કે;—

જનની જનક વશ રહે બાળા, તરૂણી પતિ આધાર;
વૃદ્ધપણામાં પુત્રો પાળે, સ્વતંત્ર નહીં કુળ નાર.

સ્ત્રી બાળક હોય, ત્યારે માબાપની આજ્ઞામાં રહી, તેમની શીખામણ પ્ર-

માણે વર્તે, તારૂણ્યમાં પતિનેજ પોતાનો આધાર માની વર્તે, ઘડપણમાં પુત્રો તેનું પાલણપોષણ કરે. અને તે પુત્રો વગેરેનું કરે. પણ કુલીન સ્ત્રીએ સ્વતંત્ર રહેવું નહિ. જે સ્વતંત્રપણે વર્તે તે કુલીન સ્ત્રી કહેવાયજ કેમ! નહિંજ. જે કુલીન સ્ત્રી હોય છે તે કદી પતિથી સ્વતંત્ર થવાને ઇચ્છતીજ નથી. તે તો દાન, ધર્મ, તીર્થ, અને દેવપૂજા વગેરે જે કરે છે, તે સર્વમાં પરમેશ્વર પાસે એમજ માગે છે કે;—"મારૂં સૌભાગ્ય અખંડ રહો." સ્ત્રીને સૌભાગ્યપણું એ એવું તો પુજ્ય છે કે જેમાં રક્ષણ સમાએલું છે. માટે સ્ત્રીએ પતિનેજ આધિન રહેવું, તે ધંધા રોજગારમાં ઉત્સાહ રહિત થાય, તો તેનું મન શાંત કરી ધીરજ આપવી. વિપત્તિ વખતે પતિ જેવી સ્થિતિમાં હોય તેવીજ સ્થિતિમાં પોતે રહી સંતોષ રાખવો. તેની સાથે બડબડવું નહિ. જેમ પુરૂષ પોતાના પિતાના નામથી પ્રસિદ્ધ થઇ ઓળખાવું એ વ્યાજબી છે, તેમ સ્ત્રીએ પોતાના પતિના નામથી પ્રસિદ્ધ થઇ ઓળખાવું એ વાજબી છે. પરંતુ લોકમાં નિંદા થાય, તેવું કૃત્ય કરી પ્રસિદ્ધ થવું નહિ. તેમજ પતિ સંબંધે શંકાવાળું થવું નહિં. કોઇ મનુષ્ય પતિપત્નીમાં પ્રેમ જોઇ તે તોડાવવાને કહેશે કે તારો પતિ તો ગેર રસ્તે ચાલે છે, તારાપર પૂરો પ્રેમ રાખતો નથી, તે તો બીજી સ્ત્રી પર સ્નેહ રાખે છે, વગેરે બોલી મન ભમાવવાનું કરે, પણ કાચા કાન રાખી તે સાંભળવું નહિ, તેના કહેવાની તુલના કરવી, કે તે આવું શા માટે કહે છે! વગેરે વિચાર કરી કહેવું કે મારો પતિ કદી પણ એમ કરેજ નહિં. એમ ચોખ્ખુ કહેવું, પણ તેના ભમાવવાથી ભમવું નહિં. જો કદી કોઇનું કહેવું સાંભળી મન શંકાવાળુ કરશો, તો સ્નેહ તૂટશે. સ્નેહ તૂટયે ગૃહસ્થાશ્રમ બગડી સંસાર દુખરૂપ થશે. માટે કોઇના કહેવા ઉપર ભરૂસો રાખવો નહિ, પણ એક પતિ ઉપરજ પૂર્ણ ભરૂસો રાખવો. કદી કર્મસંજોગે પતિ બુરો નીવડયો, તોપણ તેનાથી સંતોષ રાખવો. "જે કુળમાં ભર્ત્તા ભાર્યાથી અને ભાર્યા ભર્ત્તાથી સદા સંતોષથી રહ્યા કરે છે. તે કુળમાં કલ્યાણ નિરંતર રહે છે." માટે કલ્યાણની ઇચ્છાવાળીએ પરસ્પર સંતોષમાં રહેવું એ શ્રેષ્ઠ છે.

ધર્મશાસ્ત્રની રીતે વિવાહ કરવામાં આવે છે તેનું મુખ્ય કારણ એજ છે કે;—પરસ્પરનાં હૃદય પ્રેમરૂપી હીરની ગાંઠથી એવાં તો સજડ સંધાય કે ગમે એટલું દુઃખ પડે તોપણ તે છુટે નહિ. તે ગાંઠ એટલી તો વખતે સજડ બંધાય છે, કે પોતાના પતિને જે પ્રિય, તેજ પોતાને પ્રિય અને જે તેને પ્રતિકુળ અનુકુળ તેજ પોતાને પ્રતિકુળ અનુકુળ થાય છે. એ માટે પોતાના પ્રાણની પણ દરકાર રહેતી નથી. મહા સતી પાર્વતીજીના પિતાએ શિવજીનો દ્વેશ કર્યો. એ જોઇ પાર્વતીજીએ પોતાના પિતા દક્ષ પ્રજાપતિ પ્રત્યે કહ્યું કે;—" તમે મારા પતિ શિવજીનો દ્વેશ કરો છો. માટે તમારાથી ઉત્પન્ન થયેલા આ કલેવર (શરીર) પણ મારા કામનું નથી. તેથી હું છોડી દઉંછું. ખરાબ અન્ન ભૂલથી ખવાયું હોય તો પછી તેને ઓકી કાઢવું. એમ ધર્મશાસ્ત્ર કહે છે." આ પ્રમાણે સ્ત્રી પોતાના

દેહનો ત્યાગ કર્યો. આનું નામજ પ્રેમ. આવો પ્રેમ જે ઘરમાં છે, તે ઘરનેજ સ્વર્ગ કહીએ તો ચાલે; કારણ આવા પ્રેમી જોડાં જ્યાં હોય છે ત્યાં દુઃખની અંદર પણ સ્વર્ગ સમાન સુખ મળે છે. જે સ્ત્રી નિષ્કપટ પ્રેમ રાખી સદાચરણથી ચાલે છે; તેનો પતિ કદી પણ ખરાબ રસ્તે ચાલતો નથી. તે તો એમ સમજે છે કે મારા ઘરમાં આવું અમૂલ્ય સ્ત્રી રત્ન છે, એમ સમજી પોતાની સ્ત્રીનેજ માન આપે છે અને પ્રીતિ કરે છે. માટે સ્ત્રીએ એક પોતાના પતિપરજ અખંડ પ્રેમ રાખવો અને તેની સેવના કરવી. બીજા સાથે સ્નેહ રાખી બેનપણાં કરવા કરતાં, તેની સાથેજ મિત્રભાવ રાખવો. તેની પાસેજ લાડ કરવાં, તેની સાથેજ સર્વ પ્રકારની વાતો કરવી, તેનાપરજ પુત્ર કરતાં, પણ હજાર ગણો સ્નેહ રાખવો, તેનેજ સ્વર્ગની ગતિ આપનાર, તેનેજ દૈવતરૂપ, અને તેનેજ આ સંસારનો સાથી માની સેવા કરી **સાધ્વી—સતી** એવું પદ ધારણ કરવું. આ પ્રમાણે જે સ્ત્રી વર્ત્તે છે, તે પોતાના ત્રણે કુળને દિપાવી પ્રભુને પ્રિય થાય છે.

## પતિનો સ્ત્રી પ્રત્યે ધર્મ.

**स्त्रियोदेव्योगृहश्रियः**—સ્ત્રિયો દેવી અને ઘરની લક્ષ્મી રૂપ છે. ઘર તે ઘર નથી પણ ગૃહિણી—ઘરની સ્ત્રી એજ ઘર છે. સ્ત્રી વિના ઘર અરણ્ય જેવું ઉજડ લાગે છે. જે કુળમાં સ્ત્રીઓ દુઃખી થાય છે, તે કુળનો ઝટ નાશ થાય છે. તેની સમૃદ્ધિ હણાય છે, અને કલ્યાણનો નાશ થાય છે. પુરૂષના સઘળા સુખનો આધાર સ્ત્રીપરજ છે. સમૃદ્ધિ, સુખ, વંશ અને કલ્યાણની વૃદ્ધિ કરવા વાળી આવી જે પોતાની સ્ત્રી તેને પુરૂષે અન્ન. વસ્ત્રા ભૂષણ વગેરેથી કોઇ પ્રકારે ન્યૂન નહિ રાખતાં: સર્વ પ્રકારે સંતોષી સત્કાર કરવો, સંરક્ષણ કરવું, સ્નેહ રાખવો, હિત કરવું, વિશ્વાસ રાખવો, કદી પણ અનાદર કે તિરસ્કાર કરવો નહિ, તેને ગુલામડી નહિ પણ ગૃહનો કાર્યભારી, લક્ષ્મી અને સંસારસાગર તરવાનો સાથી ગણવી. એ પાસે જોર જુલમથી કોઇ કાર્ય નહિ કરાવતાં. શક્તિ પ્રમાણે કાર્ય સોંપવું. સ્ત્રી અર્ધાંગના રૂપ છે. માટે જેવી રીતે આપણું શરીર શોભાવવાની અને સુખી રાખવાની કાળજી રાખીએ, તેવીજ રીતે તેને પણ શોભાવવી અને સુખી રાખવી. જેમ અરધું શરીર સારૂં નહોય, તો સઘળો વ્યવહાર અટકી પડે છે. તેમ સ્ત્રી જો અયોગ્ય અને દુઃખી હશે, તો પુરૂષ કદી સુખી થવાનો નહિ. માટે તેને તન, મન, અને કર્મથી પોતાના પ્રાણ સમાન ગણવી; કેમકે પૂરૂષને આ સંસારમા ખરો સાથી—મિત્ર સ્ત્રી છે. મહાભારતમાં કહ્યું છે કે;—

**नास्तिभार्यासमोबन्धु नास्तिभार्यासमागतिः ।**
**नास्तिभार्यासमोलोके सहायोधर्मसंग्रहे ॥**

પુરૂષને ભાર્યા સમાન બીજો મિત્ર નથી, ભાર્યા સમાન બીજી ગતિ નથી અને આ લોકમાં ભાર્યાના સમાન બીજું કોઇ ધર્મસંગ્રહ કરવામાં સહાયકારી નથી. વળી પંડિતશ્રી ગટુલાલજીએ કહ્યું છે કે;—

ટાળે દુ:ખ પાળે ઘર સઘળું, સંભાળે શુભ નાર;
પુણ્ય સહાય પ્રજા ઊપજાવે, પોષણ કરે અપાર.

દુ:ખ ટાળવું એ મિત્રનો પરમ ધર્મ છે. એ ધર્મ સ્ત્રી દુ:ખને વખતે બ-રાબર બજાવે છે. જ્યારે પતિને સંસારમાં અનેક પ્રકારની આપત્તિ આવી પડે છે, તે પ્રસંગે શું કરવું એ સુઝતું નથી, ત્યારે સ્ત્રીમાં ધૈર્ય, ડાહ્યાપણ, હીંમત વગેરે અનેક ગુણો ગુપ્ત રહેલા છે. તે એકાએક એ પ્રસંગે પ્રકાશિ નીકળી, પતિને ધી-રજ, હીંમત અને દીલાસો આપે છે, અને શું કરવું એ રસ્તો બતાવે છે. એટ-લુંજ નહિ પણ તે સુખદુ:ખમાં પતિને આનંદ આપનારી છે. આવી જે પોતાની આનંદકારી અર્ધાંગના તેને પતિએ સુખ આપી આનંદી રાખવી એ તેમનો પ-રમ ધર્મ છે.

કેટલાક અજ્ઞાન અવિચારી પુરૂષો સ્ત્રીને દુ:ખ દેછે અને પોતે સુખ ભો-ગવી આડે માર્ગે ચાલે છે. આવા પુરૂષોના પાપ તરફ વિચાર કરતાં તેમને "**પ-તિપણું**" કદી ઘટતું નથી. આવા પાપી પુરૂષો પોતાના પાપને લીધે સ્ત્રી વિના-ના થાય છે. અનેક પ્રકારનાં દુખો ભોગવે છે, અને અકલ્યાણને પામે છે. કહ્યું છે કે;—"**યત્રનાર્યસ્તુ પૂજ્યન્તે રમન્તે તત્ર દેવતાઃ ॥** સ્ત્રીઓ જે ઘરમાં માન પામે છે, તે ઘરમાં દેવતાઓ સંતુષ્ટ થાય છે." "સ્ત્રીનાં આંસુથી જે ઘરની જ-મીન ભીની થાય છે. તે ઘરમાં કલ્યાણ નથી." ખરેખર સ્ત્રીનાં પ્રસન્ન મુખની શોભાજ ઘરનો અંધકાર દૂર કરે છે. માટે સ્ત્રીઓને સંતુષ્ટ અને પ્રસન્ન રાખવી એ કુલીન પુરૂષનું કામ છે. કુલીન પુરૂષે પોતાની ધર્મપત્નીપરજ ખરી પ્રીતિ રાખવી, તેનેજ પોતાનું જીવિન સર્વસ્વ ગણવી જોઇએ. તે ગમે તો લૂલી હોય, કે પાંગ-ળી, તે ગમે તો બેહેરી હો કે મૂગી, ગમે તો આંધળી હો કે કરૂપી, પણ જેનો હાથ દેવ, અગ્નિ અને લોકોની સાક્ષિએ પ્રતિજ્ઞા લઇ ગૃહણ કર્યો છે, તેને યાવત્ જીવિત પ્રેમસહિત પાળવી એ ધર્મ છે. લગ્ન વખતે પ્રતિજ્ઞા કરી છે કે;—**ધર્મષ્વ-ર્થેષુ કામેષુ સહચરેયં સહચરેયં સહચરેયં** । "ધર્મમાં, અર્થોમાં, અને સુખો-માં હું આ મારી ધર્મપત્નીને સાથે રાખીશ, સાથે રાખીશ, સાથે રાખીશ" આ મંત્ર ત્રણવાર બોલી વચન આપેલું છે. આવું જે વચન તોડે છે, તે ખરેખર ઇશ્વરનો ગુન્હેગાર થાય છે. જે જ્ઞાતા અને કુલીન પુરૂષ છે, તેતો પોતાતા પ્રાણ જતાં સુધી પણ પોતાનું વચન ભંગ કરતા નથી કે એક ધર્મપત્ની સિવાય બીજી સ્ત્રીપર ભાવ લાવતા નથી. વળી જેમ સ્ત્રીને પોતાના પતિ સિવાય બીજા પુરૂષનું મુખ જોવું પણ કહ્યું નથી, તેમ પુરૂષે પણ પોતાની ધર્મપત્ની સિવાય બીજી સ્ત્રીનું

ભૂખ પણ કુદૃષ્ટિએ જોવું ન જોઇએ. જેમ સ્ત્રીએ પોતાના પતિનેજ રૂપ, ગુણ અને શીલથી ઉત્તમ ગણવો જોઇએ, તેમ પુરૂષે પણ પોતાનીજ એક ધર્મપત્નીનેજ રૂપ ગુણ અને શીલથી ઉત્તમ ગણવી જોઇએ. સ્ત્રીએ જેમ પતિવ્રત પાળવું જોઇએ, તેમ પુરૂષે પણ એક પત્નીવ્રત પાળવું જોઇએ, એવો શાસ્ત્ર લેખ છે.. જેવો પતિનો સ્ત્રીપર હક છે, તેવોજ સ્ત્રીનો પતિપર હક છે.' જેવા સ્ત્રીને પતિ સાથે વર્તવાના કઠણ ધર્મ છે, તેવાજ પતિને સ્ત્રી સાથે વર્તવાના કઠણ ધર્મ છે, આવો પોતાનો કઠણ ધર્મ ત્યાગી પોતાની પ્રિયાને વગર કારણે તજનારને વિપરીત ફળ મળે છે, માર્કંડેય ઋષિએ કહ્યું છે કે;—"મહારાજ વિપશ્ચિતે પોતાની સ્ત્રીનો વિના અપરાધે ત્યાગ કર્યો હતો, તેથી તેને નર્ક જોવાની અસહ્ય પીડા ભોગવવી પડી છે." આહા! કેવો બનાવ!!

સ્ત્રીપુરૂષ વચ્ચે કલેશ થવાથી કદી ક્યાંએ સારૂં થયું જાણવું નથી; કેમકે **સ્ત્રી એ આ સંસારનું નૂર છે.** એ નૂર કલેશને લીધે ઘરમાંથી જતું રહે છે. સમૃદ્ધિ નાશ પામે છે અને સઘળે દુઃખ દુઃખને દુઃખ દીશે છે. કલેશનું મોં કાળું જ્યાં કલેશ હોયછે ત્યાંથી દેવનો વાસ જતો રહીને ભૂતનો વાસ થાયછે. જગત્પિતા બ્રહ્મા પાસે યક્ષ નાગના એક ભયંકર ભૂતે પોતાને રહેવાનું ઠેકાણું માગ્યું કે હું ક્યાં રહું? ત્યારે બ્રહ્માએ કહ્યું કે;—જ્યાં સ્ત્રીપુરૂષને પરસ્પર કલેશ થતો હોય, ત્યાં તું જઇ નિરંતર નિવાસ કરજે." આ ઉપરથી જણાશે કે જ્યાં સ્ત્રીપુરૂષ વચ્ચે કલેશ થાય છે ત્યાં સર્વ પ્રકારના સુખનો નાશ થાય છે. સ્ત્રીનું લાલનપાલન કરવાથી તે ઘરની લક્ષ્મી રૂપ થાય છે; એટલે લક્ષ્મી વધે છે. તેને દુઃખ દેવાથી કે મારવાથી તે ઘરમાં ચંડીકારૂપ ધારણ કરી ઘરની સર્વ સિદ્ધિનો નાશ કરે છે. તે વિષે વ્યાસજીનું વચનછે કે;-**लालितासैवलक्ष्मीः स्यात्ताडितासैवचंडिका.** પોતાની ધર્મપત્નીનું લાલન કરવાથી તે ઘરની લક્ષ્મીરૂપ થાય છે; અને મારવાથી તે ચંડિકારૂપ થાયછે. તેવુંજ વચન ભરતખંડના ભૂષણરૂપ ભિષ્મપિતાએ યુદ્ધિષ્ટિર પ્રત્યે કહ્યું છે કે;—"સ્ત્રીઓનું પ્રેમે કરી લાલનપાલન અને પોષણ કરવાથી તેઓ લક્ષ્મીરૂપ થાય છે અને તેમ નહિ કરવાથીજ તેજ સ્ત્રીઓ અલક્ષ્મી રૂપ થાય છે." મનુભગવાને કહ્યું છે કે—"જે કુળમાં સ્ત્રીઓ દુઃખથી શોકાતુર રહે છે, એજ કુળનો જલદી નાશ થાય છે; અને જે કુળમાં સ્ત્રીઓ પ્રસન્ન રહે છે, એ કુળ હમેશાં વધતું જાય છે અથવા ઉંચુ થાય છે." માટે આ મહાત્માઓનાં વચનો યાદ રાખી સુજ્ઞપુરૂષે પોતાની ધર્મપત્નીને કોઇ પ્રકારે દુઃખ દેવું નહિ. તેને સર્વ પ્રકારે આનંદી રાખવી. કદી તેનાથી જાણે અજાણે અપરાધ થઇ ગયો હોય, તો તેને અબળા જાણી ક્ષમા કરવી અને ફરી તેવી રીતે ન કરે એવી સમજુતી આપવી. જેવું પ્રીતિથી કામ સારૂં થાય છે, તેવું ભયથી સારૂં થતું નથી. માટે બનતાં સુધી ભય કરતાં પ્રીતિનો વ-

ધારો કરવો. કહેવત છે કે;—" ભય વિના પ્રીતિ નહિ. " તે ખરૂં, પણ એકલો ભય ભયંકર નુકશાન કરતા થઇ પડે છે. ભય બતાવી કરેલી પ્રીતિ કરતાં પ્રીતિ કર્યાંથી અને તે સાથે માયાળુપણે વર્તવાથી જે પ્રીતિ થાય છે, તે પ્રાણાંત સુધી ટકી રહે છે. એ પ્રીતિથી જેવું જોડું સુખી થાય છે, તે પરાણે કરેલી પ્રીતિથી થતું નથી, પ્રીતિ કર્યાથી જે પ્રીતિ થાય તેજ ખરી પ્રીતિ સમજવી. માટે સુજ્ઞ પુરૂષે પોતાની ધર્મપત્ની સાથે ખરી પ્રીતિજ જોડવી અને પોતાનો તે પ્રત્યે ખરો ધર્મ બજાવવો. જુઓ ! ઋતુધ્વજ પોતાની પ્રિયા મદાલસાના વિયોગથી શોકાતુર થઇ દેશોદેશ, તીર્થેતીર્થ, નદીએ નદી, પર્વતે પર્વત અને વને વન પ્રિયા મદાલસા ! પ્રિયા મદાલસા ! એમ સ્મરણ કરતો ભમ્યો. અન્ન જળ તજી યોગી થયો. તેના માતાપિતાએ મદાલસા જેવી રૂપ, ગુણયુક્ત બીજી હજારો સ્ત્રીઓ પરણાવવાનું કહ્યું, પણ માન્યું નહિ. ભમતાં હજારો દુઃખો પડ્યાં, તે ગણકાર્યાં નહિ. અંતે જ્યારે દૈવકૃપાથી એજ મદાલસા પ્રાપ્ત થઇ. ત્યારેજ યોગીવેશ ઉતારી અન્નજળ લીધું.

તેમજ જગતપિતા શીવજીએ—જ્યારે સતી પાર્વતીએ દેહ ત્યાગ કર્યો, ત્યારે તેના અસ્તિની પોટલી બાંધી તીર્થે તીર્થ ફરી છેવટ હિમાલય પ્રત્યે જઇ કેટલાંક વર્ષ એકજ સ્થળે અઘોર તપ કર્યું હતું. અહો ! કેવો નિર્મળ પ્રેમ ! ખરેખર આનું નામજ પત્નીપર પ્રેમ, અને આનું નામજ એક પત્નીવ્રત. આ સિવાય શ્રીરામચંદ્ર, નળ, હરિશ્ચંદ્ર વગેરે ઘણા મહાન્ પુરૂષો આ ભારત ભૂમિપર એક પત્નીવ્રતમાં પંકાઇ ગયા છે. એ કોનું અજાણ્યું છે !

પુરૂષે એક પત્નીવ્રત પાળવું, એ તેમને પરમ યશરૂપ અમૃતને આપનાર અને ઉન્નતિ કરનાર છે. માટે કુલીન પુરૂષે પોતાની ધર્મ પત્નીપરજ નિર્મળ પ્રીતિ રાખીને વિવાહ વખતે કરેલી પવિત્ર પ્રતિજ્ઞા પાળવી. તેની નિંદા કરવી નહિ, કે નિંદા થાય એવું કરવું નહિ. ઘરમાં દાસદાસી કે છોકરાં દેખતાં અપમાન કરવું નહિ, તિરસ્કાર કરવો નહિ, ક્રોધ કરવો કે ભય બતાવવો નહિ, એમ કરવાથી તો પોતાની ધણીઆણીના પદથી બાતલ કરવા જેવું થાય છે. માટે કંઇ કહેવું હોય તો એકાંત સ્થળમાં જઈ શાંતપણે સમજાવવી. વિનય વિવેકના સભ્ય મધુર વચને બોલાવવી, ગાળો દઇ કઠોર વચનો કહેવાં નહિ, એ કદી અજ્ઞાન હોય તો સજ્ઞાન કરવા કાળજી રાખવી. વિશ્વાસઘાત કરવો નહિ, સદા આનંદ અને સંતોષથી રહે તેમ કરવું. પતિના ગુણ દોષ સહવાસે રહેનાર સખારૂપ સ્ત્રીમાં થોડા ઘણા પણ આવ્યા વગર રહેતા નથી. જ્યારે નદી સમુદ્રમાં ભળે છે, ત્યારે સમુદ્રના ગુણ નદીમાં આવે છે. તેમ શાસ્ત્રોક્ત વિધિથી જે પુરૂષની સાથે સ્ત્રીનું લગ્ન થાય છે. તે પુરૂષના ગમે તેવા ગુણો હોય, તો તેવા ગુણો તે સ્ત્રીમાં આવે છે. અક્ષમાલા નીચ કુળની સ્ત્રી હતી, પરંતુ વસિષ્ઠઋષિને પરણ્યા પછી તેના સહવાસે તેનામાં ઉત્તમ ગુણો આવ્યા હતા. તેથી એ ઉત્તમ પૂજ્ય પદવીને પામી.

તેમજ સારંગી નામે સ્ત્રીને મંદપાળ પરણ્યો હતો. સારંગીમાં સારા ગુણો નહોતા પરંતુ મંદપાળ જેવા ગુણી પતિની સોબતથી તેનામાં ઉત્તમ સદ્‌ગુણો આવ્યા હતા. તેથી એ પણ ઉત્તમ પૂજ્ય પદવીને પામી હતી. માટે જે પુરૂષ આ સંસારમાં સુખ સંપત્તિ મેળવી પરમ સદ્‌ગતિને પામવાની ઈચ્છા રાખતો હોય. તેણે પોતામાં સારા સદ્‌ગુણોનો સંગ્રહ કરવો. કે તેનો પાસ પોતાની સ્ત્રીમાં પણ આવે. તેમજ જે સ્ત્રી સાથે પોતાનું લગ્ન થાય તેનામાં થોડું જ્ઞાન કે બુદ્ધિ હોય, તે વધારવાને તેને વિદ્યા, ધર્મ, નીતિ, અને વ્યવહારિક જ્ઞાનનું શિક્ષણ આપી શ્રેષ્ઠ કરવી. જુઓ ! પ્રાચીન પ્રસિદ્ધ પાર્વતીજી, લક્ષ્મીજી, અનસુયાજી, લોપામુદ્રા, મૈત્રેયી, દેવહૂતિ વગેરે સતીઓ કેવી ગુણજ્ઞ હતી ? એ શાનો પ્રતાપ ! કેટલેક તેમના પ્રાણનાથના પ્રયત્નનોજ, એ તેમનાં ચરિત્રો પરથી સિદ્ધ થાય છે. પોતાની અર્ધાંગના ગણાતી પત્નીને સુધારવી એ બંનેને લાભકારક છે. આવો લાભ કેમ ખોવો ! આ સંસારમાં ખરી સખારૂપ સ્ત્રીને જંગલીરૂપ રાખવી કે દુઃખ દેવું એતો પોતાને, પોતાના કુટુંબને અને આખા દેશને જંગલી અને દુઃખી રાખવા જેવું છે. જે કુટુંબમાં કે જે દેશમાં સ્ત્રીઓની સ્થિતિ સારી, તે કુટુંબ તથા તે દેશ સર્વ પ્રકારે શ્રેષ્ઠ સુખસંપત્તિવાળો હોય છે; અને જ્યાં સ્ત્રીઓની સ્થિતિ ખરાબ હોય છે. તે કુટુંબ તથા તે દેશ પાયમાલ અને જંગલી હાલતમાં હોય છે. જુઓ ! સાઇબિરીઆ, કામસ્કાટકા, લાપ્લાંડ, ગ્રીન્લાંડ, આફ્રીકા અને આસ્ટ્રેલિયા વગેરે જંગલી દેશોની સ્ત્રીઓની સ્થિતિ ઘણી હલકી છે, ત્યાં સ્ત્રીઓને અનેક પ્રકારથી દુઃખ આપે છે. તેમને ગુલામની માફક ગણી સર્વ પ્રકારનાં કઠણ કાર્યો કરાવે છે. ગર્ભવંતી જેવી સ્થિતિમાં તેમની ઉત્તમ પ્રકારે સંભાળ લેવાને બદલે તેવે પ્રસંગે અપવિત્ર ગણી ઘર કે ઝુંપડી બહાર ટાઢ, તડકામાં કાઢી મૂકે છે. તેથી તે બિચારીઓ અનેક પ્રકારનાં દુઃખ ભોગવે છે. આવી રીતે તેમને પશુની માફક ગણે છે તેથી એ દેશની સ્થિતિ તરફ નજર કરો, તો બહુજ ખરાબ છે. હાલના સુધરેલા કાળમાં તે લોકો પશુવત્ સ્થિતિમાં પોતાનો કાળ ગુજારે છે. ઇંગ્લાંડ, જર્મની, ફ્રાન્સ વગેરે દેશોમાં સ્ત્રીઓની સ્થિતિ ઘણીજ ઉત્તમ છે, તો તે દેશોની સ્થિતિ પણ ઘણે દરજ્જે શ્રેષ્ઠ છે, ત્યાંની સ્ત્રીઓને સર્વ પ્રકારે આદરસત્કાર અને માન મળે છે. ત્યાં સ્ત્રીઓનો દરજ્જો ઘણોજ ઉત્તમ ગણાય છે. તેઓને ઓઝલપડદે પડયા રહેવું પડતું નથી, વસ્ત્રાભૂષણ વગેરેથી સંતોષવામાં આવે છે, વગેરે રીતે ત્યાંની સ્ત્રીઓ કેટલીક રીતે સુખી છે, એમ કહીએ તો ચાલે. એ રીતે હોવાથી એ દેશ સર્વ પ્રકારની સંપત્તિથી ભરપૂર અને સુખી છે. માટે સ્ત્રીઓની સ્થિતિ સારી કરવાથી સર્વનું શ્રેય થાય છે. એક વિદ્વાને કહ્યું છે કે;—"પશુ તે છે જે સ્ત્રીને કહે છે કે—મારી ઇંદ્રિય સેવાને માટે તો લાવ્યો છું. મનુષ્ય તે છે જે કહે કે,—મારા સુખથી સુખી અને

મારા દુઃખથી દુઃખી કરવાને માટે તને લાવ્યો છું. અને દેવતા તે છે કે જે સ્ત્રીને કહે છે કે;—નિઃસ્વાર્થ પ્રીતિ કરીને તથા તમોને સુખી કરીને હું સ્વર્ગમાં જઈશ. તે માટે તમને લાવ્યો છું.” આ કેવાં વચનો! ધન્ય છે એવા પુરૂષને! ઉત્તમ ગતિની ઇચ્છાવાળા પુરૂષે તો પોતાની ધર્મપત્નીપરજ નિઃસ્વાર્થ પ્રેમ રાખવો અને તેને સુખી કરવી તથા વંશવૃદ્ધિનું મૂળ જાણી તેની પવિત્રતાથી રક્ષણ કરવું એજ તેમને ઉત્તમ છે.

સ્ત્રીને જંગલી અને દુઃખી રાખવાથી ઘરની શાંતિનો નાશ થાય છે, સંસારની “શ્રી” જાયછે, બાળકોને નર્કપીડામાં નાખવાનું બીજ રોપાય છે, પુરૂષોની બંધનકારક દોરડી તુટી જાય છે અને કુટુંબમાંની શાંતિનો નાશ થાય છે. અનાજમાં જેમ મીઠું ન નાંખવાથી તે સ્વાદ વગરનું ફીકું લાગે છે, તેમ ગૃહસ્થાશ્રમમાં સ્ત્રી એ મીઠા પ્રમાણે છે, તે ન હોય તો ગૃહસ્થાશ્રમમાં સ્વાદ રહેતો નથી. માટે ખરેખર કહીએ તો તેના વડેજ સંસારનાં સઘળાં સુખો પ્રાપ્ત થાય છે. માટે તેમને સર્વે પ્રકારથી પ્રસન્ન રાખવી, તેનો ત્યાગ કરવો નહિં, તેને ફરવા હરવાની યોગ્ય છુટ આપવી. પડદામાં રાખી મૂકવી એતો સુખમાં હાની કરતા છે. પરસ્પરના મેળાપથી એક બીજાનાં ચરિત્રો નિહાળવાથી, અને એક બીજાની ખાશીયત તથા ગુણ દોષ જાણવાથી; તેઓને સારાસારનો અનુભવ થયે તેમાંથી તત્વગૃહણ કરે છે. સ્ત્રીનું સરળ હૃદય અને પ્રેમ એ ગૃહસ્થાશ્રમમાં મોટો સુખદાઇ પદાર્થ છે. તે આવી રીતના મેળાપથી વધારે મજબુત થાય છે. માટે તેમને યોગ્ય છૂટ આપવી એ લાભ કરતા છે. પ્રાચીનકાળમાં આર્યો ઉંચ કુળ, ઉંચ સ્વભાવ, ઉંચવૃત્તિ અને ઉંચ વિચારોમાં સંપૂર્ણ નિમગ્ન હતા. જેની શ્રેષ્ઠતાની તુલ્ય તો આજ સુધરેલા ગણાતા યુરોપાદિ દેશ પણ હજુ સુધી આવી શક્યા નથી. તેવી મહત્વતાની વખતે આર્ય સ્ત્રીઓને યોગ્ય છુટ હતી. તેઓ પોતાના પતિ સંગાતે સભા વગેરેમાં જઈ શકતી, દેશાટન સાથે રહી કરતી. ઓઝલપડદે રહેવાની રીત નહોતી. એ બુરી લત તો યવનોના આવ્યા પછીજ પ્રસરી છે. પ્રાચીનકાળમાં સ્ત્રીઓનો માન મરતબો જાળવવામાં આવતો. તેમનો દરજ્જો શ્રેષ્ટ હતો. એ વખતે લગ્નના કોલકરાર તોડી શકતા નહિં, કેમકે એ બીજી વસ્તુઓના કબાલા જેવો કબાલો નથી. એ તો દૈવી પવિત્ર લેખ છે. હાલ કેટલાક અવિચારી પુરૂષો પોતાની સ્ત્રીથી જરા બોલવું થયું કે તરત તેને વેરવાળવાને રજા આપે છે, અને બીજી સ્ત્રી સાથે સંબંધ બાંધે છે. આ ઘણુંજ શરમ ભરેલું છે. આ કામ તો એક પશુના જેવુંજ કહેવાય છે. જે અનેક સાથે વ્યવહાર બાંધી, છોડી શકે છે. આ કાંઇ મનુષ્યજાતિનાં સ્ત્રી પુરૂષને યોગ્ય નથી. જ્યારે પશુની પેઠે વર્તવામાં આવે, ત્યારે મનુષ્ય ને પશુમાં ફેર શો! સુજ્ઞ પુરૂષે તો પોતાની ધર્મપત્ની સાથેજ સઘળો વ્યવહાર રાખવો જોઇએ, અને તેનેજ સર્વ પ્રકારે સુખ આપવું જોઇએ. એજ ઉત્તમ છે, એજ શોભા

પડતું છે અને એજ તેમને પ્રાચીન પ્રસિદ્ધ સુખદાઇ સ્થિતિમાં લાવનારૂં છે. વિજય હો ! !

## પતિવ્રતાનાં લક્ષણ.

પતિવ્રતા—સાધ્વી—સતી સ્ત્રી સદા પોતાની સર્વ ઇંદ્રિયો વશ રાખે છે, પતિપર નિર્મળ પ્રીતી રાખે છે, તેની મરજી સાચવે છે, અને આજ્ઞા પાળે છે. એ રીતે તન, મન, અને કર્મથી તેની સેવા કર્યા સિવાય બીજી કંઇ ઇચ્છા રાખતી નથી. ઘરબાર સારાં રમણિક રાખે છે, પોતાના સ્યામને સુખ દુઃખમાં સાથી ગણી તેની રજા વગર ઘરદ્વાર પણ છોડતી નથી. ઝાઝું બહાર ફરતી નથી; કોઇ અી પુરૂષમાં છેલ છબીલી થતી નથી. સાસુને નિજ માતા સમાન અને સસરાને બાપ સમાન ગણી તેમની તન, મન, અને કર્મથી સેવા કરે છે. નણંદને બેન સમાન ગણે છે. પતિ સૂતા પછી સૂવે છે અને તેના ઉઠયા પહેલાં ઉઠી સ્વચ્છતાઇથી ગૃહ કાર્ય કરે છે, પિયુને નિયમસર જમાડીને જમે છે. ઘર કામથી પરવારી જ્ઞાન ગ્રહણ કરવા કાળજી રાખે છે. પતિ શોક સરિતામાં ડૂબે તો પોતાના હાસ્ય વદનથી શમાવી દે છે. સ્યામનો વિયોગ સ્વભાવિક રીતેજ નહિ સાંખતાં, મીન જેમ જળ વિયોગથી જીવ તજે છે, તેમ પ્રેમ નીતિએ મીનરૂપ થઇ વિયોગ દુઃખ સહન કરી શકતી નથી. પતિના પ્રિયજનોને સન્માન આપે છે. પતિ, સાસુ નણંદ કે સખિના સાથ વિના એકલી ક્યાંએ નહિ જતાં નીચું નીરખી હીંડે છે. પતિને સુખે સુખ અને દુઃખે દુઃખ સમજી તેને દુઃખમાં પણ સુખી રાખે છે. પતિનું મન રંજન કરવા પ્રિય મધુર વચનો વદે છે. પરજન સાથે વાત કરતી નથી. લજ્જા રાખી કોઇ જન સાથે ખીજથી કે સહેજ પણ ઉંચે સ્વરે ઉચ્ચરતી નથી. પતિનો શ્રમ હરે છે. ગુપ્ત કંઇ કરતી નથી. સદ્દશાસ્ત્ર અને સદ્દગુરૂની સદ્દશિખામણ શ્રવણ ધરી વર્ત્તે છે. પતિને ધર્મ અને વ્યવહારિક કાર્યોમાં ઉત્સાહ અને હીંમત આપી તન, મન, અને કર્મથી સહાયતા આપે છે. પ્રજાને પ્રેમથી પોષી પાળે છે અને ધીર, વીર, ધાર્મિક, વગેરે ગુણ સંપન્ન અને વિદ્વાન બનાવવા કોશિશ કરે છે. કંઇ પણ અશુભ આચરણ કરતી નથી. પતિ ઘરમાં જે લાવી આપે છે તે સંભાળી વાપરે છે. પતિનું મન કચવાય એવું અણગમતું આચરણ કરતી નથી. કોઈ પુરૂષ કામનાની ઇચ્છાથી સામું જુએ, પ્રિય વચનથી રીઝવે અને ઘણા મનુષ્યોની ભીડમાં બહુજ જરૂર પડયે જતાં, કોઇ પુરૂષનો સ્પર્શ થઇ જાય; તોપણ મનમાં જરા પણ વિકાર પામતી નથી. પર પુરૂષ સામુ દૃષ્ટિ માંડી એકી નજરે જોતી નથી. જરૂર પડયે ભાઇ, બાપ સમાન ગણી જુએ છે. દેવ દર્શન બહાને પુરૂષોનાં જમાવમાં અથડાવા નહિ જતાં ઘરમાં બેસી ઇશ્વરભક્તિ પ્રીતિથી કરે છે. પતિ રોગિષ્ટ, ખોટ ખામીવાળો

કે દુર્ગૈણી જેવો દૈવઇચ્છાથી પ્રાપ્ત થાય છે, તેનેજ દેવ તુલ્ય પ્રિય ગણી સદા પ્રસન્ન રહે છે. પતિ સિવાય બીજા કોઇની ગરજ રાખતી નથી. કોઇ દ્રવ્યાદિકનો લોભ દેખાડે તોપણ મન ચળાયમાન કરતી નથી. કામી પુરૂષ દુષ્ટ વાંછનાથી વિનવે અગર બળ કરી ધારણ કરે, વસ્ત્રાદિકનો લોભ દેખાડે. તે દેવ ગાંધર્વ કે મનુષ્ય ગમે તેવો સ્વરૂપવાન, યુવાન, તથા દ્રવ્યાવાન હોય, તોપણ તેમાં નહિ લલચાતાં તેને ધિક્કારી કાઢે છે. પતિ સિવાય બીજાને જરા પણ ભજતી નથી, કે તેને પ્રિય નથી. પરપુરૂષને પોતાનું શરીર અડકે તેમ વર્તતી નથી. મર્યાદાનો ભંગ થાય એવા એક વસ્ત્ર પહેરી ફરતી નથી. પગની ઘુંટી અને પેટ વગેરે શરીરનના ભાગો ઢંકાય એવી રીતે વસ્ત્ર પહેરી રાખે છે. વસ્ત્ર પહેર્યા વગર સ્નાન કરતી નથી. ધીમી ચાલે છે. મૂખ સદા હર્ષમાં રાખે છે. ઉંચે સ્વરે હાસ્ય કરતી નથી. અન્ય સ્ત્રી પુરૂષની ચેષ્ટા જોતી નથી. સૌભાગ્ય દર્શક શણગાર સજી રાખે છે. ઉત્તમ વસ્ત્રાલંકારથી શરીર શોભાવવાને બદલે સદ્‌ગુણોથી શોભાવવાની ઇચ્છા રાખે છે. દેહ ક્ષણભંગુર છે, એમ જાણી પૂણ્યાર્થે સુકૃત્યો કરી સુકીર્ત્તિ સંપાદન કરે છે. શીળને સાચવે છે. સત્ય વદે છે, કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર અને તૃષ્ણા એ વિકારોને શત્રુરૂપ ગણી ત્યાગે છે. સંતોષ, સમાનતા, સંપ, ક્ષમા વગેરે સદ્‌ગુણોનો સ્નેહથી સંગ્રહ કરે છે. પતિ તરફથી જે મળે તેમાંજ સદા સાદાઇએ સંતોષથી રહે છે. વિદ્યા, વિનય અને વિવેક વહાલાં કરે છે. ઉદાર, ચતુર અને પરોપકારી થવામાં પ્રીતિ રાખે છે.

ધર્મ, નીતિ, વ્યવહાર અને કળા કૌશલ્યનું શિક્ષણ લઇ, સગાં અને પરને શિખવવાને તથા ઉપદેશ આપી સન્માર્ગે વાળવાની કોશિશ કરે છે. કોઇને દુઃખ થાય એવું કંઇ કરતી નથી, કુટુંબકે પરસાથે કુસંપ, કલેશ કરતી નથી. હર્ષ, શોક, અને સુખ, દુઃખમાં સમાન રહે છે, પતિની રજા લઇ સૌભાગ્ય વર્ધક વ્રત, નિયમો કરે છે. સ્વધર્મપર સ્નેહ રાખે છે. જેઠને સસરા જેવો, જેઠાણીને માતા જેવી, દેરને દીકરા જેવો, દેરાણીને દીકરી જેવી, અને તેનાં પુત્ર, પુત્રીને પોતાનાં પુત્ર, પુત્રી જેવાં ગણે છે. સદ્‌શાસ્ત્રો વાંચે છે, અગર સાંભળે છે. કોઇની કુથલી કરતી નથી. હલકી, નીચ, અને કલંકિત સ્ત્રીઓની સોબત કરતી નથી, કે પાસે ઉભતી કે બેસતી નથી. ફક્ત કુલીન સદ્‌પાત્ર ગણાતી સ્ત્રીઓની સોબત કરે છે. સર્વે દુર્ગુણોથી દૂર રહે છે, પોતે સદ્‌ગુણી બની બીજીને પોતા જેવી કરવાની પેરવી કરે છે. કોઇને કડું વચન કહેતી નથી. લવલવ નહિં કરતાં જરૂર જેટલુંજ બોલે છે. પતિનું અપમાન કરતી નથી કે કોઇ કરે તે સહન કરતી નથી. વૈદ્ય, વૃદ્ધ અને સદ્‌ગુરૂ સાથેજ જરૂર જેટલું મર્યાદાથી બોલે છે. પિયર ઘણું વસતી નથી. સંસારમાં જન્મી સાર્થક શી રીતે થાય, તેનું અહોનિશ ચિંતવન કરે છે અને તે પ્રમાણે વર્ત્તે છે. વિદ્મો વિધારી સંકટો સહન કરી પોતાની નેક ટેક સાચવે છે. આપત્તિને અવળેખી કરતી નથી. સતી લક્ષણ વિષે કહ્યું છે કે;—

## ગરબી.

" જાણ્યું જાણ્યું હેત તમારૂં જાદવા. "—એ રાગ.

સત્ય સત્ય એ જગમાં કામની કામની, શીયળ સાચવી ઓપે પોથી લે હાથજો;
પ્રિય વદનિ સખી સમજી લે ભામની, સત્યવદના લે ને દે જ્ઞાન કવાથજો. સત્ય. ૧
સારાં રાખે રમણીક નિજ બારરે, સ્વામી સેવા વિણુ કરે નહીં કાજજો;
રજા વિના નવ છોડે નિજનું દ્વારરે, સુખદુ:ખની સાથીરે ગણિશિર તાજજો.સત્ય. ૨
કો નર નારીમાં થાય નવ લેશ છેલડી, સાસુ સેવે જાણી નિજની માતજો;
સસરો જાણે બાપ નણંદી બેનડી, કે'વાશે તે કુળની ઉંચી જાતજો. સત્ય. ૩
જમે જમાડી પિયુને વિવિધ રસેઇ, પરવારીને, જ્ઞાનવારીમાં ન્હાયજો;
વિવિધ ભાષણ આપે પુસ્તક જોઇને, કવિતા કરીને અનુપમ જગમાં થાવજો. સત્ય. ૪
શોક કેરી સરીતા ડુબે નાથજો, હાસ્ય વદની તરણી બનશે સાથજો;
ખોશે સ્યામા શોક સમારી સાથની, પ્રેમ નીતિએ મીન થાશે પછાતજો. સત્ય. ૫
પ્રિતમ કેરાં પ્રિયને દે સન્માનરે, નીચું નીરખી હીંડે સહીયર સાથજો;
ચંચળતા પણ પ્રીછે નહિ અભિમાનરે, સતી કેવાસે ધનધન થાશે નાથજો. સત્ય. ૬
કદીએ ખીજે ઉંચે સાદ ન બોલતી, દુ:ખ દેખાતે સુખમાં રાખે શ્યામજો;
ખુશ કરવાને પ્રિયવચન એ બોલતી. વ્રજ કેરો સૌભાગ્ય સૂર્ય સમાનજો. સત્ય.૭

બગેરે, વગેરે લક્ષણો સતી—પતિવ્રતા સ્ત્રીમાં હોય છે. એવાંજ લક્ષણો ધરાવનારાં સતી પાર્વતીજી, દ્રૌપદીજી, નર્મદા, અનસૂયા, પદ્મણી વગેરે સતીઓને પોતાનું નેક વ્રત સાચવતાં અનેક વિટંબણાઓ ભોગવવી પડી છે. એ સઘળી સહન કરી, પણ પોતાની નેકટેક છોડી નથી, ત્યારેજ **સતી** એવા મહાન પૂજ્યપદને યોગ્ય થએલીઓ છે. "**સતી**" એ બે અક્ષરની પુજ્ય પદવી મેળવવી એ કાંઈ સહેલી વાત નથી. એતો ખાંડા—તરવારની ધારપર ચાલવા જેવું કઠણ કામ છે. જેનાપર ઇશ્વરદયા હોય, તેને તો એ સઘળું સ્વાભાવિક રીતેજ સેહેલ થઇ પડે છે, તે કોઇ આપત્તિથી ડરતી નથી. ધીરજ રાખવાથી ઇશ્વર પણ સહાયતા આપે છે. અર્વાચીન કાળમાં તો સતી કોને કહેવી ! અને તે શી રીતે ઓળખાય ? એ બધુ અજ્ઞાનતામાં આવી ગયું છે. તેથી ઉત્તમ, કનિષ્ટ સ્ત્રીને પારખી નહિ શકતાં, ગમે તેવી એકાદ ગુણ ધરાવનારીને પણ કહેશે કે;—"આતો **સતી** છે" આમ કહેવાનો ખોટો રીવાજ પડી ગયો છે. પણ સમજતા નથી કે એ પદ મેળવતાં કેટલા બધા ગુણો ધરાવવા પડે છે ! અને કેટલી બધી મુશિબતો ભોગવવી પડે છે ! અનેક પ્રકારની મુશિબતો ભોગવે છે, ત્યારેજ એ પદ મેળવી જીંદગીનું સાર્થક કરી શકે છે. જીંદગીનું સાર્થક કરવું એજ સત્ય છે. એ માટે પ્રાચીનકાળમાં સ્ત્રીઓ તન, મન અને કર્મથી બણી તત્પર રહેતી. આજની સ્ત્રી-

ઓની પેઠે ફક્ત ઇંદ્રિયો તૃપ્ત કરવામાંજ જીંદગી વૃથા ગાળતી નહિ. મુખ્ય કર્તવ્ય કર્મ જન્મ મરણનો ફેરો ટાળવો એજ છે. તે નહિ કરતાં ઇંદ્રીય સુખમાંજ અવતાર ખોવો એ કેવા અફસોસની વાત છે! પ્રિય બેનો! તમો તમારો સ્ત્રીધર્મ સમજો, પાળો, અને સતીત્વ મેળવી જીંદગીની સાર્થકતા સિદ્ધ કરો. એજ તમારૂં મુખ્ય કર્તવ્ય કર્મ છે.

## પતિવ્રતા પ્રતાપ.

પતિવ્રતા અમુક દેશ, જ્ઞાતિ, કે કુટુંબમાંજ થાય છે, એમ કાંઇ નિયમ નથી. એ તો ગમે તે દેશ, ગમે તે જ્ઞાતિ, અને ગમે તે કુટુંબમાં ઉત્પન્ન થઇ શકે છે. પતિવ્રતાઓના ઉત્પન્ન થવાથી તે દેશ, તે જ્ઞાતિ અને તે કુટુંબ ગમે તો નાનાં હોય અગર દુર્દશામાં હોય, તોપણ તે વંદ્ય છે; અને ઉત્તમતાને પામે છે. એવી સ્ત્રીઓથી દેશ, જ્ઞાતિ, અને કુળ શોભે છે, અને તેજ આ સંસારમાં આધારરૂપ થઇ પડે છે. પતિવ્રતા સ્ત્રીથી ઘર વ્યવહાર દીપી નીકળે છે, પ્રજા ધાર્મિક, નીતિવાન, શુદ્ધ અંતઃકરણવાળી શૌર્યવાન, પરાક્રમી, ધીર, વીર, તેજસ્વિ અને વિદ્વાન વગેરે સદ્ગુણોવાળી થાય છે, સદ્ગુણી માતાના સદ્ગુણોની છાપ બાળકોના કોમળ અંતઃકરણમાં એવી તો સજડ ઉંડી પડે છે, કે તે જીંદગી પર્યંત જતી નથી. મહેનતથી કંટાળેલો પુરૂષ પતિવ્રતા સ્ત્રીના સુસ્વભાવ વડે આનંદથી વિશ્રાંતિ પામે છે. છોકરાં પૈસા, વગેરે અનેક પ્રકારની સમૃદ્ધિ હોય, પણ સદ્ગુણી અને સુસ્વભાવની સ્ત્રી ઘરમાં ન હોય તો સંસાર સુખ ન્યૂનજ છે. જેનાં ધન્ય ભાગ્ય હોય છે, તેને આવી સુશીળ સ્ત્રી પ્રાપ્ત થાય છે. પતિવ્રત એ સ્ત્રીનું પરમ દૈવત, રૂપ, તેજ, અને અલૌકિક શક્તિ છે. એ શક્તિવડે તે પતિને પરમ સ્વર્ગીય સુખ આપે છે, સર્વ પાપથી મુક્ત કરે છે. અને પોતાની સાથે સ્વર્ગનાં અખંડ અનંત સુખની પ્રાપ્તી કરાવે છે. તેના સામી કુદૃષ્ટિ કરનારનો નાશ થાય છે. સતી સ્ત્રીની જનની તથા પિતા પવિત્ર ગણાઇ ધન્યવાદને પામે છે. જેમ તારામાં ચંદ્ર શોભે, તેમ સર્વ સ્ત્રીઓમાં સતી સ્ત્રી શોભે છે. સતી સ્ત્રી પતિના કઠોર હૃદયને કોમળ કરે છે. તેના તિક્ષણ ગુસ્સાને તથા શોકને શાંત કરે છે. પતિવ્રતાની પ્રેમ ભરેલી રીત, મધુરતા, નમ્રતા, સ્નેહાલ અને ધૈર્યતાના વચનામૃતો મંદવાડમાં ઓષધની ગરજ સારે છે. સારી સમજ, તત્પરતા, માયાળુતા, ઉદ્યોગ, અને સાવધાનતાથી આવતાં વિઘ્નો દૂર કરી કાર્ય પાર પાડે છે. પતિ અને કુટુંબની શોભામાં વધારો કરે છે. બાળકો સારૂં શિક્ષણ પામી દુનિયામાં માનવ રત્નો પેદા થાય છે. તેથીજ આવી સાધ્વી સ્ત્રીઓ "રત્નગર્ભા" કહેવાય છે. તુળસીદાસે કહ્યું છે કે;—

નારી નિંદ મત કીજિયેં, નારી રતનોકી ખાન;
જિસ ખાનોમેં પૈદા હુવા, ધ્રુવ પ્રલ્હાદ સમાન.

ખરેખર આવી રત્નગર્ભા સ્ત્રીઓજ દેશોદય થવાગાં સાધનરૂપ છે. આવી માતાઓ થકીજ ગૌત્તમ, વશિષ્ઠ, વ્યાસ, પરશુરામ, રામ, કૃષ્ણ, યુધિષ્ટર, અર્જુન, ભીમ, કર્ણ, પૃથુ, હરિચંદ્ર, હનુમાન, નેપોલિયન, ભોજ, વિક્રમ અને શાલીવાહન વગેરે મહાપુરૂષો તથા પાર્વતીજી, સીતાજી, લક્ષ્મીજી, સરસ્વતી, ગાર્ગી, મૈત્રેયી, લોપામુદ્રા, મદાલસા અને તારા વગેરે જગતપ્રસિદ્ધ સાધ્વી સ્ત્રીઓ પેદા થઇ છે. અહો ! પતિવ્રતા—સાધ્વી સ્ત્રીઓનો પ્રતાપજ અલૌકિક છે ! સાધ્વી સ્ત્રીઓના પ્રતાપથી શું શું થઇ શકતું નથી ! સર્વે થઇ શકે છે. તેના સતીત્વ પ્રતાપ આગળ દેવ સરખા પણ આધિન થઇ રહે છે, તો મનુષ્ય શા વિશાતમાં ! એવી સાધ્વી સ્ત્રીઓના પ્રતાપથીજ રામ ને સીતાનો વીયોગ થયો, ધર્મરાજ હાની પામ્યા. રાવણના કુળનો નાશ થયો, ઇંદ્ર દુઃખી થયો, સત્યવાન દીર્ઘાયુષને પામ્યો. પ્રેમાનંદ તથા રામાનંદ બંધનમુક્ત થયા. સંજયના રાજનું સંરક્ષણ થયું. કૌરવોનો નાશ થયો, વગેરે. વગેરે સાધ્વી સ્ત્રીઓએ પોતાના પ્રબળ નિર્મળ તેજ પ્રતાપથી મહાન કાર્યો કર્યા છે. જે કરવાને પુરૂષ પણ શક્તિવાન ન થાય. એ આર્ય સ્ત્રીઓનું પરંપરાથી મનાતું આવેલું મહાત્મય અને ગૌરવ છે. બળ, બુદ્ધિ અને મતિ કૃતિમાં આર્ય મહિલાઓએ બહુવાર પુરૂષો સાથે સ્પર્ધા કરેલી છે. એના અનેક દાખલા પુરાણો તથા ઇતિહાસમાં નોંધાએલા છે. એ કોનું અજાણ્યુંછે ? હતભાગ્ય ! આર્યાવર્ત્તની. આર્ય તરૂણીઓનું આજે એ મહાત્મય અને ગૌરવ ઓછું થઇ ગયું છે. તેથી એવા દાખલાઓ ક્વચિતજ બને છે. કારણ કે આજે એવી સાધ્વી સ્ત્રીઓ ઉત્પન્ન થતી નથી. એવી સાધ્વી સ્ત્રીઓ થવી એ શિક્ષણ, સંગત્ અને ઉપદેશ ઉપર આધાર રાખે છે, પણ હાલની સ્ત્રીઓને પ્રાચીન પદ્ધતિએ ધર્મ, નીતિવાળું શિક્ષણ મળતું નથી, સદ્દશાસ્ત્ર અને સદ્દસ્ત્રીઓની સોબત નથી. સ્ત્રીધર્મ નીતિનો ઉપદેશ મળતો નથી, અને તેમના કોમળ હૃદયમાં સતી ચરિત્રોની સજ્જડ છાપ પાડવામાં આવતી નથી. જ્યાં આવી રીતે છે, ત્યાં સાધ્વી સ્ત્રીઓ થવાની આશા ક્યાંથીજ રખાય ? ત્યાં સ્ત્રીઓ પોતાનો ખરો ધર્મ સમજી યથાર્થ રીતે ચાલેજ ક્યાંથી ? ગૃહસ્થો ! તમો તમારી બાળકીઓને શ્રેષ્ટ અને સાધ્વીઓ કરવા ધારતા હો; તો તેમને બાળપણથીજ પ્રાચીન પદ્ધતિએ શિક્ષણ, સંગત, ઉપદેશ અને સતીચરિત્રો વગેરેથી અંતઃકરણ રંગિત. કરો. પછી જોઇ લ્યો તેનો રંગ ! જ્યારે આ પ્રમાણે આચરવામાં આવશે, ત્યારેજ તેને અસતી સ્ત્રીઓના આચરણપર ધિક્કાર છૂટશે, ત્યારેજ તે સર્પ દેખી જેમ દૂર ખસે, તેમ દુરાચારથી દૂર રહેશે, ત્યારેજ તે પવિત્ર પતિવ્રત પાળતાં શીખશે, ત્યારેજ આપત્તિઓ ઓળંગી સત્યવ્રતથી અચળ રહેશે, ત્યારેજ તે લોભ લાલચમાં નહિ લલચાતાં તેને તરણા માફીક તુચ્છ ગણી કાઢશે, અને

ત્યારેજ તેની સામી દૃષ્ટિ પણ કરશે નહિ. માટે પ્રથમ તેમને પૂર્વની રીતિએ સગવડતા કરી આપો, કે તેઓ આગળ જતાં પતિવ્રતા એવું ઉત્કૃષ્ટપદ ધારણ કરી, પોતાનો ધર્મ યથાર્થ બજાવવા તત્પર થાય. જય વાર્તા ! ! !



# પતિ પરદેશ જાય ત્યારે કેમ વર્ત્તવું ?

આ સંસારમાં સ્ત્રી પુરૂષમાં પ્રેમ એજ તેમના જીવનનો મુખ્ય પાયો છે. એ ન હોય તો તેમનો સંસાર ધૂળ ગળે છે. વેદમાં ઇશ્વરી આજ્ઞા છે કે;—"બેઉનાં હૃદય સમાન થાઓ—જોડાઇ જાઓ." પરસ્પરનાં હૃદય જોડાવાને પ્રેમરૂપી દૃઢતર બંધન સિવાય બીજું એકે સાધન નથી. એ સાધનથી ગૃહસ્થાશ્રમ સાર્થક કર્ત્તા થાય છે. જે સાથે હૃદય પ્રેમ બંધનથી જોડાય છે, તેના પ્રાણ તેથીજ રહે છે. મીન જેમ જળ સાથે પ્રેમથી બંધાએલ છે, તેને દૂધ જેવી ઉત્તમ વસ્તુમાં મૂકીએ; તોપણ તે જળ વિના તરફડીને મરી જશે, તેમ પ્રેમીજન જે સાથે પ્રેમમાં બંધાય છે. તેના કરતાં બીજો કોઇ ભલે ગમે તેવો રૂપ, ગુણ અને સુંદરતામાં શ્રેષ્ટ દેવતાઇ જેવો હોય, તોપણ તેનાપર કદી તે દૃષ્ટિ કરશે નહિ. એવાં પ્રેમી જોડાં કદી દેખાતાં દુઃખી લાગતાં હોય, તેમને રહેવાને મહેલ કે ઘર, પોઢવાને પલંગ કે પથારી. એમાંનું કંઇ સુખ સાધન ન હોય; પણ માત્ર રહેવાને વનમાં ઝુંપડી અને પોઢવાને ભૂમિપર તૃણશય્યા હોય; તોપણ પ્રેમી જોડું વિદેશમાં સાથે રહેવાથી દુઃખમાં પણ સુખી થાય છે, અને તૃણશય્યાને પણ વધારે સુખકારક માને છે. **શ્રીરામ** અને **સીતા** વનમાં ફરતાં એકવાર ગોદાવરી કાંઠે સુતાં હતાં. તે સ્થળ સીતાજીના જોવામાં ફરી આવતાં, એ અવસરના આનંદની વાત યાદ લાવી બોલ્યાં કે;—"પ્રાણનાથ ! આપણે આ સ્થળે આ શીલાંયે તૃણશય્યાપર આલિંગન કરી સુતા હતાં, શીતળ મંદમંદ વાયુ વાતો હતો, ઢંગધડા વગરની વાતો કરતાં હતાં, તે વાતમાં ને વાતમાં નિંદ્રા ન આવતાં, આનંદમાં આખી રાત્રિ વિતી ગઇ, પ્રભાત, થયો; તોપણ આપણી વાત પૂરી થઇ નહોતી. "અહો ! આવી દુઃખદ અવસ્થામાં પણ વિદેશમાં સાથે રહેલું જોડું કેવું સુખી ! આ પ્રેમી ગૃહસ્થાશ્રમની કેવી ધન્યતા ! આવી સાધ્વી સ્ત્રીઓ પતિને વિદેશમાં વિપત્તિની વખતે પણ સુખ આપનારી થઇ પડે છે. માટે સુજ્ઞ પુરૂષે પોતાની પ્રિયાને બનતાં સુધી વિદેશમાં પણ સાથે રાખવી યોગ્ય છે.

પતિપ્રાણા પ્રેમી સ્ત્રી પોતાના પ્રેમી સૌભાગ્યનો સૂર્ય અને બાળક તથા ગૃહની સારી સ્થિતિના આધારરૂપ, પતિના વિદેશ વિદાય થયાના વિયોગ વિરહને કદીપણ સહન કરી શકતી નથી. **શ્રીરામ** વનમાં જવાને તૈયાર થયા, ત્યારે **સીતા**-

જીને જોઇએ તે માગવાનું કહ્યું. એ વખતે સીતાજીએ કહ્યું કે;—"મને શ્રીરામચંદ્રજીનો વિયોગ ન થાઓ!!" એજ માગ્યુ. અને છેવટે તેમની સાથે ગયાં. તેમજ સાહિત્યમાં કહ્યું છે કે;—એક સ્ત્રીને વિદેશ વિદાય થવાને તૈયાર થયેલા તેના પતિએ કહ્યું કે;—'હું વિદેશ જાઉંછું' આ શબ્દો સાંભળતાંજ એ સ્ત્રી એકદમ આ વિયોગ વિરહ—દુઃખના વિચારથી દુબળી થઇ જતાં, તેના હાથમાનાં આગલાં કંકણો નીકળી પડયાં. પતિએ આવી સ્થિતિ જોઇ કહ્યું કે, 'હું નથી જતો.' એટલા અક્ષર તે સાંભળતાંજ એકદમ રહેવાના સંયોગના આનંદથી થતી પુષ્ટતાને લીધે, હાથમાંનાં બાકીનાં કંકણો ફાટીને નીકળી પડયાં, મતલબ કે 'જતો નથી' આ સાંભળતાં ઘણાં આનંદથી શરીર એકદમ પુષ્ટ થઇ થયું. તેથી બાકીનાં કંકણો હાથમાં સમાઇ ન શકવાથી ફાટી ગયાં" ખરેખર પતિપ્રાણા સ્ત્રીને પતિ સમાગમથી જેવો આનંદ થાય છે, તેવો બીજા કશાથી થતો નથી, અને વિયોગ વિરહના જેવું બીજું એકે દુઃખ થતું નથી. એટલુંજ નહિ; પણ વખતે પતિના વિયોગ વિરહથી પોતાનો પ્રાણ પણ તજી દેછે. સતી પદ્મણીએ એજ પ્રમાણે પોતાના પતિ જયદેવના મરણ સમાચાર સાંભળી વિયોગ વિરહથી તેજ ક્ષણે પોતાનો પ્રાણ તજી દીધો હતો. વળી એવોજ એક દાખવો આપતાં કહ્યું છે કેઃ—

હાડિ હોઇ પટકોં ગ્રહો, સુનિ પ્રભાત પ્રિય જાન,
છુટત છુટત યોં છુટ ગયો, ઉત પટકોં ઉત પ્રાન.

એક પ્રેમી સ્ત્રીએ પોતાનો પતિ આજ સવારે વિદેશ જવાનો છે, એવું સાંભળી સવારમાં ઉઠી તેણે ચાલવાને તૈયાર થયેલા પતિનો છેડો ઝાલી રાખ્યો. કાંઇ જરૂરનું કામ હોવાથી પતિએ તેને સમજાવી, સમજાવીને ધીરે ધીરે છેડો છોડાવવા માંડયો, એમ ધીરે ધીરે છેડો છુટતાં છુટયો, કે તે સાથે તે સ્ત્રીના પ્રાણ પણ છુટી ગયા. અહો! પ્રેમની રીત કેવી અલૌકીક છે! પ્રેમ પાસમાં બંધાએલાં દંપતિમાં આ પ્રમાણે બને તો એ કંઇ આશ્ચર્ય જેવું નથી. સુજ્ઞ સ્ત્રીને તો પતિમાંજ પ્રાણ લાગેલો હોય છે, અને એ રીતે પરસ્પર લાગેલાં રાખવાં એ સુખદાયક છે. સુજ્ઞ સ્ત્રીએ જ્યારે પોતાનો પતિ કંઇ કારણસર વિદેશ જાય, ત્યારે તેમની આજ્ઞા હોય તો સાથે જવું. અને તેમની મરજી માફક અહર્નિષ વર્ત્તવું. કદી તે સાથે જઇ શકાય એવું ન હોય, તો તેમને કંઇ કારણનાં વચનો કહી રોકવો નહિ. તે જવાને તૈયાર થાય, ત્યારે કંઇ અશુભદર્શક વચનો બોલવાં નહીં, કે રૂદન કરવું નહિ, પણ તેમની આજ્ઞા પ્રમાણે પોતાના ઘરનાં સાસુ, સસરા વગેરે વડિલોને આધિન થઈ એ પાસે રહેવું. સાસુ, નણંદ વગેરે પ્રિય સગી સ્ત્રીના સાથમાં સુવું. પતિ આવતા સુધી વ્રત નિયમ પાળી રહેવું તથા પતિના શુભનું ચિંતવન કરવું. પતિની હાજરીમાં તેમના રંજન અર્થે જેવાં વસ્ત્રાલંકારો સજી-

વૈભવ ભોગવવામાં આવતો હોય, તેવાં તેમની ગેરહાજરીમાં પહેરવાં નહિ. ઉત્તમ વસ્ત્રાલંકારો સ્ત્રી ફક્ત પોતાના પતિના રંજન અર્થેજ પહેરે છે, પણ તે તો વિદેશ ગયો છે; તો પછી એ શણગાર કોને માટે ધારણ કરવો ? નહિજ કરવો. કેમકે એથી નુકશાન થવાનો સંભવ છે.

સ્વાભાવિક એવો નિયમ છે, કે સંસારિક ઉપભોગથી ઇંદ્રિયો તથા મનની લાગણીઓ જાગૃત થાય છે, તેથી ઇંદ્રિયો તથા મનની લાગણીઓ વશ રાખવાના નિયમો પાળવા એ લાભકારક છે. માટે સંસારિક વૈભવના પદાર્થોથી વિરક્ત રહેવું. સાદો પોષાક પહેરવો. સૌભાગ્ય દર્શક હાથમાં કંકણ અને કપાળમાં કંકુનો ચાંલ્લો એ અખંડ રાખવાં. પતિએ પોતાની સ્ત્રીના ભરણપોષણનો બંદોબસ્ત કરીને જવું. કદી એ બંદોબસ્ત કર્યો ન હોય, તો સ્ત્રીએ પતિના આવતાં સુધી કોઇ નિર્દોષ ધંધો કરીને કરકસરથી પોતાનો નિર્વાહ કરવો. પતિએ ઘરમાં જે સાચવવા સંભાળવા સોંપ્યું હોય, તે સંભાળી રાખવું. ઉપજ કરતાં વિશેષ ખર્ચ કરવું નહિ. કરજ કરી રાખવું નહિ અને સાસુ, સસરા તથા સગાં સ્નેહી વગેરે સાથેનો વ્યવહાર તથા બીજી સઘળી વર્તણુક પતિની હાજરી પ્રમાણેજ નીતિસરની રાખવી. પતિના આયુષ્યની રક્ષા અર્થે કંઇ પણ નિંદિત કાર્ય કરવું નહિ. સ્નાન કરવું તે પણ શરીરે તેલ મર્દન કરીને કે કોઇ પણ પદાર્થ ચોપડીને સ્નાન કરવું નહિ. ફક્ત એકલા જળથી સ્નાન કરવું. નેત્રમાં કાજળ આંજવું નહિ, ચંદન તથા પુષ્પને તજવાં. રમત, ગમત, કરવી નહિ. ઊંચે સ્વરે હાસ્ય કરવું નહિ, અન્ય સ્ત્રી પુરૂષની ચેષ્ટા જોવી નહિ. ઇંદ્રિયો તથા મનના વિકારો ઉત્પન્ન થાય એવું કંઇ બોલવું કે સાંભળવું નહિ. ગમે ત્યાં ભટકવું નહિ. સાસુ નણંદ વગેરે પ્રિયના સંગાત વગર પરઘેર જવું નહિ. એક વસ્ત્ર પહેરી ફરવું નહિ. અન્ય પુરૂષ સાથે શરીર અડકે એમ વર્તવું નહિ, લાજ મુકવી નહિ, મેળા વગેરેમાં જ્યાં ઘણાં મનુષ્યો મળ્યાં હોય ત્યાં જવું નહિ. દેવદર્શન બહાને દોડાદોડ કરવી નહિ, પણ ઘેર બેઠાં ઇશ્વર સ્મરણ અને ભક્તિ કરવામાં પ્રીતિ રાખવી. પરમાર્થ કાર્ય જે બને તે શીળ સાચવી કરવાં. પતિને કુશળ રાખવા ઇશ્વર પ્રાર્થના કરતા રહેવી, અને તેના કુશળ સમાચાર મેળવતા રહેવું વગેરે વગેરે રીતે વર્તવું. એ સ્ત્રીઓનો ધર્મ છે. એ પ્રમાણે વર્તનારી સ્ત્રી પતિ, સાસુ, સસરા વગેરેમાં પ્રિય થાય છે. લોકોમાં વખાણ પામે છે, અને ઇશ્વરની કૃપાદૃષ્ટિ થાય છે. હાલ કેટલીક સ્ત્રીઓ પોતાનો પતિ વિદેશ ગયા પછી કેમ વર્તવું એની અજ્ઞાનતાથી પોતાનું સત્યવ્રત ભંગ થાય એમ ગમે તેમ મરજી માફક વર્તે છે. એ ઘણા અફસોસની વાત છે. ફક્ત અલ્પ સુખ સારૂ પોતાનુંજ અકલ્યાણ કરવું, પતિ તથા પરમેશ્વરને અપ્રિય થઇ તેના ગુન્હેગાર થવું અને લોકોમાં નિંદાવું એ ઘણુંજ ખોટું છે. માટે સુજ્ઞ સ્ત્રીએ પોતાના જીવનના સુખનો મુખ્ય પાયો જે પ્રેમ, એ પ્રેમ પતિનો સમાગમ હો વા વિયોગ

હો, તોપણ એક સરખોજ અખંડ પ્રેમ રાખવો. પતિના આવતાં સુધી નિયમ પાળી સદાચરણે ચાલવું. આ પ્રમાણેજ ચાલવાથી પતિપત્નીમાં અખંડ પ્રેમ રહેવાનો સંભવ છે, અને એજ તેમને સદા સર્વદા સુખદાયક છે. મંગળ વાર્તા !!

# રજોદર્શન.

રજોદર્શન—એ કન્યા ઉમર લાયક થયે સ્ત્રી અવસ્થામાં આવ્યાની નિશાની છે. રજોદર્શન એ સ્ત્રી ગર્ભાશયમાંથી દરમાસે નિયમિત વખતે થતો એક જાતનો રક્તસ્ત્રાવ. એ રક્તસ્ત્રાવને—રજોદર્શન—ઋતુસ્ત્રાવ—છેટે બેસવું—અટકાવ—દસ્તાન કહેછે. **રજોદર્શનથી શરીરમાં થતો ફેરફાર**—એ વખતે સ્ત્રીનું શરીર ગોળ અને ભરેલું લાગે છે, શરીરના જુદા જુદા ભાગમાં ચરબીનો વધારો થાય છે, તેના મનની શક્તિ વધે છે, શરીરના ભાગો જાડા થાય છે, સ્તન મોટાં અને પુષ્ટ થાય છે, કમર જાડી થાયછે, મોઢું અને ચહેરો જાસૂસ રંગનો દેખાય છે, આંખ વધારે ચપળ થાયછે, રીતભાતમાં શરમાળ થાય છે, સંતતિ ઉત્પન્ન કરવાને યોગ્ય જણાય છે અને ઇશ્વરે તેને જે કાર્ય કરવાને નિર્માણ કરી છે, તેનું તેને જ્ઞાન થાય છે, એવું તેના ચહેરા ઉપરથી જણાઇ આવે છે. વગેરે તેના શરીરમાં ફેરફારો થાય છે. **રજોદર્શન થવાનો કાળ**—રજોકાળ વહેલો મોડો આવવો એ હવા અને સંગતિ એ બે ઉપર વધારે આધાર રાખે છે. ઇંગ્લાંડ, જર્મની, ફ્રાન્સ અને રૂશિઆ વગેરે યુરોપ, એશિઆખંડના ઠંડા મુલકોની બાળકીઓ ઠંડી હવા તથા મનની લાગણી ઉશ્કેરાય એવી બાબતથી અળગા રહેવાને લીધે તેમને ઋતુ આશરે ૧૯–૨૦ વર્ષની ઉમરે પ્રાપ્ત થાય છે, પણ આપણા ગરમ દેશની ગરમ ખાશીયતને લીધે તથા બીજાં કેટલાંક કારણોથી ઘણું કરી ૧૨–૧૪ વર્ષની ઉમરે દેખાય છે, અને ૪૫–૫૦ વર્ષની ઉમરે બંધ પડેછે; તોપણ કેટલીક સ્ત્રીઓને બે વર્ષ વહેલું મોડું પણ આવે છે અને વહેલું મોડું બંધ થાય છે. મહેનતુ અને ઉદ્યોગી સ્ત્રીઓના કરતાં આળસુ પડી રહેનારી સ્ત્રીને, નાટકો, અને નવલકથાઓ વાંચનારીને, પ્યારની વાતો કરનારીને, ઇશ્કબાજ સ્ત્રીઓની સોબત કરનારીને, મોડાં તેમજ અનિયમિત વખતે સુવાની ટેવ રાખનારીને, મસાલાદાર અને સારો ઉંચો ખોરાક લેનારીને વગેરે એવી કેટલીક સ્ત્રીઓનું ગર્ભાશય જલદીથી સતેજ થઇ તેમને રજોદર્શન વહેલું આવવાનો સંભવ છે. તેમજ ગામડાની મહેનત મજુરી કરનારી અને સાદો ખોરાક લેનારી હલકા વર્ગની સ્ત્રીઓના કરતાં શરીરની બેઠાડુ અને મોજીલી સ્ત્રીઓને ઋતુ વહેલું આવે છે. જેમ ઋતુ મોડું આવે છે, તેમ સ્ત્રીઓના શરીરનો બાંધો વધારે મજબુત થાય

છે. અને તેને બુઢાપો પણ મોડો આવે છે. આવાજ કારણથી ગામડાની સ્ત્રીઓ શહેરની સ્ત્રીઓ કરતાં વધારે મજબૂત અને કદાવર હોય છે.

**રક્તસ્ત્રાવ**—સ્ત્રીને રક્તસ્ત્રાવ સાધારણપણે દર મહિને અગર અઠાવીશ દિવસે થાય છે. કેટલીક સ્ત્રીઓને નિયમિત રીતે ત્રણ અઠવાડીયે પણ થાય છે. દરેક અટકાવ વખતે ૩–૫ દિવસ દેખાય છે. વખતે કોઇ સ્ત્રીઓને એક બે દિવસ વધારે ઓછા પણ દેખાય છે.

**નિયમિત રજોદર્શન**—સ્ત્રીઓને પ્રથમ જ્યારે રજોદર્શન શરૂ થાય છે, ત્યારે એ નિયમિત હોતું નથી. પ્રથમ કેટલાક માસ ચડી જાય છે, પછી આવે છે. એમ થોડો વખત અનિયમિતપણું ચાલેછે, પછી નિયમિતપણું ધારણ કરે છે. અનિયમિત વખતે રજોદર્શન આવનારી સ્ત્રીને ગર્ભ રહેવાનો સંભવ નથી. વંધ્યા સ્ત્રીઓમાં રજોદર્શન ઘણું કરી અનિયમિત વખતે હોય છે. એવા અનિયમિત રજોદર્શન થનારીઓએ તે થવાના કારણોથી દૂર રહેવાની સંભાળ રાખવી. ગર્ભાધાન થવાને રજોદર્શન નિયમિત વખતે હોવું જોઇએ કેટલીક સ્ત્રીઓને તો ટેવેલે વખતેજ નિયમિત આવે છે; એટલુંજ નહિ પણ અટકાવ પહેલાંનાં ચિન્હો, અટકાવની અંદરની સ્થિતિ તથા તેનું દેખાતું ને બંધ થવું, એ સઘળું નિયમિત થાય છે, ત્યારેજ ગર્ભ રહેવાનો સંભવ થાય છે. નવલ વધૂને રજોદર્શન પ્રાપ્ત થયા પછી ત્રણ ચાર વર્ષની અંદર ગર્ભ રહેછે. અને કેટલીક સ્ત્રીઓને મોડો પણ રહે છે.

**રજોદર્શન આવતાં અગાઉ થતાં ચિન્હો**—સ્ત્રીને અટકાવ આવવાનો હોય ત્યારે અગાઉથી કમરમાં દુ:ખાવો થાય, પેડુ ભારે રહે છે, વખતે ફાટે છે, અગર કળતું જણાયછે, શરીરમાં કંઇ ઉંડી પીડા હોય એમ લાગે છે, શરીર બેચેન રહે છે, સુસ્તી જણાય છે, થાક જલદીથી લાગે છે, કામકાજ ઉપર મન ખેંચાતું નથી, પડી રહેવાનું મન થાય છે, શરીર ભારે થઇ રહે છે, વખતે ઝાડો કબજ રહે છે, કોઇને ઓડ અને માથું ચરકે છે, અટકાવ આવવાની વખતે મન બહુ તીવ્ર થાય છે, આ વગેરે ચિન્હોમાંથી કોઇને કાંઇ જણાય છે, તો કોઇને કાંઇ જણાય છે, કોઇને થોડાં ચિન્હ જણાય છે, તો કોઇને ઘણાં ચિન્હો જણાય છે. એ બધાં અટકાવ આવ્યા પછી હલકાં પડી જાય છે, અગર સાવ બંધ પડી જાય છે. કેટલાક કારણથી કેટલીક સ્ત્રીને અટકાવ આવ્યા પછી એક બે રોજ નિયમ કરતાં વધારે વખત ઝાડે જવું પડે છે.

**યોગ્ય ઉમર થયા છતાં રજોદર્શન નહિ આવવાથી થતું નુકશાન**—સ્ત્રીને જે ઉમરે અટકાવ આવવો જોઇએ, તે ઉમરે તેને દરેક માસે અટકાવ આવ્યા પહેલાંનાં સર્વ ચિન્હો જણાય છે; પણ એ સર્વે બે ત્રણ દિવસમાં બંધ પડી જાય છે. એમ દરેક માસે થયા કરે, પણ અટકાવ જણાતો નથી. એથી થોડી મુદતે માથામાં દુ:ખાવો થાય, કોઠામાં બીગાડ જણાય, ઝાડો બરાબર આવે નહિ

અને ધીમે ધીમે શરીરમાં બગાડ થતો જાય છે. છેવટે તેથી હીસ્ટીરિઆ, ક્ષય વગેરે રેગો લાગુ પડે છે. **અટકાવ નહિ આવવાનુ કારણ**—ઘણા સુખમાં જીંદગી કાઢવાથી, આખો દહાડો બેસી રહેવાથી. ઘણો સારો ખોરાક બહુ ખાવાથી, ખુલ્લી હવામાં ફરવા હરવાનો મહાવરો ન રાખવાથી, ઘણું ઉંઘવાથી, મનમાં ધાસ્તી અને ફિકર રાખવાથી, ગુસ્સો, રાખવાથી, ઘણી હવામાં અને ભીનાશવાળી જગ્યોમાં રહેવાથી, શરદી લાગે એવી રીતે વર્ત્તવાથી, નબળાઇ પેદા થવાથી વગેરે કારણોથી આ રોગ ઉત્પન્ન થાય છે. માટે આ રોગવાળી સ્ત્રીએ હુશિઆર વૈદ કે ડાકટરની સલાહ લઇ, તેની તરત દવા કરવી.

**રજોદર્શન બંધ કરવાથી થતી નુકસાની**—કેટલીક સ્ત્રીઓ લગ્ન પ્રસંગે સામેલ થવાની ઇચ્છાથી, કે એવાં બીજાં કારણોથી દવા ખાઈ કે લગાડીને અટકાવ બંધ કરે છે. અથવા અટકાવ મુદલ આવે નહિ, એવી દવા ખાય છે. તેથી અટકાવ બંધ થઇ જાય છે. એમ બંધ કરવાથી ગર્ભસ્થાન અગર બીજા અગત્યના ભાગોમાં સોજો અથવા દુઃખદાયક દરદ પેદા થાય છે. એ રીતે કુદરતના કાયદાની વચ્ચે હરકત નાંખવાથી એની સજા આખી જીંદગી ભોગવવી પડે છે. માટે એવી રીતે અટકાવને અટકાવવાની દવા કરવી નહિ. એ તો પુખ્ત ઉમર થયે કુદરતી રીતેજ બંધ થાય એજ ઉત્તમ છે.

**રજોદર્શન વખતે રાખવાની માવજત**—સ્ત્રીએ જયારે ઋતુ પ્રાપ્ત થાય, ત્યારે જખમી દરદીની જેટલી સંભાળ રાખવામાં આવે છે; તેટલીજ અટકાવ વખતે રાખવી જોઇએ. રજસ્વળા સ્ત્રીએ ખોરાક ઘણોજ સાદો લેવો; કેમકે ખોરાકના ફેરફારની અસર ઋતુ ઉપર બહુ થાય છે. ખોરાક ટાઢો અને વાયડો લેવાથી પેટમાં વાઢ અને અજીર્ણ થાય છે. ગરમ અને મસાલાદાર ખાવાથી દાહ થાય છે. કેટલીક સ્ત્રીઓ અજ્ઞાનતાથી ઉદ્ધત બની છાસ, દહીં, લીંબુ, આંબલી અને કોકમ વગેરે ખટાશવાળી ચીજો તથા ખાંડ વગેરે નુકશાનકારક વસ્તુઓ ખાય છે. એવા ખોરાકથી અટકાવ બંધ થઈ જાય છે. તેથી તાવ ચડી આવે છે. માથું અને વાંસો દુઃખે છે. વખતે ખેંચતાણ અને આંચકી થઇ આવે છે, ઉધરસ થાય છે. વગેરે દરદો થાય છે. કદી ભૂલચુકથી એ પ્રમાણે થયું હોય, તો તરત તેનો ઉપાય કરવો અને ફરી એ પ્રમાણે ન થાય તેની સંભાળ રાખવી. સ્ત્રીએ તો એ વખતે ફક્ત રોટલી, દાળ, ભાત, પૂરી, શાક, દૂધ વગેરે સાદો અને હલકો ખોરાક લેવો. અજીર્ણ થાય એવો અને એટલો ખોરાક ખાવો નહિ. કમકૌવતી ન જણાય માટે પૌષ્ટિક ખોરાક લેવો, પૂરતાં ગરમ કપડાં પહેરવાં, પણ તંગ પોષાક પહેરવો નહિ. શીઆળાની સખ્ત થંડીમાં કપડાં ધોવાની આળસે પૂરતાં કપડાં રાખતાં નથી એ ઘણું ખોટું છે. કેટલીક વખતે સાવ છો ઉપર અને ગંદકીવાળી જગ્યોમાં બેસી રહે છે. છો ઉપર બેસવાથી, શરીરપર ઠંડો પ-

વન લેવાથી, ઉઘાડે પગે શરદ ભોંયપર ચાલવાથી, ભીની ભૂમિ ઉપર બેસવાથી, ભીનાં કપડાં પહેરવા, વગેરેથી શરીરમાં શરદી લાગી ઋતુ અટકી જાય છે અને ગર્ભાશયમાં સોજો થવાનો સંભવ થાય છે. શરદી થવાથી ઋતુનું લોહી ગર્ભમાં જામી જાય છે, પેડુમાં પીડા ઉપડે છે, એવી રીતે ગર્ભાશય બગડવાથી ગર્ભ રહેવામાં અડચણ આવે છે. માટે એવી બાબતથી અળગા રહેવું. તેમજ ઘણો વખત ઉભું રહેવાથી, ન પચે એવો ખોરાક લેવાથી. થાક લાગે એવી મહેનત કરવાથી, ઘણી ધાસ્તી, ફિકર અને ગુસ્સો રાખવાથી અને જોરાવર જુલાબ લીધાથી ઋતુમાં હરકત થાય છે. માટે જ્યાં ઠંડા પવનના ઝપાટા લાગતા હોય, ત્યાં અથવા બારી પાસે બેસવું કે સૂવું નહિ. તેમજ ભેજવાળી જગ્યાએ પણ બેસવું કે સૂવું નહિ. આ સિવાય સ્નાન, શૌચ, ગાન, રૂદન, હસવું, તેલ ચોળવું, દિવસની નિંદ્રા, જુગટું, આંખમાં કંઇ પણ અંજન, લેપન, ગાડી વગેરે વાહનપર બેસવું, ઘણું બોલવું કે ઘણું સાંભળવું, પતિ સંગ, દેવપૂજન કે દર્શન, જમીન ખોતરવી, બેન કે ગમે તે રજસ્વળા સ્ત્રી હોય તેનો સ્પર્શ. દાંત ઘસવા, પૃથ્વીપર લીંટા કાઢવા, પૃથ્વીપર સૂવું, ખોબાથી કે લોઢાના કે ત્રાંબાના પાત્રથી પાણી પીવું, બહાર ગામ જવું, ચંદન ચોપડવું, પુષ્પની માળા, તાંબુલ, પાટલાપર બેસવું એ સઘળાનો ત્યાગ કરવો. અને સુવાવડીનો સ્પર્શ, વટલેલ, ઢેઢ, ચંડાળ, કુકડાં, કૂતરાં, સૂવર, કાગડા, અને શબ એ સઘળાનો સ્પર્શ કરવો નહિ. આ પ્રમાણે નહિ વર્ત્તવાથી ઘણું નુકશાન થાય છે.

**અટકાવ વખતે યોગ્ય માવજત નહિ રાખ્યાથી ગર્ભાશયમાં દરદ થાય છે.** તેથી ગર્ભ રહેવાનો સંભવ રહેતો નથી. કદી રહે છે તો કસુવાવડ થવાની ધાસ્તી રહે છે. કેટલીક સ્ત્રીઓ ફીકી અને મુડદાલ જેવી જોવામાં આવે છે. તેને ઘણું કરીને ઋતુદોષ હોય છે. એવી સ્ત્રી કંઇ વધારે પડતું કામ કરે છે અગર દાદર ચડે છે તો હાંફી જાયછે અને વખતે તમસ (આંખે અંધારાં) આવે છે. માટે ઋતુ પ્રાપ્ત થાય છે, ત્યારે ઘણી સંભાળ રાખવી. ઋતુ વખતે હિંદુ, પારસી, સમજુ મુસલમાન કે ઇંગ્રેજ વગેરેમાં સ્ત્રીઓને જુદી રાખવાની રીત ઘણી ડહાપણ ભરેલી છે; કેમકે કામકાજથી—સબંધ થવાથી ઘણી ખરાબી થાય છે. તેનો અટકાવ માણસ જાતના લોભી અને નબળા મનને લીધે એ રીવાજ સિવાય બીજી રીતે થઇ શકવો મુશ્કેલ છે. માટે રજસ્વળાવાળી સ્ત્રીઓને સારી સ્વચ્છ અને સારા અજવાળાવાળી સૂકી સફાઇ ભરેલી જગ્યો હોય, ત્યાં અલગ રહેવાનું રાખવું. ગંધાતી જગ્યોમાં રહેવું નહિ, ગંધાતાં કપડાં પહેરવાં નહિ, હાથ, પગ સૂકા ને ગરમ રાખવા, હવાએલી ભીનાશવાળી જમીનપર ચાલવું નહિ, ખોરાક ચોખ્ખો અને તાજો લેવો, મન નિર્મળ રાખવું, અટકાવના ત્રણ દિવસે તેણે પુરૂષનું મુખ જોવું નહિ, સુતક કે એવા કોઇ ઘણા જરૂરના પ્રસંગે સ્નાન કરવું

પડે, તો જળમાં બેસી સ્નાન કરવું નહિ, પણ એક જુદા પાત્રમાં ગરમ જળ ભરી સ્નાન કરવું અને ટાઢો પવન ન લાગે માટે તરત કોરાં વસ્ત્ર પહેરી લેવાં. આ સિવાય તેણે સ્નાન કરવું નહિ.

**રજોદર્શન વખતે યોગ્ય વર્ત્તણુક ન રાખવાથી બાળકપર થતી અસર**—રજસ્વળા સ્ત્રીએ દિવસે સુવાથી તેને જે ગર્ભ રહે છે, તે અતિ નિંદ્રાવાળો થાય છે. આંજણુ આંજવાથી આંધળો, રોવાથી નેત્ર વિકારવાળો અને દુઃખી સ્વભાવનો, તેલ મર્દન કરવાથી કોઢીઓ, હસવાથી જન્મેલા બાળકના હોઠ, દાંત, જીભ, તાળવું એ કાળાં થાય છે. ઘણું બોલવાથી બાળક પ્રલાપી, બહુ સાંભળવાથી બહેરૂં, જમીન ખોતરવાથી આળસુ, પવનના અતિ સેવનથી ઘેલું, ઘણી મહેનતથી એકાદ અંગની ખામીવાળું થાય છે. નખ ઉતારવાથી ખરાબ નખવાળું, પાંદડાંવડે જળ પીવાથી ઉન્મત્ત, અને નાનાં પાત્રવડે જળ પીવાથી ઠીંગણું થાય છે.

**રજસ્વળા સ્ત્રી ક્યારે શુદ્ધ થાય**—રજસ્વળા સ્ત્રીએ ત્રણ દિવસ કોઇ પુરૂષને મૂખ બતાવવું નહિ એવું કહેલું છે, પણ ચોથે દિવસે દાંત ઘસી સૂર્યોદય થવાને ૨-૨॥ કલાક થાય ત્યારે સ્નાન કરવું. એ દિવસે પતિ સેવામાં અને પાંચમે દિવસે ઇશ્વર સેવામાં યોગ્ય ગણાય છે. **ચોથે દિવસે સ્નાન કરી પ્રથમ પતિનું મૂખ જોવું;** કેમકે વૈધકમાં જણાવેલું છે કે—"રજસ્વળા સ્ત્રી સ્નાન કર્યા પછી જેવા પુરૂષનું મૂખ જુએ છે, તેવી પ્રકૃતિ અને આકૃતિવાળું બાળક થાય છે." તેથી સ્ત્રીએ પોતાના પતિનુંજ પ્રથમ મૂખદર્શન કરવું. કદી તે બહારગામ હોય, તો સ્નાન કરી પ્રથમ સૂર્યદર્શન કરવું. આમાં જે જે નિયમો જણાવ્યા છે. તે સ્ત્રીઓએ લક્ષ રાખી યાદ કરવાને તે પ્રમાણે વર્તવું; એ સર્વ રીતે ઉત્તમ ફળદાયક છે.



# ગર્ભીણીએ કેમ વર્ત્તવું?

**સ્ત્રીને જે દિવસે ગર્ભ રહેછે, તે દિવસે શરીરમાં થતાં ચિન્હો**—ગર્ભ રહેવાથી જાણે ઘણો શ્રમ કરવાથી શરીર થાકી ગયું હોય એવું લાગે છે. શરીરમાં ગ્લાનિ થાય છે, પાણીની તરસ લાગે છે, પગની પીંડીમાં દુઃખાવો થાય છે, પ્રસવસ્થાન ફરકે છે, રૂવાડાં ઉભાં થાય છે, સુગંધી ચીજમાં દુર્ગંધી લાગે છે અને આંખની પાંપણો બઝાઇ જાય છે, એ પ્રમાણે ચિન્હો થાય છે. ગર્ભાધાન થયાને એક માસ થવા આવે છે, ત્યારે શરીરમાં કેટલાક ફેરફાર થાય છે. પ્રથમ અટકાવ બંધ થઇ જાય છે-પણ નવિન ગર્ભ ધારણ કરવાવાળી સ્ત્રીએ તે એકજ ચિન્હપરથી ગર્ભ રહ્યાની ખાત્રી રાખવી નહિ. જે સ્ત્રીને એકાદવાર

પ્રજા થઇ ગઇ હોય અને પછી નિયમીત થયેલો અટકાવ બંધ થાય, ત્યારે તે સ્ત્રી સમજે છે કે ગર્ભ રહ્યો. પછી મોળ અને ઉલટી-થોડા રોજ અગાઉ સવારમાં થવા લાગે છે. અટકાવ બંધ થયાની ખબર તો એક માસે પડે, પણ મોળ અને ઉલટી તો કેટલીક સ્ત્રીને વહેલાં અને કેટલીક સ્ત્રીને માસ દોઢ માસ ચડયા પછી થાય છે. એ એક બે માસ ચાલુ રહી એની મેળે બંધ પડે છે, વખતે કોઇને પાંચ સાત માસ સુધી ચાલે છે. આ ઉલટી ગર્ભીણી સ્ત્રીને બીજી ઉલટીની પેઠે હેરાન કરતી નથી. માટે આમાં કંઇ દવા કરવાની જરૂર નથી. વખતે બહુજ હેરાન કરે, તો સહેજસાજ સહેલો ઉપાય કરવો. જે ગર્ભીણી સ્ત્રીને મોળ અને ઉલટી થાય છે, તેને સુવાવડ વખતે સંકટ ઓછું પડે છે. મોંઢામાં થુંક ગર્ભ રહ્યાની શરૂઆતમાંજ આવવા માંડે છે. એ થોડા ઘણા રોજ રહી એની મેળે બંધ પડી જાય છે. ધીરેધીરે સ્તન મૂખની આસપાસનો સઘળો ભાગ પ્રથમ ફીકો અને પછી શ્યામ થઇ જાય છે. સ્તનપર પરસેવો વળે છે. પ્રથમ સ્તન દાબ્યાથી પાણી જેવું અને થોડા વખત પછી દૂધ નીકળે છે. **ભાવા અભાવા** ત્રીજે અગર ચોથે માસે થાય છે. કોઇ વખતે એકાદ માસ વહેલા મોડા પણ થાય છે. મગજ અને ગર્ભાશયને જ્ઞાનતંતુ વડે ઘણો નિકટ સંબંધ છે. તેથી ગર્ભાશયની અસર મગજપર થાય છે, તેણે કરી ગર્ભીણી સ્ત્રીને જુદી જુદી વસ્તુઓ ખાવાનું મન થાય છે. જે ખાવાનું મન કોઇ પણ દિવસે ન કરે, તે ખાવાનું મન થાય છે. જે ચીજમાં કંઇ ખુશબો ન હોય, તેમાં તેને ખુશબો લાગે છે. બોર, આંબલી, રાખ, ધૂળ, કાંકરા, કોયલા અને માટી વગેરેમાં તેને ખુશબો લાગે છે, અને તે ખાવાને તેનું મન લલચાય છે. કોઇ સ્ત્રીને સારાં સારાં લૂગડાં પહેરવાનું મન થાય છે, કોઇને સારી સારી વાતો કરવાનું તથા સાંભળવાનું મન થાય છે, અને કોઇને સારૂં સારૂં જોવાનું મન થાય છે. **પેટમાં બાળકનું ફરવું**—ચોથે, પાંચમે માસે થાય છે, કેમકે ગર્ભ મોટો થવાથી તેની ગતી જણાય છે, નાનો હોય છે ત્યાંસુધી ગતિ જણાતી નથી. આ ઉપરનાં બધાં ચિન્હો સ્ત્રીને પૂછવાથી કે તપાસવાથી જણાય છે, પણ **પેટનું વધવું**—એ તો પ્રત્યક્ષ જણાઇ આવે છે. પ્રથમ બે ત્રણ માસ પેટનો વધારો જણાતો નથી, પણ ત્રણ માસ પછી વધવા લાગે છે. જેમ જેમ બાળક મોટું થતું જાય છે, તેમ તેમ પેટ વધતું જાય છે. એકલા પેટના વધારા ઉપરથી ગર્ભની ખાતરી કરવી નહિ, પણ સાથે ઉપર કહેલાં ચિન્હો હોવાં જોઇએ. કેમકે વખતે બળોલ અને જલંદરથી પણ પેટ વધે છે. ગર્ભીણી સ્ત્રીને દિવસો પૂરા થવા આવે છે, ત્યારે **થતાં ચિન્હો**—બહુ મૂત્રતા—પેશાબ વારંવાર કરવા જવું પડે છે. તેમાં દુઃખાવો થતો નથી, કોઇને શરૂઆતમાં પણ બહુ મૂત્રતા થાય છે, એ વખતે તેમને જરા પીડા થાય છે. વારંવાર પેશાબ કરવાનું કારણ એ કે ગર્ભાશય અને મૂત્રાશય એ બે પાસે પાસે

છે. તેથી ગર્ભાશયનો વધારો થવાથી મૂત્રાશય ઉપર દબાણ થાય છે. તેથી વારંવાર પેશાબ કરવો પડે છે. તે એની મેળે બંધ પડી જાય છે. આ સિવાય ગર્ભીણીનો ચહેરો પ્રફુલિત થાય છે અને કેટલીક દુબળી પણ થાય છે વગેરે ચિન્હો થાય છે.

**દરેક માસે ગર્ભની સ્થિતિ અને રાખવાની સંભાળ**—૧ પહેલે માસે સ્રી પુરૂષના સર્વ અંગોનું મળવું થાય છે. માટે તે માસમાં મધુર, શીતવિર્ય અને નરમ આહારનો વધારે ઉપયોગ કરવો—૨ બીજે માસે—શીત, બાફ અને પવનથી મળેલા પંચમહાભૂતોનો મેળાપ ઘાટો થાયછે. માટે આ માસમાં પણ ઉપર પ્રમાણે આહાર કરવો.—૩ ત્રીજે માસે—બે હાથ, બે પગ, અને એક માથું એ રીતે પાંચ અવયવોનો પીંડ જેવો આકાર થાય છે. એ વખતે બીજાં અવયવો સૂક્ષ્મ હોય છે. આ વખતે પણ ઉપર પ્રમાણેના ખોરાક સિવાય સાઠી ચોખા દૂધમાં આપતા રહેવું.—૪ ચોથે માસે—ગર્ભીણીનું શરીર ભારે પડી જાય છે, ગર્ભ સ્થિર થાય છે અને તેનાં સર્વ અંગો ખુલ્લાં દેખાય છે. તથા હૃદય ઉત્પન્ન થાય છે, ગર્ભ ફરકવા માંડે છે, સર્વ ઈંદ્રિયો ઉત્પન્ન થાયછે. એ પાંચે ઇંદ્રિયોમાં જાણવાની શક્તિ પેદા થઈ તેના વિષયોની ઇચ્છા થાય છે. જ્યારે ગર્ભને હૃદય ઉત્પન્ન થાય છે, ત્યારે અરૂચી, શરીરનું ભારેપણું, અન્નની ઇચ્છા ન થાય, સારા નરસા પદાર્થોની ઇચ્છા થાય. સ્તનમાં ધાવણની ઉત્પત્તિ, નેત્રનું શિથિળપણું, હોઠ અને સ્તન મૂખ કાળાં થાય છે, પગપર સોજો, મોંમાં પાણી આવે એવાં ચિન્હો થાય છે. ગર્ભનું હૃદય માતાના હૃદય સાથે સંબંધ રાખે છે. તેથી માતાના હૃદયમાં રહેલા રસને વહન કરનારી નાડીથી ગર્ભનું પોષણ થાય છે. આ વખતે ગર્ભીણીને મન ભાવતા પદાર્થોની ઇચ્છા થાય છે. માટે તેને ઇચ્છીત વસ્તુ પૂરી પાડવાથી બાળક વિર્યવાન, અને મોટી આયુષ્યવાળું થાય છે. તેમજ જે પદાર્થોની ઇચ્છા થાય, તે પદાર્થના ગુણવાળું બાળક થાય છે. જો મનભાવતા પદાર્થો આપવામાં ન આવે તો બાળક અનેક ખામીવાળું પેદા થાય છે, નરસી, ભયંકર વસ્તુ જોવાથી ખરાબ લક્ષણું થાય છે. માટે જેમ સારી સારી વસ્તુઓની ઇચ્છા થાય અને જેમ સારી સારી વસ્તુઓ જોવામાં આવે તેમ કરવું. વિકારવાળા પદાર્થો ગર્ભને નાશ કરે છે તેનો ત્યાગ કરવો.—૫ પાંચમે માસે—ગર્ભાશયમાં બાળકને સંકલ્પ વિકલ્પ કરવાની શક્તિ આવે છે. માંસ અને રૂધિરનો તેનામાં વધારો થાય છે. તેથી ગર્ભીણીનું શરીર ઘણું દુબળું પડી જાય છે. આ વખતે સ્રીને ઘી, દૂધ સાથે અનાજ આપતા રહેવું.—૬ છઠે માસે—બાળકને નિશ્ચય કરવાની બુદ્ધિ ઉત્પન્ન થાયછે. તથા તેના શરીરમાં બળ અને વર્ણનો વધારો થાય છે. તેથી ગર્ભીણીના શરીરનું બળ તથા વર્ણ ઓછું થાય છે. આ વખતે તેને કાંજી સાથે ઘી, દૂધનો ખોરાક આપતા રહેવું.—૭ સાતમે માસે—બાળકના અંગો ખુલા જણાય છે, તેનું શરીર પુષ્ટ થતું જાય છે. તેથી ગર્ભીણી દુબળી થતી જાય છે, આ વખતે પણ ઉપર પ્રમાણે

ખોરાક લેવાનો છે.—૮ આઠમે માસે—ઓજ ધાતુ સ્થિર થાય છે. ગર્ભ સાથે સંબંધ રાખનારી નાડીથી માતાના ગર્ભનું અને ગર્ભ માતાનું ઓજ વારંવાર ગ્રહણ કરે છે. તેથી ગર્ભિણી કોઇ વખતે હર્ષવાળી અને કોઇ વખતે ખેદવાળી થાય છે. ઓજની સ્થિરતાના અભાવને લીધે ગર્ભ આ માસમાં ઘણો પીડાય છે. માટે આ વખતે ગર્ભિણીએ ભાત સાથે ઘી દૂધ મેળવી ખાવા ચૂકવું નહિ.—૯—૧૦ નવમે દશમે માસે—ગર્ભાશયમાં રહેલું બાળક ઉદરમાંજ ઓજ સહિત સ્થિર થઇને રહે છે. તેથી પુષ્ટિ સારૂ ઘી, દૂધ વગેરે ઉત્તમ પદાર્થો ખાવા જરૂરના છે. આથી ગર્ભની ઉત્તમ વૃદ્ધિ થાય છે. **ત્યાગ કરવા લાયક વિપરીત પદાર્થો**—આપવાથી ગર્ભ ઉદરમાંજ નાશ પામે છે અગર ઘણે દિવસે જન્મે છે. એથી વખતે સ્ત્રીના જીવની પણ હાની થાય છે. માટે નુકશાન કરતા પદાર્થો ખાવા દેવા નહિ. ગર્ભિણી ઘણું કરીને ૯—૧૦ નવમે દશમે માસે જણે છે. આ સિવાય ગર્ભિણીએ બીજી કેટલીક અગાઉથી સંભાળ રાખવાની છે તે નીચે પ્રમાણે.

**ગર્ભિણીસ્ત્રીની માવજત**—ગર્ભિણી સ્ત્રીને દરદ પેદા કરનારાં કારણો જેટલાં ખાલી અવસ્થામાં અસર કરેછે, તેના કરતાં ગર્ભ રહ્યા પછી દશગણી વધારે જલદી અસર કરેછે. માટે ગર્ભિણી સ્ત્રીએ તનદુરસ્તી જાળવવાને ખૂબ ધ્યાનમાં રાખવું. ગર્ભિણીને ચોખ્ખી ખુલ્લી હવાની જરૂરછે. માટે તેને ચોખ્ખી હવા મળે તેમ કરવું. ગીચ વસતીવાળી જગ્યામાંથી તેને સારી હવાવાળી જગ્યાએ રાખવી. દરરોજ ખુલ્લી હવામાં હરવા ફરવાની ટેવ રાખવી. જેથી અંગ કસાય, શરીર હલકું રહે અને સહેલાઇથી બાળક પેદા થાય. સિવાય ઘરમાં કામકાજ કરવું, આખો દિવસ આળસાઇમાં કાઢવો નહિ, આળસાઇમાં પડી રહેવાથી પ્રસવ થતી વખતે ઘણી પીડા થાય છે, પણ કૌવત કરતાં વધારે મહેનત લઇ થાક લાગે એવું કામ કરવું નહિ. તેમજ ઘણીવાર વાંકુ વળીને કામકાજ કરવું નહિ. વાંકું વળીને ભારે ચીજ ઉચકવી નહિ, પેટ ઉપર દબાણ થાય એવું કાંઇ કરવું નહિ અથવા ભાર મેલવો નહિ. ઘરમાં ગોંધાઇ રહેવાથી, પુરતી કસરત નહિ કરવાથી અને ખુલ્લી હવા નહિ લેવાથી ગર્ભિણી સ્ત્રીને અનેક પ્રકારનાં દરદો થવાનો સંભવ છે અને તેથી વખતે રોગી કે સુકેલું બાળક અવતરે છે. ગર્ભિણી સ્ત્રીએ ખાવા પીવાની ઘણી સંભાળ રાખવી. ભારે પડતો અને અજીર્ણ થાય એવો ખોરાક કોઈ દિવસ લેવો નહિ. મિષ્ટાન તાણીને ખાવાં નહિ, સ્ત્રી ભર્યે પેટે છે માટે તેણે વધારે ખાવું જોઇએ, આ વિચાર ભૂલ ભરેલો છે. ગર્ભ રહ્યાની શરૂઆતમાં વખતે સ્ત્રીને તાવ આવે છે અને ઉલટી થાય છે તે વધારે ખાવાથીજ. ગર્ભિણી સ્ત્રી જો આ વખતે શરીરની ઘણી સંભાળ રાખે તો તેને સુવાવડ વસમી લાગતી નથી. જો અજીર્ણ અને ઝાડા થાય તો ગર્ભને નુકાસાન થવાનો સંભવ છે, એટલુંજ નહિ પણ વખતે કસુવાવડ થવાનો ભય રહે છે. ટાઢો ખોરાક ખાવો નહિ, જો ખાવામાં આવે તો

પેટમાં વાયુ થઇ પીડ ઉપડે છે. તેલવાળાં અને મરચાંથી વધારેલાં શાક ખાવાં નહિ. તેથી પિત્તરસ થાય છે. હાલી આ કરતાં ગર્ભીણી ઓને ગાંદી પડતાં વાર લાગતી નથી. માટે પચી શકે એવો અને એટલો ખોરાક લેવો. પૈષ્ટિક ખોરાકની ઘણી જરૂર છે, પણ તેથી પેટ તણાય અને ન પચે એટલો વધારે પડતો ન લેવો. અપવાસ કરવાથી સ્ત્રી અને બાળક બન્નેને વસમું લાગે છે. ગર્ભને પોષણ નહિ મળવાથી ફરતો બંધ પડી સુસ્ત થઈ જાય છે. જોઇએ એટલું ખાધેલું હોય છે તે વખતે ગર્ભ જેટલો ફરકે છે તેટલો અપવાસ કરેલે દિવસે ફરકતો નથી. કેમકે તે પોષણને માટે વલખાં મારે છે. થોડીવાર વલખાં મારી સ્થિર થઇ પડે છે. માટે ગર્ભીણીએ અપવાસ કરવા નહિ. ખોરાકમાં અનિયમિતપણું કરવું નહિ. ભાવા અભાવામાં મનને દાબમાં રાખવું. જે ચીજ નુકશાન કરતા ન હોય તેજ ખાવી. પોતાની મરજીમાં આવે તે ખાવું નુકશાન કરતા છે, હલકો ખોરાક લેવો. જે ઓનું શરીર જોરાવર અને લોહીઆળ હોય તેણે તો બનતાં સુધી કાંજી, દૂધ, ઘી અને વનસ્પતિના હલકા ખોરાક ઉપર રહેવું—ગરમ ખોરાક બંધ કરવો, ખટાશ, કાચો મેવો, અતિખારૂં, અતિતીખું, લૂખું ટાઢું, અતિ કરડવું, બગડેલું, વાસ મારતું, વાયડા પદાર્થો, બફાઇ ગયેલું, સડેલું, સોપારી, ચાક, મટોડી, ધૂળ, રાખ, કોયલો વગેરે વિકાર કરતા છે. માટે એનું મન થાય તોપણ એ ખાવું નહિ. ગર્ભીણીએ સખ્ત જુલાબ લેવો નહિ. કંઇ દરદ થાય તો કાવો અને તરેહવાર વસાણાં ખાવાં નહિ, પણ હુશિઆર વૈદ કે ડાકટરની સલાહ લઇ દરદ મટે એમ કરવું, પણ વધવા દેવું નહિ.

શરદી અને ભીનાશથી શરીરને બચાવવું, ઉજાગરો કરવો નહિ. વહેલાં સુવું અને વહેલાં ઉઠવું—ફિકર, દીલગીરી. વગેરે મનને ઉશ્કેરનારાં કારણોને દૂર રાખવાં. બિહામણા દેખાવો જોવા નહિ. ભયંકર અકસ્માતો આગળ ઉભું રહેવું નહિ, ગર્ભીણીના પ્રસવ વખતે પાસે જવું નહિ, પ્રકૃતિ શાંત રાખવી. નાપસંદ વાતો કરવી નહિ, સારી સારી વાતોથી મનરંજન કરવું. ધર્મ, નીતિની વાતો સાંભળી મનને મજબૂત કરવું, ના હીંમત મનને હીંમત આપવી. જે વાતો સાંભળવાથી કંટાળો કે ભય ઉત્પન્ન થાય તેવી વાતો સાંભળવી નહિ. નિયમસર રહેવું અલંકાર ધારણ કરવા. સાવધપણે પતિના પ્રિયમાં પ્રેમ રાખવો, પોતાના ધર્મમાં પ્રીતિ રાખવી, પવિત્રતાઇથી રહેવું, મધુર વચને ધીમેથી બોલવું, ઇશ્વર ભક્તિમાં ચિત્ત રાખવું, મનની લાગણી ધર્મ નીતિ તરફ વાળવા સારાં સારાં પુસ્તકો વાંચવાં, પુષ્પની માળા પહેરવી, સુગંધી ચંદનનું લેપન કરવું, સ્વચ્છ ઘરમાં રહેવું, પરોપકાર અને દાન કરવાં, સાસુ, સસરા, ગુરૂજન વગેરે વડિલોની મર્યાદા સાચવી સેવા કરવી. કપાળમાં કંકુનો ચાંલ્લો, આંખમાં કાજળ વગેરે સૌભાગ્ય દર્શક ચિન્હો ધારણ કરી રાખવાં—કોમળ અને સ્વચ્છ વસ્ત્રથી આચ્છાદિત પથારીપર સુવું

તથા બેસવું. સારી ગુણવાળી વસ્તુઓપર ભાવ રાખવો. ધાર્મિક, નીતિવાન, પરાક્રમી, બળિષ્ટ, વગેરે ઉત્તમ ગુણવાન સ્ત્રી પુરૂષોનાં ચરિત્રાનું મનન કરવું અને એનોજ ઉત્તમ ગુણસંપન્ન અને સ્વરૂપવાન પોતાના ગર્ભ થાય એવી મનમાં ભાવના રાખવી. અવતારી અને ઉત્તમ ચરિત્રવાન પ્રસિદ્ધ સ્ત્રી પુરૂષો, મનોહર પશુ પક્ષીઓ અને ઉત્તમ વૃક્ષોનાં સુંદર, સુશોભિત ચિત્રા વિગેરેથી પોતાના સુવા બેસવાના ઓરડાને શણુગારી મન ખુશ રહે તેવો સુશોભિત રાખવો. સુંદર અને મનરંજન ગીતો ગાઈ તથા સાંભળી મન સદા આનંદ રાખવું. મનમાં ઉદ્વેગ, ઘણો હર્ષ, અને શોક અનાયાસ ઉત્પન્ન થાય એવું જોવું, સાંભળવું કે કરવું નહિ. પસ્તાવો કરવો નહિ કે પસ્તાવો થાય એવું આચરણ બનતાં સુધી આચરવું નહિ. મલીન રહેવું નહિ, વિવાદનો ત્યાગ કરવો, દુર્ગંધીથી દૂર રહેવું. લૂલા, લંગડા, કાણા, કુબડા, બહેરા મુંગા વગેરે ખામીવાળા તથા રોગિષ્ટનો સ્પર્શ કરવો નહિ; તેમને નિહાળીને જોવા નહિ. ઘરમાં એકલાં રહેવું, સ્મશાનનો આશ્રય, ક્રોધ, ઉંચે ચડવું, ગાડી, ઘોડા વગેરે વાહનપર બેસવું. ઉંચે સ્વરે બોલવું, કેફ કરવો, ઉતાવળે ચાલવું, દોડવું, કૂદવુ, ઉભડક પગે બેસવું, ખારણીઆ કે સાંબેલાપર બેસવું, દિવસે ઉંઘવું, મૈથુન, જળમાં ડુબકી મારવી, શૂન્ય ઘરમાં કે ઝાડ તળે બેસવું, કલેશ કરવો. અંગ મરોડવું, લોહી કાઢવું, નખવડે પૃથ્વી ખોતરવી કે લીંટા તાણવાં, અમંગળ અને અપશબ્દો બોલવા, ઘણું હસવું, છુટા કેશે રહેવું, વૈર, વિરોધ, દ્વેષ, છળકપટ, ચોરી, જુગારી, મિથ્યાવાદ, હિંસા. અને કુસંપ એ સઘળાનો ત્યાગ કરવો; કેમકે એ સઘળા ગર્ભિણી સ્ત્રીને અને ગર્ભને હાનીકારક છે. ગર્ભ સારો નરસો થવો એ ગર્ભિણી સ્ત્રીની વર્ત્તણુકપર આધાર રાખે છે, તે વિષે વિશેષ હકીકત છોકરાં, રૂપાળાં, બુદ્ધિમાન, ગુણવાન અને અંગોનાં સુશોભિત શી રીતે થઇ શકે, તે વિષયમાં વિસ્તારથી જણાવવામાં આવેલું છે. માટે ગર્ભિણી સ્ત્રીએ બરાબર નિયમ પાળીને વર્ત્તવું એ સર્વ પ્રકારે શ્રેયકારક છે.

# કેળવાએલી સ્ત્રીથી ફાયદા.

' કહે નેપોલિયન દેશને, કરવા આબાદાન;
સરસ રીત તો એજ છે, દો માતાને જ્ઞાન. '

આ સંસારમાં સ્ત્રી એ જેમ ઘરનો શણગાર છે, તેમ સારી કેળવાએલી સ્ત્રી એ આખા દેશનો પણ શણગાર ગણાય છે. બાળકોની કેળવણી સ્ત્રીના હાથમાં છે, બાળકો જન્મે છે, ત્યારથી તે મોટું સમજણું થાય છે, ત્યાં સુધી ઘણો વખત માતા પાસેજ રહે છે, જેવી માતાની બુદ્ધિ, આચાર, આચારણ, જ્ઞાન, વિચાર અને નીતિ હોય છે, તેવાંજ બાળકમાં આવે છે. જો માતાનું હૃદય, બુદ્ધિ

વગેરે કેળવાએલાં હશે, તો છોકરાં પણુ તેવાંજ સારાં નીવડે છે. એટલુંજ નહિ પણુ વ્યવહારમાંથી કંટાળી ગયેલા પતિને પોતાના સૌંદર્ય અને મધુર વચન વગેરેથી પ્રસન્ન કરે છે, સહાયરૂપે બળમાં વધારો કરે છે, પરમ મિત્રરૂપે સુખ દુઃખની વાતો કરવાની લહેજ્જત વધારે આપ્યા કરે છે. ગૃહરાજ્ય ઉત્કૃષ્ટ રીતે ચલાવે છે, તેથી પતિને એ તરફની કશી ફિકર રહેતી નથી અને પોતાના ધંધામાં મચ્યો રહે છે. વિદ્વાન સ્ત્રી ઘેર ઘેર પ્રેમ અને સંપનો તથા દેશને માટે ભક્તિ અને શૌર્યનો વધારો કરે છે. એ રીતે કેળવાએલી સુજ્ઞ સ્ત્રી દેશ અને જનમંડળને ઘણી અસર કરે છે. એના અનેક દાખલા આ પૃથ્વીપર મળી આવે છે. સ્ત્રીને ભણેલી જોઈ મૂર્ખ પુરૂષને પણુ ભણુવાનું મન થાય છે. બાળકો ભણેલી માતા પાસેથી સારૂં રક્ષણુ, શિક્ષણુ પામી ઉત્તમ નીકળે છે. અને મોટપણે સારા ઉદ્યોગે વળગે છે. એવા ઘણા ઉદ્યોગી થવાથી દેશની ઉન્નતિ થાય છે, દુનિઆમાં દેશની સારી સ્થિતિનું માપ તે દેશની સ્ત્રીઓની સ્થિતિપરથી થઇ શકે છે. સંસારી હાલતનો મૂળ આધાર સ્ત્રીની હાલત ઉપર રહેલો છે. ખરેખર સારી સ્ત્રીઓની ઘરમાં સત્તા એજ સુધારાનું પૂરતું માપ છે. માટે જ્યાં સુધી સ્ત્રી જાતિ કેળવણી લઇ સુધરશે નહિ, ત્યાં સુધી પુરૂષનો સુધારો કે જ્ઞાન કશા ઉપયોગનાં નથી. જ્યારે બંને સુધરી પરસ્પરની ફરજ બજાવશે, ત્યારેજ પ્રીતિનો રંગ જામશે અને ત્યારેજ સર્વ પ્રકારે સુખ સંપત્તિ સાંપડશે; પરંતુ જ્યાં એક ભણેલ અને બીજું અભણુ ત્યાં પરસ્પરનું મન કેટલીક રીતે મળતું નથી. જ્યાં સુધી પરસ્પરના ગુણોમાં મળતાપણું નથી, ત્યાં સુધી તો દુઃખ દુઃખને દુઃખજ સમજવું. કવિએ કહ્યું છે કે;—

અભણુ નારીને નર ચતુર, ચતુર અભણુને નાર;
મન બેનાં મળતાં નથી, સુખ નવ લહે લગાર.

ખરેખરાં મન ક્યાંથી મળે ? ભણેલ પુરૂષને અભણુ સ્ત્રી સાથે, રસીક ચતુર પુરૂષને શઠબોથડ સાથે, ઉદ્યોગીને આળસુ સાથે, સુઘડને ફુવડ સાથે, સદાચારીને દુરાચારી સાથે, વિવેકીને અવિવેકી સાથે, નમ્રને ઉદ્ધત સાથે, અને આસક્તને વિરક્ત સાથે કદી બનેજ નહિ, જ્યાં બને નહીં ત્યાં પ્રીતિની આશા ક્યાંથી હોય ? પ્રીતિ નહોય, ત્યાં સુખ કયાંથી મળે ? આવી રીતે જ્યાં જુદી પ્રકૃતિનું જોડું હોય, ત્યાં દુઃખનો પાર રહેતો નથી. **रक्तमेकंविरक्तंच ततोदुःखतरंतु किम् ॥** સ્ત્રી પુરૂષમાંથી એક જણુ આસક્ત અને બીજું વિરક્ત હોય, તેથી વધારે મોટું દુઃખ તે બીજું શું ? કવિએ કહ્યું છે કે;—

સઘળું દુઃખ તો સાંખીએ, કાઢી કર્મનો વાંક;
ભુંડી જેની ભારજા, એ દુઃખ આડો આંક.

જેના ઘરમાં સ્ત્રી અભણુ, મૂર્ખ અને ફુવડ હોય છે, તે પુરૂષનો સંસાર

બગડે છે. બાળબચ્ચાં ખરાબ નીવડે છે, કુટુંબમાંથી સુખ, સંપ, સલાહ અને સંપત્તિ એ સઘળાનો નાશ થાય છે, કેળવાએલી સ્ત્રી પોતાની યોગ્ય ફરજ બજાવે છે. તેને પોતાની ફરજ બજાવવાનું કહેવું પડતું નથી. જેમ નેત્રમાં રજ ઉડી પડવા આવે છે કે પોપચું અને પાંપણ પોતાની મેળે તેનો અટકાવ કરે છે, તેમ તેની પેઠેજ એવી સ્ત્રી પોતાની મેળેજ સમજી કર્યા કરે છે. પરસ્પર સદા સંતોષી રહે છે અને એકબીજાને જોઇ સદા આનંદ પામે છે. કહ્યું છે કે;—

સુજન સુજનને જોઇને, મન સંતોષી થાય;
જોઇ ચકોરી ચંદ્રને, જયમ મનમાં મકલાય.

કેળવાએલી સદ્‌ગુણી સ્ત્રી સાસરે આવતાંજ પતિને કહેશે કે, પ્રાણપતિ ! "આજથી હું તમારા સુખ દુઃખની ભાગ્યેણછું.તમારી મરજીથી ઉલટી નહિ ચાલું, તમે મારા પ્યારા ધણી તથા સાચા મિત્ર છો. હું અંત લગીની સાથી અને વચનની વિશ્વાસુ સેવકછું. મારૂં તન, મન, અને ધન એ સર્વ તમારૂંજ છે. તમે કદરદાન રાજા છો. અને હું તમારા પ્રેમમાં ગળગળી થયેલી સ્ત્રી છું આપણે બંને સુખ અને આબરૂ વધે તથા છોકરાંઓનું કલ્યાણ થાય એમ ચાલીશું. આપણે બંને મળી ઇશ્વર ભક્તિ કરી પરમ સુખની પ્રાપ્તિ અર્થે પ્રયત્ન કરીશું." અહો ! આવાં વચનામૃતો કેળવાએલી સદ્‌ગુણી સ્ત્રીના પવિત્ર અંતઃકરણ વિના બીજા કોના અંતઃકરણમાંથી સ્ફુરે ! ખરે ! કહેવત છે કે;—"દુનિઆનો છેડો પોતાનુ ઘર અને ઘરનો છેડો પોતાની સ્ત્રી." એ કહેવું વાજબી છે, પણ અભણ, અજ્ઞાન, અને મૂર્ખ સ્ત્રી વાળું ઘર તો સિંહ, વાઘ, અને વરૂ વગેરેથી વસાયેલું ભયંકર અરણ્ય જેવુંજ સમજવું. કેળવાયેલી સદ્‌ગુણી સ્ત્રી ઘરને સ્વર્ગ સમાન શોભાયમાન બનાવી દેછે. વગેરે રીતે વિચારતાં સ્ત્રીઓને કેળવણીથી અલંકૃત કરવાની ઘણી અવશ્ય છે. સ્ત્રીઓ કેળવણી લઇ સુધર્યે અનેક પ્રકારનાં સારાં ફળો પ્રાપ્ત થશે. કહ્યું છે કે:—

### દોહરો.

ભલું ભણાવો પુત્રિને, તો શાણી થાનાર;
સદૈવ સુખ પામી કરે, આશિર્વાદ ઉચ્ચાર. ૧
સ્ત્રિયો સુધરશે તોજ ફળ, ઉત્તમ થશે અથાક;
પૃથ્વિ સુધરશે તોજ ત્યાં, પાકે સારો પાક. ૨
નારી તણી શોભા ઘણી, બણી ઠણી રહી તોય;
તેતો સારી નહિ દિસે, ભણી ગણી નહિ હોય. ૩

હાલ કેટલાક લોક કહે છે કે સ્ત્રીઓ ભણવાથી સ્વતંત્ર બની અમર્યાદશીલ થશે. લખતાં વાંચતાં શીખ્યાથી કુકર્મ કરશે. વળી તેમને ક્યાં રળવા કમાવા કે નોકરી કરવા જવું છે કે ભણાવીએ ? આવું બોલવું અણસમજનું છે. કેળવણી તો દુર્ગુણોને કાઢનારી છે. બગડવું એ કાંઇ કેળવણીમાં દોષ નથી, પણ એ તો સ્ત્રી

જાતિના સ્વભાવમાં દોષ છે. જેનો સ્વભાવ જન્મથીજ ખરાબ હોય છે, તેને પાછી ખરાબ સોબત લાગે છે. વળી તેની અધુરી કેળવણીની ખરી અસર તેના મનપર થઇ હોતી નથી; એ વગેરે કારણોથી કોઇ એવી સ્ત્રી ખરાબ નીકળે તેથી શું વિદ્યાને દોષ દેવો ? કદી નહિ. વિદ્યા સદા પવિત્રજ છે. જે ભણેલી નથી, તે શું દુરાચાર કરતી નથી ? દુરાચાર કરવો એને લખવા, વાંચવા સાથે કસો સંબંધ નથી. જે સ્ત્રીને ધર્મ, નીતિનો બોધ નથી તેજ ખરાબ સોબતમાં પડી કુકર્મ કરે છે. જે સ્ત્રી ધર્મ નીતિવાળી કેળવણી લેશે, તે કદી પ્રાણ જતાં સુધી પણ પોતાનું શીયળ ભંગ કરશે નહિ. જે સ્ત્રી લખવા વાંચવાથી દુરાચાર કરે તેને કેળવાએલી કહેવીજ નહિ. તેમજ સ્ત્રીને કેળવણી લેવી એ કાંઇ નોકરીને માટે નથી, પણ તેણે કેળવણીનો ખરો ઉપયોગ ગૃહ વ્યવહાર ચલાવવામાં, બાળ બચ્ચાંને રક્ષણ, શિક્ષણ આપી માનવરત્ન બનાવવામાં, પતિને અનેક રીતે ઉપયોગી થઇ પડવામાં, અને જીંદગીનું ખરૂં સાર્થક કરવા વગેરે કાર્યોમાં કરવાનો છે. સ્ત્રીનું મન પુરૂષ કરતાં કોમળ છે. તેને જો બાળપણથીજ સારી સોબત અને ધર્મ નીતિવાળી કેળવણીની તેના અંતઃકરણમાં ઉંડી છાપ પાડવામાં આવે, તો તેની અસર જીંદગી પર્યંત જતી નથી. સ્ત્રી જો વિદ્યા ભણવાથીજ બગડતી હોત, તો પૃથ્વીમાં ઘણી ભણેલી સ્ત્રીઓએ મોટાં મોટાં પરાક્રમો કર્યાં છે. તે કરતજ કેમ ? પ્રાચીનકાળમાં સ્ત્રીઓને વિદ્યા ભણાવવાપર પ્રથમજ લક્ષ આપવામાં આવતું. નહિ કે આજની પેઠે મૂર્ખ રાખતા. સતી પાર્વતીજી, લક્ષ્મીજી, સાવિત્રીજી, ગાર્ગી, મૈત્રેયી. સરસ્વતી, કપિલા, ચિરધારિણી, જટિલા, કેશીની, લીલાવતી, સુલભા, શકુન્તલા, દમયંતી, દ્રૌપદી, તારામતિ વગેરે ઘણી સ્ત્રીઓ ભણેલી હતી; એટલુંજ નહિ પણ તેણે એ વિદ્યાવડે પોતાની નામના રાખી છે. ગાર્ગી તત્વવેત્તા અને ભડલી ભવિષ્યવેત્તા ગણાઇ ગઇ છે. લીલાવતીએ લીલાવતી નામનો ગણિતનો ગહન ગ્રંથ ગુંથ્યો છે. સરસ્વતીએ અંક સંજ્ઞા અને અક્ષર રચના રચી ભાષાની ઉત્પત્તિ કરી છે. સુલભા રસ શાસ્ત્રમાં શ્રેષ્ઠ ગણાઇ છે. વગેરે સ્ત્રીઓએ પોતાની વિદ્વતાના ચમત્કાર બતાવ્યા છે. એ કોનું અજાણ્યું છે ? જે સ્ત્રી ખરી કેળવણી પામેલી છે. તે તો બીજાની કુમતિને પણ સુધારી સુમતિવાન કરે છે, તો તેની મતિ ભંગ કરવાને દુનિઆમાં કોણ સમર્થ છે ? કોઇ નથી. તુળસીદાસે કહ્યું છે કે;—

તુળસી ઊત્તમ પ્રકૃતિકો, કહા કર સકત કુસંગ;
ચંદન વિષ વ્યાપે નહીં, લિપટે રહત ભુજંગ.
સહજ શીલગુણ સુજનનો, ખળમતિ કરે ન ભંગ;
રત્નદીપ બુઝાય નહીં, પાપી પવન પ્રસંગ.

સીતાને રાવણ જેવા દુષ્ટમતિએ અનેક સંકટો આપ્યાં; પણ તે કદી એક ટળી બીજી થઇ નહિ. સુકન્યાને અશ્વિનીકુમારે પરીક્ષા લેવા

મોટી ઉથલપાથલ આવાજ કારણોથી થઈ હતી. એ કોનું અજાણ્યું છે ? આજે ઇંગ્લાંડ પણ આનું ફળ ચાખતું જાય છે. લાખો બાળકો માતાથી વિખૂટા પડી ટળવળતાં મરણને સ્વાધિન થાય છે. કેટલાક પુરૂષો ઘર સંસારનો જોઇએ તેવો લહાવો લઇ શકતા નથી. આથી અંતે પરિણામ આવે તે ખરૂં. આ વિષે ત્યાંના ઘણા વિદ્વાનો તે ઉપર અંકોશ મૂકવા પોકારી ભલામણ કરે છે. આવો મામલો ત્યાં ચાલે છે, ત્યારે શામાટે આ દેશને પણ એવી સ્થિતિએ લાવી મૂકવો ? સ્ત્રી પુરૂષને લગભગ એકજ ધોરણે કેળવણી આપવી, એ બંનેના તન, મનની રચના જોતાં દેખીતુંજ ઉલટું છે. ઇશ્વરે બંનેની પ્રકૃતિમાં ઘણો ભેદ રાખેલો છે. પુરૂષનું હૃદય કઠણ છે, તેનામાં હિંમત, શૌર્ય, સાહસ, બુદ્ધિનાં ગુણોનો અને વિચાર શક્તિનો અધિક અંશ છે. તથા ન્યાય, બળિષ્ઠ, પરિશ્રમ સહન કરનાર, બહાર હરવા ફરવાને યોગ્ય, અને કમાવાને નિર્મિત છે.—સ્ત્રીની પ્રકૃતિમાં કોમળતાનો અધિક અંશ છે, તેમજ તેના હૃદયના ગુણો આગળ પડતા છે. વળી અસ્થિરતા, અબળપણું મનોભાવની પ્રબળતા, દયા ભાવની અધિષ્ઠાત્રી, પ્રેમ, ઉત્સાહ, મમતા, નમ્રતાનું સ્થાન, નાજુક, જરા દુર્બળ, મૃદુ, લાવણ્યતા, તેમનું સ્થળ ઘર,ઘનતું રક્ષણ કરનારી, અને ઘર સંસારને સુખરૂપ કરનારી છે. આ પ્રમાણે બંનેની પ્રકૃતિમાં ઘણો તફાવત જોવામાં આવે છે. પુરૂષે ટાઢ, તડકો અને વરસાદ વેઠી મહેનત કરવાનું કામ પોતે રાખ્યું છે, અને સ્ત્રીને ઘર સંભાળવાનું, તથા બાળકોને ઉછેરી શિક્ષણ આપવા વગેરેનું કામ સોંપ્યું છે. આ વ્યવસ્થા બરાબર છે. એ વ્યવસ્થામાં ઉપયોગી થઇ પડવા તેમની પ્રકૃતિને અનુસારજ કેળવણી આપવી જોઇએ. છતાં સ્ત્રીઓને પણ પુરૂષના જેવી કઠણ કેળવણી આપી પુરૂષનાં જેવાં કામ કરવાને યોગ્ય કરવી આ ઘણુંજ દુઃખદાયક છે. આ દેશમાં ઇંગ્લાંડના ધોરણે અપાતી કેળવણી કદીપણ ઉપયોગી થઈ પડશે નહિ. હાલ અપાતી કેળવણીના ફાયદાનો એકે પણ ચમત્કારિક દાખલો જોવામાં આવ્યો નથી. જે થોડી સ્ત્રીઓ હાલ વિદ્યામાં આગળ પડેલી કહેવામાં આવે છે, તે હાલ અપાતી કેળવણીથી નહિ; પણ અસલની બ્રાહ્મણિક રીતિથીજ છે. ઇંગ્લાંડમાં અપાતી કેળવણી સ્ત્રીઓને સ્વતંત્ર કરે છે, ત્યાંના રીત રિવાજ, ધર્મ, નીતિ અને ગુણો જુદા છે. અહીં સ્ત્રીઓ ધર્મનીતિના બંધારણે જરા પરતંત્ર જેવી છે. તેમજ આ દેશના રીત રિવાજ અને ગુણો જુદા છે. તેને ઇંગ્રેજી ઢબછબ પ્રમાણે અપાતી કેળવણી કેમ ઉપયોગી થઈ પડે ! હાલના ધોરણે અપાતી કેળવણી જોઇએ તેવી રીતે ઉત્તમ ફળદાયક નહિ થઈ પડવાથી ચારે તરફ પોકાર ઉઠી રહ્યો છે. સ્ત્રી પુરૂષની સ્થિતિ, રચના, સ્વાભાવિક મનનું બળ અને શક્તિ વિચારતાં સ્ત્રી, પુરૂષની બરોબરી કરી શકે એવી ઇશ્વરે બનાવી નથી, તેમ સ્વતંત્ર ધંધો કરી કમાવાને અશક્તછે. છતાં તેવાં સાધનો મેળવવા માટે પુરૂષના પ્રમાણેજ કેળવણી આપી, બિન ઉપ-

યોગના ઘણાક વિષયો તૈયાર કરાવવાની લલુતાએ તેમના કુમળા અંગપર ઘણા અભ્યાસનો બોજો મૂકવો એ ઘણું ભય ભરેલું છે. તેથી તેમનાં કુમળાં અંગો તવાઈ જાય છે, અને અનેક રોગને આધિન થઇ જીંદગી વૃથા જાય છે.

**હરબર્ટ સ્પેન્સર** નામનો વિદ્વાન કહે છે કેઃ—"પુત્રીને વધારે ખૂબસુરત, મોહકારક કરવી હોય, તો તેમને બિન ઉપયોગી અતિ અધ્યયન આપી તેમના મનપર ઘણો બોજો મૂકવો એ ઘણી મૂર્ખાઇ છે. પુરૂષને મોહ પમાડનાર ગુણ અતિ કેળવણી નથી, પણ બાહ્યરૂપ, સુંદરતા, સારો સ્વભાવ, અને ચપળ બુદ્ધિ છે. ઇતિહાસ, ભૂગોળ, ગણિત, સંસ્કૃત કે રસાયણશાસ્ત્ર વગેરેના ઘણા જ્ઞાનથી કોઇ પુરૂષ સ્ત્રીપર મોહિત થવાનો નહિ, પરંતુ તેજદાર સુરખીવાળો ચહેરો, હસતું મોં અને ચંચળ આંખો હોય તો સર્વે મોહ પામે છે, અને પરણવા ઇચ્છે છે; પરંતુ એ માંહેલું ન હોય, ફક્ત ઉપર કહેલું એકલું જ્ઞાન અને નબળું શરીર હોય તો કોઇ તેમને પરણવા ઇચ્છતું નથી. શરીર સારૂં હોય તોજ ચંચળતા, હસમૂખો સ્વભાવ, અને સુંદરતા વગેરે થાય છે, પરંતુ અતિ અધ્યયનથી થતું નથી. માટે શરીરની સંભાળ પહેલી રાખી કેળવણી આપવી. કોઇ કહેશે કે આવી વાતોથી તો વૃત્તિ આડી દોરાઈ જાય, પરંતુ આવું બોલનારા કુદરતે જે યોજના રચી છે, તેની ખૂબી સમજી શકતા નથી. કુદરતની મુખ્ય ઇચ્છા એજ છે કે પ્રજા સુખી રહે." આ વગેરે વિદ્વાનોનો વિચાર જોતાં હાલ અપાતી કેળવણી જોઇએ તેવી ઉપયોગી નથી. હાલની પદ્ધતિમાં ફેરફાર કરવા વિષે ઘણે મૂખે બોલાય છે. કવિ **નર્મદાશંકરે** કહ્યું છે કે;—"હાલની કેળવણી પામેલી સ્ત્રીઓમાંથી મોટી થયા પછી કોઇ વિદ્યાગુણે નામ ગણવા લાયક જણાઇ નથી. લાંબી મુદત થયાં શિક્ષકોનો વિચાર અમે જાણી લીધો છે કે, ઘણીક છોકરીઓએ પોતાના લખવા વાંચવાને આડે રસ્તે વાપર્યું છે. છોકરીઓને લાયકનું ભણતર શીખવવામાં આવતું નથી. ટ્રેનીંગ કાલેજવાળી જે શિક્ષકની નોકરીએ ગુજરાન કરે છે, તેમાંથી પણ કોઇ બહાર આવેલી નથી. કેટલાક સુધારાવાળાઓ પોતાની સગીઓને ભણેલીનું માન અપાવે છે. કેટલાક પુરૂષ ભણેલી સ્ત્રી ઉપર આશ્ચર્યથી જુએ છે. કોઇ કોઇ તરૂણીઓ પોતાને સુધરેલી કહેવરાવતી હશે, પણ તે સ્વરૂપ ઠરેલું નહિ. **સુધરેલી માતા**—એવું સ્વરૂપતો હજી હવે દેખાય ત્યારે. અમે અમારૂં ગૃહસ્થાશ્રમ સ્વરૂપ આદર્શ થયેલું ને તેને બદલે નવું સ્વરૂપ જોવાને ઇચ્છતા નથી. યુરોપની વિદ્યાનીતિને અમે માન આપીશું, પણ પૂછીશું તો અમારીજ વિદ્યાનીતિને, કાળી બૈરીઓ સાબુ લગાડવાથી ગોરી થનારી નથી, પણ તે બહારના કાળાપણામાં અંદરનું ગોરાપણું દેખાડે એવું અમે ઇચ્છીએ છીએ. અમે ચંચળ સુંદરતાને પણ જોઇને રાજી થઇએ, પણ વખાણીશું તો ઠરેલ સુંદરતાને, અમારૂં મન સ્ત્રીઓ ભણે તેને માટે છે, પણ તેણે કઇ, કઇ વિદ્યા ભણવી; કેવે પ્રકારે ભણવી,

એ સંબંધી વિચાર કરવો જોઇએ.” વગેરે, વગેરે વિચારો જોતાં શરીરની સંભાળ રાખી રગરણુ શક્તિનો વધારો થાય, તેવી કેળવણી આપવાની જરૂર છે. હાલની પ્રદ્ધતિ જોઇએ તેવી યોગ્ય નથી. કેમકે સ્ત્રીઓને ગૃહરાજ્ય સંભાળવાને અને પતિવ્રત પાળવા વગેરે ગુણોને પાત્ર કરવાને બદલે ટાપટીપવાળી બનાવવામાં આવે છે. જ્યાં સુધી આર્યધર્મનીતિને અનુકુળ પડતી કેળવણી શાળાઓમાં આપવામાં આવશે નહિ, ત્યાંસુધી સ્ત્રીઓ કદીપણુ ગૃહરાજ્યની યોગ્ય અધિકારિણી થનારી નથી. માટે હાલ અપાતી શિક્ષણુ પદ્ધતિમાં ઘણો ફેરફાર કરવાની જરૂર છે.

---

# સ્ત્રીએ મુખ્ય શું શું શિખવું જોઈએ?

આ સૃષ્ટિમાં ઇશ્વરે સ્ત્રી પુરૂષને એકઠાં રહી પરસ્પર સહાયક થવાને સૃજેલાં છે. સ્ત્રીનો બાંધો અને સ્વભાવ અતિ કોમળ તથા નમ્ર છે. વળી તેને જીંદગીમાં કેટલીકવાર ગર્ભાવસ્થા પ્રાપ્ત થાય છે. તથા દરેક માસે ૪-૫ દિવસ રજસ્વળાના આવે છે. આ વખતે તેમની પ્રકૃતિ નાજુક બને છે. આ વગેરે કારણોથી સ્ત્રી વધારે શ્રમ કરવાને લાયક નથી, પરંતુ ઘરની શીતળ છાયામાં બેસી થોડા શ્રમનાં કામો કરવાને લાયક સૃજેલી છે. તેને પુરૂષના જેવી કેળવણી આપી, તેમનાં જેવાં કઠણુ કામો કરાવવાને લાયક બનાવવા વૃથા વળખાં મારવાં, એ ઘણું નુકસાનકારક છે; જો સ્ત્રીને સંસારમાં ખરી સહાયક અને ઉપયોગી બનાવવી હોય, તો તેમને ગૃહશિક્ષણુ અને ગૃહકાર્યને અર્થે ધર્મ નીતિવાળી કેળવણી સાથે વ્યવહારપયોગી ઉંચા પ્રકારનું જ્ઞાન આપવાના ઉપાયો યોજવા જોઇએ છીએ. તેમને શુદ્ધ વાંચતાં, લખતાં અને ઉપયોગમાં આવે એટલું ફક્ત ભૂગોળ, ઇતિહાસ, વ્યાકરણુ, ગણિત, ઘરના આવક જાવકનો હિસાબ લખવા જેટલું દેશીનામું વગેરે જ્ઞાન આપવું. વિશેષ જ્ઞાનમાં આરોગ્યવિદ્યા રસાયણુ શાસ્ત્ર, પાકશાસ્ત્રનું અનુભવ સિદ્ધ શાસ્ત્રીય જ્ઞાન, પદાર્થ વિજ્ઞાન, અર્થશાસ્ત્ર, વનસ્પતિશાસ્ત્ર, માંદાંની માવજત, ઘરકુંટુબમાં ઉપયોગી થાય એટલુંજ ચિકિત્સા અને નિદાન સાથે વૈદક શાસ્ત્ર, બાળરક્ષણુ, બાળશિક્ષણુ, ઘરવ્યવસ્થા, ઘરકુટુંબનાં કપડાં વેતરી સીવતાં, સાંધતાં—ચતુરાઈનાં ખુબીદાર ઉપયોગી સુંદર ભરત ભરતાં, મોજા, ગલપટા, પુષ્પના અલંકારો વગેરે ગુંથતાં, લાકડાં, માટી, મીણુ, લાખ અને કાગળ વગેરેનાં જુદી જુદી જાતના નકશીદાર નમુના કોતરતાં, કાપતાં, અને બનાવતાં. રૂમાલ, ટેબલ ક્લોથ, આસન, વગેરે વણુતાં. ખુરસી, પલંગ વગેરેમાં નેતર ભરતાં. જાત જાતના રંગતાં. ચિત્રવિદ્યા, આયુષ્ય વધારવાના ઉપાય; છોકરાં બુદ્ધિવાન, ગુણુવાન, રૂપાળાં, અને અંગોનાં સુશોભિત બનાવવાના નિયમો. રજોદર્શન, ગર્ભાવસ્થા, અને પ્રસૂતિ સમયે સંભાળ રાખવાની સમ-

જણુ—નીતિ, ભક્તિ અને નિર્મળ પ્રીતિના મધુર રાગમાં ગવાતાં ગીતો—ગાયન. નૃત્ય, વાદ્ય, જીંદગીના મૂખ્ય કર્તવ્ય કર્મની તથા સ્ત્રીધર્મ નીતિની સમજણુ, અને પશુ પક્ષીની સંભાળ વગેરે વિદ્યાના મૂળતત્વોના જ્ઞાનની કેળવણી આપવાની ઘણી જરૂર છે.

આ ઉપર જણાવેલા વિષયો શાળામાં શિક્ષણુ લેવા યોગ્ય ગણાવ્યા. આ સિવાય પણુ સ્ત્રીઓને સંસારમાં ઉપયોગમાં આવતા વિષયો જાણી લેવાની જરૂર છે. આ નીચે જણાવેલા વિષયો પૈકી કેટલાક નવિન છે, અને કેટલાકનો સ્ત્રીધર્મ નીતિ તથા ઘરવ્યાવસ્થામાં સમાવેશ થઇ જાય છે, પણુ તેને આ ઠેકાણે જુદા પાડી સમજાવવાની જરૂર છે, કે જે શિખી લેવાથી તેમને આ સંસારમાં જીંદગી સફળ કરવામાં અડચણુ ન આવે. તે એ કે;—શીયળ સાચવતાં; પરોણાચાકરી કરતાં, ચાકર રાખતાં અને તે સાથે યોગ્યપણે વર્તતાં, પતિ પસંદ કરતાં, પતિવશ કરતાં, પતિ વિદેશ જાય ત્યારે વર્તતાં, રંગમંડપની રચના કરતાં, નજરબાગ બનાવતાં અને વૃક્ષો ઉછેરતાં, માન આપતાં, પારકાનાં કપટને પારખતાં, સજ્જન દુર્જન ઓળખતાં, ઉડતા રોગથી ઘરનાં મનુષ્યોને બચાવતાં; છોકરાં, માબાપ, સાસુસસરો, ભાઇ, દેર, જેઠ, નણંદ વગેરે સગાં સ્નેહી સાથે વર્તતાં; દુરાચારી પતિને સુધારતાં, પીવાના પ્રવાહી પદાર્થો બનાવતાં, અનેક પ્રકારનાં સુગંધી તેલો અને અર્ક બનાવતાં, બાળોપદેશ આપતાં, સાસરે જતાં પુત્રીને શિખામણુ આપતાં, સતી સ્ત્રીઓનાં જન્મ ચરિત્રો વાંચી તેમાંથી ઉત્તમ ઉપદેશ ગ્રહણુ કરતાં, પોતાની ઉત્તમતા દર્શાવતાં, પતિ ઘેર ન હોય ત્યારે લેવડદેવડમાં હરકત ન પડે માટે સોનારૂપાની પરીક્ષા કરતાં, મેનાપોપટ પઢાવતાં, સરખી સરખી સાહેલીઓ મળી મનરંજન અર્થે એક સ્વરે મધુર ગીતો ગાતાં, કોઇ વખતે દુષ્ટ પુરૂષો શીયળ ભંગ કરવામાં ફાવે નહિ એમ ત્રણુ ચાર કે વધારે વસ્ત્રો યુક્તિબંધ સાથે પહેરતાં, દ્રૌપદીજીએ આવીજ રીતે વસ્ત્ર પહેરેલાં હોય અને પછી ઇશ્વરે રક્ષણુ કર્યું હોય એવું અનુમાન થઇ શકે છે. બાળકોને રમવાનાં રમકડાં બનાવતાં, ઉદર નિર્વાહ નાનાપ્રકારનાં કામો કરતા, દંભીને ઓળખતાં, પારકાનું વચન સાંભળી તેમાંથી તરત સાર સમજી લેતાં, સૌભાગ્યદર્શક ચિન્હો ધારણુ કરતાં, ઇશ્વરભક્તિ કરી જીંદગીનું સાર્થક જે મોક્ષ તે અર્થે આત્મજ્ઞાન મેળવતાં, સદ્દગુણી અને સતી સ્ત્રીઓ ઓળખી કાઢી સંગતિ કરતાં, બેનપણાં કરવામાં પ્રથમ તેમની આબરૂ, ગુણુ, જ્ઞાન, ચાલચલગત, અને વિદ્યા વગરે સદ્દગુણો પારખી કાઢતાં. બહારના મનુષ્યોના ચહેરા જોઇ તેની દાનત વિષે વિચાર બાંધતાં, કેટલીક સ્ત્રીઓ પોતાના પતિના મિત્ર સાથે હળી જાય છે. તેથી પણુ કોઇ વખતે માઠાં ફળ થાયછે, માટે તે સાથે બોલવા હસવાનો અંકોશ રાખતાં, કેટલીક સ્ત્રીઓ પોતાનો દરજ્જો ભૂલી જઇ ચાકર સાથે ઘણી મિલનસારી રાખે છે, તેથી તે બેહેકી જાય છે. માટે તે સાથે યોગ્યપણે વર્તતાં, અને તેપર કામની તપાસ રાખતાં. મુસાફરીમાં

અથવા બીજા અણધાર્યા પ્રસંગમાં પરપુરૂષ સાથે કામ પડે છે, તે વખતે હરખ અથવા ગભરાટમાં છૂટથી ન બોલતાં, તેગ તેમને માઠું ન લાગે તેમ વર્તતાં અને તેથી સાવચેત રહી તેગનો ભરૂસો નહિ રાખતાં તથા સૌને પોતાના ન જાણતાં શિખવું જોઇએ. સ્ત્રી યાચકો, સાધુડીઓ, પતિત, હરામી દાનતની, નશીબ જોનારી, ખરી દુરાચરણી અને રખડુ સ્ત્રીઓને ઓળખી કાઢી, તેમના બોલવા ચાલવાથી તેના પાપી ફાંસામાં ન ફસાતાં શિખવું જોઇએ. પોતાનો ખરો શણગાર શેમાં છે તે સમજતાં, પતિને પ્રેમ સહિત મધુર વચને બોલાવતાં, પોતાના કામમાં નીતિનો અંકોશ રાખતાં, મન બગાડ તરફ નહિ લલચાવતાં, સારી વાતમાં મન લગાડતાં, ઘર શોભિ નીકળે ને મન ખુશ થાય તેવું શણગારતાં, વિચક્ષણતા રાખતાં, પ્રસંગ આવતાં પતિના પગ, અને માથું વગેરે ચાંપતાં, કેટલીક સ્ત્રીઓને તે બરાબર નહિ આવડવાથી પુરૂષ કંટાળી જાય છે અને બરાબર આવડવાથી પતિ રંજન થાય છે. પતિ રીસાઇ ગયો હોય, તો મનાવતાં અને પતિ ખોવાએલો હોય તો જુદા વેશે યુક્તિથી શોધી કાઢતાં. જેમ પૂતના, શૂર્પણખા, દમયંતી, સત્યવંતી અને સોનરાણીએ પતિ માટે કર્યું હતું. આ સિવાય સદ્‌ગુણી સ્ત્રીઓને જાણવાની ૬૪ કળા આર્યશાસ્ત્રમાં જણાવેલી છે. તે સ્ત્રીઓને જાણવા લાયક જાણી જણાવુંછું, મનુસ્મૃતિમાં કહ્યું છે કેઃ—

स्त्रियारत्नान्यथोविद्यासत्यंशौचंसुभाषितं ।
विविधानिचाशिल्पानिसमादेयानिसर्वतः ।।

સ્ત્રીએ રત્ન, વિદ્યા, સત્ય, પવિત્રતા, સુભાષિતપણું અને નાના પ્રકારની કળાઓ એ સર્વે જગેથી સંપાદન કરવી. આ વચન સ્ત્રીઓએ યાદ રાખવા યોગ્ય છે. **શણગારની સોળ કળા**—ચોળી સાડી પહેરવાની, મંજનની, ચાંલ્લો કરવાની, સેંથો ભરવાની, વેણી ગુંથવાની, નેત્રાંજનની, શરીર ઉપર સુગંધી લગાડવાની, પાન ખાવાની, કાનપર તથા વેણીમાં પુષ્પો ખોસવાની, નાકમાં વાળી કે ફુલ પહેરવાની, હાથમાં કંકણ પહેરવાની, કંઠમાં માળા વગેરે અલંકાર ધારણ કરવાની, કટી મેખલા પહેરવાની, કુચે ચંદન ચર્ચવાની, (જે દેશમાં કંચુકી પહેરવાનો ધારો નથી તેવા કાશ્મિર અને દક્ષિણ દેશમાં) પાયે લંગર, તોડા, કાંબી વગેરે પહેરવાની; નેત્રચંચળ છતાં સ્થિર રાખવાની, ચતુરાઇ લડાવવાની. **અંગશોભાની સોળકળા**—હંસગતિ ચાલવાની, પગના ઘુઘરા ધમકાવવાની, કાળા ભમર જેવા કેશ રાખવાની, કંઇક ગોરાપણું અને કંઇક શ્યામતા દર્શાવવાની, દાંત દાડમની કળી જેવા કે મોતી જેવા રાખવાની, નિતંબભારી બતાવવા તથા રાખવાની, નખ સાફ હીરા જેવા રાખવાની, કર સુંવાળા રાખવાની, ગાલ કોમળ રાખવાની, પગ સ્વચ્છ રાખવાની, ગાલ તથા હોઠપર તલ પાડવાની, અંગ મઘમઘતું રાખવાની. **પતિરંજન કરવાની**

**સોળ કળા**—મુખ પ્રસન્ન રાખવાની, સ્મિતહાસ્યે વિકાસિત મુખારવિંદ ધરી બોલવાની, પતિ ઘેર આવે તે વેળાએ સત્કાર કરવાની, રસોઈ બનાવી પીરસવાની, મુખવાસ બનાવી આપવાની, શણગાર સજી બતાવવાની, કવિતા તથા ગ્રંથો પ્રસંગ કરી વાંચવાની, પતિને રૂચતી રમત રમવાની, ગાયન કરવાની, મધુરી વાણી બોલવાની ક્રુર, કઠિન વાણીનો કંટાળો આણવાની, પતિના દોષ ન ગણકારવાની, પ્રત્યેક કાર્યમાં પતિને યોગ્ય સલાહ આપવાની, પરાયા પુરૂષ સાથે હાસ્ય રહીત વાત કરવાની પતિના દોષ બતાવતાં વિનય દર્શાવી ક્રોધ ન કરવાની, રતિ વિલાસમાં સંતોષ આપવાની. **ગૃહકાજ સંબંધી આઠ કળા**—કરકસર કરવાની, પરઘેર જઇને ઘરનાં છિદ્ર ન ઉઘાડવાની, નિર્ધનતા ન દર્શાવવાની, ઘરસંપત્તિ શુદ્ધ રાખવાની, વાસણ કુશણ તથા ઘર સ્વચ્છ રાખવાની, વસ્ત્રાલંકાર સંભાળવાની, બાળ ઉછેરવાની, બાળ કેળવવાની. **સ્વભાવિક આઠ કળા**—વિનય વિવેક રાખવાની, લજ્જા ધરવાની, શિયળ સાચવવાની, પતિમાં ચિત્ત ચોંટાડવાની, પિતાના ઘરમાં ઝાઝી ભક્તિ ન ધરવાની; મેળા નાટક, ચેટકાદિ પ્રસંગમાં એકલાં ન જવાની, વડિલોની સેવા તથા આજ્ઞા પાળવાની, સ્વતંત્રતા ન દર્શાવવાની, (સ્વતંત્ર હોય તોપણ બાળપણામાં માબાપની આજ્ઞામાં, યૌવનમાં પતિની આજ્ઞામાં અને પતિના ગત થયાં પછી પુત્રોની આજ્ઞામાં રહેવું. એવી શાસ્ત્રમાં આજ્ઞા છે) આ ચોસઠકળા સિવાય સ્ત્રીઓની **અંદરના શણગારની સોળકળા** કહી છે.

**કવિત.**

સુઘડતા આવડત, ડાહાપણ ચતુરાઈ;
ચપળતા પતિવ્રત, ઉદારતા સાત છે.
ક્ષમા સત્ય સંતોષને, ઉદ્યોગ દયાળુ વિદ્યા;
સર્વજન પ્રીતિ પ્રભુ, ભક્તિ દીન રાત છે.
ધૈર્યસહ સોળગુણ, સજી એવી નારી તેતો;
ઘર નાત જાત દેશ, વિદેશ વિખ્યાત છે.
સોળ સલખણી નારી, સોળ શણગાર વાળી;
મળે જેને હાસ વ્હાલી, તેની તો શી વાત છે.

વળી સ્ત્રીઓએ પાપપુણ્ય વગેરેનો સારાસાર વિચાર જાણવાને તથા ધર્મ, નીતિનું જ્ઞાન મેળવવા માટે ધર્મ શાસ્ત્રો વાંચવા. પોતાની ચાલતી ભાષાના જ્ઞાન સાથે હિંદુ સ્ત્રીઓએ સંસ્કૃતનું, પારસીઓએ ઝંદ કે પેહેલવી ભાષાનું અને મુસલમાન સ્ત્રીઓએ ફારસી કે આરબી ભાષાનું જ્ઞાન મેળવવું જોઇએ, તથા કુટુંબમાં ચાલતો ધર્મ પાળતાં, કુટુંબ અને જ્ઞાતિ વગેરેમાં ચોખ્ખો વહેવાર રાખી આબરૂ વધારતાં, પાડાપાડોસી સાથે ભલમનસાઇથી વ્યવહાર ચલાવતાં, પતિને પ્રાણ સમાન ગણી તેની પ્રીતિ સંપાદન કરતાં, તથા તેની ઇચ્છાને આધિન રહી સંસારના

સારરૂપ **પતિવ્રત** પાળતાં, વહેમનો વિનાશ કરતાં, સંપ સંપત્તિ વધારતાં, પ્રૌઢપણું રાખતાં. આ શરીર ક્ષણભંગુર છે એમ જાણી ધર્મ અને પરોપકારના કાર્યો કરી કીર્ત્તિ વધારતાં, કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર વગેરે શત્રુઓને સમાવતાં, અને આહાર, નિંદ્રા. મૈથુન, એ ત્રણેને નિયમસર રાખતાં. વગેરે, વગેરે સ્ત્રીઓએ શિખવા બાળપણથીજ કાળજી રાખવી જોઇએ. જે સ્ત્રી પોતાની વિદ્યા, સદ્‌ગુણ, પ્રેમ, સર્વ આવડત, અને સુઘડતાઇથી પોતાના પતિને પ્રસન્ન રાખી શકે છે, તે તેની વહાલી કેમ ન થાય ? થાયજ. આવા ગુણો મેળવવાને પ્રયત્ન કરવોજ જોઇએ. આમાંનું કેટલુંક જ્ઞાન શાળામાં શિખવવામાં આવતું નથી, પણ જેટલું ઉપયોગી જ્ઞાન શાળામાં આપવામાં આવે, તેટલું ત્યાં સંપાદન કર્યા પછી બાકીનું પિયર પિતા પાસેથી અને સાસરે આવ્યા પછી પતિ પાસેથી અગર બીજા કોઇ યોગ્ય સાધન વડે ગૃહકાર્યથી પરવારી નકામો વખત નહિ ગુમાવતાં, આવું જ્ઞાન મેળવવામાં લેખે લગાડવો. ઇશ્વર ભક્તિ, નીતિ ધર્મ વગેરે જણાવેલાં વિષયોથી વાકેફ થવાને તેવા વિષયોવાળા ગ્રંથો વાંચી, તેમાંથી સાર સમજી લેતાં શિખવું. જેથી વિચાર શક્તિ ખિલી નીકળી જગત્તત્વ, ઇશ્વરતત્વ અને ધર્મતત્વ વગેરેનું જ્ઞાન થશે. આપણા લોકોની પ્રકૃતિ પ્રધાનપણે સત્વગુણી છે અને ઇંગ્લંડના લોકોની રાજસી પ્રકૃતિ ગણાય છે; તોપણ તે દેશમાંથી કેટલીક ઉત્તમ અબળાઓ સત્વગુણની નીકળી આવે છે. અર્વાચીનકાળમાં પણ જો કે ત્યાંની બાળાઓમાં રાજસી ગુણો પ્રધાનપણે છે; તોપણ ત્યાંની કેટલીક સ્ત્રીઓએ કેટલાક ઉત્તમ ગુણો ગ્રહણ કરેલા છે. તેઓ પોતાનો ગૃહકાર્યભાર પોતેજ ચલાવે છે. તેથી તેમના પતિને ઘર તરફની કશી ફિકર રહેતી નથી. તે એટલે સુધી કે કપડાને જરા પણ ડાગ કે મેલ લાગ્યો હોય અથવા જરા પણ કપડું ફાટયું હોય, તો સ્ત્રી પોતાના પતિને કહ્યા વગર સાફ અને દુરસ્ત કરી રાખે છે. કોઇ મંડળીમાં જે ધણીના કપડાપર મેલ કે ફાટેલું દેખાય, તો તેની સ્ત્રી નઠારી હશે, એમ સૌ મનમાં જાણે છે, વળી એટલુંજ નહિ, પણ ત્યાંના ગૃહસ્થની સ્ત્રીઓમાં બધી જાતનો વિવેક હોવો જોઇએ છીએ. પુરૂષ કરતાં તેમણે બોલવા ચાલવામાં તથા પારકા પુરૂષની આગળ હસવા કરવામાં વધારે મર્યાદા રાખવી જોઇએ છીએ. તેઓને વાંચતાં, તથા સારા અક્ષરથી લખતાં આવડવું જોઇએ છીએ. તેમજ ચિત્ર પાડતાં, ભરત ભરતાં ગુંથતા, સીવતાં, સાંધતાં, બાળરક્ષણ, શિક્ષણ, વનસ્પતિ શાસ્ત્ર, અર્થશાસ્ત્ર, રસાયણ શાસ્ત્ર, ઘર ઉપયોગી વૈદકશાસ્ત્ર, ઘરનો હિસાબ લખતાં, રંગતાં. ગાતાં બજાવતાં, અને નાચતાં વગેરે ઉપયોગી જ્ઞાનનાં મૂળતત્ત્વો તેમને જાણવાં જોઇએ છીએ. આ બધા ગુણો ન હોય, ત્યાં સુધી તેમની ગૃહસ્થની પંક્તિમાં ગણના થતી નથી. તેમને આવી ગુણ સંપન્ન કરવાને બાળપણથીજ તેમનાં માબાપ પ્રથમ કાળજી રાખે છે. અરે ! અર્વાચીનકાળમાં આવી કાળજી આપણા દેશમાં માબાપો

ક્યારે સમજશે ? અને ક્યારે ઘરનો બધો કાર્યભાર ઉચકી લેતાં શિખશે ? શું આપણા દેશમાં પ્રાચીનકાળમાં આવી સ્ત્રીઓ ઉત્પન્ન થઇ નથી ? ઘણીજ થઇ છે. પાર્વતી, સીતા, દ્રૌપદી, ગાર્ગી, મૈત્રેયી, દમયંતી, સુભદ્રા, અને સાવિત્રી, વગેરે ઘણી સદ્ગુણી સ્ત્રીઓ સર્વે દેશની સ્ત્રીઓથી શ્રેષ્ઠ ગણાઇ ગઇ છે. આર્ય ભૂમિમાં જેવાં સ્ત્રી રત્નો પાકેલાં છે, તેવાં હજી સુધી કોઇ પણ ભૂમિમાં પાકેલાં નથી. આ શું થોડા આનંદની વાત નથી ! હજુ આર્ય ભૂમિની બાળાઓના લોહીની અંદર એ ગુણોના છૂપાં રજકણો રહેલાં છે. જો તેને ફરી પ્રાચીન આર્ય ધર્મ નીતિ, સાથે જણાવેલા વિષયો શિખવવામાં આવે, તો એ પ્રકાશ આપોઆપ ઝળકી નીકળે ! ! હે ઇશ ! આ દેશને આવો વખત ફરી આપ ! ! !

---

# બાળરક્ષણ.

સંતાન એ સૃષ્ટિકર્ત્તા પરમ કરૂણાકર પ્રભુ તરફની મોટી બક્ષીસ છે. જ્યારે પતિ પત્ની અત્યંત પ્રીતિને વશ થાય છે, ત્યારે તેમના અંતઃકરણના તત્વની એક આનંદમય ગાંઠ બંધાય છે તે સંતાન છે. સંતાન એ માબાપના આનંદ અને સુખનો સાગર છે. પત્નીના પ્રેમનું બંધન છે, સંતોષ અને શાંતિનો આપનાર છે. એનાવડે સંસાર આનંદમયી લાગે છે. ઘર અને કુટુંબ શોભિ નીકળે છે. તેનાથી માબાપના મૂખપર સુખ અને આનંદની છાયા પડી રહે છે, તેની કોમળ પ્રભાથી સ્ત્રી પુરૂષનું જોડું રળિઆમણું લાગે છે. ખરેખર તનદુરસ્ત ખુશનુમા બાળકને બે ઘડી રમાડવાના આનંદ તુલ્ય બીજો આનંદ નથી. આવું તનદુરસ્ત ખુશનુમા, સુઘડ અને સારૂં બાળક થવું એ માબાપ ઉપર આધાર રાખે છે. કહ્યું છે કે;—

તન દુરસ્ત જનનાં તનુંજ, હોયે તન દુરસ્ત;<br>
જેમ સંરસ બીજનાં તરૂ, ફાલી થાયે મસ્ત.

માબાપ સારાં સુઘડ અને તનદુરસ્ત નિરોગી હોય છે, તો તેનાં બાળકો પણ ઘણું કરી તેવાંજ થાય છે. બાળકની જીંદગી તથા તનદુરસ્તીના બંધારણનો પાયો બાળપણમાં બંધાય છે. તેનો મુખ્ય આધાર મા ઉપર છે. જો મા બાળકને સારી રીતે સંભાળી ઉછેરેછે, તો તે તનદુરસ્ત અને સુખી થાય છે; તેના જીવવા, મરવાનો સઘળો આધાર તેને જે રીતે ઉછેરી મોટાં કરવામાં આવે છે; તે ઉપર રહેલો છે. બાળકોને શારીરિક, માનસિક અને નીતિના નિયમો પ્રમાણે ઉછેરી મોટાં કરવાં જોઇએ; પરંતુ હાલતો એ નિયમો જાણ્યા વગર જેને જે યોગ્ય લાગે છે, તેપ્રમાણે ઉછેરી મોટાં કરવામાં આવે છે. તેથી હજારો બાળકો મરણને સ્વાધીન થાય છે. જે જીવે છે તેના શરીરનો બાંધો નબળો હોય છે. સંસારમાં જીવતર સફળ કરવાને સારાં પ્રાણી થવાની ઘણી જરૂર છે. આપણી પ્રજાની જો ઉન્નતિ

કરવી હોય તો બધાને સારાં પ્રાણી કરવાં જોઈએ; પરંતુ આ સંબંધી ઘણી બેદરકારી જોવામાં આવે છે. ઘોડા, બળદ વગેરે જાનવરની ઓલાદ સારી, બળિષ્ટ, ચાલાક, તેજદાર અને જાતવાન કરવાને અનેક ઉપાયો તન, મન અને ધનથી કરવામાં આવે છે, પણ ઘણો અફસોસ છે! કે આ સંસારમાં જે મુખ્ય સુખ અને સંતોષ આપનાર છે, તથા મનુષ્ય જાત સુધર્યે આખા દેશના કલ્યાણનો પણ જેનાપર આધાર છે. તેપર કશું ધ્યાન આપવામાં આવતું નથી. જ્યારે આપર ધ્યાન આપી સ્ત્રીઓને વિદ્યાના શોધનું અને સામાન્ય નિયમોનું જ્ઞાન આપવામાં આવશે, અને જ્યારે તેઓ એ રીતે ઉછેરશે, ત્યારેજ બાળકો આરોગ્ય, સુખી, ચતુર, બળિષ્ટ, કદાવર, તેજસ્વી, પરાક્રમી, શૂરવીર, અને દીર્ઘાયુષી થશે. આ સંબંધી સ્ત્રીઓને જ્ઞાન આપવાની કેટલી બધી જરૂર છે, એ સૌ કોઈ સહેજ અનુમાન કરી શકશે. આ વિષયના સામાન્ય નિયમોનું કેટલુંક ટુંક વિવેચન સ્ત્રીઓના જ્ઞાન માટે આપું છું.

૧. નાળ—ગર્ભસ્થાનકમાં બાળકનું પોષણ નાળ વડે થાય છે. બાળક જ્યારે જન્મે છે, ત્યારે નાળનો એક છેડો ઓર સાથે વળગેલો હોય છે. નાળને ડુંટીથી અઢી ત્રણ ઈંચને છેટે ફરતું સુંવાળું લુગડું કે રૂ વીંટી એક દોરાથી મજબૂત બાંધી લેવું. પછી ઓર તરફનો નાળનો છેડો કાપી નાંખવો. હવે જે અઢી ત્રણ ઈંચનો નાળનો બાંધેલો કટકો રહ્યો, તેને પેટ ઉપર રાખી; તે ઉપર એક સુંવાળા લુગડાનો પાટો બાંધી લેવો. આમ બાંધવાથી નાળની બરાબર સંભાળ રહે છે. વળી પેટે પાટો રહ્યાથી પેટમાં વાયુનો વધારો થતો નથી, અને પેટને ટેકો મળે છે. નાળને ફરતું લુગડું વીંટી દોરાથી બંધાય છે, તેથી બાળકના શરીરમાં જે લોહી ફરેછે, તે નાળ દ્વારાએ બહાર નીકળી શકતું નથી. લોહી એ બાળકનો પ્રાણ છે. જો લોહી વહી જાય છે તો બાળક મરી જાય છે. કદી નાળને ગફલતથી પોચું બંધાણું હોય, અને લોહી વહેતું જણાય તો તરત યુક્તિથી પોચે હાથે મજબૂત બાંધી લેવું. નાળપર ઘા પડવાથી લોહી નીકળતું હોય, તો તે ઉપર કાથો જીણો વાટીને કે ચણાના લોટને ભભરાવવો. અગર કરોળીઆનું પડ દાબવું. કેટલાક નાળને બાંધી તેનો દોરો બાળકના ગળામાં રાખે છે, તેમાં વખતે બાળકનો હાથ આડોઅવળો થતાં ભરાઈ જાય છે તો તેને ઘણી પીડા થાય છે, પાકી આવે છે, કે તૂટી પડે છે અને તેથી વખતે બાળક મરણ પામે છે. માટે ગળામાં દોરો ન રાખવો; પણ પેટે નાળને પાટાથી બાંધવું એ ઉત્તમ છે. નાળ એની મેળે પાંચ સાત રોજે કે બે ત્રણ વધારે રોજે એની મેળે ખરી પડે છે. એને ખેંચી કાઢવું નહી. જ્યાં સુધી ખરી પડે નહિ ત્યાં સુધી એમજ રહેવા દેવું નાળ પાકે તો તે ઉપર કલઈ સફેતો ચોપડવો. સોજો હોય તો તેલમાં અફીણ ઘસી ચોપડવું, તે ઉપર પોશ ( અફીણનાડોડા. ) ના ડોડાનો શેક કરવો.

૧. નવરાવવું—ઉપર કહ્યા પ્રમાણે નાળ છેદન કર્યા પછી બાળકને ફલાલીન, કામળી કે બનાત વગેરે ગરમ કપડાપર અને ઠંડી-ટાઢ ન હોય તો સુવાળું ધોતીયું ઓઢાડી માચીપર સુવાડવું, આ પ્રમાણે કરી બાળકની માની પ્રથમ સંભાળ લેવી. પછી બાળકના શરીરપર ધોળો ચરબી જેવો ચીકણો પદાર્થ વગેરે ચોટેલું હોય, તે સાફ કરવાને પ્રથમ શરીરપર તેલ ચોળવું, પછી સાબુ લગાડી નવસેકા પાણીથી પોચે હાથે નવરાવી સાફ કરવું. તેમાં તેની આંખમાં તેલ, સાબુ કે પાણી ન જાય તેની સંભાળ રાખવી. સુવાવડના વખતમાં સુવાવડ કરનારે અને પછી બાળકની માતાએ તેને રોજ નવરાવવું. નવરાવવાનો વખત સવારનો ઉત્તમ છે. નવરાવતાં પહેલાં પ્રથમ સહેજ તેલ ચોળવું, પછી માથે પાણી રેડી માથું ભીંજાવી ધોવું. ત્યાર પછી શરીરે સાબુ ચોળી કેડ સમા પાણીમાં ઉભું રાખવું કે બેસાડવું અગર લોટેથી પાણી રેડીને ધીમે હાથે આખું શરીર ચોળીને ધોવું. પાણી બાળકના શરીરની ગરમી પ્રમાણેજ નવસેકું કરવું. વધારે ગરમ કરવું નહિ, કે વધારે ઉનું કરી માંહે ટાઢા પાણીનો ઉમેરો કરવો નહિ. પ્રથમથીજ જોઈએ તેટલું પાણી નવસેકું કરી રાખવું. આ પ્રમાણે હમેશાં કરવું. શરીરના સાંધાઓ વગેરેમાં ક્યાંએ મેલ રહેવા દેવો નહિ. માથાપર પાણીની ધાર કરવાથી મસ્તક ઠંડું થાય છે. મગજની વૃદ્ધિ થઇ પ્રકૃતિ સારી રહે છે. બનતાં સુધી માથાપર ગરમ પાણી રેડવું નહિ. માથે તો ઠંડુજ પાણી રેડવું ઉત્તમ છે. ઠંડું સહે નહિ તો નવસેકું રેડવું. બાળકને નવરાવતાં પાંચ મિનિટ અને મોટાંને દશ મિનિટનો વખત લગાડવો. શરીર પલાળી ઘણીવાર રાખવું નહિ. તરત પોચે હાથે શરીર કોરૂં કરવું. કોરૂં કરતાં ચામડી ઘસાય નહિ, તેની સંભાળ રાખવી, પછી શરીર ઉઘાડું નહિ રાખતાં તરતજ કોરાં સ્વચ્છ વસ્ત્ર પહેરાવી દેવાં. શરીર ઉઘાડું રાખી વસ્ત્ર પહેરાવવામાં વાર લગાડવાથી વખતે શરદી, સળેખમ, ઉધરસ, વગેરે વ્યાધી થવાનો સંભવ છે. બાળકનું શરીર નાજુક હોય છે. માટે બીજે માસે પાણીમાં બે મુઠી મીઠું નાંખી નવરાવવું. તેથી બળ આવશે. પવનવાળી જગોમાં નવરાવવું નહિ, પણ ઘરમાં જ્યાં પવન ન હોય ત્યાં નવરાવવું. પુત્રના માથાના વાળ રોજ અને પુત્રીના સાત આઠ રોજે ધોવા. બાળકને નવરાવતાં ઉઘાચિતાં રાખવું નહિ. પણ ચાર વર્ષની ઉમર થાય ત્યારે નહાવામાં ટાઢું પાણી ફાયદા કરતા છે. શિઆળામાં, શરીરમાં વ્યાધી હોય, તથા ઠંડું પાણી માફક ન આવતું હોયતો નવસેકા પાણીથી નહાવું ઠીક છે. ગરમ પાણીથી શરીર વધારે સ્વચ્છ થાય છે ખરૂં, પણ શરીરમાં સ્ફુરણા અને ગરમાવો તરત આવતાં નથી. ગરમ પાણીથી શરીર ઢીલું થાય છે. ટાઢે પાણીએ નવરાવવાથી શરીરમાં તરત સ્ફુરણા અને ગરમાવો આવે છે. બળ વધે છે, તથા શરીર મજબૂત થાય છે. બાળકને બાળપણમાં નવરાવવાનો મહાવરો રાખ્યાથી તેને મોટપણે પણ એ ટેવ પડે છે.

તેથી શરીરમાં અનેક પ્રકારનાં વ્યાધીઓ થતાં અટકાવે છે, શરીર આરોગ્ય રહી મજબૂત થાય છે.

૩. કપડાં—બાળકને ત્રણે ઋતુને અનુકુળ વસ્ત્ર પહેરાવવાં. શિયાળા અને ચોમાસામાં ફલાલીન, ઉન વગેરેનાં ગરમ લૂગડાં પહેરાવવાં ફાયદા કારક છે અને ઉનાળામાં સુતરાઉ પહેરાવવાં. જો ઋતુ પ્રમાણે કપડાં નથી પહેરતાં, તો તનદુરસ્તી બગડે છે. લૂગડાં તંગ પહેરાવવાથી શરીરમાં લોહી ફરી શકતું નથી. વ્યાધી થાય છે, તથા શરીરના અવયવો વધી શકતા નથી. માટે લૂગડાં મોકળાં પહેરાવવાં. બાળકનું આખું અંગ ઢાંકયું રાખવું. લૂગડાં સારાં અને સાજાં ન હોય ને ફાટેલાં હોય, પણ સાંધી ધોઇ સ્વચ્છ કરી પહેરાવવાં. કદી ગંદા પહેરાવવાં નહિ. બાળકનાં શરીર તથા તેના લૂગડાંની સ્વચ્છતાઇ ઉપરથીજ હરકોઇ અનુમાન કરશે કે તેની માતા સુઘડ છે. તેથી ઉલટું હોય તો તે સ્ત્રી ફુવડ હશે, એવું અનુમાન થાય છે. આપણા લોકોની સ્ત્રીઓ કરતાં, દક્ષિણીની સ્ત્રીઓ વધારે સુઘડ અને ચતુર છે એવું તેમના બાળકની સ્વચ્છતાઇ ઉપરથી જણાઇ આવે છે. બાળકને બહાર હવામાં ફેરવવા લઇ જવું; ત્યારે ફલાલીનનાં ગરમ કપડાં પહેરાવી રાખવાં. ફલાલીનના વસ્ત્રથી બહારનો ઠંડો પવન લાગી શરદી થતી નથી. તેમ અંદરની ગરમીને બહાર જતાં અને બહારની ઠંડીને અંદર જતાં અટકાવે છે. બાળકને ઠંડીના વખતમાં કાનટોપી અને પગમાં મોજા પહેરાવી રાખવાં. કદી મોજાં નહોય તો પગે લૂગડાં વીંટવાં. કાનટોપી ઉનની હોય, તો વધારે સારૂં. મળમૂત્ર, કે લાળથી ભીંજાયેલાં કપડાં તરત બદલાવી નાંખી, બીજાં કોરાં સ્વચ્છ પહેરાવવાં, નહિ તો શરદી કે કફ થાય છે. શિયાળા કે ચોમાસામાં હવામાં ફેરવવા લઇ જવું, તો આંખ અને મોં સિવાય આખા શરીરપર શાલ કે એવું કોઇ ગરમ કપડું ઓઢાડી લઇ જવું. લાળ પડતી હોય તો તે ઠેકાણે રૂમાલ કે કંઈ લૂગડું રાખવું. પગ, છાતી, પેટ એ ગરમ રાખવાં, ઠંડા થવાં દેવાં નહિ, એવી સંભાળ રાખી વસ્ત્ર પહેરાવવાં. જો એ રીતે નથી થતું તો ઘણું નુકશાન થાયછે. પરસેવો વળી બાળક ગભરાય એટલાં વસ્ત્ર પહેરાવવાં નહિ. તેમ ઉનાળામાં બહુ પરસેવો વળે એવાં કપડાં પણ પહેરાવવાં નહિ. તે વખતે ઝીણું વસ્ત્ર પહેરાવવાં જોઇએ. ઘણો પરસેવો થવાથી શરીર નબળું થઇ જાય છે. બાળકની ચામડી નાજુક અને સુંવાળી છે. માટે કપડાં સુંવાળાં અને પોચાં પ્રહેરાવવાં. લીલા રંગમાં સોમલનું ઝેર આવે છે. માટે લીલાં વસ્ત્ર પહેરાવવાં નહિ; કેમકે બાળક મોંમાં ઘાલે તો ઘણું નુકશાન થાય છે. તેમ એ રંગ ચામડી સાથે ચોટવાથી પણ નુકશાન થાય છે. જેમ બને તેમ ભભકા ને ટાપટીપ ઉપર ન મોહતાં, સુખાકારીવાળાં કપડાં પહેરાવવાં. બાળકોને શિયાળામાં ઉઘાડાં રાખવાં નહિ કે, ઝીણું વસ્ત્ર પહેરાવી અરધાં ઉઘાડે શરીરે બહાર જવા દેવાં નહિ. જો એમ કરે છે, તો ટાઢથી કદમાં ઠીંગણાં અને જુસ્સા વગરનાં

થાય છે. ઉનાળામાં ઉઘાડાં ફરવાથી શરીરે કાળાં થાય છે, લૂ લાગે છે, અને ગાંઢા પડે છે. ચોમાસામાં ઉઘાડાં ફરવાથી સરીરે શામળાં પડે, શરદી લાગે છે- વગેરે અનેક પ્રકારની વ્યાધીને વશ થાય છે. ટાઢ, તડકો અને વરસાદમાં ઉઘાડાં ફરવા દેવાથી શરીરે મજબૂત થવાની આશા રાખવી નહિ. એથી તો અનેક પ્રકારે અવયવોની ખામીવાળાં અને રોગિ થાય છે. બાળકોના શરીરપર સૂર્યનું જવાળુ પડે તેમ કરવું. ઘરમાં ગોંધી રાખવું નહિ. " શરીરમાં ઉષ્ણુતા રાખવા સારૂ જોઇએ તેટલાં લૂગડાં પહેરાવ્યાં હોય, તો તેટલો ખોરાક પેટમાં નાંખ્યા બરોબર છે. શરીરપર જોઇતાં લૂગડા પહેરાવવાથી ઉષ્ણુતા થોડી જાય છે. અને એથી ઉષ્ણુતા કાયમ રાખવા સારૂ થોડા બળતણની જરૂર પડેછે. " બાળકોને ઋતુને અનુકુળ વસ્ત્રો પહેરાવવામાં જે માબાપો પૈસાનો લોભ કરે છે અને ઉઘાડાં ફેરવ છે, તેથી શરીરની ગરમી ઓાછી થાય છે. ગરમી ઓછી થવાથી તે પૂરી કરવાને ખોરાક વધારે ખાવો પડે છે. એટલે જેટલું કપડાનું ખર્ચ બચ્યું તેટલું ખોરાકનું ખર્ચ વધ્યું, એટલે સરખે સરખું થઇ રહ્યું. ઉલટું નફામાં તો શરીરને નુકશાની મળે છે. તે માટે બાળકોને ઋતુને અનુકુળ વસ્ત્રો પહેરાવવાં ફાયદા કરતાં છે.

૪. **ધવરાવવું**—બાળક જન્મે કે તરત ધવરાવવું નહિ, પણ તેની માતાને થાક ઉતરે ત્યારે ત્રણ ચાર કલાકે ધવરાવવું. કોઇ બાળકને એક બે રોજ નહિ ધવરાવતાં, ગળથુલી ચટાડે છે. આ રીત સારી નથી. બાળકને તો માતાનું ધાવણજ ઉત્તમ છે. બાળક જન્મ્યા પછી ત્રણ ચાર કલાકે ધવરાવ્યાથી ઘણો લાભ થાય છે- માતાના દૂધનો પ્રથમ ભાગ રેચક હોય છે. તેથી ગર્ભસ્થાનમાં બાળકના પેટના આંતરડામાં ભરાઇ રહેલા કાળા મળ દૂર થાય છે. વળી તેની માતાને પાછલી આવતી વેણુ ઓછી થઇ રક્ત પ્રવાહ થવાનો સંભવ થોડો રહે છે. બાળકને એક બે દિવસ ધવરાવ્યા વગર રાખ્યાથી પછી તે ધાવવા લાગતું નથી. તેથી સ્તન દૂધથી ભરાઇ જઇ પાકી આવે છે. માટે પ્રથમથીજ ધાવવા વળગાડવું ઉત્તમ છે. ધાવવા વળગાડયાથી ધાવણ ન હોય, તોપણ આવવા માંડે છે. કદી ધાવણ ન આવે તો ગાયનું દૂધ અને તેથી અરધું નવસેકું પાણી ( જેવું માનું ધાવણ ગરમ હોય તેવું નવસેકું પાણી લેવું ) અને સહેજ ગળપણ થાય એટલી સાકર. તેમાં પ્રથમ સાકર ને પાણી મેળવી પછી તેમાં દૂધ મેળવવું. એ મિશ્રણ માતાના દૂધને મળતું થાય છે. તે બાળકને બબે કલાકે થોડું થોડું પાવું, પણ જ્યારે ધાવણ આવે ત્યારે પાવું બંધ કરી ધવરાવવું. બંને સ્તને વારા ફરતી ધવરાવવું. નહિતો સ્તન ફુલી સોજો ચડશે.

૫. **ધાવણની પરીક્ષા**—ધાવણ પાણીમાં નાંખવાથી મળી જાય, ફીણ દેખાય નહિ; તાંતણા વગરનું રહે, ઉપર તર વળે નહિ, ફાટી જાય નહિ, શી-

તથા, નિર્મળ, પાંખું અને શંખ જેવું ધોળું હોય તે ધાવણ ચોખ્ખું સમજવું.

૬. **ધવરાવવાનો વખત**—બાળકને વારંવાર ધવરાવવું નહિ. નિયમ પ્રમાણે ધવરાવવું. નિયમ વિરૂદ્ધ ધવરાવવાથી એકવાર ધાવેલું હજુ પાચન થયું હોતું નથી, ત્યાં ઉપર બીજીવાર ધવરાવવાથી અજીર્ણ થઇ રોગાધિન થાય છે. વળી વધારે ધાવેલું હોય છે, તે કુદરતના નિયમ પ્રમાણે પેટમાં નહિ રહેતાં ઉલટી કરી કાઢી નાંખે છે. અગર કાઢી ન નાંખે તો પેટ ભારે થઇ તણાય છે. તેથી રડે છે. એ રડવાના કારણનો માતા વિચાર ન કરતાં તરત સ્તન મોંમાં દે છે, અને પરાણે ધવરાવે છે. આમ વારંવાર ધવરાવવાથી ધાવણ આવતું નથી; એટલે બાળક વધારે રડે છે. તેથી માતા કંટાળે છે. એ રીતે થવાથી બંને નબળાં થઇ જાય છે. બાળકના મોંમાં સ્તન આપી ઉંઘવા દેવું નહિ કે પોતે ઉંઘવું નહિ. એથી સ્તનને તથા બાળકને મોંમાં ચાંદાં પડે છે. **વખત**—બાળકને પહેલે મહિને દોઢદોઢ કલાકે-બીજે મહિને બબ્બે કલાકે-ત્રીજે મહિને અઢીઅઢી કલાકે-અને ચોથે મહિને ત્રણત્રણ કલાકે ધવરાવવું. એમ દરેક મહિને અરધા અરધા કલાકનો અંતર વધારતાં જવો. બાળક સાત આઠ મહિનાનું થાય, ત્યારે ત્રણચાર કલાકે ધવરાવવાનો વખત રાખવો. કેટલીક સ્ત્રીઓ બારચૌદ મહિના ધવરાવે છે. આ રીત બાળકને નુકશાન કરતા છે. બાળક જન્મે છે ત્યારથી સાતઆઠ મહિના સ્ત્રીને અટકાવ આવતો નથી, ત્યાં સુધી ધાવણ ઘણું પુષ્ટિકારક હોય છે. જ્યારે અટકાવ આવે છે, ત્યારે ધાવણમાં ફેરફાર થાય છે. માટે તેમને આઠ નવ મહિના ધવરાવવું ઉત્તમ છે. પછી ધાવણ ધીરે ધીરે ઓછું કરી સાથે ખોરાક આપતા જવો. ધવરાવ્યા પછી સ્તન લૂછી સાફ કરવાનો નિયમ રાખવો કે ચાંદાં પડે નહિ.

૮. **ધરાવતી વખતે રાખવાની સંભાળ**—માતાએ બાળકને ધરાવતાં પ્રથમ પોતાના મનમાં ધીરજ, ઉછરંગ, શાંતતા, અને આનંદ રાખી બાળક સામું જોવું. પછી તેને હસાડવું, રમાડવું, અને સ્તનમાંથી જરા દૂધ કાઢી નાંખવું. તે પછી માથે હાથ રાખી ધરાવવું એ ઉત્તમ રીત છે. મારી, પછાડી, ગુસ્સે થઇ, ડરાવી કે કંટાળી ધવરાવવું નહિ. કેમકે જે વખતે મનમાં કંટાળો, શોક, ભય, ગુસ્સો અને નિરાશ હોય છે, તે વખતે દૂધ બગડેલું હોય છે. તે જો બાળકના ધાવવામાં આવે છે: તો એ તેને ઝેર જેવું નુકશાન કરે છે. જ્યારે આવો પ્રસંગ હોય ત્યારે કદી પણ ધરાવવું નહિ. જ્યારે ઉપર કહ્યું તેવું આનંદમયી મન હોય અગર થાય, ત્યારે ધવરાવવું. તેમ માતાએ પોતાની માંદગીમાં પણ ધવરાવવું નહિ.

૯. **ધાવણ પુરૂં ન પડે ત્યારે કેમ કરવું ?**—બાળકને માતાના દૂધ ઉપર રાખવું એજ ઉત્તમ છે. માતાના પ્યાર અને કાળજી આગળ બાળકને ધાવ

પાસે રાખી ઉછેરવું એ તુચ્છ છે. માતાનું શરીર નબળું હોય કે ધાવણ આવતું ન હોય અગર પૂરૂં પડતું ન હોય, તોપણ બાળકને સાતઆઠ મહિનાનું થાય. ત્યાં સુધી તો બીજા કશા ખોરાકપર રાખવાનું નથી. ફક્ત દૂધ ઉપરજ રાખવાનું છે. તેવે વખતે કોઈ ઉપાય ન ચાલે ત્યારેજ ધાવ રાખવી.

**૧૦. ધાવ કેવી જોઈએ ?**—પોતાની જાતની ગામડાની સૌથી ઉત્તમ છે. તે પોતાના બાળક જેવડા જીવતા તનદુરસ્ત બાળકવાળી, મધ્યમ કદની, શાંત, શીળ, શરીરે મજબુત, નિરોગી, અને સદાચરણી વગેરે સદ્દગુણવાળી રાખવી. અગર હમેશાં એકજ તનદુરસ્ત ગાયનું તાજું દૂધ લેવું. દૂધથી અરધું નવસેકું ગરમ પાણી અને સાકર એ ત્રણને આગળ બતાવ્યા પ્રમાણે મિશ્રણ કરવું. એ મિશ્રણ ધવરાવવાના વખત પ્રમાણે નિયમસર આપવુ. દૂધ તાંબા, પીતળ વગેરે ધાતુના વાસણમાં પાવું નહિ, પણ માટીના કે કાચના વાસણમાં લઇ પાવું. પ્રથમ એવાજ વાસણમાં દૂધ લઇ રાખવુ. દૂધ ઉકળતું તો નહિજ. કેટલીક સ્ત્રીઓ ગાય ભેંસ કે બકરીનું દૂધ ઉકાળી માંહે સાકર, એળચી, જાયફળ વગેરે નાંખી પાય છે. આવું દૂધ નાના બાળકને ભારે પડે છે. પાચન થતું નથી. તેથી ફાયદાને બદલે વગધ, ઝાડો, ઉલટી અને તાવ વગેરે રોગો થાય છે. માટે એવું દૂધ પાવું નહિ. ખરેખર માતાના દૂધની બરોબરી કરો શકે એવો એકે ખોરાક નથી. કોઇ ઉપાય ન ચાલે ત્યારેજ ધાવ કે આવા મિશ્રણ દૂધપર આધાર રાખવો.

**૧૧. ખોરાક**—બાળકને તાજો, હલકો, થોડો ઉનો, માફક આવે એવો અને પૌષ્ટિક ખોરાક આપવો. તે સાથે નિત્ય ગાયનું તાજું અને ચોખ્ખું દૂધ આપતા રહેવું. અન્નાજના ખોરાકમાં ચપટી મીઠું નાંખવું. તેથી ખોરાક સ્વાદીષ્ટ, અને પાચન થાય છે. તથા કરમ થોડાં થાય છે. દૂધમાં સહેજ ગળપણ થાય એટલી સાકર કે પતાસાં બાળક કહે તો ઉમેરવાં, પણ બહુ ગળપણ આપવું નહિ. બહુ ગળપણ પાચન શક્તિને મંદ કરે છે. બાળક એક વર્ષનું થાય અને દાંત આવે, ત્યારે ચોખા, દાળ, ખીચડી, ચોખ્ખું દહીં અને મલાઈ વગેરે આપતા જવું; પણ અન્નાજ સાથે ગાયનું દૂધ આપતાં ભૂલવું નહિ; કારણ દૂધમાં પોષણના સર્વે પદાર્થો રહેલા છે. તેથી બાળક તનદુરસ્તને મજબુત બાંધાનું થાય છે. દૂધથી ઝાડો કબજીયત રહેતો હોય, તો તેમાં થોડું પાણી મેળવવું, એટલે ઝાડો ઉતરશે. ઉમર જેમ વધે તેમ દૂધનો ખોરાક વધાર્યે જવો. તેથી બાળકનું કુદરતી તેજ, બાંધો અને બળ વધે છે. બે વર્ષનું થવા આવે એટલે તેમાં બિલકુલ પાણી મેળવવું નહિ. દૂધ તાજું ને ચોખું તપાસીને લેવું. પાણી કે એવું કંઇ બીજું મેળવેલું ન હોય, તેની સંભાળ રાખવી. નહિતો એ નુકશાન કરે છે. બાળક મોટું થતું જાય, તેમ તે શાક, ભાજી વગેરે તાજી ખાય તેમ કરવું. તેમાં મીઠું, મસાલો નાંખવો; મેવો, મીઠાઈ માફકસર આપવાં. કાચાં ફળ, કોયલા, માટી વગેરે અવગુણકારી પદાર્થો

ખાવા દેવાં નહિ. ખોરાક દિવસમાં ત્રણ વખત આપવો—સવારમાં દૂધ અને રોટલી, ત્યાર પછી બીજીવાર ચાર કલાકે અને ત્રીજીવાર સાંજના આઠ વાગ્યાની અંદર હલકો ખોરાક આપવો. આ ત્રણ વખત સિવાય વચમાં ખાખા કરે, તો ખાવા દેવું નહિં. એકવાર ખાવેલો ખોરાક પાચન થાય અને હોજરીને જરા વિશ્રાંતિ મળે, ત્યારે બીજીવાર આપવો, ભૂખ કરતાં વધારે અકરાંતિઆં થઇ ખાવા દેવું નહિ. જો અકરાંતીઆં થઇ વારંવાર ખાય છે, તો ખોરાક પાચન ન થવાથી રોગિ થઇને "હાથ પગ દોરડી અને પેટ ગાગરડી થાય છે." દાડમ, દ્રાક્ષ, સફ્રજન, બદામ, પસ્તાં, કેળાં, વગેરે ફળ વખતે વખતે આપવાં. પાણી ચોખ્ખું પીવા આપવું. કૂવાનું પાણી વધારે ઉત્તમ છે. પાણી ઉપર તરતાં રજકણો કે એવા ખરાબ પદાર્થો ભળેલા હોય, તેવું પાણી મોટી ઉમરના કરતાં બાળકને વધારે નુકશાન કરતા છે. માટે પાણીને બેત્રણવાર ગાળીને પીવા દેવું. શિઆળામાં શરીરમાં ગરમી પેદા કરે, એવા પૈષ્ટિક પદાર્થો ખાવા આપવા; કેમકે એ વખતે ગરમી પેદા કરવાની જરૂર છે. આ વખતે ગરમી ઓછી થાય, તો તનદુરસ્તી બગડે છે. માટે શરીરમાં ઉષ્ણતા કાયમ રહે તેમ કરવું, ભૂખને મારવી નહિ. ભૂખનો વખત વિતાડી દેવાથી મંદાગ્નિ વગેરે રોગો થાય છે. નિયમસર ઠરાવેલે વખતે પાચન થઇ શકે એવો અને એટલો રાંધેલો ખોરાક આપવો. જીવનક્રિયા ચલાવવા સારૂ જે જે તત્વોની શરીરને જરૂર છે. તે બધાં તત્વો એકજ જાતના ખોરાકમાંથી મળતાં નથી. માટે ખોરાક એકને એક જાતનો ન આપતાં, જુદો જુદો આપવો. એકને એક ખોરાક આપવાથી શરીરને જોઇતાં તત્વો મળતાં નથી તથા પાચન શક્તિમાં બગાડો થાય છે. જે ખોરાક ઉપર બાળકને અભાવો હોય, તે ખાવાને આગ્રહ ન કરવો. ખાતાં અરધો કલાક લગાડવો. ચાવીને ખાવાની ટેવ પાડવી. ઉતાવળે ખાવા દેવું નહિ. તાપમાંથી આવ્યા પછી કે થાકયા પછી વિસામો લીધા બાદ ખાવા દેવું. ખાતી વખતે હસવા કે વાતો કરવા દેવી નહિ. સૂતા પહેલાં ત્રણ કલાક અગાઉ ખોરાક આપવો. ઉંઘી ઉઠયા પછી એક કલાકે ખાવા દેવું. તેમ ખાધા પછી કારણ હોયતો એક કલાકે સૂવા દેવું. ટાઢું, સડી કે બગડી ગયેલું અને ગંધાતું ખાવા દેવું નહિ. બહુ ખાવું અને થોડું ખાવું, એ બંને નુકશાન કરતા છે. ભૂખ લાગ્યા વગર આગ્રહ કરી ખવરાવવું નહિ. થોડું કે વધારે ખાવાનું કહેવું નહિ, પણ તેમની રૂચી પ્રમાણે ખાવા દેવું. જેમ ખોરાક પુષ્ટિકારક હોય છે, તેમ વજનમાં થોડો ખાવાને જોઇએ છીએ. અને જેમ પુષ્ટિકારક ઓછો તેમ વજનમાં વધારે જોઇએ. માટે બાળકોને ખોરાક વજનમાં થોડો પણ પુષ્ટિકારક આપવો. જો એમ ન કરવામાં આવે તો છોકરાંનું બળ ઘટે છે તથા શરીર વધતું નથી. વગેરે વિગેરે.

૧૨. હવા—બાળકને ખૂલ્લી અને સ્વચ્છ હવા મળે તેમ કરવું. સ્વચ્છ હવા

માટે રોજ સવાર સાંજ દરિયા કિનારે, મેદાન, ડુંગર કે બાગમાં હવા ખાવાને લઇ જવું. તેથી શરીરમાં ઘણી હુશિયારી આવે છે, લોહી સુધરે છે અને શરીર નિ-રોગી થાય છે. દરેક પ્રાણીને શ્વાસ લેવામાં ઓક્સિજન હવાની વધારે જરૂર છે. માટે જે ઓરડામાં તાજી અને સ્વચ્છ હવા આવતી હોય, તેવા બારી બારણાવાળા ઓરડામાં રાખવું. કદી પણ અંધારી જગ્યામાં, ચૂલાની ગરમી જ્યાં રહ્યા કરતી હોય ત્યાં, ખાળકુંડી કે મોરીની દુર્ગંધી જ્યાં આવતી હોય ત્યાં, સાંકડી. અંધારી, અને દુર્ગંધ વાળી ઓરડીમાં, જ્યાં ઘણાં મનુષ્યના શ્વાસથી કાર્બોલિક હવા નીકળતી હોય ત્યાં અને દીવો અખંડ રહેતો હોય, ત્યાં બાળકને રાખવું નહિ. કેમકે જ્યાં ગરમી, દુર્ગંધી અને પાતળી હવા હોય છે ત્યાં ઓક્સિજન હવા થોડી હોય છે. એવી જગ્યોએ બાળકને રાખવાથી તેની તનદુરસ્તી બગડે છે. આ બધો વિચાર કરી સુખાકારીવાળા હવાના સ્થાનમાં તેમને રાખવાની ગોઠવણ કરવી એ સર્વ પ્ર-કારે ઉત્તમ છે.

૧૩. ઊંઘ—બાળકને મોટા માણસ કરતાં વધારે ઉંઘવાની જરૂર છે. ઉ-ઘવાથી બાળકનું શરીર પુષ્ટ અને તનદુરસ્ત થાય છે. બાળકને કેટલોક વખત મા-તાના પડખામાં સુવાની જરૂર છે. કારણ તેને બીજાના શરીરની ગરમીની જરૂર છે. આવી વખતે માતાએ તેને પડખામાં સૂવાડતાં ખૂબ ધ્યાન રાખવું, કે પડખું ફેરવતાં કચરાઈ જાય નહિ, કે તે રડી પડખા નીચે આવે નહિ. માટે પોતાની અને બાળકની વચ્ચમાં લૂગડાની પાળ જેવું કરવું. સૂતાં સૂતાં બાળકને ધવરાવવું નહિ, સૂતાં ધવરાવવાથી વખતે માતા ઉંઘી જાય છે અને બાળક ઉંધું પડી ગું-ગળાઇ મરણ પામે છે. બાળક રાત્રે આઠ નવ વાગ્યે સૂઇને પાંચ વાગે ઉઠે તેમ કરવુ. દિવસના બપોર પછી એક બે કલાક અને રાત્રે વધારેમાં વધારે આઠ કલાક ખૂબ ઉંઘવા દેવું. જાગ્યા પછી આળોટવા દેવું નહિ. એથી બાળક આળસુ થાય છે. માટે જાગે કે તરત ઉઠવાની ટેવ પાડવી. તેને ઉંઘમાંથી જગાડવું નહિ. ઉં-ઘમાંથી જગાડવું એ ઘણું નુકસાન કરતા છે, તેને સ્વચ્છ હવા અને અજવાળાવાળા ઓરડામાં સૂવાડવાનું રાખવુ. બારીબારણાં બંધ કરી સૂવાડી રાખવું નહિ, કે ગં-દકીવાળા સાંકડા ઓરડામાં સૂવાડવું નહિ. તેમને ઉંઘવાના વખતમાં કંઈ મહેનત પડે એવું કરવું નહિ. ઉંઘવાને વખતે તો તેનું મન શાંત થાય એમ કરવું. બા-ળકને ખોરાક કરતાં ઉંઘની વિશેષ જરૂર છે. ઓછી ઉંઘે બાળક દુબળું થાય છે. ખોળામાં ઉંઘાડવાની ટેવ રાખવી નહિ. તેમ ઘોડીઆ કે પારણામાં પરાણે હીંચ-કાવી, મારી, ડરાવી અને કંટાળી ઉંઘાડવુ નહિ. તેમ બાળાગોળી કે અફીણ જેવી નુકશાન કરતા ઝેરી વસ્તુ ખવરાવી ઉંઘાડવું નહિ. તેથી બાળકનું શરીર બ-ગડી નબળું પડી જાય છે. શરીરનો બાંધો મજબૂત થતો નથી. જ્યારે તેને કુદર-તના નિયમ પ્રમાણે સ્વાભાવિક ઉંઘ આવે, ત્યારેજ ઉંઘાડવું. રાત્રે ખોરાક આપ્યા

પછી બે કલાકે હસાવી, રમાડી, દોડાવી, કૂદાવી, વગેરે રીતે શરીરને કસરત મળે એમ કરી તથા મધુર ગીતો ગાઇ, તેનું મન રંજન કરી સૂવાડવું કે સુખેથી ઘસઘસાટ ઉંઘશે, કહ્યું છે કેઃ—

પુત્ર ધરીને પારણે, મનમાં હરખે માય;
હોંસે હોંસે હેતથી, શુભ હાલરડાં ગાય.

એમ પારણામાં હરખથી પોઢાડી હોંસે હોંસે સારાં હાલરડાં-ગીતો ગાઇને ઉંઘાડવાથી બાળકને જે ઉંઘ આવેછે, તેથી તેનુ શરીર જોઇએ તેવું સારૂં થાય છે. કોઇ કારણથી ઉંઘ ન આવતી હોય, તો તપાસવું કે પેટમાં કરમ કે બીજું દરદ થયું હશે. તપાસતાં જે જણાય તેનો યોગ્ય ઉપાય કરવો, પણ બનતાં સુધી ઉંઘ માટે ઓષડ ખવરાવવું નહિ. બાળકને સૂતાં વારાફરતી પડખાં ફેરવવાની ટેવ પાડવી. સૂવાનું બિછાનું સાવપોચું કે સાવકઠણ ન જોઇએ, સામાન્યપણે રાખવું. ઘોડીઆમાં ઝોળી ટાંગી સૂવાડવા કરતાં પારણામાં સૂવાડવું ઉત્તમ છે. ઝોળીમાં સૂવાથી બાળક ખુંધુ થવા સંભવ છે. તેથી બરાબર ચાલી શકતું નથી. પારણામાં તેમ થતું નથી. ઉંઘ ભંગ કરે માટે ઘોડીઆ કે પારણાના આંકડીઆ બોલવા દેવા નહિ. તાણીને હીંચકાવવું નહિ, સૂવાના ઘોડીઆ કે બિછાના આગળ શિઆળો હોય તોપણ તાપની સઘડી કે દીવો રાખવો નહિ. બાળક ઉઠયા પછી તરત બિછાનું ભેળું કરવું નહિ, પણ હવા લાગી માંહેની ગંદકી ઉડી જાય, ત્યારે ઉપાડવું. બાળકને ચાંચડ, માંકડ, જૂ વગેરે કરડે નહિ, તેની સંભાળ રાખવી. સૂવાનું બિછાનું ધોએલું સાફ રાખવું. ઉજાગરો થવા દેવો નહિ. બિછાનું કે ઝોળી મળમૂત્રથી ભીની હોય, તો તરત એ કાઢી નાંખી બીજા કોરાં સ્વચ્છ ઉપર સૂવાડવું કે શરદી લાગે નહિ. વગેરે.

૧૪. **કસરત**—બાળકને ખુલ્લી હવામાં શરીરને કસરત મળે એમ કરવું. કસરતથી તેના શરીર માંહેલું લોહી નિયમસર બધી નસોમાં ફરી વળે છે. ખાધેલા અન્નનો રસ થઇ આખા શરીરને પોષણ મળે છે. પાચનશક્તિ વધે છે. સ્નાયુનું ચલન વલન થવાથી લોહી માંહેનો મલીન પદાર્થ પરસીવા વાટે બહાર નીકળે છે. તથા શરીરનો બાંધો મજબૂત અને નિરોગી થાય છે. સારી ઉંઘ આવે છે તથા હીંમત, હુંશિઆરી, ચંચળતા, અને શૂરવીરતા વધે છે. બાળકને આરોગ્ય રાખવા અને મોટાં કરવાને કુદરતથીજ કસરત તરફનું વલણુ હોય, એમ તેની સ્વાભાવિક ચંચળાઇ ઉપરથી જણાઇ આવે છે. બાળક જન્મ્યા પછી થોડા માસનું થાય; ત્યારે તેને સવાર સાંજ સારી હવામાં લુગડાં પહેરાવી લઇ જવું. વખતે ભોંયપર ગોદડી પાથરી સૂવાડવું. તેથી તે આમતેમ પછાડા મારશે. કોઇ વખતે હસાવવું, રમાડવું, કૂદાવવું અને કોઇ વસ્તુ દૂર ફેંકી તે મંગાવવી, એટલે તે ભાખોડીઆ ભેર થઇ હાથ પગ પછાડતાં, દોડતાં આમતેમ ફરતાં ચાલવા મથશે. તેથી કસરત

ગળશે. ચાલવા શીખે ત્યારે ઘરમાં ને બહાર રમવા દેવું. ઘરમાં બેસાડી રાખવું નહિ. જે રમતથી શરીરના કોઇ ભાગને નુકશાન થાય, જે રમતથી નીતિમાં બગાડો થાય, જેવી કે ઢીંગલા ઢીંગલીને પરણાવવાં ને તેને છોકરાં જણાવવાં વગેરે તેવી રમત રમવા ન દેવી. તેમ નઠારાં છોકરાંની સંગતમાં પણ બાળકને રમવા દેવું નહિ. એ માટે તે ઉપર દેખરેખ રાખતાં રહેવું. જેમ જેમ ઉમરે મોટું થતું જાય, તેમ તેમ તેને નિત્ય સવારસાંજ ખૂલ્લી હવામાં નિયમસર દડો ફેંકવો, નવ નાગેલીઓ, ખીલપાડો, ધમણ ગોલીટા, દોડવું, ઠેકવું, ચકરી, તીર ફેંકવું, ખોદવું, ખેડવું અને કાપવું વગેરે મનપસંદ રમત રમવા દેવી, પણ થાક ચડે ને શરીર બગાઇ જાય તેવી ને તેટલી રમત રમવા દેવી નહિ. તેમજ વખતે કોલેરા, તાવ વગેરે રોગચાળો ચાલતો હોય, તેવે વખતે પણ કસરત કરાવવી નહિ. કસરત કર્યા પછી થાક ઉતરે, ત્યારે ખાવાપીવા દેવું. આ પ્રમાણે પુત્ર પુત્રીને બંનેને કસરત કરવાની ઘણી જરૂર છે.

**૧૫. દાંતની સંભાળ**—બાળક જ્યારે સાતઆઠ માસનું થાય છે. ત્યારે દાંત આવવા શરૂ થાય છે કોઇ વખતે બે ત્રણ માસ મોડા આવે, ત્યારે તેને તાવ, ઉલટી, ઉધરસ, ચૂંક, ઝાડો અને આંચકી વગેરે થઇ આવે છે. આ વખતે તેનો સ્વભાવ ચીડીઓ થઇ જાય છે. તેને કયાંએ ચેન પડતું નથી. પેઢાં ચળવળે છે, વારંવાર ધાવવાની ગરજી કરે છે. ધાવણી કે અંગુઠો મોંમાં ઘાલે છે, તેથી પેઢાં ઘસાવાથી તેને સારૂં લાગે છે. બીજાં કરતાં અંગુઠો મોંમાં ઘાલે તે ઠીક છે, પણ તેને હમેશાં એ ટેવ પડી ન જાય એવી સંભાળ રાખવી. ઝાડો ધારા કરતાં બે ચારવાર વધારે થાય તો તેની ફિકર નહિ, પણ તેથી વધારે થાય તો ઉપાય કરવો. તાવ, ઉલટી વગેરે હોય તો હુંશીઆર વૈદ કે ડાકટરની સલાહ લેવી. આ વખતે તેની સારી પેઠે સંભાળ રાખવાની છે. લાળથી પહેરેલું લુગડું ભીનું થાય તો તરત કહાડી બીજું સ્વચ્છ કોરૂં પહેરાવવું. નહિ તો શરદી થાય છે. મોટું થયે તેના દાંત બ્રુસ કે દાંતણના કુચાથી ઘસવાની ટેવ પાડવી. દાંતમાં મેલ ન રહેવા દેવો. પાણીના કોગળા કરાવી મોં સાફ કરાવતા રહેવું.

**૧૬. પગની સંભાળ**—પગ એ આખા શરીરનું મૂળીયું છે. માટે તેની સંભાળ રાખવી. પગ ગરમ રહે તેમ કરવું. ઠંડા હોય તો ઉના પાણીમાં બોળી ગરમ કરવા, અને મોજાં પહેરાવવાં. સૂતી વખતે પગ ગરમ રહે તેમ કરવું. ઠંડા પગ રહેવાથી શરદી વગેરે વ્યાધી થવાનો સંભવ છે, ઠંડી ઋતુમાં પગમાં મોજાં અને દેશી નરમ ચામડાના જોડા પહેરવવા. પગરખાં એ ઠંડી, ગરમી, કાંટા વગેરેથી પગનું રક્ષણ કરતા છે. પણ તે સાંકડા ન જોઇએ. સાંકડા પહેરવાથી પગની પાટલી વધતી નથી. આંગળાં સંકોચાય છે. ડણ પડે છે વગેરે વ્યાધી થાય છે. બાળકને ચલાવવા તથા ઉભાડવાની ઉતાવળ કરવી નહિ. એની મેળે ચાલવા

તથા ઉભવાનું મન કરે ત્યારે તેને ટેકો દઇ ચલાવવું કે ઉઠું કરવું. પરાણે ચલાવવા તથા ઉભાડવાથી તેના કુમળા પગમાં જોર નહિ હોવાથી તે શરીરનો બોજો ઉપાડી શકતું નથી. તેથી પડી જાય છે. પગ વાંકા તથા રાંટા પડી જાય છે. ઘૂંટણ સામ સામે ભટકાય છે. અને તળીયાં ચપટ થાય છે વગેરે ખામી થાય છે. ઘરમાં ખૂલ્લે પગે ચાલવા દેવું. તેથી પગનાં તળીયાં મજબૂત તથા કઠણ થાય છે અને પંજા પહોળા થાય છે.

૧૭. **મસ્તક**—હમેશાં ઠંડું રાખવું. ગરમ થયેલું હોય તો ઠંડું કરવા માથે ઠંડા પાણીની ધાર કરવી. પછી માથું લૂછી કોરૂં કરી ધૂપેલ તેલ ઘસી નાંખવું વગેરે ઉપાય લેવા. નહિ તો મસ્તકમાં પીડા થાય છે. માથેથી વાળ ઉતારવા નહિ, તેમ મોટી ચોટલી, ચોટલા રાખવા નહિ. વાળ કતરાવતા જવું. બાળકીઓને ચાર પાંચ વર્ષની થાય, ત્યારે ચોટલા રખાવવા. નવરાવતી વખતે પ્રથમ મસ્તક ભીંજવવું, પછી આખે શરીરે પાણી રેડી નવરાવવું. માથે ઠંડા પાણીની ધાર કરવાથી મગજ તર થાય છે. માથે ગરમ કરેલું પાણી રેડવું નહિ. વાળ મેલ કાપનારી ચીજથી ધોવા. પુત્રના વાળ રોજ ધોવા અને પુત્રીના સાત આઠ દહાડે ધોઇ સાફ કરવા. જૂ કે **ખોડો** હોય તો **ધૂપેલ** તેલમાં થોડું કપુર મેળવી નાંખવું. તેથી જૂ મરી જશે. તેલ ધૂપેલ ઘસીને નાંખવું. તેથી મગજ તર થાય છે. કોપરેલ તેલ પણ ઠીક છે. તેથી વાળ સાફ થઇ વધે છે. વાળ ખેંચાય તેમ ઓળવા કે તાણીને અંબોડો વાળવો નહિ. તેથી મગજને વ્યાધિ થાય છે અને વાળ ખરી પડે છે. ઝીણી કાંસકીથી દાંતા ખૂચે નહિ તેમ વાળ ઓળવા. તેલ એટલું નાંખવું કે લૂગડાં બગડે નહિ. માથે ગમે તેવા સાબુ કે અર્ક ખેંચેલાં તેલ નાંખવાં નહિ. તેથી વાળ ધોળા થાય છે અને મગજને વ્યાધી થાય છે.

૧૮. **લગ્ન**—બાળપણમાં લગ્ન કરવાથી તેઓ વહેલાં સંબંધમાં જોડાવાની ચિંતાએ કરીને જોઇએ તેવો વિદ્યાભ્યાસ કરી શકતાં નથી. તેથી મોટપણે ગુજરાન ચલાવવામાં હરકત પડી સંસાર દુઃખરૂપે કાઢે છે. વળી કાચી વયમાં અપકવ વિર્ય જઇ શરીરનો બાંધો તૂટી જાય છે. શરીર નબળું તવાએલું, પીળું પચક, પાતળું, અશકત અને રોગિ થાય છે. તથા આયુષ્યનો ક્ષય થાય છે. તેની જે પ્રજા થાય છે, તે પણ તેવીજ થાય છે. તેનાથી કોઇ પણ કાર્ય હીંગતભેર થઇ શકતું નથી; વગેરે ઘણું નુકશાન થાય છે. માટે પુત્રની ઉમર ૨૦–૨૫ વર્ષની થાય તે પછી અને પુત્રીની ઉમર ૧૩–૧૪ વર્ષની થાય ત્યારે લગ્ન કરવું ઠીક છે. જીંદગીમાં વિર્યનું સંરક્ષણ કરવું, એ સર્વથી શ્રેષ્ટ ફળદાયક છે. જેના શરીરમાં વિર્યનું વિશેષ સંરક્ષણ થયેલું હશે. તે મજબૂત, કદાવર, શૂરવીર, પરાક્રમી અને નિરોગી થાય છે. તથા તેની પ્રજા પણ સર્વ પ્રકારે ઉત્કૃષ્ટ નીવડે છે. માટે મોટી વયે લગ્ન કરવાં એ વધારે સારૂં છે.

૧૯ કાનની સંભાળ—બાળકના કાન ઠંડા થવા દેવા નહિ. ઠંડા થાય તો કાનટોપી પહેરાવવી. નહિતો શરદી લાગી કાન પાકશે અને પીડા થશે. કદી કાન દુઃખે તો તેલ ઉનું કરી માંહે ટીપાં પાડવાં. કાન વહે તો સમુદ્રફીણને તેલમાં ઉકાળી તેનાં ટીપાં પાડવાં. કાનમાં છિદ્રો પાડવાની રીત નુકશાન કરતા છે. કાનમાં છિદ્રો પાડી માંહે અલંકાર ઘાલવાથી ઘણી પ્રકારે નુકસાની થાય છે. માટે એ રીત સારી નથી. કાનને સળી વગેરેથી ખોતરવો નહિ. ખોતરવાથી વખને પાકે છે અને પીડા થાય છે વગેરે.

૨૦. શીતળાના રોગમાં રાખવાની સંભાળ—બાળકો શીતળા નીકળવાથી આંધળાં, લૂલાં, કાણાં અને બહેરાં થાય છે તથા આખા શરીરે ચાઠાં પડી ચહેરો બગડે છે વગેરે ખામી ઉત્પન્ન થાય છે; એટલુંજ નહિ પણ એથી મરણ પણ થાય છે. બાળકને આના જેવી એકે મોટી બીક નથી. આ રોગ ચેપી છે. જે વખતે એ રોગ ચાલતો હોય, તે વખતે તેમને એવી જગ્યોએ લઇ જવાં નહિ. શીતળા કઢાવેલા ન હોય તો આ વખતે તરત કઢાવી લેવાં—શીતળા કઢાવવાથી ઉપર કહેલી ખામી ઉત્પન્ન થવાની દેહેશત રહેતી નથી. બે વાર કઢાવવાથી નીકળતાં પણ નથી—શીતળા એક વખત કઢાવવા કરતાં સાત સાત વર્ષે બે ત્રણ વખત કઢાવવાં વધારે ઠીક છે. શીતળા કઢાવતાં જે બાળકનો ચેપ લેવામાં આવે, તે બાળક ગુમડાં, તાવ વગેરે રોગ વાળું ન જોઇએ, પણ તનદુરસ્ત, મજબૂત બાંધાનું અને નિરોગી બાળક જોઇએ; કેમકે નિરોગી બાળકનો ચેપ લેવો ફાયદાકારક છે. રોગી બાળકનો ચેપ લેવાથી બાળકને તરત તેવા રોગ લાગુ પડે છે. આ વખતે ખૂબ સંભાળ રાખવી. તેમજ બાળક શરીરે સારૂં હોય ત્યારેજ સીતળા કઢાવવાં. નવ દશ રોજે દાણા ભરાઇ સોજો ચડે છે. તેથી પીડા થાય છે. પછી એક બે દિવસે આરામ થવા લાગે છે. તેને ઓસડ કરવાની જરૂર નથી. તાડ કરે ને દુઃખ થાય, તો તે ઉપર ઘી ચોપડવું. તેથી ભીંગડાં ઉખડી જશે. દાણા ફુટયા પછી માથે ઝીણી રાખ ભૂંસવી એ પણ ઠીક છે. દાણા ખણી ઉખેડી નાંખવાં દેવા નહિ. ઉખેડી નાંખવાથી જોઇએ તેવો લાભ થતો નથી. જો ખણે તો હાથે લૂગડું વીંટવું. ભીંગડું ઉખેડવું નહિ પણ એની મેળે ઉખડી જવા દેવું.

૨૧ બાળાગોળી—બાળકને બાળાગોળી આપવાની રીત ઘણી નુકશાન કરતા છે—એથી દેખીતો કદી લાભ લાગતો હોય, પણ પરિણામે નુકશાન કરતા છે. તે નિત્ય આપવાથી તો એક જાતના ખોરાક જેવું અને એક જાતના બંધાણીના બંધાણ જેવું થાય છે. એનો નિશો રહે છે ત્યાં સુધી બાળકને ઉંઘ આવે છે અને ઠીક રહે છે. નિશો ઉતર્યે, તો પાછું એવું ને એવુંજ થાય છે. નિશો કરવાથી જોઇએ તેવી ઉંઘ આવતી નથી. બાળાગોળીમાં જૂદી જૂદી વસ્તુઓ આવે

છે, તેમાં અફીણ મુખ્ય આવે છે. એ પાણી કે ધાવણમાં ઘોળી પરાણે બાળકના હાથ, પગ પકડી પાઇ દે છે. તેમાં તેના બરાડાપર નિર્દય માતાને જરા પણ દયા આવતી નથી. આ રીત દેખાદેખીથી સ્ત્રીઓમાં પડેલી હોય છે. આ એક જાતના બંધાણથી બાળક દુબળું, નબળું, પીળુંચપક, હાથ પગ દોરડી ને પેટ ગાગરડી જેવું થાય છે. આ રીતે પરાણે ઉંઘાડવું એ ન ઉંઘાડવા બરોબર છે. આ તો શત્રુવટ સાચવ્યા જેવું થાય છે. ઉંઘાડવાનો ખરો રસ્તો તેમને સૂતા પહેલાં પૂરતી કસરત આપવી એ ઉતમ છે. માટે બાળાગોળી આપવાની રીત રાખવી નહિ.

૨૨. **આંખ**—બાળક જ્યારે ઉંઘી ઉઠે, ત્યારે તેની આંખો ઠંડા પાણીથી ધોતા જવી. આંખમાંના ચીપડા વગેરે મેલ ધોઇ સાફ કરવા—ઠંડા પાણીએ આંખ નિત્ય ધોવાથી તેજ વધે છે, ઠંડક વળે છે અને આંખની ગરમી ઓછી થાય છે, વગેરે લાભ થાય છે—આંખ ધોયા વગર એમને એમ રાખવાથી નુકશાન થાય છે. આંખમાં નિત્ય આંજણ કે બીજું કોઇ અંજન હોય તે આંજતા જવું. તેથી આંખ ઉઠતી નથી અને તેજ વધે છે. આંખ ઉઠવી એ ચેપી રોગ છે. માટે કોઇની આંખ ઉઠી હોય, તે પાસે બાળકને જવા દેવું નહિ. આંખ ઉઠે તો તેની તરત બરાબર માવજત કરવી. એમાં ગફલત કરવાથી આંખને નુકશાન થાય છે. વગેરે, વગેરે.

૨૩. **ચેપી રોગ**—બાળકને આ નીચે જણાવેલા ચેપી રોગથી ઘણી સંભાળ રાખવી. જ્યારે જ્યારે આવા ચેપી રોગ ચાલતા હોય અગર જેને એ લાગુ પડેલ હોય, તે પાસે બાળકને જવા દેવું નહિ રાતો તાવ, ઓરી, અછબડા, શીતળા, ગાલ પચોરિયાં, ઉટાંટિયું, ગળસુણું, દાદર, આંખ દુખવી, ટાઇફસ તાવ, કોલેરા, વગેરે રોગ—બંધ પડયા પછી તેવી જગ્યોએ લઇ જવું તથા તેવા રોગી માણસને સારી પેઠે આરામ થયા પછી તે પાસે જવા દેવું. આ વખતે તેની તનદુરસ્તી સાચવવા ઘણી કાળજી રાખવી.



# બાળ શિક્ષણ.

ઓ પ્રભુ શી સંભાળથી, વાડ કરી ચોપાસ;
વૃદ્ધિ હમારી તું કરે, ગણિ નિજ સંતતિ ખાસ. ૧
માત તાત હમને પ્રથમ, સુબોધ આપે ઘેર;
પછિ શિખવે શાળા-ગુરૂ, નીતિ-નિયમ રૂડી પેર. ૨
વિવેક બુદ્ધિ-નિયમની, હદમાં રાખી ભાવ;
તે ગુરૂ-હમને મોકલે, લેવા દુનિયઇ લ્હાવ. ૩

જ્યોર્જ હરબર્ટ.

૧. માણસની જીંદગીનો સૌથી અગત્યનો વખત બાળપણ છે. તે જેવું જન્મથકી નવી દુનિઆના દરવાજા આગળ આવે છે કે તરત તેની દૃષ્ટિ જે ચીજ પર પડે છે, તે આશ્ચર્યની સાથ જુએ છે. પછી ધીરેધીરે જોવાનું, સરખાવવાનું અને મનમાં જે વિચારો થયા હોય, તે ભરી રાખવાનું આરંભે છે. આ વખતે તે આજુબાજુની વસ્તુઓના ગુણદોષનું અને બીજાઓના મનનું જેટલું જ્ઞાન મેળવે છે, એટલું આખી અવસ્થામાં મેળવાતું નથી. લૉર્ડ બ્રોહામે કહ્યું છે કે;—"બાળક દુનિઆના પદાર્થોના ગુણદોશનું તથા પોતાના અને પારકાના મનનું જેટલું જ્ઞાન દોઢથી અઢી વર્ષની વયમાં મેળવે છે. તેટલું જ્ઞાન જીંદગીના બાકીના વખતમાં મેળવતું નથી. આ વખતે તે જે જ્ઞાન મેળવે છે અને જે વિચારો તેના મનમાં ઘડાય છે; તે સર્વ એટલા તો અગત્યના છે કે ક્ષણભર આપણે એવું ધારીએ કે પાછળથી તે સઘળું ભૂલી જવાય અથવા જતું રહેતું હશે, પણ તેમ થતું નથી." બાળકની બાલ્યાવસ્થા ઘણી અગત્યની છે. તેના સ્વભાવને રૂપ આપવા તેની પાસે જેવા નમુના ધરવામાં આવે છે, તેવું તેનું આચરણ બંધાવા માંડે છે. તેની જીંદગીનો પાયો આ વખતથીજ રચાવા માંડે છે. એ પાયો જેમ મજબૂત નંખાય, તેમ કરવા તેની પાસે સારા નમુના ધરવા જોઇએ. સર્વ નમુનામાં માતા એ નિત્યનો સહચારી અને મુખ્ય નમુનો છે. પરમેશ્વરે તેને પોતાનો પ્રતિનીધિ કરીને મોકલી છે. તેનાપરજ બાળકના પાલન પોષણ અને સારા નરસા ભવિષ્યનો આધાર છે. તેજ તેનું પરમ ધન છે અને તેજ તેનો અસરકારક મુખ્ય શિક્ષક છે. બાળકને માતા તરફથી જેવી કેળવણી અને દ્રષ્ટાંત મળે છે, તેવું તે અંતે થાય છે. **જ્યૉર્જ હરબર્ટે** કહ્યું છે કે;—"એક સારી માતા સો શિક્ષકની બરોબર છે. ઘરમાં તે સઘળા હૃદયને ખેંચનાર લોહચુંબક છે અને સઘળાની આંખ દોરનાર ધ્રુવનો તારો છે. તેની નકલ હમેશાં થાય છે." **गुरुणांचैव सर्वेषाम्माता परमकोगुरुः** સર્વે ગુરૂઓમાં માતા એ પરમ અને મુખ્ય ગુરૂ છે. બાળક ઘરરૂપી શાળામાં જેવું શિક્ષણ મેળવે છે, તેવું તે થાય છે. તથા જેવું ઘરમાં દેખે છે,

તેવું શિખે છે. તેના જીવનની ધાટી ત્યાંજ બંધાય છે. તે માણસાઇ આવતાં સુધી, પણ મટતી નથી; એટલુંજ નહિ પણ તે મરણ પર્યંત એવીને એવી ટકી રહેછે. તેની કેળવણી તેનાં જન્મતાંવેંતજ શરૂ થાય છે. પ્રથમ તેને ધાવતાં આવડતું નથી, તેથી માતા એકાદવાર સ્તન મુખમાં આપી, તેના દૂધનો સ્વાદ ચખાડે છે કે, તરત પછી પોતાની મેળે ધાવવા લાગે છે. એ રીતે બાળક સ્વભાવિક રીતે જે જે હીલચાલ કરવા માંડે તેનું વલણ સારા તરફ વાળવા ધ્યાનમાં રાખવું. પ્રથમ તેની સ્પર્શ ઇંદ્રિય જાગૃત થાય છે. તેથી સ્તનનો સ્પર્શ થતાં ધાવવા માંડે છે. પછી નેત્રવડે પોતાની માતાને ઓળખે છે, કાનવડે માતાનો સાદ ઓળખી કાઢે છે. પછી રસેંદ્રિય જાગૃત થાય છે, તેવડે કડવું, મીઠું, ખાટું વગેરે જાણી શકે છે અને છેવટ ઘ્રાણેંદ્રિય જાગૃત થાય છે. તે જેમ જેમ મોટું થતું જાય છે, તેમ તેમ તેને ઇંદ્રિયોવડે જ્ઞાન થતું જાય છે. જન્મ્યા પછી તેના લોહીનું ફરવું ઉતાવળું ચાલેછે. તેથી તન, મન, અને સર્વ ઇંદ્રિયોના વધવા સાથે તેની નકલ કરવાની શક્તિ પણ સાથેજ વધવા માંડે છે. માટે માતાએ બાળકને સદ્દગુણોવાળું કરવાને પોતેજ ઘર આગળ હરકોઇ આવતા જતા સાથે એવી રીતે વિવેક મર્યાદાથી વર્તવું કે બાળક પણ તે દેખીને તેવી રીતે વર્તતાં શિખે; કેમકે બાળકો માબાપમાં જેવું જુએ છે, તેવુંજ શિખે છે. કહેવું કાંઇ અને કરવું કાંઈ એમ ન કરવું; કેમકે તેથી બાળકના મનપર ખરી અસર થશે નહી. કહેવા પ્રમાણેજ વર્તવાથી તેને સચોટ ખરી અસર થશે. વળી તે સાથે વિવેક, મર્યાદાથી વર્તવું અને તેને મધુર વચને બોલાવું. જેમકે;—પ્રિય પ્રાણલાલ ભાઇ! વહાલી વિદ્યાગવરી! આવો! આ તમારા ગુરૂ પધાર્યા, તેમને નમન કરો. ભાઇ ચમનલાલ! આ પાન સોપારી ગુરૂને આપો. બાપુ બુલાખીદાસ! આ રકાબી આપણા કપાટમાં મૂકો ભાઇ! મણીબેન! ચંદાગવરી! આવો બાપુ! આ ગુલાબ અને મોગરાને જૂદાં જૂદાં કરો બા! વાહ! બહુ સારૂં કામ કર્યું—આવો મણીબેન! ચમનભાઇ! આ ફુલનો હાર તમારા બાપાને પહેરાવી પગે લાગો. વગેરે રીતે ઘરનાં કામકાજમાં બોલાવવાની રીત રાખવાથી તેઓ સભ્ય, વિવેકી, મર્યાદશીળ, નમ્ર, અને સુઘડ વગેરે સદ્દગુણો વાળાં થશે. વળી મીઠાશ ભરેલાં વચને કામ કરાવવાથી તેઓ આપણું ધારેલું કામ હોંસે હોંસે કરી આપશે. તેથી તેને કામ કરવાની ટેવ પડશે, શરીરને કસરત મળશે, વિવેક મર્યાદા, મધુરવચન વગેરે શિખશે અને મા પાસે કામમાં રહ્યાથી તેઓ રખડવા જશે નહિ. તથા નઠારી સોબત વગેરે દુર્ગુણો આવવાની દેહેશત રહેશે નહિ. બાળક પાસે કામ કરાવતાં કદી એનાથી એકાદ કામ બગડયું, તો તેને કડવાં વચન કહી ધમકાવવું કે મારવું નહિ, પણ જરા દીલગીર મોં કરી, પછી તરત હસી વહાલથી બોલાવવું—અને મીઠા શબ્દોએ શીખામણ દેવી. જો, ભાઇ! તેં આમ કર્યું તો નુકસાન થયું. બાપુ! હવે એમ કદી કરીશ નહિ હો! આપણને નુકશાન થાય.

માટે હમેશાં કામ સંભાળીને કરવું. પ્રથમ માતાનું મોં દીલગીર જોઇ બાળક જાણશે કે મેં આ ખોટું કર્યું. હવે ફરી ન કરવું. હસી પડવાથી માતાનો ક્ષમાવંત ગુણ જોઇ રોવાની કે હઠ પકડવાની ટેવ પડશે નહિ અને જે જે શીખામણ આપવામાં આવશે, તે લક્ષ દઇ સાંભળશે. તેથી સારી ટેવ પડશે. ઘર આગળ પરોણો, વડિલ, ગુરૂ, કે હરકોઇ આવે તેને આવો ? બેસો, પધારો, સાહેબ, સાહેબજી પધારજો, કૃપા રાખજો. મહેરબાન, આવજો, જેજે, રામ રામ, સલામ, મારાં ધન્ય ભાગ્ય ! કે આજે આપ મારે ઘેર પધાર્યા. વગેરે રીતે મધુર વચને, વિવેકે અને માન મરતબે આદર સત્કાર કરવાની ટેવ રાખ્યાથી બાળક પણ મા બાપનું દેખી તેવું શીખે છે. માટે સારી ટેવ પાડવા ધ્યાન રાખવું. આ વખતે તેના હૃદયમાં જેવી છાપ પાડવામાં આવશે, તેવી જીંદગી પર્યંત રહેશે.

બાળકને કદી પણ અમર્યાદપણે કે અવિવેકે વર્તવા દેવું નહિ. હાલ કેટલાંક માબાપ પોતેજ જાણી જોઇને બાળકને કહેશે કે, લે, આ લાકડી માર તારા મામાને, તેને મૂર્ખ કહે, તારા કાકાનું કહ્યું માનીશ નહિ, મોટા ભાઇને લૂચ્ચો કહે, આ કોઇનો પ્યાલો પડયો છે તે છાનો માનો ઉપાડી લાવ, પૂછે તો કહેજે કે મને ખબર નથી. વગેરે રીતે અવિવેક અને અમર્યાદપણે ચાલતાં, અપશબ્દો અને જુઠું બોલતાં તથા ચોરી કરતાં શિખવે છે. એથી જે ખરાબ ટેવ પડે છે, તે કદી મોટપણે જતી નથી. તેનું ફળ, માબાપને અંતે ચાખવું પડે છે. જ્યારે દુઃખ ભોગવે છે, ત્યારે કહેશે કે છોકરાં બગડી ગયાં વગેરે બોલી પસ્તાવો કરે છે, પણ એનું મૂળ પોતેજ છે એ જાણતાં નથી. સમજુ માબાપે સુખી થવું હોય, તો પ્રથમથીજ બાળકોને સુધારવા કાળજી રાખવી જોઇએ. તેઓ પ્રથમથીજ માબાપ વગેરે વડિલો પ્રત્યે પૂજ્ય બુદ્ધિ રાખી વિવેક, મર્યાદાએ વર્તે એમ કરવું જોઇએ. માબાપ પ્રત્યે પૂજ્ય બુદ્ધિ ઉત્પન્ન કરવા પિતાએ કહેવું કે આ તારી માતા છે, તેને પગે લાગ. તેણે તારે માટે અનેક પ્રકારનાં દુઃખો ભોગવ્યાં છે. ( માતાના ગુણનું વર્ણન કરી બતાવવું. ) તેનો બદલો આખી જીંદગી સેવા કર્યાથી પણ વળી શકે એમ નથી. તારે તેને દેવી રૂપ ગણી તેની સેવા કરવી જોઇએ, તેની આજ્ઞાને આધિન રહેવું, અને સદા તેને આનંદમાં રાખવી જોઇએ, નહિતો તને પાપ લાગશે. વગેરે તેમજ માતાએ તેના પિતાના ગુણનું વર્ણન કરી કહેવું કે, આ તારા પિતાને પરમેશ્વરથી બીજે દરજ્જે પૂજ્ય જાણવા, તેને પગે લાગ. તારે તેની અહોનિષ મન, વચન અને કર્મની સેવા કરવી. તારે તેમનું મન કદી કચવાવવું નહિ, તેના ઉપકારનો બદલો તારાથી જીંદગી પર્યંત વાળી શકાય તેમ નથી. તું તેનું મન દુઃખાય એવું કરશે, તો તને પાપ લાગશે. વગેરે, વગેરે રીતે પરસ્પર પ્રત્યે વર્ત્તાવવા ઉપદેશ કરતા રહેવું. પોતાપ્રત્યે વર્ત્તાવવા પોતે કરેલો ઉપદેશ બરાબર ઠસતો નથી. માટે આવી ગોઠવણ કરવાથી ઉત્તમ અસર થશે.

તે જીંદગી પર્યંત એવી ને એવી રહેશે.

**૨. બાળકની તર્કશક્તી**—વધે એમ કરવું. કાંઇ સારૂં, નરસું બને તો તેનું કારણ સમજાવતાં જવું. તેને કોઇ વાતમાં ગુંચવણ પડે, તો તરત કહી ન દેતાં તે પોતાની મેળે શોધીને એમ કરવું. તે જે જે વસ્તુ જુએ અને તેના વિષે પ્રશ્ન પૂછે, તેનો ખુલાસો આપી તેના મનને સંતોષ પમાડવું. તેના પ્રશ્નને નકામા ગણી તરછોડી કાઢવું નહિં. જો પ્રશ્નનો ખુલાસો અપાતો નથી, તો તેની જિજ્ઞાસા દબાઇ જઇ પૃચ્છકબુદ્ધિ નાશ પામે છે. કઠણ પ્રશ્ન હોય, તોપણ વિચાર કરી ખુલાસો આપી તેની જિજ્ઞાસાને ઉત્તેજન આપવુ. કંઇ શાકપત્ર મોરતાં જોઇ બાળક આપણા હાથમાંથી છરી લેવા આવે; તો તેને ધમકાવી દૂર કરવુ નહિં, કારણ તેની જિજ્ઞાસા તૃપ્ત ન થવાથી રોવા માંડે છે, હઠ પકડે છે અને પછી એમ કરતાં કરતાં એવી ટેવ પડે છે. માટે એવા પ્રસંગ સારૂ અગાઉથીજ લાકડાની બુઠ્ઠી ધારવાળી છરી કરાવી રાખવી. કે જ્યારે પેલી છરી પકડે કે તરત તેના હાથમાં આ છરી દેવી; કે લે બાપુ ! શાક મોર. જરાતરા મોરે કે કહેવુ, વાહ ! સારૂં મોર્યું. હવે છરી લાવ જોઇએ ! એમ કહી ઉંચે મૂકવી. પછી કહેવુ, વાહ ! તું બહુ ડાહ્યો છે! વગેરે રીતે મધુર વચને રાજી કરવાથી કંઇ બોલશે નહિં, પણ એમ કહેવું કે આ છરીતો "બાવા" લઇ ગયા વગેરે કહી સંતાડી જુઠું બોલવું નહિં. જો એમ કરવામાં આવશે,તોતે જાણી લેશે કે મને છેતર્યો છે. પછી પોતે પણ છેતરતાં અને જુઠું બોલતાં શિખશે. માટે સાચી યુક્તિએજ સંતોષ પમાડવો એ સૌથી શ્રેષ્ટ છે.

**૩. રમત કેવી રમવા દેવી ?**—બાળકને પાણીમાં રમવા દેવુ નહિ. પાણીમાં રમવાથી તેના લૂગડાં ભીનાં થાય છે. તેથી શરદી લાગી માંદા પડે છે. પાણીના વાસણમાં હાથ ઘાલી રમતું હોય, તો તેને પરાણે અટકાવવુ નહિ, પણ પાસે જઇ કહેવુ, ભાઇ ! બાપુ ! પાણીમાં રમવાથી શરદી થાય ને માંદા પડીએ, માટે લે હું તને રમાડું, એમ કહી પોપૈયાના પાનની ડાંડી કે નળી જેવુ કંઇ લઇ તેનો એક છેડો ટુંકો અને બીજો છેડો લાંબો એમ વાળવુ. નાનો છેડો પાણીમાં ને મોટો બહાર રાખી, માંહેની હવા મોંઢેથી ખેંચી લેવી. એટલે વાસણ માંહેલું પાણી એ નળી વાટે બહાર નીકળશે. આ જોઇ બાળકને ગમત પડશે. માછલી, વહાણ, ચકલી, કાચબો, બતક, વગેરે રમકડાં કમાનવાળાં અને લોહચુંબકવાળાં આવે છે; તે પાણીમાં આમ તેમ તરતાં ફરે છે એવે રમકડે રમાડવું. વળી તે શી રીતે તરે છે ? નળીમાંથી પાણી કેમ નિકળ્યું ? એનુ કારણ સમજાવતાં જવું તેથી તેને ગમતની સાથે ઘણું જ્ઞાન મળશે. ઘરમાં ચીજો રખડતી નાંહે રાખતાં ગોઠવી રાખવી, કે બાળકને લથડીયાં ખાતાં વખતે વાગી જાય નહિ. રમકડાં ધારવાળાં કે અણીવાળાં રાખવાં નહિ. દીવા પાસે રમવા દેવુ નહિ. નઠારા છોકરાંની સોબત કે નીતિમાં બગાડો થાય એવી રમતે રમવા દેવું નહિ—ઢીંગલા ઢીંગલીના

રમતથી બાળકને ખરાબ અસર થાય છે, તે રમવા દેવી નહિ. બાળક જે રમત રમે તેપર દેખરેખ રાખવી. જુઠું બોલતાં, કોઇની ચીજ ઉપાડતાં, ગાળો દેતાં, સામે થતાં, હઠ પકડતાં, વગેરે અપલક્ષણે આચરતાં જાણવામાં આવે, તો તરત અટકાવી જરા દીલગીર મોં કરી કહેવું કે બાપ! આ ખોટું કરો છો. આ તો અનીતિ કહેવાય. એમ કહેવાથી સમજી જશે, કે આ કામ ખોટું કહેવાય. માટે ન કરવુ. એમ નીતિ અનીતિ, પાપ પૂણ્ય, ન્યાય અન્યાય, સારૂં નરસું, વગેરે પ્રસંગ આવતાં સમજાવતાં જવું. એટલે સારી અસર થઇ યોગ્યપણે ચાલશે.

**૪. ગમતની સાથે જ્ઞાન**—બાળકને ગમતની સાથે સહેલથી અક્ષરજ્ઞાન, રંગ આકાર, અને સામાન્ય જ્ઞાન થવા માટે મૂળાક્ષર આવી જાય એવી ગોઠવણીવાળાં લાકડાનાં જુદાજુદા રંગ, આકારનાં રમવાના રમકડા લેવાં. દરેક રમકડાના નામનો પહેલો અક્ષર તે ગાથે આવે એવી ગોઠવણી કરવી—જેમકે;—અખોડ—**અ.** આરસી—**આ.** કમળ—**ક.** ખજુર—**ખ.** ગધેડો—**ગ.** ચકલી—**ચ.** બદામ—**બ.** હળ—**હ.** પાટી—**પ.** લીંબુ—**લ.** વગેરે ગોઠવણી કરવી. પછી સવાલ પૂછી કહેલા અક્ષરવાળું રમકડું શોધી બતાવે એમ કરવુ. બતાવ્યા પછી તેનો રંગ, આકાર અને ઉપયોગ વગેરે પૂછવું. તેમજ એકથી દશ સુધીના આંકડાની ગોઠવણી પણ રમકડાંમાં કરવી. તેથી દશ સુધી બોલતાં અને ઓળખતાં સહેલથી શિખી જશે. પછી કાનો, માત્રા, અને હૃસ્વ, દીર્ઘવાળા રમકડાંની ગોઠવણ કરી તે ઓળખાવવાં. **ક,** અક્ષરવાળું રમકડું શોધાવી તેની જોડે કાનાવાળું રમકડુ શોધાવી મૂકાવવુ. પછી કહેવું કે એ બે મળવાથી, **કા,** થયો. એમ કાનો, માત્રાની રસભરી ગોઠવણ કરી બારાખડી શિખવવી. પછી એકાક્ષરી અર્થવાળા શબ્દો જોડતાં શિખવવા—જેમ, **ખા, દે, ના, હા, ભા,** વગેરે. પછી દ્વીઅક્ષરી નામો જેવાં કે;—**બાપા, કાકી, લાડુ, પુરી, પાણી, લોટો, બાપુ, હાથી, ઘોડો.** વગેરે. સગાં સ્નેહી, મિત્ર અને ઘર ઉપયોગી વસ્તુઓનાં જાણીતાં નામો બે, ત્રણ, ચાર, પાંચ એમ અક્ષરે ચડતા ચડતા આવે એવી ગોઠવણીએ જોડાવવાં, ઓળખાવવાં અને વંચાવવા. એટલું આવડ્યા પછી લખતાં શિખવવું. બાળકો આપણું કહેલું બતાવે, કહે, અને કરે, ત્યારે વચમાં વચમાં શાબાશી આપતા જવી; કે તેથી તેઓ હોંસે, હોંસે સઘળું શિખી જશે.

બાળકને પશુ, પક્ષી, મનુષ્ય અને જાણીતાં બાળકોનાં નામો આવે, એવી વાર્તાઓ સાંભળવાનું તથા ગાવાનું બહુ પ્રિય હોય છે. માટે વચમાં વચમાં ગાવાનું આવે, એવી ધર્મનીતિ કે ઇશ્વર સંબંધીની સાદી અને ટુંકી વાર્તાઓ રસભરી વાણીથી દાખલા દૃષ્ટાંત સાથે કહેવી. તેમાંથી સાર ખેંચી શિખામણ આપવી અને તે વાર્તા પાછી કહી બતાવે એમ કરવુ; કેમકે બાળકને નકલ કરવાની સ્વભાવિક ટેવ હોય છે. તેથી મોંએ કરેલી વાર્તા વખતો વખત યાદ

આવી સારી અસર થાય છે અને વર્તણૂંક સુધરે છે. તેમજ ઇશ્વર અને ધર્મ-નીતિ સંબંધી શ્લોક, કવિતા, વગેરે મધુર રાગમાં ગવરાવતાં જવું અને મોંએ કરાવતા જવું, ભૂત, પ્રેત, ડાકણ, સાકણ, જાદુ અને મંત્ર વગેરે વહેમ ભરેલી વાતો કરવી નહિ. તેમજ અહીં હાઉ છે, બાઉ છે, બાવા ઝાલી જાય, સિપાઇ પકડી જાય, અહીં ભૂત છે. વગેરે કહી વહેમીલું, બીકણ, બાયલું અને નાહિંમતવાન વગેરે દુર્ગુણો પેદા થાય, એવું નહિ કહેતાં શરીર, સ્વતંત્ર, ધાર્મિક, દયાળુ, હિંમતવાન, પરોપકારી, બુદ્ધિવાન, અને ચતુર વગેરે સદ્દગુણો ઉત્પન્ન થાય એવી વાર્તાઓ કરવી તથા એવું બોલવું. આવી રીતે ઘર આગળ શિખવવાની યુક્તિ રાખ્યાથી બાળક હોંસે હોંસે આટલું જ્ઞાન પાંચ છ વર્ષમાં મેળવી શકેછે. પછી સાતમે વર્ષે નિશાળમાં દાખલ કર્યાથી ભણવામાં ફતેહ મેળવશે. જેમ હાલ કેટલાકને નિશાળ બિહામણી લાગેછે, તેમ આને લાગશે નહિ. નિશાળમાં પ્રથમ તેને સ્વભાષાની પૂર્ણ કેળવણી આપવી. પછી સંસ્કૃત, ઇંગ્રેજી વગેરે બીજી ભાષાઓનું જ્ઞાન આપવું, પણ યાદ રાખવું કે બાળકને એકદમ એક કરતાં વધારે ભાષાની કેળવણી સાથે આપી બોજો મૂકવો નહિ. એ જે શિખે તે સમજીને શિખે એમ કરવું. બહુ ગોખવા દેવું નહિ. બહુ ગોખણથી બુદ્ધિ બેહેર મારી જાય છે, યાદશક્તિ ઓછી થાય છે અને શરીર નબળું પડે છે. વગેરે ઘણા ગેરફાયદા થાય છે. માટે જરૂર જેટ-લુંજ મોંએ કરાવવું.

અર્વાચીન ઇંગ્રેજી ધોરણે અપાતી કેળવણી પૂરી કરતાં ઘણો વખત અને ખર્ચ લાગે છે; તોપણ જોઇએ તેવું પૂરતું જ્ઞાન મળતું નથી. ધોરણો, પુસ્તકો, અને પરીક્ષાની એવી અવ્યવસ્થા છે કે;—શિક્ષકોને શિખવતાં અને બાળકોને શિ-ખતાં કંટાળો આવે છે. આવી અવ્યવસ્થાને લીધે પરીક્ષામાં તાણીતુસીને પાસ કરાવવાની લલુતાએ ગોખણ ચલાવવામાં આવે છે. તેથી મન બરાબર કેળવાતું નથી અને તેમની સંભાળ રહેતી નથી. વળી શિક્ષકો પણ અલ્પ અભ્યાસી, ટુંક વયના અને બેત્રણ રૂપૈડીના ટુંક પગારના હોય છે. આવા ઓછી બુદ્ધિના ટુંક ભં-ડોળીઆ શું શિક્ષણ આપી શકે! એવા શિક્ષકોમાં ઉત્તમ ગુણો કયાંથી હોય! કે તેમની સારી અસર બાળકોને થાય; વગેરે રીતે હાલના શિક્ષણમાં ઘણી ખામી છે. આ સંબંધી કોણ વિચાર કરી સુધારો કરાવવા મથન કરે છે! જેમ છે તેમ ગાડરી-આ પ્રવાહની પેઠે ચાલ્યા કરે છે. તેમાં ઘણો સુધારો કરવાની જરૂર છે. હાલ યુરોપમાં નાનાં બાળકોને અપાતી કેળવણીમાં ઘણો સુધારો વધારો થઇ ગયો છે. ત્યાં નાનાં બાળકોને કેળવણી આપી તેમની બુદ્ધિ ખીલવવાને ઘણી યુક્તિઓ શોધી કાઢવામાં આવી છે. બાળકો સહેલથી રમત ગમતની સાથે શિખે એવી ગોઠવણો ત્યાંના વિદ્વાનોએ કરી છે. ઘણી સહેલાઇથી સમજણ પડે એવી હિસાબ શિખવવાની કેટલીક રીતિઓ, ગણિતશાસ્ત્રને લગતાં યંત્રો અને પુસ્તકો બનાવ્યાં છે.

જાતજાતનાં પ્રાણીઓ, ઝાડો, વગેરે સુંદર ચિત્રોની ચોપડીઓ બનાવી છે. જેમાં નાનાં નાનાં બાળકોને નાની સંખ્યાના સરવાળા, બાદબાકી, વગેરે હિસાબ ચિત્રોની મારફતે શિખવવાની અચ્છી યુક્તિઓ વાપરી છે, એટલુંજ નહિ પણ જેમ બાળક વિચાર બળમાં વધતું જાયછે, તેમ હિસાબ સાથે દુનિઆના જાણવાજોગ પ્રાણી પદાર્થનું જ્ઞાન તેજ ચોપડી મારફતે તેમને મળતું જાય છે. જેમ કે;-એક પાને થોડાંક પતંગીયાં પાડેલાં છે, કોઇ પાને પાંચ નાનાં છોકરા, તેમાં એક બેઠેલો, બે વાંચતા, એક રમતો, એક મન સાથે વિચાર કરતો ઉભેલો, કોઇ પાને સાત ઝાડ, એમાં બે ત્રણ કાપેલાં. એમ રંગીન ચિત્રો પાડેલાં છે. એ ચિત્રો નીચેની એક બે લીટીમાં સમાઇ રહે, એમ પાંચ કે છ સવાલ મૂકવામાં આવ્યાછે. તેથી એક આખા પાઠની ગરજ સારેછે. કેમકે;-આ કેટલાં પતંગીયાં છે? એમાંથી બે ઉડી જાય તો બાકી કેટલાં રહે? એની છાતીનો ભાગ કયાં છે? એની ચાંચનો રંગ કેવો છે? આ પેલો છોકરો શું કરેછે? બીજો શાની સાથે રમેછે?" વગેરે રીતે ચિત્રોની મારફતે ઘણી બાબતોનું જ્ઞાન સહેલાઇથી આપવામાં આવે છે. તેમજ તેમની માતાઓ મૂળથીજ એ બાબત ઉપર પૂર્ણ લક્ષ આપે છે. તેથી બાળકો સહેલથી ઘણું જ્ઞાન મેળવી બળ, બુદ્ધિમાં શ્રેષ્ઠ, સ્વદેશાભિમાની, શૂરવીર, સ્વતંત્ર વિચારનાં, હિંમતવાન ઉત્સાહી, ખંતી, અને પરોપકારી વગેરે ઉત્તમ ગુણનાં નીકળી આવે છે. **પ્રખ્યાત જૉનસ્ટુઅર્ટમીલ**—ત્રણ વર્ષની ઉમરમાં ઇંગ્રેજી, લાટીન, અને ગ્રીક એ ત્રણ ભાષા શિખી ગયો હતો. આ બધું તેણે ઘર આગળજ મેળવ્યું હતું. આટલી ઉમરે તો બાળકોને ગાંડ બોલતાં આવડે છે, પણ **પ્રયત્ને પ્રભુ સહાય**, પ્રયત્ન કરવાથી ફેર પડેજ પડે. પ્રાચીનકાળમાં આ દેશમાં પણ આદિ માતા **સાવિત્રી સત્યરૂપા, મૈત્રેયી, મેના, કુન્તા, કૌશલ્યા** સુમિત્રા, સીતા, વિદુલા વગેરે પ્રતાપી માતાઓએ પોતાનાં બાળકોને ઉત્તમ શિક્ષણ આપી **માનવરત્ન** બનાવ્યાં હતાં, એ કોનું અજાણ્યું છે? અર્વાચીનકાળમાં એવું શિક્ષણ ઘર આગળ કે શાળામાં મળતું નથી. ધર્મનીતિ વગરની લૂખી કેળવણીથી બાળકો વિપરીત બુદ્ધિનાં ઉત્પન્ન થતાં જાય છે. માબાપ વગેરે વડિલો અને સ્વધર્મ પ્રત્યે ખરી આસ્તા નથી. માટે જ્યાં સુધી શાળામાં ધર્મનીતિ સાથે વિવેક મર્યાદા વગેરેનું શિક્ષણ આપવાની સગવડ ન થાય ત્યાં સુધી માબાપે ઘર આગળ બાળકોને ધર્મનીતિ વગેરેનો ઉપદેશ આપવા ચૂકવું નહિ.

૫. **નિશાળ**—બાળકોને વિદ્યા ભણવાનું સ્થાન સ્વચ્છ, વિશાળ, ચોખ્ખું હવા અને પૂરતા પ્રકાશવાળું જોઇએ. આજુબાજુ સુંદર સુગંધી પુષ્પ વૃક્ષના બાગની રચનાવાળું અને શાળાની અંદર પ્રસિદ્ધ સ્ત્રીપુરૂષ, પશુ, પક્ષી તથા વૃક્ષોની સુંદર છબીઓ, ટીંગાડી સુશોભિત કરેલું હોવું જોઇએ. જે જોઇ બાળકોનું મન પ્રફુલ્લિત થાય છે અને તેના મનની સુવૃત્તિઓ ધીરે ધીરે ખીલી નીકળે છે; વગેરે

મણો લાભ થાય છે. એવી શાળા સર્વ પ્રકારે શ્રેષ્ઠ ગણાય છે.

૬. **શિક્ષાગુરૂ**—સદ્‌ગુણુસંપન્ન, સુશિક્ષિત, નીતિવાન, સભ્ય, પવિત્ર મનનો, કુબોધનો નાશ કરનાર, કૃત્યાકૃત્ય અને પાપ પુણ્યના ભેદને બતાવનાર, આસ્તિક, હસમુખો, આનંદી, શાંત, વિદ્યાર્થીપર પ્રીતિ રાખનાર, યુક્તિઓ શોધી રમત ગમતની સાથે જ્ઞાન આપનાર, દુર્વ્યસનથી વિરક્ત, ધૈર્યવાન, ક્ષમાવંત, ઉત્સાહી, અવાજ નમ્ર પણ દાબ પડે એવો, દેખાવડો, દાખલા દૃષ્ટાંત અને રસિક કહાણીઓથી શિક્ષણને રસિક કરી જાણનાર વગેરે સદ્‌ગુણ સંપન્ન ગુરૂ પાસે બાળકને શિક્ષણ અપાવવું. આવા ગુરૂનું બાળકો અનુકરણ કરી આગળ જતાં શ્રેષ્ઠ નીકળે છે.

૭ **શિષ્યધર્મ**—શિક્ષણ આપનાર મહેતાજી—માસ્તર ગુરૂ ગણાય છે. તેનાપર માબાપ પ્રમાણે પૂજ્યબુદ્ધિ રાખવી. માન આપવું, આજ્ઞા પાળવી, મર્યાદા રાખવી, નિત્ય નમન કરતા રહેવું, તેના કામની આડે આવવુ નહિ, નિંદા કરવી નહિ, કે સાંભળવી નહિ, તેના અપરાધમાં આવવું નહિ, ભૂલથી અપરાધ થતાં તે શિક્ષા કરે તો મનમાં ગુસ્સો રાખવો નહિ. ગુરૂ એ માબાપ રૂપ છે, તો તેણે જે શિક્ષા કરી છે, તે વિચારીને મારા ભલા માટેજ કરી છે, એમ જાણી તેનાપર પ્રીતિ રાખવી આદરસત્કાર કરવો, તે જે આસને બેઠેલા હોય, તેથી નીચેના આસને વિવેક મર્યાદાથી બેસવું, અને બોલવું. તેના સમક્ષ કોઇની મશ્કરી કરવી કે ખડખડ હસવું નહિ તેને સર્વ પ્રકારે સંતોષ આપવો. વગેરે, વગેરે પ્રમાણે બાળકોને સમજાવવા અને વર્તાવવા ચૂકવું નહિ.

**ખરી કેળવણી**—બાળકોએ બાળ કેળવણી લીધા પછી તેને મુખ્ય કેવા પ્રકારની કેળવણી આપવી; એ પ્રથમ વિચારવાનું છે. જ્યારે તન, મન, અને આત્મા એ ત્રણે એકત્ર થાય ત્યારે મનુષ્યની પ્રકૃતિ કહેવાય છે. તન, મન, અને આત્મા એ ત્રણેની જેનાથી ઉન્નતિ થાય, તેજ ખરી કેળવણી કહેવાય અને આ ત્રણે જેનાં સરખાં કેળવાએલાં હોય છે તેજ ખરી કેળવણી પામેલા ગણાય છે: કેમકે કેળવણીનો મુખ્ય હેતુ એવો છે કે વિવેકને પરિપક્વ કરવાનો, આચારણ સુધારવાનો, અને વધારે સારા, સુખી, ઉપયોગી, પરોપકારી, ઉત્સાહી અને ઉંચ ધંધામાં કુશળ થવાનો છે. નીતિ વગરની એકલી બુદ્ધિ કશા કામની નથી. પ્રેસ્ટેલોઝી નામે એક સ્વીસ ગૃહસ્થે કેળવણી માટે એક ઉત્તમ પદ્ધતિ સ્થાપી છે. તેનો એવો અભિપ્રાય છે કે;—" કેવળ બુદ્ધિની કેળવણી હાનીકારક છે. સઘળા જ્ઞાનમાં તેનાં મૂળ યથાર્થ રીતે અંકુશિત કરનારા શક્તિની ભૂમિમાં નાંખવાં જોઇએ, અને તેમાંથીજ તેને પોષણ મળવું જોઇએ, જ્ઞાનની પ્રાપ્તિ કદાપી માણસને સંસારનાં વધારે અધમ મહાપાપોથી બચાવે, પરંતુ સંગીન વિચાર અને સદાચરણ રૂપી કોટ જ્ઞાનની આસપાસ ફરતો નહિ હોય, તો તે કોઇપણ દરજ્જે સ્વાર્થને અંગે નિપજતાં દુષ્ટ કર્મથી બચાવશે નહિ." હાલ એવા ઘણા નીકળશે કે શા-

ળામાં અપાતા જ્ઞાનથી ભરપૂર પણ વ્યવહારિક વિવેકમાં અધુરા–તે નકલ કરવાને યોગ્ય નહિ; એટલુંજ નહિ પણ તેનાથી ચેતીને ચાલવા જેવા હોય છે. વગેરે વગેરે–એ શિક્ષણ પદ્ધતિની ખામીનુંજ પરિણામ છે. આ સંસાર કેમ ચલાવવો એ મોટો સવાલ છે. તેના પેટામાં બીજા સવાલોનો, પણ સમાવેશ થાય છે. કેળવણી આપવામાં આ બધી વાત લક્ષમાં લેવાની છે. **શરીર**ની શી રીતે સંભાળ રાખવી. **મનને** કેવી રીતે કેળવવું, **વ્યવહાર** કેવી રીતે ચલાવવો, **કુટુંબનું** કેવી રીતે પોષણ કરવું. **નગરવાસી** તરીકે જે ફરજો છે, તે શી રીતે અદા કરવી, **સૃષ્ટિમાં** જે સુખ પ્રાપ્ત કરવાનાં સાધનો છે, તેનો કેવી રીતે લાભ લેવો, પોતાની **શક્તિઓનો** કેવી રીતે ઉપયોગ કરવો કે તેથી પોતાને તથા બીજાઓને વધારેમાં વધારે લાભ થાય, આ સિવાય **સંસાર** વગર અડચણે ચલાવી શકાય, માટે નમ્રતા, વિવેક, વિનય, સંતોષ, દયા, ક્ષમા, ન્યાય, ઉદારતા, ઉપરીની સત્તાનું ભાન, કરકસર, આભારવૃત્તિ, શુદ્ધભાવ, સત્યતા, પ્રમાણિકતા, પરોપકાર, મન અને ઇંદ્રિયોનો નિગ્રહ. સૃષ્ટિ સરજનહાર પરમકૃપાળુ પ્રભુનું સ્મરણ અને તેનો ઉપકાર માનવો, વગેરે ગુણો આવે એવું શિક્ષણ આપવું જરૂરનું છે.

૯. **શિક્ષણ ઉપયોગી સંગ્રહસ્થાન**—બાળકોને મળતું શિક્ષણ સરળ અને સચોટ કરવા પાઠમાં આવતી કુદરતી અને કારીગરીની વસ્તુઓનો સંગ્રહ રાખવો. જેવી કે;–ધાતુઓ, લાકડા, પથ્થર, ગધ, કુંભારનું ચક્ર, નાનું સરખું છાપખાનું, રેંટીઓ, છીપ; મોતી, ઘાણી, ચરખો, સંઘેડો, કાતર, કોશ, કોદાળી, કોશ, પાવડો, ઘસણુ, એરણ, હથોડો, ગંધક, પારો, મળી શકે એટલી વનસ્પતિ અને અનેક પ્રકારનાં ફળો, મેવા, તેમજ પશુ, પક્ષી, અને જીવ જંતુ જે પ્રસંગોપાત મળી આવે, તે પ્રત્યક્ષ બતાવતા જવું. કારીગરીની બનેલી વસ્તુઓ અને કુદરતી દેખાવોના દેખાડવા યોગ્ય નમુનાઓ, દેશો, પશુ, પક્ષીના સુંદર દેખાવની છબીઓ વગેરેનો સંગ્રહ રાખવો કે તે જોઇ બાળકો રંજન થશે અને સર્વ યાદ રાખશે. એ વસ્તુઓ પ્રસંગ પડતાં પ્રત્યક્ષ દેખાડી તે વિષે સમજુતી આપતા જવી.

૧૦. **શરીર શિક્ષા**—માબાપ કે મહેતાજીએ બાળકને બનતાં સુધી શરીર શિક્ષા કરવી નહિ; કેમકે એવી શિક્ષાથી બાળક નઠોર થઇ જાય છે. શરીર શિક્ષા કરવાને બદલે સમજુત આપવી અગર તેના તન, મન, ઉપર અસર થાય એવી તેને પ્રિય વસ્તુઓ ન આપવાની શિક્ષા કરવી એ વધારે શ્રેષ્ઠ છે. જેમકે તેં આ ગેરવાજબી કર્યું, માટે તને રમવાનો ઘોડો નહિ લઇ આપું. હું તને બાગમાં તેડી નહિ જતાં ચંદ્રશંકરને તેડી જઇશ, તું ફલાણું કામ કરશે તો રમવાને પોપટ લઇ આપીશ. એમ સારી ચાલને માટે ઉત્તેજન આપવા ઇનામ આપવું અને નઠારી ચાલને માટે નિરાશા આપવી. પણ એ મતલબ પાર પડે એટલાં દરેક જોઇએ. ઇનામ આપવામાં અને શિક્ષા કરવામાં નિષ્પક્ષપાતી થવું. સારી ચાલે ચાલવા

ઇનામ ઠરાવ્યું હોય તે નહિ આપવાથી તરત તેના મનપર અસર થશે અને ફરી એમ નહિ કરવા પસ્તાવો કરશે. હર કોઈ કામમાં સાચી લાલચ આપવી અને અપરાધમાં બરાબર શિક્ષા કરવી. મહેતાજીએ વર્ગમાં નંબર ઉતારવા અગર તેને જે પ્રિય હોય તેની નિરાશા આપવી. કદી એથી ન માને તો તજવીજ કરતાં વાંક જણાએ નિષ્પક્ષપાતપણે શાંત ચિત્તે ન્યાયસર યોગ્ય શિક્ષા કરવી. મહેતાજી શિક્ષા કરે તેમાં માબાપે વચ્ચે પડવું નહિ. બાપ શિક્ષા કરે તેમાં માએ અને મા શિક્ષા કરે તેમાં બાપે વચ્ચે પડી ખોટું ઉપરાણું કરવું નહિ. તેમજ સારી ચાલે ઇનામ વધારે ઘટારે અપાવવા વચ્ચે કોઇએ આવવું નહિ. એક બીજાને પોતપોતાનું કામ બજાવવા દેવું. હદ ઉપરાંત ઇનામની લાલચ લગાડવી નહિં. નહિ તો ટેવ બગડશે. સદ્વર્તણુંક માટે ઇનામ આપ્યાનું અને અપરાધ માટે શિક્ષા કર્યાનું કારણ સમજાવતા જવું કે તેથી તેને સારી અસર થાય.

૧૧. માબાપે રાખવાની દેખરેખ—બાળક જ્યારે ભણતાં હોય, ત્યારે હરરોજ મન સાથે તનની કેળવણી અપાવવા—આજીવિકા સાધન પૂરા પાડવા—તનદુરસ્તી સારી રહી દીર્ઘાયુષી થાય તેમ કરવા—હર કોઇ ખાસ ધંધાની કેળવણી આપવા—અભ્યાસ પૂરો કરાવ્યા પહેલાં નહિ પરણાવવા—જ્યાં મોટી ઉમ્મરનાં મશ્કરી કરતાં હોય ત્યાં નહિ જવા દેવા—તેના મનની લાગણી અવળે રસ્તે વળે એવી ઢીંગલા ઢીંગલી વગેરેની રમત નહિ રમવા દેવા—બાળકના વિવેકપર પગ નહિ મૂકવા વગેરે ઘણી વાતો માબાપોએ લક્ષમાં રાખવી અને તે પ્રમાણે વર્તવું. પિતાએ બાળક દેખતાં તેની માતાને મારવી નહિ; કેમકે એથી પિતા ઉપર તેમની અપ્રીતિ થાય છે. મનુષ્ય દેખતાં બાળકોનું અપમાન કરવું નહિ; કેમકે એથી પણ માબાપપર અપ્રીતિ થાય છે, અને તેમને અંતે દુઃખ દેશે; જુગટું રમાતું હોય ત્યાં, વેશ્યાનો નાચ થતો હોય ત્યાં, કજીઓ થતો હોય ત્યાં, ખરાબ હવામાં, દારૂ પીતા હોય ત્યાં, ભવાયા રમતા હોય ત્યાં, સ્ત્રીઓના પ્રસવ સમયે, ગુજરી ગયેલાની કાણે—એટલે ઠેકાણે બાળકોને તેડી જવાં નહિ અને ધર્મનીતિ વિરૂદ્ધ તેમને ચાલવા દેવાં નહિ. વગેરેપર દેખરેખ રાખવી જોઇએ.

૧૨. વાંચવું તથા લખવું—બાળકને વાંચતી તથા લખતી વખતે ઘણી સંભાળ રખાવવી. ચોપડી આંખથી દશબાર ઇંચને છેટે રાખે એમ કરવું. ચોપડીમાં મો ઘાલી વાંચવા દેવું નહિ; કેમકે તેથી દ્રષ્ટિ ટુંકી અગર વાંકી થાય છે. બધો વખત બેસીને વાંચવા દેવું નહિ, પણ હરતાં ફરતાં વાંચે એમ કરવું. તેથી શરીરમાં લોહી બરાબર ફરશે અને હુંશીઆરી આવશે. લખતી વખતે ટેબલ, સ્ટુલ, કે બાજોઠ રાખી સીધા બેસી વાંચે તથા લખે એમ કરવું, વાંકા વળીને તથા માથું ઘાલીને વાંચવા તથા લખવાથી બરડો દુઃખે છે અને આંખને નુકશાન થાય છે, રાત્રે ઘણા વખત સુધી વાંચવા દેવું નહિ. પાઠ દિવસના કરવા

ઠીક છે. એરંડીએલ તેલના, તલના તેલના કે મિણબત્તીના દીવાએ વાંચવા તથા લખવાનું રખાવવું, પણ ગ્યાસલેટ તેલના દીવાએ વાંચવા કે લખવા દેવું નહિ, કારણ તેનો ધુમાડો ગળામાં જવાથી ઉધરસ, ક્ષય, વગેરે છાતીનું દરદ થવાનો તથા આંખનું તેજ ઘટવાનો સંભવ છે. કદી તેવે દીવે વાંચવા કે લખવાની જરૂર પડે તો ચીમની કે લેમ્પનો દીવો ઊંચો ટાંગી તેના પ્રકાસે વાંચવા કે લખવા દેવું, પણ ખુલ્લા ડબાએ વાંચવા કે લખવા દેવું નહિ. વગેરે, વગેરે—આમાં દર્શાવ્યા પ્રમાણે કેળવણી આપવાથી બાળકો ઘણાંજ ઉત્તમ નીકળી આવશે. દેશકાળને અનુસરતી કેળવણી આપવા વિષે એક કવિએ કહ્યું છે કે;—

**શાર્દૂલ વિક્રિડિત વૃત્ત.**

જે વિદ્યા ધન ધાન્ય માન્ય ફળદા, જે દેશકાળે જુઓ;
તે વિદ્યા સુતને સદૈવ શિખવો, ખાલી ન વેળા ખુઓ.
જે વિદ્યા ભણવાથિ ભીક્ષુક રહે, તે તો કશા કામની;
જુની જેહ નદી થઇ જળ વિના, તે તો નદી નામની.

# બાળ નિત્ય બોધ.

પ્રિય બાળકો ! તમો આ સંસારમાં પુર્વના ઘણાજ પુણ્ય પ્રતાપે મનુષ્ય જેવા ઊંતમ જન્મને પામ્યા છો. મનુષ્ય જન્મ એ સર્વ પ્રાણી માત્રના જન્મમાં શ્રેષ્ઠ ગણાય છે. એ શ્રેષ્ઠપણું તેના ઉત્તમ ગુણોએ કરીને ગણાય છે. જો એ ઉત્તમ ગુણો ન હોય, તો મનુષ્ય અને બીજા પ્રાણીમાં વધારે ફેર ન ગણાય. ઉત્તમ ગુણોથી મનુષ્ય **માનવરત્ન** અને નીચા ગુણો (દુર્ગુણો)થી **માનવપિશાચ** ગણાય છે. માનવરત્ન થયે સ્વર્ગ સુખ, અમર કીર્તિ અને મોક્ષફળ મળે છે અને માનવપિશાચ થયે નર્ક દુઃખ મળી ફરી ચોરાશી લાખ અવતારના દુઃખદાયક ફેરા ફરવા પડે છે. માટે અખંડ સુખ લેવાની ઇચ્છાવાળા મનુષ્યે માનવરત્ન પદ મેળવવું ઉચિત્ છે. એ પદ લેવા અને સંસાર વગર અડચણે ચલાવવા માન્ય પુરૂષોએ માન્ય કરેલાં વચનામૃતોનું નિત્ય સ્મરણ તથા મનન કરવું અને એવું આચરણ રાખી વર્તવું. એ સર્વ પ્રકારે શ્રેયકારક છે.

૧. પ્રાતઃકાળમાં વહેલાં ઉઠી ઇશ્વર સ્મરણ કરતાં પોતાના ધંધામાં લાગવું. વહેલા ઉઠવાથી શરીર આરોગ્ય રહે છે, ચંચળતા આવે છે, મન આનંદમાં રહે છે, અને દરેક કાર્ય સંધ્યાકાળે સંપૂર્ણ થાય છે. વખત ઘણો મળવાથી ઘણું કામ થાય છે. તેથી લક્ષ્મીનો ઘણો લાભ મળે છે.

૨. નિત્ય જળ સ્નાન કરતાં રહેવું. જળ સ્નાનથી શરીરના કેટલાક રોગો

જતા રહે છે, ચંચળતા આવે છે, સુસ્તી જતી રહે છે અને સ્વચ્છતાઇથી મન આનંદ રહે છે.

૩. બાળપણુથીજ ધર્મનું આચરણુ કરવું; કેમકે જેમ પાકેલાં ફળને પડવાનો ભય છે. તેમ મનુષ્યના જીવિતને ક્ષય થવાનો ભય છે. માટે વિવેકી મનુષ્યે પાપનો ત્યાગ કરી આત્માનો વિચાર કરવો.

૪. દરેક મનુષ્યે પોતાના ઇષ્ટદેવનું પૂજન, સ્મરણુ અને ધ્યાન કર્યા વગર કાંઇ પણુ કાર્ય કરવું નહિ.

૫. ઇશ્વર જે પરબ્રહ્મ તે દરેક મનુષ્યના હૃદયમાં વ્યાપક છે. માનવી તેને જાણુતો નથી, પણુ મનુષ્ય જે જે કૃત્યો કરે છે તેને તે નિહાળે છે, અને લક્ષમાં રાખે છે. આત્મા તેનો સાક્ષી છે અને તેના પોતાના આશ્રયનું સ્થળ છે—એ મનુષ્યનો સર્વથી મોટો સનાતન સાક્ષી છે. તેના હુકમની અવજ્ઞા કરવી નહી. તેનાથી ડરતા રહીને સર્વ કાર્યો કરવાં.

૬. આપણા કલ્યાણુના કારણે પરમેશ્વરપર પ્રીતિ રાખવી. વિશ્વાસ રાખવો. અને તે પોતાને યોગ્ય લાગશે એમ કરશે, એવું વિચારવું.

૭. નિત્ય સવારસાંજ પરમેશ્વરના ઉપકારનું સ્મરણ કરવું. તેની સેવામાં તત્પર રહેવું અને આત્માર્પણુ કરી તેને શરણે જવું કે તે મોક્ષફળને આપે.

૮. પરમેશ્વર દયાળુ અને સર્વ પદાર્થોનો દાતા છે. તે સર્વ જગતનો ન્યાય કરનાર છે. જે લોકો માઠાં કર્મ કરેછે, તેને શિક્ષા કરશે એમ નિશ્ચયથી જાણુવું.

૯. મનુષ્યને માઠી કલ્પના અપવિત્ર કરે છે. ખાવા પીવા ને નહાવાધોવાથી પવિત્રપણું નથી, પણુ અંતઃકરણુ નિર્મળ છે તેજ પવિત્રપણું છે, અને તેનાપર પરમેશ્વરની દૃષ્ટી છે. માટે અંતઃકરણુ નિર્મળ રાખવું.

૧૦. પરમેશ્વરે આપણુને શા માટે પેદા કર્યા છે. તે વિષે રાતદિવસ ચિંતવન કરવું અને આત્મસ્વરૂપને ઓળખવું.

૧૧. પરમેશ્વરની સત્તાથીજ સંસારમાં મોટપ અને નહાનપ પ્રાપ્ત થાય છે. માટે મોટપનો માનવીએ ગર્વ કરવો નહિ.

૧૨. દેવ, પીતૃ અને પોતાની જીંદગીનાં મૂખ્ય કર્તવ્ય કર્મો કરવામાં બેદરકારી રાખવી નહી.

૧૩. માતા, પિતા એ પરમેશ્વરથી બીજે દરજ્જે પૂજ્ય અને સેવ્ય છે. માટે તેનાપર પૂજ્યભાવ રાખવો, તેમની યોગ્ય આજ્ઞાઓ માનવી. આનંદ અને સંતોષ આપવો, તથા તન, મન અને કર્મથી તેની સેવા કરવી. તેથી પરમેશ્વર પ્રસન્ન થશે.

૧૪. આચાર્યોએ બતાવેલે રસ્તે જવું. તેથી ઉલટે રસ્તે જવું નહિ.

૧૫. કયે રસ્તે જવું તે વિષે મનમાં શંકા ઉત્પન્ન થાય, તો જે રસ્તે

પુખ્ત વિચારવાળા વિદ્વાન તથા શોધક બુદ્ધિવાળાં મનુષ્યો વર્તતાં હોય તે રસ્તે જવું.

૧૬. સારા લોકો અને શાસ્ત્રની શિખામણ કઠણ લાગે ખરી પણ તે હિતકારક હોય છે. માટે તે માનવી અને તે પ્રમાણે વર્ત્તવું જોઇએ.

૧૭. કોઇ ગરીબ મનુષ્યને જોઇ તેનો અનાદર કરવો નહિ, કેમકે કદાચિત કોઇ વેળા આપણી પણ એવી દશા આવે.

૧૮. મન, વચન અને કર્મથી સારાં કે માઠાં જેવાં કર્મ કરવામાં આવે છે, તે પ્રમાણે તેનાં સારાં કે માઠાં ફળ થાય છે અને એ કરીને મનુષ્ય ઉત્તમ, મધ્યમ, અને અધમયોનિમાં પુનર્જન્મ લે છે, અને કર્મયોગે સુખ દુ:ખ ભોગવે છે. એ તેમની વર્ત્તણુંકનું ફળ છે. માટે સારાં કર્મો કરવાં.

૧૯. ધર્મનો નાશ થવાથી આ દેહમાં રહેલા આત્માને લગતાં પાપ અને ધર્મ પ્રમાણે યોગ્ય વર્ત્તણુક કરવાથી થતાં પુન્યનો વિચાર કરીને હરદમ સદ્‌ગુણ ઉપર પ્રીતી રાખવી અને વિચાર, વાણી, અને કર્મથી હમેશાં પવિત્ર વર્તણુક ચલાવવી.

૨૦. આપણેજ આપણા મિત્ર અને દુશ્મન છીએ. માટે આપણું કલ્યાણ આપણેજ કરવાને યત્ન કરવો જોઇએ

૨૧. પ્રાત:કાળમાં ઉઠી પરલોકમાં જેમ હિત થાય, તેવું ચિંતવન કર્યા પછી કાર્યનો વિચાર કરવો; કેમકે અકસ્માત મરણ પ્રાપ્ત થાય તો ધર્મ કરવો બને નહિ. ધારો કે સો વર્ષનું આયુષ્ય છે; તોપણ અતિ અલ્પ છે; કેમકે અર્ધ આયુષ્ય નિંદ્રામાં જાય છે અને અર્ધ આયુષ્ય બાલ્ય, શોક, જરા, અને દુઃખથી નિષ્ફળ જાય છે. જેનો જન્મ ધર્મ, અર્થ, અને કામને અર્થે થતો નથી, તે મનુષ્યનો જન્મ તૃણ બરોબર સમજવો.

૨૨. મનુષ્યનું મન એજ બંધન ને મોક્ષનું કારણ છે. વિષયના પદાર્થને વળગી રહેવું, એ તેના બંધનનું કારણ છે અને તે પદાર્થથી મનને અળગું કરવું એજ મોક્ષનું સાધન છે. મોક્ષ મેળવવા માટે પરબ્રહ્મ પરમાત્માનું વિષયના પદાર્થથી મનને અળગું કરીને જ્ઞાનવડે મનન કરવું.

૨૩. વસ્ત્રાલંકાર પહેરી શરીર શોભાવવા કરતાં સદ્‌ગુણોથી શોભાવવાની વધારે કાળજી રાખવી.

૨૪. સત્યનોજ વિજય થાય છે. અસત્યનો નહિ. અસત્ય કરતાં બીજું વધારે પાપ નથી. માટે હમેશાં સત્યને વળગી રહેવું.

૨૫. ન્યાય (ધર્મ) નીતિએ વર્તો. એનો લય થયો તો સર્વનો નાશ થશે, એનું સંરક્ષણ થશે, તો સર્વનું રક્ષણ થશે. માટે સાવધ રહીને તેનું સંરક્ષણ કરો.

૨૬. તન, મન, અને ધનથી સર્વ પ્રાણી માત્ર ઉપર દયા કરવી. કાયા, વાણી અને મનને નિયમમાં રાખવાં. પ્રાણી માત્રને સુખ મળે અને તેનું કલ્યાણ થાય એમ કરો.

૨૭. શત્રુ કે મિત્ર કોઈપર અદેખાઈ કરવી નહિ. સર્વનું સારૂં ચાહવું. ક્રોધને કાળ સમાન ગણવો; કેમકે તેથી માણસની ચતુરાઇ અને અક્કલ ક્રોધના ઉદય સમયે મંદ પડી જાય છે. ક્રોધથી ભરેલાં કાર્ય પસ્તાવા રૂપ થઇ પડે છે. માટે ક્રોધ ન કરવો.

૨૮. આળસુ માણસ કોઇને વહાલું નથી. માટે આળસ છોડી ઉદ્યોગે વળગો. એક પળ પણ આળસમાં વૃથા જવા દેશો નહિ; કેમકે ગયો વખત ફરી મળતો નથી.

૨૯. સગાંમાં સૌ સાથે સંપથી રહેવું. કુટુંબમાં વડિલોને માન આપવું. ઘર સંપત પ્રમાણે વસ્ત્રાલંકાર પહેરવામાં સંતોષ રાખવો, કોઇનાં સારાં દેખી તેવાં કરાવવા ગુંજાસ ન હોય તો ક્લેશ કરવો નહિ.

૩૦. કોઇ આબરૂદાર, વડિલ, પરોણો, વિદ્વાન અને ગુરૂ વગેરે મનુષ્ય ઘેર આવે, ત્યારે ઉભા થઇ વિવેક વચનો વગેરેથી આદરસત્કાર કરી તેને સંતોષ પમાડવો.

૩૧. સહજમાં કોઇ માણસની કીંમત કરી મૂર્ખાઇથી તેને હલકો ગણી તિરસ્કાર કરશો નહિ. સામો માણસ જ્યાં સુધી વિશ્વાસને પાત્ર જણાય નહિ, ત્યાં સુધી આપણા અંતરનો પાર આપવો નહિ.

૩૨. જે માણસને ચાડી કરવાની ટેવ હોય, તેવા માણસનો વિશ્વાસ કરવો નહિ. તેમજ એક બીજાની વાત કરી આઘા પાછી કરવાની ટેવ રાખવી નહિ.

૩૩. અભિમાની મનુષ્ય મોટા દુઃખને પામે છે, તે કોઇનો પ્રીતિપાત્ર થતો નથી. તે સર્વ અનર્થનું મૂળ ગણાય છે. તે અંતે દુઃખી થાય છે, માટે મિથ્યાભિમાન રાખવું નહિ.

૩૪. માતા, પિતા, ભ્રાતા, પુત્ર, પત્ની, કન્યા, બેન, પુત્રવધૂ અને દાસ દાસીઓ સાથે વિવાદ કરવો નહિ. મોટા ભાઇને પિતા તુલ્ય ગણવા. સ્ત્રી, પુત્રને શરીર પ્રમાણે, દાસદાસીને શરીરની છાયા સ્વરૂપ, અને કન્યાને કૃપા પાત્ર ગણી, તેની ભૂલ થઇ હોય તોપણ સહનતા રાખવી. મોટા ભાઈને પિતા પ્રમાણે, મોટી બેન અને બાલ્યકાળની ધાત્રને માતા પ્રમણે, નાના ભાઇને પુત્ર સમાન અને તેની સ્ત્રી પુત્રવધૂ સમાન ગણી સત્કાર કરવો.

૩૫. બાળકોએ પોતાની ઉંમર સોળ વર્ષની થાય, ત્યાં સુધી પોતાની બુદ્ધિએ ચાલવું નહિ. ઘર આગળ માબાપની આજ્ઞાએ અને નિશાળમાં માસ્તરની આજ્ઞાએ ચાલવું. સારો અગર માઠો જે ગુણ બાળપણમાં આવે છે, તે જીંદગી પર્યંત જતો નથી. કુમળું ઝાડ જેમ નમાવીએ તેમ નમે, પણ કઠણ થયા પછી નમતું નથી. માણસની બુદ્ધિ મોટપણે જડ થાય છે. નિશાળે નિત્ય વખતસર જવું. જવાની વેળા ચૂકવી નહિ. બધાં બાળકો કરતાં હું સૌથી વહેલો પાઠ શિખી જ-

પ્રશ, એવું અભિમાન રાખવું. રોજ નવું નવું શિખતા જવું. નવું શિખ્યા વગર દિવસ વૃથા કાઢવો નહિ. નિશાળે જતાં રસ્તામાં રઝળવું નહિ, કે ખરાબ છોકરાની સંગને રમવું નહિ. બાળપણમાં વિદ્યા યાદ રહે છે અને મોટપણે તેનો અનુભવ આવીને સમાધાન થાય છે, માટે અભ્યાસ કરવામાં બેપરવાઇ રાખવી નહિ.

૩૬. ક્રોધ પણ મનુષ્યને કોઇ પ્રસંગે મન, વચન, અને કર્મથી કોઈ પ્રકારનું દુઃખ દેવું નહિ. દુઃખ ન દેવાનો નિયમ આપણને દયા, ધર્મ, ભક્તિ અને આરાધન વગેરે સદ્ગુણોનાં ધ્યાન કરવા મદદ કરે છે. એ આપણું પ્રૌઢ સામર્થ્ય અને ગૌરવ વાળો મિત્ર છે તથા સુખ, સત્યતા, ને સઘળાં સારાં વાનાનું ઉત્પત્તિસ્થાન છે.

૩૭. દયા એ સદ્ગુણી મનુષ્યનું સામર્થ્ય છે. આપણાપર નિર્દયતા વપરાઇ હોય, તો તેનો બદલો નિર્દયતાથી આપશોમાં, પણ દયાથી આપશો.

૩૮. કૃતઘ્નતાના અપરાધનો ગુન્હો જે કરે છે, તે પ્રાયશ્ચિત્તથી પવિત્ર થતો નથી. માટે કૃતઘ્નતા કરવી નહિ.

૩૯. પરમાર્થ બુદ્ધિનો અનાદર કરતા નહિ, 'છાલકા મનના કહે છે કે શું એ મનુષ્ય આપણા કુટુંબનો છે?' પણ મોટા મનના મનુષ્યો બધાને પોતાના સગાં સમાન ગણે છે. જે કોઇને દુઃખ ન દેતાં સર્વનું રૂડું ઇચ્છેછે, તે અક્ષય સુખને ભોગવે છે. માટે પરમાર્થ બુદ્ધિપર પ્રીતિ રાખવી. પરમાર્થ કરવાથી જેવો આપણા આત્માને સંતોષ થાય છે, તેવો વિલાસ ક્રિડાથી થતો નથી.

૪૦. પ્રમાણિકપણે ધન, ધાન્ય સંપાદન કરવું, અને જેમને આશ્રયની જરૂર હોય, તેમને યથાશક્તિ ખુશીથી આપવું. લોભ કરવો નહિ, અતિ લોભ એ પાપનું મૂળ છે.

૪૧. સ્વાર્થીપણાનું વલણ દુઃખનું કારણ છે. એ દુર્ગુણને શ્રમથી જેર કરવો જોઇએ. કદીપણ સ્વાર્થીપણું રાખવું નહિ.

૪૨. મનુષ્યને પુનર્જન્મ ધારણ કરવામાં માત, પિતા, પત્ની, પુત્ર, વગેરે સગાંસ્નેહીઓ કોઇ સાથી થતું નથી. ફક્ત કરેલા કર્મજ સાથી થાય છે. માટે પોતાથી અળગો ન થાય, એવો સોબતી મેળવવાને મનુષ્યે હમેશાં સદ્ગુણોનો સંગ્રહ કરતાં રહેવું. સદ્ગુણને પોતાનો ભોમીઓ કરવાથી જે અંધારૂં તરવાને કઠણ છે, તેમાં થઇને તે પસાર થાય છે.

૪૩. ધર્મનાં મુખ્ય દશ તત્વ છે. **શંતોષ**–બીજાને દુઃખ ન દેવું–**પરોપકાર અને અપકારને** બદલે **ઉપકાર** કરવો–**વિષયવાસનાનો** અટકાવ–ચોરી કરવાનો અને **અયોગ્યલાભ** મેળવવાનો પ્રયત્ન ન કરવો–**પવિત્રતા**, શિયળ ને **નિર્મળતા–મનનોધર્મ**ને દબાણમાં રાખવા–**જ્ઞાન** પ્રાપ્ત કરવું–ઇશ્વર સંબંધી જ્ઞાન મેળવવું–**સત્ય, પ્રમાણિકપણું** અને **કૃતજ્ઞતા–ક્રોધ** અને ઇર્ષા કોઇપર

ન રાખવી—એ ધર્મતત્વો પ્રમાણે વર્તનાર ધાર્મિક કહેવાય છે. માટે એ પ્રમાણે વર્તવું કલ્યાણકારક છે.

૪૪. સુતી વખતે ઉત્તર કે પશ્ચિમ તરફ મસ્તક રાખીને સુવું નહિ.

૪૫. ઉત્તમ મનુષ્યોએ બતાવેલા નિયમો પ્રમાણે ચાલવા ચૂકવું નહિ. ચૂકવાથી અવશ્ય અડચણ થાય છે.

૪૬. અન્ન વડે પ્રાણીઓના પ્રાણ રહે છે. તેથી સર્વ દાનમાં અન્નદાન શ્રેષ્ઠ ગણાય છે. માટે કોઇ અતિથિ આંગણે આવે, તો તેને યથાશક્તિ અન્ન આપવું.

૪૭. રાત્રિએ બહાર અગર કોઇ ભયંકર જગ્યોએ રહેવું નહિ, તથા રાત્રિએ નિર્ભય મને ફરવાનો સ્વભાવ રાખવો નહિ.

૪૮. સંપત છે તે સ્વપ્ન સરખી, યૌવન છે તે પુષ્પ સરખું અને આયુષ્ય વીજળી સરખું ચપળ છે. એમ જાણી સુકૃત્યોથી જીંદગીનું સાર્થક કરવા તત્પર રહેવું.

૪૯. સંકટ આવે તોપણ દુરાચારે ચાલવુ નહિ, મુસાફરને મદદ કરવી, ધર્મ સંબંધી દ્વેષ કરવો નહિ, સંતોષ અને સાદાઇ રાખવી.

૫૦. મહેનતથી કંટાળવું નહિ, વ્યવહારમાં કુશળ રહેવું, રસ્તો ભૂલનારને રસ્તો બતાવવો.

૫૧. કોઇ સાથે શત્રુવટ કરવી નહિ. વ્યભિચાર કરવો નહિ, કેફી વસ્તુ પીવી નહિ, જે દારૂના વ્યસનમાં ફસાય છે. તે મનુષ્યની ઘણી દુર્દશા થાય છે. વ્યસનનો ત્યાગ એ સુખનું મૂળ છે. માટે કોઇ જાતનું વ્યસન કરવુ નહિ.

૫૨. આપણું જેણે ભલું કર્યું હોય, તેનું ભલું કરવા ચિંતવન કરવું. તેનાપર પ્રીતિ રાખવી. કદી આપણાથી મોટો માણસ હોય, ને તેનો બદલો આપણાથી વળી શકે એમ ન હોય, તો તેનાપર પ્રીતિભાવ રાખવો અને ઇશ્વર તેનું ભલું કરે એવી પ્રાર્થના કર્યા કરવી.

૫૩. પરસ્ત્રીપર કુદૃષ્ટિ કરવી નહિ, પરદ્રવ્ય હરણ કરવા ઇચ્છવું નહિ, કોઇની થાપણ ઓળવવી નહિ. દગો કરવો નહિ.

૫૪. ભલે દુઃખી અવસ્થા આવે અગર તેમાં પીડાતા હોઇએ, તોપણ ધર્મની મર્યાદા ઉલ્લંઘન કરવી નહિ. જ્યાં ધર્મનું કામ આવે, ત્યાં ગમે તેવું સંકટ વેઠીને પણ તે કાર્ય પાર પાડવું. એ ધાર્મિષ્ઠ મનુષ્યનો ધર્મ છે.

૫૫. મનુષ્ય જેવી મંડળીમાં રહે છે, તેવો તે ઓળખાય છે. અર્થાત્ સારાની સોબતથી સારાં અને નરસાંની સોબતથી નરસાં થાય છે માટે જેમ બને તેમ સદ્ગુણી મનુષ્યની સોબત કરવી. દુર્ગુણીને પડખે પણ ચડવું નહિ. સજ્જનનાં સમાગમથી જેવું સુખ થાય છે. તેવું બીજા કશાથી થતું નથી.

૫૬. મિત્ર કે બેનપણી સાથે કપટ કરવું નહિ, તેનાથી આપણને માઠું લાગે એવું થયું હોય; તોપણ તેને સ્પષ્ટ કહીને તેનો ઉપાય કરવો. તે સરળ ભા-

વળી ઠપકો દે તો તેનાપર ખોટું લગાડવું નહિ.

૫૭, નિત્ય સાયંકાળે આખા દિવસમાં જેજે અજાણતાં પાપકર્મ થયાં હોય તે સર્વનો એક એક તિરસ્કાર કરીને અંતઃકરણથી પશ્ચાતાપ કરવો અને ઇશ્વર પાસે ક્ષમા માગવી તથા ફરીથી પાપ ન કરવાની પ્રતિજ્ઞા લેવી. વખતે અજાણતાં પાપકર્મ થઇ ગયું હોય,તો વિચાર કરવો કે એ શાથી થયું અને ફરી ન કરવાનો નિશ્ચય કરવો. એ માટે ઇશ્વર પ્રાર્થના કરવી, કે તે ક્ષમા કરે અને પ્રતિજ્ઞા પાળવાનું સામર્થ્ય આપે.

૫૮. ચોરી કરવી નહિ. કોઇની પાઇ પૈસો કે કંઇ ચીજ મળેતો તરત તેના ખરા માલેકને શોધી સ્વાધીન કરવી, પણ લુચ્ચાઇથી છુપાવી રાખવી નહિ. છૂપાવી રાખવાથી અંતે મોટી ચોરી કરવાની ટેવ પડે છે, અને પરિણામે તેનાં માઠાં ફળ થાય છે.

૫૯. ધનનો, માણુસનો, અને જુવાનીનો ગર્વ કરવો નહિ; કેમકે કાળ એ સર્વનો ક્ષણમાં નાશ કરે છે.

૬૦. સહનશીલ થવું. બોલકણો સ્વભાવ નહિ રાખતાં, પ્રયોજન જેટલુંજ મધુર વચને બોલવું. કોઇને દુઃખ લાગે એવું કડવું વચન બોલવું નહિ; કેમકે તેથી વૈરભાવ થઈ વખતે નુકસાન કરે છે.

૬૧. વૃથા કાળ ગુમાવવો નહિ. માન અપમાન પેટમાં રાખવું. દુર્ગુણથી ડરતા રહેવું. તન, મનથી પ્રૌઢ થવું.

૬૨. સારી રીતે પાળેલા પરાયા ધર્મ કરતાં, ગુણહીન પણ પોતાના વર્ણાશ્રમનો ધર્મ ઉત્તમ છે. પોતાના વર્ણાશ્રમનો ધર્મ પાળતાં મરણને શરણ થવું પડે, તોપણ તે ઉત્તમ છે. પરાયો ધર્મ આલોક તથા પરલોકમાં સર્વત્ર ભયને ઉપજાવનાર છે. માટે સ્વધર્મ ઉપર આસ્તા રાખવી અને તેજ પાળવો.

૬૩. જે માણસ પોતાનો જાતિધર્મ છોડીને પારકા ધર્મમાં જાય છે અથવા પોતાના ધર્મને નિંદિત વચન કહીને પારકા ધર્મની સ્તુતિ કરે છે, તેના જેવું અજ્ઞાની અને પાપીઓનું પાપ ભરેલું કામ બીજું કોઇ ન સમજવું.

૬૪. અખિલ બ્રહ્માંડપતિ જે પરમાત્મા કે જેની શક્તિનો અને કર્ત્તવ્યનો પારજ નથી, તેને જોઇએ તો સાકારરૂપે ભજો, કે નિરાકારરૂપે ભજો, પણ હમેશાં અંતઃકરણથી તે મહાશક્તિવાનની સ્તુતિ કરવાને કદી ચૂકતા નહિ.

૬૫. દર્પણમાં જોવાથી પોતાના મુખની છબી કેવી છે, તે સ્પષ્ટ માલમ પડી આવે છે, તેમ ધર્મશાસ્ત્ર સમજવાથી આ સંસારમાં પોતાને કેવાં કામો કરવાનાં છે. તે ખુલ્લી રીતે માલમ પડે છે. માટે પરભાષા અને પરાયા ધર્મશાસ્ત્ર જાણવા પહેલાં પ્રથમ પોતાનીજ ભાષા અને પોતાનાંજ શાસ્ત્ર સમજવાં. જેમ ગુરૂ વગર જ્ઞાન થતું નથી. તેમ ધર્મશાસ્ત્ર સમજ્યા વગર મોક્ષ ગતિ મળવાનું જ્ઞાન

મળતું નથી. સ્વધર્મ પાળવામાં અને પોતાનું જાતિ ખટકર્મ કરવામાં હમેશાં પવિત્રતા વાપરીને નીતિથી ચાલવું.

૬૬. જેમ છાપરૂં એ ઘરનું ઢાંકણુ છે. તેમ ચામડી એ શરીરનું ઢાંકણુ છે. માટે ચામડી સ્વચ્છ રાખી સુઘડતાઇ વધારો.

૬૭. કાચા કાન રાખવા નહિ. કોઇ માણુસ બીજાની સાચી જાૂઠી વાત આવીને કહે, તેનો ખરો તપાસ ને વિચાર કર્યા વગર તે સાચી માનવી નહિં.

૬૮. ક્ષમા ગુણુ એ મનુષ્યનું ભૂષણુ છે. કોઇએ આપણો અપગુણુ કર્યો હોય તો તેનો બદલો (શિક્ષા કરીને ) ન લેતા ક્ષમા કરવી. ક્ષમાવાનને કોઇ શત્રુ નહિ રહેતા, પરમસુખને પામે છે. કહ્યું છેઃ—

ક્ષમા સબનકું વશ કરે, ક્ષમા કહા નહીં હોય;
ક્ષમા ખડ્ગ જેહિ હસ્તમે, દુરિજન રહે ન કોય.

૬૯. ઉપજ કરતાં ખર્ચનો વધારો કરવો નહિ. ઉપજખર્ચનો હિસાબ રાખવો. વરો વિચારીને સંપત પ્રમાણે કરવો, કારજ કરી ફુલણુજી બનવું નહિ.

૭૦. નીચું માથું રાખી સૂવું નહિં. તેમ ઉંચું સુવું નહી. ઘણો ઉજાગરો કરવો નહિ. વધારેમાં વધારે નિંદ્રા ૬—૭ કલાક લેવી. બનતાં સુધી ઔષધનો ઉપયોગ કરવો નહિ. ખોટી સાહેદી પૂરવી નહિં. કાન ખોતરવા નહિં.

૭૧. સ્વાભાવિક છીંક, બગાસા, મૂત્ર, ઝાડો એ રોકવાં નહિ. એ રોકવાથી નુકસાન થાય છે. ઘણો વાયુ, તડકો, વરસાદ અને નદીના પૂરમાં ચાલવું નહિ. સૂર્ય કે ઝીણી વસ્તુ સામે એકી નજરે જોવું નહિં. તેથી આંખને નુકશાન થાયછે.

૭૨. સદ્ગુણીનો પક્ષ કરવો, પણુ દુર્જનનો પક્ષ કરવો નહિ. ગુણીના પક્ષથી લાભ થાય છે, પણુ દુર્જનના પક્ષથી ક્ષય થાય છે.

૭૩. બનતાં સુધી થોડું જમવું–મિતાહારી રહેવું. ઘણા આહારથી અજીર્ણ થઇ અનેક રોગ થાય છે. નિત્ય વખતસર ખાવું અને પચે એવું તથા એટલું ખાવું. પૌષ્ટિક ખોરાક ખાવો પણુ તાણીને ખાવો નહિ. સાદો ખોરાક, કસરત અને સ્વચ્છ હવાથી શરીર ઘણું સુધરે છે. માટે એપર ઘણું લક્ષ રાખવું.

૭૪. પવિત્ર સ્ત્રીએ મન, વચન અને કર્મથી પતિનો ત્યાગ કરવો નહિ. કદી કુટિલ જન શીયળધર્મથી ભ્રષ્ટ કરાવવાનો પ્રયત્ન કરે, તોપણુ પ્રાણુ જતાં સુધી પાતિવ્રત્યનું સંરક્ષણુ કરવું એ તેમનો પરમ ધર્મ છે.

૭૫. જાણુપણાથી વિનયપૂર્વક, ગંભીરપણે પ્રીતિભાવથી દાન કરવું. દાન કરવામાં ડોળ કરવો નહિ. દાન કરવું એજ ઉત્તમ છે એમ સમજી કરતા રહેવું.

૭૬. મન અને ઇંદ્રિયો વશ રાખવાં. કોઇપર જુલમ કરવો નહિ, કોઇને છેતરવું નહિ અને જુગટું રમવું નહિ.

૭૭. કોઇ વસ્તુનો એકલપેટાઇથી ઉપયોગ ન કરતાં, બીજાઓ સાથે મળી

ઉપયોગ કરવો. વિવેક. વિનય અને મર્યાદાથી સર્વ સાથે વર્તવું.

૭૮. ઐહિક વસ્તુઓપર મોહ રાખવો નહિ. આપણો ધર્મ બજાવવામાં કદી પાછળ પડવું નહિ, અને આપણા હિતની બાબતો વિષે બેપરવાઇ રાખવી નહિ.

૭૯. આપણી દોલતની સંભાળ રાખવી. જે વસ્તુ બીજાની છે, તે મેળવવાની ઇચ્છા રાખવી નહિ.

૮૦. પરોપકાર કે દાન કરવું, તેમાં સામા તરફથી કંઇ પણ આશા રાખી તેને પોતાની વસ્તુ આપવી, એ આપવું ગણાતું નથી. માટે સામાના ઉપકારની ઇચ્છા વગર દાન કે પરોપકાર કરવાં.

૮૧. જે સ્ત્રી પુરૂષ માન્ય હોય, તેનું અપમાન કરવું નહિ, અપમાન કરવાથી માઠું ફળ થાય છે. આપેલું વચન પાળવું, નહિ પાળવાથી તોલ ઘટે છે.

૮૨. હરકોઇ કાર્ય કે વિદ્યા કપટથી શિખવું કે કરવું નહિ, તેમ કરવાથી અંતે હાની થાય છે. ગુરૂની ભક્તિ કરવાથી તે પોતાના અંતઃકરણથી વિદ્યા ભણાવે છે અને અંતઃકરણથી પ્રેમપૂર્વક ભણાવેલી વિદ્યા વધારે ફળદાયક થાય છે. માટે ગુરૂ ઉપર પ્રીતિભાવ રાખવો અને તેની ભક્તિ કરવી.

૮૩. સ્ત્રી પુરૂષે ઉત્તમ મનુષ્યની ચાકરી કરવી, પણ નાશવંત અને ચપળ લક્ષ્મીમાં મોહિત થઇ નીચની સેવા કરવી નહિ.

૮૪. સ્ત્રી વશ પુરૂષ સુખ પામતો નથી. સ્ત્રીને વચન આપતાં પણ ખૂબ સાવધ રહેવું; કેમકે મૂર્ખ સ્ત્રી વખતે જીવનું જોખમ કરાવે છે. પાણી ગળેલું અને સ્વચ્છ પીવામાં લેવું. નહિ તો શરીરમાં અનેક રોગને ઉત્પન્ન કરે છે. વસ્ત્ર સાદાં અને સ્વચ્છ પહેરવાં. પગ ગરમ અને માથું ઠંડુ રાખવું એ સર્વ પ્રકારે સુખને આપનારાં છે. વગેરે, વગેરે.

### શાર્દૂલ વિક્રીડિત.

" દે વિદ્યાની વિભૂતિ ઇશ્વર કદ્દો, સર્વે અવિદ્યા પરી,
સત્કર્મે ફળના સુયોગ કરીને, દેજો મતિ પાંશરી;
અભ્યુદિત આ જગત્ સુવિચરે, વેદાન્ત માર્ગે સદા;
પામે મુક્તિ, સ્વધર્મ પૂર્ણ કરી, સૌ અત્યંત જે સુખદા."

## આયુષ્ય વધારવાનો ઉપાય.

આ સૃષ્ટિમાં સર્વ પ્રાણીમાત્રમાં મનુષ્ય સર્વથી શ્રેષ્ટ છે અને તેમની જીંદગી સૌથી વધારે અગત્યની છે. જેમ તે લાંબી મુદત ચાલે, તેમ વધારે ઉપયોગી થઇ શકે છે. શું ઉપયોગી થઇ શકે છે? ખાવું, પીવું, ઉંઘવું અને બેસી

રહેવું એજ કે ? ના. એ ઉપરાંત તેનામાં જે ઈશ્વરી બીજ બુદ્ધિ અને ઈંદ્રિયો વગેરે આપેલાં છે, તેને વધારી સુઉપયોગ કરવાને, સંપત્તિ અને સ્ત્રી પુત્રાદિકથી સંસારમાં લહાવો લેવાને અને પોતે સુખી થઇ બીજાને સુખી કરવાને, પરોપકારનાં અનેક સુકૃત્યો કરી જગતને લાભકારક થવાને અને ઇશ્વરની ભક્તિ કરી મુક્તિ પામવાને, દીર્ઘાયુષ્યની વધારે જરૂર છે. પરંતુ તે શી રીતે થઇ શકે ? વિધાતાએ તો છઠીના જે લેખ લખી આયુષ્ય નિર્માણ કર્યું છે, તે કદી મિથ્યા થનાર નથી. છઠની સાતમ કેમ થઇ શકે ? વગેરે તર્ક વિતર્ક કરી કેટલાક મનુષ્યો કલ્પનાઓ દોડાવે છે, પણ તેમના આવા બોલવાપર કશો ભરૂસો રહેતો નથી; કેમકે અર્વાચીનકાળમાં અનેક શોધો, તપાસો અને દાખલા દૃષ્ટાંતથી સિદ્ધ થયું છે, કે પરમ કરૂણાકર પરમેશ્વરે કેટલાક એવા નિયમો સ્થાપિત કર્યા છે, કે તે પ્રમાણે ચાલવાથી જીંદગી લંબાવી શકાય છે. જે બીજથી ઉત્પત્તિ થવાની હોય, તે સર્વાંગે સુંદર અને સર્વ રીતે સંસ્કાર પૂર્ણ હોવું જોઇએ—માબાપનું શરીર તનદુરસ્ત અને સબળ હોય, તો છોકરાં પણ તેવાંજ થાય અને કુટુંબના માણસો પણ પુરૂષાનુક્રમથી લાંબુ આયુષ્ય ભોગવે છે. **ટામ્સપાર** નામનો એક માણસ ૧૫૨ વર્ષ જીવ્યો. તે ૮૦ વર્ષની ઉમરે પેલીવારે પરણ્યો હતો. તેનો એક છોકરો ૧૦૯ વર્ષ, તેનો એક પૌત્ર ૧૧૩ વર્ષ અને એક પૌત્ર ૧૩૪ વર્ષ સુધી જીવ્યો હતો. સ્કાટલાંડ માંહેના ગ્લાસગો નગરની એક સ્ત્રી ૧૩૦ વર્ષની ઉમર સુધી તનદુરસ્ત શરીરે કાળ ગાળતી હતી. તેનો પિતા ૧૨૦ વર્ષે અને પિતામહ ૧૨૯ વર્ષે મરી ગયો હતો. **કોરનેરો** નામે એક ઇટાલીનો રહેવાસી **મિતાહાર** અને **કુદરતના નિયમ** પ્રમાણે ચાલવાથી દીર્ઘાયુષી થઇ ગયો છે. એ ૪૦ વર્ષનો થયો, ત્યાં સુધી કુછંદી હતો, તેથી તેના પેટમાં કેટલીકવાર દરદ થતું, શરીરના ભાગો દુઃખતા અને તાવ આવતો. તાવથી એટલો તો અશક્ત થઇ ગયો હતો, કે તેને કોઇ દવા લાગુ પડી નહિ. તેથી ડાકટરોએ બે માસમાં જીંદગી જવાનો અભિપ્રાય જણાવ્યો હતો, ફક્ત તેમાં ઉપાય તરીકે મિતાહાર કરવો, એ એકજ ઇલાજ છે એવું ફરમાવ્યું હતું. આપરથી તેણે એ ઉપાયજ ચાલુ રાખ્યો. તેથી શરીરે સુધરતો ગયો અને થોડા વખતમાં હતો તેવો થઇ રહ્યો. આપરથી તેણે નક્કી કર્યું, કે “**શરીર ટકવાને જેટલા ખોરાકની જરૂર છે. તેથી વધારે ખાવું નહિ.**” ૬૦ વર્ષ લગી તે બાર અધોળ ખોરાક અને તેર અધોળ પાણી સિવાય બીજું કંઇ લેતો નહિ. સખત ગરમી કે ઠંડીમાં રહેતો નહિ અને મન ઉશ્કેરાય એવું કરતો નહિ. આ નિયમથી તન, મન તનદુરસ્ત રાખી શક્યો. ઘરડપણમાં એક મુકરદમામાં હાર્યો. એ દીલગીરીમાં તેના બે ભાઇઓ મરી ગયા, પણ પોતે દીલગીર નહિ થતાં દૃઢ મનથી તેવોજ રહ્યો હતો.

૮૦ વર્ષની ઉમરે એનું શરીર નબળું જણાવાથી તેના મિત્રોએ તેને ખો-

રાક વધારવાની ભલામણ કરી. એ જાણતો હતો કે શરીરની કુદરતી અશક્તિની સાથે તેના અવયવો પણ અશક્ત થાય છે અને પાચનશક્તિ નબળી પડે છે. તે વખતે ખોરાક વધારવાને બદલે ઘટાડવો જોઇએ, છતાં મિત્રોના આગ્રહથી ખોરાક તેર અધોળ અને પાણી સોળ અધોળ કર્યું. પણ લાંબી મુદતનો નિયમ તોડવાથી દશ દિવસમાં તો ખુશ મિજાજમાં રહેવાને બદલે અસુખી અને ઉદાસી રહેવા લાગ્યો. બારમે દિવસે પડખામાં દરદ થવા લાગ્યું. તે દિવસ વિત્યા બાદ તાવ શરૂ થયો. તે પાત્રીશ દિવસ સુધી રહ્યો. તેથી જીવવાની આશા મૂકી. પરંતુ ઇશ્વર ઇચ્છાથી પ્રથમનો નિયમ ચાલુ કર્યો કે સાજો થયો. ૮૩ વર્ષની ઉમરે તેનાં તન, મન એવાં તનદુરસ્ત હતાં કે વગર મદદે ઘોડાપર સ્વાર થતો, ડુંગરા ચઢતો, અને એ વખતે તેણે રમતગમતવાળું નાટક રચેલું છે, જ્યારે તે પોતાના મિત્રથી છૂટો પડી રાજ્યસભામાંથી ઘેર આવતો, ત્યારે પૌત્ર, પૌત્રીને કેળવણી આપી ગમત અને ગાયનમાં ઘરડપણના દિવસ ખુશીથી ગાળતો. જેમ ઘરડપણમાં કેટલાકનો સ્વભાવ કજીઆળ અને ચીડીઓ થઈ જાય છે. તેમ એનો સ્વભાવ કોઇ વાર એવો થયો નહોતો. એ રીતે **મિતાહારી** રહેવાથી તે ખુશ મિજાજ અને તનદુરસ્ત હાલતમાં ૧૦૦ વર્ષનું આયુષ્ય ભોગવી ગુજરી ગયો. **અમેરિકાનું** ન્યુ હેરલ્ડપત્ર કહે છે કે, " અમેરીકામાં ગોરા માણસ કરતાં સીદી લોકો વધારે લાંબુ આયુષ્ય ભોગવે છે, કેમકે તેઓ **સાદો ખોરાક** ખાય છે. દારૂ **પીતા** નથી અને ઘર બહાર **મજુરી અને કામ** કરે છે. " ગ્રીસની સ્વચ્છ અને ખુશનુમા હવામાં રહેનારા પ્રાચીન ગ્રીક લોકો દીર્ઘાયુષ્યી થવા માટે **મિતાહાર, સ્વચ્છ હવા, નાહાવું,** અને **કસરત** એ ઉપાયો કરતા. **હારિડાકસ** નામે જુનાની હકીમ પોતાના દર્દીઓના દર્દ અને અશક્તિ મટાડવાને તેમને **ચાલવાની** ફરજ પાડતો. અને તેમનું શરીર ઘસાવતો. જેમ રોગી રોગથી વધારે અશક્ત હોય. તેમ તેની અશક્તિ અને રોગ મટાડવાને ચલાવી તેના સ્નાયુ વધારે મજબુત કરવા મહેનત લેતો. તેથી ઘણા રોગીઓને નિરોગી કરી આયુષ્ય લંબાવવાને શક્તિવાન થયો હતો. અર્વાચીન કાળમાં આપણા દેશમાં **વનરાજ** ૧૧૦ વર્ષ, **અસોફજાં** ૧૦૪ વર્ષ, ઉમરેઠની એક **માલણ** ૧૨૦ વર્ષ, **દેવગઢબારીઆના** ગાલી ગામમાં એક કોળી ૧૨૫ વર્ષ, વગેરે ઘણા દીર્ઘાયુષ્યી થઇ ગયાના દાખલા છે. પ્રાચીન કાળમાં આ દેશમાં એથી પણ વિશેષ આયુષ્યવાળાં મનુષ્યો ઉત્પન્ન થયેલા છે. એ બધા લોકો વનની **ખુલ્લી હવા, સાદો ખોરાક, શરીરને પૂરતી મહેનત** વગેરે નિયમો પાળવાથીજ દીર્ઘાયુષ્યી થયેલા છે.

પ્રાચીનકાળમાં જુદા જુદા દેશના લોકો જુદી જુદી રીતે આયુષ્ય લંબાવવાના ઉપાયો કરતા, **મિસરદેશમાં** ગરમી પડે અને નાઇલ નદીમાં પુર આવે, ત્યારે મહિનામાં બે વાર ઉલટી અને પસીનો લાવવાની દવા લેતા. **યુરોપખંડમાં**

વૃદ્ધાવસ્થાથી અશક્ત થયેલાને શક્તિ લાવવા જુવાન છોકરાઓની વચ્ચે રા-ખતા. તેથી તેનામાં શક્તિ અને હુશિયારી આવતી, રોમની કન્યાશાળાનો માસ્તર હુરમીયસ નિરંતર નાની બાળકીઓની વચ્ચે રહેવાથી પોતાનું આયુષ્ય લંબાવી શક્યાનો દાખલો. ડા. કોહોસેન્ટ આપે છે, અને લોકોને સલાહ આપે છે કે;—"દરરોજ પ્રાતઃકાળમાં અને સંધ્યાકાળે નિર્દોષ બાળકીઓની પાસે રહે-વાથી જીવનરક્ષક શક્તિઓ સારી મજબુત થઇને સચવાય છે; કેમકે નિર્દોષ શ્વાસો શ્વાસમાં સ્વચ્છતા વધારે રહેલી છે." પ્લુટાર્કના જીંદગી લંબાવવાના નિયમો ઘણા સારા ને આ સુધરેલા કાળને અનુસરતા આવે એવા છે, તે દીર્ઘા-યુષ્યી થઇ ગુજરી જવાથી તેના નિયમો સપ્રમાણ ગણાય છે, તે કહે છે કે;–"ત-મારૂં માથું ઠંડું ને પગ ગરમ રાખો, જ્યારે શરીરમાં કંઇ વિકાર જણાય, ત્યારે દવા લેવાને બદલે એક દિવસ ઉપવાસ કરવો. જ્યારે શરીરની સંભાળપર ધ્યાન આપો, ત્યારે મનની સંભાળ લેવા ચૂકતા નહિ"મનની શાંતિ, પહેરેજી, આ મસંયમ, ધ્યાન, સાદો ખો-રાક, મિતાહાર, મનનો નિગ્રહ, કામવાસનાથી દૂર રહેવું, અને તેવી વાસના પેદા ન થાય એવી ચીજ સામું પણ ન જોવું, શરીર કસવું, ખુલ્લી સ્વચ્છ હવા લેવી, કુદરતના શોધમાં મગન રહેવું, શોધ કરતાં જે મળે તેમાં સંતોષ માનવો અને આનંદ રાખવો વગેરે એવા નિયમથી ઋષિ મુનિઓ, સાધુઓ, વૈરાગીઓ, તપસ્વિઓ, યોગીઓ, અને તત્વજ્ઞાનીઓ વગેરે દીર્ઘાયુષ્યી થઇ ગયેલા છે. પાલ નામે સાધુ ગુફામાં રહી સખત પહેરેજી રાખવાથી ૧૧૬ વર્ષનો થયો હતો. પાંથા ગોરસના માર્ગી તત્વજ્ઞાનીઓ ઇંદ્રિય દમન અને મનવશ કરવામાં તથા પહેરેજી પાળવામાં પોતાનો ધર્મ સમજતા હતા. એ માર્ગીઓમાં આપોલોનિયસ ૧૦૦ કરતાં વધારે વર્ષનો અને ઝેનોફિલસ ૧૦૬ વર્ષનો થયો હતો. ડેકનબર્ગ નામે ડેનમાર્ગનો એક પુરૂષ ૫૧ વર્ષનો થયો ત્યાં સુધી રાજનૌકામાં નોકર હતો, તે ૧૫ વર્ષ તુર્કસ્થા-નમાં ગુલામ તરીકે રહ્યો હતો, તે ૧૧૧ વર્ષનો થયો ત્યારે તેણે પોતાનું બાકીનું આયુષ્ય શાંતિમાં ગાળવા ઠરાવ કર્યો અને ૬૦ વર્ષની સ્રી સાથે પરણ્યો, પરંતુ તે સ્રી ગુજરી જવાથી ૧૦૦ વર્ષની ઉમરે બીજી પરણવા ધારી, પણ તેમ નહિ બનવાથી ૧૫ વર્ષ એકલાં રહી ૧૪૬ ની ઉમરે સને ૧૭૭૨માં મરણ પામ્યો.

જમીનના સ્વભાવ અને હવા પ્રમાણે પણ આયુષ્ય લાંબુ ટુંકું થઇ શકે છે. સ્વીડન, નોર્વે. ડેન્માર્ક અને ઇંગ્લાંડ વગેરે દેશમાં હાલ પણ ૧૩૦ ૧૪૦ ૧૫૦ વર્ષના વૃદ્ધો થયાના દાખલા મળે છે, પરંતુ અતિ સર્વ વર્જીત એ પ્ર-માણે બેહદ ઠંડી એ પણ આયુષ્ય ટુંકુ કરે છે. આઇસલાંડ, સૈબિરિઆ, વગેરે બહુ ઠંડા દેશમાં ૬૦–૭૦ વર્ષનું આયુષ્ય હોય છે, અને કેટલાક દેશોમાં જમીનના ગુણ અને હવા પ્રમાણે જન્મે છે, ત્યારથી વૃદ્ધ થાય છે ત્યાં સુધી ત્યાંના લોકો બળવાન અને તનદુરસ્ત હોય છે. નવજિલંડ બેટના લોકો વિષે પૃથ્વી પ્રદક્ષિણા

કરનારા કુકસાહેબ કહે છે કે, "હું અને મારા સાથીઓ આ બેટમાં જેટલી વાર ઉતર્યા, તેટલીવાર બાળ, યુવાન, વૃદ્ધ અને વનિતા સર્વ માણસો અમને જોવાને, આવ્યા. તેમાં કોઇ માણસને અમે રોગી જોયા નહિ. તેઓનું આખું શરીર જોયું હતું. તેમાં કોઈ ઠેકાણે જખમ નહોતો અને પહેલાં કદી થયો હોય તેનું કંઈ પણ ચિન્હ જોવામાં આવ્યું નહિ. આ બેટમાં કેટલાક વાળ અને દાંત વગરના વૃદ્ધ માણસો જોવામાં આવ્યાં હતાં, પરંતુ તેમાંથી કોઇ પણ બળ વિનાનો અને જરાગ્રસ્ત નહોતો. તેઓ બળ અને પરાક્રમમાં તરૂણ વયના માણસોના જેવા નહોતા ખરા, પણ તેઓના પ્રમાણે સ્ફૂર્તિવાળા અને પ્રફુલ્લિત ચિત્તવાળા હતા. પાણીજ તેઓની પીવાની વસ્તુ હતી. તે વખત સુધી દારૂરૂપ વિષમ ઝેર પીવામાં તેઓની ખુશી આવી નહોતી." એ રીતે દીર્ધાયુષ્યી મનુષ્યોના અનેક દાખલાઓ મળે છે, કારણ કે એ દેશમાં નોંધ રાખવાની રીત છે. આપણા દેશમાં એવી નોંધ રહેતી નથી. વળી એ દેશની હવા ઠંડી તેથી લાંબા આયુષ્યવાળાની સંખ્યા આપણા ગરમ દેશ કરતાં, ત્યાં વધારે હોયજ, ને છે. પરમકૃપાળુ પરમેશ્વરનો એવો અભિપ્રાય છે કે સર્વે મનુષ્યો વગર ક્લેશે વ્યવહાર કરી સુખ પામે ને દીર્ઘ જીંદગી ભોગવે, પરંતુ કેટલાક લોકો સ્ત્રીની પ્રસવ વેદનાનું દૃષ્ટાંત આપીને કહે છે કે, જો વગર ક્લેશે સુખ ભોગવે એવો પ્રભુનો વિચાર હોય તો સ્ત્રીઓ પ્રસવ વખતે પીડા પામત નહિ. આ કહેવું તેમનું વાજબી નથી. એવું હાલના શોધોથી જણાઇ આવે છે. તેઓ જે આ પીડા જણાવે છે, તે ફક્ત પરમેશ્વરના સ્થાપિત નિયમો ઉલ્લંઘન કર્યાનું ફળ છે. લિસન સાહેબના કહેવા પ્રમાણે સને ૧૮૨૦ માં સ્કાટલાંડ માંહેના એબર્ડીન નામની જગ્યાપર એક સ્ત્રી છોકરાનો જન્મ આપીને ૨–૩ દિવસ પછી છોકરાને સાથે લઇ એક દિવસમાં ૧૪ કોશ ગઇ હતી. એવા દાખલા ત્યાં ઘણા બને છે. ત્યાં કેટલીક સ્ત્રીઓ અનાજનાં ખેતરોમાં કાપણી કરતાં કરતાં, ત્યાંથી થોડે દૂર જઇને કોઇની મદદ વગર બાળક પ્રસવ કરીને પાછી દિવસ આથમ્યા સુધી કામે લાગી રહે છે. થોડી વ્યાધી વગર તેનાં મૂખ પર પીડાનું બીજું કંઇ ચિન્હ જોવામાં આવતું નથી. ઘણીક સ્ત્રીઓ પ્રસવ કર્યા પછી ૩–૪ કોશ ચાલીને જાય છે. અમેરિકાના આદિમ રહેવાસીની સ્ત્રીઓ પુરૂષની સાથે જંગલમાં ફરતાં ફરતાં થોડી પછવાડે રહીને બાળક પ્રસવ કરી, તેને પછવાડે બાંધીને થોડી વારમાં સ્વામીને આવી મળે છે અને પાછી ચાલવા માંડે છે. લારેન્સ સાહેબના કહેવા પ્રમાણે અમેરિકાના આદિમ રહેવાસી હબસી અને બીજી જંગલી જાતિની સ્ત્રીઓને ઘણીજ થોડી પ્રસવ વેદના થાય છે. આમ થવાનું કારણ સામાન્ય હલકો ખોરાક અને હમેશાં મહેનતથી તેઓનું શરીર બળિષ્ટ થાય છે. તેથી તેને ભાગ્યશાળી આળસુ સ્ત્રીઓના જેવા ક્લેશ પ્રાપ્ત થતા નથી. તેમજ બીજી જાતિની મહેનત

કરનારી સ્ત્રીઓને પણ ઉપર કહેલી જંગલી જાતિની અબળાઓની પેઠે થોડું દુઃખ થાય છે. દક્ષિણ અમેરિકામાં આરોકેનિંઆ નામનો એક દેશ છે, ત્યાંની સ્ત્રીઓ પ્રસવ થયા પછી તરત પાસેની નદીમાં જઇને પોતાનું અને છોકરાનું શરીર ધુવે છે. પછી પોતાના કામમાં લાગે છે. વગેરે રીતે વિચાર કરી જોયાથી માણસ પોતાની પ્રકૃતિ ગુણથી આખી ઉમર સુધી બળ, તનદુરસ્તી અને શારીરિક તથા માનસિક સુખ મેળવી લાંબું આયુષ્ય ભોગવી શકે છે. જગતનિયંતા કરૂણાકર મંગળમય પ્રભુએ પૃથ્વીના દરેક દેશના લોકો માટે જુદા જુદા નિયમો કર્યા નથી; પરંતુ તે તો ધનવાન, ગરીબ, જ્ઞાની, અજ્ઞાની, બાળક, યુવાન, અને વૃદ્ધ વગેરે સર્વના ઉપર એક સરખા નિયમથી શાસન કરે છે. માણસ માત્રનું શરીર અને ઇંદ્રિય સ્વભાવ એક સરખોજ છે. હવા, અજવાળું, ગરમી અને પાણી વગેરે પદાર્થ બધે એક સરખા ગુણ પ્રકાશ કરે છે. વળી પરમેશ્વરનો એવો અભિપ્રાય છે કે મનુષ્યજાતિએ સંપૂર્ણ આયુષ્ય ભોગવ્યા પછી પોતાના દેહનો ત્યાગ કરવો, પણ જેઓ શારીરિક નિયમો પાળતા નથી. તેઓની ઇંદ્રિયો નિસ્તેજ થાય છે અને અણધાર્યું આયુષ્ય નાશ પામે છે. જે શારીરિક નિયમો બરાબર પાળે છે તેઓ સુખી થઇ દીર્ઘાયુષ્ય ભોગવે છે.

**દીર્ઘાયુષ્યી થવાના નિયમો નીચે પ્રમાણે:—**

(૧) જે બીજથી ઉત્પત્તિ થવાની હોય, તે બીજ બળિષ્ટ, સર્વાંગ સુંદર. અને સર્વ રીતે સંપૂર્ણ હોવું જોઇએ—માબાપનું શરીર તનદુરસ્ત, સબળ સર્વાંગ સુંદર સંપૂર્ણ હોવાથી તેનાં બાળકો પણ તેવાંજ થાય છે.

(૨) **મિતાહાર**—દરરોજ પરિમિત હિતકારી સાદો ખોરાક લેવો. ખોરાક વખતસર, પચે એટલો અને પચે એવો ખાવો—ભૂખના ચાર ભાગ કરી તેમાં બે ભાગનું ખાવું, એક ભાગનું પાણી પીવું અને એક ભાગ વાયુ સંચારવાને માટે ખાલી રહેવા દેવો. એમ કરવાથી ખાધેલું અનાજ વહેલું પાચન થશે. આ નિયમ ઉપરાંત ખાવાથી શરીર બગડે છે. તેમજ બહુ મિષ્ટાન, બહુ મસાલો, બહુ ખારૂં તીખું, અને બહુ ખાટું વગેરે ખાવું નહિ. સાદો ખોરાક સૌથી ઉત્તમ છે.

(૨) **પાણી**—ઓકિસજનવાળું પાણી જીવન શક્તિને જરૂરનું છે, કેમકે પ્રવાહીત્વ વગર જીવન શક્તિનું સ્ફૂર્ણું થઇ શકતું નથી. માટે પાણી **પથ્થરના ઝરાનું, વરસાદનું, અને નદીનું વહેતું સ્વચ્છ પાણી** પીવું, કૂવા, તળાવનું પાણી ઉતરતું છે.

(૩) **ખૂલ્લી હવામાં ચાલુ મહેનત** કરનાર અને કુદરતના નિયમને અનુસરતી સાદી જીંદગી ગુજારનાર ખેડૂત, માળી, કઆડી, સિપાઇ અને ખારવા વગેરે વર્ગના લોકો દીર્ઘાયુષ્યી હોય છે અને ખાણ ખોદનાર, મહેતાજી માસ્તર, ઉપદેશક, બેઠો ધંધો કરનાર વેપારી, કવિ, ચિતારા, ખનીજ ગાળનારા (સોની, લુવાર,

કિસારા, વગેરે ) વગેરે ટુંકુ આયુષ્ય ભોગવે છે.

(૪) **થાક નહિ લાગે એવી કસરત કરવી**—એથી લોહીનું ફરવું જોસથી થાય છે. શરીરની શિરાઓ મજબૂત અને બળવાન થઇ વધારે કામ કરવાને શક્તિવાન બનાવે છે, તથા શરીર તનદુરસ્ત થઇ જીંદગી લંબાવે છે. માટે થાક ન લાગે એટલી કસરત કરવી.

(૫) **મનોવૃત્તિનીચાલના**—શરીરના અવયવોની સાથે મગજનો એવો સંબંધ છે કે તે સતેજ અને તનદુરસ્ત હોય તોજ સર્વે અવયવોને સુખાકારી તથા સ્ફૂર્તિ મળે છે. માટે શરીરની સુખાકારી સારૂ મનોવૃત્તિની ચાલના કરવી. એ માટે વિદ્યા, વિનોદ અને હુન્નર કામ વગેરે શિખી કરવાં, પણ વિચાર શક્તિને હદ ઉપરાંત મહેનત આપવી નહી.

(૬) **જંજાળ વખતેશાંતમન**—મગજ અને શરીરને એવો સંબંધ છે કે જેવી મનોવૃત્તિ હોય છે. તે પ્રમાણે શરીરપર સારી કે માઠી અસર થાય છે. કંઇ દુઃખ કે અપમાન થવાથી મનોવૃત્તિ પ્રબળ થઇ ખેદ થાય છે, તેની અસર હૃદય અને હોજરીપર થવાથી તે અને બીજા અવયવો પણ પોતાનું કામ કરવામાં સુસ્ત થાય છે, ભૂખ મંદ પડી જાય છે અને આખું શરીર ક્ષયને પામે છે. જ્યારે ખુશી પેદા થાય છે, ત્યારે તેની અસર હૃદય, હોજરી, અને બીજા અવયવોપર થઇ આખું શરીર સ્ફૂર્તિવાળું ને સુખી થાય છે. પાચનક્રિયા બરાબર થઈ ભૂખ સારી લાગે છે. તેથા આખું શરીર પ્રફુલ્લિત થઇ લાંબુ આયુષ્ય થાય છે. માટે જંજાળને વખતે મનને શાંત રાખવું. ખેદીત કરવું નહિ.

(૭) **પરણેલી જીંદગી**—પરણેલી જીંદગીથી દીર્ઘાયુષ્યી થવાને ટેકો મળે છે. વગર પરણેલી જીંદગી ટુંકું આયુષ્ય કરે છે. વાંઢો મનુષ્ય દીર્ઘાયુષ્યી થવાનો એક પણ દાખલો મળતો નથી. આ નિયમ સ્ત્રીઓને પણ લાગુ પડે છે. **ડીલાંગીવાલી** નામે એક ફ્રેંચ દશ બારવાર પરણ્યો હતો. ને છેલ્લી સ્ત્રી ૯૯ વર્ષનો હતો, ત્યારે પરણ્યો હતો. ૧૦૧ વર્ષનો થયો, ત્યારે એ સ્ત્રીને પેટ એક છોકરો થયો. એ ૧૧૦ વર્ષનો થઇને મરી ગયો.

(૮) **મળસકે ઉઠવું**—આ ટેવ રાખ્યાથી જીંદગી લાંબી થાય છે. માટે ચાર વાગ્યે ઉઠવાની ટેવ રાખવી.

(૯) **વ્યસનથી વિરક્તપણું**—એ જીંદગી લાંબી કરે છે. દારૂ, અફીણ, ગાંજો તમાકુ વગેરે વ્યસનથી શરીર બગડી નબળું પડે છે અને જીંદગી ટુંકી કરે છે, માટે એ ન કરવાં.

(૧૦) **સૂર્યનો પ્રકાશ**—મનુષ્યને જેમ પ્રકાશનો લાભ વધારે મળે છે, તેમ જીંદગી લાંબી થાય છે. તેમજ જીવનશક્તિને બીજી ઉપયોગી વસ્તુ ગરમી છે. તેનાથી જીવનશક્તિની પ્રથમ ચાલના થાય છે. ગરમીમાં જીંદગીને પોષક અને ઉત્તેજક

ગુણ છે. માટે ઘટીતપણે ગરમી પણ જીંદગીને લંબાવવાને જરૂરની છે.

(૧૧) **ઓકિસજન હવા**—જીંદગીને ત્રીજી પોષક વસ્તુ ઓક્સિજન હવા છે. હવા વગર બિલકુલ જીવને ચાલે નહિ. જે હવા જીવનશક્તિને મજબુત અને સારી પેઠે પોષણ આપનારી છે, તે સ્વચ્છ હવા કહેવાય. એવી સ્વચ્છ હવા શ્વાસમાં નહિ મળવાથી મનુષ્યનું મરણ થાય છે. જીવનશક્તિને જે હવાની જરૂર છે તે **ઓકિસજન હવા** શ્વાસોશ્વાસ વાટે લોહીમાં જાય છે. માટે દરરોજ સવારસાંજ દરિઆ કિનારે, બાગબગીચામાં, કે એવી સારી ગણાતી જગ્યોએ ફરવા જવું.

(૧૨). **ગરમ દેશ કરતાં ઠંડા દેશમાં**—મનુષ્ય દીર્ઘાયુષ્યી થાય છે. તેનાં બે કારણો છે. (૧). ગરમ દેશોમાં જીવનશક્તિનો ઘસારો વધારે હોય છે, (૨). ઠંડા દેશની હવા વધારે સમધાત હોવાથી જીવનશક્તિનો ઘસારો અટકાવે છે.

(૧૩.) **જે દેશોમાં હવાનો ફેરફાર વારંવાર અને અચાનક** થાય છે, તે દેશમાં દીર્ઘાયુષ્યીના દાખલા સાધારણ હોતા નથી. હવાના અચાનક ફેરફાર એ શરીરની અંદર ફેરફાર કરે છે. તેથી શક્તિ અને ઇંદ્રિયોનો ઘસારો કરે છે, પરંતુ જે હવાની સમાનતા અને તેમાં વિશેષે કરીને ગરમી, ઠંડી, ઘટ્ટતા, અને હલકાઇ એ બાબતોમાં સમાનતા એ જીંદગીની હયાતીને વધવામાં બહુ મદદગારછે.

(૧૪.) **જે હવામાં યથાયોગ્ય ભીનાશ** હોય, તેજ હવા દીર્ઘાયુષ્યી થવાને ઉપયોગી છે. તેનું કારણ ભીના હવા તર હોવાથી તેનામાં શરીર ઉપર આકર્ષક શક્તિ કમી થાય છે. એટલે તેને કમી ઘસાવે છે. એ સિવાય ભીની હવામાં વાતાવરણની સમાનતા વિશેષ હોય છે. તેથી ગરમી, ઠંડીના વિપરિત ફેરફારો થોડા થવાનો સંભવ છે. જે હવા થોડી ઘણી પણ ભીની હોય, તે અવયવોને વધારે નરમ અને તારૂણ્યવાન રાખે છે. પણ ઘણી સુકી હવા નાડીઓને જલદીથી સુકી બનાવે છે અને ઘરડપણનાં સર્વ ચિન્હો તરત લાવે છે.

(૧૫.) **દરયાનું** પાણી દીર્ઘાયુષ્યી થવાને ઉપયોગી છે. તેથી દરિઆમાં વસનાર દીર્ઘાયુષ્યી હોય છે, બેટમાં ને દ્વીપકલ્પમાં રહેનાર તેનો પૂરો પુરાવો છે.

(૧૬.) **ઉંઘ**—મહેનત એ જીવનશક્તિને ઓછી કરે છે. મહેનતથી નાડી ઉતાવળી ચાલે છે. શરીર થાકથી તાવની માફક ગરમ થઇ જાય છે. તેથી જીવનશક્તિને ઘણો ઘસારો લાગે છે. એ જીવનશક્તિના ઘસારાના વેગને કમી કરનાર તે જીવનાધાર **ઉંઘ અને આરામ** છે. માટે સાત આઠ કલાક ઊંઘને આરામ લીધાથી જીવનશક્તિનો ઘસારો બંધ પડે છે. તેટલામાં જીવનશક્તિનો વધારો ચાલુ રહેવાથી દિવસે થયેલા ઘસારાનો બદલો વળી રહે છે અને નાડીઓ નિયમસર ચાલે છે. તથા દરેક ઇંદ્રિયો પ્રથમની માફક શાંતિમાં આવે છે. જો લાંબા વખત સુધી ઉંઘ ન લેવાય તો, જીવનશક્તિને ઘસારો અને નુકશાન વધારે લાગેછે. તેથી

જીંદગી ટુંકી થાય છે. માટે જીવનશક્તિના ઘસારાને અટકાવવા અને જીંદગી લંબાવવાને ઉંઘ અને આરામ નિયમિત અને નિરંતર લેવાં.

(૧૭) મનુષ્યો પશુ પક્ષી કરતાં પણ હલકાં બની **બાળકને માતાની છાતીએથી દૂર કરી** ભાડુતી દાસીઓ (ધાવ)ની સંભાળ નીચે નિરાધાર રાખી ઉછેરવામાં આવે છે. તેથી બાળકનું આયુષ્ય ઓછું થાય છે.

(૧૮.) **જે મનુષ્ય સુધરેલ થઈ દુરાચરણમાં** અને ભ્રષ્ટતામાં પડેછે, બહુ ઠંડી જમીનમાં રહે, કુદરતના નિયમ પ્રમાણે ચાલતા નથી, આળસુ થઇ પડયા રહે છે, મોજ શોખ અને વૈભવ ભોગવે છે, કામી, ક્રોધી, લોભી અને તામસી હોય છે, નિરાશા, પશ્ચાતાપ, અપ્રીતિ, શોક, દીલગીરી, ચિંતા, અપમાન, અને ભય એ સર્વે જીંદગી ટુંકી થવાનાં કારણો છે.

(૧૯.) **પાચન ક્રિયાની** સર્વ બનાવટ, અને હોજરી નિર્વીકારી તથા બરાબર જોઇએ. હોજરી એ મુખ્ય અને અગત્યની ઇંદ્રિ છે. જુસ્સો એ રોગનું મૂળ છે, તે હોજરીની સારી સ્થિતિને નરમ પાડે છે. તેથી મંદવાડ થવાની મૂળ નિશાની અજીર્ણ કે અપચો ઉત્પન્ન થઇ શરીરમાં રોગ પેદા થાય છે અને શરીરના બંધારણને નબળું પાડે છે. માટે દીર્ઘાયુષ્યી થવાના સાધન તરીકે હોજરી નિર્વીકારી અને જુસ્સો નરમ રહે તેમ કરવું.

(૨૦.) **છાતી મજબૂત અને શ્વાસોશ્વાસ લેવાની ઇંદ્રિ** ( ફેફસાં ) સારી એ દીર્ઘાયુષ્યી થવાનું સાધન છે. એ સારાં છે કે નહિ, એ શ્વાસ લાંબી મુદત સુધી રાખવાની શક્તિ, મજબૂત અવાજ, અને કફ ઘણીવાર નહિ જવાથી જણાયછે.

(૨૧.) **લોહીના નિરંતર ફરવાથી** આંતરિક ઘસારો થાય છે—જેની નાડી ઘણીવાર થડકે છે, તેને ઘસારો જલદી થાય છે. મનની અસાધારણ લાગણીથી કે—દારૂ પીવાથી હૃદયના લોહીની ગતિ જલદ થાય છે તેનું આયુષ્ય ટુંકું થાય છે. જેનું હૃદય બહુ જુસ્સાવાળું હોતું નથી અને નાડી ધીમી નિયમિત ગતિએ ચાલે છે. એ દીર્ઘાયુષ્યી થવાની નિશાની છે.

(૨૨.) **સારો સ્વભાવ**, ખુશમિજાજ, વિશ્વાસુપણું, વીર્યસંચન, અમુક હદ સુધી લાગણી, થોડી અરે, સમાનતા, નિયમિતતા, આશા ભર્યું જીવન, પહેરેજી, શાંત મન, કુદરતના નિયમોને અનુસરી ચાલવું, આત્મસંયમ, ધ્યાન, મન તથા ઇંદ્રિયો વશ રાખવી. બહુ કામ વાસનાથી દુર રહેવું, કામોત્પત્તિ ન થાય એમ આચરવું, સંતોષ, આનંદ, એ સર્વે જીંદગી લંબાવવાના આધાર રૂપ છે, કેમકે **આયુષ્ય વધવા ઘટવાનો આધાર** જીવનશક્તિના ધીમા ને જલદી ઘસારાપર છે. જેમ ધીમો ઘસારો, તેમ જીંદગી લાંબી થાય છે. માટે જીવનશક્તિને પોષક **નીતિની લાગણીઓનો** જથો વધે એમ કરવું.

(૨૩.) **ખાબડામાં રહેવું એ દીર્ઘાયુષ્યને મારકસર છે,** અને મોઘ

શહેરમાં રહેવું એ હાનીકારક છે. મોટા શહેરમાં બાળકોના મરણનું પ્રમાણ વધારે થાય છે—શહેરમાં જેટલાં બાળકો જન્મે છે, તેનો અર્ધ ભાગ ત્રણ વર્ષનાં થતાં ગુજરી જાય છે, અને ગામડામાં વીશ કે ત્રીશ વર્ષની ઉમર થતાં સુધી અરધ પણ ગુજરી જતાં નથી. તેનું કારણ હવા, પાણી, ખોરાક અને કસરત એ બધું શહેર કરતાં ગામડામાં જીંદગીને જોઇએ તેવાં મળી શકે છે. વળી પૈસે ટકે સુખી અને મોજ શોખી કરતાં, ગરીબ ઘરનાં મહેનતુ દીર્ઘાયુષ્યી થાય છે.

(૨૪,) **મનુષ્યના શરીરના બાંધાને અમુક હદ સુધીના કેળવણી આપવાથી** જીંદગી લાંબી થવાને ટેકો મળે છે. જંગલી મનુષ્યો સુધરેલા મનુષ્યો જેટલી લાંબી જીંદગી ભોગવતા નથી. માટે મન સાથે તનને અવશ્ય કેળવવું.

(૨૫.) **જુદી જુદી જાતનાં તત્વો અને શક્તિઓ મેળવવાની** ફેલાવવાની, અને તૈયાર કરવાની જેના શરીરમાં ઇંદ્રિયો વધારે હોય તેનું આયુષ્ય લાંબું થાય છે. વળી જેમ ઇંદ્રિયો મજબૂત તેમ આયુષ્ય લાંબું, પણ ઘણીજ કઠણાશ તેમ આયુષ્ય અલ્પ. માટે ઇંદ્રિયોને મજબૂત કરવી, પણ ઘણી કઠણાશ થવા દેવી નહિ.

(૨૬.) **હરકોઈ રોગ લાગુ પડે, ત્યારે પ્રથમ ઉપવાશ કરવો,** માથું ઠંડું રાખવું. છાતી અને પગ ગરમ રાખવા. જંજાળને વખતે શાંત મન રાખવું. અંતઃકરણમાં ઘણી ઉત્કંઠા તથા દુર્ભાવનાનો ઉદય થવા દેવો નહિ. **નિત્ય નિર્દોષ ખુશીમાં થોડો કાળ ગાળવો.**

(૨૭.) **રોગ સારો થવાનો આધાર**—પાચન શક્તિ, શાંત રીતે લોહીનું નિયમિત ફરવું. જળ શોષક શિરાઓની સંપૂર્ણ અને જોસવર ચપળતા, તથા પ્રથક્કરણ કરવાની ઇંદ્રિયોની સારી હાલત અને નિયમીત ક્રિયા પર છે.

(૨૮.) **નિયમિત અને ખોડ વગરનો શરીરનો બાંધો** એ દીર્ઘાયુષ્યી થવાનું ચિન્હ છે, જોઇએ તે કરતાં વધારે જાડાઇ હાની કરતા છે.

(૨૯) **શરીરના કોઇ ભાગ કે આંતરડાં બહુ નબળાં ન જોઇએ.** જો નબળાં હોય તો શરીરમાં તરત રોગ પેદા થાય છે અને શરીરનો બાંધો અવ્યવસ્થિત થઇ જઇ જીંદગી ટુંકી થાય છે. પણ શરીરના ભાગો અને આંતરડાં બળવાન એ દીર્ઘાયુષ્યનું સાધન છે.

(૩૦.) **શરીરના તંતુઓ સમધાત ગુણનાં,** મજબૂત, અને ટકાઉ જોઇએ. બહુ સુકાં કે કઠણ ન જોઇએ. કેટલાક ઇંદ્રિયોને મજબૂત અને કઠણ કરવાને ઘણા ઉપાયો કરે છે, પરંતુ ઇંદ્રિની અમુક હદ સુધીની દ્દઢતા એ જીવનને ફાયદા કરતા છે, પણ ઘણી દ્દઢતા નુકશાન કરતા છે, જીંદગીની મુખ્ય જરૂરીઆત દરેક ઇંદ્રિની અને રસવહનની ચપળતામાં રહેલી છે.

**કેટલાક ઇંદ્રીઓ મજબૂત કરવાને ઠંડા જળનું સ્નાન કરી, શા-**

રીર ખુલ્લું રાખે છે, અને થાક ચડે એટલી કસરત પણ કરે છે. એ રીતે કરવાથી ઇંદ્રિયો વધારે સુકી, કઠણ અને ચીકણી થાય છે. તેથી અંતે તરત નિરૂપયોગી થાય છે અને જીંદગી લંબાવવાને બદલે તરત વૃદ્ધાવસ્થા લાવે છે. માટે ઇંદ્રિયો સખત કરવાની રીત એવી રાખવી, કે તેથી ઇંદ્રિયો મજબુત થાય, પણ કઠણ કે જડ થાય નહિ, ભેજ વગરનું ઘર, શરીરની સ્વચ્છતા અને સ્વચ્છ વસ્ત્ર એ આયુષ્યમાં વધારો કરતા છે.

(૩૧.) **જો કોઇ ધનવાન ગૃહસ્થ ભોગવિલાસમાં ગરકાવ રહી શારીરિક કે માનસિક પરિશ્રમ ન કરે** તો તેને ઇશ્વરના ઠરાવેલા નિયમો ઉલ્લંઘન કર્યાનું ફળ મળે છે. ભુખ મંદ પડે છે, પાચન શક્તિ ઓછી થાય છે, વગેરેથી રોગાધિન થઇ જીંદગી ટુંકી થાય છે. માટે લાંબા આયુષ્યની ઇચ્છા વાળાએ ઇશ્વર સ્થાપિત નિયમો પ્રમાણે વર્ત્તવું. આ નિયમો પ્રમાણે વર્ત્તવાથી શરીર નિરોગી બની આયુષ્ય લાંબુ થાય છે.

## બાળકો રૂપાળાં, બુદ્ધિવાન, ગુણવાન અને અંગોનાં સુશોભિત શી રીતે થઇ શકે ?

બાળકો સર્વાંગસુંદર, ગુણજ્ઞ અને બુદ્ધિનાં શ્રેષ્ઠ વગેરે રીતે સારાં થવાનો આધાર માતાની શારીરિક અને માનસિક શક્તિપર છે. એ કેટલીક માતાઓ નહિ જાણતાં, પોતાનાં બાળકો કરતાં બીજાનાં બાળકોને સફેદ દુધ જેવી ચામડીનાં, તેજસ્વિ, સ્વરૂપે સુંદર, મજબૂત, બળવાન, ચાલાક, હાજરજવાબી, બુદ્ધિવાન, હાથ પગ ભરેલા, ગાલ ગુલાબી, અને હિંમતવાન વગેરે પ્રકારે ઉત્તમ જોઇ ચકિત થાય છે અને કહે છે કે;—પરમેશ્વરે અમારાં બાળકો આવાં કાં ન કર્યાં ? તેનાપર એટલી બધી કૃપા અને અમારાપર કેમ નહિ ? વગેરે બોલે છે. આ બોલવું તેમનું ભૂલ ભરેલું છે. મંગળકારી પ્રભુનો એમાં શું વાંક ? તેમને તો સર્વ મનુષ્ય સરખાં છે. તે કોઇને ન્યુનાધિક ગણતો નથી. તેણે તો જે નિયમો સ્થાપી મૂકયા છે. તે સ્થાપિત નિયમો પ્રમાણે જે ચાલે છે, તેને સારૂં ફળ મળે છે, અને તેનાથી જે ઉલટા ચાલે છે, તેના કુળને કલંકરૂપ કનિષ્ઠ ફળ મળે છે. એમાં કોનો વાંક ? **જો બાળકો સર્વ પ્રકારે શ્રેષ્ઠ કરવાં હોય, તો માતાએજ શારીરિક અને માનસિક શક્તિમાં ઉત્તમ થવું જોઇએ,** કેમકે માબાપના તન, મન અને સ્વાભાવિક ચરિત્ર ઉપર સર્વ પ્રકારે તેના સારા થવાનો આધાર છે. એવું અનેક રીતે સિદ્ધ થયેલું છે. સૃષ્ટિકર્ત્તાનો નિયમ છે કે ગર્ભસંચાર થતી વખતે જેવી માબાપની પ્રકૃતિ હોય છે, તેવી પ્રકૃતિ બાળકમાં

બાળકોમાં આવે છે. આ વિષે એક ઇંગ્રેજ પંડિત કહે છે કે;—"માતાના શરીર તથા મનથી જે દેહ અને મન બને છે અને જે રક્તથી પુષ્ટ થાય છે, તે માતાના સ્વભાવ ચરિત્રનો ભાગીદાર કેમ થશે નહિ! એ વાત કદી પણ સંભવતી નથી. ખરી વાત તો એછે કે, બાળક પોતાના શરીર તથા મનની સંપતિ તેના અસ્તિતત્વની સાથે માબાપની પાસેથી મેળવે છે. ગમે તે તરફ વિચાર કરવામાં આવે, તોપણ ગર્ભસંચાર થવાની સાથે માબાપ પોતાના શરીર અને મનની સર્વ અવસ્થાનો ન્યૂનાધિક અંશ છોકરાંને આપે છે. એમાં કંઇ પણ સંદેહ નથી." આ નિયમાનુસારેજ ધાર્મિક અને નીતિવાન મનુષ્યને ઘેર નઠારાં અને અધર્મિ તથા દુર્ગુણી મનુષ્યને ઘેર વખતે સારાં બાળકો ઉત્પન્ન થઇ આવેછે, એનું કારણ એ છે કે, કોઇ પતિ પત્ની ઘણીજ ઉત્તમ પ્રકૃતિનાં હોય, પણ જે વખતે ગર્ભ સંચાર થવાનો હોય, તે કાળે હત ભાગ્યથી તેઓ વિકૃત મનનાં હોય, તો બાળકો કુળાંગાર પેદા થાય છે અને કોઇ પતિ પત્ની ઘણુંજ ખરાબ પ્રકૃતિનાં હોય, પણ જે વખતે ગર્ભ સંચાર થવાનો હોય તે કાળે નાના પ્રકારનાં અનુકૂળ કારણથી સુભાગ્યે તેઓનાં મનનો ભાવ સારો હોય, તો એક ઉત્તમ બાળકની પ્રાપ્તી થાય છે. જે કોઇ અફીણ કે દારૂમાં આસકત થઇને ગર્ભ સંચાર કરે છે. તેનાં છોકરાં અફીણી કે દારૂબાજ થાય છે એ નક્કી. આવાજ કારણથી એક માબાપનાં છોકરાં જુદી જુદી પ્રકૃતિનાં થાય છે. માટે માબાપે બાળકના અને પોતાના શ્રેયને અર્થે ગર્ભ સંચાર સમયે અતિ સાવધાનથી પોતાના જીવનના સાધુ ભાવને ઉજ્જવલ રાખવા જોઇએ. માતાએ ગર્ભાવસ્થાના નવમાસ પણ અતિ સાવધાનપણે પ્રસન્નચિત્તે સુઉદ્યોગથી ગર્ભ રક્ષા કરવી અને બાળક જન્મે તે દિવસથી સરુ કરી માબાપે પોતાની છેલ્લી ઘડી સુધી પ્રત્યેક પળે, તેઓના જીવનની સદ્ગતિ માટે આગળથીજ સાવધાન થઇ રહેવાનું છે.

માતા પોતાની માનસિક શક્તિદ્વારા ગર્ભસ્થિત બાળકને ગર્ભ ધારણ કરવાના સમયથી તે પ્રસવ સુધીમાં એવા સંચામાં ઢાળે છે, કે જેવાં રૂપ, ગુણ બળ, બુદ્ધિ અને આકાર તેનામાં ઠસેલાં હોય છે; તેવીજ બાળકની તાદર્શ છબી પડી આવે છે. આ નિયમ મનુષ્ય, પશુ, પક્ષી સર્વને એક સરખોજ લાગુ પડે છે. બાઇબલના ઇતિહાસમાં એક ઠેકાણે વર્ણન કરેલું છે કે—"લેબને, 'યાકુબને' ઠગ વિદ્યા કરી 'રહાયલ, ના બદલામાં 'લીહ' નામની કન્યા પરણાવી. તે માટે તેનાં મેંઢાં તથા બકરાં, સાત વર્ષ સુધી ચારવાને કબૂલ કર્યું હતું. જ્યારે કપટ ઉઘાડું પડયું, ત્યારે તેણે કહ્યું કે, સાત વર્ષ મારી બીજી નોકરી કરે તો હું મારી બીજી કન્યા રીહાયલ પણ તેને પરણાવું. વળી તે ઉપરાંત એટલાં વર્ષમાં મેંઢાં તથા બકરીઓને જેટલાં બચ્ચાં બુંદકીદાર થશે, તે તને પહેરામણીમાં આપીશ. લેબલના મનમાં એમ હતું કે, ક્યાં એવાં ઘણાં બચ્ચાં ઉત્પન્ન થવાનાં છે, કે મારે આ-

પવાં પડશે; પણ યાકુબે એક એવો ઉપાય શોધી કાઢયો કે જેથી લેબનને સ્વાર્થ તત્પરતાનો યથોચિત દંડ મળે અને સર્વ બચ્ચાં બુંદકીદારજ થાય. આ સારૂ તેણે પાણી પીવાના વાસણમાં સર્વ બુંદકીદાર લાકડાં ગોઠવ્યાં અને નર તથા માદાઓને જુદાં જુદાં કરી રાખ્યાં. તેમાં નરોને છુટા રાખ્યા, પણ માદાઓને બાંધી રાખી અને પાણી વિના અકળાવા લાગી, ત્યાંસુધી પાણી પીવા દીધું નહિ જ્યારે પાણી વિના બહુજ અકળાવા લાગી, ત્યારે તેણે નરોની વચ્ચે પાણી પીવા છોડી મૂકી. પાણી બે રંગી થએલું હતું. તેણે એ વાસણમાં બુંદકીદાર લાકડા સિવાય બીજુ કંઇ દીઠું નહિ. એવી દશામાં તેને વીર્ય પ્રદાન થવા દીધું. આટલું કરીને તે બંધ રહ્યો નહિ. યાકુબ એ વિષયમાં પૂરો ચતુર હતો. તે પોતાના ટોળાંને બીજે દિવસે પાછો તેજ સ્થાનપર લાવ્યો અને પ્રથમ પ્રમાણેજ માદાઓને અલગ રાખી નરોમાં જવા દીધી નહિ. તે તૃષાથી વ્યાકુળ થઇ કે તરત તેને પેલા બુંદકીદાર પાણીનું ધ્યાન આવ્યું, એ ધ્યાન મનમાં મજબૂત થઇ ગયું. તેનું ફળ એ થયું કે ઘણાં બુંદકીદાર બચ્ચાં ઉત્પન્ન થયાં" આવા સિદ્ધાંતને અનુસાર મનના એકતાલ ધ્યાનથી મનુષ્યજાતિને પણ રૂપે, રંગે, ગુણે, અને આકારે કેમ સુધારી ન શકાય ? સુધારી શકાયજ. મનની અસર ગર્ભપર કેવી રીતે થાય છે. તે નીચેનાં સિદ્ધાંતપરથી જણાશે. જેમ 'એકવારેજીપા' તેજાબ થાય છે. તેમાં વિજળી યંત્રના તારના બે છેડાને નાંખવા—તેમાં જે ધાતુની તકતી નાંખવી હોય તે નાંખવી. એટલે વિજળીના ઉંચા નીચા બંને વળ તે બટેરીના તારદ્વારાએ તેજાબમાં જઇ સોનાનાં અદશ્ય કણોને પકડી તકતીપર જમાવી દઇ સોનાજેવી કરી દેશે. એજ રીતે વિજળી દ્વારાએ. અસલના અક્ષર કે ચિન્હ જેવાં હોય છે, તેવા ઉતારી શકાય છે. તેમાં અસલ નકલમાં કશો તફાવત પડતો નથી. તેમજ વિજળીના બળથી એક વસ્તુનું પૂર્ણ ચિત્ર ઉતારી શકાય છે. તેવી રીતેજ ગર્ભસંચાર થતી વખતથી તે પ્રસવ થાય, ત્યાં સુધીમાં ગર્ભીણી સ્ત્રીના મનપર થયેલી અસર એક જાતની વિજળીદ્વારાએ બાળકપર તરતજ થાય છે. જેમ સોનાના ગળેલા તેજાબમાં તકતી રહે છે. તેમજ પેટમાં ગર્ભાશયની અંદર વચ્ચે ગર્ભ રહે છે. અને જેમ વિજળી તેજાબમાંથી સોનાનાં કણોને પકડીને તકતીને સોના જેવી બનાવી દે છે, તેની પેઠેજ સ્ત્રીની રગોના ચાલવાથી એક જાતની વિજળી ઉત્પન્ન થાય છે. તે વિજળીની શક્તિ સ્ત્રીના મનોભાવપર પ્રકૃતી, રૂપ, રંગ, ગુણ, બુદ્ધિ અને આકાર વગેરેની જેવી અસર થઇ હોય છે, તે સાથે રેજરૂધિરનાં કણોને પકડીને ગર્ભાશયમાં રહેલા બાળકને પહોંચાડી પુષ્ટ બનાવે છે. અહા ! શું ખુબી ! !

એ રીતે સારી નરસી પ્રકૃતિ, રૂપ, ગુણ, બુદ્ધિ, રંગ અને આકાર વગેરે જે કાંઈ સ્ત્રીને મનોભાવ જોવામાં આવે છે અગર ઇચ્છા થાય છે, તે એના ચિ-

જામાં સજડ થયે એક જાતની વિજળી ઉત્પન્ન થતાંજ તે મારફતે ક્ષણમાં ગર્ભાશયમાં જઇ બાળકપર જેવી હોય છે, તેવી અસર થાય છે. તેમાં જરા વાર લાગતી નથી. એતો જાણે મનને ભાવના કે અસર થઇ કે વિજળીએ પહોંચાડી છેજ. આવા કારણથી જો કોઇ સ્ત્રી અંધારામાં ગર્ભ ધારણ કરે અને વીર્યદાતા પતિને ન દેખે; એટલુંજ નહિ, પણ પ્રસવ થતાં સુધી પણ ન દેખે કે ધ્યાન ન કરે; તો બાળક સ્ત્રીના જેવુંજ રૂપે, રંગે, ગુણે અને બુદ્ધિએ ઉત્પન્ન થશે. કોઇ સ્ત્રી પતિ કરતાં પોતાને રૂપે, રંગે, ગુણે વિગેરેમાં અધિક લેખે, અને તેમાં મગરૂર રહી પોતાનું મુખ દર્પણમાં જોયા કરે, પછી ભલે તે પતિનું પણ થોડું ધ્યાન કરતી હોય, તોપણ બાળક એ સ્ત્રીના જેવુંજ થશે. જે સ્ત્રી પતિ ઉપર ઘણી પ્રીતિ રાખતી હોય, તો તે બાળક તેના પિતા જેવુંજ તાદર્શ થશે. જે સ્ત્રીનું મન કાંઇક પોતાના રૂપ, ગુણ અને આકાર ઉપર રહેતું હોય, એમ મન બંને વચ્ચે વહેંચાયેલું હોય, તો બાળક માતપિતા બંનેના જેવુંજ એટલે તેમાં બંનેની તાસીર આવશે. ઘરમાં કોઇ સગુંવહાલું. મિત્ર કે હરકોઇ આવતું હોય, તેને સ્ત્રી સ્નેહ સહિત આદરસત્કાર કરતી હોય, એટલુંજ નહિ પણ અહોનિશ તેનું ધ્યાન કર્યા કરતી હોય, તો વખતે બાળક એના જેવું થાય છે. તેમજ વળી એ આવનાર માણસ પતિને આવતો પસંદ ન હોય, પણ સ્ત્રી સ્નેહ રાખતી હોય તેથી પતિ તેનાપર વ્યભિચારનો દોષ મૂકે. એ ભયથી સ્ત્રી ધ્યાન સહીત વિચારે કે રખેને મારે એના જેવું બાળક અવતરશે તો ! આવા ધ્યાનથી એ નિર્દોષ સ્ત્રીને એવુંજ બાળક આવે છે. એ જોઇ પતિને સ્ત્રીપર ઝેર ઉત્પન્ન થાય છે. માટે સ્ત્રીનો ધર્મ છે કે પતિની રજા વગર કોઇ પરપુરૂષ સાથે સંબંધ બાંધવો નહિ કે સ્નેહી રાખવો નહિ. ફક્ત સ્વપતિમાંજ અખંડ પ્રીતિ રાખી તેનુંજ ધ્યાન રાખવું. એ હીત અને સુખદાયક છે. ગર્ભિણી સ્ત્રીને દ્રાક્ષ, બદામ, વગેરે મેવા મીઠાઇ અને ફળની ઇચ્છા થાય છે. તે જેવાં રૂપ, ગુણવાળાં હોય છે, તેવાં બાળકમાં આવે છે. માટે સારા પદાર્થની ઇચ્છા કરવી ઉત્તમ છે. જેમ ગર્ભિણી સ્ત્રીની પ્રીતિ અને ઇચ્છાથી બાળકના રૂપ, ગુણ, રંગ, બુદ્ધિ અને આકારમાં ફેર પડે છે. તેમજ અત્યંત શોક, ભય, અને હર્ષથી પણ વખતે ગર્ભપાત થાય છે અગર બાળકના સ્વભાવમાં ફેર પડે છે. સ્કોટલાંડ દેશમાં એક મોચીની ગર્ભિણી સ્ત્રી એક જડ પદાર્થને જોઇ ત્રાસ પામી. એ જડ પદાર્થની મૂર્તિ તેના ધ્યાનમાં એવી ઠસી ગઇ કે તેને કેમે કરી ભૂલી શકી નહિ. તેથી અંતે તેને જે બાળક અવતર્યું, તે જડના જેવું થયું. અમેરિકાના ટ્રેયનગરના રહીશ આત્મવિદ્યામાં કુશળ જોનબોવીડાડસ કહે છે કે;—" બોસ્ટન નગરમાં એક ધનવાન સ્ત્રી ગર્ભિણી હતી તે એક વખતે પોપટથી બી ગઇ. તેથી તેને જે છોકરી અવતરી, તેની બોલી ચાલી ઘણી ખરી પક્ષીને મળતી હતી. તેમજ એક ગર્ભિણી સ્ત્રીએ પોતાનાં પાળેલાં મેંઢાના બચ્ચાંઓ

માથું હાથમાં લઈ ચગદી નાંખ્યું. તે માટે પાછળથી ઘણી પસ્તાઇ. તેથી તેને જે બાળક આવ્યું, તેની છાતી દબાએલી અને માથું મેંઢાના બચ્ચાંની પેઠે આગળ ધસી આવેલું હતું. તેમજ ખામીવાળાને ખુબ ધ્યાન લગાડી જોવાથી પણ માઠું ફળ થાય છે. એના પણ અનેક દાખલા છે. આપરથી ગર્ભિણી સ્ત્રીએ ખુબ ધ્યાનમાં રાખવાનું છે કે આંધળાં, લૂલાં, બહેરાં, મુંગા, વગેરે ખામીવાળાને ધ્યાન લગાડી જોવાં નહિ, પણ હમેશાં માનસિક શક્તિપર સારો ભાવ દૃઢ થાય તેમ કરવું. સારો ભાવ દૃઢ થવાથી તેનું ઉત્તમ ફળ પ્રાપ્ત થાય છે. ફ્રાન્સ દેશના ભૂવન વિખ્યાત મહાવીર **નેપોલિયન બોનાપાર્ટ**ના બાપે ઘોરતર યુદ્ધ વિગ્રહાદિની વખતે ભાર્યાપરિગ્રહ કરી. એ પરમ સુંદર સ્ત્રી પણ ઘણી વીર્યવન્તી હતી. સ્વામી સાથે સઘળા ઉત્પાદ અને કલહ વ્યાપારમાં વ્યાપ્ત થયેલી હતી. એવું કહેવાય છે કે;—"તે તેના અતુલ કીર્તિમાન પુત્રનો પ્રસવ થયા પહેલાં થોડીવાર ઘોડે બેસીને સ્વામીની સાથે લડાઇમાં ગઇ હતી. એ વેળાના સ્વામીના મહા બળની અસર તેના ગર્ભસ્થિત પુત્રપર થઇ, તેથી નેપોલિયન જેવો ભૂમંડળ વિખ્યાત શૂરવીર બાળક ઉત્પન્ન થયો. ગર્ભ સંચાર થવાની વેળાએ જેની જે વિષયમાં પ્રીતિ, હર્ષ, ઉત્સાહ, અને ચર્ચા હોય છે, તેનાં છોકરાં તે વિષયમાં લાગે છે અને તેવાં કામો કરે છે." જો સ્ત્રીનો વિચાર હમેશાં વૈર, વિરોધ, કલેશ, દુર્વ્યસન, લડાઇ, આળસ, પરનીંદા, ચોરી, વ્યભિચાર, જૂઠ, છળકપટ, અને દગા ફટકા વગેરે સંબંધી થયા કરે છે, તો ગર્ભસ્થિત બાળકપર તેવીજ અસર થાય છે, અને તે માતાના દુર્ગુણો ગ્રહણ કરી તેવીજ રીતે વર્તે છે. એના અનેક દાખલાઓ છે. માટે સ્ત્રીઓએ આવા દુર્ગુણોથી દૂર રહેવા કાળજી રાખવી.

જો **માતા** સ્વભાવે શાન્ત, જ્ઞાનવાન, ધાર્મિક વગેરે ઉત્તમ ગુણો અને ઉત્તમ વિચારોમાં એકતાલ બરાબર ધૈર્યયુક્ત હશે; તો બાળક ઇચ્છાનુસાર કરી શકશે. એવા ઉત્તમ ગુણો મેળવવા માટે સ્ત્રીઓને પ્રથમથીજ શાળામાં અને ઘર આગળ એવું ઉત્તમ સુશિક્ષણ આપી તથા આવા વિષયોથી વાકેફ કરી તૈયાર કરવી જોઇએ. એવી રીતે સુશિક્ષણ લઇ તૈયાર થયેલી હશે, તોજ તે પ્રમાણે વર્તી ઈચ્છાનુસાર બાળકો પેદા કરી શકશે. હાલ ઠેરઠેર ઘોડા, બળદ, વગેરે પશુ, પક્ષી અને ફળ, ફુલનાં વૃક્ષોની જાત સુધારવાને ઘણી કાળજી રાખવામાં આવે છે, પરંતુ અફસોસ છે કે મનુષ્ય જેવું ઉત્તમ પ્રાણી જે ઇશ્વરની મૂર્તિ ગણાય છે, અને જેનાપર આ ભૂમિના જનમંડળ અને સર્વે પ્રાણીના કલ્યાણ અકલ્યાણનો આધાર છે. તેને ઉત્તમ બનાવવા કોણ કાળજી રાખે છે? આતો અનાયાસે જેવાં ઉત્પન્ન થઇ આવે તે ઠીક છે; એમ ચાલ્યાં કરે છે. આમ જ્યાં ચાલ્યા કરે અને સ્ત્રીઓ પોતાની ફરજથી અજ્ઞાન રહે, ત્યાં શ્રેય ક્યાં થાય? ગૃહસ્થો! તમો આ માટે ઘણી કાળજી રાખી સ્ત્રીઓને સુશિક્ષિત કરો. તેના હૃદયમાં સારી ભાવનાની છાપ

પાડો. સ્ત્રીઓએ મૂળથીજ સુચરિત્રવાન થવાને હમેશાં રામ, યુધિષ્ટર, હરિશ્ચંદ્ર, ધ્રુવ, બુદ્ધદેવ, શ્રીકૃષ્ણ, પ્રહલાદ, સીતા, સાવિત્રી, તારામતિ, વગેરે ઉત્તમ ચરિત્રવાન મહાન્ સ્ત્રીપુરૂષોનાં ચરિત્રો વાંચી તેના ઉત્તમ ગુણોની ભાવના હૃદયમાં ઠસાવી મન શાંત કરવું. કામ, ક્રોધ, દ્વેષ, વૈર, વિરોધ, કુરપણું, છળકપટ, હિંસા, અનીતિ, અને ધર્મ વિરૂદ્ધના વિચારો વિગેરે દુર્ગુણોનો ત્યાગ કરવો. હૃદય થડકે એવાં વચન બોલવાં નહિ, ભય ત્રાસની જગ્યોએ જવું નહિ કે એવું જોવું નહિ અને જોવાની ઇચ્છા પણ કરવી નહિ. વિકારવાળું ભોજન જમવું નહિ. રજોદર્શન, અને ગર્ભાવસ્થાના નિયમો બરાબર પાળવા. ઘરમાં સુખભોગનો સર્વે સામાન શોભાયમાન રાખવો. ચિત્રો—છબીઓરૂપે, રંગે, ગુણે, બુદ્ધિએ અને આકારે વગેરે રીતે સુંદર અને સુચરિત્રવાન સ્ત્રીપુરૂષોનાં, ધર્માત્મા અને દેવોનાં તથા વન, વાડી, ઉપવન, વૃક્ષવેલ, વગેરેનાં મનોહર ને સુંદર હોય તેવાં રાખવાં, કે એ જોઇને મનને આનંદ અને મનમાં સારી ભાવનાઓ હમેશાં તાજી રહ્યા કરે. બહાર જઇને ઇશ્વરસૃષ્ટિની રચનાને નિહાળી મનને આનંદી કરવું તેથી મન શાંત થશે અને પરમકરૂણાકર મંગળમય પ્રભુનું ધ્યાન રહ્યા કરશે. ગર્ભ ધારણ કર્યા પહેલાં પોતાના પરમ યોગ્ય સ્વરૂપવાન સદ્ગુણી પતિની મૂર્તિને હૃદયમાં ઠસાવવી અગર પતિની આજ્ઞાથી કોઇ મહાન સ્વરૂપવાન, ગુણવાન, બુદ્ધિવાન, બળવાન, ધાર્મિક અને નીતિવાન વગેરે ગુણોથી મહાન સુચરિત્રવાન હોય, તેના ચરિત્ર અને સ્વરૂપનું ધ્યાન કરી તેની મૂર્તિ અને સુચરિત્રોને હૃદયમાં ઠસાવવાં. ગર્ભસંચાર વખતે આવીજ ઉત્તમ વૃત્તિ રાખવી અને ગર્ભ ધારણ કર્યા પછી પણ આવાં સ્વરૂપ અને ગુણમાંજ લીન રહેવું. હમેશાં પતિના ગુણ અને સ્વરૂપને અગર આમાં કહેલછે. તેવા ચિત્રનેજ ધ્યાન લગાડી જોયા કરવું અને તેના ચરિત્રનું મનન કરવું. એ ચિત્રો એવી જગ્યોએ ગોઠવી રાખવાં, કે તેપર પોતાની વારંવાર દ્રષ્ટિ પડે અને મનમાં ઇચ્છવું કે મને આવા ગુણ, સ્વરૂપવાળું બુદ્ધિવાન અને પરાક્રમી બાળક પેદા થાય. એવી રીતે વર્ત્તવાથી બાળક પોતાની ઇચ્છા પ્રમાણે ઉત્પન્ન કરી શકાશે. બાળકો ઉત્તમ પેદા થાય એમ કરવું એ દરેક સ્ત્રીનો પરમધર્મ છે અને એ તેમને પોતાનેજ શોભા પડતું છે. માટે સુજ્ઞ સ્ત્રીઓએ આ નિયમો પ્રમાણે વર્ત્તવા ચુકવું નહિ અને પુરૂષોએ તેમને એવી સગવડતા કરી આપવા ચૂકવું નહિ.

## મા ઉપર છોકરાંના ભવિષ્યનો આધાર માટે મા કેવા ગુણની જોઇએ?*

આ સસારમાં મનુષ્યને બાળકો એ બુઢાપાનો ટેકો, જુવાનીનું સુખ, સુખી ઘરની દીવાલ, અને ગરીબ મનુષ્યનું પરમ ધન છે. કીર્તિમાન બાળકથી વંશનો

ગૌરવ વધે છે. જે કુટુંબ સારાં છોકરાંના પ્રભાવથી પવિત્ર થાય છે, તેના વંશની સુકીર્તિરૂપી સુગંધથી કુટુંબનું મુખ ઉજવળ થાય છે. આવાં સદ્દગુણી કુળદીપક છોકરાં જેને ત્યાં હોય, તેના પૂર્ણ ભાગ્ય સમજવા. બાળકો સદ્દગુણી કે દુર્ગુણી થવાનો સઘળો આધાર માતાપર છે. માતા જો ધાર્મિક, નીતિવાન, સ્વાર્થરહિત, પરમાર્થી, ન્યાયપરાયણ, સત્યવાદી, ભક્તિવાન, વિશ્વાસુ, કરકસરવાળી, સુઘડ, આનંદી, શાન્ત, મન તથા ઇંદ્રિયોને વશ રાખનારી, આત્મ સંયમવાળી, તન, મનથી કેળવાએલી, વિપત્તિમાં ધૈર્ય રાખનારી, પતિવ્રતા અને મધુર ભાષણી હોય, જે ઘરમાં મમતા અને ધર્મનો પ્રભાવ વ્યાપી રહ્યો હોય, બુદ્ધિ અને મન પોતાનો વ્યવહાર ડાહાપણથી ચલાવતાં હોય, દરરોજની રેણી પ્રમાણિક અને સદ્દગુણી હોય, ઘરનો અધિકાર માયા અને પ્રીતિ ભરેલો હોય, તે ઘર ચહેન સદ્દગુણ અને સુખનું ધામ થાય છે. એવું ઘર મનુષ્યને પ્રીય થઈ પડે છે, કારણ કે તે અંતઃકરણને આશ્રય આપે છે. સંસારના તોફાનમાંથી બચાવે છે. મહેનત કર્યા પછી આરામ લેવાને મધુર સ્થાન થઇ પડે છે, અને સઘળો વખત સુખ અને આનંદ આપે છે. આવી સદ્દગુણી માતાવાળા આનંદી ઘરમાં બાળક સારાં થાય એમાં શું નવાઈ! **જ્યોર્જહરબર્ટની મા વિષે બોલતાં આઇઝાક વોલ્ટ** લખે છે કે;—"તે પોતાનું ઘર વિવેકથી અને સંભાળથી ચલાવતી, સખતાઇથી નહિ, તેમ ચીઢથી પણ નહિ, પણ મીઠાશથી અને બાળકોને ભાવતી રમતગમતને અનુસરી ચલાવતી. તેની સોબતમાં બાળકને પુષ્કળ વખત ગાળવાનું મન થતું અને ઘણા સંતોષથી રહેતાં." બાળક જેવાની સોબતમાં રહી ઉછરે છે, તેવાં થાય છે. બાળપણમાં બાળકને જે અસર થાય છે, તે જીંદગી પર્યંત જતી નથી. સદ્દગુણી માતા પોતાનાં છોકરાંને પરમ ધન સમજે છે અને એમ જાણે છે, કે હું એમને સદ્દગુણી બનાવીને મરૂં, તો જીવન સાર્થક થાય. ધન્ય છે આવી સદ્દગુણી માતાને! માતા તો આવીજ જોઇએ.

બાળકનું બાલ્યકાળનું આશ્રય સ્થાન માતાનો ખોળો છે. તેજ તેને ધર્મવીર, નીતિ નીપૂણ, પરાક્રમી અને શૂરવીર બનાવે છે. જગતમાં જે મહા મનુષ્યો થાય છે, તેઓ સઘળા માતાના સદ્દગુણ પ્રતાપથીજ, અને જેઓ નીચ બની જગતમાં બોજારૂપ થઇ પડયાં છે, તે પણ માતાના દોષથીજ. માતાજ બાળકના સારા નરસા ભવિષ્યનો અને જનમંડળના કલ્યાણનો આધાર છે. ફ્રાન્સના બાદશાહ **નેપોલિયન બોનાપાર્ટે** કહ્યું કે;—"બાળકનું ભવિષ્ય સારૂં નરશું થવું એ સંપૂર્ણ રીતે માતા ઉપર આધાર રાખે છે. મેં પોતાના જીવનમાં જે ઉન્નતિ, ઉત્સાહ, ઉદ્યોગીપણું, અને આત્મસંયમપણુ વગેરે ગુણો મેળવ્યા છે, તે સર્વ ગુણ મેળવવામાં મારી માતાએ મને ઘણીજ મદદ કરી છે. નેપોલીયન બોનાપાર્ટનુ જીવન ચરિત્ર લખનાર કહે છે કે, તેની માતા વિના બીજા કોઇની પણ આજ્ઞા તેના ઉપર ચા-

શકતી નહોતી. એ માતાની પાસેથી આજ્ઞા પાળતાં શીખ્યો હતો—" માતાનું આચરણ એ એક સંચો છે. તે સંચો જેવો હશે તેવા પ્રકારનીજ છોકરાંની બુદ્ધિ, પ્રકૃતિ, તથા આચરણ થાય છે. અમેરિકાના જોનરેનડલ્ફ નામના એક રાજનીતિજ્ઞ પંડિતે કહ્યું છે કે;—"જો મને બાલ્યકાળની સ્મૃતિ સર્વદા યાદ નહોત, તો ઇશ્વર દ્વેષી નાસ્તીક થઇ જાત. મારી સ્વર્ગવાસી માતા મારા બે હાથ પકડીને મને મારા ઘુંટણપર બેસાડીને કહેતી કે;—આપણો પીતા સ્વર્ગમાં છે. માતાનો ધર્મભાવ તથા ચરિત્ર છોકરાંના જીવનમાં કેવું આશ્ચર્યકારક પરિવર્તન કરી શકે છે. તેનું દ્રષ્ટાંત 'કવિકા' પોતાના મિત્ર રેવરેંડજાનન્યુટનના જીવન ચરિત્રમાં એક જગ્યાપર લખે છે કે, એના બાપનું મરણ નીપજ્યાથી તે ખારવાનું કામ કરવા લાગ્યો, અને ત્યાં ઘણુંજ ખરાબ કામો કરવા લાગ્યો; જ્યારે યૌવનની ચંચળતાને લીધે પાપ માર્ગમાં પગ મૂકાતો હતો, અને બહુ કાળથી તે પાપરૂપી કીચડમાં ફસાઇને પોતાના આત્માનો નાશ કરતો હતો, ત્યારે એક દિવસે એકાએક બાલ્યકાળે માતાની પાસેથી મળેલો ઉપદેશ યાદ આવ્યો. તેથી તેના મન પ્રાણને ખેદીત કરી નાંખ્યા. તેને જણાવ્યું કે માતા જાણે પરલોક આવરણ ઉન્મોચન કરીને તેના પ્રાણમાં પ્રકાશિત થઇ હોય અને ધીરે ધીરે તેને ધર્મ અને સાધુતાનો માર્ગ દેખાડી ગઇ હોય." સારી માતાની શિખામણ અને દાખલાની ઉંડી અસર બાળકના હૃદયમાં જે થાય છે, તે કેટલોક વખત સુધી ત્યાં પડી રહી મોટપણે તેમાંથી કોંટા ફુટે છે અને પછી કૃત્યો, વિચાર અને ટેવરૂપે ઉગી નીકળે છે. આ રીતે માતા બાળકના દેહમાં પ્રવેશ કરીને ફરીથી જીવે છે. ઓગસ્ટાઇનની માતા મોનિકા—"સર્વોત્તમ લાભ મેળવવા તરફ પોતાના છોકરાનું મન વાળવાને મહેનત કરતી. પવિત્ર સંભાળથી તેને સલાહ આપતી, તેના કાલાવાલા કરીને સમજાવતી, પવિત્ર વૃત્તિ પાળવા તેને શિખામણ દેતી અને તેની દુષ્ટ ચાલથી થતા અતિ સંતાપ તથા દુઃખમાં પોતાની પ્રાર્થના કરતી અટકી નહિ. આવા તેના પ્યારથી ફતેહ થઇ અને ધીરજ તથા ભલાઇનો બદલો મળ્યો, તે એક તેના ગુણથી પુત્રનીજ નહિ, પણ તેના ધણીની ચાલમાં પણ ફેરફાર થયો, વૃદ્ધાવસ્થામાં તેના ધણીના મરણ પછી પોતાના પ્યારથી ખેંચાઇને મોનિકા, પોતાના પુત્રની સંભાળ લેવાને તેની સાથે મીલાન ગઇ, ત્યાં તેને ત્રીશ વર્ષની ઉમરનો મૂકીને મરી ગઇ, પણ નાનપણમાંજ તેના દાખલા અને શિખામણથી તેના મનપર ઘણીજ ઉંડી અસર થઇ હતી અને તેનાં ભવિષ્યનાં લક્ષણ નક્કી થઇ ગયાં હતાં." ધાર્મિક અને ખંતથી માતાને ખોળે રહીને ઉછરેલાં બાળકો ભવિષ્યમાં મહાન થઇ આવે છે. મહાત્મા થિયોડરપાર્ક—"જ્યારે પાંચ વર્ષનો હતો, ત્યારે તે એક દિવસે પોતાને ખેતરથી ઘેર આવતો હતો. તે વખતે એક નાના તળાવના સ્વચ્છ પાણીમાંથી કાચબાનું મચ્છું બહાર નીકળી તડકામાં રમતું હતું, તેને જોઇ પાર્ક એક પથ્થરો લઇ

જેવો મારવા ઉગામે છે,તેવામાં તેના અંતરમાંથી એક પ્રકારનો અવાજ સંભળાયો. પાર્ક! મારીશમાં. આ સાંભળી પાર્ક આશ્ચર્ય પામ્યો અને ચારે તરફ જોવા લાગ્યો, પરંતુ કાંઇ જોવામાં આવ્યું નહિ. તેને ચારે તરફ અંધારૂં દીઠું તેથી ભય પામી દોડતો પોતાની માં પાસે આવ્યો. આવી તેના ખોળામાં બેસી બધી વાત કહી બતાવી અને પૂછ્યું માતા ! મને મારતાં કોણે અટકાવ્યો ? માતાએ જવાબ આપ્યો. બેટા ! લોકો એને વિવેક કહે છે. હું એનેજ ઇશ્વરની વાણી કહું છું. જેમ જેમ તું એ વાત સાંભળવાને યત્ન કરીશ, તેમ તેમ એ સ્પષ્ટ સાંભળીશ. એક સમયે એજ તારા જીવનના માર્ગનો દેખાડનાર થશે. પાર્ક આવા મર્મગત સ્ત્રીના ગર્ભમાં જન્મ્યો હતો. તેથીજ તે ઉન્નતીશીલ અમેરિકાના આકાશનો ઉજવળતમ નક્ષત્ર થયો. અમેરિકામાંજ નહિ, પણ આખી પૃથ્વીના પટમાં અક્ષય અક્ષરથી **મહાત્મા પાર્કનું** નામ ચિરઅંકિત રહેશે. ગુલામગીરીનો ધંધો નાશ પામે એને માટે જે માણસોએ જીવનઉત્સર્ગ કર્યું હતું, તેમાં મહાત્મા પાર્કર સર્વેથી અગ્રેસર પુરૂષ હતો. એના ઉત્સાહે, ઉદ્યમે, અને ધર્મભાવે અમેરિકામાં એક આશ્ચર્યકારક ફેરફાર કરી મૂક્યો છે. પાર્ક આવી ધાર્મીક માતાને ખોળે રહીને અને તેના યોગે કેળવણી મેળવી તે આજ જગતના ઉન્નત મનના અને વિચારવંત પંડિતની મંડળીમાં વચ્ચોવચ્ચ બિરાજવા પામ્યો છે. ”

પ્રાચીનકાળમાં આ દેશમાં પણ સુચરિત્રવાન સાધ્વી માતાઓ થકી મહાતેજસ્વિ ધાર્મિક, બળવાન, પરાક્રમી અને નીતિનીપુણ નરો ઉત્પન્ન થયેલા છે. **પાંડવોની** માતા **કુન્તીએ** પોતાના ત્રણ અને બે શોક્યના મળી પાંચ પુત્રોને પોતાના હાથ નીચે એવી સંભાળથી ઉછેરી કેળવ્યા કે તેઓ વનવાસની દુઃખદદશાથી તે મોટા રાજ્યના સ્વતંત્ર માલેક થયા, ત્યાં સુધી એ પાંચે ભાઇઓમાં કદી પણ દ્વેષ બુદ્ધિ કે વૈર ઉત્પન્ન ન થતાં સર્વે પરસ્પર પ્રેમથી બધુભાવમાં દ્રઢ રહ્યા હતા. તેઓ મહાધાર્મીક, પરાક્રમી, બળવાન, અને વીર પુરૂષો થયા. એવી રીતની સારા વ્યવહારથી સ્વાર્થ ત્યાગીને સર્વેને એક સરખી કેળવણી આપી હતી. તેથીજ એ પાંચે ભાઇઓ પરસ્પર પોતાના પ્રાણ કરતાં પણ અધિક પ્રેમ રાખતા હતા. તેઓમાં કોઇનાં કદી પણ મન ઉંચા થયાં નહોતાં. દૈવ ઇચ્છાથી દેશવટાનાં જેવાં મહા દુઃખો ભોગવ્યાં, પણ તેમણે અધર્મમાં ભૂલથી પણ પગલું ભર્યું નહિ. તેઓ બાળપણથી છેક નિરાશ્રિત છતાં, પણ મોટે મોટે પ્રસંગે ધૈર્યથી ધર્મ માર્ગમાં અટળ રહ્યા અને છેવટે એ માતાના પ્રતાપથીજ રાજ સુખને પામ્યા. તેઓનાપર માતાની પૂર્ણ સત્તા હતી. મહાગુણ સંપન્ન માતાઓના ઉત્તમ ગુણો અને સુશિક્ષણ પ્રતાપથીજ શ્રીકૃષ્ણ, શ્રીરામ, નળ, પ્રહ્લાદ, વશિષ્ટ, ગૌતમ, વ્યાસ. પરશુરામ વગેરે મહાપુરૂષો અને કૌશલ્યા સીતા, પાર્વતી, તારામતિ, દ્રૌપદી, ગાર્ગી, મૈત્રેયી, અને સાવિત્રી વગેરે એ બધાં મહાગુણવાન થઇ ગયાં

તમાં પ્રસિદ્ધિપણાને પામ્યાં છે. અર્વાચીનકાળમાં બંગાલામાં રાજારામમોહનરાય-ની માતા ઘણી ધાર્મિક હતી. તે પોતાના ઇષ્ટદેવતા અને ધર્મપર દૃઢ વિશ્વાસ તથા અટલ આસ્થાને ઉદાર ચરિત્રવાળી હતી. રામમોહનરાયના જેવા ઇશ્વર વિશ્વાસી બુદ્ધિમાન અને વંશનું મૂખ ઉજ્જવલ કરનાર પુત્રની માતા જગતમાં વિખ્યાત થઇ. રામમોહનરાય ભવિષ્યમાં જે સદ્દગુણોથી શોભિત થયો હતો, તેમાં ઘણાખરા બાલ્યકાળે માતાના ખોળામાં સુઇને દૂધ પીતાં પીતાં મેળવ્યા હ-તા. " ભારતનું ગૌરવધન બાબુ કેશવચંદ્રસેન જેવાં ઉદાર ધર્મભાવે ભારત વર્ષમાં નવ જીવનનો સંચાર કર્યો છે. યુરોપ અને અમેરિકા જેવા દેશ તેનો ધર્મગત જાણવાને સર્વદા આતુર રહેતા. તે મહાન બુદ્ધિશાળીના બાલ્યકાળનું આ-શ્રયસ્થાન, સ્નેહ મમતાની મૂર્તિમતી દેવી માતાનો ખોળો વિવિધ પ્રકારના સ-દ્ગુણનો અધિકારી થયો. કેશવચંદ્રસેને મરતી વખતે માતાના પગની ધુળ માથા ઉપર લઇને કહ્યું હતું કે;—"મા ! તમારા જેવી માતા સર્વની થતી નથી. ત-મારા ગુણો મેળવીને હું આ પદ પામ્યોછું. ' કેશવચંદ્રસેન મનુષ્યપણાની તથા વીરપણાની છબી આ દુનીઆમાં રાખી ગયો છે. તેના બાલ્યકાળના કુમળા મન-માં તે ધર્મ પરાયણ માતાએજ તેમાં અંકુર ઉત્પન્ન કરવાની મદદ કરી હતી. તેણેજ યત્નથી પોતાને હાથે બાળક કેશવચંદ્રસેનના મનમાં ધર્મનાં બીજ વાવ્યાં હતાં. તેથી આ દુનિઆના માણસો સમજ્યાં છે કે ભારતમાં હજુસુધી અમિત તેજસ્વિ, સાહસીક અને ધર્મવીર પુરૂષો જન્મ લે છે" ધન્ય છે આવી માતાને ! કે પોતાના બાળકોને ઉત્તમ લક્ષણોવાળાં બનાવાને પોતામાં ઉત્તમ ગુણોનો સંગ્રહ કરી પોતાની ફરજ બજાવવા ચૂકતી નથી.

હાલ કેટલીક માતાઓ પોતામાં સારા ગુણોને સંગ્રહ કરી બાળકોના હૃદ-યમાં ઉત્તમ છાપ પાડવાને બે દરકાર રહે છે; એટલુંજ નહિ પણ શેઠાણી બની કુમળા તન, મનવાળાં બાળકોને દાસ દાસીઓની સોબતમાં રાખી ઉછેરે છે. આ-વાં અજ્ઞાન દાસ દાસીઓની સંભાળ તળે બાળકોને મૂકવાથી જે ખરાબી થાયછે, તે મોટપણે કોઇ પ્રકારની કેળવણીથી સુધરતી નથી. બાળકના ભલા સંબંધી જે-વી કાળજી માતાને હોય છે તેવી બીજાને હોયજ નહિ. દાસ દાસીઓ જેવાં અ-જ્ઞાનીની સોબતથી બાળકમાં અનેક દુર્ગુણોનો પ્રવેશ થાયછે—" સંગત તેવી અ-સર " આ કહેવત ખોટી નથી. એક પ્રાચીન યુનાનીએ કહ્યું છે કે;— " ત-મારા બાળકને કેળવવાને સારૂ એક ગુલામને સોંપશો, તો તમારી કને પછી એ-કને બદલે બે ગુલામ થશે. " આ વાત જે માતા પોતાના બાળકને અજ્ઞાન દાસ દાસીઓ પાસે રાખે છે, તેણે ખુબ લક્ષમાં રાખવાની છે. વગેરે દાખલાઓથી વિચારતાં જણાય છે કે માતાએ બાળકમાં પ્રમાણિક અને સદ્દગુણોથી ભરેલાં લક્ષણોની વૃદ્ધિ કરવાને જે લાભકારક શિખામણ અને દૃષ્ટાંત રૂપી બી વાવેલાં

હોય છે, તે દેખીતાં તો વ્યર્થ ગયેલાં જણાશે, પરંતુ ઘણે વર્ષે, પણ સારાં કૃત્યો તરીકે અંતે ઉગી નીકળી ફળવાન થાય છે. વગેરે વગેરે આમાં જણાવ્યા પ્રમાણે માતાઓમાં ઉત્તમ સદ્‌ગુણો હોવા જોઇએ.

## બાળકનો માબાપ પ્રત્યે ધર્મ.

"જો જિન્હે પિતુ માતકો, લિયો ન આશિર્વાદ;
વ્યર્થ જન્મ તાકો ગયો, નર નહિ સોઇ નિષાદ‡" (‡ રાક્ષસ)

પ્રિયજનો ! આ જગત્‌માં માબાપ એ ઘરમાં ગૃહ દેવતા સ્વરૂપ રહીને પવિત્રતાની રક્ષા કરે છે. પિતામાં પરમેશ્વરનું ન્યાયપણું અને માતામાં દયા વ્યાપી રહી છે. જગતમાં માતાના સ્નેહની બરોબર બીજી કોઇ વસ્તુ નથી. શું તેમાં સ્વાર્થનો જરાપણ અંશ જોવામાં આવે છે ? નહિ, નહિ, કદી નહિ. આપણે તેને કદી ભૂલી જઇએ છીએ, પણ માતા કદી પણ ભુલતી નથી. આપણે તેને છોડીએ છીએ પણ તેના પ્રાણ આપણને આલિંગન કરે છે. તેણે નવ માસ ગર્ભમાં રાખી અનેક પ્રકારે સંકટો સહન કરી આપણને જન્મ આપ્યો; ત્યારે કંઇ સમજણ નહોતી અને મોઢું પણ પુરૂં ઉઘડતું નહોતું. એ વખતે માયાળુ માતા બાળકની સાથે લાડ ઘેલી બને છે અને તરેહવાર રમત કરી પોતાના મનથી મલકાય છે. બાળકનાં શરીરની રક્ષા સારૂ તેને ભીનામાંથી સુકામાં સુવાડે છે અને પોતે ભીનામાં સુવેછે. બાળકને કશી પીડા થાય તો પોતે કડવા ઝેર જેવાં ઔષધ ખાઇ તે આરોગ્ય થાય તેમ કરે છે. જો તે રડે તો તેને છાનું રાખતાં અનેક પ્રકારે વ્યાધી ભોગવે છે; તોપણ કંટાળતી નથી. વખતે પડે આખડે તો ખમા મારા વાહાલાને ! એવી મિષ્ટવાણી બોલી આંખમાં આંસુ લાવે છે. બેસતાં ઉઠતાં, હરતાં, ફરતાં આવડતું નથી, ત્યારે રખેને તેને હરકત આવશે; એવું જાણી વારે ઘડીએ સંભાળ રાખે છે, બોલતાં નથી આવડતું, તોપણ તેની કંટાળા ભરેલી સંજ્ઞા સમજી જઇ, જોઇતી ચીજ પૂરી પાડે છે. તરસ કે ભૂખ લાગે ત્યારે **ભૂ-તાતા** એવું કાલું કાલું બોલી ખાનપાન માગે છે. જે માગે છે તે ઘટતી રીતે આપનાર માતાજ છે; જ્યારે પગ ટગમગતા, સ્થિર રહી શકતા નહિ, ખાવાનું પોતાની મેળે ખાઇ શકાતું નહિ, એ અવસરે દયા લાવનાર અને સહાય કરનાર વાહાલી માતાજ છે. ટાઢ, તડકો, અને વરસાદના પાણી એ ત્રણે ઋતુમાં અન્ન વસ્ત્ર વગેરે જોઇતી સામગ્રી પૂરી પાડી સર્વ પ્રકારે રક્ષણ કરનાર પરમ પુજ્ય પિતા છે અને કાલાઘેલા બની લાડ લડાવનાર પણ તેજ છે.

અહો ! પ્યારાં **માતાપિતા** સમાન આ સૃષ્ટિમાં બીજું કોઇ શુદ્ધ પ્રેમી નિઃસ્વાર્થી અને હીતકારક નથી. તેમાં પણ માતાનો શુદ્ધ પ્રેમ અને માયાળુ લા-

ગણી, એતો અદ્ભૂત છે! છોકરાં ગમે તેવાં ભારે વાંકમાં આવે તોપણ તે વિસારી મૂકી કેવળ શુદ્ધ પ્રેમથીજ તેના પ્રત્યે વર્તે છે. બાળપણથી તે મોટી ઉમરનાં થયે કમાતા ધમાતા વૃદ્ધ થાય ત્યાં સુધી પણ તેમની પ્રેમમય લાગણી તેવીને તેવીજ નિરંતર રહે છે. અરે! માતાની મમતા અને માતાની માયાળુતા ઓરજ છે. માતાની કૃપા અને માતાની વાલપ એ જૂદા પ્રકારનીજ હોય છે. માતાપિતાને પોતાના સંતાનનુ મૂખ દેખીને જે હર્ષનાં આંસુડાં આવે છે. તે શું બીજાને આવશે? શું માતાપિતાને પોતાનાં સંતાન માટે જે ચિંતા થાય છે, તે શું બીજા કોઇને થશે? શું માતાપિતાને પોતાના સંતાનનો ઉદય જોવામાં જે આતુરતા રહે છે, તે શું બીજા કોઇને રહેશે? શું માતાપિતા જેવી રીતે પોતાના બાળકને અમૃત દૃષ્ટીથી જુએ છે, તેવી રીતે શું બીજું કોઇ જોશે? શું માતાપિતા બાળકના સુખે સુખી અને દુ;ખે દુઃખી થાય છે, તેવી રીતે શું બીજું કોઇ થશે? અને જેવી રીતે માતાપિતા પોતાના બાળકનું કલ્યાણ ઇચ્છે છે તેવું શું બીજું કોઇ ઇચ્છશે? કદી નહિં; એટલુંજ નહિ, પણ માતાને બાળક જણવામાં પોતાનુંજ લોહી ખોવું પડે છે, તેને ઉછેરવામાં પોતાનાજ લોહીનું પાણી કરવું પડે છે, તેને ભણાવી ગણાવી સારા અને સુખી કરવા પછી અને મોટપણે પરણાવી સારી રીતે ઘરવ્યવહાર ચલાવવાની ફિકર રાખનાર માબાપાજ છે. માબાપના જેવું ખરી દાઝ જાણનાર અને સારી શિખામણ આપનાર હિતસ્વી આ જગતમાં બીજું કોણ છે? કોઇ નથી. અરે! માબાપ પોતાના પ્રિય બાળકને માટે પોતાનો વહાલો પ્રાણ સરખો પણ આપવા ચૂકતા નથી. રાજા દશરથે પોતાના પ્રિયપુત્ર રામચંદ્રજીના વિયોગ વિરહથી પોતાનો પ્રાણ છોડી દીધો. અર્જુન પોતાના પુત્ર અભિમન્યુના મરણ પુઠે મરવાને તૈયાર થયો હતો. દ્રોણાચાર્યે પુત્ર મરણના સમાચાર સાંભળીને હથિઆર છોડયાં. શ્રવણના મરણ ખબર જાણી તેના માબાપે પોતાનો પ્રાણ ત્યાગ કર્યો. આજે પણ ઘણા માતપિતઓ પોતાના પુત્ર મરણના શોકમાં જીંદગી પર્યંત ગમગીન રહી ઝુર્યા કરે છે. એવા ઘણા દાખલાઓ જોવામાં આવે છે.

અહો! બાળક પ્રત્યે માબાપનો પ્રેમ અલૌકિકજ છે! માબાપના પ્રેમની તેના ગુણની અને તેમણે કરેલા આભારની ગણના કદી પણ ગણી શકાય તેવી નથી. તેમના આભારનો બદલો જીંદગી પર્યંત તન, મન, ધન અને કર્મથી સેવા કરીએ, તોપણ વાળી શકાય તેમ નથી. મનુસ્મૃતિમાં કહ્યું છે કે;—

યંમાતાપિતरौक्लेशंसहतेसंभवेनृणां ।
नतस्यनिष्क्रतिशक्याकर्तुंवर्षशतैरपि. ॥

મનુષ્ય પોતાની માતના ઉદરમાં આવે સારથી માતા પિતા જે કલેશનું

સહન કરે છે, તેનો બદલો સો વર્ષ લગી પણ વાળી શકાતો નથી. ખરેખર ! માબાપનો ઉપકાર અમાપ છે. આવાંજ પરમ પૂજ્ય અને જીવન રક્ષક માબાપ તેની સેવા નિરંતર કરવી જોઇએ. સર્વ દેશના અને સર્વધર્મના શાસ્ત્રોમાં માબાપ-ની સેવાનેં સૌથી ઉત્તમ ગણેલી છે. આર્યધર્મશાસ્ત્ર મનુસ્મૃતિમાં કહ્યું છે કે;—"માબાપને જે પ્રિય લાગે તેવું દરરોજ કરવું. તેઓની સેવાને પરમ તપ કરીને કહે છે. તેઓની પ્રસન્નતા વિના બીજી કંઈ ફરજ બજાવવી નહિ—ગૃહસ્થાશ્રમમાં હોય ત્યારે માબાપ અને ગુરૂ ત્રણેની અવગણના ન કરે તો તેનો ત્રણ લોકમાં યશ થાય છે અને દેવની પેઠે તેનું શરીર તેજસ્વિ રહે છે. તેથી સ્વર્ગમાં ભારે આનંદ તથા પરમ સુખને પામે છે—એ ત્રણેનો આદર કરવો તે સર્વ ધર્મનો આ-દર કર્યા બરાબર છે અને એ ત્રણેનો અનાદર કર્યાથી સર્વ ક્રિયા નિષ્ફળ થાય છે,—એ ત્રણે જીવતાં રહે ત્યાં સુધી સ્વતંત્રપણે પોતાને સારૂ બીજો ધર્મ ન આચરવો. તેઓને જે પ્રિય લાગે અને તેમની ઇચ્છા પૂરી પડે એવું કામ કરવું. ખસૂસ કરીને તેમની સેવામાં નિત્ય તત્પર રહેવું.—એ ત્રણેને વિષે આચરવા યો-ગ્ય જે વર્તણુંક છે, તેને સાક્ષાત્ ખરેખરો ધર્મ કહે છે." આ ઉપરથી વિચાર કરતાં જણાય છે કે સુજ્ઞ મનુષ્યે પોતાના **માબાપને સાક્ષાત્ પ્રત્યક્ષ દેવતા સમજીને તેમની સેવા કરવી અને તેમનું વચન પાળવું**. જુઓ ! ભ-ગવાન **રામચંદ્રજી** જેવા ધર્મવીર પુરૂષે પણ પોતાના પિતાજીનું વચન પાળવાને ચૌદ વર્ષ વનવાસ સ્વીકાર્યો. ભરતખંડના ભૂષણરૂપ **ભિષ્મપિતા**એ પોતાના પિતા-નું વચન પાળવા માટે કુંવારાજ રહેવું કબૂલ રાખ્યું. **શ્રવણે** માબાપને કાવડમાં બેસાડી ખાંધે ઉપાડી તીર્થેતીર્થ કરાવ્યાં અને મન, વચન અને કર્મથી સેવા, ભક્તિ કરી સંતોષ્યાં. **પાંડવો કુન્તા** માતાનું વચન પાળવાને માટે દ્રૌપદીજી વેરે પરણ્યા—રણવીર **ચંદ્રસિંહ**રાણાએ પોતાના પિતાનું વચન પાળવા માટે ટીલાતપણું ખોઈ હલકી પદવી ધારણ કરી. લક્ષ્મણજીએ **સુમિત્રા** માતાની આજ્ઞા પાળવા રામ-ચંદ્રજી સાથે ચૌદ વર્ષ વનવાસ જવું કબુલ કર્યું. વગેરે આવા ઘણા દાખલાઓ મળી આવે છે. માબાપની સેવા કરનાર અને આજ્ઞા પાળનાર સુપુત્રો કદી પણ દુઃખી થતા નથી. એટલુંજ નહિ પણ માબાપના અંતઃકરણના શુભ આશિર્વાદથી સ્વર્ગ સમાન અખંડ સુખ ભોગવી અમર કીર્તિ મેળવે છે. માબાપની સેવાનો પ્રતાપજ અલૌકિક છે. તેમનાં ચરણ સેવનમાંજ સર્વ તીર્થો રહેલાં છે, એવું અનેક શાસ્રોનું વ-ચન છે. જ્યારે **શિવજી**ના પુત્ર **ગણપતિ** અને **કાર્તિક** સ્વામી વચ્ચે પરણવા સંબંધી વિવાદ થતાં શિવજીએ કહ્યું કે, જે "પૃથ્વી પ્રદક્ષિણા વહેલી કરી આ-વે, તેને સિદ્ધિ બુદ્ધિ પરણાવીશ—" હવે ગણપતિના વાહન કરતાં, કાર્તિક સ્વા-મીનું વાહન યોગ્ય હતું. તેથી કાર્તિક સ્વામીની તો હીંમત ચાલી પણ ગણપતિને ઘણો વિચાર થયો, પરંતુ એ વખતે તેમની માતા **પાર્વતીજી**એ એક સહેલો

રસ્તો બતાવ્યો. તેથી ગણપતિ પોતાના " માબાપની પ્રદક્ષિણા કરી બન્નેને પગે લાગ્યા. તેથી એને પૃથ્વી પ્રદક્ષિણા જેટલું ફળ થયું, ને તેનો ફેરો સફળ ગણાયો. એથી ગણપતિની મનકામના તરત સિદ્ધ થઇ. અહો ! માબાપની પ્રદક્ષિણા અને સેવાનો કેટલો બધો પ્રભાવ !

માબાપની ભક્તિના દાખલા આ દેશમાંજ બને છે એમ નથી, પણ સર્વ દેશોમાં બનેલા જોવામાં આવે છે. રોમનો ઇતિહાસ વાંચતાં જણાય છે કે, એક વખતે રોમના રાજ્ય કર્ત્તાઓએ કોઇ આબરૂદાર સ્ત્રીના શરીરની ચામડી ઉખેડીને તેને મારવા કેદખાનામાં મોકલી દીધી. કેદખાનાના ઉપરીને તેની ખુબ સુરતી જોઇ દયા ઉપજી. તેથી તેનું એકદમ ખુન ન કરતાં ભૂખે મારવાનો વિચાર કર્યો. એ બાઇને એક છોકરી હતી. તેણે પોતાની માતાને મળવા માટે કેદખાનના ઉપરીની પ્રાર્થના કરી અંદર જવાની પરવાનગી મેળવી, પણ તે કંઇ ખાવાનું ન લાવે તેની સાવચેતી રાખી. એ છોકરી ઘણા દિવસ આવી. તેટલા રોજ ખાવાનું ન લાવ્યા છતાં એ સ્ત્રી જીવતી રહી. તેનું કારણ કેદખાનાના ઉપરીને છુપી રીતે તપાસતાં જણાયું કે, એ છોકરી પોતાની માતાને ધવરાવી પોતાનું દૂધ પાય છે. એ જોઇ તે ઘણું આશ્ચર્ય પામ્યો. તે સમજ્યો કે એ કન્યા એવી રીતેરોજ ખવરાવી જાયછે. એ બાળકીની આશ્ચર્યકારક બુદ્ધિ અને માતૃભક્તિ વિષે તેણે તરત રાજ્યના શાસનકર્ત્તાઓની આગળ વર્ણન કર્યું. શાસનકર્ત્તાઓએ પ્રધાનને જણાવ્યું. તેણે રોમની સાધારણ રાજ્ય સભામાં જાહેર કર્યું. તેથી કેદખાનામાં પડેલી સ્ત્રીને તરત ક્ષમા કરવામાં આવી અને ત્યારથી માદીકરીનું રાજ્યના ખજાનામાંથી પ્રતિપાલન થશે, એવો હુકમ કાઢયો. રોમનોએ એ કેદખાનામાં જે ઠેકાણે એ બાઇને કેદ રાખી હતી, તે ઠેકાણે એક મંદિર બનાવીને તેનું—'**માતૃભક્તિનોકીર્તિસ્થંભ**' એવું નામ પાડયું. એવીજ રીતે વળી **માન્ટિલી** નામની બીજી એક સ્ત્રીએ પોતાના વૃદ્ધ બાપ–સાઇમોનસને બચાવ્યો હતો. વારંવાર એવા બનાવ જોઇને રોમનોએ એવો સ્થિર નિશ્ચય કર્યો કે માબાપની પ્રતિ ભક્તિ કરવી એ સ્વભાવનો પ્રથમ નિયમ છે. અહો ! આવાં બાળકોને ધન્ય છે ! અને ધન્ય છે તેમના જન્મને ! કે પોતાને જન્મ આપનાર અને ઉછેરી મોટાં કરવામાં અથાક શ્રમ લેનાર માબાપની સેવાનો બદલો ભૂલી નહિ જતાં, તેમની સેવા કરવામાં પોતાના પ્રાણની પણ દરકાર રાખતાં નથી. જે પોતાના માત પિતાની ભક્તિ કરવામાંજ પોતાનો પરમધર્મ સમજે છે, જે માતાપિતાનેજ પોતાના પરમ દૈવતરૂપ સમજે છે અને જે માબાપનેજ સંસારમાં સર્વસ્વ માનતા હોય છે. એવા સુપાત્ર પુત્રરત્નને ધન્ય છે ! જેટલો ઝેરમાં અને અમૃતમાં, જેટલો અંધકાર અને તેજમાં તફાવત છે, તેટલોજ સુપુત્ર અને કુપુત્રમાં તફાવત છે. સુપુત્રરૂપ રત્નોને જન્મ આપવાથીજ માતાઓ **રત્નગર્ભા** કહેવાય

છે. સૂક્ષ્મ નજરથી વિચારી જોઇએ તો કુપુત્રને પુત્ર નામ આપવું વાજબી નથી; કેમકે **"જે નર્કથી રક્ષા કરે તે પુત્ર કહેવાય"** આ અર્થ પ્રમાણે સુપુત્ર પોતાના સારા આચરણોવડે માતપિતાની નિરંતર સેવા કરી નર્કથી રક્ષા કરે છે. માટે પુત્ર એ નામને તેજ યોગ્ય છે. કુપુત્ર તો પોતાના નઠારા આચરણથી માતપિતાને દુઃખકારક નીવડી નર્કમાં નાખનારા થઇ પડે છે. તો એ પુત્ર એવા પવિત્ર નામને કેમજ યોગ્ય હોય? એતો માબાપના શરીરમાંથી થયેલા મનુષ્ય આકારના કીડાજ કહેવાય. એવા કુપાત્ર પુત્રને ધિક્કાર છે! અને તેનો જન્મ વૃથા છે. તેનું જીવવું પૃથ્વીપર બોજારૂપ છે. તે જેવો આવ્યો તેવોજ પાપનો પોટલો બાંધી ચાલ્યો જાય છે.

જે મનુષ્યો માબાપની સેવા કરી તેમનો આશિર્વાદ મેળવતા નથી, તે મનુષ્ય નહિ, પણ રાક્ષસ સમજવા. તેમને નવ માસ ગર્ભમાં રાખી માતાએ ઘણું સંકટ ભોગવ્યું તેના કરતાં, તે વાંઝણીજ રહી હોત, તો વધારે સારૂં હતું કે દેખવુંએ નહિ ને દાઝવુંએ નહિ. માબાપની સેવા ન કરવી કે તેમની આજ્ઞા ન પાળવી એ કેવી મૂર્ખાઇ! એ કેવી કૃતઘ્નતા! અને એ કેવું નિર્દયપણું! માબાપની આજ્ઞા ભંગ કરનાર બાળક આગળ જતાં બહુ દુઃખી થાય છે અને જન્મપર્યંત પસ્તાય છે. મોટી ઉમરના માણસોએ પણ માબાપનું સદાય માન રાખવું. તથા યોગ્ય આજ્ઞાઓ પાળવી જોઇએ, કદી ધર્મ વિરૂદ્ધ આજ્ઞા હોય, તોપણ તે એકવાર તો કબુલ કરી લેવી જોઇએ, પછી નમ્રપણે સમજાવવું કે આ કરવા યોગ્ય આવા કારણથી નથી. માબાપની આજ્ઞા હમેશાં હિતબુદ્ધિથીજ ઉત્પન્ન થાય છે, માટે તેમની યોગ્ય આજ્ઞા થતાં તેને આધિન થવું અને તેમને માન આપવું જોઇએ. શાસ્ત્રમાં કહ્યું છે કેઃ—

**उत्तमश्चिंतितंकुर्यात, प्रोक्तकारितुमध्यमः ॥**
**अधमोऽश्रद्धयाकुर्यात, अकर्त्तच्चारितंपितुः ॥**

માબાપની મરજી જાણી જઇને જે આજ્ઞા ઉઠાવે તે ઉત્તમ, માબાપના કહેવાથી કરે તે મધ્યમ, માબાપ કહે અને બળાત્કારે કરે તે અધમ, અને જે માબાપની આજ્ઞા ન પાળે તે નકામો છે—આ વાત દરેક બાળકોએ યાદ રાખવાની છે. હાલ કેટલાંક નઠોર બાળકો પોતે મોટાં થઇ જુવાનીમાં આવતાં, માતપિતાએ કરેલો અપાર ઉપકાર ભૂલી જાય છે. પોતાની સ્ત્રીના કહેવાપર ભમાઇ જઈ માબાપ તરફ પ્રેમ અને માનની નજરે જોતા નથી, માબાપને અપમાન આપે છે, તેમની આજ્ઞા ઉલ્લંઘન કરે છે, જુદા રહે છે, તેમને અન્ન વસ્ત્ર પૂરાં પાડતા નથી, ગાળો ભાંડી કચવાવે છે અને તેમને અનેક પ્રકારથી નિરાશ કરે છે. જાણે તે પેલાં ભવનાં વેરી કેમ ન હોય! એમ સમજે છે. અને પોતાનો પુત્ર ધર્મ ભૂલી જઇ તેને અનેક પ્રકારનાં કડવાં વચનો કહી દુઃખ દેછે. અહો! આવા પુત્રને ધિક્કાર

છે! તેઓ આટલું પણ વિચારતા નથી કે મારૂં આ સંસારમાં વધારે હેતસ્વી અને ભલું કરનાર કોણ છે? કોણે મને પાળીપોષી આવડો મોટો કર્યો? કોણે મારાં સુખસાધનો વધારવાની કાળજી રાખેલી છે? અને કોણે પોતાની અહોનિષ નિંદ્રા ભંગ કરી પોતાના સુખનો ભોગ આપી મને સુખી કરવા ઇચ્છા રાખેલી? જે આવો વિચાર કરતા નથી તેને ધિક છે! માબાપના અપાર ઉપકારનો બદલો ભૂલવો એ ઘણું શરમ અને પાપ ભરેલું છે. આવાં પાપી બાળકો આ લોક અને પરલોકમાં અત્યંત દુઃખી થાય છે; એટલુંજ નહિ પણ તેમનાં છોકરાં પણ તેમનું જોઇ તેમને દુઃખ દેતાં શિખે છે. તેથી "હાથનાં કર્યા હૈયે વાગ્યા જેવું થાય છે અને કર્યા કર્મ ભોગવવાં પડે છે." જે પાપી પુત્રો માબાપની આજ્ઞા પાળતા નથી કે તેમની સેવા કરતા નથી તે નર્કમાં પડે છે. મનુષ્ય ભલે કમ અક્કલનો હોય, પણ જે માબાપની સેવા કરે છે. તેની આ લોકમાં કીર્તિ વધી સુખી થાય છે. માટે સુજ્ઞ સુપાત્રોએ કોઇપણ પ્રકારના મોહમાં નહિ લપટાતાં પોતાના પરમપૂજ્ય જે માબાપ તેમની નિરંતર સેવા કરવી, તેમની આજ્ઞા માનવી તેમને કોઇ પ્રકારે કચવાવી દુઃખી કરવાં નહિ, અને તેમને તન, મન ધન અને કર્મથી સદા આનંદ તથા સુખી રાખવાં એ તેમનો પરમધર્મ છે.

## કુટુંબ પ્રત્યે ધર્મ.



આ સંસારમાં દરેક મનુષ્યે પોતાના કુટુંબ પ્રત્યે શું ધર્મ છે, એ અવશ્ય જાણવું જોઇએ અને એ જાણી તે પ્રમાણે વર્ત્તવું જોઇએ એ તેમનો પરમ ધર્મ છે. મનુસ્મૃતિમાં કહ્યું છે કે;—

**मातापितृभ्यांयामाभि, भ्रातापुत्रेणभार्यया ॥**
**दुहित्रादासवर्गेण, विवादंनसमाचरेत ॥**

માતા, પિતા, ભ્રાતા, પુત્ર, પત્ની, કન્યા, બેન, પુત્રવધૂ અને દાસદાસીઓની સાથે વિવાદ કરવો નહિ. વળી એમાંજ કહ્યું છે કે;—મોટો ભાઇ પિતા તુલ્ય છે, ભાર્યા અને પુત્ર પોતાના શરીર પ્રમાણે છે, દાસદાસીઓ પોતાની છાયા સ્વરૂપ છે અને કન્યા એ કૃપાને પાત્ર છે. એટલા માટે તેના તરફથી દુઃખ થાય તો પણ સહનતા રાખવી. ભારતના અનુશાસન પર્વમાં કહ્યું છે કે;—

**ज्येष्ठोभ्रातापितृसमो मृतेपितरिभारत ।**
**सह्येषांस्त्रिदातास्यात सचैतान्परिपालयेत ॥**

પિતા પરલોક ગયાથી મોટાભાઇએ પિતા સ્વરૂપ થઇને નાનાભાઇઓનું વૃત્તિવિધાન તથા તેઓનું પરિપાલન કરવું.

कनिष्ठास्तंनमस्येरन् सर्वे छन्दानुवर्त्तिनः ॥
तमेवचोपजीवेरन् यथैवपितरंतथा ॥

નાનાભાઇએ પિતાના પ્રમાણે મોટાભાઇની આજ્ઞા પાળવી અને તેમનાપ્રતિ ભક્તિ દેખાડવી.

भ्रातुर्ज्येष्ठस्यभार्यायां गुरुपत्न्यनुजस्यसा ॥
यवीयसस्तुयाभार्यास्नुषा ज्येष्ठस्यसास्मृता ॥

મોટાભાઈની ભાર્યા, નાનાભાઇને ગુરૂ પત્ની પ્રમાણે છે. અને નાનાભાઇની ભાર્યા મોટાભાઇને પુત્ર વધૂ પ્રમાણે છે. વળી એજ પર્વમાં કહ્યું છે કે;—મોટી બેન, મોટા ભાઇની ભાર્યા અને બાલ્યકાળે જેના સ્તનનું પાન કર્યું હોય, તે માતા પ્રમાણે છે;—જે માણસ પિતા, માતા, ભ્રાતા, ગુરૂ અને આચાર્યની સેવા કરે છે અને તેઓનાપર કદી પણ દ્વેષ કરતો નથી, તેઓને સ્વર્ગ લોકમાં સારી જગ્યા મળે છે. **महा निर्वाणतंत्र** માં કહ્યું છે કે;—

मातरंपितरंपुत्रदारानतिथिसोदरान् ।
हित्वागृहीनभुंजीयात् प्राणैःकंठगतैरपि ॥

કંઠગત પ્રાણ થયાથી પણ ગૃહસ્થે માતા, પિતા, સ્ત્રી, પુત્ર અને સગાં વહાલાંઓનો પરિત્યાગ કરીને પોતે ખાવું નહિ. વળી એમાંજ કહ્યું છે કેઃ—ગૃહી માણસે ભાઇ, બેન અને ભાઇના પુત્ર, જ્ઞાતિ, મિત્ર અને ચાકરોનું પાલન કરવું અને તેઓને સંતુષ્ટ રાખવા. આમાં દર્શાવ્યા પ્રમાણે ગૃહસ્થે પોતાના કુટુંબના પ્રત્યે વર્તવું એ સર્વ પ્રકારે સુખ અને કલ્યાણકારક છે.

## માબાપનો બાળક પ્રત્યે ધર્મ.

આ સંસારમાં માબાપ એ ઇશ્વર તરફનાં પ્રતિનિધિ છે. ઇશ્વરે તેનાપર બાળક ઉછેરી સુશિક્ષણ આપી માનવ રત્ન બનાવવી, સુઉદ્યોગે લગાડવાની, અને યોગ્ય વયે આવતાં લગ્ન કરી આપવા વગેરેની ફરજ મૂકેલી છે. આ ફરજ બજાવવી એ તેમનો ધર્મ છે. જે માબાપ બે ફિકરાઇથી બાળકના ભલાની કશી કાળજી રાખતાં નથી, તે ઇશ્વરનાં મોટા ગુન્હેગાર થાય છે. માબાપે બાળકને પોતાના શરીરનાં અંશ જાણી તેના પર પૂર્ણ પ્રીતિ રાખવી અને તેમનું સર્વ પ્રકારે

રક્ષણ કરવું. એ સાથે મર્યાદાથી મિત્રપણે વર્તવું. તેઓ પોતાના મનની વાત ખુલ્લા દીલથી કહે તેમ કરવું, ઘરમાં જો ખુલ્લા દીલથી વાત કહેવાનું મળતું નથી, તો બહારથી કોઇને શોધી કાઢી એ પાસે વાત કરે છે. આવી રીતે થવાથી વખતે નુકશાન થવાનો સંભવ રહે છે. બાળક સમજુ થયે તેમની દરેક કાર્યમાં સલાહ લેતાં જવી. એથી કાર્ય સુધરે છે, પરસ્પર સ્નેહ અને સબંધ વધે છે. જો સલાહ માટે પૂછવામાં આવતું નથી, તો તેમનું મન જુદુ પડી સ્નેહ તૂટે છે, સંપ રહેતો નથી અને જુદા રહેવાનો વિચાર કરે છે. માટે તેમની સલાહ લઇ સ્નેહ વધે એમ કરવું. પૂલણજી બની ગજા ઉપરાંત ખર્ચ કરી બાળકને કરજના કાળ સુખા ખાડામાં નાંખવું નહિ. ઘરબાર વહેચી ધર્મદાન કરવાં નહિ. બાળકોને ખાવાપીવાના સાંસા પાડી રઝળતાં મૂકવાં નહિ; કેમકે બાળકને ખાવા પીવાનાં સાંસાપાડી રઝળતાં મૂકવાથી માબાપ તરીકેનો ધર્મ ભંગ થઇ મોહા પાપ લાગે છે. ઉપજ કરતાં ખર્ચ ઓછો કરી બાળકના ભવિષ્યના સુખ માટે પૈસાનો સંગ્રહ કરવો. **છોકરાંનાં નશીબ છોકરાં જાણે**, એમ વિચારી ધર્મદાન અને મોજમજામાં પૈસા ઉડાવી દેવા નહિ. તેમના તન તાપ નિરવાણ કરવા માટે અન્ન વસ્ત્ર પૂરાં પાડવાં. તેઓ સદા : આનંદ અને સંતોષથી રહે તેમ કરવું. ટાઢ, તાપ, અને વરસાદથી રક્ષણ કરવા તેમને રહેવાના ઘરની સોઇ કરી દેવી. પુત્ર પુત્રી પોતાના શરીરનોજ અંશ છે, એમ વિચારી બન્નેને સરખાં ગણી તેમનાં સુખ સાધનો વધારવા ચિંતા રાખવી. પુત્ર પુત્રીમાં દ્વીતભાવ રાખવો નહિ. બંનેમાં દ્વીતભાવ રાખનારમાબાપ ઇશ્વરનાં અપરાધી થાય છે. હાલ કેટલાંક દુષ્ટ અને નીચ બુદ્ધિનાં માબાપો પુત્રીના સુખનો કશો વિચાર નહિ કરતાં, મોંએ માગ્યા પૈસા લઇ તેને ગમે તેવા વર સાથે વરાવે છે. પુત્રીના પતિ પાસેથી પૈસા લેવાથી એનું ઘર ખાલી થાય છે. તેથી એ બિચારી નિરપરાધી બાળા દુઃખી થાય છે. આવી રીતે **કન્યાવિક્રય**—કરી પુત્રનું ઘર ભરવું એ ઘણુંજ પાપી અને નીચ કામ છે. આવું કામ કરનાર માબાપને માબાપ નહિ, પણ વેરીજ કહેવાં જોઇએ, આને લગતી વધારે હકીકત મારા રચેલા **કન્યા વિક્રય નિષેધ દર્શક** નામના પુસ્તકમાંથી વાંચીલઇને આવું પાપી કર્મ કરવું નહિ. પુત્રી યોગ્ય વયે આવતાં યોગ્ય ઉમરના સ્વરૂપે સુંદર, સદ્‌ગુણસંપન્ન અને વિદ્વાનવરને શોધી વરાવવી, પણ કહેવાતા કુલીનના—ખોટા ફાંકામાં અંજાઇ જઇ અયોગ્ય પતિ સાથે પરણાવવી નહિ. કુલીન અકુલીનપણું એ સઘળું (૧) વિદ્યા (૨) ધન અને (૩) સદ્‌ગુણ એ ત્રણપર આધાર રાખે છે. જેનામાં આ ત્રણ ગુણ હોય તે કુલીન કહેવાય છે, અને જેનામાં આ ત્રણ ગુણ નથી હોતા એને અકુલીન શાસ્ત્રમાં ગણેલા છે. કુલીનપણું સદા આ ત્રણ ગુણ વિના ટકી શકતું નથી. આ ત્રણગુણ જેની અંદર હોય, પછી તેના માબાપ ગમે તેવા ગુણનાં હોય; તોપણ તેને કુલીન ગણી પુત્રી પરણાવવાથીજ તે સુખી થવાની અને એથીજ માબાપનું ક-

હ્યાણ થવાનું, માટે કહેવાતા કુળના ખોટા ફંદમાં કદી ફસાવું નહિ. પુત્રને પણ ભણાવી ગણાવી કુશળ કરી યોગ્ય વયે આવતાં, યોગ્ય ઉમરની સદ્‌ગુણ સંપન્ન કન્યા સાથે. પરણાવવો, પણ "લાકડે માકડું" વળગાડી તેમનો ભવ બગાડવો નહિ, તેમજ લાહવો લેવાની લાલચે લપટાઇ જઈ પુત્ર પુત્રીને બાળપણમાં પરણાવી દુઃખી કરવાં નહિ. **બાળલગ્ન**—કરવાથી બાળકોનો ભવ બગડે છે. આ રીવાજથી ઘણીજ હાની થાય છે. તે વિષે કવિ દલપતરામે કહ્યું છે કે;—

### "વૈદરબી વનમાં વલવલે" એ રાગ.

બાળપણે બાળાનાં નવ કરવાં લગન;
જો કરીએ જાણી જોઇને, વડું ઉપજે વિઘ્ન. બાળા૦ ૧
જેમ આંબે મોર જેટલી, ધારે કેરીઓ કોઇ;
વિશ્વાસથી વકરો કરે, રહે અંતે તે રોઇ. બાળા૦ ૨
જો કદી જોડું તે ઉછરે, નાવે મળતો સ્વભાવ;
આખી ઉંમરમાં એહને, દીસે દુઃખનો દેખાવ. બાળા૦ ૩
અણબનતી તણો એહને, જ્યારે ઉપજે અંકોર;
એ માનનીના મુખની, ગાળો ખાય છે ગોર. બાળા૦ ૪
સમજણ કાચી શિશુપણે, નહિ મન સ્થિર ઠાર;
કહો તેને કેમ કરાવીએ, આખી વયનો કરાર. બાળા૦ ૫
અગ્નિ રૂપે ઇશ્વર ગણી, જે ઠરાવ્યો જમાન;
શું સમજે શિશું બાપડાં, જેને જરીએ ન જ્ઞાન. બાળા૦ ૬
માબાપની મુરખાઇનો, એતો છે આડો આંક;
વાંકું થયે પછી વેવલાં, કાઢે કર્મનો વાંક. બાળા૦ ૭
લાહાવો લેવાને લાલચે, કંઇક લાજને કાજ;
આંખો મિચીને ઉંડે કૂવે, પડે કરી પતરાજ. બાળા૦ ૮
પાછળ શું પસ્તાએ, એવો કરીને અનર્થ;
પાણી પીને ઘર પૂછીએ, એથી શું સરે અર્થ. બાળા૦ ૯
સંકટ દેખી સુતાતણું, કરે બાપ વિલાપ;
માતા મુખે મહા દુઃખના શબ્દ ઉચ્ચારે આપ. બાળા૦ ૧૦

આ પરથી વિચાર કરી જોશો તો જણાશે કે બાળલગ્ન કરવા એ નુકશાન કરતા છે. માટે ખુબ સંભાળ રાખી બાળકોને બાળપણમાં પરણાવવાં નહિ. બાળકોનું શરીર આરોગ્ય રહે તેમ કરવું, કંઇ દરદ થાય તો તે દૂર કરવા ચિંતા રાખવી. બાલ્યકાળથીજ તેમની મનોવૃત્તિને ઉત્તમ માર્ગે દોરવવી, દુર્વ્યસનથી દુર રાખી શીલવંત કરવાં. નિત્ય નિયમ પ્રમાણે ઇશ્વર પ્રાર્થના કરાવવી, તેમનું

ચિત્ત ઇશ્વરમાં ચોટે એમ કરવું. માયાળુ અને ઉદ્યોગી લાગણી ઉત્પન્ન કરવી, તથા તેમનામાં શોધક બુદ્ધિ ઉત્પન્ન થાય એમ કરવું. બીજાં મનુષ્યો સમક્ષ તરછોડી અપમાન કરવું નહિ. તરછોડી અપમાન કરવાથી તેમની માબાપપર અપ્રીતિ થાય છે. તેમનો કંઇ વાંક થયો હોય તો, બીજા મનુષ્યો સમક્ષ ઠપકો નહિ દેતાં, એકાંતમાં શાંતપણે સમજાવી કહેવું. એથી તેમને માઠું નહિ લાગતાં ખરી અસર થાય છે અને ફરી એવું કૃત્ય કરતાં નથી. સ્ત્રીઓએ પોતાની શોક્યના બાળકોને પણ પોતાનાંજ બાળકો જાણીને એ સાથે યોગ્યપણે વર્ત્તવું. કદી પણ દ્વૈતભાવ રાખવો નહિ. વગેરે રીતે વિચારી જે માબાપો બાળકો સાથે યોગ્યપણે વર્ત્તે છે અને જે તેમનાં સુખ સાધનો વધારે છે, તેણેજ પોતાનો ધર્મ બજાવ્યો ગણાશે.

## સાસરે જતાં પુત્રીને શિખામણ.

પુત્રી સાસરે જઇ પોતાની વહુ તરીકેની જે ફરજ છે, તે બરાબર બજાવે, સાસરા પિયર અને મોસાળ એ ત્રણે કુળને શોભાવે તથા માતાની કુખને દીપાવે, એવી બનાવવા માબાપે યત્ન કરવો જોઇએ. આ સંસારમાં અનેક પ્રકારની લાલચો અને હરકતો આવી પડે છે, એ વખતે ઘણી હુશિયાર અને સમજુ સ્ત્રીઓ પણ તેની સામે જીત મેળવવાને અશક્ત બને છે. એવી સ્થિતિમાં આવી પડેલી સ્ત્રીને પોતાના ધર્મનું રક્ષણ કરવામાં માબાપ તરફથી મળેલી શિખામણજ ઉપયોગી થઇ પડે છે. એ શિખામણ યાદ આવવાથી તેમની મનોવૃત્તિઓ શરમાઇને પાછી વળી અવળે રસ્તે ચાલતાં અટકી પડે છે. તેમાં પણ સાસરે જતાં મળેલી શિખામણ જેવી હૃદયમાં સચોટ થાય છે, તેવી બીજી ભાગ્યેજ થાય છે. માટે આ વખતે માતાએ પોતાની પવિત્ર ફરજ બજાવવા પૂત્રીને કેવી શિખામણ આપવી તેનું થોડું વિવેચન કરૂંછું.

**પુત્રી !** તું ડાહી થજે, તારા સાસુ સસરા અને પતિની સેવા કરજે, તારા માવતરની ખાનદાનીનો આધાર તારી ચાલ ચલગતપર રહેલો છે. તે તું યાદ રાખજે. તું તારા સાસુ, સસરા અને પતિની આજ્ઞા પ્રમાણે ચાલી તેમને સદા રાજી રાખજે, એનાથી જરા પણ વિરૂદ્ધ ચાલીશ નહિ. સત્સંગત કરી સદાચરણે ચાલી તારી સુકીર્તિ વધારજે. જેઠ, જેઠાણી, દેર, દેરાણી અને નણંદ વગેરે સગાં સ્નેહી પ્રત્યે સ્નેહ રાખી નમ્રપણે વર્ત્તજે અને તેમનાં છોકરાં પ્રત્યે સ્નેહ રાખજે, તેપર કદી દ્વેષ રાખીશ નહિ. સુખ કે દુઃખ ગમે તેવી સ્થિતિમાં તું હોય, તોપણ ધર્મ નીતિ કદી તજીશ નહિ. ઇશ્વર સ્મરણ અને સ્વામી ભક્તિ કરવી રહેજે. વડિલોનું માન્ય રાખજે અને તેઓ કંઇ પૂછે તો મૃદુપણે નમ્રતાથી

ધીરે સ્વરે ઉત્તર આપજે. તારા પ્રાણપતિને વિનય, વિવેકનાં વચનો કહી આનંદ પમાડજે. સગાં સ્નેહીને કદીપણ કડું વચન કહીશ નહિ. સૌને મધુર વચને બોલાવજે. જો તને કાંઇ કઠોર વચનો કહે તો તે સહન કરજે. હમેશાં પ્રસન્ન વદને એક ચિત્તથી કામ કરજે. તારા પતિનું ઘર ગમે તેવું હોય, તોપણ તેને ઉત્તમ ગણજે, સર્વની સાથે બોલવામાં પિયરના જેટલી છુટ ન લેતાં, ઘટીતપણે મર્યાદાથી બોલજે. મીઠાશ અને સભ્યતાવાળાં વચનો બોલવામાં કદી ન્યૂનતા રાખીશ નહિ. અતિથિજનોને આદરભાવ આપી સારો સત્કાર કરજે. દુષ્ટ માણસની સોબત કદી કરીશ નહિ. ઘરેણાંથી શરીર શોભાવવા કરતાં. સદ્‌ગુણોરૂપી સાચાં ઘરેણાંથી શરીર શોભાવવાની વધારે કાળજી રાખજે, પુન્ય અને પરમાર્થનાં કાર્યો કરવામાં પ્રીતિ રાખજે, સત્યને સાચવજે અને જૂઠને જડમૂળમાંથી કાઢજે. પતિને પસંદ પડતા શુદ્ધ આચરણો રાખવાં, એના જેવો વશીકરણનો બીજો કોઇ મંત્ર નથી. તારા જીવ કરતાં પણ પતિવ્રતને વધારે વાહલું કરજે. આ દુનિઆમાં તારા પતિ જેવો, બીજો કોઇ પરમ મિત્ર મળનાર નથી. માટે તેનાપર પૂર્ણ પ્રીતિ રાખી સદા આનંદથી રહેજે. તને પિયર આવવાની ઇચ્છા થાય, તો તારા પતિ અને સાસુ સસરાની રજા લઇને આવજે. તું સદાચરણે ચાલીને સાસરા તથા પિયર બંને કુળને દીપાવજે. તારા પિતાના પવિત્ર કુળને કલંક લાગે નહિ, તારી જનેતાથી કૂખ વગોવાય નહિ, પ્રાચીન પવિત્ર સતી જનોએ આર્યભૂમિમાં ઉત્પન્ન થઇ જગતમાં જે શ્રેષ્ઠપદ મેળવ્યું છે, તેની ઉજવળ કીર્તિને ઝાંખ લાગે નહિ, સંસ્કૃત વિદ્યાનું ભૂષણ જળવાય અને ઇંગ્રેજી વિદ્યાને માથે દોષ મૂકાય નહિ તથા હિંદમાં હમણા કહેવાતા કળીયુગને માથે અપવાદ આવે નહિ, એવી રીતે સંભાળી ચાલજે. કોઈ ગુપ્ત વાત કરતું હોય, તેમાં ચિત્ત ન રાખતાં તેથી દૂર ખસજે. કોઈ વાત કરતું હોય તેમાં કહ્યા વગર વચ્ચે બોલી ઉઠીશ નહિ. પરઘેર જવાનું ખરૂં કારણ હોય, તોપણ પતિ કે સાસુની આજ્ઞા વગર જઈશ નહિ. આજ્ઞા મળ્યે, પણ સાથે ઘરની વડિલ સ્રીને લઇને જજે અને ત્યાં કામ હોય એટલીવાર રોકાઇ તરત ઘેર આવજે. જે ઘરમાં પુરૂષો બેઠા હોય, તે ઘરમાં બનતાં સુધી જઇશ નહિ. કદી કારણસર જવું પડે તો સાસુ કે નણંદની સંગાતે જજે. સ્રી વગરના ઘરમાં ગમે એવું કારણ હોય, તોપણ જઇશ નહિ; કેમકે એવા ઘરમાં જવાથી લોકો ખોટું આળ મૂકે છે. ઘરનાં કામકાજ વડિલોને પૂછીને કરજે, વડિલો સામે ખડખડાટ હસીશ નહિ. તેમજ નાનીવયનાની મૂર્ખાઇ જોઇ હસીશ નહિ, પણ તે સમજે એમ હોય તો ધીરેથી શિખામણ આપજે. હસવાની ટેવ રાખ્યાથી વજન ઘટે છે. કોઇનું માન ભંગ થાય એવું કદી બોલીશ નહિ. કામ કરવામાં ઘણી ઉતાવળ કરીશ નહિ, કેમકે ઉતાવળથી કામ બગડે છે–તેમ બહુ ધીરજ પણ રાખીશ નહિ. વળી આ કામ કરી રહીશ, તો બીજું કરવું પડશે, એવી આળસુની ટેવ રાખીશ નહિ. જે કામ કરવાની

તારી શક્તિ હોય, તેજ કામ કરવાની હીંમત કરજે. પણ મિથ્યાભિમાન રાખી જે ન થઇ શકે, તે કરવાની હીંમત કરીશ નહિ, કેમકે એમ કરવાથી નાલાયકી જણાય છે.

**વહાલી પુત્રી !** શરીર, વાળ, વસ્ત્ર, અને ઘરની સ્વચ્છતાઇ રાખજે. કદી પણ ગંદી રહીશ નહીં—સદા સૌભાગ્યદર્શક ચિન્હો ધારણ કરી રાખજે. મિતાહાર કરજે અને ખોરાક વખતસર સાદો લેજે.પાકશાસ્ત્રના નિયમ પ્રમાણે ભોજન તૈયાર કરી ભાણાભેદ રાખ્યા વગર સૌને જમાડજે. રાત્રે એકલાં કયાંએ જઇશ નહિ. બહુ જરૂર જણાયતો પતિ કે સાસુની રજા લઇ ઘરની વડિલ સ્ત્રીની સાથે જજે. પુરૂષોની દ્રષ્ટી પડે એવી ખુલ્લી જગ્યોએ નહાવાનો રીવાજ રાખીશ નહિ. કે વસ્ત્ર પહેર્યા વગર નહાઇશ નહિ—મર્યાદા રાખી ધીમી ચાલે ચાલજે. ઉતાવળી કે ઉછાંછળી ચાલે મર્યાદા રહીત ચાલ્યાથી હલકાઈ ગણાય છે, લોકો નીંદા કરે છેઃ અને ગર્ભને હાની પહોંચે છે, તારા મેળવેલા જ્ઞાનને તાજું રાખવા તથા વધારવા નવરાશની વેળાએ ઉત્તમ બોધ લાયકપુસ્તકો વાંચતી રહેજે. અને તેમાંથી ગૃહણ કરવા યોગ્ય સાર ખેંચી હૃદયમાં ઠસાવતી રહેજે. તારા જ્ઞાનનો ઉપયોગ ઘર, દેશ અને સ્ત્રીઓના સુધારાને અર્થે કરજે, દયા, ક્ષમા, સત્ય, પરોપકાર, સભ્યતા, વિવેક, વિનય, ધૈર્ય, ઉત્સાહ અને ધાર્મિકતા વગેરે સદ્‌ગુણોનો સંગ્રહ કરી જન્મ ધર્યાનું સાર્થક કરજે કેમકે આ મોંઘો માનવ અવતાર ફરી ફરીને આવતો નથી. માટે આ જન્મમાં જે સાર્થક કર્યું, તેજ સાચું છે. સુખ દુઃખ બદલાશે, પણ કર્યું ન કર્યું થશે નહિ. માટે જે કરે તે ખૂબ વિચારીને કરજે. નઠારા સ્વભાવનાં, નીચ કુળનાં, નીચ બુદ્ધિનાં, અને નીચ ધંધો કરનારાં સ્ત્રી પુરૂષ પાસે ઉભીશ કે બેસીશ નહિ. કોઈ કારણથી એવી સ્ત્રી સાથે કામ પડયું, તો મતલબ જેટલી વાત કરી તરત ત્યાંથી દુર ખસજે; કેમકે એવી સ્ત્રીઓના અંતઃકરણો મેલાં હોય છે. તેથી તેઓ ભરૂસો કરવા લાયક નથી. એવાની સોબતથી બુદ્ધિ ભ્રષ્ટ થાય છે. બેસવા, ઉઠવાને કે બેનપણાનો સંબધ તો ધાર્મિક, નીતિવાન, ભક્તિવાન, જ્ઞાનવાન, કુળવાન અને સભ્યતાવાળી સ્ત્રી સાથે રાખજે. તેમાં પણ જો કોઇ નીચ બુદ્ધિની અને દુર્ગુણી નીકળી આવી, અનીતિ કે દુરાચારની વાતો કરે તો તરત ત્યાંથી કામનું બાહાનું કાઢી ઉઠી નીકળજે અને ફરી તેની સોબત કરીશ નહિ. કોઇ દુષ્ટ હાસ્ય કરે તો તે જાણ્યું અજાણ્યું કરી, ત્યાંથી નીચી દૃષ્ટિએ આખું ઓઢી મર્યાદા સાચવી બોલ્યા વગર ચાલી જજે. રસ્તે ચાલતાં કોઈ પરપુરૂષ સામે દૃષ્ટિ કરી ચાલીશ નહિ પછી તે ગમે તેવો હોય તોપણ શું થયું. તારા શિયળનું જીવની પેઠે જતન કરજે. કદી કોઈ પાપી પુરૂષ મર્યાદાનો લોપ કરે, એવું જણાય તો એ પ્રસંગે ઘણીજ સાવચેતીથી જવા આવવાનો વિચાર રાખજે. છતાં કોઈ શિયળ ભંગ કરવા આવે તો એ વખતે પ્રાણની પણ દરકાર રાખ્યા વગર હીંમતથી સામી થજે અને શિયળનું રક્ષણ કરજે—જેનું મન વશ છે અને જેની એકજ શુદ્ધ વૃત્તિ છે,

તેનું શિયળ કોઇ પણ ભંગ કરવા સમર્થ નથી, એ તું નક્કી જાણજે.

**શાણી સુતા!** તું વૃથા હાસ્ય, પારકાં બાળકોને ચુંબન, પરપુરૂષને જોઇ ઠેસો ખાવી, મોટા સુરથી ગાવું, પોતાના કાન અને કેડપર ખજવાળવું, ઉઘાડે મસ્તકે રહેવું, બહુ હસવું, કામ વિના પરઘેર જવું, વૃથા અન્ય પુરૂષને જોવા ઉભા રહેવું, સુયાણી વગેરે નીચ જાતિની સ્ત્રી સાથે સ્નેહ બાંધવો, ચોરી કરવી, ક્રોધ કરવો, ઘરમાં છાનુંમાનું કંઇ ખાવું, રૂપપર મોહવું, રૂપ એતો ચામડીનો ભેદ છે, અન્યગિતપણે વર્તવું, કોઇને માઠું લાગે એવું વચન કહેવું, અતિ લોભ કરવો, વૃથા લવલવ કરવું, ઉડાઉપણે ખર્ચ કરવો, કરજ કરી વરો કરવો, નજીવી ખાલી ભભકાની અથવા બહારના ખોટા દેખાવવાળી ચીજોની ઇચ્છા કરવી, અમૂલ્ય વખત નકામો ગાળી આયુષ્ય અલેખે કાઢવું, ચીજ લેવામાં અક્કલ વાપરી તપાસ્યા વિના માગ્યું મૂલ્ય આપવું. કાચા કાન રાખી કહ્યા કહી સાંભળી વાતનું સ્વરૂપ જાણ્યા વગર અને કહેનાર કહેવું વજનદાર માણુસ છે, તેનો વિચાર કર્યા વગર લડવા દોડવું, આળસુને ઉત્તેજન આપવું, પાપીનો સત્કાર કરવો, એ વગેરે અવગુણો તજી દેજે. પતિનું કલ્યાણ ઇચ્છવું, કુળ મર્યાદા પાળવી, ઘરની વાત ઉઘાડી પાડવી નહિ, ઘર ચલાવવાની નીતિમાં કુશળ રહેવુ, વડિલોની મર્યાદા પાળવી, પરોણાનો સત્કાર કરવો, રોષવાળું મુખ પતિને દેખાડવું નહિ, પતિ દોષવાળો હોય, તોપણ તેને આધિન રહેવું અને તેમના કાર્યમાં મદદ કરવી. પવિત્ર પ્રેમ, નમ્ર સ્વભાવ, દયાળુ લાગણી, નીતિમાં પ્રીતિ, સહન શીલતા, મધુરતા એ સદ્‌ગુણો સ્ત્રીઓનું બળ છે. માટે તું એ સદ્‌ગુણો ધારણ કરજે. વેશ્યા, ગાનારી, ગૃહસ્થાશ્રમમાં ન હોય એવી સ્ત્રી વેરાગણ, ( સાધુડી ), નાટક વગેરે તમાસા કરનારી, જાદુ ટોણા કરનારી અને દુષ્ટ સ્વભાવની વગેરે એવા પ્રકારની સ્ત્રીઓનો સંગ કરીશ નહિ કે એ પાસે ઉભી રહીશ પણ નહિ; કેમકે એવી સ્ત્રીના સંગથી જેનો સ્વભાવ સારો હોય છે, તે પણ બગડી જાય છે. મન, શ્રોત્ર–નાસિકા, નેત્ર વાક્, જીવ્હા, હાથ, પાદ અને ગુહ્ય ઇંદ્રિ એ બધાને સારા કામમાં વાળજે. ધર્મપર ભાવ રાખજે. કુટુંબ દેખી ખુશી થજે, પતિને વશ રહી સંતોષથી રહેજે અજાણી જગ્યામાં, બજારમાં, અને પારકે ઘેર એકલા જઇશ નહિ. તેમજ નાટક, તમાસા અને ભવાયા જોવા જઇશ નહિ; કેમકે એમાં સઘળાં માણસો કાંઇ સભ્ય અને સારાં હોતાં નથી. તેઓને શું બોલવું અને શું ન બોલવું એનો વિચાર હોતો નથી, તેથી એવે ઠેકાણે જવાથી સ્ત્રીની પવિત્ર મર્યાદાને લાંછન લાગે છે, વગેરે સારી રીતે ચાલજે. જે પુત્રી માબાપની સારી શિખામણ પ્રમાણે ચાલે છે, તે સુખી થાય છે. **સીતાજી** અને **ઓખા** પોતાની માતાની શિખામણ પ્રમાણે ચાલવાથી તેમનું પવિત્ર નામ આજે આખી પૃથ્વીમાં પ્રસિદ્ધ થઇ ગયું છે. **સીતાજીને** સાસરે વળાવતી વખતે તેમની માતાએ શિખામણ આપતાં કહ્યું હતું કે;—

श्वश्रुशुश्रूषणपरा । नित्यंराममनुव्रता ॥
पातिव्रत्यमुपालंब्य । तिष्ठवत्सेयथासुखं ॥

હે વત્સે ! તું સાસુની સેવામાં સાવધાન રહેજે અને તારા પતિ જે રામચંદ્રજી છે, તેની આજ્ઞા પાળજે. કોઇ દિવસ પણ તેમનું વચન ઉલ્લંઘન કરીશ નહિ. પતિવ્રતાનો જે પતિની સેવારૂપ ધર્મ છે, તેને આધારે સુખે વર્તજે. પાર્વતીજીએ પોતાની પુત્રી ઓખાને સાસરે વળાવતી વખતે શિખામણ આપતાં કહ્યું છે કે;—

स्त्रीणांहिव्रतंपतिरेवदेवता । शुश्रूषणंपुत्रितदानुकूलता ॥
तद्बंधवेषुपरमोहिभावो । तदव्रतंमेतत्परितोहिधारणं ॥

હે પુત્રી ! પતિ એજ દેવ છે, એમ જાણવું, તેની સેવા કરવી, તેને સર્વ રીતે અનુકૂળ રહેવું, તેનાં સગાં સંબંધી વિષે પણ સારો ભાવ રાખવો. એ સ્ત્રીઓનો પરમધર્મ છે. માટે તે ધર્મને પરિપૂર્ણ રીતે ધારણ કરજે. વળી એ વખતે કહ્યું છે કે;—

### રાગ બીભાસ.

શિક્ષા દઉં તને દીકરી, મ્હારી તારી લાજ વધારજે;
જો પ્રીતે પીયુ આજ્ઞા આપે, તો પીયર ભણી પધારજે.
ઉગ્રેસન હળધર પદ્યુમન, વાસુદેવ ત્રિભુવન ધણી;
સ્વસુર પક્ષમાં સર્વ કુટંબની, સેવા ભક્તિ કરજો ઘણી.
રૂકમણી જાંબુવતીને રેવતી, સત્યભામા જે સુંદરી;
જક્ષ કરમાં કાળી વૃંદા, અષ્ટ પટરાણી પરી.
રતી રંભાવતી દેવકી, માયાવતી સતી રેવતી;
રખે દીકરી આળસ કરતી, તું ચરણ તેના સેવતી.
રૂડી ભુંડી વાત સાંભળી હોય, કોઇ આગળ નવ ચેહેરીએ;
ઉઘાડા કેશ નવ મૂકીએ, ઘણું ઝીણું વસ્ત્ર ન પહેરીએ.
ક્રમ ઘરનાં બતાવ્યાં કરીએ, ન કરીએ કાંઇ આરૂ પરૂં;
પૂછયા પૂઠે સૂક્ષ્મ સાદે, બોલીએ જઇને ખરૂં.
પાત્ર પગે નવ ઠેલીએ, ક્ષમા રાખીએ બહુ ઉદરે;
આઘું ઓઢી ચાલીએ, રાખીએ દૃષ્ટિ ભૂમિપરે.
સંતાપ સાસરે ન કીજીએ, પીયરને ન વખાણીએ;
લક્ષ દુઃખ હોય સાસરે, પણ સ્વામીને ન જણાવીએ.
દાસી માણસનો સંગ ન કીજે, નીચને મળે માઠું સહી;
સાસુ રીસ કરે ઘણી, પણ સામો બોલ કહિયે નહીં.

સાસુ નણંદને જેઠાણીની, સેવા ભક્તિ કરજો ઘણી;
પરઘેર નિત્ય જઇએ નહીં, ગયે હલકાઇ થાયે આપણી.
મ્હોટે સ્વરે હસીએ નહીં, કો સામે તાળી નવ દીજીએ;
ઉભાં રહી ઉઘાડે માથે, પુત્રી પાણી નવ પીજીએ.
માત પિતાને ભ્રાત ભગની, પીઅર સુખ ન સંભારીએ;
આવો બેસો જીજી કરીને, કુળની લાજ વધારીએ.
સહુને ગમતું બોલીએ, બાઇ અહંકાર કરીએ નહીં;
હસતું વદન નિત્ય રાખીએ, સુખ દુઃખ સમાન ગણીએ સહી.
દિવસે ન સૂએ દીકરી, બેન વચન પીયુનું પાળીએ;
સાસુજી જ્યારે સાદ કરે, ત્યારે જીજી કરી ઉત્તર આલીએ.
સ્વસુર જેઠાણીની લાજ કીજે, ન બોલીએ ઊંચે સ્વરે;
એમ ઘણી શિક્ષા દઇ માતા, પુત્રીને વીદાય કરે.

---

**ઓરા આવને શલુણા હરી શામળાજો. એ રાગ.**

શાણા થઇને રહીએ સાસરીઆના સાથમાંજો. ટેક.

મુકી ગરવ સરવ ગૃહનું કામ કીજીએજો,
કોઇ કામનો નકો શું વાદ કીજીયેજો. શાણા૦ ૧
નહીં વાત કરો દાસથી એકાંતમાંજો,
દેખે દૃષ્ટે તો પડેજ કોઇ ભ્રાંતમાંજો. શાણા૦ ૨
વિના કામ ધામ પારકે ન પેસવુંજો,
પરવારી નીજ મંદીરેજ બેસવુંજો. શાણા૦ ૩
ઘણું હસવા કેરી ટેવતો ન રાખીએજો,
સમો જોઇને વિચારી વાણી ભાખીયેજો. શાણા૦ ૪
ગમે જેને જેવું તેવું તે શું બોલીએજો,
બોલ બોલતાં પ્રથમથીજ તોલીયેજો.. શાણા૦ ૫
મિતાહારસાર છે ઘણો સ્ત્રી જાતનેજો,
બાળ ઘર નિત્ય સુઘડજ રાખીયેજો. શાણા૦ ૬
રાખો ટેવ ઉઠવાની પ્રાતઃકાળમાંજો,
દિવસે ઊંઘવામાં વખત નવ ગાળવોજો. શાણા૦ ૭
અરસ પરસ કોની ન કીજીએ વાતડીજો,
નહીં દાખવી ઉઘાડી જરા જાતડીજો. શાણા૦ ૮
રહીએ જ્યાં ત્યાં ન કોશું વેર કીજીયેજો,
હાજી મોહનીથી વશજ કરી લીજીયેજો. શાણા૦ ૯
કરેજ વાત બે જણા મધ્યે ના બોલીયેજો,

ભાર જાય થાય તોલ તેમાં આપણોજો. શાણ્યું૦ ૧૦
પડે કષ્ટ કાંઇ તોય તે રહેવું ખમીજો,
સદા ચાલવું સ્વામીને નમી નમીજો. શાણ્યું૦ ૧૧
જે શું કામ તેની વૃત્તી મુજબ ચાલીયેજો,
ધરી લાજ મરજાદશીલ પાળીએજો. શાણ્યું૦ ૧૨

પ્યારી પુત્રી ! આ શિખામણ તારા હૃદયમાં ઠસાવી તે પ્રમાણે વર્તજે. એથી તું સુખી થઇશ. તારૂં સૈભાગ્ય ઇશ્વર અખંડ રાખો. વગેરે વગેરે રીતે માબાપે પુત્રીને સારી શિખામણ આપી સાસરે વળાવવી.

## સ્ત્રીએ સાસુ, સસરા, દેર, જેઠ વગેરે સગાં સ્નેહી સાથે કેમ વર્તવું ?

સુજ્ઞ વહુઓએ સમજવું જોઇએ, કે સાસુ સસરો એ ધર્મના માબાપ છે. તો જેમ માબાપની પિયરમાં રહીને સેવા કરીએ છીએ, તેમ સાસરામાં રહીને સાસુ, સસરાની સેવા કરવી જોઇએ. વળી સમજવું કે એજ મારા પ્રાણનાથના જન્મદાતા છે, એજ તેને પાળી પોષી ઉછેરી મોટાં કરનાર છે, એજ તેને ભણાવી ગણાવી સારાં કરવામાં મહેનત લેનાર અને તેજ સ્વામીનાથનું સર્વ પ્રકારે સારૂં ઇચ્છનાર છે. તેના જેવું મારા પ્રાણપતિનું હિતેચ્છું એકે નથી. હું પણ તેનાજ પ્રતાપથી આ પતિને પામીછું. અરે ! આખા જગતમાં અમને બંનેને જોઇ કોણ હર્ષનાં આંસુ લાવનાર છે ! અને અમારાં સુખ દુઃખમાં કોણ ભાગ લેનાર છે ? અમારાં વાહાલાં સાસુ સસરોજ. આવાં જે પરમ પૂજ્ય પવિત્ર ગણાતાં સાસુ સસરાને સદા સંતોષમાં રાખવાં, તેમની આજ્ઞા પાળવી, તેમનું અંતઃકરણ કચવાય એવું કંઇ કરવું નહિ, પોતાના સદ્ગુણ અને આચરણથી તેમને રાજી રાખવાં, અને તે જે શિખામણ આપે તે જેમ માબાપની શિખામણ માનીએ, તેમ તેમની પણ માનવી. પિયરમાં જેમ માની રજા વગર બહાર જઇએ નહિ; તેમ સાસરામાં સાસુની રજા વગર બહાર જવું નહિ. વખતે સાસુ તાણીને કહે તો એમ સમજવું, કે એ અમારા ભલા સારૂજ કહે છે. એ ગુસ્સે થઇ જાય, તો એમ સમજવું, કે એ અમારા ભલા સારૂજ કહે છે. તેઓ અમારો કાંઇક વાંક થયો હશે તેથીજ ગુસ્સે થયાં હશે. સાસરે કામ કરવામાં કંઇ ખોટ નથી, પણ એથી તો ઉલટી શોભા વધે છે, લોકોમાં વખાણ થાય છે, કીર્તિ વધે છે અને ઘરમાં લાભ થાય છે. અમારી સાસુ બેસી રહી સઘળું કામ અમારી પાસે કરાવે છે; એવું કદી પણ મનમાં લાવવું નહિ; પરંતુ એમ વિચારવું, કે તેણે આજ સૂધી ઘરમાં કામ કરી

કરીને આટલાં વર્ષ કાઢયાં અને મારા પતિ માટે તેણે ઘણું દુ:ખ ભોગવ્યું છે; તેઓ ઘરડાં થવા આવ્યાં છે, હવે હું તેમને કામમાંથી મુક્ત કરી સુખી નહિ કરૂં, તો પછી કોણ કરશે? તેને હવે વિશ્રાંતિ આપવી એ મારો ધર્મ છે. એમ વિચારી પોતે પિયરમાં જે શિખેલું હોય તેનો સાસરે સારો ઉપયોગ કરવો. ઘરનું સઘળું કામ બનતાં સુધી પોતાની શક્તિ પ્રમાણે ઉપાડી લેવું. સાસુજી પાસે જેમ બને તેમ ઓછું કામ કરાવવું. સાસુજી ઘરડાં હોય, તો તે પાસે મુદલ કામ કરાવવું નહિ. તેમને તો ઘરમાં સર્વ કામમાં દેખરેખ રાખવાને રાખવાં જોઇએ. કાર્યમાં કંઇ ભૂલ પડે, તો તે સુધારવા સૂચના કરે, એવી ગોઠવણ રાખવી. નાના મોટાનો વિવેક રાખવો જોઇએ. જગતમાં એવી રીત ન હોય તો સંસાર મહા દુ:ખદાયક થઇ પડે. માટે નાના મોટાનો વિવેક રાખી પોતાની હુશિઆરીને સારી વૃત્તિથી સ્ત્રી તરીકે વધારે ઉપયોગી થઇ પડવું.

સસરાને પોતાના પિતા સમાન સમજી તેની નિરંતર સેવા કરવી. એની સામું ઉંચે સ્વરે બોલવું નહિ. સભ્યતાને નમ્રતાથી ચાલવું. તેમની આજ્ઞા પાળવી. કોઇ રીતે તેમને ખોટું લગાડવું નહિ. તેઓ હમેશાં આનંદમાં રહે તેમ કરવું. સવારમાં વહેલા ઉઠી પ્રથમ ઇશ્વર સ્મરણ કરી સાસુ સસરાને પાયે પડવું અને કહેવું કે જે કાંઇ આજ્ઞા હોય તે કહો. હું ખુશીથી ચિત્ત લગાડીને ઉત્સાહ સાથે કરીશ. પછી તેઓ જે આજ્ઞા કરે તે ખુશીથી ઉપાડી લઇ પાર મૂકવી. સદાય તેમનાપર સ્નેહ રાખવો અને સંતોષ પમાડવો. એમ કરવાથી ઇશ્વર સદા રાજી રહેશે અને સારૂં ફળ આપશે. નણંદોને બેન સમાન ગણવી. તેનાપર દયા રાખવી. એ સાથે હળીમળીને ચાલવું. ઘરનાં કામકાજ સાથે હળીમળી સંપસંપીને કરવાં, કામમાં એક બીજાને મદદ કરવી, પરસ્પર માઠું ન લાગે એમ બોલવું, ચાલવું, વખતે કોઇ કામમાં એકનો વાંક થયો, તો દરગુજર કરવી. કદી જરા બોલવું થયું, તો સાસુએ વચ્ચે પડી બંનેને પોતાની દીકરી સમજી અદલ ન્યાય આપવો અને જેનો વાંક જણાય તેને ઠપકો આપવો. તથા ફરી બંને સંપસંપીને રહે એવી શીખામણ આપવી, પરંતુ યાદ રાખવું કે આવો પ્રસંગ ભાગ્યેજ આવે એમ રાખવું. નણંદ એ ભોજાઇને દયાને પાત્ર છે. એતો પોતાને સાસરેથી થોડા વખતના મેમાનની માફક આવી છે, તો તેમને સર્વ પ્રકારે સંતોષ પમાડવો. તેને મધુર વચને બોલાવવી. તેમને પોતાની યથાશક્તિ વસ્ત્રાલંકારથી શણગારી સાસરે વળાવાય એમ ઇચ્છવું અને પરસ્પર સ્નેહ સહિત જુદાં પડાય એમ કરવું. નણંદે પણ પોતાની ભોજાઇને બેન જેવી ગણવી. તેમને સારૂં લાગે તેમ વર્તવું. તેમને કોઈ વાતે કચવાવવી નહિ. તેમને સુખે સુખી અને તેમને દુ:ખે દુ:ખી થવું. પરસ્પર સ્નેહ વધારવો. કોઇનું માઠું ઇચ્છવું કે કરવું નહિ. એક બીજાની નીંદા કોઇ પાસે કરવી નહિ. કહ્યાકહી કોઇની સાંભળવી નહિ. એક બીજાનો ભૂલથી વાંક થયો

હોય, તો નમ્રપણે તેનો જઇ ખુલાસો કરવો અને માફ માગવી. આવી રીતથી પરસ્પર ઘણો સ્નેહ વધે છે અને એક બીજાના મનની ખાતરી થાય છે.

દેરાણી, જેઠાણીએ પણ પરસ્પર સ્નેહ રાખી સંપસંપીને ચાલવું. એક બીજાને માઠું લાગે એવું વચન કહેવું નહિ. ઘરનાં કામકાજ સાથે રહી કરવાં. પરસ્પરને કામમાં મદદ કરવી અને એક બીજાના સુખ દુઃખમાં ભાગિએણ થવું. કોઇ કામમાં હરકત આવી પડે, તો એક બીજાને દિલાસો દેવો અને હિંમત આપવી તથા હરકત દૂર કરવા મદદ કરવી. પરસ્પર દ્વેષ રાખવો નહિ. પરસ્પરનું સારૂં દેખી રાજી થવું. કોઇ કામમાં ચૂક પડે તો પરસ્પર નમ્રપણે બતાવી સુધારવી, પણ યાદ રાખવું કે હુકમથી કદી કંઇ કહેવું નહિ. દેરાણીએ પોતાની જેઠાણીને માતા તુલ્ય માન આપવું; કેમકે તે પોતાના પતિના વડિલ ભાઇની ભાર્યા છે, તો તે માન્યને યોગ્ય છે. તેને પોતાથી અધિક ગણી તેની આજ્ઞા માનવી અને સદા રાજી રાખવી. નાના મોટાની રીત પ્રમાણે મર્યાદા રાખવી, એ વિવેકની રીત છે. તેમજ જેઠાણીએ પોતાની દેરાણીને દીકરી તુલ્ય માન આપવું એ ઘટીત છે; કેમકે પોતાના પતિના નાના ભાઇની ભાર્યા છે, તો તેને તે પ્રમાણે માન્ય આપી સદા રાજી રાખવી, તેનાપર સારો સ્નેહભાવ રાખી દરેક કામ લેવું, એ વધારે શોભા ભરેલું છે. પરસ્પર નમ્રપણેથી એકજ રૂપ બની સદા સંપસંપીને રહેવું અને સ્નેહ વધારતા જવો, એ મોટું સુખ છે. દેર એ દીકરા બરોબર માન્યને યોગ્ય છે અને જેઠ એ સસરા તુલ્ય માનને યોગ્ય છે. માટે એ સાથે સભ્યતાથી સસરા તથા દીકરા પ્રત્યે વર્તવાના ધર્મ પ્રમાણે વર્તવું. પતિના મિત્ર અને તેમનાં સગાંવહાલાંને જોઇને રાજી થવું. તેમનાપર સદ્‌ભાવ રાખવો અને એ સાથે વિવેક, મર્યાદાથી વ્યવહાર ચલાવવો, તેમને ખોટું લાગે એમ કદી વર્તવું નહિ. ભાણેજ અને ભત્રિજાને પોતાના દીકરા તુલ્ય ગણવા. તેમના પર પ્રેમ રાખવો, જોઈ રાજી થવું અને તેમનું સર્વ પ્રકારે ભલું ઇચ્છવું. કદી પણ તેમને કડવાં વચનો કહેવાં નહિ, પણ મધુર વચને બોલાવવા. તેજ પ્રમાણે ભત્રિજી અને ભાણેજી સાથે પણ વર્તવું. પાડોશી સાથે સંપ રાખવો, તેમની અદેખાઇ કરવી નહિ, પરસ્પર મદદ કરવી, તેમનું સારૂં દેખી ખુશી થવું અને એ સાથે વિવેક, મર્યાદાથી વર્તવું એ ઉત્તમ છે. પિયર ઘણું વસવું એ દુષણ આપનાર છે. માટે ત્યાં ઘણું વસવું નહિ. ઘરકુટુંબમાં સ્નેહ રાખવો, સંપથી રહેવું અને જુદા રહેવાનો વિચાર કરવો નહિ, કેમકે જુદાં રહેવાથી મન જુદાં પડી જાય છે, વગેરે હાની પહોંચે છે. કેટલીક સ્ત્રીઓ જુદા રહેવાને પોતાના પતિને આડું અવળું સમજાવે છે, સાસુ, સસરા વગેરેનો સાચો ખોટો વાંક કાઢે છે, પણ પતિ જો સમજુ હોય છે; તો તેનું જે કારણ હોય છે તે ખોળી કાઢે છે અને ફરી એમ ન કરે, તેનો ઇલાજ કરે છે. જે ભોળો પતિ હોય છે, તે તો સ્ત્રીના કહેવાથી ભર-

આઇ જાઇને સર્વ સાચું માની જુદો થાય છે. માટે આમ કરવું સમજુ સ્ત્રી પુરૂષને ઘટીત નથી. માબાપની હયાતીમાં જુદાં રહી, તેમને કચવાવવાં એ સુપુત્રનો ધર્મ નથી. માબાપ જાણે છે કે પુત્ર વધૂ આવશે, ત્યારે આપણે સુખી થઇશું પણ એ આશા જુદા રહેવાથી ભંગ થાય છે. સુજ્ઞ વહુએ સાસુ સસરાને સદા રાજી રાખવાં. એ વિષે ( अनुशासन पर्वमां ) કહ્યું છે કે;—

श्वश्रूश्वसुरयोः पादौतोषयन्तीगुणान्विता ।
मातृपितृपरानित्यंयानारीसातपोधना ॥

અર્થ—જે ગુણ સંપન્નનારી સાસુ, સસરાની સેવા કરે છે અને માબાપની નિત્યભક્તિ કરે છે, તે નારી તપોધના કહેવાય છે.

આવાં શાસ્ત્રોનાં વચન યાદ રાખી, સાસુ સસરાની નિરંતર સેવા કરવી, એ સન્નારીનો ધર્મ છે. તેમજ સાસુઓએ પણ પોતાની વહુને દીકરી બરોબર જાણી તેમની સંભાળ રાખવી. કામકાજ તેમની શક્તિ માફક કરાવવાં. એમ વિચારવું કે વહુ આપણા ઘરનાં સૌ માણસોને મદદ કરવાને અને સૌ સાથે મળી સુખ ભોગવવાને આવી છે, તો તેમને સુખ આપવું જોઇએ. તેનાથી જે કામ ન બને તે સાથે મળી કરવું, પણ કેટલીક નિર્દય સાસુઓ વહુ આવી કે તેનાપર સઘળા કામનો બોજો મૂકી દે છે, અને એક ગુલાગડીની માફક ગણી કામમાંથી ઉંચુ માથું કરવા દેતી નથી. ગમે તેવાં કડવાં વચનો કહે છે અને તેના પતિ પાસે આધા પાછાં કરી તેમને દુઃખ આપે છે, વગેરે રીતે તેનાપર જુલમ ગુજારે છે. આમ કરવું એ ઘણુંજ ખરાબ અને નીચ કામ છે. સમજુ સાસુ કદી આ પ્રમાણે કરતી નથી. તેતો વહુને દીકરી માફક ગણી તે સાથે વર્ત્તે છે. વખતે વહુ અણસમજથી આડી ચાલે છે, તો તેમને છોકરૂં જાણી સમજાવી સુધારે છે અને પુત્ર તથા વહુમાં પરસ્પર સ્નેહ વધે એમ કરે છે. આવી સાસુઓને ધન્ય છે! અને જે વહુઓ પોતાના સાસુ સસરાને માબાપ તુલ્ય ગણી નિરંતર સેવા કરે છે, તથા ઘરનો સઘળો કાર્યભાર ઉપાડી લે છે અને દેર, જેઠ વગેરે સગાં સ્નેહી પ્રત્યે સ્નેહભાવથી પોતાના ધર્મ પ્રમાણે વર્ત્તે છે તેમને પણ ધન્યછે! ઘરમાં સંપ, સલાહ, સમાનતા, સંતોષ અને આનંદ એ પાંચ ગુણો વ્યાપી રહે એમ કરવું એ ઉત્તમ સ્ત્રીનો ધર્મ છે.

---

## ઘર ઉપયોગી વૈદક.

" શરીરે સુખી તો, સુખી સર્વ વાતે;
શરીરે દુઃખી તો, દુઃખી છે સદા તે."

સ્ત્રીઓ ઘરનો પ્રધાન છે, તેનાપરજ છોકરાં ઉછેરવાનો અને માંદાની માવજત કરવાનો સઘળો આધાર છે. માટે તે જો વૈદકશાસ્ત્રના જ્ઞાનવાળી હોય તો પોતાને પોતાનાં બચ્ચાંને તેમજ ઘર કુટુંબને આરોગ્ય રાખી શકે છે. રોગીને નિરોગી બનાવી તનદુરસ્ત કરે છે. તથાં રોગોનાં કારણો જાણી અટકાવી શકે છે. વળી એકદમ વૈદ કે દાક્તરને ત્યાં દોડવું પડતું નથી. કેટલીક સ્ત્રીઓ જેમ અજ્ઞાનતાએ ઔષધીના ગુણ જાણ્યા વગર કે રોગની પરીક્ષા કર્યા વગર ગમે તે દવા આપી દરદમાં વધારો કરે છે, તેમ વૈદકશાસ્ત્રના જ્ઞાનવાળી સ્ત્રીથી થતું નથી. તે વાકેફ હોવાથી વૈદ કે દાક્તરને પણ દરદથી બરાબર વાકેફ કરી શકે છે. કેટલીક સ્ત્રીઓ પોતાને કે બાળકોને દરદ થાય છે, તો જેમ કેટલીક ઉંટવૈદોને ત્યાં દોડી જાય છે, જેવી તેવી દવા લઈ દરદમાં વધારો કરે છે અને પૈસા ગુમાવે છે. તેમ સમજુને વૈદકના જ્ઞાનવાળી સ્ત્રી પોતાથી ઉપાય કર્યે બનતું નથી, તો હુશીઆર વૈદોની સલાહ લેછે અને રોગ થતાંજ ઉપાય કરે છે. ભાવપ્રકાશમાં કહ્યું છે કે;—

"રોગ ઉત્પન્ન થતાંજ તેનો ઉપાય કરવો, પણ થોડો જાણી બેફિકરમાં રહેવું નહીં. કેમકે અગ્નિ, શત્રુ, રોગ, અને વિષ એ થોડાં હોય તોપણ વધારે વિકાર કરે છે." માટે દરદ જણાયું કે તેનો ઉપાય કરવો, એ સૌથી વધારે જરૂરનું છે. એમાં શું દવા કરવી? દવાથી શું થાય? એતો એની મેળેજ મટશે. આવું બોલવું એ ભૂલ ભરેલું છે. જે રોગ દવાથી મટે છે, તે એની મેળે કદી મટતા નથી. વળી જે દવાથી નથી મટતા, તેવા રોગ પણ દવાના સંયોગથી સારા થાય છે. માટે આવું વિચારવું નહીં પણ એ યાદ રાખવું, કે રોગ થયા પછી મટાડવાનો ઉપાય કરવાને બદલે પ્રથમ એ રોગ મૂળમાં થાયજ નહીં, તેવો ઉપાય કરવો, એ વધારે સારૂં છે. વળી જેમ પુરૂષો પોતાના રોગથી વૈદને બરાબર વાકેફ કરી શકે છે, તેમ સ્ત્રીઓ વૈદક જાણતી નહીં હોવાથી પોતાના ગુહ્ય રોગની માહેતી આપી શકતી નથી. તેથી તેમને મોટું સંકટ વેઠવું પડે છે.

સ્ત્રીઓએ સાધારણ રોગની ચિકિત્સા અને ઉપચાર જાણવાની જરૂર છે. માટે તેમના જ્ઞાનમાં વધારો થવા વૈદકનું ટુંક વર્ણન આપ્યું હોય તો ઠીક, એવા હેતુથી તેમને ઘરવૈદાં તરીકે કેટલુંક ઉપયોગી થઈ પડવા, નિત્યના અનુભવમાં આવતાં, સાધારણ દરદોપર વૈદક ગ્રંથોને આધારે. રોગના ટુંક વર્ણન સાથે અનુભવી વૈદોએ પસંદ કરેલા ઉપાયો આ નીચે આપ્યા છે,

૨. **વ્યાધીનું મૂળ**—કેટલાક રોગ ચેપ અને ઝેરી બીઆંથી પણ ઉત્પન્ન થાય છે, પણ તે સિવાય સર્વ પ્રકારના વ્યાધિનું મૂળ વાત, પિત્ત, અને કફ એ ત્રણ દોષ છે. સઘળી વ્યાધિઓ મન તથા શરીરનો આશ્રય કરી રહેલી છે. અનિયમિત વખતે ભોજન લેવું, થોડું જમવું, કડવું, તુરૂં એ વગેરે ખાવું, ઉજાગરો કરવો, શોક, ભય, ચિંતા, અતિશે કસરત, બગડી ગયેલું ખાવું, બરાડી બોલવું.

વાયુ આદિકના વેગને રોકવા, અતી ઉલટિ, બહુ જુલાબ, અને વર્ષાઋતુ, એ વાયુ-વાતવિકારનાં મુખ્ય કારણ છે. ખારૂં, ખાટું, તીખું, ગરમ અને દાહ ઉત્પન્ન કરે એવું ભોજન, ક્રોધ, તાપ, અને શરદઋતુ એ પિત્તની વિષમતાનાં મુખ્ય કારણ છે. મધુર, ખાટું ચીકણું, ભારે, અને થોડું ભોજન, બેસી રહેવું, દિવસના ઉંઘવું, અતિશય પૌષ્ટિક ખોરાક ખાવો, ઉલટી, અજીરણ અને વસંતઋતુ એ કફને કોપવાનાં મુખ્ય કારણ છે. એ પ્રત્યેક દોષને વિકાર પામવાનાં જે કારણ કહ્યાં તે મિશ્ર થવાથી વાતકફ, પિત્તકફ એમ બે કે અધિક દોષ સાથે કોપે છે. એ પ્રમાણે પ્રકોપ થઇ ચામડી, લોહી, માંસ, અને હાડકાદિમાં રોગની ઉત્પત્તિ થાય છે. વાત, પિત્ત, અને કફ એ ત્રણ દોષજ દેહની ઉત્પતિનાં કારણ છે અને તે ક્રમથી શરીરના હેઠલા, મધ્ય અને ઉપલા ભાગમાં રહેલા છે. જેમ થાંભલો ઘરને ધારણ કરી રાખે છે. તેમ વાતાદિ દોષો શરીરને ધારણ કરી રહ્યા છે. આ ત્રણેમાં જ્યારે બગાડ થાય છે, ત્યારે નાશનું કારણ પણ તેજ થઇ પડે છે. આ ત્રણ સિવાય ચોથું રૂધિર એવા ચાર પદાર્થથી શરીરની ઉત્પત્તિ, સ્થિતિ, અને લય થાય છે.

આ પ્રમાણે દોષનો પ્રકોપ થયા પછી રોગનો ઉપચાર કરવા પહેલાં એ તથા રોગોને અટકાવવા એ વધારે અગત્યનું છે. એ રોગો અટકાવવાનો ઉપાય એ છે, કે તે થવા ન પામે તેવી રીતનું ખાવા, પીવાનું રાખવું. જેનો વર્ણ, ગંધ, રસ, તથા સ્પર્શ પોતાને પસંદ પડે તેવો હોય, તેવાં અન્નપાન ખરેખર પ્રાણ આપનાર છે અને જો વિપરીત હોય, તો તેથી મનુષ્ય દેહમાં અનેક રોગો ઉત્પન્ન થાય છે. જે મનુષ્ય બરાબર રીતે વર્ત્તે છે, તેને આરોગ્યતાની સાથે આયુષ્ય અને બળનો વધારો થાય છે.

૨. **રોગની પરિક્ષા**—રોગની પરીક્ષા **પ્રત્યક્ષ** અને **અનુમાન** એમ બે પ્રકારે થાય છે. પોતાની ઇંદ્રિયોથી તથા મનથી બાહ્યાંતર પદાર્થોનો અનુભવ કરવો તેને **પ્રત્યક્ષપ્રમાણ** કહેલું છે. યુક્તિ કે તર્કથી પરીક્ષા કરવી તેને **અનુમાન પ્રમાણ** કહેલું છે. તેમજ **કહેવાથી, જોવાથી** અને **અનુમાન** એમ ત્રણ પ્રકારે પરીક્ષા કરવાનું પણ કહેલું છે. આ પ્રમાણે વખતે બરાબર જાણી શકાતું નથી. બુદ્ધિમાને તપાસવું કે આ રોગ આવી રીતે જન્મેલો છે, આનું આવું. સ્વરૂપ છે, આવી આની સ્થિતિ છે. આવી કૃતિનો છે, આ શબ્દ, રૂપ, રસ અને ગંધવાળો છે, આવા ઉપદ્રવવાળો છે, આવી રીતે વધે ઘટે છે, આવી રીતે પકડાઇ રહે છે, આવો જુસ્સો બતાવે છે, આવું નામ છે, તથા આવી રીતના ઔષધને લાયક છે. એવી રીતની પરીક્ષા કરવી. પછી રોગીના શરીરનું બળ અને રોગનું બળ તપાસી જે ઔષધને તે લાયક હોય તેવું તેને ઔષધ આપવું એ ઉત્તમ છે.

૩. **પરસેવો**—ચાર પ્રકારથી શરીરમાંથી પરસેવો નીકળે છે. વેળુ ઇત્યાદિની પોટલી બાંધી તેને ગરમ કરી શરીરે શેક કરી પરસેવો કહાડવો. એ રીત

શ્લેષ્મને હણનારી છે. કોઇ પદાર્થનો ક્વાથ કરી તેની બાફ આપીને પરસેવો કહાડવો, એ કફને હણનારી છે. પ્રવાહી પદાર્થનો યોગ કરી પરસેવો કહાડવો એ વાત, પિતને હણનારી છે.

૪. **વમન-ઉલટી**-શરદ, વસંત, અને વર્ષાઋતુમાં વમન કરાવવું નહીં. જે બળવાન, અત્યંત કફના પ્રકોપવાન, ઉછાળાથી અકળાએલા, ધીરજવાન, અને વમન જેને સદતું હોય, તેનેજ ઘણુંકરીને વમન કરાવવું. વિષ દોષથી પીડા પામતો હોય, અજીર્ણ થયેલું હોય, અને કફથી વ્યાપ્ત હોય, તેવા દરદીને મીંઢળના ક્વાથનું પાન કરાવીને વમન કરાવવું, પણ જેની પ્રકૃતિ, અત્યંત કોમળ હોય, જે દુર્બળ, વૃદ્ધ, બાળક અને બીકણ હોય તેવાને વમન કરાવવું નહીં. બાળકને રોગાનુસાર કરાવવા જરૂર પડે તો તેની શક્તિ વિચારી કરાવવું. **ઉલટીની દવા**—કફ વિકારમાં-પીપરમાં સિંધવ મેળવીને તેનું ચૂર્ણ ઉનાપાણીમાં દેવું, પિત્તવિકારમાં કડવી ધીસોડી, અરડુસો, અને લીંબુનું ચૂર્ણ શીતળ જળમાં દેવું-કફ સહિત વાત પીડામાં દૂધ સાથે મેળવેલું મીંઢળનું ચુર્ણ પાવું-અજીર્ણમાં ઉના પાણી સાથે સિંધવનું પાન કરાવી ઉલટી કરાવવી.

૫. **ઉલટીથી થતા ઉપદ્રવના ઉપાય**—ઉલટી કરતાં જીભ બહાર નીકળી આવી હોય તો તેને તલ અને દ્રાક્ષને વાટીને ચોપડી અંદર બેસાડવી. આંખના ડોળા બહાર નીકળે, તો તેને ઘી ચોપડી હળવે હળવે હાથે દબાવવા. જાડાં—જડબાં ઝલાઇ ગયાં હોય તો વાત કફને હરનાર ઔષધનું ટીપું નાકમાં નાખવું-લોહીની ઉલટી થતી હોય તો ચંદન, વાળો, મોથ, ચોખાની ધાણી, મગ, પીંપર, અને જવ એ સઘળાં પાણીમાં પલાળી તે પાણી સાથે પાવું-ઉલટીના અતિયોગથી તૃષ્ણા આદિ ઉપદ્રવ ઉપજેલા હોય, તો આમળી, રસવંતી, વાળો, ચોખાની ધાણી, જળથી ઘસેલું ચંદન, ઘી, મધ અને સાકર સાથે પાવું.

૬. **વિરેચન-રેચ-જુલાબ**—આમ વાયુ, બંધ કોઠ અને પેટના રોગોમાં રેચ આપવો--જે દોષની રેચથી શુદ્ધિ કરવામાં આવેછે, તે દોષ પાછો થતો નથી. બાળ, વૃદ્ધ, ક્ષીણ, બીકણ, થાકેલો, તૃષાતુર, સ્થુળ, ગર્ભિણી સ્ત્રી, નવીન જ્વરવાળો, તરત પ્રસુતાસ્ત્રી, મંદાગ્નિ વાળાને, તથા ઘેલછાવાળાને, એટલાને રેચ દેવા નહીં; બાકીના રોગવાળાને રેચ ફાયદા કરતા છે. તે પણ-કારતક બેસતાં અને ફાગણ માસમાં લેવો ઉત્તમ છે, પણ શરદ, વસંત અને વર્ષાઋતુમાં તો લેવોજ નહીં; કેમકે તે વખતમાં બરાબર નહીં લાગવાથી નુકશાન કરેછે-**રેચનીદવા**—જેને હલકો રેચ લેવો હોય તેને દ્રાક્ષ, દૂધ અને એરંડી તેલનો આપવો. સાધારણ રેચ લેવો હોય, તેને નસોતર, કડું, તથા ગરમાળો એનો આપવો અને જેને તિક્ષણ રેચ લેવો હોય તેને થોરનું છીર, નેપાળો અથવા દારૂડીનો આપવો. રેચ લાગ્યા પછી ચોખા, મગ રાંધી ઘી સાથે ખાવા. તેમાં ઠંડું પાણી, પરિશ્રમ, તેલ

મર્દન, મૈથુન વગેરેનો ત્યાગ કરવો. બાળકને તો દેશી કે વિલાયતી તાજા એરંડીઆ તેલનો જુલાબજ આપવો ઉત્તમ છે અગર સોનામુખીની ચાહને દૂધ અને સાકર સાથે આપવી. વારંવાર જુલાબ લેવા એ નુકસાન કરતા છે. માટે જોઇએ ત્યારેજ વિચારી લેવો જોઇએ.

૭. **દાંતનું આવવું**—બાળક છ સાત માસનું થવા આવે છે, ત્યારે દાંત આવવા માંડે છે. એ વખતે તેમને ઝાડો, ઉલટી, તાવ, ઉધરસ થઇ આવે છે, તથા દાંતની પીડાથી ઉંઘ આવતી નથી.

**ઉપાય**—દાંત આવવાની જગા ફૂલેલી જણાય, તો તેપર માંખણ ઘસવું, તેથી વેદના થોડી થાય છે અને દાંત પણ ધીરે ધીરે ઉપડી આવે છે. ધાવણીનાં ફૂલ, પીંપર એને આમળાના રસમાં વાટી ચોપડવાથી દાંત તરત આવે છે.

૮. **ભરાઇ જવું**—વર્ષાદ વગેરેની શરદી લાગવાથી અને કફના વધારાથી આ રોગ થાયછે. તેથી ઉલટી થાયછે અને તાવ આવે છે, છાતીને માથું દુઃખે છે અને અશક્ત થઇ જાય છે.

**ઉપાય**—અતિવિષની કળી અને લવીંગ પાવું, આદુનો રસ મધમાં મેળવી પાવો, તેમજ અરડુસીનો રસ પાવાથી પણ ફાયદો થાયછે. અરડુસીનાં પાન છાતીએ બાંધી શેક કરવો. ગોરોચન ઘસીને પાવું. તેથી પણ ઠીક થાયછે.

૯. **લાળ**—બાળકના મોંમાંથી લાળ ઝરેછે–તે તેના લુગડાંપર ભરાઇ રહેવા દેવી નહીં તેથી તો શરદી થાયછે. **ઉપાય**–લોદર, ગોરોચન, અને તલ, એનો ક્વાથ કરી મધ સાથે પાવો.

૧૦. **ગાલ પચોરીઆં**—આ રોગ બાળકને થાય છે. એ ચેપી રોગ છે. ગાલસુણી જાય છે, તેથી વખતે થોડો ટાઢ આવી તાવ આવે છે. વખતે એ ગાલપરના ગાંઠામાં દરદ થાય છે, પણ ચાર પાંચ રોજે મટી જાય છે. **ઉપાય**—એક હલકો જુલાબ આપવો, ગાંઠાપર શેક કરવો. ખોરાક હલકો દેવો. સોના ગેરૂ વાટીને ચોપડવો. રાસ્ના, સુંઠ, બીજોરાનું મૂળ, ચિત્રક, દેવદાર, અને અરણીનાં મૂળ એ સમભાગે લઇ પાણીમાં વાટી ચોપડવાં.

૧૧. **ધૂળ કે માટી ખાવી**—આ ટેવ કેટલાંક બાળકને હોય છે. તે માટે તેની ઘણી સંભાળ રાખવી. આ ટેવ માતાની બેદ્દિકરાઇનુંજ કારણ છે. તેથી તેના હાથ પગ દોરડી થઈ પેટ વધી જાય છે. શરીર ગળતું જાય છે અને એથી વખતે મરણને પણ પામે છે. માટે તે ન ખાય તેવી સંભાળ રાખવી.

**ઉપાય**—વરીઆળી, ગંધક, એલચી, ઓદાર, એનું ચૂર્ણ બે વાલ ધાવણ કે ગાયના દૂધમા પાવાં. તેથી રેચ લાગી પેટમાંનો બિગાડ નીકળી જશે. રેવંચીનો શીરો પણ પાવાથી તેવોજ ફાયદો થાય છે.

૧૨. **પેટમાં ભાર રહેવો**—બાળક કે તેની મા ખાવા પીવામાં સંભાળ

રખતી નથી તેથી એ રોગ થાય છે. જો વાયડા પદાર્થ ખાવામાં આવે છે તો-પણ થાય છે, ત્યારે ખોરાક પચી શકતો નથી અને પેટમાં દુખે છે.

**ઉપાય**—એરંડીઆ તેલનો કે રેવંતીના શીરાનો અથવા ગરમાળાના ગરનો રેચ આપવો. તેથી ઝાડો સાફ થઇ બીગાડ નીકળી જશે. જવ કે એરંડીની ખીર પેટપર ચોપડવી. કરીઆતુ ને સોનામુખીની ચાહ કરી ગોળ સાથે પાવી તેથી ઝાડો સાફ આવી પેટ હલકું થશે.

૧૩. **આમણ**—બાળકને જુલાબ વારંવાર આપવાથી, નબળાઇથી, ઝાડે જતાં કરાંજવાથી, ઝાડે ઘણીવાર બેસી રહેવાથી આ દરદ થાય છે. **ઉપાય**—જુલાબ નહીં આપવો પણ સાફ દસ્ત થવા માટે પેટે એરંડીયું તેલ ચોપડવું. ઠંડા પાણીનો રૂમાલ બાંધવો. પાણીમાં મીઠું મેળવી તેમાં ત્રણ ચાર ઇંચ ઉંડા પાણીમાં ચાર પાંચ મિનીટ બેસાડવું. બકરીના દૂધથી મળદ્વાર ધોવું અને આંબલીના કચુકાનો લોટ દાબવો. તેથી બેસી જશે. વખતે બે હાથના અંગુઠા વતે તેને તેલ જરા લગાડી ધીરેથી દાબી દેવી. ને મળદ્વારાપર લૂગડાની ગાદી રાખી લંગોટ વાળવો. કલાઇ સફેતા તથા કાંટાનું માયું સરખે ભાગે લઇ વાટી દરરોજ ભરભરાવવાથી ઉંચે ચડી જાય છે. તે પાછી નીકળતી નથી.

૧૪. **વધરાવળ**—એ વાયુથી પેદા થાય છે. તેથી પેડુ અને વૃષણની અંદર દુ;ખે છે, વખતે વૃષણ મોટાં થાય છે. **ઉપાય**—શેરગુંદર, ઝરેર, સુવા, શીંગરોટીનાં મૂળ, મરડાશીંગ, વાવડીંગ, ઇંદ્રજવ, કાંકચ, એરંડી, એ સમ ભાગે લેઇ તેને કપડછાંણ ચૂર્ણ કરી ટાઢા પાણીમાં આપવાથી તરત મટે છે.

૧૫. **ખસ ને લુખસ**—એ બે જાતની થાય છે. એકજાતની ફોડકા થયા વગર શરીરમાં ચર આવે છે. તેથી ખણી ખણીને લોહી કાઢે છે. બીજી પ્રથમ ધોળા ને પછી પીળા ફોડકા ઉપડે છે, તેમાંથી પરૂ નીકળે છે. **ઉપાય**—પ્રથમ એક જુલાબ આપવો. ઉટીઓ ગંધક તેલમાં મેળવી મસળવો. સુખડનું તેલ, કપૂર, અને લીંબુનો રસ સમ ભાગે લઇ મેળવી ચોપડવાં. મજીઠ સાકર એ બન્ને પૈસાભાર, સુનામુખીને જીરૂં એ અકેક પૈસાભાર એ સઘળાં ઝીણા વાટી તેને મજીઠાદિ ચૂરણ કહે છે. તે સવાર સાંજ ઉના પાણીમાં તોલો ૧ પ્રમાણે સાતરોજ લેવાથી ગમે તેવા ચામડીના દરદને મટાડે છે. બાળકને તેની ઉમરના પ્રમાણમાં આપવું, બાવચી તોલા ૨, ગંધક તોલા ૧|, સંચળ તોલા ૧|, એ ત્રણને બારીક વાટી કપડછાંણ કરી ગાયના તાજા ઘીમાં મેળવી જ્યાં ખસ હોય ત્યાં ઘસી ચોપડવું. તેથી તરત મટી જશે.

૧૬. **ગોળો—પેટપીડ**—એ વા, ગરમી કે શરદીથી થાય છે. જો તે શરદીથી હોય તો ખાટા ઓડકાર આવે છે. ખાધેલું પચતાં વાર લાગે છે. **ઉપાય**—**ચણુકખાબ, અકલગરો, સુંઠ, મરી, પીંપર, એ સર્વે સમભાગે લઇ ખાંડી ઝીણા**

ભુકો કરવો, તે દરરોજ મધમાં મેળવી ચાટવાથી મટશે. જો ગરમીની અસરથી હોય તો ખાધેલું પચે પણ ગરમીના જોરથી દરદ ભરેલો ઓડકાર આવે છે. પાણીની તરસ લાગે છે. **ઉપાય**—વાંસકપૂર, બોરના ઠળીઆ, એલચી, સુંઠ, કેસર, કપૂર, કસ્તુરી, એ સઘળાં સમભાગે લઇ, ઝીણાં વાટી તેમાં ત્રણ ભાગ ખાંડ ભેળીને દરરોજ સવારે હથેળી ભરીને ખાવું. બદહજમીનો ઇલાજ લાંઘણ છે, જો જાયફળ, મધ સાથે આપે તો પણ ફાયદો થાય છે. સુકું લીંબુ મોંમાં રાખવું. જો ઓકારી આવે તો સડકચુરો પાવાથી ફાયદો થાય છે.

૧૭. **હેડકી**—એ વાયુથી કે શરદ વાયુથી ઉપડે છે. **ઉપાય**—ફટકડી ફૂલાવી રતી ૪ ખાય તો તે મટે, કુંવારના રસમાં સુંઠનો ભુકો મેળવી ચાટવો.

૧૮. **મસા**—મોઢે, માથે, અને ગાલે થાય છે. એ ઘણા ખરાબ લાગે છે. **ઉપાય**—પાપડીઓ ખારો દેવતાપર ફુલાવી સફેદ થાય, ત્યારે કાઢી લેવો. તેજ બરોબર કળીચુનો મેળવી, તેમાં ત્રીજે ભાગે ડુંગળી નાંખી, પછી તેને બારીક ખરળ કરી મસા ઉપર ચોપડવો. તેથી મટી જશે. મીઠું અને કૂવાનું પાણી એ બંને મેળવી મસા ઉપર ચોપડવાથી પણ મટે છે. સરકો લગાડવાથી પણ મટેછે. ઘોડાનો મોવાળો તાણી બાંધવાથી પણ ખરી પડે છે.

૧૯. **તાવ-જવર**—એ રોગ શરદ, વસંત અને ગ્રીષ્મઋતુમાં વિશેષે કરીને આવે છે. પ્રથમની બે ઋતુમાં આવે છે. તેનું કારણ છે કે વર્ષાઋતુમાં એકઠું થયેલ પિત્ત શરદ ઋતુમાં સૂર્યના કીરણોથી પીંગળીને જવર ઉત્પન્ન કરેછે. તેમજ હેમંત ઋતુમાં એકઠો થયેલો કફ વસંત ઋતુમાં સૂર્યના કીરણોથી પીંગળીને જવરને ઉપજાવે છે. એવો આ ઋતુનો સ્વભાવ છે. તાવ જે ઋતુમાં આવે, તે વખતે ખાવા પીવાની ઘણી સંભાળ રાખવી. આ રોગ ખાવા પીવાની અયોગ્યતાને લીધે વાત, પિત્ત, અને કફ એ ત્રણ દોષો કોપી જવરને પેદા કરે છે. એ વાતજવર, કફજવર, વિષમજવર, વગેરે નામથી ઓળખાય છે. રૂક્ષ, લઘુ, શીત પદાર્થોનું સેવન. કસરત, વમન, વિરેચન, ઉદ્વેગ, શોક, ઉજાગરો, ઇત્યાદિકથી ઉત્પન્ન થાય છે. નખ, આંખ, મૂત્ર, ઝાડો, અને ચામડી એ રાતાં થાય છે, ફેર આવે છે, સાંધા, કેડ, પડખાં, અને વાંસો એ દુઃખે છે. મોં સ્વાદ વગરનું થાય છે, કંઠમાં શોષ થવો. સુકી ખાંસી આવવી. અરૂચી થવી, બગાસાં આવવાં, માથું દુઃખવું એ તેનાં લક્ષણ છે. **ઉપાય**—દેવદાર, ગળો, સુંઠ, પીપરીમૂળ, એનો કવાથ પાવો. કરીઆતું, કડું, લવિંગ, પીંપર, તુળસી એનો કવાથ પાવાથી પણ ફાયદો થાય છે.

**પિત્તજવર**—ખાટું, ખારૂં, ગરમ, તીખું, વગેરે ખાવું, અજીર્ણમાં જમવું, વગેરે કારણથી પિત્ત કોપે છે. એથી મોં તીખું લાગે છે, નાક, મોં કંઠ, હોઠ, અને તાળવું પાકી આવે છે. તરસ, ભ્રમ, મોહ, મૂર્છા, પિત્તની ઉલટી થવી, અતિસાર

થવો, અન્નપર અરૂચી, પરસેવો, નખ, આંખ, મોં, મૂત્ર, ઝાડો, અને ચામડીનું રાતું થવું અને ઠંડા પદાર્થપર રૂચી એ પિત્તજરનાં ચિન્હ છે. **ઉપાય**—લીંબડાની અંતર છાલ, ગળો, દ્રાક્ષ, જેઠીમધ, કડું, ને મોથ, એનો ક્વાથ કરી પાવો. અ-થવા લીંબડાની અંતરછાલને કે લીંબડાની ગળોને વાટી તોલા ૨ સવાર સાંજ પા-વાથી આરામ થાય છે. તાંદળજાની ભાજીથી ઉલટી, તૃષા, આગ એ મટે છે. **કફજ્વર**—એ મધુર, ભારે, ઠંડુ, ખાટું, ખારૂં, દિવસે સુવું, હર્ષ એ વગેરેથી કફ-જ્વરને ઉપજાવે છે. એની વસંતકાળમાં ઘણું કરી ઉત્પત્તિ છે. શરીર ભારે થવું, મોંમાં મીઠાસ થવી, ઉબકો આવવો. ઉલટી થવી, જઠરાગ્નિમંદ પડવી, ઓડકાર આવવા, નિંદ્રા, ત્રષવી, આળસ આવવું, શ્વાસ ચડવો, તથા મોં, નખ, મૂત્ર, ઝાડો અને ચામડીનું ધોળું થવું તથા ગરમ પદાર્થોપર પ્રીતિ થવી. એવાં ચિન્હો થાય છે. **ઉપાય**—ગળો, પીંપર. સુંઠ, અને ભોરીંગણી, અરડુસીના પાન, કીસગરી, એ સમાન લઇ તેનો ક્વાથ કરી પાવો. નાગરમોથ, પાવાથી પરસેવો છૂટી તાવ હલકો પડે છે, ને હુશીઆરી આવે છે.

**ટાઢીઓ તાવ**—એમાં મસ્તક પીડા, સાંધાનું ફાટવું. મૂખસુકાવું, ઉ-લટી, તરસ, અરૂચી, નિંદ્રાનો નાશ, બગાસાં આવવાં, ટાઢ ચડવી, પરસેવો વારં-વાર આવવો, શરીરમાં સાધારણ બળતરા, શરદી જણાવી, ઉધરસ આવવી, એ તેનાં ચિન્હો છે. રોજીઓ, એકાંતરીઓ, ચોથીઓ વગેરે આનાજ પ્રકાર છે. **ઉપાય**—ટાઢ ચડે તો પ્રથમ ગરમ કપડાં ઓઢવાં, ઉંના પાણીની બાટલીથી શેક કરવો. ગરમ ચાહ પીવી, તાજી હવા ઓરડામા આવવા દેવી,—અતિવિષ, કરીઆતું મોથ, એ સમભાગે ક્વાથ કરી તાવ ન હોય ત્યારે પાવો. તાવ ન હોય ત્યારે કવીનાઇન પણ ઉત્તમ છે, તે આપવું. કાંકચ અને કાળાં મરી એ સમભાગે લઇ આપવાથી રોજીઓ, એકાંતરીયો, ચોથીઓ વગેરે તાવ ઉતરી જાય છે. લીંમડાની અંતરછાલને ઉકાળી તોલા ૨॥ થી ૫ સુધી તાવ હોય ત્યારે ત્રણ ત્રણ કલાકે આપવી. તેથી તાવ ઉતરી જાય છે, **વિષમજ્વર**—એમાં બધા તાવનાં કેટલાંક લક્ષણો હોય છે. એ તાવ ફરી ફરી ઉથલો કરે છે. માટે આ વખતે ઘણી સંભાળ રાખવી. **ઉપાય**—ઝાડો સાફ ન આવતો હોય, તો આંમળાં, હરડે અને ધમાસાનો ક્વાથ ઠંડો થાય, ત્યારે આપવો. કરીઆતું, કડું, મોથ, ખડસલીઓ, પટોળ, લીંબડાની અંતરછાલ, કાળી દ્રાક્ષ, ગળો, ગરમાળાનો ગર એ સર્વનો ક્વાથ પાવાથી ઉતરી જશે.

**સૂચના**—જે ઋતુમાં તાવ આવવાનું લખ્યું છે, તે ઋતુમાં ખાવા પીવાની સંભાળ રાખવી. તાવ આવવાના ચિન્હ જણાય તો પ્રથમ લાંઘણ કરી નાંખવી. લાંઘણ એ તેને અટકાવે છે. તે પછી પણ ચોખાને મગના પાણીનું સેવન થોડા રોજ કરવું. અને હલકો ખોરાક લેવો.

૨૦. **શૂળ કે ચુંક**—એ વા અને શરદી થવાથી, તેમજ પેટમાં ખી-

આડ થવાથી થાય છે, એથી પડખે ચુંક આવે છે. ઉપાય—હરડાં, બેડાં આમળાં, કડું, ગરમાળાનો ગર એનો ક્વાથ પાવો. અથવા હીમજ, અતિવિષ, હીંગ, સંચળ અને ઇંદ્રજવ એ સમભાગે લઇ બારીક ભૂકો કરી તેમાંથી તોલો ાા ગરમ પાણી સાથે લેવાંથી વાયુ અગર શૂળ બંધ થશે.

૨૧. કોલેરા—આ રોગ ઘણો દુષ્ટ છે. એ બે રીતે હુમલો કરે છે. પ્રથમ તો એકલોજ થોડો થોડો ઝાડો થાય છે. જો તેને બંધ કરવામાં નથી આવતો તો વધારે જોર કરે છે. ઝાડાને રસ્તે જે પડે તે ગધાતું નથી, પણ ચોખાના ધોવણ જેવું હોય છે, ઝાડો કબજ થતો નથી, દરદ થતું નથી, આંતરડાં ખેંચાતાં નથી. સખત ગોટલા ચડે છે, થોડી વારમાં બધું જોર જતું રહે છે, આખું શરીર, જીભ, અને શ્વાસ તદન ઠંડા પડી જાય છે. નખ આસમાની રંગના થઇ જાય છે, પાણીની તરસ ઘણી લાગે છે, અને ઉલટી ઉપરા ઉપરી થાય છે, આંખમાં ખાડા પડે છે. અને અવાજ બદલાઇ જાય છે. બીજી જાતનાં કોલેરામાં કસી ચેતવણી મળતી નથી, ઉલટી, ઝાડો કે ગોટલાં એ કશું થતું નથી, અને એ રોગ થયો છે એવું રોગીને માલમ પડતું નથી, પણ એટલુંજ કહે છે કે મને નબળાઇ જણાય છે. એ નબળાઇ એકદમ વધી જઇ શરીર ઠંડુ પડી જાય છે, અને મરણ પામે છે. આ રોગમાં જેને પેટમાં દુઃખાવ થતો નથી, તે ઘણું કરી મરી જાય છે, પણ પેટમાં દુઃખી દુઃખીને ઝાડો થાય છે એ સ્થિતિ સુધરવાની નિશાની છે. ઝાડા થવા ઉપરથી બીક ન રાખવી, પણ વખતે જેને નથી થતો કે થોડો થાય છે, તેને માટે ભય રહે છે. ઉપાય—સુકાં મરચાં, ને મીઠું ઉકાળીને અરધા કલાકે પાવું. પછી ૧૦ ઘઉં ભાર કાળા સૂકાં ધંતુરાનાં ફુલનો ભૂકો, કાળાં મરી, અને મધ એ ત્રણે મેળવી ઝાડો બંધ થતાં સુધી આપવો. ઝેરકચોળું ઉકાળી કે ઘસી પાવું. રોગિના ખાટલા પાસે કપૂર બાળવું. તમાકુની બીડીની પેઠે કપૂરની બીડી કરી પીવી. હાથ પગે શેક કરવો, ગોટલા ચડે ત્યાં હીંગના પાટા બાંધવા અગર રાઇ વાટી પ્લાસ્તર મારવો. તેને ઉઠવા બેસવા નહીં દેતાં બિછાનામાંજ સુવાડી રાખવો. શરીર થંડુ થાય, તો ગરમાવો આવે એવાં ઓષડ આપવાં. આકડાના મૂળની છાલનો ભૂકો અને કાળાં મરીનો ભૂકો સમ ભાગે મેળવી આદુના રસમાં કે સુંઠના પાણીમાં ચણા જેવડી ગોળી વાળવી, તેમાંથી એકથી બે ગોળી અડધા અડધા કલાકે આપવી. ઉલટી કરી કાઢી નાંખે તો તરત બીજી આપવી ને ઉલટીબંધ થાય ત્યાં સુધી આપ્યા કરવી. એ ગોળી ઉપર બીજી દવા આપવી નહીં; કેમકે તેનો ગુણ જણાતો નથી. તરસ લાગે તો ધાણા ને વાળાને ઉકાળી થંડા કરી આપ્યા કરવું, અથવા લવીંગ, જાયફળ, કે નાગરમોથનું પાણી ઉકાળીને પાવું, ચોખી ચાહ પાવી, કોલનવાટરમાં કપૂર મેળવી તે પાવાથી પણ ઘણો ફાયદો થાય છે. ઝેરી નાળીએરના કોપરાનો ભૂકો બે આનીભાર ખાંડી પાણી સાથે

આપવો. ઉલટીથી નીકળી જાય તો ફરી પેટમાં ટકે ત્યાં સુધી આપવું. તેથી તરત ફાયદો થાય છે. સૂચના—આ રોગવાળાને અફીણ વાળી કોઇ દવા આલવી નહીં.

૨૨. નેત્ર રોગ—આ રોગમાં આંખો લાલ થાય છે. લાહે બળે છે, ચીપડા વળે છે, સોજો ચડે છે, પાણી ઝરે છે. અને વેદના થાય છે. એ ગરમી કે વાથી થાય છે. ઉપાય—આ રોગીને હલકો જુલાબ આપવો. આંખ ઉપર છાંયો રાખવો. થોડા રોજ ઘર બાહાર નીકળવું નહી, આંખ ઉપર ગરમ પાણી કે ખસખસના ડોડવાને ઉકાળી તેનો શેક કરવો. ફટકડી ઘઉં ૬ ભાર ફુલાવીને પાણી તોલા ૨॥ માં મેળવી તે પાણીથી આંખ ધોવી, રસવંતી, લીંબુનો રસ હળદર, અફીણ, તેને વાટી લોઢાની કડછીમાં ઉનાં કરી, પોપચાંઓ ઉપર લેપ કરવો. લીંબુની ચીરપર, હળદર, ફટકડી, અફીણ, નાંખી ઉનું કરી, ધોળા લુગડામાં પોટલી કરવી, તે આંખને લગાડવી. રાત્રે ચીમેડમાં જરાં મીઠાની કાંકરી નાંખી આંજવી. આંખપર અજમાની પોટલીનો શેક કરવો. સરગવાના પાનનો રસ મધમાં મેળવી, આંખની આજુબાજુ લેપ કરવો. ફુલાવેલી ફુટકડીને પાણીમાં મેળવી તેનાં આંખમાં ટીપાં પાડવાં. તેમજ મોરથુથુને ફુલાવી ગુલાબજળમાં મેળવી આંખમાં ટીપાં પાડવાં. ખીલ પડયા હોય તો મોરથુથુ તેપર ઘસવું. સોજો હોય તો અફીણને ફટકડી સરખાં મેળવી આંખની આજુબાજુ ચોપડવાં. આંખે ઝાંખ મારતી હોય તો મોરથુથુ ૧૫ ઘઉં ભાર, કપૂર ૪ ચઉં ભાર ખળખળતા પાણી તોલા ૬, માં મેળવી તેથી સવારસાંજ આંખ ધોવી.

૨૩. રતાંધળાપણું—જેને દિવસે સુજે પણ રાત્રે મુદલ સુજે નહીં તેનો ઉપાય—ડોડીની ભાજી પાણીમાં બાફી સવારમાં નયણે કોઠે ખાવી. અરીઠાંના બીજને પાણીમાં ઘસી આંજવાં.

૨૪. મોં આવી જવું—ગરમીથી મોં આવે છે. જીભ, તાળવું ને ગાલ પાકી આવી રાતાં થાય છે કે ચાંદા પડે છે, તેપર ઝીણી ધોળા રંગની છાટ કે ડાઘા પડે છે, આ રોગ મોટાં કરતાં બાળકને વધારે થાય છે. ઉપાય—ટંકણખાર ફુલાવી મધમાં મેળવી પીંછી વડે સવારસાંજ ચોપડવો. ફુલાવેલો ટંકણખાર કાથાના ઉકાળામાં મેળવી કોગળા કરવા. ચણકબાબ, એળચી, કાથો, એ ત્રણનો ભૂકો ભરભરાવી લાળ પડવા દેવી. ધોળી તપખીર લગાડી લાળ ઝરવા દેવી.

૨૫. દાંતનું દરદ—દાંતમાં સડો લાગવાથી, અજીર્ણ, વગેરેના કારણથી દરદ થામ છે. ઉપાય—દાંતમાં પોલાણ હોય ને દરદ થતું હોય, તો દાંતને સાફ કરી કપૂર તથા અફીણ મેળવી તેમાં ભરવું. લવીંગ અથવા પેરમીટના તેલનું પુમડું દાંતમાં રાખવું. દાંતના કોહોવાટથી પીડા થતી હોય, તો અકલકરાના ઝાડના ફુલને ચીરીને દુઃખતા દાંત ઉપર દાબવાથી દરદ નરમ પડે છે. સુંઠ, ફટકડી, અકલગરો એ ત્રણ સરખા લઇ ભુંકી દાંતમાં ભરી લાળ પડવા

દેવી. અરીઠાના ઠળીયાનો ગલ અને તેના ઉપરનું પડ બીજાની દાંતપર સૂખી લાળ ગળવા દેવી.

૨૬. **મંજન**—આ મંજનથી દાંતના તમામ દરદ મટી દાંત મજબુત થાય છે, મોં વાસ મારતું નથી. **ઉપાય**—કાથો તોલા ૨, માયાં તોલો ૧ કપુર તોલો ૦।, ચાક તોલા ૪, બાવળની છાલ તોલા ૨, બોરસલીની છાલ તોલા ૪, એ સઘળાને બારીક વાટી ખરળ કરી દાંતે ઘસવાથી ફાયદો થાય છે.

૨૭. **સળેખમ**—એ શરદી કે ગરમીથી થાય છે. શરદીથી બંને નાકનાં નસકોરામાં સોજો થાય છે. તેમાંથી પાણી ઝરે છે. ને તે ગળામાં ઉતરી ખાંસી થાય છે. શરદીથી થાય તે પાણી જાડું ને પરાણે નીકળે છે અને ગરમીથી થાય છે, તે પાણી ગરમ પાતળું વહે છે. **ઉપાય**—શરદી થતું હોય તેણે તમાકુ સુંઘવાનું રાખવાથી થતું નથી. ખસખસ, ધાવણીનાં ફુલ, સુંઠ એ પાણીમાં કવાથ કરી ત્રણ રોજ પીવું. પાણી વગેરે પ્રવાહી પદાર્થ થોડા પીવાં ને મુખમાં સુંઠ, લવીંગ ચાવી રાખયાથી પણ સળેખમ બંધ થાય છે. ગરમીથી થનારે છાસ, સરકો ને જવનો લોટ એ મેળવી ખાવો. હાયફળ, મોથ,કડું, કચુકા, કાકડાશીંગ, ને પોખળ મૂળ એનું ચૂર્ણ મધમાં ચાટવું, અફીણ નાકપર ચોપડવું.

૨૮. **વરાધ—સસણી**—આ રોગ બાળકોને તેમજ મોટાને પણ વખતે વાયુ નળીમાં સોજો થવાથી થાય છે. પ્રથમ સળેખમ થાય છે, શ્વાસ લેવાતો નથી, છાતી દુઃખે છે. તાવ આવે છે. ખાંસી થાય છે. પેસાબ થોડો થાય છે. દીવસ કરતાં રાત્રે દરદ વધારે જણાય છે. ચામડી ફુંકેલી ને ભીની લાગે છે. ખાંસીનો અવાજ લાંબો ને સોરવાળો હોય છે. બીને ચોંકી ઉઠે છે. **ઉપાય**—એ આજારીને ઓરડામાં રાખવો. શીઆળો હોય તો તેમાં સઘડી રાખવી. તેમાં બહુ તાપ રાખવો નહી. ઓરડામાં તાજી હવા આવવા દેવી આકડાનાં મૂળીઆંની છાલનો ભૂકો આપી ઉલટી કરાવવી. તેથી તાવ નરમ પડશે, ને પરસેવો વળશે ને ખાંસી ઓછી આવશે. દસ્ત સાફ લાવવા એરંડીયા તેલનો જુલાબ આપવો. આકડાનાં મૂળીઆની છાલનો ભૂકો ૨૦ ઘઉં ભાર, ધોળી ખાંડ ૩૬ ઘઉંભાર, આ બંનેને મેળવી તેમાંથી ૫ ઘઉં ભાર ચાર ચાર કલાકે આપવું છાતીપર નાગરવલના પાનથી શેક કરવો. છાતીની આજુ બાજુ અજમો વાટી ઉનો કરી લેપ કરવો.

૨૯. **ઉટાંટીસું**—આ ખાંસી નાના બાળકને શરદી વગેરેથી થાય છે. બાળકને ખાંસી વારંવાર થવાથી ગુંગળાવી દે છે. પ્રથમ સળેખમ થઇ પછી એ થાય છે. **ઉપાય**—ફટકડીને ફુલાવી ૫ થી ૧૦ ઘઉં ભાર પાણી સાથે મેળવી ગળામાં પીચકારી મારવી. જો નબળાઇ હોય, તો કવીનાઇન, લોઢાનો અર્ક, અને કોડલીવર ઓઇલ પાવું, એકલું કોડલીવર ઓઇલ પણ ફાયદા કરતા છે. જુલાબ માટે સોનામુખીની ચાહ અથવા એરંડીયેલ તેલ આપવું. ખોરાક દૂધ કે કાંજી આપવો.

૩૦. **આંચકી**—શરીરનું વારંવાર ખેંચાઇ જવું. કમાનની પેઠે વળવું વ-ગેરે થાય છે. આ દરદ બાળકને દાંત આવે છે ત્યારે, તેમજ બીજા આજારમાં થાય છે. તેમજ મોટાને પણ થઇ આવે છે. તે ઘણું કરી મગજમાંથી ઉત્પન્ન થાય છે. માટે મગજ ઉપર થંડા પાણીના પોતાં લપેટયાં રાખવાં. **ઉપાય**—ટંક-ણખારને ફૂલાવી વાલ ૧ ધાવણમાં મેળવી આપવો. ગોરોચન ઘસીને પાવું. પ્રસવ થયા પછી સ્ત્રીને આંચકી આવે, તો કપૂર વાલ ૧, એરંડીઆ તેલ તોલા ૨ા માં મેળવી ગરમ કરી પાણીમાં પાવાથી મટી જશે. તેગજ ડુંગરીનો રસ પાવો પણ ફાયદો કરે છે. ગરમ કરેલા પાણીમાં છાતી સુધી રાખવાથી ફાયદો થાય છે. પાણી સહેવાય તેવું ગરમ રાખવું.

૩૧. **નસ્કોરી ફૂટવી**—એ લાગવાથી, રગ ચીરાવાથી, કે લોહીના વધા-રાથી લોહી પડે છે. **ઉપાય**—બીજકીદરૂ. મજીઠ, અફીણ, ને કરોળીઆના પડની વાટ કરી નાકમા નાખવી. ખેતરની કાળી માટીનો માથે લેપ કરવો ને માટી સુંઘવી, મોરથુથુની પીચકારી નાકમાં મારવી. દાડમના ફુલનો રસ નાકમાં મૂકવો, ફટકડી, ને માયાફળની ભુકી સુંઘવાથી પણ બંધ થાય છે.

૩૨. **ઊંદર, ભમરીને મધમાખીનો ડંખ**—એના ડંખથી પીડા થાય છે. **ઉપાય**—એ ડંખપર ગેરૂ ચોપડવો. થોરનું દૂધ પણ ઠીક છે. તુળસીના રસમાં અફીણ ઘસીને ચોપડવું.

૩૩. **માથામાં ઉંદરી**—એ રોગ થવાથી વાળ ખરી જાય છે. **ઉપાય**—પ્રથમ માથું મુડાવી તે સવાર સાંજ સાબુથી ધોવું. મોરથુથુ ૧૫ ઘઉંભાર શેર ૦ા પાણીમાં મેળવી, તેમાં લૂગડું બોળી ઉંદરી હોય ત્યાં મૂકવું. આ પ્રમાણે કરવાથી પોપડા વળશે. તે ઉખડી સાફ થશે. ગંધક અથવા સુરાખારના તેજાબને પાણીમાં નાંખી તેમાં કપડું બોળી માથાપર મુકવું અથવા ઝીણી હીમજી હરડે દીવેલમાં તળીને તેનો ભૂકો કરી માથાપર લગાડવો.

૩૪. **હડકવા**—કૂતરૂં, શીઆળ વગેરે પ્રાણીને હડકવાથી તે કરડે છે. તેથી હડકવા હાલે છે. જે ભાગપર તે કરડેલું હોય તે જગાને આસપાસ કાપી નાં-ખી લોહી ઝરવા દેવું અગર કારીખાર લગાડવું. અથવા ડંસને ડામ દઇ બાળી દેવો. બીમારને અંધારામાં રાખવો. તેને કસ્તુરી સુંઘાડવી અથવા કુકડવેલને પાણી-માં વાટી એક નવટાંક પાણી પાવું તેથી ઉલટી થશે, જો ન થાય તો ઉલટી થાય ત્યાં સુધી એ રીતે કરવું. એમ દર અઠવાડીએ ઉલટી કરાવવી.

**બળવું-દાઝવું**—અગ્નિથી દઝાય ત્યારે ફોલ્લા ઉપડે છે ને બળતરા બળે છે. **ઉપાય**—કુંવારના કટકાને ચીરી બળેલા ભાગપર મૂકવો. તેનો રસ ચોપડવો અથવા સરકો અને શાહી ચોપડવાં. ગુંદરનો જાડો લેપ કરી માથે ઘઉંનો લોટ ભભરાવવો. મીઠાને તેથી અરધા ચુનાના પાણીમાં મેળવી ચોપડવું. મધ સાથે

કેરોસિન તેલ મેળવી ચોપડવું.

૩૫. **ખોડા—જુ**—માથાના વાળ સાફ નહીં રાખવાથી અંદર ભૂકી જેવું થઇ ઝીણી જીવાત થાય છે તે કરડે છે. **ઉપાય**—પાપડીઆ ખારાને પાણીમાં મેળવી માથું ધોવું, ચણાને છાસમાં પલાળી નરમ થાય, ત્યારે માથે ચોળવા. બે પહોર થાય, ત્યારે માથુ ધોવાથી જુ તથા ખોડો નીકળી જશે. ઉજળી ખાંડ ને લીંબુનો રસ મેળવી માથે ચોળવું અથવા નવસારનો ભૂકો સરકામાં મેળવી ચોળવાથી પણ જુ અને ખોડો બંને નીકળી જાય છે.

૩૬. **ઉલટી-ઝાડો ને પેટમાં દુઃખતું બંધ કરવાનો સિદ્ધ ઉપાય**—ભોરીંગણીના ડોડવાનો રસ, પીંપળીમૂળ, ચવક, ચિત્રક, સુંઠ, એ વાટી મધમાં કે ઘીમાં મળવી ચટાડવાથી બાળકને થતી ઉલટી બંધ થાય છે. વખમો પાણીમાં વાટી પીવાથી પણ બંધ થાય છે. ફુદીનો, અજમો, એળચી, કાળાં મરી, સુંઠ, એળીઓ, અતિવિષ, પીંપર, ઈંદ્રજવ, વાવડીંગ, સંચર એ સમ ભાગે લઇ ચુર્ણ કરી તેની ગોળી ચણા જેવડી કરવી. આ ગોળીથી ઉલટી, ઝાડો, પેટમાં દુઃખવા વગેરે બંધ થાય છે.

૩૭. **આંજણી**—આંખનાં પોપચાં નીચે ઝીણી ઝીણી ફોડકી થાય છે. તે કાંકરાની પેઠે ખુંચે છે. તે ગરમીથી થાય છે. **ઉપાય**—સોઇરો આંજવો, અથવા સિંદુર કે સાહી ચોપડવાથી મટે છે. ઘઉંના થુલા કે આટાનો શેક કરવો. જવ ઘસીને ચોપડવા.

૩૮. **કફ**—છાતી તથા ગળાને એ રૂંધે છે. ઉધરસ ખાતાં છાતીમાંથી પીળા બળખા નાકળે છે. **ઉપાય**—અરડુસીનો રસ મધ સાથે પાવો. છાતીપર શેક કરવો, ચા પાવી, રાત્રે ઉના પાણીમાં મીઠાની કણીઓ નાંખી ચાની પેઠે સુતી વખતે પીવું. વગેરેથી કફ મટે છે.

૩૯. **હરસ**—એ ગુદાની કોરપર થાય છે. તેથી ઝાડો ઉતરતી વખતે પીડા થાય છે. વખતે તેમાંથી લોહી પડે છે. **ઉપાય**—અફીણ તોલો ૦ll, માયાફળની ભૂકી તોલો ૧, માખણ તોલા ૩ માં મેળવી ચોપડાવાં અથવા મરી તોલા ૧, પીંપર તોલા ૨, સુંઠ તોલા ૩, ચિત્રો તોલા ૪, સુરણ તોલા ૧૬ એ સર્વેને વાટી તેની ગોળમાં ગોળીઓ કરી ખાવાથી એ રોગ મટે છે મીઠાનું પાણી ચોપડવાથી મૂળમાંથી કપાઇ જાય છે. છાશ એ હરસનું ઉત્તમ ઓષડ છે. ચુનો, સાજીખાર, ટંકણખાર, મોરથુથુ, એ સમ ભાગે લઇ ત્રણ દીવસ લીંબુના રસમાં પલાળી મસાને ચોપડવાથી મટે છે,

૪૦. **અળાઇ**—એ ઉનાળામાં ગરમીથી ઝીણી ઝીણી ફુણગીઓ થાયછે તેથી ખરજ આવે છે, ને ચટપટે છે. **ઉપાય**—ધમાસો, ખસખસના ડોડવા એને પાણીમાં ઉકાળી તેમાં નહાવાથી મટી જશે. વાળો, શંખજીરૂં, કપૂરકાચલી એ સમભાગે વાટી ચોપડવાં.

૪૧. રતવા—આ એક જાતનો ચેપી રોગ છે. એ ગરમીથી ઉપડે છે. તેમાં ગઠા ઉપડે છે, તે દુઃખે છે, એ જુદે જુદે ઠેકાણે ફરે છે. તાવ આવે છે, ઝાડા થાય છે. વખતે ઉલટી કરે છે. ઉપાય—જુના વાંસની ગાંઠ ઘસી ચોપડવાથી અગ્નિ શાંત થાય છે. હેગકંદ, રતવેલીઓ, કાળો હંશરાજ, ચણકબાબ, વાળો સુખડ, સોનાગેરૂ, એ સમ ભાગે લઇ વાટી ચોપડવાથી તરત મટે છે. ગરમાળાની છાલ અને એકાંનો ભૂકો સમ ભાગે લઇ વાટી ખદખદાવી ચોપડવાથી બધી જાતના રતવા મટે છે.

૪૨. કાનની પીડા—એ વા, ગરમી, નબળાઇ કે લોહી વિકારથી દુઃખે છે. તેમજ કોઇ જીવજંતુ પેસી જવાથી પણ દરદ થાય છે. ઉપાય—વાથી કાન દુઃખતો હોય તો સ્ત્રીનું દૂધ અમર ધૂપેલ તેલને ગરમ કરી ટીપાં પાડવાં. લોહી વિકારથી દુઃખે તો ફસ ખોલાવવી ને ધુપેલ તેલમાં સમુદ્રફીણ કકડાવી તેનાં ટીપાં પાડવાં. કીડા પડ્યા હોયતો તે એળીઆને ગાયના દૂધમાં ઉનું કરી કાનમાં રેડવાથી કીડા મરી જશે. પરૂ નીકળતું હોય તો ટંકણખાર ખાંડી ઝીણો ભૂકો કરી ભરભરાવવો, ને ઉપર લીંબુના રસનાં ટીપાં પાડવાં. કાન બહેરા હોય તો આકડાના પાંદડાં દેવતા ઉપર ઉનાં કરી તેના રસનાં ટીપાં દીન ૧૫ સુધી પાડ્યા કરવાં. ઉંટના મૂત્રનાં ટીપાં પણ તેવોજ ફાયદો કરે છે તે સુતી વખતે પાડવાં.

૪૩. દમ—હાલતાં ચાલતાં શ્વાસ ચડી આવે છે. છાતી ને ગળામાં કફનો જમાવ થાય છે. વખતે બળખા ચીકણા નીકળે છે. જો તરત ઉપાય નથી થતો, તો એ રોગીનું શરીર નબળું પડી જાય છે. ચોમાસામાં ને શિયાળામાં શરદીથી એનું જોર વધે છે. જ્યારે તે ઉપડે છે, ત્યારે શ્વાસોશ્વાસ લેતાં ગુંગળાઇ જાય છે. ઉપાય—એળીઓ મધ સાથે ચાટવાથો ફાયદો થાય છે. મોથ, ખેર, મરી, પીંપર, વાવડીંગ, ચીત્રો, સુંઠ એ સમ ભાગે લઇ, ખાંડી ચાળી દરરોજ સવારે તોલા ૦ા ખાવાથી શ્વાસ, પાંડુરોગ, કમળો, શૂળ, તથા વાનો ગોળો એ સર્વ મટે છે.

૪૪. ખીલ—ગરમીથી થાય છે. જુવાન માણસને નાક, ગાલ, અને કપાળે થાય છે. ઉપાય—મઠનો લોટ સરકામાં ભીંજવી મોંપર ચોપડવો. અથવા દ્રાક્ષના ઝાડનું લાકડું બાળીને તેની રાખ સરકામાં મેળવી ચોપડવી.

૪૫. મરડો-ઝાડો—એ ચોમાસાની શરદી અને વાયુથી થાય છે. એથી ઝાડા સાથે લોહી અથવા જળસ પડે છે. ઉપાય—અરડુસો પૈસા ૧ ભાર, સાથે સાકર તેટલીજ મેળવી દૂધમાં પીવો. લોહી તથા આમવાયુથી મરડો થયો હોય તો પેટમાં આંકડી આવે છે. ઝાડા સાથે લોહી તથા આમ પડે છે. ઘડીએ ઘડીએ મરડો આવે છે અને ઝાડો કરતાં જીવ ગભરાય છે. કઠણ ઝાડો થાય તો તાવ પણ આવે છે. જીભ ઉજળી થાય છે, પેડુમાં દુઃખે છે, ઝાડે ફરતાં પીડા થાય

છે,તોપણ સાફ ઝાડો ઉતરતો નથી. થોડાંક આમ તથા લોહીનાં ટીપાં પડે છે.

ઉપાય—સુંઠ, ને વરીઆળી એકેક તોલો લઇ ખાંડી શેર ૦ા પાણીમાં ઉકાળવાને નવટાંક પાણી રહે, ત્યારે ઉતારી તેમાં વિલાયતી ચોખું એરંડીયું તેલ તોલા ૨ાા નાખી થંડા કરી પાવું. તેથી દસ્ત સાફ થશે, જો બરાબર ન લાગે તો એક દીવસ જવા દઇ, બીજે દિવસ તેજ પ્રમાણે પાવું. તેથી કસર નીકળી જશે. પછી હીમજીહરડે ને ધીમાં તળીને તેમાં થોડી તળ્યા વગરની નાખી ભૂકો કરી, તેમાં તેટલીજ ખાંડ ભેળવી ફાકવાથી બધી પ્રકારના મરડા મટે છે. શંખજીરૂં, ખાંડમાં ભેળવી ત્રણ ત્રણ કલાકે ફાકવાં અગર મરડાશીંગ, મોચરસ, અતિવિષ, કાકડાશીંગ, સુંઠ, જાયફળ, ભાંગ, અફીણ, બીલીનોગર, ધાવણીનાં ફુલ, ઇંદ્રજવ, ને જાવંત્રી આ સમભાગે લઇ ખાંડી કપડછાણ કરી ચણીઆબોર જેવડી ગોળીઓ કરવી. દિવસમાં ત્રણ વખત એકેક ગોળી લેવી, અને પેટપર શેક કરવો. સુંઠ, વરીઆળી, હીમજ એ ત્રણ સગભાગે લેવા. હીમજને એરંડીયા તેલનો કરમો દઇ શેકવી ને વરીઆળીને પણ એરંડીયાનો કરમો દઇ જરા રતાશપર શેકવી, પછી બધાને ઝીણા ખાંડી સાકર સાથે તોલો ૦ા થી ૦ાા ફાકવાથી ગમે તેવો મરડો મટે છે. ખોરાક હલકો લેવો.

૪૬. મુત્રકચ્છ—એ રોગ શરદી કે ગરમી વગેરેના કારણથી પેસાબ બંધ થાય છે; ત્યારે દરદી ઘણો અકળાય છે. ઉપાય—ઇંદ્રવયણાની જડ વાટી પાવાથી ઝાડોને પેસાબ બંને થશે. કળથી ઉકાળી તેનું પાણી પાવાથી ફાયદો થાય છે. ડુંગળી ગોખરૂ, કપાસના બીજ, કાકડીનાં બીજ, એ ચારે ઓષડ સમભાગે લઇ પાણીમાં ઉકાળી સાકર ભેળવી પાવાં, તેથી એક પહોરમાં પેસાબ છુટશે. ડુંટી ને પેડુપર પાણીનો શેવાળ મૂકવો. કેસુડાનાં ફુલ બાફી બાંધવાં, મુલતાની માટીને ધસીને ડુંટીપર લેપ કરવો. કપૂર અથવા સુરોખાર પેસાબ માર્ગમાં દાખલ કરવાથી છુટેછે. ચણકબાબ, સોનામુખી, અળસી, પાખાણભેદ, સુરોખાર, એનું ચૂરણ આપવાથી પણ છુટે છે.

૪૭. કોયલા—એ રોગ લોહી વિકારથી અગર નબળાઇથી કે ગરમીથી થાય છે, ત્યારે ગળામાં દુઃખે છે, થુંક પણ વખતે ઉતરી શકતું નથી, ઉપાય—પાકેલા અંજીરને પાણીમાં ઉકાળી કાચના શીશામાં ભરી રાખવું તે એક અઠવાડીઉ પીવાથી મટે છે. ધઉંના લોટની પોટીશ ગળે બાંધવાથી પણ મટે છે.

૪૮. મોમાંથી લોહીનું પડવું—એ ગરમી વગેરે કારણથી પડે છે. ઉપાય—અરડુસો તોલો ૧ તથા મધ તોલા ૧૦ એ બે ભેળાં કરી દરરોજ સવારે ચાટવાથી લોહી બંધ થશે.

૪૯. ગળું પડવું—એ બાળકને પછડાવા વગેરે કારણથી પડે છે. ઉપાય—સિંધવ, વજ, બાબચી, હળદર, મરી, પીંપર, એ સઘળાં સમ ભાગે લઇ ખાંડી કપડછાણ કરી મધ સાથે ચાટવાથી મટે છે.

૫૦. **છાંઇ-કરોળીઓ-ચીતળી**—તે હાથ, પગ, છાતી, મોં વગેરે ઠેકાણે જરા ધોળાસ મારતાં ચાઠાં પડે છે. તે ઘણું ખરાબ લાગે છે. ઉપાય થતો નથી, તો તે વધ્યે જાય છે. **ઉપાય**—તેલીઓ દેવદાર, લીંબુના રસમાં ઘસીને ચોપડવાથી મટે છે. બહેડાં કે તલનાં ફુલને ચોપડવાથી પણ મટે, બાબચી લીંબુના રસમાં વાટી ચોપડવાથી પણ મટે.

૫૧. **પાડું ને કમળો**—એ કલેજામાં પિત ભેળું થવાથી, ફિકરથી તથા ફેફસાં ને મગજના રોગથી અને તાવથી પણ થાય છે. તે આંખોના ડોળાં, નખ, પીળા થાય છે, મોં પીળું થઇ જાય છે ને વખતે કોઇને શરીર પણ પીળું પડતું જાય છે. **ઉપાય**—બેર, પીંપર, ચિતરો, સડકચુરો, સુંઠ, વાવડીંગ, એ સર્વે સમાન લઇ બારીક કરવું, તેમાં લુહારની કોહોડમાં લોઢું ઘડતાં લોઢાની જે ઝેણુ પડે છે—કાટ પડે છે તે. તેનો બારીક ભૂકો ખરળ કરીને બાજી ઔષધીથી બમણો નાંખી નિત્ય સવારગાં ખાવાથી કમળો, પાડુંરોગ મટી જાય છે. ત્રિફળાનાં પાદડાં આપવાથી પણ કમળો મટે છે.

૫૨. **આધાશીશી**—એ શરીરની નબળાઇથી, ગરમી કે શરદીથી નિત્ય સૂર્ય ઉગે ત્યારથી બપોર સુધી અરધું માથું દુઃખે છે તેથી કશું ચેન પડતું નથી. **ઉપાય**—વજ, પીંપર, મરી, સુંઠ એ સર્વે પાણીમાં વાટી ગાળી નાકમાં સુંઘવાથી આરામ થાય છે. તુળસીનો રસ ધંતુરાના રસ સાથે સુંઘવાથી પણ મટે છે.

૫૩. **માથું દુઃખવું**—એ વાત, પિત્ત અને શરદીથી દુઃખે છે. વખતે બીજા રોગના કારણથી પણ તે રોગ સાથે દુઃખે છે. **ઉપાય**—સુંઠ અને કનેર સમ ભાગે લઇ વાટી ત્રણ ગણા ગાયના ઘીમાં મેળવી, સુંઘવાથી ગમે તે પ્રકારથી માથું દુઃખતું હશે તે મટી જશે. જો વાથી દુઃખતું હોય તો એરંડાની જડ છાંયે સુકવી પાણીમાં ઘસી માથે ને પગને તળીએ ચોપડવાં. જો ગરમીથી દુઃખેતો સુખડ ઘસીને ચોપડવી. ચીતરાછાલ ઘસીને ચોપડવી.

૫૪. **ઉધરસ-ખાસી**—એમાં પ્રથમ સળેખમ થઈ ને છાતીમાં કફ જામે છે. તેથી અગરતેલ, મરચાં અને ખોરી ચીજના ખાવાથી, ગરમી તથા શરદી તથા છાતીના બિગાડથી થાય છે. તેમજ શ્વાસ લેવાની નળીઓ તથા ફેફસાનાં પડમાં સોજો તથા ખખડાટ થવાથી, ગળાને, શરદી લાગવાથી, ધુળ અને બીજાં રજકણો શ્વાસમાં જવાથી, ખાંસી-ઉધરસ થાય છે. **ઉપાય**—કાકડાશીંગ, દરાખ, પીંપર, કાયફળ, અને સુંઠ, આ સમ ભાગે લઇ તેનું ચૂર્ણ મધ સાથે ૩૦ ઘઉ ભાર ચાટવાથી ઉધરસ, તાવ દમ, અને સસણી મટે કાકડાશીંગ, આંતાવખ, પીંપર એ સમભાગે લઇ ચુર્ણ કરી મધમાં ચટાડવાથી બાળકની ખાંસી મટે છે. સાકર તોલા ૧૬, વાંસકપુર તો. ૮, પીંપર તો. ૪, એલચી તો. ૨, તજ તો. ૧, એનું ચૂર્ણ કરવું, તેને સીતોપલાદી ચૂર્ણ કહેછે. તે મધ અને ઘી સાથે ચાટવાથી સર્વે

પ્રકારની ઉધરસ, કફ, દમ, ક્ષય, એ રોગને મટાડે છે.

૫૫. શૂળ-ચુંક ને અજીર્ણ—એવાયુ, શરદવાયુ વગેરે કારણથી થાય છે અને અજીર્ણના-છારીઆ ઓડકાર સાથે ઝાડા થાય છે, પેટમાં દબદબો રહે છે. ઉપાય—ફુંદીનો, અજમો, એળચી એ સરખાં લેવાં. તેથી અરધ ભાગે કાળાં મરી, સુંઠ એ સર્વેનું ચૂર્ણ મધ સાથે ચાટવું. લવીંગ, સુંઠ, અને અજમો એ ત્રણની ગોળી કરી લેવાથી પણ અજીર્ણ મટે છે.

૫૬. કરમ-જીવડા—બાળકને પેટમાં કરમનો વધારો થવાથી પેટમાં દુઃખે છે, ભૂખ જતી રહે છે, આખો દિવસ ખાવાનું માગ્યા કરે છે, તરસ લાગે છે, નાક મસળ્યા કરે છે, મોં ગંધાય છે, ખાટી ઉલટી થાય છે, બેચેની રહે છે, ઊંઘ આવતી નથી, સફરામાં કરડતું હોય તેવું લાગે છે, ઝાડો પાતળો થાય છે, કોઈ વખતે કરમ પડે છે, તાવ આવે છે, ખેંચ તાણ થાય છે. ઉપાય—એકથી બે વર્ષના બાળકને સેન્ટોનના ૦॥ થી ૧ ઘઊંભાર જરા સાકરના શીરામાં મેળવી ચટાડવું. એથી ઝાડો વધારે આવશે નહિ ને કરમ પડશે. પાયા પછી ચાર કલાકમાં ન પડે, તો ચાહની અરધી ચમચી સાથે એરંડીયું પાવું. તેથી ખુલાસાથી ઝાડા સાથે કરમ પડશે, એમ બે ત્રણ વખત એકાંતરે કરવું. કપીલો વાટી દહીંમાં પાવો. તેથી પણ કરમ પડે છે અગર મરી જાય છે. વાવડીંગ, કપીલો, એ સમભાગે લેવાં અને તેનાથી અરધ સુંઠ સાથે કવાથ કરી પાવાથી કરમનો નાશ થશે.

૫૭. સોજો—એ ગરમી, નબળાઈ, કે લોહી વિકારથી થાયછે, ઉપાય—નવા વાંસનો કટકો, સિંધવ, હળદર, એ સર્વે ઘસીને ચોપડવાથી ઉતરી જાય છે. ઝેરી કચુરો, સુરીજન, સુંઠ, સાટોડી, આંબાહળદર, તથા એરંડાની જડ એ સર્વે ગાયના મૂત્રમાં વાટી ઉનું કરી ચોપડવાથી સોજો ઉતરી જાય છે.

૫૮. સર્પડંસ—સર્પડંસ થાય કે તરત તે ડંસથી ત્રણ ચાર તસુને છેટે એક દોરી કે લુગડાથી મજબુત તાણી બાંધી લેવું. તેથી બે ત્રણ તસુ બીજો બંધ બાંધવો. પછી તે ડંસ ઉપર ચીરો પાડવો, તેમજ ડંસની આસપાસ કાપી દાબી લોહી કાઢ્યા કરવું. તેમાં એ ઝેર નીકળી જશે. વળી તરત દેવતાનો અંગારો લઇ દાબવો અગર લોઢું ધખાવી ડાંમ દઇ એ ડંસવાળી જગો બાળી નાંખવી. અગર ચીરા પાડી કાસ્ટીક લગાડવું અગર મીઠું લગાડવું. અરીઠા ને પાપડીઓ ખારો લઇ તેનું પાણી કરી તેમાં લુગડાનો કટકો બોળી ડંખ ઉપર મૂકવો ને તે પર એ પાણી સીંચ્યા કરવું. એ પાણી આંખમાં પણ આંજવું. ઝેર ચડે ને ડોલાં આવે એવું જણાય, તો તીખા ને ઘી પાવું-તમાકુ કે મોરથુથુ અગર મીંઢળને ઘસી ઉના પાણીમાં પાઇ ઉલટી કરાવવી. ગાયનું દૂધ પાવું, બીજોરાનાં બીને શ. ૧ ભાર ખળખળતા ઉના પાણીમાં ભીંજવી પાવાં, તેથી જુલાબ લાગશે. ઇંદ્રવરણાના મૂળ રૂા. ૧) ભાર પાવાથી ઝાડો ઉલટી થશે, વળી વજ, આકડાની જડ, સિંધવ એ

સમ ભાગે લઇ બારીક વાટી વાશી પાણીમાં પાવાં. તેથી સારૂં થશે. પણ તે ઉપર ગાયનું દૂધ પાવું ઠીક છે. આકડાના કુમળાં પાનને આકડાના છીરમાં ચોળી લખોટી જેવડી ગોળીઓ કરી આરામ થાય, ત્યાં સુધી દેવી કુમળાં પાન ન મળે, તો તેના ફળમાંથી રેશમ જેવું રૂ નીકળે છે, તે સાથે આકડાના છીરને મેળવી લખોટી જેવડી ગોળી કરી દેવી. આથી ઘણો ફાયદો થાય છે. અરીઠાના ગરને પાનમાં દેવો. નેપાળાના બીજને પાવાં જેથી ઝાડો ઉલટી થાય. આ પ્રમાણે તરતોતરત ઉપાયો કરવાથી ઝેર ઉતરી જાય છે.

૫૯. વિંછી—આના ઝેરની વેદના ઘણી થાય છે. જેવો કરડે કે જો સોઇવતી તેનો કાંટો કાઢી શકાય તો કાઢી નાંખવો, અગર કોઇ હુશિયાર ચુસનાર હોય તો ચુસી થુંકી નાખી દેવું. તેથી એ ઝેર ઉતરી જાય છે. ચૂસનારના મોંમાં ચાંદી ન હોવી જોઇએ. પછી તેણે ઘીનો કોગળો કરી નાંખવો. એ ડંસપર માખણ ઘસવું. ઘોડાવજને ચાવી ઝેર ચડનારના કાનમાં ફુક મારવી, દીવાશળીનાં રાતાં ટોચકાં પાણીમાં ઘસી ચોપડી ઉપર શેક કરવો. લશણની કળી મસળવી. થોરનું દૂધ ચોપડવું. અંઘેડાના પાનનો રસ ડંખપર અને જ્યાં સુધી ચડેલો હોય ત્યાં ચોપડવો. આમોનીઆની શીશી સુંઘાડવી. ડંસપર ડુંગળીનો ગાંઠીઓ ઓઢવી છુંદી બાંધવો—જળજાંબુના મૂળીયાંની છાલ વાટી લેપ કરવો, તેજાબમાં સળી બોળી તેનું ટીપું ડંખપર પાડવાથી પણ ઉતરી જાય છે. માથાના મોવાળા, પીળા સરસવ અને જુના ગોળનો ધુપ દેવો. લીંબડાનો ગુંદ વાટી ઘીમાં મેળવી ધુમાડી દેવી. એ વગેરેથી આરામ થાય છે.

૬૦. સ્તન પાકવું—બાળક વારંવાર ધાવવાથી સ્તનની બીટડીને ચીરા પડે છે અથવા ચાંદાં પડે છે. ઉપાય—બીટડીપર ઓલીવનું તેલ ચોપડી શેક કરવો. તેપર ૩–૪ ઘઉંભાર ફટકડીને પાણી તોલા રા માં મેળવી સ્તનપર લગાડવો, સોજો હોય તો સેનાગેરૂ, મરવો, સુખડ, સુંઠ, એ સમ ભાગે લઇ, બારીક વાટી ગુલાબ જળમાં લેપ કરવો. સ્તન પાકેલ હોય, તો ટાઢવાઇને તાવ આવે છે. સણકા મારે છે. તેનો ઉપાય ખસખસના ડોડવાને પાણીમાં ઉકાળી શેક કરવો. અથવા લીંબડાના પાનને વશળીઓ કરી બાંધવાં—ગુલાબજળમાં કપડું બોળી મૂકયા કરવું. અગર સુખડ અને રતાંજળી ઘસીને ચોપડવી તેથી આરામ થશે.

૬૧. સ્તનમાં દૂધ વધારવાનો ઉપાય—જો સ્તનમાં દૂધ પૂરૂં આવતું ન હોય, તો દૂધ, માખણ, અને મલાઇનો રસ, તોલા ૩ કડવા વાલનો લોટ મેળવી ચોપડવો. સુવા, કોપરૂં, બદામ, ચણા, અને પસ્તાં, આ બધાં સમભાગે લઇ દીવસમાં બે વાર ફાકવાં. થોડો સુવાનો ભૂકો શેર ૦ાા દૂધમાં મેળવી ખાવો. એળીઆની ખીર કરી ખાવી, ગળોની જડ, ગોખરૂની જડ, સતાવળીની જડ એ દરેક તોલો તોલો લઇ પાણી શેર ૧ માં ઉકાળી નવટાંક રહે, ત્યારે તેમાં સવાર સાંજ અરધ અરધ પીવું. તેથી દૂધનો વધારો થશે.

૯૨. **વાળો**—એ પાણી ગળ્યા વિનાનું કે જેવું તેવું પીધાથી એ રોગ થાય છે. **ઉપાય**—હીંગ તથા અરીઠાનો ગર ગરમ કરી વાળાપર બાંધવો. અગથીઓ ધાણીની ભાજી અને કાસનીના પાનને છુંદી બાંધવાં. દરદ બહુ થતું હોય તો સુખડ ઘસીને તેમાં કપૂર, અફીણ મેળવીને ચોપડવાં. આકડાના પાનને વાટી લેપ કરવો, લસણ, હીંગ, સાબુ સમભાગે લઇ મેળવી બાંધવાં.

૯૩. **ખરજવું**—એ રોગ હાથે, પગે, વગેરે ઠેકાણે થાય છે. તેથી ચામડી ઉપર ઝીણી ફોડકીઓ થઇ, તેમાંથી પાણી જેવું નીકળી ભીંગડાં વળે છે. ચર આવે છે. **ઉપાય**—જુનો વાંસ ઘસીને ચોપડવો. ખરજવા ઉપર દહીં મુકી કુતરાં પાસે ચટાડવું. કુતરાની જીભમાં ખરજવા મટાડવાનો ગુણ છે. લીંમડાના પાનનો રસ ચોપડવો. મોરથુથુને ફૂલાવી પાણીમાં મેળવી તે પાણી ચોપડવું. માણુસના હાડકાનો ભૂકો, ઓદાર, તીખાં, માયું, મોરથુથુ એ સર્વને બારીક કરી ધોએલા ગાયના ઘીમાં મેળવી ચોપડવાથી મટેછે.

૯૪. **ગુંમડાં**—આ રોગ લોહી વિકારથી, પિત્તથી અને શરીરે ગંદા રહેવાથી થાય છે. ગુંમડાં પાકી તેમાંથી પરૂ નીકળે છે, ને ઘારાં પડેછે. **ઉપાય**—પીળો સાબુ ને લાલ ખાંડ સાથે મેળવી તેની પટી કરી લગાવવી. નાનાં બાળકને થએલાં હોય, તો તેને કોડલીવર ઓઇલ દૂધ સાથે પાવું. દીવલનો જુલાબ આપવો, સાબુથી ચોળી જરા ગરમ પાણીથી ગુંમડાં ધોવાં, ને ઉપર આમળા, આંબો, બાવળ, બોરડી, આકડાનાં લાકડાં, એ બાળી ભસ્મ કરી મોરથુથુને ફુલાવી તેમાં મેળવી ગાયના ધોએલા ઘીમાં મેળવી ચોપડવું અગર કોરૂં દાબવું. રેવંચીના લાકડાને ઘસી ચોપડવાથી પણ મટે છે ધાણા, દ્રાક્ષ, સાકર અને આમળાં એ ચાર પલાળી તેનું પાણી નિત્ય પીવું. કંઇ ગરમ ચીજ ખાવી નહીં. તેથી ગુમડાં તરત મટી જશે. **લુખસના** ઉપાયમાં મજીઠાદિ ચૂરણ જણાવેલું છે તે રોજ લેવાથી પણ તરત મટે છે.

૯૫. **દાદર**—એ શરીરની અંદરના બિગાડથી, ગરમીથી, અને બહાર મેલ વગેરેના ભરાવવાથી દાદર થાય છે. તેથી ખરજ આવે છે. ઉપાય ન થાય તો તે ફેલાય છે. **ઉપાય**—સરકામાં લુગડું બોળી મૂકવું. ટંકણખારને સરકા શેર ૦। માં ગજકરણના પાન મેલાવી ચોપડવું. ટંકણખાર બે આની ભાર, પાણી તોલા ૨॥ માં મેળવી ચોપડવું. કપૂર, ફટકડી, ગંધક, કાથો એ સમભાગે લઇ લીંબુના રસમાં મીલાવી ચોપડવું. મુરદાશીંગને ગુલાબજળમાં વાટી ચોપડવું. મોરથુથુને ફુલાવી પાણીમાં મેળવી ચોપડવું.

૯૬. **બાળહવા**—નાગરમોથ, મરી, સુંઠ, જીરૂં, પીંપર, બીલીફળનો ગરભ લવીંગ, ઇંદ્રજવ, અતિવીષ, વાવડીંગ એ સર્વ સમભાગે લઇ બારીક વાટી કપડછાણ કરી લીંબડાનાં રસમાં ગોળીઓ વાળવી. એ ગોળી દરરોજ સેવન કરવાથી ઝાડો સાફ થઇ પેટનું જડ થવું, કરમ, ખસ, શીળસ, તાવ એ રોગને અટકાવી

શરીર તનદુરસ્ત બનાવે છે. ટંકણખાર, લવિંગ, પીંપર, એ સમભાગે લેવાં. ટંકણખારને ત્રણ ચાર વાર છાણમાં ધોઇ સ્વચ્છ કરવો ને અગ્નિ ઉપર મૂકી ફૂલાવી પછી લવીંગ અને પીંપરને પણ ફૂલાવવાં એ ત્રણે મેળવી ચૂરણ કરી મધમાં ચટાડવાથી બાળકને ઉધરસ મટી જાય છે. નાગરમોથ, અને અતિવીષની સમભાગ લઇ બારીક ખરલ કરી મધમાં ચટાડવાથી તાવ ને ઉલટી મટે છે.

૬૭. સૂચના—૧ ઓષડો લેવાનું પ્રમાણ જ્યાં લખ્યું ન હોય ત્યાં સમ પ્રમાણે અથવા દરેક બબ્બે તોલા લેવું.

૧. એક બે માસના બાળકને દૂધ, સાકર, મધ, કે ઘી, સાથે ઓષડ દેવું. ખાવા પીવાના ચૂર્ણનું વજન એક રતી લેવું. પછી જેમ જેમ વય વધે, તેમ તેમ મહીને એક રતી પ્રમાણ વધારવું. એક વર્ષની ઉમર પછી દરેક વર્ષે વાલ રા એ પ્રમાણે ૧૨ વર્ષ સુધી વધારતા જવું. વર્ષ ૧૩ થી ૬૦ સુધીના માણસને એક તોલો આપવું.

૨. કવાથ, કાઢો, અને ઉકાળો ચૂર્ણથી ચાર ગણો રાખવો.

૩. કવાથ કે ઉકાળાના ઓષડ મેળવી નિત્ય ચાર તોલા ખાંડી એક કોરી માટલીમાં ઓષડથી સોળગણું પાણી મૂકી, ધીમા તાપે ઉકાળવાં. માથે કંઇ ઢાંકવું નહીં. ઠંડા પડયા પછી ઉતારી ગાળી બાળકને તોલા ૦। થી ૧, ને મોટાને તોલા ૪, મધ, સાકર, ગોળ કે ઘી સાથે પાવો.

૪. ચૂર્ણ મોટા માણસને તોલા ૦ાા થી ૧ સુધી. બાળકને વાલ ૨ થી તોલા ૦ાા સુધી દેવું. સાકર નાંખવી તો બમણીને ગોળ સમ ભાગે નાંખવો. ચૂર્ણ ત્રણ માસ પછી બગડી જાય છે, બાળકને વનસ્પતિનો રસ પાવો તો તોલા ૦। થી ૧ સુધી અને મોટા માણસને તોલા ૧ થી ૨ સુધી તેમાં મધ, સાકર, ગોળ, કે ઘી જે મેળવવા કહ્યું હોય, તે તોલો ૦ાા નાંખવાં.

૬. ગોળી, મધ કે ગોળમાં વાળવાની હોય, તે વાલ ૧ સુધીની વાળવી.

૭. કોગળાં જ્યાં કરવા કહ્યા હોય, તે આખા દીવસમાં શેર ૦ાા થી ૧ સુધી પાણીના કરવા.

૮. જયાં હીમ વિષે કહ્યું હોય, ત્યાં તે ચુર્ણથી છ ગણા પાણીમાં સાંજે પલાળી, સવારે ચોળી ગાળીને ઉપયોગમાં લેવું.

૯. લેપ એ પાણીમાં વાટી કે કોરૂં ચોપડવું.

૧૦. જ્યાં બાફ લેવાનું કહ્યું હોય, ત્યાં જે પાણીમાંજ ઉકાળવાનું હોય, તે ઉકાળી તેની વરાળ બહાર ન જાય માટે મોં પાસે તે ઠામ રાખી માથે કપડાં ઓઢી શરીરને બરાબર ઢાંકી લેવું, કે વરાળ અંદર રહે. એ વરાળ પાંચ પંદર કે વીસ મિનિટ સુધી લેવી.

૧૧. ઓષધીઓ પોતે ઓળખતાં ન હોઇએ, તો બીજા પાસે બરાબર ઓ-

ળખાવી તાજી લેવી.

૧૨. દવા, દેશ, કાળ, હવા ને મનુષ્યની વય, શક્તિને પ્રકૃતિ જોઈને દેવી.

૧૩. ઔષધ તૈયાર કરી ઘણો વખત રાખવું નહીં; કારણ તેનો ગુણ ઓછો થાય છે, માટે ઉપયોગ પ્રમાણેજ તૈયાર કરવું.

૧૪. ઔષધ રોગની પરિક્ષા કરીનેજ આપવું.

૧૫. ઔષધની માત્રા જરૂર વગર ઓછા વધતી આપવી નહીં. તેમજ જે વખતે ખાવાનું કહ્યું હોય, તેજ વખતે ખાવું. વખતનો ફેરફાર કરી ખાવું નહીં. ઔષધ ઉપર જે ખોરાક ખાવાનો કહ્યો હોય તેજ ખાવો.



## માંદાની માવજત.

સ્ત્રીઓએ માંદા માણસની માવજત કરતાં શિખવું જોઇએ. પ્રાચીનકાળમાં આર્ય સ્ત્રીઓમાં આ જ્ઞાન વિશેષ હતું. તેઓ પોતાની ગૃહ વાટીકામાંજ દવાઓના રોપાઓ રોપતી અને માંદાની હેરફેર કેમ કરવી ? મલમપટા કેમ દેવો ? તેમની ખાવાપીવાની સંભાળ કેવી રીતે રાખવી ? તેને કેવે પ્રકારે દિલાસો દેવો ? વગેરેથી વાકેફ હતી. અર્વાચીનકાળમાં સ્ત્રીઓમાં આવું જ્ઞાન ઘણું થોડું જોવામાં આવે છે. માંદા માણસની બરાબર માવજત કરવાથી અને દવાની તજવીજ રાખવાથી તેમને ઘણો લાભ થાય છે; કેમકે સ્નેહીના હાથની માવજતથી માંદા માણસને હમેશાં વિશેષ સુખ થાય છે. આ બાબતની અજ્ઞાનતાથી વૈદોને વાકેફ કરવામાં પણ ખામી આવે છે. માટે સ્ત્રીઓમાં બીજા કેટલાક જ્ઞાન સાથે તેનામાં આવડત, આનંદી પ્રકૃતિ, ધીરજ, સમયસૂચકતા, અને પોતાની મરજીપર કાબુ વગેરે ગુણોની વિશેષ જરૂર છે.

૧. આવડત—માંદા મનુષ્યને રહેવાનો ઓરડો લીંપીગુંપી સ્વચ્છ રાખવો. તેના ઓરડામાં સરસામાનનો ભીડો રાખવો નહિ. અંદર ખુલ્લી હવાની આવજાવ થાય એવી સગવડ કરવી, પણ હવા તેના શરીરપર થઇ જાય. તેવે સ્થળે સૂવાનું ન રાખવું. તેનું બિછાનું સ્વચ્છ રાખવું, તેમાં ગંદકી થવા દેવી નહિ. તેનો ઓછાડ બદલતા રહેવો, તેનાં કપડાં પણ ત્રણ ચાર રોજે બદલી ધોએલાં સ્વચ્છ પહેરાવવાં. ઓરડાની અંદર સાંજ સવાર સુગંધી ધૂપ કરવો કે અંદરની હવા સુધરે. ખોરાક રૂચતો, પચે એવો અને પચે એટલો બરાબર પકાવેલો આપવો. પાણી નિર્મળ અને રૂચે એટલું પીવા આપવું. તે પાસે ઘણા માણસોનો ભીડો થવા દેવો નહિ. એની પાસે કઇ વખતે વાત કરવી અને કઇ વખતે ન કરવી તે જાણવું. પાસે ઘણો કાળાહોળ થવા દેવો નહિ, કારણ તે તેને ગમતું નથી. તેથી

એ કંટાળે છે. તે રીસે ભરાય કે ઉશ્કેરાય તેવી વાતો કરવી નહિ. એ વિશે અગાઉથી સૌને ચેતવી રાખવાં. એ કોને જોઇ ખુશી થશે? તેને બીજાની મુલાકાત લેવી ક્યારે ગમે છે? એ જાણવું. જોવા આવનાર એથી વાકેફ ન હોય તો તેને ઉતાવળ કરી ઉઠાડી મૂકવા નહિ, કારણ ઉઠાડી મૂકવાથી દરદીને એમ થાય છે, કે એમને મારે લીધે ઉઠાડી મૂક્યા, માટે તેમને ખબર ન પડે એમ ગોઠવણ કરવી.

૨. **આનંદી પ્રકૃતિ**—માંદાની પાસે હસતે ચહેરે અને મન આનંદ રાખી જવું. બોલવાની વાણી આનંદ ભરેલી રાખવી. હવે સારૂં છે, એવો દિલાસો દેવો: તેના ઓરડામાં જવાથી આનંદ આનંદ થઇ રહે તેમ કરવું, અને આપણે તેના દુઃખમાં ભાગ લઇએ છીએ, એવું તેના મનમાં લાગે એમ કરવું. તેના મનમાં એમ ન આવે કે મારે માટે કોઇને કંઇ લાગતું નથી.

૩. **ધીરજ**—રોગિને બનતાં સુધી એકલો રાખવો નહિ, પણ તેના ખાટલા પાસે બેસી તેનું દુઃખ ભૂલાવવાનો ઉપાય કરવો. તેનું મન રાજી થાય, તેવા પ્રકારની વાતો કરવી. કંઇ પણ દુઃખની વાતો કરી, તેનું મન દુઃખાય એવું કરવું નહિ અગર છાનામાના બેસી તેને તપાસ્યા કરવું. તે વગર કારણે ફરિયાદ કરે તે સાંભળ્યા કરવી. આપણો નકામો વાંક કાઢે અગર ખીજવાઇ જાય, તે સાંખી રહેવું. તે આડું બોલે તે સહન કરવું. આપને હમણાં આરામ થશે, એવાં ધીરજનાં વચનો આનંદી ચહેરે કહેવાં, વગેરે રીતે ધીરજ આપી આનંદ અને શાંત રહે તેમ કરતા રહેવું.

૪. **સમય સુચકતા**—રોગિની સ્થિતિમાં એકદમ ફેરફાર થઈ જાય, તો ગભરાઇ નહિ જતાં, તરત તેનો યોગ્ય ઉપાય કરવો. ડાકટર કે વૈદ વાઢકાપ કરે તો તેના હાથ પગ પકડી રાખવા. એ વખતે તેનું દુઃખ જોઇ આપણને લાગે, તોપણ તે વખતે ચહેરો ખુશ દેખાડવો, કે તેથી તેને હીમત અને દીલાસો મળે. જો આપણે ગભરાઇએ, તો તે વ્યાકુળ બને છે. તેથી મોટું નુકશાન થાય છે. માટે એ વખતે ઘણી સાવચેતી રાખવી.

૫. **આપણી મરજીપર કાબુ**—રોગિના ઓરડામાં જેટલીવાર રહેવું, તેટલો વખત આપણો જુસ્સો કબજે રાખવો, તેના જીવવાની આપણે કંઇ પણ આશા ન હોય, તોપણ તે સાથે આશા અને ઉમેદ ભરેલી રીતે વાતો કરવી. તેની સામે રહી આંસુ પાડવાં નહિ. "હું શું મરી જઇશ?" એવો સવાલ પૂછે, તો મજબૂત મન રાખી, તેને ધીરેથી દીલાસો મળે એવો ઉત્તર આપવો. તે મરણની અણીપર આવેલો હોય તે વખતે આપણને ખેદ થાય, તોપણ મન વાળી ધીરજ રાખવી. રો કકળ કરવી નહિ, કારણ રોવાથી તે વ્યાકુળ થઇ જાયછે. તેથી તેને વધારે દુઃખ થાય છે તથા મરણ સમયે અનેક કલ્પનાઓ કરે છે. માટે તે વખતે સર્વેએ શાંતતા રાખી તેનું મન ઇશ્વર તરફ વાળવા, ઇશ્વર સ્મરણ કરવું.

જેથી તેની સદ્દગતિ થાય. એ મરશે કે જીવશે, એ વિષે વૈદ કે ડાકટર જે કહી ગયેલા હોય, તે દરદીને જણાવવું નહિ. જણાવવાથી ફડકામાંજ તે તરત મરણ પામે છે. જેનો જીવ જવા ધાર્યો હોય, તે પણ આશાથી વખતે બચે છે. માટે હમણાં આરામ થઈ જશે. સર્વથી મોટો વૈદ જે પરમેશ્વર તે સારૂંજ કરશે. વગેરે રીતે છેવટ સુધી આશાજ આપ્યા કરવી.

**૬. તાજી હવા**—રોગીને તાજી હવા મળે માટે ઓરડાનાંબારી બારણાં ખુલ્લાં રાખવાં. તેના અંગપર થઇ પવન ન જાય, તેની સંભાળ રાખવી. તેની માવજત કરનારે પણ વખતો વખત બહાર જઇ તાજી હવા લઇ આવવી. આથી એક તો તાજી હવા મળે છે, ને તેથી પડેલો શ્રમ પણ દૂર થાય છે અને કામ કરવામાં હુશિઆરી આવે છે. માટે એમ કરવા ચૂકવું નહિ. જો બહારની હવા બીનાશવાળી હોય, તો હવાયલાં કપડાં બદલી નાંખી અંદર જવું. એમને એમ એ પાસે જવું નહિ.

**૭. રોગિની વર્તણુક પર ધ્યાન**—તે એમ કહે કે મને ચેન પડતું નથી, ત્યારે તેના હાથપર આપણો હાથ, હળવે હળવે ફેરવવો. તેના વાળપર ધીરે ધીરે બ્રુસ ફેરવવું. તેના હાથ, પગ અને માંથું ચાંપવું અથવા તેની મરજી લઇ મધુરપણે સાફ અવાજે ધીરેથી કંઇ વાંચવું, અથવા ગાવું. તેની પાસે કે બહાર કંઇ ગુપચુપ વાત કરવી નહિ; કારણ તેથી તેને વહેમ પડે છે. માટે જે કંઇ બોલવું હોય, તે સ્પષ્ટ અવાજે બોલવું. વખતે તેને જે વાત જણાવવા જેવી ન હોય, તો દૂર જઇ કરવી, કે તે કોઇ રીતે જાણી ન શકે.

**૮. ઊંઘ**—તેને ઊંઘ આવે એમ કરવું, તે ઊંઘમાં હોય, ત્યારે જોવા આવનારાને અંદર આવવા મના કરવી. તે વખતે બહારથીજ તજવીજ રાખવી કે કોઈ અંદર દાખલ ન થાય, અગર એક પાટીઆ ઉપર "**પોઢેલાં**" છે. એવા અક્ષરો લખી બારણાપર ટાંગી રાખવું. એ સારી પેઠે ઊંઘ લે એમ કરવું. જો એકવાર તેને કોઇ ઊંઘમાંથી ઉઠાડે છે, તો ફરી તેને કોઈ પ્રકારે ઊંઘ આવતી નથી. માટે તેને ઊંઘમાંથી ઉઠાડવો નહિ.

**૯. રોગની પરિક્ષા**—માવજત કરનારે રોગની પરીક્ષા કરતાં શિખવું જોઇએ. એ જાણવાથી વૈદને બોલાવવો ન બોલાવવો એ ખબર પડે છે અને તેથી ફીનું વારંવાર ખર્ચ થતું બચેછે તથા જરૂર પડે બોલાવવામાં ગફલત થતી નથી, ત્યાં સુધી ઘરના ઉપચારો કરવાથી ખબર પડે છે. વૈદ કે ડાકટરની દવાથી, જેવો લાભ થતો નથી, તેવો માવજત કરનારની કાળજી અને પ્રીતિથી કરેલી ચાકરીથી લાભ થાય છે.

**ઔષધી**—રોગની પરીક્ષા કરી તેને કેવી દવા આપવી એ જાણવું જોઇએ. જાણવામાં હોય તો તેવી ઘટતી દવા આપવી અગર રોગનાં ચિન્હથી વૈદને

ચાકેફ કરવો. તે જે દવા આપે, તે નિયમ પ્રમાણે ખાવાપીવા દેવી, તે દવા ખાય પીએ નહિ, તો સમજાવી યુક્તિથી આપવી. ચોપડવાની હોય તો ચોપડવી. કરી પાળવી કહી હોય, તેવી પગાવવી, ભૂખ લાગી હોય તો પૂછી ખાવા દેવું, તરસ ન વેઠે માટે તેને વારંવાર પાણીનું પૂછવું વગેરે. વગેરે.

આ પ્રમાણે માવજત કરતાં આવડવાથી ઘરમાં ઘણો ફાયદો થાય છે. વખતે વૈદ્યોની દવા જેવો લાભ કરતી નથી, તેવી માવજત લાભ કરે છે. અને મનુષ્યના અમૂલ્ય કીંમ્તી પ્રાણ બચે છે. ઇશ્વરે આપેલો "જીવ" ક્યારે જશે. એ કોઇ જાણી શકતું નથી. માટે ધીરજ રાખી સારી પેઠે સંભાળથી માવજત કરવા ચૂકવું નહિ.



## સ્ત્રી પરીક્ષા.

આ સંસારમાં ઉત્તમ રૂપ ગુણવાળી સ્ત્રી સાથે જે પુરૂષનાં લગ્ન થાયછે અને તેના સમાગમથી સુખ ભોગવે છે, એ પુરૂષને પૂર્ણ ભાગ્યશાળી સમજવો. સ્ત્રીઓના સ્વાભાવિક ગુણો જે ધૈર્ય, ઉત્સાહ, ડાહાપણ, સાહસ, અને પ્રેમ વગેરે જે અંત:કરણમાં ઢંકાએલા હોય છે. તે પ્રસંગ આવતાં આપોઆપ એની મેળેજ પ્રગટ થાય છે. દરેક સ્ત્રીના ખરા પ્રેમ યુક્ત હૃદયમાં એક ઇશ્વરી અંશનો દીપ હમેશાં પ્રકાશમાન હોય છે. સૂર્યના પ્રકાશમાં જે પ્રમાણે દીવો નજરે પડવો અશક્ય છે, તે પ્રમાણે એ સંપત્તિના, મોજશોખના ખરા દહાડામાં દેખાતો નથી, પણ વિપત્તિ રૂપ અત્યંત અંધારામાં તેની પૂર્ણ પ્રભા દેખાય છે અને તેથી જેનારના હૃદયને ઘણોજ હર્ષ થાય છે. તે જે પ્રીતિ કરે છે, તે પતિના ઐશ્વર્યની લોભી થઇને નહિ, પણ એક નિશ્ચયથી કરે છે એમ લાગશે. કોઇને પણ પોતાની સ્ત્રી કેવી હોય છે તે પ્રથમ સમજાવું નથી, પણ કાળના હાથમાં જે વખતે તે સપડાય છે, તે વખતે તેની પૂર્ણ યોગ્યતા માલમ પડી આવે છે. જેની સ્ત્રી સદ્‌ગુણના ભંડારરૂપ હોય છે, તેને દુ:ખમાં પણ સુખ પ્રાપ્ત થાય છે. સ્ત્રીઓ સર્વ રીતે પુરૂષની બરોબરી કરવાને શક્તિવાન નથી; તોપણ પરમેશ્વરે તેનામાં એવો કાંઇ અજાયબ ગુણ મૂકયો છે કે, તે આપત્તિના કાળમાં ઘણો ઉપયોગી થઇ પડે છે. આ સિવાયના સમયમાં પણ સ્ત્રીની ઉત્તમતા, કનિષ્ઠતાની પરિક્ષા તેના જ્ઞાન, ગુણ, શીળ અને કર્મ એ ચાર પ્રકારે થઇ શકે છે તથા સંકટને સમયે પણ તેની શ્રેષ્ઠતાની, કુળની અને જાતની પરીક્ષા થઇ શકે છે. જેમ સીતા, દ્રૌપદી, દમયંતી અને સોનરાણી વગેરે સતી જનોને અનેક પ્રકારનાં કષ્ટો પડયાં, તેપરથી તેના મહત્ ગુણો વગેરેની ખાતરી થઇ. આપરથી સિદ્ધ થાય છે કે સ્ત્રીઓની પરીક્ષા આપત્તિને સમયે અને તેના જ્ઞાન, ગુણ, શીળ અને કર્મપરથી થઈ શકેછે.

## પત્ની વશ કેમ થાય ?

સ્ત્રીને ભય કે દુઃખ આપીને તથા ત્યાગ કરીને વશ રાખવાનો, વિચાર જે પુરૂષો કરે છે. એ વિચાર તેમનો ઘણોજ ભૂલ ભરેલો અને દુઃખદાયક છે. એવી રીતે વશ કરવાથી સ્ત્રી દેખીતી રીતે વશ જેવી લાગે છે, પણ તેનું અંતઃકરણ એથી અળગું હોય છે. એના મનમાં પતિપર ખરો ભાવ હોતો નથી, પણ ભય ત્રાસવડે તેને ઉપરથી ભાવ બતાવવો પડે છે. આવી પ્રકારે વશ કરવાથી ઘણી પ્રકારે માઠાં ફળ થાય છે. સારી પ્રજા થવાની ઇચ્છા રાખનાર પુરૂષે સ્ત્રી જો દુરાચારે કે આડી ચાલતી હોય, તો તેને જ્ઞાન બળવડે સમજાવી વશ રાખવી વધારે ઠીક છે. વળી તેને વશ રાખવાનો સહેલો ઉપાય એ છે કે,–પૈસા સંગ્રહ કરવાનું તથા ખર્ચવાનું, ઘર વ્યવહાર ચલાવવાનું, બાળબચ્ચાં ઉછેરવાનું, રસોઇ કરવાનું, પશુ, પક્ષી વગેરેની સંભાળ લેવાનું, લેવા દેવાનું, ઉપજ ખર્ચનો હિસાબ રાખવાનું, વગેરે ઘર વ્યવસ્થાનાં કાર્યોમાં મચી રહે તેમ કરવું. તેનાપર પ્રીતિ રાખવી. વસ્ત્રાલંકાર વગેરે જોઇતી વસ્તુઓથી સંતોષવી. સારી સારી આશાઓ અને દીલાસાઓ આપી મનરંજન કરવું. સ્ત્રી પ્રત્યે વર્તવાના ધર્મ પ્રમાણે વર્તી સંતોષ પમાડવો, તેને મદદ આપતા રહેવું અને તેને દુઃખે દુઃખી થવું તથા તેનામાં જ્ઞાન ગુણોનો સંગ્રહ કરવાને તેને સારાં સારાં સ્ત્રી ધર્મનીતિવાળાં અને ઇશ્વર સંબંધી જ્ઞાનનાં પુસ્તકો વાંચવા દેવાં અગર વાંચી બતાવી તેની સમજણ આપતા જવી. જેથી તેનામાં ધર્મ નીતિનો વધારો થાય. તેમજ પોતામાં પણ સારા ગુણોનો સંગ્રહ કરવો અને તે પ્રમાણે વર્તવું; કેમકે તેનો પાસ તેને લાગ્યા વગર રહેશે નહિ. તથા જેમ પોતાના શરીરનું સારૂં ઇચ્છીએ, તેમ તેમનું સર્વ પ્રકારે સારૂં ઇચ્છવું. ઇત્યાદિ રીતે કરવાથી તરત વશ થશે અને ખરી પ્રીતિ બતાવશે. આમ કરવાથી જે લાભ થાય છે, તે ભય ત્રાસ બતાવવાથી થતો નથી. માટે વશ કરવાને આવી રીત વાપરવી એ સૌથી ઉત્તમ ફળદાયક છે. ઇત્યાદિ.



## પતિ વશ કેમ થાય ?

પતિ વશ કરવા સંબંધી કેટલીક કેટલીક સ્ત્રીઓને બહુ કોડ હોય છે. આ વિષે સમજુ વિદ્વાન સ્ત્રીઓ સિધા રસ્તા લેછે અને મૂર્ખ સ્ત્રી હોય છે તે નુકસાનકારી અવળા રસ્તા લેછે. સિધા રસ્તા લેનારી સ્ત્રી સુખી થાય છે અને અવળા રસ્તા લેનારી સ્ત્રી અંતે દુ:ખી થાય છે; એ તેમના કૃત્યોપરથી તરત જણાઇ આવેછે. એક વખતે પાંડવો, બ્રાહ્મણો અને દ્રૌપદી વગેરે વનમાં એક ઠેકાણે બેસી હાસ્ય-

વિનોદની વાતો કરતા હતા. ત્યાં શ્રી કૃષ્ણની પ્રિય સ્ત્રી સત્યભામાજી આવ્યાં. દ્રૌપદીજી અને સત્યભામાજીએ એકાંતમાં આવી પરસ્પરના કુશળ સમાચાર પુછયા પછી સત્યભામાજીએ દ્રૌપદીજીને પૂછ્યું કે, તમે લોકપાળ સરખા મહાશૂરવીર અને મજબૂત અંગવાળા પાંડવો સાથે કેવી રીતે વર્તો છો? એ તમને વશ કેમ થયા? એ તમારાપર ક્રોધ કેમ કરતા નથી? એ તમારૂંજ મુખ જોઇ રાજી રહે છે તેનું કારણ શું? શું તમે વ્રત, ઉપવાસ, તપ, વશીકરણના મત્રવાળું ઔષધ, કામ શાસ્ત્રની વિદ્યા, જપ, અને પૂજન કર્યું છે? જે હોય તે મને કહો, કે હું પણ એ પ્રમાણે કરી શ્રીકૃષ્ણને વશ કરૂં. સત્યભામાનાં આવાં વચનો સાંભળી દ્રૌપદીજીએ કહ્યું કે; સત્યભામા! તમે અજ્ઞાન સ્ત્રીઓનું આચરણ કેમ પુછોછો? તેનો ઉત્તર શું આપું? આવો સંશય તમારે રાખવો નહિ. જે સ્ત્રી મંત્રાદિકને પરાયણ હોય છે, તે પતિના જાણવામાં આવતાં, જેમ ઘરમાં સર્પ દેખીને મનુષ્ય ઉદ્વેગને પામે; તેમ તેનાથી ઉદ્વેગને પામે છે; જ્યાં ઉદ્વેગ હોય છે; ત્યાં શાંતિ રહેતી નથી અને જ્યાં શાંતિ નહિં, ત્યાં સુખ ક્યાંથી હોય? ઢોંગી અને ધંતર, મંતર કરી ધુતી ખાનારાઓ પાસે મંત્ર, જંત્ર કે દોરા ધાગા કરાવે છે. આથી વખતે એ લુચ્ચાઓ કંઇ ચીજ ખાવાને આપે છે. તે ખવરાવવાથી કાંતો પતિ, લૂલો લંગડો, ખુંધો કે આંધળો થાય છે, અગર તેને શરીરમાં કોઇ પ્રકારનો રોગ ઉત્પન્ન થાય છે. વળી એ ખબર પતિને થાય છે, તો તેનાપર વધારે અપ્રીતિ કરે છે. એટલે જે સુખ લેવા ધાર્યું હોય છે, તેને બદલે ઉલટું વધારે દુઃખ વાહોરી લે છે, પણ તે એટલું નથી સમજતી કે જો એ ધંતર, મંતર કરી પૈસા ધૂતી લેનારાઓ ધંતર, મંતરથી દેવને તાબે કરતા હોય, ને બીજાને સુખ આપતા હોય, તો તે બિચારા પોતે શા માટે માગી ખાત? તેમની આવી ખરાબ સ્થિતિ કેમ હોત? અને તેઓ બીજાપર આધાર કેમ રાખત? તે તો એકજ દેવનેજ રીઝવી ઇચ્છા પ્રમાણે મેળવી સર્વોપરી હોત, પરંતુ એ તો પેટ ભરવાનો ચોખ્ખો ઉપાય છે. તેમાં ભોળી સ્ત્રીઓ ભરમાઇ જઇ પૈસા ખરાબ કરે છે અને વખતે તેમાં પોતે પણ ખરાબ થાય છે, આબરૂ ગુમાવે છે અને નાતજાતમાં કલંકને પાત્ર થાય છે. આથી એવી સ્ત્રી આ લોકમાં અપજશ અને અપકીર્તિને પામી પરલોકમાં નર્ક દુઃખ ભોગવે છે. તથા દેહ ધર્યાનું સાર્થક વૃથા કરી, ચોરાશી લાખ અવતારના ફેરામાં પડે છે. માટે જંત્ર, મંત્ર, દોરાધાગા કે ઓષધીથી પતિ વશ થતો નથી અને એવો નુકશાનકારી ઉપાય કરવો પણ નહિ. હું પાંડવો પ્રત્યે કેમ વર્તું છું તે સાંભળો;—" હું અહંકાર, કામ, ક્રોધ તથા લોભનો ત્યાગ કરીને પાંડવોની સેવા કરૂં છું. ઇર્ષા ત્યાગ કરી તથા મનને વશ કરી પતિ જેમ પ્રસન્ન થાય, તેમ કરૂંછું. દૂરથી બોલાવે અગર ઇસારો કરે, તો હું તરત પાસે હાજર થાઉંછું, તેમની ઇચ્છા પ્રમાણે ચાલું છું. પતિને ખોટું લાગે એવું કંઇ બોલતી નથી. ખરાબ જગ્યોએ ઉભી રહેતી નથી. જે સ્ત્રીની લોકમાં

કંઇ ખેરાબ વાત થતી હોય, એવી સ્ત્રી પાસે બેસતી નથી, કે ઉભતી પણ નથી, નઠારા પદાર્થ જોતી નથી. ખરાબ ઠેકાણે બેસતી નથી. મારા પતિને સૂર્ય, અગ્નિ અને ચંદ્ર સ્વરૂપ માનુંછું. મારા પ્રાણનાથ વિના દેવ, મનુષ્ય, કે ગાંધર્વ ગમે તેવા રૂપાળા, યૌવનવાળા, વસ્ત્રાલંકારથી શોભિત હોય, તોપણ તેને તુચ્છ લેખુંછું. મારા પતિ જમ્યા પછી જમું છું. જેમ તારા અને ચંદ્ર વિનાની રાત્રી, જેમ દીપક વિનાનું ઘર, જળ વિનાની માછલી, દેવ વિનાનું દેવળ, જીવ વિનાનું શરીર, જળ વિનાનું જળાશય, તેમ પતિ વિનાની સ્ત્રી આ જગતમાં શોભતિ નથી. અગ્નિ વિના જેમ યજ્ઞ વ્યર્થ ગણાય છે, તેમ પુરૂષ વિના સ્ત્રીનો જન્મ વ્યર્થ છે. પતિ વિનાની સ્ત્રીનો સર્વ સંસાર શોકનું કારણ છે. સંસારમાં પતિ એજ સુખ માત્રનો હેતુ છે. પતિથીજ સ્ત્રીને સર્વ સુખ અને સૌભાગ્યપણું છે. પતિજ આ સંસારમાં સ્ત્રીને તારણ હાર છે. માટે હું તેની તન, મન, કર્મ અને કાયાએ ખરા અંતઃકરણથી ભાવ રાખી પ્રેમ પૂર્વક સેવા કરૂં છું. પતિ વનમાંથી કે ગામમાથી ઘેર આવે, ત્યારે હું સામી જઇ આસન નાખી આપી, પાણી પીવા આપું છું. આનંદથી વાત કરી તેમનું મન ખુશ કરૂં છું. હું ઘરનાં વાસણ સર્વ સાફ કરૂં છું, રસોઇ મધુર રસવાળી કરૂં છું. અને વખતસર તેમને ભોજન કરાવું છું. ધન સાચવુંચ્છું. ઘરની સર્વ સામગ્રી સ્વચ્છ રાખું છું. મારા પતિનો તિરસ્કાર થાય, એવું કદી પણ બોલતી નથી. નઠારી સ્ત્રીઓની સંગત રાખતી નથી. આળસ રહિ થઇ પતિને અનુકૂળ રહું છું. હું ઘણું હસતી નથી. વાડીમાં કે બહાર એકલી ઉભી રહેતી નથી. ઘરના બહાર સંગાત વિના એકલી જતી નથી. પતિ, સાસુ સસરા વગેરેની રજા વગર બહાર, પિયર, કે સગા સ્નેહીઓને ત્યાં વિવાહ કે ઉત્સવ વગેરે ઉત્તમ સમયે પણ જતી નથી. ઉંબરા ઉપર કે ઉકરડા પાસે ઉભી રહેતી નથી. નિરંતર સત્ય બોલું છું અને પતિનું જેમ હિત થાય એમ કરૂં છું. પતિ વિના મને કોઇ પદાર્થ પ્રિય નથી. કામના પ્રસંગથી પતિ પરદેશ જાય છે, ત્યારે ચંદન પુષ્પ, ઉત્તમ વસ્ત્રાલંકાર પેહેરતી નથી; પરંતુ વ્રત, નિયમ કરૂં છું. જે મારા પતિ નથી જમતા, કે નથી પીતા તે પદાર્થને હું દૂર મેલી દઉ છું. શાસ્ત્રોમાં જે પ્રમાણે સ્ત્રી ધર્મ લખ્યા છે, તેજ પ્રમાણે વર્તુ છું.

ઉત્તમ સુંદર વસ્ત્ર, અલંકાર, પુષ્પ, અને ચંદનથી શણગાર ધરી મારા પતિની સેવા કરૂં છું. કુટુંબમાં જે જે ધર્મો પાળવાને મારાં સાસુજી કુંતાજીએ બતાવ્યા છે, તે પ્રમાણે ચાલું છું. માનવા લાયક મનુષ્યોને માન આપું છું. રાત્રિ દિવસ યમ, નિયમ અને વિનયને સેવું છું. મારા પ્રાણ પતિ ક્રોધમાં હોય છે, તોપણ હું દીનપણે દાસી થઇ સેવા કરૂં છું. કારણ સ્ત્રીને પતિ એજ એક આધાર છે, પતિ એજ દેવ તુલ્ય છે અને પતિ એજ ગતિ છે. માટે પતિનું કોઇ વખતે પણ ઉલ્લંઘન કરતી નથી. તેમજ મારા પ્રાણપતિને જન્મ આપનાર મારાં સાસુજીને

પણ દેવી તુલ્ય ગણી સેવા કરૂંછું. જમાડી જમું છું અને પોઢાડયા પછી તેના ચરણ ચાંપી હું સુવા જાઉંછું. આજ અમે વનમાં છીએ; પરંતુ જ્યારે મહારાજ યુધિષ્ઠરનું રાજ્ય હતું; ત્યારે હું બ્રાહ્મણો અને ગરીબને અન્ન, વસ્ત્ર આપતી. રાજ્યના હાથી, ઘોડા, રથ, પાલખી વગેરે વાહનો કેવી સ્થિતિમાં છે, તેની તજવીજ કરતી. રાજ્યનું આવક ખર્ચ કેટલું છે, તેપણ હું જાણતી; એટલુંજ નહિ પણ રાજ્યનો હિસાબ પણ સંભાળતી. મારા પ્રાણપતિ કુટુંબનો ભાર મારાપર રાખી પોતે નિશ્ચિંત થઇ ફરતા. મેં સર્વ સુખનો ત્યાગ કરી પ્રાણપતિએ સોંપેલો ભાર માથે ચડાવી લીધો હતો. મારા પતિનો ભંડાર ભરપૂર ભરેલો હતો, તે હુંજ જાણતી હતી અને તેની વ્યવસ્થા કરતી હતી. સુંદર રાજ્ય ભૂવનમાં, વનમાં, સુખમાં કે દુઃખમાં હું પ્રાણનાથની સાથે સરખા સ્નેહથી રહેતી અને રહું છું. પતિના પોઢયા પછી શય્યન કરૂં છું. હું રાત દિવસ આ પ્રમાણે જ વર્તું છું. એજ મારૂં સાચું વશીકરણ છે. હું તો જાણું છું, કે આ સિવાય પોતાના પતિને પોતાની સાથે પ્રેમથી બાંધવાને બીજું કોઇ સાધન નથી. નીચ સ્ત્રીઓના આચરણને હું માનતી નથી, અને ઇચ્છતી પણ નથી."

સત્યભામા! "તમારૂં અજાણ્યું નથી, કે સ્ત્રીઓ ઉપર પતિ પ્રસન્ન રહે છે તેજ સ્ત્રીઓનું પરમ દૈવત છે. સારાં વસ્ત્રો અલંકારો, ચંદન, પુષ્પ અને સુગંધી પદાર્થો તથા ટુંકામાં કહીએ તો સર્વ સુખનાં સાધનો માત્ર પતિની પ્રસન્નતાઇથીજ સ્ત્રીઓને પ્રાપ્ત થાય છે. તેમજ પુત્ર પરિવાર ધન, ધાન્ય અને સર્વસ્વ, પતિની પ્રસન્નતાઇથીજ મેળવી શકાય છે અને તેનાજ કોપથી એ સર્વનો નાશ થાય છે. સખી ! સુખથી સુખ મળતું નથી; પરંતુ દુઃખથી સુખ મળે છે, માટે સ્નેહથી, પ્રેમથી, મન, વચન અને કર્મથી તમારા પતિ શ્રી કૃષ્ણની તમે સેવા કરજો. બહારથી આવતા તમારા પતિનો સાદ સાંભળી તમે ઉભાં થઇ સામાં જાઓ, આસન આપો, અને પતિ આસન ઉપર બેસે કે શીતળ જળનો લોટો ભરી પાસે મૂકો અને પંખાથી પવન નાંખો. જે તમારા પતિને વહાલાં હોય, તમારા પતિના ભક્ત હોય અને સ્નેહી હોય, તેમને અન્નવસ્ત્ર અને અલંકારથી માન આપજો. તમારા પતિના શત્રુ હોય, તેમના અપ્રિય હોય અને જેઓ દુરાચરણી હોય, તેઓથી તમે દુર રહેજો. મન વશ રાખજો; ગાફલ ન રહો. અને ઘણું બોલવું બંધ રાખો. બીજા પુરૂષની તો વાત દૂર રહી, પરતુ પદ્યુમ્ન અને સાંબ કે જે તમારા પુત્ર છે, તેની સાથે પણ એકાંતમાં બેસશો નહિ, જે ઉત્તમ કુળમાં જન્મેલી હોય, નિષ્પાપ, સુશીલ, સરલ અને સતી હોય, એવીજ સ્ત્રીઓની સંગતી રાખજો. જે સ્ત્રીઓ ક્રૂર સ્વભાવની, કજીઆળી, ઘણું ખાનારી, ચોરી કરનારી અને દુરાચરણી હોય, તે સ્ત્રીઓથી દૂર રહેજો. અમૂલ્ય વસ્ત્રાલંકાર પહેરી પરમ પ્રેમથી અને મન, વચન અને કર્મથી પતિની સેવામાં રહેજો. તમારા પતિએ જે કંઇ વાત કહી હોય, તે કોઇને કહેશો નહિ, કારણ તે વાત પાછા તેઓ જાણશે તો,

તમારાપર સ્નેહ હશે તે તૂટશે. આ પ્રમાણે હમેશા વર્તશો, તો શ્રી કૃષ્ણના મનમાં તમારાપર પ્રેમ અને દયા આવ્યા વિના રહેશે નહિ. આવું આચરણજ સૌભાગ્ય વધારનાર, સ્વર્ગની પ્રાપ્તી કરાવનાર અને પતિને વશ કરવાનું સાધન છે."

અહો ! સાધ્વી દ્રૌપદીજીનો પતિને વશ કરવાનો કેવો ઉત્તમ ઉપાય ? ખરેખર આવા ઉપાયથીજ પતિને વશ કરી શકાય છે અને એ રીત ઉત્તમ છે. માટે બીજા નકામા દુઃખદાયક અને ક્લેશ ભરેલા ઉપાય ન કરવા. ફક્ત પતિને વશ કરવાનો આવાજ સુખદાયક ઉપાય કરવો, કે તેથી પતિ એની મેળેજ વશ થશે.

## શિયળ વ્રત.



શિયળ—એ સ્ત્રીઓનું સાર રત્ન સતીત્વ ધન છે. જ્યારે લગ્ન થાય છે, ત્યારે ઇશ્વરરૂપ માનેલા અગ્નિદેવ અને હજારો લોકની સમક્ષ સ્ત્રી પુરૂષ પરસ્પર પ્રતિજ્ઞા લઇ બંધાએલાં છે, કે કોઇ પરસ્ત્રી કે પરપુરૂષ સાથે પ્રીતિથી બંધાવું નહિ અને પરસ્પરના દેહનો અધિકાર બીજાને સોંપવો નહિ, એવી પ્રતિજ્ઞા કરી પોતાના દેહને પરસ્પર અર્પણ કરી દીધેલ છે, અને પરસ્પરમાં અખંડ પ્રીતિ રાખવાને બંધાએલાં છે; છતાં જે સ્ત્રી પુરૂષ ક્ષણિક સુખ માટે કામને વશ થઈ એ ઇશ્વરી લેખનો ભંગ કરીને પોતાની કાયા બીજાને સોંપે છે અને પોતાની એબ બતાવે છે. તેને ધિક્કાર છે. એના જેવો એકે મોટો ગુન્હો નથી, એના જેવું એકે મોટું પાપ નથી. આવા પાપી મનુષ્યપર પરમેશ્વર ગુસ્સે થાય છે અને તેને મોટી શિક્ષા કરે છે. આ દુનિઆમાં "ચોરી છીનાળી" કરવામાં જેવી ખોટ ગણાય છે, તેવી ખોટ બીજા એકે કામમાં ગણાતી નથી. જગતમાં સ્ત્રી પુરૂષની સંખ્યા લગભગ સરખી ગણાય છે. તેપરથી જણાય છે કે, એક સ્ત્રીને એક પુરૂષ અને એક પુરૂષ ને એક સ્ત્રી હોવી જોઇએ. વળી સંસારના નિયમ પ્રમાણે ધર્મ સંસ્કાર કરી પરણેલું જોડું એક બીજાનું વચન તોડે, તો પછી પરણવાનું શું કારણ ? ત્યારે મનુષ્ય અને જંગલી પશુ. પક્ષીમાં શો ફેર ? પરણેલી સ્ત્રી પોતાના પતિપર ખરી પ્રીતિ ન રાખે, તો પતિની સ્ત્રીપર ક્યાંથી રહે ! આથી બંને દુઃખદ્ સ્થિતીમાં આવી પડે છે. વળી જેનાં માબાપ વ્યભિચારી હોય છે, તેનાં છોકરાં પણ ઘણું કરી વ્યભિચારી થાય છે. આવાં ઘણાં મનુષ્યો થવાથી કુટુંબ, જ્ઞાતિ, અને દેશ ખરાબ સ્થિતિમાં આવી પડે છે. વ્યભિચારી મનુષ્યોને અહોરાત્ર સુખે નિંદ્રા આવતી નથી, કે સુખે ધંધો કરવો સુઝતો નથી, અને ક્યાંએ તેમને સુખ મળતું નથી. તેણે જેનાવડે સુખની ઇચ્છા રાખેલી હોય છે, તે ઇચ્છા જ્યારે પૂરી થતી નથી ત્યારે એ દુઃખી, દુઃખીને દુઃખી થાય છે. વ્યભિચારીની આબરૂ લોકોમાં ઓછી થાય છે, તેમનો કોઇ ભરસો કરતું નથી અને કોઇ આંગણે ઉભવા દેવામાં પણ રાજી હોતું નથી. કદી તે ઘર આગળ આવે,

તો જાણે કે અહીંથી જાય તો સારૂં. આવાં મનુષ્યને કોઇ જોઇતું માન આપતું નથી. એ કૃત્ય કરનાર જાણે છે, કે મારા કૃત્ય વિષે કોઇ જાણતું નથી, પણ સમજતા નથી કે કોઇ પણ કૃત્ય છાનું રહેતું નથી. એવા માણસની હીલચાલ ઉપરથીજ માણસો કળી કાઢે છે અને સઘળે નીંદાય છે. આવા લોકો આ લોકમાં ધિક્કારને પામી, પરલોકમાં અસદ્દગતિને પામે છે. મહાભારતમાં કહ્યું છે કેઃ—"સ્ત્રી પુરૂષ શીલ ભંગ થયે મહાદોષને પાત્ર ઠરે છે. સ્ત્રીએ કોઇ પરપુરૂષનો વિશ્વાસ કરવો નહિ. જેણે શીલનું સંરક્ષણ કર્યું છે. તેણેજ સર્વ સાધન કર્યું સમજવું." જે સ્ત્રી પતિનો ત્યાગ કરીને એકાંતમાં ગમે ત્યાં ફરે છે, તે ગ્રામકુકરી ના અવતારને પામે છે અને વિષ્ટા ખાતી ફરે છે. याज्ञवल्क्य ऋषिએ કહ્યુંછે કેઃ—" જે સ્ત્રી વ્યભિચાર કરે છે, તેને પત્નીપણાના અધિકારથી રહિત કરવી. તેનો વિશ્વાસ કરવો નહિ." એ રીતે અનેક શાસ્ત્રોમાં વ્યભિચારનો નિષેધ કરેલો છે. શીળનું સર્વ રીતે રક્ષણ કરવાથીજ સ્ત્રી ઉત્તમતાને પામે છે અને શીળ ભંગ થયે, સ્ત્રી નીચગણાઇને સાસરા, પિયર અને મોસાળ એ ત્રણે કુળને કલંક લગાડે છે.

સ્ત્રીએ પરપુરૂષ સાથે રમવું, હસવું, છળમાં અંગનો સ્પર્શ કરવો, એકાંતમાં એક આસન ઉપર ઘણીવાર બેસવું, શરીરની કોઇ જાતની સેવા કરવી અને એબ દેખાડવી, એ સર્વ વ્યભિચારમાં ગણાય છે. માટે તેમ ન કરવું, કેમકે એ સઘળું શુદ્ધ નીતિથી ઉલટું છે. જે આચરણથી લોકોના મનમાં સંદેહ ઉત્પન્ન થાય અને એ લોકોમાં ફેલાય, તેટલું એ દુષણ આપનારૂં તથા પતિ પત્નીમાં પ્રેમ ઓછો કરનારૂં છે. પતિ પત્નીમાં પ્રેમ ટકાવી રાખવાને, તો જેમ બને તેમ અકપટતાની વિશેષ જરૂર છે. માટે સ્ત્રીએ પોતાની જીંદગીના સારરત્ન ધનનું સંરક્ષણ કરવા માટે પ્રાણની પણ દરકાર રાખવી નહિ. જુઓ ! પ્રાચીન કાળમાં સીતાજી, દ્રૌપદીજી, દમયંતી, સુકન્યા અને વીરમતી વગેરે સ્ત્રીઓએ અનેક સંકટો સહન કરીને, પણ પોતાના શીળનું રક્ષણ કર્યું છે એ કોનું અજાણ્યું છે ? માટે સ્ત્રીઓએ શિયળનું રક્ષણ કરવા ચૂકવું નહિ. એ વિષે કહ્યુંછે કે;—

**"મામેરૂં મોંઘા મૂલનું" એ રાગ.**

સુણો સમજુ સકળ નર નારિયો,
મોટો શિયળ તણો મહિમાય; શિયળ પાળો સ્નેહથી.
જે કોઇ શિયળ સારી રીતે સાચવે, સર્વે સુફળ મનોરથ થાય; શિયળ૦
સોના રૂપાની શોભા નવ સમજીએ, શોભા સરસ શિયળ શણગાર; શિયળ૦
જેવાં નકટીને ભુષણ નાંખીયાં, એવાં શિયળ વિના નર નાર; શિયળ૦
વધે લાજ અધિક ઠીક લોકમાં, પરલોકમાં, મુક્તિ પમાય; શિયળ૦
સુખ સંપત્તિ શિયળથી સેવીએ, રીઝે જગકર્તા જગરાય; શિયળ૦

માટે શિયળ સરવ વિધે સાચવો, તજો કામી હરામીનો સંગ; શિયળ૦
જરીયે ડરિયે ન મરણના ડર થકી, ભારે ડરિયે શિયળ થતે ભંગ; શિયળ૦
તજી લાજ બેઅદબી ન બોલીએ, નહિ ડોલિયે મદ છકમાંય; શિયળ૦
નીચી નજરે સરલ ચિત્તે ચાલીએ, હાંસી મશ્કરી કરિયે ન કાંય; શિયળ૦
ફાટી આંખે ફરે જે કોઇ ફાતડા, તેનું ડાટીએ માંટીમાં મૂખ; શિયળ૦
તજવી સોબત નિત્ય તેહની, જેણે લજવી જનેતાની કૂખ; શિયળ૦
ભણવું ગણવું તો તેહનું ધન્ય છે, જેણે કુળને લગાડયો ન ડાગ; શિયળ૦
ભણી ગણીને જે શિયળ ન સાચવે, એના ભણતરમાં ઉઠી આગ; શિયળ૦
હૈયાફુટા બોલેબોલ હાંસીએ, દેખી ફાંસીને નાશીએ દૂર. શિયળ૦
શિક્ષા સુંદર દલપતરામની, જાણી કામની શીખો જરૂર; શિયળ૦

## પરોણા ચાકરી.

આપણે ઘેર કોઇ સગું વહાલું, સ્નેહી કે હરકોઇ માણસ આવી ઉતરે તે જેવું માણસ હોય તે પ્રમાણે તેનો યથા શક્તિ ખાવા, પીવા, સુવા, બેસવા વગેરેથી આદરસત્કાર કરવો, એ ગૃહસ્થનો ધર્મ છે. આવેલો પરોણો નારાજ થાય એમ કદી કરવુ નહિ; કેમકે આંગણે આવેલા પરોણાની સારી રીતે જો બરદાસ થતી નથી, તો તે નારાજ થાય છે અને નારાજ થાય છે, તો ઘરધણીના પુન્યનો નાશ થાય છે અને આબરૂ ઓછી થાયછે. અતિથિનો સત્કાર કરવો, એવું આર્યધર્મમાં ફરમાવલું છે. એ પ્રાચીન પ્રસિદ્ધ રીતિ આજે પણ ચાલી આવે છે. કદી શક્તિ રહિત હોઇએ; તોપણ પરોણાચાકરી કર્યા વગર તેને નિરાશ પાછો વાળવો નહિ. પરોણો આવ્યો ન આવ્યો થતો નથી. એતો હસ્તાંએ પરોણો અને રોતાંએ પરોણો. પછી ભલે આપણા ઘરમાં છોકરાં જે ખાતાં હોય, તે ખવરાવીએ તેની ફિકર નહિ, પણ મન આનંદ રાખી સત્કાર કરવો એ ઉત્તમ છે મોં બગાડી નાંખીએ અને પછી ભલે શાકરના લાડુ કરી જમાડીએ, તોપણ એને પરોણા કડવા ઝેર જેવા ગણે છે અને જાણે છે કે હું એને ઘેર કયાંથી ગયો. મેં તો આને ઘેર સારૂ જાણ્યું હતું, પણ આ તો હવે સર્વ થઇ રહ્યું લાગે છે. આવો મનમાં વિચાર કરી, એ સર્વે વાત બહાર પાડે છે. તેથી એ ઘરધણીની આબરૂ ઓછી થાય છે અને ઇશ્વર પણ તેનાપર નાખુશ થાયછે. આંગણે આવેલાનો યથા શક્તિ સત્કાર કરવો, આદરભાવ આપવો, ખુશી ખબર પૂછવા અને કહેવું કે, અહો ! ભલે પધાર્યા તમો અમારે ત્યાં કયાંથી ? વિગેરે વિવેક વચનોએ આદરસત્કાર થતો જોઇ પરોણો ખુશી થાયછે. પછી ભલે ખાન, પાન

જે આપણા ઘરમાં હોય તેવું આપીએ તેની હરકત નહિ, પણ ઘરધણીનું હસતું મૂખ અને વિવેક જોઇ બીજે પણ તેનાં વખાણ કરે છે. તેથી તેમની આબરૂ વધે છે. તેમજ ઘર આગળ હરકોઇ નમ્ર, વિદ્વાન, ગૃહસ્થ, સભ્ય, વૃદ્ધ, આબરૂદાર અને સદ્દગુણ સંપન્ન વગેરે મનુષ્ય આવે, તો તેને આસન આપી બેસાડવા, પછી જળ પાન આપી કુશળ ખબર પૂછવા. તે જતાં સુધી આવવાનું કારણ ન કહે, તો પછી આવવાનું કારણ પૂછવું. જતી વખતે વિવેક, વિનય ભરેલાં મધુર વચનો કહી, બને ત્યાં સુધી વળાવવા જવું. સ્ત્રીએ પતિ કે ઘરનો કોઇ પુરૂષ એ વખતે હાજર ન હોય, તો પોતાની મર્યાદા સાચવી તેમનો ઘટતો સત્કાર કરવો. પોતાના શીળ ધર્મને હાની ન પહોંચે એની તજવીજ રાખતા જવી એક દમ અજાણ્યા માણસનો ભરૂસો કરી દેવો નહિ. તેમ તેમને ખોટું લાગે એમ પરોણાચાકરી કરવામાં બેફિકર રેહેવું નહિ, બધી રીતના વિચાર રાખી કાર્ય સાધવું એ ચતુર સ્ત્રીનું કામ છે. આવી રીતે વર્તવાથી ઘરની શોભા અને કીર્તિ વધે છે. માટે ગૃહસ્થે આંગણે આવનારની યથાશક્તિ પરોણાચાકરી કરી તેમને સંતોષ આપવો એ ગૃહસ્થાશ્રમીનો ધર્મ છે.

## ચાકર કેવા રાખવા ?

ગૃહસ્થે ઘરમાં જે સ્ત્રી પુરૂષને ચાકર રાખવા હોય, તે સ્ત્રી પુરૂષ નમ્ર, વિવેકી, સત્ય, સભ્ય, આસ્તિક, નીતિવાન, મહેનતુ, ધણીનું ભલું ઇચ્છનાર, કાળજીદાર, મર્યાદશીલ, ચતુર, નિરોગી, યુવાન કે વૃદ્ધ નહી, કેમકે યુવાનનો સ્વભાવ છછાંછળો હોય છે, તેના મનની વૃતિ સ્થિર હોતી નથી. તેથી વખતે બગાડો થાય છે. વૃદ્ધ માણસ શરીરે અશક્ત હોવાથી, તેનાથી ઝડપથી ધાર્યા પ્રમાણે કામ થઇ શકતું નથી, કે વારંવાર ઉઠબેસ કરી શકાતી નથી. માટે આ બે સ્થિતિના સિવાયને રાખવા ઠીક છે. સ્ત્રી હોય તો પર પુરૂષના સહવાસ નહિ કરનારીને, અને પુરૂષ હોય તો પરસ્ત્રીનો સહવાસ ન રાખનારને, સમજાવ્યું તરત સમજી લે તેને, રજા મળે તોપણ બહાર જઇ આપણા ઘરની વાત ન કરનારને, અને ચાકરના ધર્મ જાણનાર, વગેરે ગુણવાળાં સ્ત્રી પુરૂષને રસોઇ કે ઘરના કામકાજ માટે રાખવાં એ ઠીકછે, પણ ગરમ મિજાજવાળાને, રૂપાળાને, વાંઢાને, આળસુને, નિર્બળને, યુવાનને, વૃદ્ધને, વ્યભિચારીને, નાક ચુતું હોય તેને, લાળ પડતી હોય તેને, પત, કોઢ, ક્ષય, ચાંદી, પરમે વગેરે રોગિને, ભભકાદાર વસ્ત્ર પહેરી ઠાઠમાઠમાં રહેનારને, નીચ બુદ્ધિનાને, પાપ કર્મ કરનારને, દારૂબાજને, દુર્વ્યસનીને, નિંદાખોર, ચાડીયા, ધર્મપર આસ્તારહીત, નાસ્તિક, ચોરી કરનાર, જૂઠું બોલનાર, ઉડાઉ, ખાઉકણુ, વાતો સાંભળવાની

તથા વાતો કરવાની પ્રીતિ રાખનાર, કાળજી રહિત વગેરે અવગુણવાળાં સ્ત્રી પુરૂષને રસોઇ કે ઘરના કામકાજમાં રાખવાં નહિ. જો આવો વિચાર કર્યા વગર રખાય છે, તો પાછળથી પસ્તાવો થાય છે, પરંતુ યાદ રાખવું કે સ્ત્રીઓ પાસે તો સ્ત્રી ચાકરજ રાખવી ઉત્તમ છે. જે સમજુ પુરૂષ હોય છે, તેતો ઘરમાં સ્ત્રી ન હોય, ત્યાં સુધી પુરૂષ નોકર રાખે છે, પણ જ્યારે ઘરમાં સ્ત્રી આવે છે; ત્યારે તો પુરૂષ નોકરને રજા આપી સ્ત્રી નોકર રાખે છે. કદી પુરૂષ ને રજા ન આપે, તો તેને પુરૂષના કામમાં રાખે છે અને સ્ત્રી પાસે તો સ્ત્રી નોકરજ રાખે છે. રસોઇ બનતાં સુધી ઘરની સ્ત્રીએજ કરવી જોઇએ; કેમકે પુરૂષને ઘરની સ્ત્રીનો જેવો વિશ્વાસ હોય છે, તેવો વિશ્વાસ ચાકર ઉપર હોતો નથી. તેમજ ચાકર કરતાં ઘરની સ્ત્રીને વધારે ચીવટ હોય છે. કદી કારણુસર રસોઇઓ રાખવાની જરૂર પડે, તો પુરૂષ કરતાં સ્ત્રી જાતિને પ્રથમ પસંદ કરવી, કેમકે રસોઇ કરનારને ઘણો વખત ઘરમાં ગુજારવો પડે છે અને ઘરની સ્ત્રીઓ પણ ત્યાંજ રહે છે. વળી સર્વે કામ ઉપર ઘરની સ્ત્રીની દેખરેખ હોયછે. તેને ભોજન સંબંધી ભાવતું ન ભાવતું કહેવા, કે ખાવાસંબંધી પુરૂષની શરમ રાખવી પડે છે, એ કારણથી સ્ત્રી નોકર હોય, તો એ સબંધી સ્ત્રીઓને કંઇ અડચણ આવતી નથી. કદી કોઇ ઉપાયથી તેવી સ્ત્રી ન મળે કે કંઇ ખાસ કારણ હોય, તો ચાકરના ગુણવાળા પુરૂષને રાખવો.

**ચાકર સાથે વ્યવહાર**—ઘરમાં રસોઇ કરનાર કે કામ કરનાર ચાકર સ્ત્રી હોય, કે પુરૂષ હોય પણ સ્ત્રીએ તેનો બહુ વિશ્વાસ કરવો નહિ. તે સાથે કામ જેટલોજ વ્યવહાર રાખવો. કામ જેટલું બોલવું. એ સાથે બેસવા ઉઠવાનો સહવાસ રાખવો નહિ, કારણ એથી મોભો જતો રહે છે. વળી સહવાસે કરીને તેને આપણી સાથે બોલવાની છુટ મળે છે. વખતે ઘર આગળ કોઇ આવે છે, ત્યારે પણ એ ટેવથી છુટી જીભે બોલે છે. તેથી આપણું માન ભંગ થાય છે અને લોકો એથી હલકા વિચાર બાંધે છે. ધન, લુગડા, ઘરેણાં વગેરે રાખવાના ખાનગી ઘરની કુંચી તેમને બતાવવી નહિ કે આપવી નહિ. તેમ કયાં રહેછે તેની વાકેફદાર થવા દેવી નહિ; કારણ સ્ત્રી અને ધન દેખીને મોટા મુનીવરની પણ દાનત બગડે છે. ખાનગી બેસવા ઉઠવાના ઓરડામાં અગાઉથી તેમને પરવાનગી લીધા વગર આવવા દેવા નહિ; કારણ ખાનગી ઘરમાં સ્ત્રીઓને બેસતાં, સુતાં કોઇ વખતે શરીરપરથી વસ્ત્ર આઘું પાછું ખસી ગયું હોય, કે માથું ઉઘાડું હોય, તેવે પ્રસંગે પુરૂષ ચાકર રજા લીધા વગર એકદમ આવી ઉભો રહે છે, તો સ્ત્રીની મર્યાદા ભંગ થાય છે. વળી અંગપરથી વસ્ત્ર ખસેલું હોય, તેવે પ્રસંગે અચાનક તેના આવવાથી સ્ત્રીને ધાસ્કો પડે છે. તેથી તેના મનની અસર તનપર થઇ શરીર બગડે છે અને શરમાય છે. આવા સહવાસથી લોકો પણ વખતે વગર વિચાર્યું આળ ઓઢાડે છે, વગેરે માઠું પરિણામ

આવે છે. અજ્ઞાન સ્ત્રી, મુર્ખરાજા, વેલ, અવિચારી એ ચારનો સ્વભાવિક રીવાજ એવો છે, કે તેઓ જેવાની સંગતિમાં આવે છે, તેવાની સાથે પ્રીતિ બાંધી લેછે અને બુદ્ધિ વિનાના સ્ત્રીઓ દુરાચારી થઇ જાયછે. તેથી સમજુ પુરૂષો સ્ત્રીઓ પાસે પુરૂષ નોકર રાખતા નથી. કદી હોય તો તે સાથે સ્ત્રીઓએ સહવાસ રાખવો નહિ, કે રજા વગર ખાનગી ઓરડામાં દાખલ ન થવા દેવાનો અગાઉથી બંદોબસ્ત કરી રાખવો. સ્ત્રીઓએ ચાકર સામે ઉભા રહીને હસવું નહિ. તે સાથે કામ જેટલીજ વાત કરી, ત્યાંથી દૂર ખસી પોતાને કામે લાગવું. ચાકરની સાફ દાનતની પરીક્ષા માટે પાઇ પૈસો, બે આની વગેરે તેને કામ કરવાની જગ્યોએ નાંખી મૂકવાં. પછી તે લેછે કે નહિ, તેની ચોકસી રાખવી. વખતે તે ઉપાડીને દેવા આવે, તેટલા ઉપરથી તેની સાફ દાનત વિષે એકદમ પાકું અનુમાન બાંધવું નહિ; કારણ લૂચ્ચા હોય છે, તે પોતાનો વિશ્વાસ બેસાડવા સારૂ વખતે એમ કરી દેખાડેછે, પણ તેની સાફ દાનત વિષે તો ઘણે વખતે અને ઘણે પ્રસંગે ખાતરી થાય છે. માટે અનેક રીતે તેના ગુણની ખાતરી કરતા રહેવું. એમ કરતાં જો દુર્ગુણી જણાય, તો તરત તેને રજા આપવી. જુનો ચાકર હોય તોપણ તેનો પાકો વિશ્વાસ રાખી, બે દરકાર રહેવું નહિ. ચાકર પાસેથી કામ નિયમસર લેવુ, તેના કામપર દેખરેખ રાખવી. તેની વર્ત્તણુકપર બરાબર ખાનગી રીતે તપાસ કર્યા કરવી. કંઇ ચીજ ઉપાડી જાય કે કામમાં કાળજી રાખે નહિ, તેની તપાસ રાખવી તેના કામમાં ભૂલ થાય, તો નહિ વઢતાં નમ્રપણે ધીરેથી સહેજ ઠપકે દેવો અને ફરી એવી ભૂલ ન કરે તેની સમજુત આપવી, પણ તેનું માન ભંગ કરવું નહિ: કે તેનો કોઇ કારણસર તિરસ્કાર કરવો નહિ તેને દુઃખ પડેતો દૂર કરવામાં મદદ આપવી અને દીલાસો દેવો. શેઠ, શેઠાણી પ્રત્યે તેમનો શો ધર્મછે એ જાતે અગર કોઇ મારફતે સમજાવતાં જવું, કે તેઓ પોતાની ફરજ બજાવતાં સમજે અને સેવકના ધર્મ પ્રમાણે વર્ત્તે એમ કરવું. આવા રીતે કરવાથી સર્વ પ્રકારે સુખની પ્રાપ્તી થશે.

---

## મનુષ્યનું મુખ્ય કર્ત્તવ્ય.

આ સંસારમાં અવતરી મનુષ્યે મુખ્ય શું કરવાનું છે ? આ સવાલ પ્રથમ ઉત્પન્ન થાય છે. તેનો ઉત્તર એજ કે તન, મન, અને ધનથી નીતિ વડે પરોપકારનાં કાર્યો કરી—"ઇશ્વરના પરમપદને પામવું" જ્યાં સુધી એના પદને પામવાનો મનુષ્ય પ્રયત્ન કરતો નથી, ત્યાં સુધી તે મનુષ્ય પશુ, પક્ષી, કીટ, પતંગ અને વનસ્પતિ આદિના અવતાર રૂપે અવતરી જન્મ મરણ થયા કરે છે અને

આધિ, વ્યાધિ અને ઉપાધિ હાથે કરીને વોહોરી લે છે. આ મનુષ્ય દેહ અનેક સુકૃત્યોના પુણ્યે અને પ્રારબ્ધ યોગે પ્રાપ્ત થયોછે. તેના વડેજ ઇશ્વરના પરમપદને પમાય છે. તે સિવાય એકે રીતે ઇશ્વરની પ્રાપ્તી થતી નથી, ત્યારે આવો યોગ મળ્યા છતાં-જે એ યોગ ગુમાવે છે. તેના જેવો બીજો મૂર્ખ કોણ ? ઇશ્વરના પરમપદને પામવું, તે કંઇ ખાવા, પીવાને, ગાડી, વાડીને લાડીમાં ગુલતાન બની વૈભવ વીલાસથી કે પુત્ર પરિવાર વધારવાથી પમાતું નથી, કે નથી પમાતું, પૃથ્વીપતિ થવાથી. કે નથી પમાતું કરોડોધ્વજ થવાથી, કે નથી પમાતું વિદ્વાન, બારિસ્ટર અને ડાકટર વગેરેની ઉંચી પદવી મેળવવાથી. હા, જેટલું યોગ્ય કરવાનું હોય, તે કરવું ઠીક છે, પણ તે સર્વે કરતાં જતાં પણ ખરી ઇચ્છા તો એજ રાખવી કે **પરીબ્રહ્મ**ની પ્રાપ્તી ક્યારે થાય ? અને શી રીતે થાય ? કે જન્મ મરણનો ફેરો ટળે. " આજ નહિ કાલે કરીશું બાળ, અને યુવા અવસ્થામાં નહિ, પણ વૃદ્ધાવસ્થામાં કરીશું. આ વિચાર કેવો ભૂલ ભરેલો છે ? વૃદ્ધાવસ્થા તો રહી પણ કાલની કોને ખબર છે ? અને વૃદ્ધાવસ્થા સુધી આપણે જીવીશું, એની પણ શી શાબિતી ? વિક્રાળ કાળતો મૂખ વિકાસી ગ્રાસવાને તૈયાર થઇ બેઠો છે. તે ક્યારે અકસ્માત આવીને કંઠ પકડશે ? એ કોઇના જાણવામાં નથી, કે કોઇના જાણવામાં આવતું પણ નથી. માટે હમેશાં અગમચેતી રાખી કાળથી ચેતતાં રહીને, મુખ્ય કર્ત્તવ્ય જે પરીબ્રહ્મને જાણવાનું કામ છે. તે કર્તવ્ય કર્મ કરવામાં પછાત પડવું જોઇએ નહિ. નહિતો કાળ અકસ્માત ઝડપી જશે, તો " મનના વિચાર મનમાંજ રહેશે " અને પસ્તાવો કરી ફરી ચોરાશીલાખના ફેરામાં પડવું પડશે તથા ફરી અનેક આધિ વ્યાધિ અને ઉપાધિ ભોગવવી પડશે. કાળે મોટા મોટા દેવ, દાનવોને પણ છોડયા નથી, તો બિચારૂં મનુષ્ય કોણ માત્રમાં છે ? એ વિચાર ખુબ કરવો અને શમ, દમ, શાસ્ત્રઅધ્યન, સંતોષ સહનશીળતા અને નમ્રતા વગેરે સદ્‌ગુણો ગ્રહણ કરીને, જે રીતે આ મિથ્યા દેહમાંથી મોહમાયાનો ત્યાગ થઇ શકે તેમ કરવું અને જીવને ધારણ કરનાર જે ધર્મ છે, તેને વધારતા જવો; કેમકે એજ ખરો સાથી છે. આ અસાર સંસારમાં પુત્ર, કુટુંબ, સ્ત્રી, અને ધન, માલ એ કોઇ સાથે આવતું નથી. ફક્ત કરેલાં કર્મજ સાથે આવે છે. અણસમજુ માનવી આ પંચમાભૂતના પૂતળાને સત્ય માને છે અને તે સર્વેને પોતાનું માની, મારૂં, તારૂં કરીને મોહમાં પડી, પોતાની યોગ્ય ફરજ બજાવવાથી દૂર રહે છે, એ ઘણા ખેદની વાત છે ! મનુષ્ય કહે છે કે આ "મારૂ" શરીર હાલ સારૂં નથી. "હું" શરીર સારૂં કરીશ. આમાં મારૂં-અને હું-કહેનારો જુદો અને શરીર પણ જુદું એમ સમજાય છે. "હું" એવો જે શબ્દ થાય છે, તે કોઇ પદાર્થ નથી, પણ તે " આત્મા રૂપે વ્યાપક પુરૂષ છે " તેને ન નિહાળતાં અજ્ઞાનતાથી "હું" અને શરીર કરી જાણે છે, પણ તે ખરેખરૂં કંઇ નથી. જ્ઞાની મનુષ્ય

દેહના ભોગ, દેહને ભોગવવા દે છે, પરંતુ તેના ભોગમાં પોતે લીન થતો, કે આ-શક્તિ રાખતો નથી અને તેમાં સુખ, દુઃખ હર્ષ, શોક કંઇ પણ રાખતો નથી; કારણ કે સઘળા ભોગો દેહ સાથે સંબંધ રાખે છે, આત્મા સાથે નહિ. જ્યારે આત્માને કોઇ પ્રકારનો સંબંધ નથી, ત્યારે વ્યવહાર દૃષ્ટિએ જે સુખ-દુઃખ સ-મજાય છે, તે સત્ય નથી, કેમકે દેહ પોતેજ નાશવંત છે-ખોટો છે; તો તેના સંબંધની વસ્તુઓ પણ ખોટીજ છે અને તેવા દેહે માનેલા ભાઇ, ભત્રિજા, કાકા, કુટુંબ અને સગાસ્નેહી કેમ સાચાં માની શકાય ? નહિ.

આ અસાર સંસારનાં અનેક દુઃખોનો મનુષ્યે અનુભવ લીધા છતાં અ-સત્ય પદાર્થોપર મમતા રાખી રહેલ છે. તેથી સત્ય શું છે ? તે જાણી શકાતું નથી. આ જગત્ સત્ય નથી, પણ સત્યનો માર્ગ દેખાડનારૂં છે. આ મનુષ્ય શરીર સત્ય નથી, પણ સત્ય સાધી લેવાનું સાધન છે. તેનો લોક વ્યવહાર સઘળું મિથ્યા છે. ફક્ત પરમાત્માને જાણવાનો વ્યવહાર સત્ય છે. મૂર્ખ મનુષ્ય માયાં પ્રપંચના મોહને લીધે પોતાની મુખ્ય ફરજ ભૂલી જઇને અસત્યને સિદ્ધ કરવા મથે છે. તેમાં અનેકવાર દુઃખો ભોગવે છે, નિરાશ થાય છે અને પસ્તાવો કરેછે, તોપણ માયામાં લપટાએલો માનવી નહિ ચેતતાં, ફરી આધિ, વ્યાધિ અને ઉ-પાધિ હાથે કરીને વોહોરી લે છે. જ્યાં સુધી માનવી મોહ નિંદ્રામાંથી જાગૃત થઇ અભિમાનને અળગો કરતો નથી, ત્યાં સુધી પરીબ્રહ્મને જાણી શકતો નથી.

શાસ્ત્રમાં કહ્યું છે કે;—

યઃપશ્યતિસ્વયંસર્વં । યંનપશ્યાતિકશ્ચન ॥
યશ્ચેતયતિબુધ્યાદિ । નતચ્ચેતયત્યયં ॥

જે આત્મા પોતે સર્વ જુએ છે, પણ તેને બીજું કોઇ જોઇ શકતું નથી. બુદ્ધિ આદિ ને જે ચેતનવાળાં કરે છે, પણ તેને બુદ્ધિ આદિ ચેતવી શકતાં નથી, તે એવું છે.

એવા પરીબ્રહ્મને ઓળખી જ્યાં સુધી તેના ઉપર ખરી પ્રીતિ ઉત્પન્ન થતી નથી, ત્યાં સુધી મનુષ્ય આ સંસારમાં અનેકવાર જન્મે છે અને મરે છે. આધિ, વ્યાધિ અને ઉપાધિ ભોગવે છે. જ્યાં સુધી મનુષ્યનું અજ્ઞાન દૂર થતું નથી, ત્યાં સુધી એક શુદ્ધ નિરંજન નિરાકાર પરમ કરૂણાકર પ્રભુને પામી શકતો નથી. આ દેહેજ ઇશ્વરના પદને પમાય છે, છતાં મનુષ્ય ઇશ્વરને જાણવાનો પ્રય-ત્ન કરતો નથી. એ કેવો અફસોસ ! માટે હે માનવી ! સતગુરૂ અને સતશા-સ્ત્રોએ પરીબ્રહ્મને જાણવાના જે માર્ગો બતાવ્યા છે, તે માર્ગ ગૃહણ કરવા પ્રયત્ન કરો અને અહંકાર તજી વ્યવહારમાં વૈરાગ્ય તથા નિષ્કામ વૃત્તિ રાખી સુકૃત્યો કરો. જેથી જન્મ મરણનો ફેરો મટે અને મનુષ્ય દેહ ધર્યાનું સાર્થક થાય.

# ઘરવ્યવસ્થા.

સ્ત્રી પરણી સાસરે આવે છે, ત્યારે તેના પતિનું ઘર તેજ તેનું ઘર ગણાય છે અને પતિના ગૃહકાર્યની ચિંતાનો સઘળો ભાર તેનાપર આવી પડે છે. માટે માતાએ પોતાની પુત્રીને બાલ્યકાળથીજ ઘર વ્યવસ્થાની કેળવણી આપીને યોગ્ય બનાવવી જોઇએ. એ યોગ્ય થયે ઘણી સુખી થઇ વખાણને પામે છે અને મા બાપની શોભા વધારે છે, પરંતુ જો તેમને અયોગ્ય લાડ લડાવી ઉછેરી ઘર વ્યવસ્થાથી અણ વાકેફ રાખવામાં આવે છે, તો તે સાસરે ગયા પછી ઘણી મુંઝાઇ રહે છે. સાસુ સસરા અને નણંદ, વહુમાં આવડત નહિ હોવાથી, તેમને અને તેમના માબાપને વગોવે છે. તેથી એ બિચારીને પસ્તાવો કરવો પડે છે. માટે પુત્રી સાસરે જવાને યોગ્ય ઉમરની થાય; ત્યાં સુધી સુશિક્ષણ આપી તૈયાર કરવાની ઘણી જરૂર છે.

૧. સુઘડતાઇ—સ્ત્રીઓમાં આ ગુણ એક તેમને પરમ ભૂષણ રૂપ છે. નિત્ય એક પહોર રાત્રિ હોય, ત્યારે ઇશ્વર સ્મરણ કરતાં ઉઠી, આંખો, મોં અને દાંત સાફ કરી ગૃહકાર્યમાં લાગવું. ઘરના સર્વ ભાગો, આંગણું અને ઘરની અંદરનાં પેટી, પટારા, કબાટ, તથા ખુણે ખોચરે જ્યાં કચરો જણાય ત્યાં સાંજ સવાર વાળી સાફ કરવું. ભીંતો અને છાપરે જાળાં બાઝેલાં હોય તે કાઢી નાંખવાં. ઘરમાં કચરાનો ભરાવો થવાથી કીડી, મકોડી, કરોળીઆ વગેરે અનેક નાના પ્રકારનાં જીવ જીવાંત ઉત્પન્ન થાય છે. તેમાંથી ગંદકીનો વધારો થઇ, ઘરની હવા બગડે છે. ઘરને ભોંય તળીએ ચાર પાંચ રોજે છાણ માટીથી લીંપવું. ભીંતો ચૂના કે ખડીથી ધોળવી. ઘરની ને આગણાની ભૂમિનું તળીઉં નીચું ઉંચુ ખાડાખડબાવાળું હોય તો સરખુ કરવું, કે તેમાં પાણી કચરો ભેળાં થઈ સડી ગંદકી કરે નહિ તથા સરદી થાય નહિ, તેની સંભાળ રાખવી; કેમકે શરદી થવાથી અને હવા બગડવાથી માણસો માંદા પડે છે. માટે ઘર અને આંગણું સરખું, અને સ્વચ્છ રાખવું. ઘરની અંદર રમકડાં. ટેબલ, ખુરસી, કબાટ, કોચ, પલંગ ભરતકામ, ચિત્રોના નમુના, છબીઓ, વીણા, વાંસળી, તંબુર, સતાર, સારંગી, સુંદરી, મૃદંગ, પીઆનો, હારમોનિયન, છત, હાંડી, ઝુમર, અને તખતાં વગેરે ફરનીચરપર ધુળ કચરો વળગેલાં હોય તે લુઝી સાફ અને ચકચકિત કરવાં. ગોળા, ગોળીઓ, લોટા, લોટીઓ, ઘાઘેર, ઘડા, પ્યાલા, થાળી, વાટકા અને તપેલાં વગેરે રાંધવા, ખાવા, પીવાનાં, દહીં, છાશ નાંખવાનાં અને પાણી ભરવાનાં તાંબા પીતળનાં અને માટીનાં વાસણોમાંથી લીલ કે મેલ હોય તે રેતી કે રાખથી માંજી સ્વચ્છ કરતાં રહેવું. જો લીલ કે મેલવાળાં વાસણમાં ખાવા, પીવામાં

આવે છે, તો એથી શરીરમાં નુકશાન થાય છે. સુવાની પથારી, ખાટલા, ગોદડાં ગાદલાં અને તળાઇ વગેરે ઉપાડી ઝાટકી સાફ કરી, સંકેલી નિત્ય મૂકવાની જગ્યોએ ગોઠવી મૂકવાં. અંદર પરશેવો કે ભેજ લાગેલો હોય તો બે ચાર દિવસે તડકે રાખવાં કે અંદરની ભેજ અને ગંદકી ઉડી જાય. આ પ્રમાણે કરવાથી અંદર ચાંચડ, માકડ અને જુ વગેરે પડતું નથી, ઓછાડ બે ચાર દિવસે બદલતા જવો. ઘરની અંદર પાળેલાં પક્ષીઓનાં પાંજરાં અને પશુઓને બાંધવાની જગ્યો સાફ કરતા જવી. છાણુને ઘણા રોજ એકઠું કરી રાખવું નહિ. એકઠું કરી રાખવાથી જીવાત પડી ગંદકી થાય છે. ખાળકુંડી પાણીઆરાં વગેરેમાંથી કચરો કાઢી સારા પાણીથી ધોતા જવું. આગણે વાવેલા વૃક્ષોમાં ગંદુ પાણી, કે એઠવાડ નાંખવો નહિ. તેમ ઘર આગળ એઠવાડ કે ગંદુ પાણી ઢોળી ગંદવાડો થવા દેવો નહિ, જે ગંદવાડ હોય તે ઘરથી થોડે દૂર જઇ નાંખવો. એ રીતે ઘરને સાફ કર્યા પછી આંગણામાં કંકુ અને અબીલથી રમણિક ચિત્રો કાઢી, આંગણાને સુશોભિત કરવું. ઘરમાં અને આંગણામાં સુગંધી પુષ્પો વેરી ધુપ કરી ઘરને સુગંધી અને સુસોભિત કરવું.

સુર્ય ઉગ્યા પછી નિર્મળજળે શરીર ચોળી મશળીને જે રીતે શરીરનો મેલ દૂર થાય, તે રીતે સ્નાન કરવું. માથાના વાળ ચાર પાંચ રોજે ખારે, માટી આગળાં કે અરીઠાથી ધોઇ સાફ કરવા. સ્નાન કરતાં ઘણો વખત લગાડવો નહિ તરત કોરો ટુવાલ કે રૂમાલથી શરીર ઘસી લુઝી કોરૂં કરવું અને તરત વસ્ત્ર પહેરવાં. ભીને લુગડે ઘણીવાર રહેવું નહિ, રહેવાથી શરદી થાય છે. ઉના કરતાં ઠંડા જળે સ્નાન કરવાંથી શરીર મજબુત થાય છે અને પ્રકૃતિ સારી રહે છે. પણ જેને તે માફક આવતું ન હોય, અગર માંદગી હોય, ત્યારે શરીરની ગરમી જેટલા ગરમ પાણીએ સ્નાન કરવું. કપડાં ધોએલાં અને સાફ પહેરવાં. ધોતીઆં, સાડી નિત્ય ધોવાં. બાળકોને પણ નિત્ય નવરાવી સ્વચ્છ વસ્ત્ર પહેરાવવાં. એ રીતે નહાઇ ધોઇ સ્વચ્છ વસ્ત્ર પહેરી ધૂપ દીપ કરી થોડો વખત ઇશ્વરભક્તિમાં ગાળવો અને તેની પ્રાર્થના કરી, ઉપકાર માનતા રહેવો. ઇશ્વરભક્તિ કર્યા પછી નવીનરંગનાં વસ્ત્રો પહેરવાં. આંખ આંજવી, માંથે તેલ નાંખી વાળ ઓળવા, સેંથો ભરવો, કપાળમાં ચાંલ્લો કરવો, નાકમાં ફૂલ, હાથમાં કંકણ અને ડોકમાં કંઠી વગેરે સૌભાગ્યદર્શક શણગાર સજી પાણી ભરી લાવવું પછી રસોઇ કરવી.

૨. રસોઈ—રસોઈ કરતાં આવડવી, એ સ્ત્રીઓનું મુખ્ય કામ અને ચતુરાઇ છે. જેના ઘરમાં રસોઇઓ હોય, તેણે તો માથે રહી દેખરેખ રાખવી અને રસોઇઓ ન હોય, તો સ્ત્રીએ રસોઇ જાતે કરવી એ ઉત્તમ છે. આ સંસારમાં સૌના જીવનનો આધાર ભોજન છે. આ શરીર એક યંત્ર છે. અન્ન, જળ એ બે વસ્તુઓ યંત્ર ચલાવનારી કળ છે. એ કળવિના શરીર બરાબર ચાલી શકતું નથી; એટલુંજ નહિ પણ ટકી

શકતું નથી. માટે તેને ચોખ્ખું અન્ન જળ આપવું એ અગત્યનું છે. અન્ન જળથી જેમ શરીર દીર્ઘાયુષ્યી થાય છે, તેમજ એની અયોગ્યવ્યવસ્થા રાખ્યાથી શરીર નાશ પામે છે. માટે એ સંબંધી ઘણી સંભાળ રાખવાની જરૂર છે. અન્ન, જળ ખાવા પીવાથી, વાયુ, કફ અને પિત્ત એ ત્રણ દોષો પ્રગટ થાય છે, તેનું વધતા ઓછાપણું થયે ઘણા રોગો પેદા થાય છે. માટે રસોઇ કરનાર તથા જમનાર બંનેએ પદાર્થોના ગુણ દોષ જાણવાની જરૂર છે. તેમાં પણ રસોઇ કરનારે ઘરકુટુંબીઓની પ્રકૃતિ અને પદાર્થોના ગુણ દોષો જાણવાની પ્રથમ જરૂર છે. તેમજ પદાર્થોના ગુણદોષ, પાક શાસ્ત્ર, રસાયણ શાસ્ત્ર, અને વૈદકશાસ્ત્ર, વગેરેનું જોઇતું જ્ઞાન મેળવવું જોઇએ. તથા વડિલો પાસેથી અનુભવ લેવો જોઇએ. જેના શરીરમાં વાયુ વિશેષ હોય, તેણે વાલ, ચોરા, તુવર વગેરે વાયુ કોપાવનાર વાયડા પદાર્થો ખાવા પીવા નહિ. જેના શરીરમાં કફદોષ હોય, તેણે ઘી, ગોળ ખાંડ, સાકર વગેરે કફને કોપાવનાર ઠંડાને ગળ્યા પદાર્થો ખાવા નહિ અને જેના શરીરમાં પિત્તદોષ વિશેષ હોય, તેણે મેથી, રીંગણાં, તેલ, મરચાં, વઘારણી અને બાજરી વગેરે પિત્તને કોપાવનારા ખારા, તીખા અને ગરમ પદાર્થો ખાવા નહિ. તેમજ કફ વાત, કફપિત્ત, અને વાતપિત્ત વગેરે શરીરની પ્રકૃતિ જાણવી જોઇએ. પતિને કે કુટુંબીને આ ભોજન ભાવે છે કે નથી ભાવતું, આ તેમની પ્રકૃતિને અનુકૂળ આવશે કે નહિ, એ સર્વે જાણી રસોઇ કરવાને શરૂ કરવી. પ્રથમ રસોઇનો સઘળો સામાન રસોડામાં ગોઠવી રાખવો. કોઇ પણ ચીજ વારંવાર માગવી પડે નહિ એની સંભાળ રાખવી. રાંધવાના પદાર્થોમાં કાંકરા કસ્તર કે જીવાત ન પડે માટે માથે ઢાંકી રાખવું. રસોઇના સર્વ પદાર્થો પરિપક્વ અને સ્વાદીષ્ટ થયેલા જણાય, ત્યારે ઉતારી ચૂલા માંહેના કોયલા પાણીથી છાંટી નાંખવા, કે પાછા તે કામ લાગે. તૈયાર થયેલી રસોઇ કાઢવી હોય, તો કલઇવાળાં વાસણમાં કાઢી ઢાંકવી. કલઇ વિનાના વાસણમાં કાઢવાથી કસાઇ જાય છે. કસાએલું ખાવાથી તનદુરસ્તી બગડે છે. માટે કલઇ વગરનાં વાસણ ખાવામાં વાપરવાં ઠીક નથી. અનાજ બરાબર વીણી, ખાંડી, ઝાટકી, સાફ કરી અને બરાબર પકાવી ગરમાગરમ ખાવાથી શરીર આરોગ્ય થાય છે, પણ જેમ આવ્યું તેમ કાંકરા કુંકરીવાળું, જાડું મોટું દળી, ખાંડી, જેવું તેવું પકાવેલું, અને ઠંડુ પડી ગયેલું ખાવાથી શરીર રોગી થાય છે. બરાબર નિયમ પ્રમાણે બનાવેલી રસોઇ ખાવાથી બળ, બુદ્ધિ, તનદુરસ્તી અને આયુષ્યનો વધારો થાય છે. માટે બુદ્ધિ વાપરી પતિ આવતાં પહેલા રસોઇ તૈયાર કરી ગરમા ગરમ રહે તેવી રીતે ઢાંકી રાખી રાહ જોવી. આવે કે તરત સ્નાન કરવાનો સામાન હાજર કરવો. ઇશ્વર સ્મરણ, પૂજન અને ધ્યાન કરવાની સર્વે સામગ્રી જ્યાં જોઇએ ત્યાં ગોઠવી રાખવી. તિલકર્મ કરી ઉઠે કે ભોજનશાળામાં રસોઇ પીરસવી.

**૩. ભોજન**—ભોજન કરવાની જગ્યો બધે ઠેકાણેથી સ્વચ્છ કરેલી હોવી જોઇએ. તેમાં સુગંધી ધૂપ કરી ચારે તરફ સુગંધી પ્રસરે અને મન આનંદ થાય એમ કરવું. ભોજન પીરસ્યા, પછી પાસે જળપાત્ર, મરચું, મીઠું અને ચટકદાર ચટણી વગેરે રાખવાં. જેટલાં જમવા બેઠાં હોય, તેમાં કોઇને ભાણુંતર કરવો નહિ. પીરસતાં મનમાં સંકોચાવું નહિ, જમતી વખતે શોક, ભય અને દુઃખની વાતો કરવી નહિ, કેમકે આનંદમાં રહી જમેલું અન્ન જલદી પચી જાય છે. શોક, ભયમાં ખાધેલું અન્ન વિકૃતિને કરી તનદુરસ્તી બગાડે છે. માટે આ વખતે સાવચેતી રાખી, અગાઉથી આનંદ થાય, એવી વાતો કરવાની ગોઠવણ કરી રાખવી. રસોડું અને ભોજન કરવાની જગ્યો જેમ બને તેમ ગુપ્ત રાખવી, કેમકે કોઇ શત્રુ આવી વખતે ગુપ્તપણે ભોજનમાં સેળભેળ કરે અગર ભય, ત્રાસ થાય એવું કોઇ આવી ઉભું રહે. માટે તેને ગુપ્ત રાખવી એ વધારે સારૂં છે. ખોરાક હમેશાં વખતસર, પચે એટલો અને પચે એવો ખાય તેમ કરવું. ઉત્તમ ખોરાક કરતાં સાદો ખોરાક લાભદાયક છે. નિત્ય એક તરેહનો ખોરાક ન દેતાં હમેશાં જુદો જુદો રૂચીસર કરી આપવો. ભોજન કરી રહ્યા પછી પાન, સોપારી, એળચી, લવીંગ, વગેરે મુખવાસ ખાવા આપવાં, એ રીતે સૌને જમાડી પછી પોતે જમવું. એઠવાડ કાઢવો. એજ પ્રમાણે રાત્રે પણ ખાવા લાયક હલકું ભોજન તૈયાર કરી અવરાવવું. સવારના ભોજનકૃત્યથી પરવારી ઘરમાં સંગ્રહ કરેલી વસ્તુઓની વ્યવસ્થા કરવી.

**૪. સંગ્રહ કરેલી વસ્તુઓની સગવડ**—ઘર ઉપયોગી વસ્તુઓ થઇ રહેવા આવે, તે પેહેલાં ત્રણ ચાર રોજ અગાઉથી પતિને ચેતવી રાખવું. જે વસ્તુ ઘરમાં આવે, તેને સાફ સુફ કરી ઢાંકી સંભાળી રાખવી. વસ્તુઓ રાખવા, રસોઇ કરવા, જમવા, બેસવા અને સુવાની જગ્યાના વિભાગ જૂદા જૂદા રાખવા. બધું એકત્ર રાખવું નહિ. એકત્ર રાખવાથી ઘરની હવા બગડી તનદુરસ્તી ખરાબ થાય છે. અનેક પ્રકારનાં બીઆં, ઔષધીઓ, દાણો દૂણી, ફરનીચર, સાકર, ખાંડ, ગોલ, ઘી, તેલ, મસાલા, અને અથાણાં, વગેરે સાફસુફ કરી જીવજંત પડે નહિ, એમ સંભાળીને રાખવાં અને તેની વખતો વખત સંભાળ લેતા જવી. પાણી સીંચવાની દોરીઓ, ગાયો ભેંસો વગેરે પશુઓ બાંધવાનાં દોરડાં સાચવી જુદી જગ્યોએ ગોઠવી રાખવાં. જ્યાં ત્યાં કંઇ પણ રખડતું રાખવુ નહિ. વસ્તુઓની એવી ગોઠવણી રાખવી, કે તે જોઇએ, ત્યારે તરતજ જડે, ફાંફાં મારવાં પડે નહિ. કોઈ ચીજ ઉઘાડી રાખવી નહિ. કીડી મકોડી, ચડે અને ઊંદર કે બિલાડી ખાય એમ રાખવી નહિ. સર્વે ખંડોની બારી જાળી ખૂલી રાખવી, કે અંદરની હવા સારી રહે અને વસ્તુઓ બગડે નહિ. મુરબ્બા, મધ, આસવો વગેરેની બરણીઓનાં મોં કપડાથી બાંધી રાખવાં. ગાદલાં, ગોદડાં અને ઓછાડ સંકેલી યોગ્ય જગ્યાએ ગોઠવી

રાખવાં, તાંબા, પીતળનાં વાસણો માંજી સાફ કરી એક બાજુ ગોઠવી મૂકવાં, તમામ વસ્તુઓની એવી ગોઠવણી રાખવી કે સઘળે ઝાકઝમાળ થઇ રહે. જે જોઇને સૌ કોઈ આશ્ચર્ય થાય એવી વ્યવસ્થા કરવી.

૫. **શયન ગૃહની શોભા**—રાત્રિના બાર કલાક એ ગૃહમાં ગુજારવાના હોય છે, એમાં સુખ અને આનંદથી ઉંઘ આવે એવી સર્વ પ્રકારે સગવડ કરવી, એ સુઘડ સ્ત્રીની ચતુરાઇનું કામ છે. સૂવાનો ઓરડો જુદોજ હોવો જોઇએ. એ ઓરડો લીંપેલ ગુંપેલ અને ખડી કે ચૂનેથી ધોળેલો રાખવો. નિત્ય વાળી ચોળી સાફ કરતા જવો. એમાં સ્વચ્છ હવા આવવા જવાની બારી જાળીઓ રાખવી. પલંગ એવી રીતે રાખવો કે સૂતી વખતે શરીરપર થઇને પવન જાય નહિ, કે બહારથી દુર્ગંધ આવે નહિ, ઘરની વચગાળે પવન નાંખવાનો પંખો રાખવો. બેસવા, ઉઠવા કે વાંચવા લખવા સારૂ એક બાજુ ટેબલ, ખુરશી રાખવી. ટેબલ માથે દીવા સારૂ વાલસર રાખવું. વખત જાણવા સારૂ ઘડીઆળ અને રાત્રિએ પહેરવાનાં વસ્ત્રાલંકારનો કબાટ એક બાજુ રાખવો. નકશા, સુપ્રસિદ્ધ મહાત્મા સ્ત્રી પુરૂષોની અને દેવોની છબીઓ, વનવૃક્ષ અને સુંદર પશુ, પક્ષીઓના ચિત્રો વગેરે ટાંગવાં. અભેરાઇપર નાના પ્રકારનાં રંગબેરંગી રમકડાંઓ રાખવાં. ઉપર હાંડી, ઝુમર, અને તખતા, અને મનરંજનાર્થે મનોહર ગાન, તાનનાં સાધનો એક બાજુ ટીંગાડી રાખવાં. **જુઠું બોલવું એ પાપ છે. પરોપકાર એજ પુણ્ય છે. તન, મન અને કર્મથી પવિત્ર રહો. એક ઇશ્વર ઉપર નેકનિષ્ટા રાખો. સ્ત્રીઓને પતિ સેવા એજ ઇચ્છીત ફળને આપનાર છે.** વગેરે સુબોધ વાક્યોના છાપેલા કાગળો આજુ બાજુ ટીંગાડવા, કે બેસતાં ઉઠતાં સારી શિખામણ યાદ આવે. સુંદર અને સ્વચ્છ કરેલી શય્યા બિછાવી રાખવી. સુગંધી ધુપ કરી સઘળે સુગંધમય કરી મૂકવું. વિહાર સમયે વિવિધ પ્રકારનાં નાજુક તથા ઝીણાં વસ્ત્રો પહેરવાં અને થોડાંક ઘરેણાં પણ પહેરવાં. સુગંધી પદાર્થો, શાંતિકારક ચંદન, તથા ધોળા રંગનાં પુષ્પો વગેરે આભૂષણો ધારણ કરવાં. તે જાણે ઇંદ્રભૂવનમાં ઇંદ્રાણી હોય નહિ તેની પેઠે શોભિ રહે. બાળબચ્ચાં અને પતિને પોઢાડી પોતે પોઢવું, અને પતિના ઉઠયા પહેલાં ઉઠી નિત્ય કામે લાગવું. આવાં શુશોભિત ભુવનમાં શયન કરવાથી મન હમેશાં આનંદ અને પ્રફુલિત રહે છે તથા સુખરૂપે નિંદ્રા આવે છે.

૬. **ગૃહવાટીકા**—સુઘડ સ્ત્રીએ ઘરની આગળ અને પાછળની પડતર જગ્યોમાં એઠવાડ કે કચરો નાંખી ગંદકી કરવી નહિ, પણ ત્યાં એક નાનો સરખો સુંદર બાગ બનાવવો. નિત્ય નવરાશની વેળાએ પડતર ભૂમિને ખોદી ખણી જમીનને પોચી કરવી. તેમાં ચોખૂણુ, ત્રીકોણુ, ગોળ, સડખૂણુ, અષ્ટકોણ વગેરે પ્રકારના કયારા કરવા. તેમાં કોઇમાં કેળ, તો કોઇમાં ગુલાબ, કોઇમાં મોગરો, તો કોઇમાં

ગુલદાવદી, કોઇમાં કરેણુ, તો કોઇમાં જુઇ, કોઇમાં અજમા, પોઇ, ધાણાભાજી, વગર, તુળસી, મરવો, કેતકી, માલતી, જાસુસ, અને ગલતુરો વગેરે જુદા જુદા પ્રકારનાં સુગંધી પુષ્પો અને શાકભાજી તથા ઔષધીઓ રોપવી. તે બધાને જુદી જુદી પ્રકારનું ખાતર પૂરવું. હમેશાં પાણી પાવું અને માથે છાંટતા જવું. મધ્યમાં બને તો ફૂવારાની સોઇ કરવી. ચારે તરફ જવા આવવાની સડક, કમાનો અને બેઠકો કરવી. આ પ્રમાણે નજર બાગની સોઇ કરવી. જેથી ઘર શોભિ નીકળે છે. હવા સુધરે છે અને શરીર તનદુરસ્ત રહે છે તથા શાકભાજી અને જોઇતી ઔષધીઓ તરત મળી આવે છે; માટે આવી ગોઠવણી કરવી.

૭. લેવડદેવડ—સ્ત્રીઓને લેવડદેવડ કરતાં આવડવું જોઇએ. આ સદ્ગુણ વગર ગૃહિણીનું ગૃહકાર્ય બરાબર ચાલી શકતું નથી. ઘર ખરચ આવકના પ્રમાણમાં રાખવો. ઉપજ કરતાં ખરચ વધારે ન થાય; તેની સંભાળ રાખવી; એટલુંજ નહિ પણ ભવિષ્યના સુખ સારૂ દરમાસે કે વર્ષે ખરચ કાઢતાં સીલિકમાં વધારો થાય એમ કરવું. જે વસ્તુની ઘરમાં કશી જરૂર નથી, તે વસ્તુ નકામી પડતર ખાતે લેવી નહિ, કેમકે એવી બીન જરૂરની વસ્તુઓમાં પૈસા વાપરી નાંખવાથી, જ્યારે જોઇતી ચીજો લેવાની જરૂર પડે છે, ત્યારે પૈસા નહિ હોવાથી, મોં વકાશી બેસવું પડે છે. તે વખતે કંઇ નકામી પડેલી વસ્તુ વેચવા જવાતી નથી. માટે લેવદેવ કરવામાં આબરૂ રહે તેવી સફાઇ રાખવી. જે ચીજ લેવી તે જોઇ તપાસીને, બે ચાર ઠેકાણે ભાવ પાડની તજવીજ કરી, બરાબર કીંમતે લેવી. પણ એકદમ ઉતાવળ કરી વેચનારના વખાણ ઉપર મોહી વિશ્વાસ રાખી, તે જે કીંમત કહે તે બરાબર છે, એવો ભરૂસો રાખી લેવી નહિ; કેમકે ધૂર્ત્ત વેચનારાઓ પોતાની વસ્તુની કીંમત વધારે લેવા, તેનાં અનેક પ્રકારે વખાણ કરે છે, સોગન ખાય છે, અને ધર્મ હારે છે. માટે એપર કશો વિશ્વાસ કરવો નહિ. જે ચીજની બહુજ જરૂર છે એવું જણાય, ત્યારે તેના ટકાઉ અને ભાવપર પૂરતો વિચાર કરી લેવી. મજાની, ભભકાની, રંગબેરંગી, પણ ટકાઉ નહી તેવી, જેવી કે કાચની હીંચીઓ, પ્યાલા, વગેરે ઓછા ટકાઉ હોય, તેવો સામાન બનતા સુધી લેવો નહિ. તેમજ ઉધાર માલ કદી પણ લેવો નહિ. ઉધાર લેવાથી નામાનો ઉકરડો થાય છે. તેમાં વખતે ધૂર્ત્ત વેચનારા આપણી પાસે હિસાબ નહિ હોવાથી, પોતાની દાનત બગાડી જે ચીજ ન લીધી હોય, તે પણ કેટલીક માંડી મૂકે છે. વળી વેચનારને ઉધારના પૈસા મોડા મળવાથી, જે ચીજ મોંઘી આપે છે, વગેરે રીતે નુકશાન થાય છે. ભરવા, તોળવા, માપવા વગેરેમાં તપાસ રાખવી કે ઓછું ન આપે. તે માટે તોલાં અને ત્રાજવાનાં પલ્લાં તપાસવાં, તેમજ પલ્લાના દોરા તપાસવા. કે તે નાના મોટા ન હોય. તેમજ ત્રાજવાની ડાંડીનો દોરો બરાબર મધ્યે છે કે નહિ? એ સઘળું તપાસવું. લીધા પછી ઘેર ઉટાંકી જોવાની ટેવ રાખવી. ઓછીતુ લેવું

નહિ; કેમકે આપણી પાસે ન હોય, તે વખતે દેનાર લેવા આવે અને એ વખતે ના પાડવાથી સામાનું મન કચવાય છે. વળી લેવડદેવ કરવી તેમાં હિસાબ જાણુવાની જરૂર છે. હિસાબ ગણુતાં આવડતા નથી, તો સામો માણુસ છેતરી જાય છે, વગેરે રીતે લેવડદેવમાં ઘણી સંભાળ રાખવી અને તેમાં કરકસર કરવી.

૮. કરકસર—સ્ત્રીઓએ લેવડદેવમાં ઉડાઉ થવું નહિ. જેમ બને તેમ કરકસરથી વ્યવહાર ચલાવવો. જે ચીજ આઠ આને મળતી હોય, તેવીજ બીજી ચીજ જરા ફેરફારવાળી સાત આને મળતી હોય, ને તેથી કામ સરતું હોય; તો એક આનો બચે એમ કરવું. કરકસર કરવી એ પુરૂષ કરતાં સ્ત્રીઓનું વધારે કામ છે. જે સ્ત્રીમાં કરકસર કરવાની આવડત નથી. તેનું ઘર પાયમાલ થાય છે. પછી ભલે મોટા ધનવંત હોય, તોપણ શું થયું? "સો સર અને એક કસર" સો ઠેકાણેથી આવક હોય, તેની બરોબર એક કસર છે. કરકસર કરી ભવિષ્યના સુખે માટે પૈસાનો સંગ્રહ કરી રાખ્યો હોય, તો વૃદ્ધાવસ્થામાં સુખ મળે છે; એટલુંજ નહિ, પણ કોઇ કારજ અવસર અકસ્માત આવી પડે છે, તો તે વખતે સંગ્રહ કરેલો પૈસો કામ લાગે છે. માટે નિત્યના ખોરાક, પોષાક, વગેરે ગૃહકાર્યના સઘળા વ્યવહારમાં કરકસરથી વર્તવું, ચપટી દાણો જ્યાં રખડતો હોય, કે ઉંદર ખાતા હોય, તો ભલે ખાય; એટલામાં શું? તેમજ સોવા, ઝાટકવામાં, ખાંડવામાં અને દળવામાં ચપટી દાણો ગયો તો શું હરકત છે? થોડું રાંધેલું અનાજ છે એમાંશું? એઠવાણીમાં નાંખીદો, જે ચીજ જોઇતી ન હોય, તોપણ એક બે પૈસાની લોને એમાં શું વિસાત છે? એ રીતે નકામો વ્યવહાર કરી બગાડો ન કરવો. થોડે થોડે કરતાં હિસાબ કરીએ તો ઘણે વખતે ઘણું થઇ પડે છે, "કાંકરે કાંકરે પાળ બંધાય ને ટીપે ટીપે સરોવર ભરાય." એમ પઇ, પઇ કરતાં તો લાખો રૂપિઆની રકમ થઇ પડે છે, એ સ્ત્રીઓએ જાણુવું જોઇએ. કમાણી થતી હોય, તેમાંથી ખર્ચ કરતાં થોડું થોડું વધારીએ તો ઘણે દિવસે ઘણો પૈસો એકઠો થાય. કોઇ મજુર ચાર આના રોજ કમાતો હોય તેમાંથી ફક્ત રોજ એક આનો બચાવે, તો એક વર્ષે રૂા. ૨૨-૮-૦ થાય અને ચાળીશ વર્ષે રૂા. ૯૦૦) નવસો જેવડી મોટી રકમનો માલેક થાય છે. વળી જેમ કમાતો જાય, તેમ સેવિંગબેંકમાં વ્યાજે મૂકતો જતો હોય, તો એથી પણ મોટી રકમ થઇ પડે છે. પછી જ્યારે ઘરડપણુમાં કમાવા જઇ શકાતું ન હોય, તે વખતે ભન્નેને સુખે બેઠા બેઠા ખાય. માટે "આવ્યું તેવું ચાવ્યું" અને "મળે ત્યારે મીર ન મળે ત્યારે ફકીર" એમ પતંગ દીવાળીઆના જેવો વ્યવહાર ચલાવવો નહિ. જે ભવિષ્યનો વિચાર ન કરતાં, આવ્યું તેવું ચાવી જાય છે, તે ઘડપણુમાં દુ:ખી થાય છે. માટે ઘરમાં બગાડ કે નુકસાન થતું અટકાવવું. ભવિષ્યનો વિચાર કરી, ઘરખર્ચ જોઇ વિચારી કરવો. થોડેથી સરતું હોય, તો ઘણું કરવું નહિ. પતિને લલચાવી ઘરેણાં, લૂગડામાં વધારે પૈસો નાંખી દેવો નહિ;

ઘરેણાંમાં વધારે પૈસા રોકવા કરતાં, જોઇતાંજ ઘરેણાં રાખવાં અને બાકીના પૈસા વ્યાજે દેવા, કે તેમાં વધારો થાય. દ્રવ્ય છે એજ મનુષ્યનું જીવન છે. મનુષ્ય ભલે મૂર્ખ હોય, તોપણ દ્રવ્ય હોવાથી ડાહ્યો ગણાય છે. દ્રવ્યહીન ડાહ્યો માણસ પણ માન પાન પામતો નથી. વળી દુઃખની વખતે દ્રવ્ય એ એક મિત્રની ગરજ સારે છે. પૈસા પેદા કરવામાં કેટલું દુઃખ ભોગવવું પડે છે ! એનો વિચાર કરવો. ઘણે દુઃખે પ્રાપ્ત કરેલો પૈસો નકામાં ખર્ચમાં નાંખી દેવો નહિ. જોઇ વિચારી ખર્ચ કરી કરકસરથી પૈસાનો સંગ્રહ કરવો, પરંતુ યાદ રાખવું કે અંત લોભ એ પાપનું મૂળ છે. માટે અતિ લોભ કરવો નહિ. જેવે પ્રસંગે જેટલું જ્યાં વાપરવું ઘટીત હોય, તેટલું ત્યાં વાપરતા જવું. નહિ તો "કીડી સંચે ને તેતર ખાય, પાપીનું ધન પરલઇ જાય." એમ ન થાય. જો સંચેલું દ્રવ્ય ધર્મકર્મ અને પરોપકારમાં નથી ખરચાતું તો પાછળનો પૈસો કોણ જાણે કોણ ખાય છે. માટે યોગ્ય વ્યવહાર કરતા રહી, સાથે ભવિષ્યનો પણ વિચાર કરવો. એકલા પતિની કમાણીપર આધાર ન રાખતાં, નવરાશના વખતમાં ઘેર બેઠાં જે ધંધો થઇ શકે, તે કરી બે પૈસાનો ઉમેરો કરતા રહેવું.

૯. ઘરધંધો—ઘરકામમાંથી પરવારી કંઇ પણ હુન્નરકળાવડે પતિને ઘટીત સહાયતા કરવી. કમાનાર એક અને ખાનાર ઘણાં હોય તો પતિને ઘણું દુઃખ ભોગવવું પડે છે. માટે જેમ બને તેમ વખતની કરકસર કરી અવકાશનો અવસર શોધી, તેમાં કંઇ પણ મહેનત કરી પતિની કમાણીમાં અને ઘર ખરચમાં મદદ કરવી, એ સ્ત્રીનો પરમધર્મ છે. સ્ત્રીએ પતિના યોગ્ય સોબતી થવું એ તેમનું મુખ્ય કામ છે. માટે તેણે દળવું, ખાંડવું, ભરડવું, હીર વીંટવું, શીવવું, સાંધવું, ભરવું, ગુંથવું, સુતર કાંતવું, વણવું, ચિતરવું, રંગપૂરવા, વૈદ્યનો ધંધો કરવો, માટીનાં તરેહ તરેહનાં રમકડાં બનાવવાં, રંગબનાવવા, કંકુ, ગલાલ અને અગરબત્તીબનાવવી, કોતરવું, કાતરવું, ટોપીઓ કરવી, મોજાં ગલપટા ગુંથવા, વગેરે ઉપયોગી ધંધો કરી, ઘરમાં બેઠાં બે પૈસા સારી પેઠે કમાઇ શકાય છે. પણ એમ ન કરતાં પગ ઉપર પગ ચડાવી આળસુ બની બેસી રહેવું કે ઉંધ્યા કરવું એ દરિદ્રીનું કામ છે ઘરમાં બેઠાં ધંધો કરવામાં ખોટ નથી. ખોટતો ચોરી છીનાળીમાંજ છે. સુજ્ઞ સ્ત્રીઓએ નકામો વખત જરા પણ નહિ ગુમાવતાં, ઘરકાર્ય કરી નવરાશમાં બે પૈસા યોગ્ય ધંધો કરી મેળવવા. અંગ્રેજ લોકોની સ્ત્રીઓ પણ ઘેર બેઠાં મોજાં, ગળપટા, વગેરે ગુંથવાનું કામ તથા ઘરનાં મનુષ્યોનાં કપડાં હાથે શીવે છે અને બહારથી પણ બે પૈસા આવે એવો ધંધો કરેછે. દળવા, ખાંડવા અને ભરવા વગેરે ધંધા કરતાં; વણવા, ગુંથવા, શીવવા, અને વૈદકના ધંધામાં ઘણો લાભ થાય છે. માટે જે ધંધામાંથી બે પૈસા વધારે મળે, એવો ધંધો શિખવો અને ઘેર બેઠાં નીતિસર કરવો. જે સ્ત્રી ધંધો કરી જાણતી નથી, તે મહેનતમજુરી કરી

ગુજરાન ચલાવે છે. કદી પતિ મરી જાય છે; તો ગરીબ સ્ત્રીને ગુજરાન ચલાવવાનો સઘળો બોજો પોતાપર આવી પડે છે. હવે જો તે ઉપયોગી ધંધો કરી જાણતી હોય છે, તો સુખેથી આબરૂસહિત ધંધો કરી ગુજરાન ચલાવે છે; પણ જે કંઇ ધંધો કરી જાણતી નથી, તે ભવિષ્યમાં દુઃખી થાય છે અને ગધામજુરી કરી પેટ ભરે છે. કદી પેટ ભરવા પૂરૂં મળતું નથી, તો કુકર્મ કરી જીંદગી ખરાબ કરે છે. જે ભવિષ્યનો વિચાર કરી અગાઉથી ઉપયોગી ધંધો શિખી હોય છે, તે શિયળ સાચવી નીતિસર ધર્મ માર્ગે ધંધો કરી સુખેથી ગુજરાન ચલાવે છે. માટે સ્ત્રીઓએ ઉપયોગી ધંધો શિખી કરવો અને પતિને મદદગાર થવું.

૧૦. **હિસાબ લખવો**—સ્ત્રી એ ગૃહ રાજ્યનો કારભારી છે. માટે તેણે ઉપજ ખરચનો હિસાબ લખતાં શિખવું જોઇએ. નામું છે એ ઉપજ ખરચનો અડસટો જાણવાને દીવો છે માટે સ્ત્રીએ કઇ કઇ બાબતમાં કેટલું ખરચ થયું? આ માસે અગર વર્ષે કઇ બાબતમાં વધારે ખરચ થયું? તેટલું વધારે થયું, તો શું કારણ? એ કારણ શોધી જો અયોગ્ય ખરચ થયું હોય, તો ફરી તેટલું ન થાય, તેની તજવીજ રાખવાનું સુઝે છે. વળી પેદાશ કેટલી છે? કઇ કઇ બાબતમાં કેટલી પેદાસ થઇ? વધારે પેદાસ શેમાં થઇ? અને થઈ તો શી રીતે? વગેરે શોધી ફરી તેથી વધારે સારી પેદાસ કરવાનું સુઝે છે. ઉપજ ખરચનો સરવાળો કરતાં નફો થયો કે તોટો? નફો થયો તો કેટલો? અને તોટો થયો તો કેટલો? તોટો થવાનું શું કારણ? જે કારણ હોય તે શોધી ફરી તેવું ન થાય તેમ કરવાનું સુઝે છે. જો નામું નથી રખાતું તો આ બધું અંધારામાં રહે છે અને અંધારામાં રહેવાથી મોટી નુકશાનીના ખાડામાં પડવું પડે છે. ઉપજ ખરચનો અડસટો જાણવાથી ખરચ ચેતીને કરવાનું સુઝે છે. વધારે ખરચ કરવાનુ મન થતું નથી. હિસાબ ન લખવાથી જેમ આવે છે, તેમ ખરચ કર્યે જઇએ છીએ, તેમાં મન પાછું હઠતું નથી. તેથી ભવિષ્યનો રસ્તો સૂઝતો નથી. વળી હિસાબ લખવાથી બીજો એ લાભ થાય છે, કે આપણે ઘણા સાથે સંબંધમાં જોડાયા હોઇએ છીએ, તો તેમાં કોને કેટલું અને કયારે આપ્યું તથા કયારે લેવાદેવાનો ઠરાવ છે, એ જાણવામાં આવે છે. વળી કઈ કઇ વસ્તુ કયારે અને કેટલી લાવ્યા હતા, તે કેટલો વખત ચાલી. આગળના કરતાં વધારે જોઇ કે ઓછી અને તેનું કારણ શું? રોકડે પૈસે લાવ્યા હોઇએ, તેનું નામું હોય, તો સામો માણસ લુચ્ચાઇ કરી ફરી લઇ શકતો નથી. વળી દરેક પાસે શું લેવદેવ નીકળે છે એ માલમ પડે છે. વર્ષ આખરે ઉપજ ખરચનો સરવાળો કરી બાકી કાઢી હિસાબ લેવા દેવાને સૂઝ પડે છે. વગેરે હિસાબ લખવાથી ઘણા લાભ થાય છે. માટે ઉપજ ખરચ વગેરેનો હિસાબ રાખવામાં આળસ કરવી નહિ.

૧૧. **પશુ પક્ષીની પાલના**—સ્ત્રીએ ઘર આગળ પાળેલાં પશુ પક્ષી-

ઓની નિત્ય સાંજસવાર સંભાળ લેતા રહેવું. તેના રહેવાનાં સ્થળમાંથી કચરો પૂંજો, છાણ મૂત્ર વગેરે દૂર કરી વાળી સાફ કરતા રહેવું. તેમાં ગંદકી રહેવા દેવી નહિ. પશુઓને ચારો નાંખવો અને પાણી પાવું. પક્ષીઓને ફળ, ફૂલ નાંખવાં અને પાણી પાતા જવું. ઉનાળાની ઋતુમાં તેમને પાણીથી નવરાવતાં જવાં. નિત્ય તેમના અંગપરથી મેલ કે કચરો હોય, તે સાફ કરવો. તેમને કોઇ પ્રકારનો રોગ લાગુ પડે, તો અનુભવિને પૂછી દવા કરવી, તે જે રીતે સાજાં થાય, તેમ કરવું. પશુ પક્ષીઓને ખવરાવવા, પીવરાવવામાં બેફિકરાઇ રાખવી નહિ. એમ સમજવું કે તેઓ બાપડાં આપણે સ્વાધીન પડયાં છે, અને તેઓ મુંગાં છે, તો તેમનું આપણે પાલણ પોષણ કરવું, એ આપણો ધર્મ છે. તેમની સંભાળ લેવાનો આધાર દાસ દાસીઓના ઉપરજ રાખવો નહિ, વખતો વખત જાતે જઇ સંભાળ ન લઇએ, તો તે બિચારાં બીજાના હાથથી દુઃખી થાય છે તોપણ તેઓ આપણને જણાવી શકતાં નથી. તેથી અંતે ઝુરી ઝુરીને મરણ પામે છે. તેનો દોષ આપણને લાગે છે. તેમને આપણે પાળીને પ્રીતિ બતાવીએ છીએ, તો તેઓ પણ આપણા ઉપર પ્રીતિ બતાવે છે. જો આપણે તેનાપર ગુસ્સે થઇએ છીએ તો તે આપણા ગુસ્સાને જાણી લઇ, આપણાથી બનતાં સુધી ચેતતાં રહે છે. વળી તે આપણને કેટલાં બધાં ઉપયોગી છે ? એ સૌ જાણે છે. માટે તેઓ કોઇ વખતે આડું ચાલે, તો દયા લાવી ધીરજ રાખી તેમને વશ કરવું, પણ ઉતાવળ કરી મારવું નહિ. તેમનું તો સર્વ પ્રકારે પાલણ પોષણ અને રક્ષણ કરવું, એ પાળનારનો ધર્મ છે.

૧૨. **નવરાશનો વખત**—સ્ત્રીઓએ ગૃહકાર્યમાંથી પરવારી જેટલો નવરાશનો વખત મળે, તેમાં ઉપયોગી હુન્નર કામ કરવાં, મનરંજન ગીતો ગાવાં અને કાવ્ય વાંચી મનને આનંદ કરવું. પ્રભુ ભક્તિ અને સ્તુતિ કરવી. ઇશ્વર સંબંધી નીતિ સંબંધી અને સંસાર વ્યવહારને ઉપયોગી જ્ઞાન મેળવવું. સારાં સારાં વર્તમાનપત્રો, ચોપાનીઆં, અને ઉત્તમ બોધદાયક પુસ્તકો વાંચવાં. વાંચતાં ન આવડતું હોય, તો બીજા પાસે વંચાવી જ્ઞાનમાં વધારો કરવો. ખુલ્લી હવામાં પતિ સાથે જંગલમાં ફરવા જવું. કુદરતી સૌંદર્ય નિહાળી આનંદ મેળવવો, પતિના કાર્યમાં મદદ કરવી, નવીન શોધમાં મનને લગાડવું, અંગને કેળવવું, પોતાના પતિને શી રીતે આરામ અને સુખ આપી શકાય તથા પતિ કામથી પરવારી થાકયા ઘેર આવે, ત્યારે તેને શી રીતે ગમત અને આનંદ આપી શકું એનો વિચાર કરવો. બાળકોના પાઠ લેવા, દેવા. પોતે પણ પતિ પાસેથી નવીન જ્ઞાન લેતાં જવું, વગેરે રીતે નવરાસના વખતમાં વર્તવું. વખત અમૂલ્ય છે. ગયો વખત ફરી મળતો નથી. જેટલો વખત ગયો, તેટલો વખત આયુષ્યમાંથી ઓછો થયો. મા જાણે મારાં બાળકો મોટાં થાય છે, પણ આયુષ્ય ઓછું થાય છે, એ જાણતાં નથી. તેમાં જેટલો વખત લેખે કાઢયો હોય, તેટલો તો

લાભ છે પણ વખત વૃથા ગુમાવ્યો હોય, તે તો નુકશાન સમજવું. જે વખતની કીંમત જાણતાં નથી, તે પાછળથી પસ્તાય છે. માટે વખતને અમૂલ્ય સમજી નવરાશની વેળા વૃથા નહિ ગુમાવતાં, તેનો ખરો ઉપયોગ કરતાં જવુ; એ ચતુર અને ડાહી સ્ત્રીનું કામ છે. વગેરે વગેરે.

## પ્રાચીન સ્વયંવર પદ્ધતિ.

**સ્વયંવર**—પોતાની મરજી પ્રમાણે પતિને પસંદ કરીને પરણવું તે. આ રીત પ્રાચીનકાળમાં ઘણી ચાલતી હતી. તેથી જોડું ઘણું સુખી થતું હતું. પસંદગી કરવામાં કોઇ રૂપ ઉપર, કોઇ હુશિયારી અને શૂરવીરતા ઉપર, કોઇ ચીઠીઓમાં ધાત, સમસ્યાઓ લખી મોકલી જે પોતાની વિદ્વતાને ચતુરાઇથી પૂરી કરે તે સાથે અને કોઇ રૂપ, ગુણ અને વિદ્વાન વરને શોધી લાવવાને દેશ દેશાંતર પોતાના ગુણજ્ઞ ગુરૂને મોકલી ખબર મંગાવતા. તેમાં જે યોગ્ય જણાય તેને કન્યા પસંદ કરતી; વગેરે રીતે પસંદ કરવાનું કામ કન્યાઓનું હતું. કન્યાએ પસંદ કરેલો વર માબાપને યોગ્ય જણાયે, તે સાથે તેનો સંબંધ કરી દેતાં, તેમાં આડે આવતાં નહિ. વળી કોઇ તો વર પસંદ કરવા માટે પોતાને ત્યાં સ્વયંવર મંડપ રચી, તેમાં દેશો દેશના વિદ્વાન ધીર, વીર, ગુણવાન અને પ્રસિદ્ધજનોને નોતરવામાં આવતા. તેમને યોગ્ય આસન અને માન પાન આપી સત્કાર કરાતો. પછી તેમાં જે પ્રમાણે પરીક્ષા લેવાની પ્રથમ ગોઠવણ રાખેલી હોય છે, તે પ્રમાણે કરવામાં આવતું. તેમાં ઠરાવેલી પરીક્ષા જે પસાર કરે, તેને કન્યા પોતાની વરમાળા આરોપતી. આ પ્રમાણે ગુણદોષની પરીક્ષા લઈ કન્યા ખુશીથી પોતાના હમેશના સોબતી સાથે પ્રેમ ગાંઠ બાંધતી. તે જીંદગી પર્યંત નહિ છુટતાં અચળ રહેતી. અર્વાચીનકાળમાં માબાપો જેમ પોતાની પુત્રીઓની મરજી લીધા વગર તેને ગમે તેવા વરસાથે વરાવી દુઃખી કરે છે, તેમ તે પ્રસંગે થતું નહોતું. તે પ્રસંગે તો કન્યા માટે વરની શોધ ખોળ કરવામાં ઘણું ઘણું કરતા. આજની પેઠે તેમની પસંદગીના હક છીનવી લેવામાં આવ્યા નહોતા. તેમની મરજી વિરૂદ્ધ કદી કોઇ આવે, તો તેમનું કશું ચાલતું નહિ. તેમની પરણવાની જ્યાં મરજી હોય, ત્યાંજ પરણાવતા. જે સુખ દુઃખમાં સાથી ગણી નિભાવે તથા ગુજરાન ચલાવે અને સદ્દગુણ સંપન્ન હોય, એવો યોગ્ય વર ખોળી કાઢી, તેમની સાથે પરણવું, એ પરરણનારી સ્ત્રીનું કામ છે; પણ તે પોતાની મેળે વર શોધી કાઢી વરવાને લાયક થાય, એવી ભણાવી ગણાવી સમજણી અને યોગ્ય ઉમરની કરવી એ માબાપનું કામ છે. તે યોગ્ય સમજણી અને ઉમર લાયક થયે, પોતાની મેળે વર શોધીને વરે, તેમાં માબાપની સંમતી લેવી જોઇએ અને માબાપે પણ તેમને વાજબી

રીતે સહાયતા આપવી જોઇએ. પ્રાચીનકાળમાં આ રીત પ્રસરેલી હતી. એ સૌ કોઇ જાણે છે. સીતાજી રામચંદ્ર સાથે, દમયંતી નળ સાથે, દ્રૌપદી અર્જુન સાથે, રૂક્ષ્મણી શ્રીકૃષ્ણ સાથે સ્વયંવરે પરણેલાં હતી. સીતા અને દ્રૌપદીજી લડાઇ કળામાં હુશિઆરી અને બાહાદુરી વગેરે ગુણ ઉપર મોહીને તથા દમયંતી અને રૂક્ષ્મણી રૂપ, ગુણ ઉપર મોહીને વરેલી હતી.

આ પ્રમાણે પરસ્પરની ઇચ્છાથી જોડાએલાં જોડાં કેવાં સુખી થતાં! તે આપણે તેમના ચરિત્ર ઉપરથી જાણીએ છીએ. તેમનામાં પરસ્પર પ્રેમ અચળ રહેતો, એ પ્રેમ ગમે એવા સંકટના સમયમાં પણ જતો નહિ. ઘરમાં સૌ સંપ-સંપીને રહેતાં અને પરસ્પર સુખ દુઃખમાં ભાગ લેતાં; એટલુંજ નહિ પણ દુઃખ માં પણ તજી ન દેતાં દિલાસો, હીંમત અને ધીરજ આપતાં. ઘરના વડીલોની માન મર્યાદા સચવાતી. સ્ત્રીઓ પતિની ખાતર પ્રાણ આપવાને પણ ચૂકતી નહિ. સદા તેમને સુખે સુખી અને તેમને દુઃખે દુઃખી રહેતી. જુઓ! સીતા, દ્રૌપદી, અને દમયંતી વગેરે સતીઓએ પતિ માટે કેટલું બધું ભોગવ્યું છે! એ બધો પ્રતાપ મરજી માફક પતિને પસંદ કરી—સ્વયંવરે પરણવાનોજ સમજવો.

એ સ્વયંવર રીતિ બંધ થવાનું કારણ પર ધર્મી જુલમી રાજાઓનું જોર હતું. તેથી અડચણો થવા લાગી; તેમજ કેટલાક રાજા રાણાઓ કન્યા વરવા માટે પરસ્પર લડવા લાગ્યા અને શાસ્ત્ર તથા ધર્મ નીતિની અજ્ઞાનતાએ ચારે તરફ પ્રવેશ કર્યો, આ વગેરે કારણોથી સ્વયંવરની સર્વોત્તમ રીતિ બંધ પડી અને આધુનિક કાળની અળખામણી રીતો ચાલુ થઇ. " લાકડે માંકડું " વળગાડવા માંડયું. તેથી ખરો પ્રેમ જતો રહ્યો. સોમાં પાંચ ઠેકાણે ખરો પ્રેમ રહ્યો એમાં શું વળ્યું? હાલ ઇશ્વર કૃપાથી અંગ્રેજ સરકારનું દયાળુ અને ન્યાયકારી રાજ્ય થયું છે. તેમનો અડચણ કરતા કશો જુલમ નથી. ઠેર ઠેર પુત્ર પુત્રીઓને જ્ઞાન મેળવવાની શાળાઓ થઇ છે. માટે તેઓને યોગ્ય ઉમર થતાં સુધી ઉત્તમ શિક્ષણ આપી જ્ઞાન સંપાદાન કરાવો. જ્ઞાનવાન થયા પછી પ્રાચીન પ્રસિદ્ધ સુખદાયી સ્વયંવર રીતિએ અગર પુત્રીઓની મરજી લઇને યોગ્ય વર સાથે પરણાવી, તેમનો સંસાર સુધરે એમ કરો. એ રીતિ ચાલુ કરવાથી કોઇ પ્રકારે શાસ્ત્રબાધ લાગવાનો નથી. જુઓ! આપણી એ પ્રાચીન રીતિ પ્રમાણે આજે યુરોપાદિ દેશના લોકો પણ સ્વયંવરે વરી સુખી થવા લાગ્યા છે, તો શું? આપણે આપણી પુરાતન ઉત્તમ આર્યનીતિ રીતિને સાવ વિસારી મૂકી દુઃખી થઇશું? કદી નહિ. આર્યો! અર્વાચીનકાળની અળખામણી નીતિરીતિને તજો, અને પ્રાચીનકાળની ઉત્તમ સુખદાયી નીતિરીતિ ગ્રહણ કરો. જેથી દંપતીનો સંસાર પ્રેમમય થાય.

# પ્રાચીન વિવાહ પદ્ધતિ.

આં સૃષ્ટિમાં સંસારનુંખરૂં સુખ ગૃહસ્થાશ્રમથી મળી શકે છે. એ ગૃહસ્થાશ્રમ સ્ત્રી પુરૂષના પવિત્ર સંબંધથી થાય છે. એ પવિત્ર સંબંધ વિવાહ નામથી ઓળખાય. છે. વિવાહની રીતિ સર્વ દેશોના લોકોમાં સ્વભાવિક રીતે હોય છે. જે લોકોની વિવાહની રીતિ સારા ધોરણપર છે. તેમની નીતિ સર્વ રીતે સુખી હોય છે. પ્રાચીનકાળમાં આર્યોની નીતિ રીતિ સર્વ પ્રકારે શ્રેષ્ઠ હતી. અને તેથી તેઓ સર્વ પ્રકારે સુખી હતા; એવું અનેક શાસ્ત્રોપરથી સિદ્ધ થાય છે. તેઓ આજની પેઠે સાવ બાલ્યકાળમાં બાળકોનાં લગ્ન કરતા નહિ, પણ જ્યારે પુત્ર પુત્રી ભણી ગણી સમજણાં થતાં અને તેમના ખરા ગુણ દોષ જાણવામાં આવતા; ત્યારેજ લગ્ન કરતા. **વિવાહ કાળ** વિષે વાગ્ભટ્ટે કહ્યું છે કે;—૧૬ વર્ષની બાલ્યાવસ્થા ૭૦ વર્ષ સુધીની મધ્યમાવસ્થા અને તે ઉપરાંત વૃદ્ધાવસ્થા ગણાય છે; કેમકે ૧૬ વર્ષની વય સુધીમાં ધાતુ—વીર્ય અને પરાક્રમની વૃદ્ધિ થાય છે. ૭૦ વર્ષની વય સુધી સમાન રહે છે, અને તે પછી ક્ષીણ થાય છે. **આશ્વલાયન** ..“૧૬ વર્ષની વય સુધીની સ્ત્રીને બાળ, ૩૦ સુધીની ને યૌવન, ૫૫ સુધીની ને પ્રૌઢા અને તે પછીનીને પ્રગલ્ભા માને છે. અથર્વવેદમાં કહ્યું છે કે;—“ બ્રહ્મચર્યવાળી યુવતી કન્યા યુવાન પતિને પ્રાપ્ત થાય. ” મનુમહારાજે—“ કન્યાને માટે બ્રહ્મચર્ય કમતીમાં કમતી ૧૬ વર્ષ અને વધારેમાં વધારે ૨૫ વર્ષની વય સુધી ઠરાવ્યું છે, અને પુરૂષને માટે ૨૫ નું અને વધારેમાં વધારે ૪૮ નું ઠરાવ્યું છે. જ્યાં સુધી બાળકી બ્રહ્મચર્યમાં હોય, ત્યાં સુધી તેનું કન્યત્વ નષ્ટ થતું નથી. વેદમાં અને જુદા જુદા શા શાસ્ત્રમાં કન્યા ૧૬ વર્ષ સુધી બાળક ગણાય છે. તેટલી ઉમરે તેનો વિવાહ થવો યોગ્ય ગણ્યો છે, અને શારીરિક શાસ્ત્રનો પણ એવોજ મત છે. નાની વયે લગ્ન કરવાનો નિષેધ કર્યો છે.

અર્વાચીનકાળમાં ઋતુ, હવા અને દેશકાળ જોતાં રજોદર્શન થવાનો કાળ ૧૩–૧૬ વર્ષ સુધીમાં હોય છે, અને કોઇને વખતે મોડું પણ આવ છે. માટે ૧૭ વર્ષની વય સુધીમાં લગ્ન કરવાં એ ઠીક છે, પણ સમાગમ કાળતો રજોદર્શન થયા પછીજ હોવો જોઇએ. અનેક મહાત્માઓના વિચારો જોતાં, પૂર્વે મોટી વયેજ વિવાહ થતો હતો તે યોગ્યજ હતો; કેમકે મોટી વયે સ્ત્રી પુરૂષના ગુણદોષ પારખી શકાય છે. ગુણ દોષની પરીક્ષા કર્યા વગર લગ્ન કરવું, એ પણ મોટું નુકસાન છે. હાલ જેમ પુત્ર પુત્રીના ગુણ દોષની પરીક્ષા કર્યા વગર લગ્ન કરવામાં આવે છે. તેમ પ્રાચીનકાળમાં નહોતું. પ્રાચીનકાળમાંતો ઘણી રીતે વર કન્યાની પરીક્ષા કરી વિવાહ થતો. વિવાહ સંસ્કાર ઇશ્વર અને અગ્નિની સાક્ષીથી કરવામાં આવતો,

અને હાલ પણ એ રીત ઘણે ઠેકાણે ચાલુજ છે. એ દેવતાઇ શાક્ષીથી જે સંબંધ જોડાય છે તે કદી છુટી શકતો નથી. ઋગ્વેદ સંહિતામાં કહ્યું છે કે;—"કન્યા ઉપર અગ્નિ નામના દેવતાનો અધિકાર છે" તે અગ્નિની વતી કન્યાનો પિતા જમાઇને કન્યાનો હાથ આપતાં બોલે છે કે;—

**धर्मेचार्थेचकामेचनातिचरितव्येयंत्वंया।**

ધર્મ, અર્થ, અને કામ એ ત્રિવર્ગમાં કોઇ પણ ઠેકાણે આને છોડી દેવી નહિ. તેનો ઉતર જમાઇ તદન્થી મળે છે **नातिचरामि**—નહિ છોડું. તે પછી વર વધૂ બંને પરસ્પર પ્રતિજ્ઞા કરે છે, તે આગળ જુદા ભાગમાં જણાવી છે. એ રીતે દેવ સમક્ષ મંત્રોચાર પૂર્વક બંધાએલો સંબંધ કોઇનાથી છોડી શકાતો નથી. સ્મૃતિ ગ્રંથમાં વિવાહ આઠ પ્રકારના કહ્યા છે, પણ હાલ પ્રજાપત્ય વિવાહ મુખ્ય ચાલે છે. "તમો બંને સાથે રહીને ધર્મનું આચરણ કરજો, એમ કહી વરનો સત્કાર કરી જે કન્યાદાન કરવામાં આવે છે તે પ્રાજાપત્યવિવાહનો પ્રકાર છે." શાસ્ત્રોક્ત રીતે વૈદિક મંત્રથી વિવાહ કરવામાં આવે છે, તેનું કારણ એછે કે, તેઓનાં અંતઃકરણો એક બીજા સાથે પ્રેમ રૂપી દોરીની ગાંઠથી એવાં તો જોડાએલાં રહેછે, કે ફરીથી ગમે તેવી વિપત્તિ આવી પડે, તોપણ છૂટી શકે નહિ. તેમ છોડાવવાની ઇચ્છા પણ કરે નહિ. વળી એથી પ્રેમની ગાંઠ એટલી તો સજડ બંધાયછે, કે પોતાના પ્રીતિ પાત્રને જે પદાર્થ અનુકૂળ, પ્રતિકૂળ; તેજ પોતાને પણ અનુકૂળ પ્રતિકૂળ માને છે. એવી અનુકૂળતા માટે પોતાના દેહની પણ દરકાર રહેતી નથી. જેમ પાર્વતીજીએ શિવજી માટે કર્યું હતું. ખરી રીતે પરીક્ષા કરી સમજણી વયે આવતાં, એક બીજાની પસંદગીથી સંબંધ કરી શાસ્ત્રોક્ત વિધિએ જે લગ્ન થાય છે. તેથીજ ખરો પ્રેમ બંધાય છે, પરંતુ હાલ પરીક્ષા કરી પરસ્પરની પસંદગીથી સંબંધ બાંધવો અને વૈદિક મંત્રે વિવાહ કરવો, એ તો એક બાજુએ રહ્યો, પણ પૌરાણિક મંત્રથી પણ યથાર્થ રીતે વિવાહ ઘણે ઠેકાણે થતો નથી. હાલ તો લગ્ન વિધી કરનાર ગોર અજ્ઞાનપણે ગમે તેવા શ્લોક ભણી જઇ, હાથ મેળવી છોડાછેડી બાંધી દે છે. તેમજ જ્યાં શાસ્ત્રોક્ત વિધિએ લગ્ન કરવામાં આવે છે; ત્યાં પણ ઘણી અઘટિત રીતિ વપરાય છે. જે શબ્દો પતિને પોતાને બોલવાના હોયછે તે પતિ તો મૂઢ રહી ગોર બોલી જાય છે. જેમકે, **मह्यंत्वादुर्गार्हपत्यायदेवाः**—"ગાર્હપત્યા અગ્નિની સેવા માટે દેવતાએ મને તું આપેલી." આ શબ્દો ગોરે બોલવાથી એ કન્યા ગોરને પરણી ગણાય છે. વળી **मयापत्याजरष्टिर्यथास**—"હું રૂપ પતિ સાથે સ્થિરથા" **मयापत्या**—હું પતિ આ શબ્દો પણ પતિએ બોલવા જોઇએ. તે પણ અજ્ઞાનતાથી ગોર બોલે છે. આ કેટલું બધું અજ્ઞાનતાપણું કહેવાય ! આવી શાસ્ત્રક્રિયાએ જોડાએલા જોડામાં પૂર્ણ પ્રેમ ક્યાંથી હોય ! આ વખતે તો વર વધૂએ પરસ્પરજ બોલવાનું છે. માટે હાલ જેમ કેટલાક લોકો કંઇ પણ મોઢે

કરી રાખે છે, તેમ વિવાહ સંસ્કાર થતી વખતે બોલવાના મંત્રો કે તેના અર્થ મોંએ કરી રાખવા જોઇએ. અને વર કન્યાએ લગ્ન વખતે પરસ્પર બોલવા. ગોરેતો તે પ્રસંગે બોલવાની ફક્ત સૂચનાજ આપવી. આ પ્રમાણે કરવું જોઇએ. જેઓ ધર્મપર ખરી શ્રદ્ધા રાખનારા છે અને જેઓ પ્રાચીન પદ્ધતિએ લગ્ન સંબંધમાં જોડાઇ સુખી થવા ઇચ્છતા હોય, તેમણે પ્રાચીન કાળની મૂળપદ્ધતિ પ્રમાણે યોગ્ય ઉમર થયે વિવાહ સંસ્કાર કરવા ચૂકવું નહિ.



## પત્ની તરીકે કેવી કન્યા પસંદ કરવી ?

આ સંસાર સુખરૂપ બનાવવામાં ઉત્તમ સ્ત્રીની જરૂર છે. જો ઉતાવળ કરી "લાકડે માંકડું" વળગાડી દેવામાં આવે છે, તો પુરૂષોનો આખો ભવ બગડે છે. ફક્ત એક દીવસના સુખ સારૂ શાક જેવી ચીજને પણ તપાસી, જે સારૂં હોય છે, તે પસંદ કરવામાં આવે છે; પણ આ તો જેની સાથે આખો ભવ ગુજારવો છે, તેને પરીક્ષા કરી કેમ પસંદ ન કરવી ? હાલ તો આ બધું અંધારામાં પડ્યું છે. તેથી સંસાર સુખ જોઇએ, તેવું મળતું નથી. પ્રાચીનકાળમાં આર્યો કન્યાની પરીક્ષા કર્યા, પછીજ જે યોગ્ય જણાય તેના સાથે સંબંધ જોડતાં. વાત્સાયને કહ્યું છે કે;—પોતાના જ્ઞાતિની જે કન્યા બીજા સાથે વિવાહિત થઇ નથી, તેના સાથે શાસ્ત્ર વિધિએ લગ્ન કરવાથી પુરૂષને, ધર્મ, અર્થ, પુત્ર, પુત્રી, સંબંધીઓ, સ્વપક્ષવૃદ્ધિ, રતિ સુખ એ છ વાનાં પ્રાપ્ત થાય છે. **કન્યા કેવી પસંદ કરવી ?**—સારા કુટુંબની, જેના માબાપ બંને હયાત હોય, પુરૂષથી નાની હોય, જે કુટુંબનાં સઘળાં માણુસો એક બીજા સાથે સ્નેહ ભાવથી રહેતાં હોય તે કુળની, જે કુટુંબમાં સગાં સ્નેહીઓનો જથો હોય તે કુટુંબની, તેણીના મા તથા બાપ તરફનાં કુટુંબના સગાંવાહાલાં હોવાં જોઇએ. પોતે સ્વરૂપે સુંદર, સુઘડ, ચતુર, બુદ્ધિશાળી, ભણેલી, શાંત, નમ્ર ધૈર્યવાન, ઉદ્યોગી, ધાર્મિક, મધુર ભાષણી, લાવણ્ય સંપન્ન વગેરે સદ્‌ગુણમય હોવી જોઇએ તથા શરીરપર શુભ ચિન્હો હોવાં જોઇએ. તેણીના દાંત, નખ, કાન, નિમાળા, આંખ અને સ્તન બરાબર જોઇએ. વધારે કે ઓછાં ન જોઇએ તથા આરોગ્ય હોવી જોઇએ. બૃહતસંહિતામાં લખ્યું છે કે;—જે સ્ત્રીનો ઉપલો હોઠ બહુ ઉંચો હોય, અને તેના નિમાળા છેડેથી જાડા હોય તે ઘણું કરીને વઢકણી નીકળે છે. સાધારણ રીતે જોતાં જે સ્ત્રી કરૂપી હોય છે તે ઘણું કરી દુર્ગુણી હોય છે. અને જે સ્વરૂપે સુંદર હોય છે, તે ઘણું કરી સદ્‌ગુણી હોય છે. ગોટમૂખે કહ્યું છે કે;—પુરૂષે એવી સ્ત્રી સાથે પરણવું, કે જે સ્ત્રી સાથે પરણવાથી પોતે સુખી થશે, એમ તે સમજતો હોય અને પોતાના

મિત્રો તરફના કંઇ પણ વાંધા વિના તે સાથે પરણી શકતો હોય, વળી જે કન્યા ઉપર મન અને દષ્ટિને આગ્રહ બંધાય, તે કન્યાને વરવાથી સુખ થાય છે. પુરૂષ એવી કન્યાને પરણે કે તે કન્યા, સાથે તેણીના સંબંધીઓ હમેશાં ચાકરની માફક વર્ત્તે, તો તે પુરૂષે પોતાના દરજ્જાનો સંબંધ કરેલો કહેવાય છે, પણ એવો સંબંધ સમજુ પુરૂષો કદી કરતા નથી. પુરૂષ તથા તેના સંબંધીઓ કન્યા સાથે ચાકર પેરે વર્ત્તે, તેણે પોતાના દરજ્જાથી ઉતરતા દરજ્જાનો સંબંધ કીધેલો કહેવાય છે. તેવા લગ્ન પણ નિંદાને પાત્ર ગણાય છે; માટે તે પણ ન કરવાં, પણ જ્યાં બાળ, સ્ત્રી, પુરૂષ પરસ્પર ક્રિડા કરીને સુખાનુભાવ લેછે અને એક બીજાની પ્રસંસા કરીને ઉભયના પક્ષની કીર્તિ વાધારેછે. તે સંબંધજ સત્પુરૂષોમાં પસંદગી પામેલો છે. આમાં જણાવેલો પોતાના કરતાં ચઢતા દરજ્જાનો સંબંધ કરવો, પરંતુ સંબંધ કર્યા પછી પોતાની સ્ત્રીના સગાં વાહાલાં સાથે સારી રીતે મળી જવું; પરંતુ બીજો હીન સંબંધ કહ્યો; તેતો કરવોજ નહિ, કારણ કે વ્યવહાર નિપુણોએ તે સંબંધને ધિક્કાકારી કાઢેલો છે. વળી એક બીજાની પડોસમાં રહેતાં કુટુંબો એકબીજાની સાથે લગ્ન ગાંઠથી બંધાય, તો સોએ સો વસા તેઓની વચ્ચે દરરોજ કજીઓ થયા વિના રહેશે નહિ, માટે પાડોશમાં પણ લગ્ન સંબંધ બાંધવો નહિ. સંબંધ બાંધવાનો વિચાર કર્યાબાદ **વરવા તૈયાર થયેલા પુરૂષપર કુમારીકાનો પ્રેમ છે કે નહિ, તે સમજવાનાં ચિન્હો વિષે વાત્સાયને કહ્યું છે કે;**—(૧) જો કુમારીકા પુરૂષની સામું જોતાં આશંકાય અથવા પુરૂષની નજર તેણીની નજર સાથે મળતાં, તેણી નીચું માથું કરી દે તો જાણવું કે તે કુમારીકાનો તે પુરૂષપર પ્રેમ છે. ( ૨ ) વળી જો તેણી તે પુરૂષની પાસેને પાસે રહેવાની મરજી બતાવે, તેમજ તેના મિત્રો તરફ તેણી મિત્ર ભાવ બતાવે તો સમજવું કે તેણીને તે પુરૂષપર પ્રેમ છે. ( ૩ ) જો તે કુમારીકા પોતાના માથાના અંબોડાપરનું ફુલ તે પુરૂષને આપે અને તે પુરૂષે મોકલેલું ફૂલ પોતાના અંબોડામાં ખોસે, તો જાણવું કે તેણીનો તે પુરૂષપર પ્રેમ છે." વળી જે કન્યાના વાળ લાંબા, કાળા, અને વાંકડીયા હોય, મુખ ચંદ્ર જેવું હોય, નાભિ દક્ષિણાવર્ત્ત નામના શંખ જેવી ગોળ અને મધ્યમાં ઉંડી હોય, શરીરનો રંગ સોના જેવો પીળો ચળકતો હોય, હાથ અને પગનાં તળીયાં તથા હોઠ રાતા હોય, જેના નેત્રમાં સ્નેહ દેખાતો હોય, દાંત સુંદર દાડમની કળી જેવા હોય, જેના શરીરની ચામડી કોમળ હોય, પગ સુકોમળ હોય, જાંઘો હાથીની સુંઢ જેવી ગોળાકાર હોય અને તેનાપર બિલકુલ વાળ ન હોય એવા ચિન્હવાળી કન્યા પરણવા લાયક છે.

**કેવી કન્યાને પરણવી નહીં ?**—જે કન્યા ઉપર તન, મન અને દષ્ટિનો પ્રેમ બંધાય નહિ, તેની સાથે પરણવું નહિ. વળી નિંદ્રાવશ થયેલી, રૂદન કરતી, અને પરણવા વખતે નાશભાગ કરનારી, જેનું નામ અકલ્યાણ સૂચક હોય, સંતાડી રાખી હોય, બીજા સાથે જેનું વેશવાળ થયું હોય, રાતા નીમાળા હોય,

ખુંધી હોય, પગ વાંકા વળેલા હોય, જેનું કપાળ ઉંચું હોય, ધર્મક્રિયાના સંબંધમાં અપવિત્ર થયેલી હોય, વ્યભિચારણી હોય, અડકાયેલા હોય, ગર્ભવંતી હોય, બેન તરીકે માન્ય કરેલી હોય, ઘણી નાની હોય, જેના હાથપગ ઓગળતા હોય, જેનું નામ નક્ષત્ર ઉપર હોય, જેનું નામ નદી કે વૃક્ષને નામેનામ હોય, જે નિંદાપાત્ર થયેલી હોય, જેના નામના ઉપાંત્ય અક્ષરમાં લ અને ર અક્ષર આવતા હોય, તેવી કન્યા સાથે પરણવું નહિ. તેમજ ક્ષય, હરસ, અપસ્માર, કુષ્ટ, વગેરે રોગી માણસોના વંશમાં અને અધિકાંગી, રોગિણી, વગેરે દોષવાળી કન્યા સાથે લગ્ન કરવું નહિ. તેમજ જે કન્યાના માથાના વાળ રાતા રંગના હોય, આંખો મંડળાકાર અને માંજરી હોય, જેની કાખમાં, છાતીપર, બંને પડખાં ઉપર, તથા સાથળ ઉપર પુષ્કળવાળ હોય, બંને હોઠ મોટા હોય, માથાના વાળ ઉંચાને તમામ પીળા હોય, જેના પગની ટચલી આંગળી અને અંગુઠો ચાલતી વેળા જમીનને અડતો ન હોય, પણ ઉંચો રહેતો હોય, જે કન્યા ચાલે ત્યારે ધબધબ શબ્દ થાય અને પૃથ્વી કંપે, જેની પીંડીઓ ઘણી મોટી હોય, જંઘા ઉપર પુષ્કળવાળ અને નાડીઓ હોય, અથવા પુષ્કળ માંસથી બેડોળ હોય અને પેટ ઘડાના જેવું હોય, જેની નાભી નાની હોય, કાંધ અને કંઠનો પ્રદેશ નાનો હોય, જેના ગાલ મોટા મોટા હોય, નઠારા શબ્દ બોલ્યા કરતી હોય, દાંત દેખાતા હોય, નેત્રના ડોળા પીળા હોય અને નેત્ર વારંવાર ચકર વકર ફેરવ્યા કરતી હોય, જેના ગાલપર કાળાશ દેખાતી હોય, કપાળ છાજલી પેઠે વાંકુ વળીને ઝુલતું હોય, જેનું પેટ મોટું હોય, અથવા તો કાળું હોય, હોઠ લાંબાને ઉંચા હોય, વળી જેના હોઠ ઉપર વાળ હોય એટલે મુછનો દોરો ફુટયો હોય, કાન ફાફડા જેવા હોય. જેના દાંતની નીચેના ભાગમાં ઉપડેલું માંસ હોય, જેનું શરીર ઉંચુ ખોખડધજ જેવું હોય, જેના હાથ કાગડાના ચરણ જેવા કે નાહારના ચરણ જેવા હોય અથવા ગીધના ચરણ જેવા હોય, જેનાં અંગો સુકાઇ ગયા હોય, રૂક્ષ દેખાતાં હોય, નાડીઓથી ભરપૂર હોય, અંગો સુકાઇ ગયાં હોય, નેત્ર કોડીઓ જેવાં ભયંકર હોય, અને આકાર તથા આચરણ ખરાબ હોય. જેના પગ સુપડા જેવા પહોળા, રૂક્ષ અને રાંટા હોય, પગની આંગળીઓ છૂટી છૂટી હોય અને પગનો રંગ કાળો હોય એવા ચિન્હવાળી કન્યા સાથે લગ્ન કરવું નહિ. વળી પોતના કુળની કન્યા સાથે લગ્ન કરવું એ મહા પાપ છે. માટે તેમ કરવું નહિ. કુળની કન્યા સાથે લગ્ન કર્યાથી તે કુળમાં ઘણાં દોષ લાગે છે. તેનાં છોકરાં ઘણી પ્રકારે અશક્ત અને વીર્યહીન થાય છે. એમ કરતા ધીરે ધીરે તેમનો વંશ નાશ પામે છે. જેમ હાલ સ્પેન રાજ્યના રાજવંશીમાં ઘણા મનુષ્યો ભાણેજી અને ભાઇની દીકરી સાથે લગ્ન કરવાથી અતિ અશક્ત થઇ ગયા છે અને એજ દોશથી ત્યાં પોર્ટુગીઝધનવાન લોકોના વંશમાં ઘણુજ જડની ઉત્પત્તિ થઇ

છે. તેમજ અંગ્રેજોમાં અને કેટલાક મુસલમાનોમાં પણ પાસેના એવા સંબંધીઓની કન્યા સાથે લગ્ન કરવાની રીતિ છે, પરંતુ હિંદુઓ પૂર્ણ ભાગ્યવાન છે, કે આર્યશાસ્ત્ર કર્ત્તાઓએ એ સંબંધી ઘણોજ બારિક વિચાર ને શોધ કરી, એવા નિયમો બાંધ્યા છે કે તે નિયમાનુસારે હજુ સુધી વર્ત્તવામાં આવે છે. કન્યા વિષે ઉપર પ્રમાણે સઘળો વિચાર અને તપાસ કર્યા પછી તેનું માગું કરવા આવનારમાં જે જે સુંદર દેખાવના અને ડહાપણથી બોલતા હોય, તેવા લોકોને કન્યાવાળાએ સત્કાર કરવો, પછી કન્યાને શણગારી હરકોઈ બાને વર તરફનાંને બતાવવી; પરંતુ તેમાં પણ દૈવ પરીક્ષા કર્યા વગર કંઇ પણ નિર્ણયપર આવવું નહિ. દૈવપરીક્ષામાં યોગ્ય જણાયે તે સાથે શાસ્ત્રવિધિએ લગ્નસંબંધ બાંધવો એ સૌથી ઉત્તમ છે.

---

## પતિ તરીકે કેવા પુરૂષને પસંદ કરવો?

---

પ્રાચીનકાળમાં સ્ત્રીઓને પોતાને પતિ પસંદ કરી લેવાની પૂર્ણ સત્તા હતી. અર્વાચીનકાળમાં એ તેમનો હક ખુંચાવી લેવામાં આવ્યો છે. હાલતો માબાપ જેને પસંદ કરે, તેનેજ બિચારી બાળાઓને ગમતો અણગમતો પણ કબુલ રાખવો પડે છે. આ ઘણા ખેદની વાત છે, કેમકે જેને જેની સાથે આખો ભવ સુખ દુ;ખમાં સાથે ગુજારવો છે, તેણે નીતિસર પોતાને યોગ્ય મનપસંદ પતિ શોધી લેવો, એ તેમનું કામ છે. એમાં બીજાને શું ખબર પડે? એ હક તો સ્ત્રીઓને પોતાનેજ મળવો જોઇએ. તે જેને પસંદ કરે તેમાં માબાપની પછી સંમતી લે એ વાજબી છે અને એમ કરવું જોઇએ. પ્રાચીનકાળમાં આર્યોમાં આ રીત ચાલતી હતી. તે વિષે મહાત્મા વાત્યસાયને જણાવ્યું છે કે—(૧) જો કોઈ કુમારીકા માટે ઘણા તરફથી માગાં આવતાં હોય, તો તે કુમારીકાએ એવાજ પુરૂષનું માગું કબૂલ રાખવું, કે જે પુરૂષ સાથે પરણવાથી તેણીનું રક્ષણ થશે તથા તેણીની જીંદગી સુખી નીવડશે. જે પુરૂષ પોતાની માગણીઓ પૂરી પાડવાને આતુર, વિદ્વાન, સદ્ગુણી અને સ્વરૂપવાન વગેરે ગુણસંપન્ન હોય તથા કહ્યા પ્રમાણે ચાલનારો હોય, તેવા પુરૂષને પસંદ કરવો. (૨) જ્યારે કોઇ કુમારીકાનાં સગાંવહાલાં પૈસાની લાલચથી એવા માણસ સાથે તેણીને પરણાવવા માગતા હોય, કે તે માણસ રૂપ, તથા ગુણરહિત હોય અથવા તે લગ્ન કરવા યોગ્ય બીજા કારણો ન હોય અગર બીજી કેટલીક સ્ત્રીઓને પરણેલો હોય, તેવા માણસનું માગું તેણીએ ધિક્કાર સાથ ના પાડવું. પછી તે માણસમાં બીજા ગમે તેવા ગુણ હોય તોપણ શું થયું? તે પુરૂષ એકવારકીતો પોતાના કહ્યાસર રહેવાનું કબુલ કરતો હોય, શરીરે બળવાન હોય,

પોતાની સાથે પરણવાને માટે તે બહુ આર્જવ બતાવતો હોય અને ઘણી ઘણી રીતે તેણીનો હાથ મેળવવાને પ્રયત્ન કરતો હોય, તોએ તેનું માગું ધસીને ના પાડવું. (૩) બીજી કેટલીક સ્ત્રીઓને પરણેલા પુરૂષ સાથે લગ્નની ગાંઠથી જોડાઈ, તે ઘણીમાં ગણાવું, તેના કરતાં એક પુરુષ જે બહુ ગરીબ હોય અને બીજી કંઈ સંપત્તિ તેના પાસે ન હોય, પણ જે પોતાપર અત્યંત પ્રીતિભાવ રાખતો હોય, તેની જોડે પરણવું વિશેષ સારૂં છે. સાધારણ રીતે પૈસાદાર પુરૂષોની ઘણી સ્ત્રીઓને કંઈ ચિંતા હોતી નથી, પણ તેઓપર કંઈ તેમના ધણીઓ પ્રીતિ રાખતા નથી. અથવા તેઓને પોતાના ભરોસાની વાત કહેતા નથી. તેઓ તેના મનોવિકારને શાંત પાડનાર માત્ર હથિઆરરૂપ ચિજજ છે. (૪) જો તમારાથી ઉતરતા કુળનો કોઈ પુરૂષ તમારે માટે માગું કરે અથવા જે માણસના નિમાળા ભુરા હોય અથવા જે પુરૂષને પરદેશમાં મુસાફરી કરવાનો બહુજ શોખ હોય, તે પુરૂષનું માગું કબુલ કરવું નહિ. (૫) જો કોઈ એવો પુરૂષ તમારે માટે માગું કરે કે જે પુરૂષે બીજી ઘણી કુમારીકાનાં માગાં કર્યાં હોય અથવા જેને જુગાર રમવાની અને છેતરપિંડી કરવાનો ટેવ હોય તથા જેને બહુ છોકરાંઓ હોય, તે પુરૂષનું માગું કદી કબૂલ કરવું નહિ. (૬) જો તમારે માટે ઘણા પુરૂષોએ માગાં કર્યાં હોય અને તેમાંથી ક્યા પુરૂષનું માગું કબૂલ રાખવું તે વિષે તમને ગુંચવણ પડતી હોય, તો લોક વ્યવહાર મુજબ જે પુરૂષે પોતાનું માગું પોતાના માબાપની મારફતે તમારા માબાપપર મોકલ્યું હોય તે પુરૂષને પસંદ કરવો. કેમકે એવો પુરૂષ ઉત્તમ અને હેતવંતો સ્વામી નિવડે છે. વળી જેના નખ લાલરંગના હોય, જેના હાથ સર્પની ફેણના જેવા દેખાય તથા જેનો હાથ પાંદડાના જેવો દેખાય, ભુજા લાંબી હોય, અને જેના બંને હાથ લાંબા હોય, જેની જાંઘ ઉપર વાળ ન હોય; નાડીઓ દેખાતી ન હોય, ગોળમટોળ હોય, જેનો નીચેનો હોઠ માંસથી ભરેલો અને લાલ રંગનો હોય; પરંતુ તે લડબડતો નહોય, પણ બરાબર રીતે માંસને દાંતોને ઢાંકતો હોય, મોઢું ગોળમટોળ હોય, દાંત ધોળા હોય, અને સ્વર કોયલના જેવો હોય, જેના મુખ ઉપર ડાહાપણ જણાતું હોય, કંઠ કોયલને હંસના જેવો હોય, નાક જરા રાતા રંગનું હોય પણ મોટુંએ નહિ તેમ નાનુંએ નહિ પણ સરખું, બંને હોઠના મધ્ય ભાગમાં હોય, નેત્ર કાળા કમળના જેવાં શ્યામ રંગનાં હોય, અને બીજના ચંદ્ર જેવા અણીઆળા હોય, કાન શોભાયમાન, બીજના ચંદ્રના જેવા મરોડદાર હોય, તેની ઉપર તથા તેની કુંડળીમાં વાળ હોય, માથાના વાળ કોમળ, કાળા, વાંકડીયા, ને સ્વચ્છ હોય, મસ્તક વાંકું ચુંકું નહોય, પણ સરખું હોય, પગની પાની સરખી રાતા રંગની અને સુકોમળ હોય, જેના હાથ અને પગ કમળના ગર્ભ જેવા કોમળ અને ગૌર હોય, જેના પોંચામાંસથી ભરપુર હોય અને જોઈએ તેટલાજ ઉંચા હોય પણ વધારે ઉંચા કે નીચા ન હોય એવા ચિન્હોવાળા પુરૂ-

એને પતિ તરીકે પસંદ કરવા સુખદાયક છે. નાની ઉમરના તથા વૃદ્ધ સાથે પરણવું નહિ. ક્ષય, હરસ, અપસ્માર, કુષ્ટ વગેરે રોગી માણસોના વંશમાં પરણવું નહિ. જેના નખ કાળા હોય, પીળા હોય એટલે વચમાંથી બેસી ગયા હોય; જેનું લલાટ ગોળાકાર હોય અગર ઉંચું હોય, નાક વાંસના પાંદડા જેવું અને તેમાં હાથીના રૂવાટાં જેવા વાળ ઉગ્યા હોય, ગળુ ઉચું હોય, જેના હાથ ટુંકા અને તેનાપર વાળ હોય એવા ચિન્હોવાળો પુરૂષ પતિ તરીકે પસંદ કરવા યોગ્ય નથી; તેમજ વચનથી બંધાઇ સગપણ કર્યું હોય, તે સગપણ ખાસ કારણ વગર તોડી શકાય નહિ. તોડનારને રાજદ્વારમાં ખોટી જુબાની આપી હજાર સગાંઓનો જીવ લેવા જેટલું પાપ લાગે છે. તેમજ વિવાહ કરતાં, કંઇ પૈસા ખાવાને લેવા નહિ. કારણ જે લોભને મારે પૈસા લે છે. તે પોતાની કન્યાને વેચનાર તરીકે લેખાય છે. ઉપર પ્રમાણે પુરૂષના ગુણ તપાસી મા બાપની સંમતી લઇ પતિ પસંદ કરવો અને શાસ્ત્રવિધિએ વિવાહ સંબંધ જોડવા એ ઉત્તમ સુખદાયક છે. તપાસ કર્યા વગર પરણવાની વખતે વિરૂદ્ધ સ્વભાવ, અસમ બુદ્ધિ અપ્રીતિ અને વિપરિત મતાલંગી સાથે સંબંધ થઇ જાય છે, તો બંને જણા આખી ઉમર સુધી વિષમ દુઃખ ભોગવે છે. માટે જેઓ વરકન્યાના સારાસાર ચરિત્ર ઉપર વિચાર કર્યા વગર લગ્ન કરે છે. તેઓ પગલે પગલે પરમેશ્વરના પવિત્ર નિયમનું ઉલ્લંઘન કરે છે. તેથી મા બાપ પણ છોકરાંનું દુઃખ જોઇ દુઃખી થાય છે. માટે આ સંબંધી અગાઉથી **પરીક્ષા** કરવાનો રીવાજ રાખવો એ સર્વને સુખદાયક છે.

## કન્યાની દૈવ પરીક્ષા.

કન્યાની દૈવ પરીક્ષા કર્યા પછી જે યોગ્ય જણાય, તેની સાથે સંબંધમાં જોડાવું એવું **આશ્વલાયન**નું વચન છે. દૈવ પરીક્ષા કરવાનું કામ જે એ નિયમ પ્રમાણે ચાલતો હોય, તેજ કરી શકે. વર તથા કન્યાનું કુટુંબ તથા મોસાળ કેવું છે, તેની ખાત્રી કરવી, એટલે વરકન્યાના બાપના કુટુંબો ધર્મશાસ્ત્રના જ્ઞાન, વ્રતાદિ, તથા સત્કર્મો કરવાવાળા હોય તે જોવું. વળી વર બુદ્ધિવાળો છે કે નહિ. તે પ્રથમ તપાસવાને ઘણું લક્ષ રાખવું, વળી કન્યા માટે તે બુદ્ધિશાળી, રૂપાળી, સદ્‌ગુણી, તેના શરીરપર શુભ ચિન્હો હોય શરીરનો બાંધો સારો, આટલું જાણી દૈવ પરીક્ષા માટે આઠ પ્રકારની જમીનમાંથી માટી લઇ, તેના ગોળા કરવા. જે કન્યાના લક્ષણ જાણવાનાં હોય, તે કન્યાને તે ગોળામાંથી કોઇ એક ઉપાડવા કહેવું. તે કહેતાં—“ **ऋतमग्रे** ” આટલા શબ્દો બોલવા. (૧) પછી કન્યા જે ગોળો ઉપાડે, તે ગોળાની માટી ખેવડો પાક

આપનાર ખેતરની જમીનમાંથી લેવામાં આવી હોય તો સમજવું કે તેણીનાં છો-કરાંના ઘરમાં અનાજના ભંડાર ભરેલા રહેશે (૨) જો ગોશાળામાંથી લેવામાં આવેલી માટીનો ગોળો તેણી ઉપાડે, તો સમજવું કે તેણીનાં છોકરાં પુષ્કળ ગા-યાદિ ઢોરોમાંના ધણી થશે. (૩) પણ જો કોઇ યજ્ઞ કુંડની માટીથી બનાવેલો ગોળો તેણી ઉચકે તો સમજવું કે તેણીનાં છોકરાં બહુ ભક્તિવાળાં થશે (૪) વળી જો કોઇ જીવતાં પ્રાણીવાળા સરોવરમાંથી આણેલી માટી વાળો ગોળો ઉચકે તો સમજવું, કે તેણીનાં છોકરાં સઘળા પ્રકારની સંપતિને પામશે. (૫) જે જગ્યા-પર હમેશાં જુગાર રમાતો હોય, તે જગ્યા પરથી આણેલી માટી વાળો ગોળો તેણી ઉપાડે, તો સમજવું કે તેણીનાં છોકરાં મોટાં જુગારી થશે. (૬) જે જગ્યા-એ ચાર રસ્તા મળતા હોય, તે જગ્યાએથી આણેલી માટી વાળો ગોળો તેણી ઉપાડે તો સમજવું, કે તેણીનાં છોકરાં ભામટાં થશે. (૭) પણ જે જમીનમાં કંઇ પાક થઇ શકતો ન હોય, તેવી પડતર જમીનમાંથી આણેલી માટી વાળો ગોળો તેણી ઉપાડે, તો સમજવું કે તેણીનાં છોકરાં વાંઝીયાં થશે. (૮) સ્મશાન ભૂમિમાંથી આણેલી માટી વાળો ગોળો તેણી ઉપાડે, તો સમજવું કે તેણીની છોકરીઓ પોતાના ધણીનું મોત ઉપજાવનાર થઇ પડશે. એ પ્રમાણે દૈવ પરીક્ષા કરવાનું આશ્વલાયન જણાવે છે. એ રીતે પરીક્ષા કર્યા પછી જેનામાં સર્વ શુભ ચિન્હો જણાય, તેની સાથે વિવાહ કરવો ઉત્તમ ગણેલો છે.

## પરણતી વખતે વરકન્યાની ( કબૂલાતો. ) પ્રતિજ્ઞા.

સ્ત્રી પુરૂષના વિવાહ સંસ્કાર વખતે જે ધર્મનિર્મિત ઇશ્વરને હાજર જાણી અગ્નિ અને લોકોની સાક્ષીએ પવિત્ર પ્રતિજ્ઞાઓ કરવામાં આવે છે. તે ધર્મ વ્યહવહાર અને નીતિના ધોરણને અનુસરતી કરવામાં આવે છે એવું તે પર-થીજ સિદ્ધ થાય છે. આ પ્રતિજ્ઞાઓ **આશ્વલાયન ગૃહ્ય સૂત્રમાં** જ-ણાવેલી છે તેમાંથી આ સ્થળે દાખલ કરી છે. તેપરથી જણાશે કે પ્રાચીન આર્ય લોકોની નીતિ રીતિ કેવી હતી ? અને તેથી તેમનો તે પ્રસંગે સંસાર કેવો સુખ-મય હશે ? એ સર્વે તેપરથી જણાઇ આવે છે. પ્રતિજ્ઞા પહેલી—

(૧)—" આ યજ્ઞશાળામાં બીરાજેલા લોકો નિશ્ચયતાથી જાણોછો કે અમે અમારી પ્રસન્નતાથી ગૃહસ્થાશ્રમમાં એકત્ર રહેવાને એક બીજાનો સ્વીકાર કરીએ છી. અમારાં હૃદય જળની પેઠે શાંત મળીને રહેશે. જેમ પ્રાણવાયુ પ્રિય છે, તેમ અમે એક બીજાથી પ્રસન્ન રહિશું, સર્વે સુખ દુઃખ ખમીશું અને એક બીજા ઉપર દૃઢ પ્રેમ રાખીશું."

(૨)—"જેમ પવિત્ર વાયુ અને જળ આદિ ને કિરણોથી ગ્રહણ કરનાર સૂર્ય દૂરના પદાર્થો અને દિશાઓને પ્રાપ્ત થાય છે, તેમ અમે એક બીજાને ઇચ્છાથી પ્રાપ્ત થઇએ છીએ, અમારા અન્યોઅન્યનાં મનને ઇશ્વર અનુકૂળ રાખે."

(૩)—"અમે એક બીજાની સાથે વિરોધ નહીં કરીએ, પણ પ્રાણુ રક્ષક થઇએ, સર્વ દુઃખને દૂર કરી ઇશ્વર કૃપાએ સુખ ભોગવવા પ્રયત્ન કરીશું. પશુઓને સુખ આપીશું, પ્રસન્ન ચિત્ત અને પવિત્ર અંતઃકરણથી રહીશું અને સુંદર, શુભગુણ–કર્મ–સ્વભાવવાળા વીરોને ઉત્પન્ન કરીશું."

(૪) પુરૂષ—"ઐશ્વર્ય અને સુસંતાનાદિ સૌભાગ્યની વૃદ્ધિ કરવાને તારો હાથ પકડું છું; તું મારી સાથે વૃદ્ધ થાય ત્યાં સુધી સુખથી રહે."

(૫) સ્ત્રી—"હું તમારો હાથ સૌભાગ્યની વૃદ્ધિ કરવા પકડું છું, તમે મારી સાથે વૃદ્ધ થાઓ ત્યાં સુધી પ્રસન્ન અને અનુકુળ રહો. હું અને તમે આજથી પતિ પત્નીના ભાવથી રહીશું."

(૬)—" (સ્ત્રી આ વિશેષ પ્રતિજ્ઞા ઇશ્વર પ્રાર્થના કરતાં અને લોકોને ઉદ્દેશીને કરે છે) રક્ષક ઐશ્વર યુક્ત, ન્યાયકારી જગતનો ઉત્પન્ન અને ધારણ કરનાર પરમાત્મા, અને આ સભામાં બેઠેલા સર્વ વિદ્વાન લોકો "ગૃહસ્થાશ્રમ કર્મ અનુષ્ઠાન માટે મને તમને આપે છે માટે તમે મારે હાથે અને હું તમારે હાથે વેચાયા છીએ. હવે આપણે કદી પણ એક બીજા તરફ અપ્રિય ચાલ ચલાવીશું નહિ."

(૭) પુરૂષ—"હે પ્રિયે ! ઐશ્વર્યયુક્ત હું તારો હાથ ધરૂં છું, તથા ધર્મ યુક્ત માર્ગમાં પ્રેરક હું 'તારો હાથ ધરી ચુક્યો છું; તું ધર્મથી મારી પત્ની અથવા ભાર્યા છે. હું તારો ધર્મથી ગૃહપતિ છું. આપણે બેઉ મળી ગૃહકાર્યો સિદ્ધ કરીએ અને બેઉને અપ્રિય આચરણ જે વ્યભિચાર છે, તે કદી ન કરીએ. એવું કરીએ કે જેથી ઘરતું સર્વ કાર્ય સિદ્ધ થાય અને ઉત્તમ સન્તાનો, ઐશ્વર્ય અને સુખની વૃદ્ધિ સદા ચાલતી રહે.,,

"સર્વ જગતના પાલણ કરનાર પરમાત્મા જેણે તને મને આપી છે, તું સર્વ જગતમાં પોષણ કરવા યોગ્ય મારી પત્ની થા. તું હું પતિ સાથે સો શરદઋતુ અર્થાત્ સો વર્ષ સુધી સુખ પૂર્વક જીવતી રહે."

(૮) સ્ત્રી—"હે ભદ્રે ! પરમેશ્વરની કૃપાથી તમે મળ્યા છો, મારે માટે તમારા વગર આ જગત્માં પાલણ કરનાર અને સેવા કરવા યોગ્ય ઇષ્ટ દેવ કોઇ નથી ને હું તમારા વગર બીજા કોઇને માનીશ નહીં, જેમ તમે મારા સિવાય કોઇ બીજી સ્ત્રી સાથે પ્રીતિ નહિ કરશો, તેમ હું પણ કોઇ બીજા પુરૂષ સાથે પ્રીતિ નહિ કરૂં. તમે મારી સાથે સો વર્ષ જીવતા રહો."

(૯) પુરૂષ—"જેમ પરમાત્માની આ સૃષ્ટિમાં તેની તથા આપ્ત વિદ્વાનોની

શિક્ષાથી દંપતિ થાય છે. જેમ વીજળી સર્વમાં વ્યાપક રહે છે, તેમ તને મારી પ્રસન્નતાથી, સુંદર વસ્ત્ર અને આભૂષણ તથા મારાથી સુખ મળે. આ તારી અને મારી ઇચ્છા પરમાત્મા પૂરી કરે હે સર્વ જગતના ઉત્પન્ન કરનાર પરમાત્મા ! તું પૂર્ણ ઐશ્વર્ય યુક્ત ઉત્તમ પ્રજાથી મારી સ્ત્રીને આચ્છાદિત કરીને શોભાયુક્ત કર. હું સૂર્ય કીર્ણની પેઠે તેને વસ્ત્રાભૂષણાદિથી સુશોભિત સદા કરીશ."

(૧૦) સ્ત્રી—"હું પણ તમને એજ પ્રકારે સૂર્યની માફક સુશોભિત, આનંદયુક્ત અને અનુકૂળ પ્રિયાચરણ કરીને ઐશ્વર્ય અને વસ્ત્રાભૂષણ આદિથી સદા આનંદિત રાખીશ."

(૧૧)—"હું જ્ઞાનથી તારૂં ગ્રહણ કરૂંછું. તું પણ મારૂં ગ્રહણ જ્ઞાનથી કરે છે. તને પૂર્ણ પ્રેમથી સ્વીકારૂંછું. તું મને પૂર્ણ પ્રેમથી સ્વીકારે છે. તું શામવેદ જેવી છે, હું ૠગ્વેદ જેવોછું. તું અને હું પ્રસન્નતા પૂર્વક વિવાહ કરીએ છીએ, સાથે રહી વીર્ય ધારણ કરીએ, ઉત્તમ પ્રજા ઉત્પન્ન કરીએ, ઘણાં સન્તાનો થાય, તે આપણે વૃદ્ધ થઇએ ત્યાં સુધી જીવતાં રહે. આપણે એક બીજાથી પ્રસન્ન રૂચીવાળાં, સારા સારા વિચારો કરતાં સો વર્ષ સુધી એક બીજાને પ્રેમથી જોતા રહીએ, આનંદથી જીવીએ અને પ્રિય વચનો સાંભળતાં રહીએ."

(૧૨) સ્ત્રી—"આપનું હૃદય, આત્મા અને અંતઃકરણ મારા પ્રિયાચરણ કર્મમાં ધારણ કરૂં છું. મારા ચિત્તને અનુકૂળ આપનું ચિત્ત સદા રહે. આપ એકાગ્ર થઇ મારી વાણીથી જે કાંઈ કહું તે સદા કર્યા કરશો, કેમકે આજથી પરમેશ્વરે આપને મારે આધીન કર્યા છે, અને મને આપને આધીન કરી છે." ઇત્યાદિ. આ પ્રમાણે પ્રાચીનકાળમાં વિવાહસંસ્કાર સમયે ઉત્તમ પ્રતિજ્ઞાઓ બ્રાહ્મણ, ક્ષત્રિ, અને વૈશ્ય એ ત્રણ વર્ગમાં કરવામાં આવતી હતી; પરંતુ ઘણો અફસોસ છે કે અર્વાચીનકાળમાં આ પ્રમાણે કોઇ સ્થળે અર્થરહિત પ્રતિજ્ઞાઓ થાય છે. અને કોઇ સ્થળે તો થતી પણ નથી. અહો ! અર્વાચીનકાળમાં આપણી આર્યસનાતન નીતિરીતિનું થોડું અજ્ઞાન ! અને થોડી બેદરકારી ! ! આ પ્રમાણે થવાથી આપણો સંસાર નિંદાયો ! ! ! દંપતિમાંથી ખરી પ્રીતિ ગઇ ઠેર ઠેર અનીતિ ને અધર્માચરણનાં મૂળો રોપાયાં. તેથી ખરૂં સંસારસુખ ગયું. પતિપત્નીનાં પરસ્પર મન જુદાં પડયાં અને ગૃહસ્થાશ્રમનો લહાવો લેવાને બદલે દુઃખરૂપ થયો, તોપણ અજ્ઞાનતાની અંધારી દૂર કરવામાં આવતી નથી. હે પ્રિયજનો ! તમો તમારી મૂળ આર્ય નીતિરીતિ વિચારો ! પવિત્ર ધર્મશાસ્ત્રોમાં જણાવેલી આવી ઉત્તમ પ્રતિજ્ઞાઓ અર્થસહિત મૂખે કરી વિવાહસંસ્કાર સમયે યથાવીધિએ પરસ્પર બોલી ગ્રહણ કરો; જેથી પતિપત્નીમાં ગાઢ પ્રેમ બંધાઇ ફરી પૂર્વ રંગ જામે.

# પ્રાચીન અર્વાચીન સ્ત્રીઓમાં તફાવત ને તેનાં કારણો:

પ્રાચીનકાળમાં આપણા દેશની સ્ત્રીઓની હાલત ઘણે દરજ્જે શ્રેષ્ટ હતી. જેની કીર્ત્તિ આજે ચોપાસ પ્રસરી રહી છે. તે સમયની સ્ત્રીઓને પ્રથમ દરજ્જે વિદ્યા અને તેમના ધર્મનું જ્ઞાન મળતું હતું. તેથી તેઓ પોતાના પ્રાણનાથ પ્રત્યે પુત્ર, પુત્રી પ્રત્યે, સાસુ સસરા, દેર, જેઠ વગેરે સગાંસ્નેહી પ્રત્યે શો ધર્મ છે. તે જાણતી અને એ સર્વ પ્રત્યે સ્નેહ રાખતી. કુટુંબ દેખી હરખાતી. પતિ તરફથી જેવાં વસ્ત્રાલંકાર મળતાં, તેવામાંજ સદા સંતોષથી રહેતી. સાસુની સત્તા નીચે રહી, ગૃહકાર્ય કુશળપણે કરતી. રજોદર્શન, ગર્ભાવસ્થા અને પ્રસૂતિ સમયે પાળવાના નિયમો જાણતી, અને તે પ્રમાણે વર્તતી. બાળકોને ઉછેરવામાં, કેળવવામાં, અને તેમને સદ્દગુણી ને પરાક્રમી બનાવી પૃથ્વીમાં પંકાતા કરવાને પ્રયત્ન કરતી. નિત્યોપદેશ આપી નીતિધર્મને રસ્તે ચડાવતી અને પોતે તેવો દાખલો આપતી. તેથી કરીનેજ આવી માતાઓને પેટે રામ, કૃષ્ણ, અર્જુન, પરશુરામ, વ્યાસ, વશિષ્ઠ, પરિક્ષિત, હરિશ્ચંદ્ર, ભોજ, વિક્રમ, ભર્તૃહરિ વગેરે શૂરવીર, ધર્મવીર, સત્યવાદી અને નીતિ નિપૂણ મહાત્મા કહેવાતા પુરૂષો પેદા થઇ ગયા છે. તેમજ સીતા, કૌશલ્યા, દ્રૌપદી, લક્ષ્મીજી, પાર્વતીજી, સરસ્વતી, લીલાવતી અને ગાર્ગી વગેરે સતી કહેવાતી અને દેવીરૂપ મનાએલી સ્ત્રીઓ એવીજ ઉત્તમ માતાને પેટે ઉત્પન્ન થયેલી છે. એ સમયની સ્ત્રીઓ ઉત્તમ રીતે ગૃહકાર્ય, ગૃહવ્યવસ્થા, અને ઉપજ ખર્ચનો હિસાબ રાખી, કરકસરથી પોતાનો વ્યવહાર કરી જાણતી. ગૃહરાજ્ય ચલાવવામાં પોતાના પતિને અનેક રીતે મદદગાર થતી. પતિને સંકટને સમયે સહાયતા, ધીરજ, હીંમત, દિલાસો અને શિખામણ આપવાને પણ ચૂકતી નહિ. પતિને સુખે સુખી અને પતિને દુઃખે દુઃખી થતી. પતિ તરફથી કોઇ કારણે તિરસ્કાર થાય, વિયોગ થાય, તોપણ પતિપર તેવોને તેવોજ પ્રેમ રાખી રહેતી. તે સમયની સ્ત્રીઓ છૂટથી પોતાના પતિ સંગાતે સાર્વજનિક સભાઓ વગેરે ઠેકાણે જઇ શક્તી અને ધર્મનીતિના વિવાદમાં પ્રવિણ પુરૂષોને પણ હરાવતી. તેમને ઓઝલપડદે પડ્યા રહેવું પડતું નહિ. લીલાવતી જેવી સ્ત્રીએ ગણિત જેવો મહાગ્રંથ રચ્યો છે. કેટલીકે કાવ્યોનાં, વૈદકનાં, રસાયણશાસ્ત્રનાં વગેરે ગ્રંથો ગુંથ્યા છે અને કેટલીકે વેદ જેવા સર્વ માન્ય ગ્રંથના ભાષ્યો કર્યા છે. દુર્ગાવતી, કર્મદેવી, લક્ષ્મીબાઇ અને તારાબાઇ જેવી અનેક સ્ત્રીઓએ શત્રુઓને સંહારવામાં સામેલગીરી કરી છે; એ ઇતિહાસ પ્રસિદ્ધ લલનાઓની વાત કોનાથી અજાણી છે ? કેટલીકે પતિપ્રાણ રક્ષણાર્થે પોતાના પ્રાણ આપેલા છે. સીતા જેવી સતીએ અને વીરમતી જેવી સુશીલ સ્ત્રીએ પોતાના પ્રાણ જતાં સુધી પણ શીળ ભંગ કર્યું નથી. વગેરે અનેક ગુણજ્ઞ સ્ત્રીઓ થઇ ગયેલી છે.

અર્વાચીનકાળમાં એ બધું અસ્ત થયું છે. વિદ્યા વિસારી મૂકી છે. નીતિધર્મનું જોઇએ તેવું શિક્ષણ મળતું નથી. તેથી સ્ત્રીઓ પોતાના ખરા ધર્મથી અજાણ રહી છે. પતિ પ્રત્યે, પુત્ર પુત્રી પ્રત્યે, સાસુ સસરા, દેર, જેઠ વગેરે સગાંસ્નેહી પ્રત્યે શું ધર્મ છે? એ કશું જાણતી નથી. આજે તો જ્યાં જોઇએ, ત્યાં સાસુવહુના ઝગડા, સગાંસ્નેહીમાં કુસંપ, પાડાપાડોસી સાથે વેર, પતિને રંજન કરવાને બદલે રંજાડે છે, પુત્રપુત્રીને યોગ્ય રીતે પાળીપોષી, ભણાવી ગણાવી ધર્મ નીતિવાળાં કરવાને બદલે ગમે તેમ વર્ત્તવા દેછે. તેમને સારી સંગતે લગાડવાને બદલે પોતેજ ગમે તો કુલક્ષણ આપનાર થાય છે. જોઇએ તેવી રીતે ગૃહકાર્ય જાણતી નથી, નથી જાણતી હિસાબ રાખતાં, કે નથી જાણતી ખરી રીતે કરકસરની રીત, નથી જાણતી સુઘડતાઈ રાખવાના નિયમ, કે નથી જાણતી ધર્મનીતિ પાળતાં અને નથી જાણતી ઇશ્વરપ્રતિ ખરી ભક્તિ કરતાં; વગેરે પ્રાચીન અર્વાચીન સ્ત્રીઓમાં ઘણો તફાવત માલમ પડે છે. તેનું કારણ તપાસીએ તો દેશમાં અનેક ધર્મો પ્રસર્યા, ઠેરઠેર કુસંપે પ્રવેશ કર્યો, પરદેશી અને પરધર્મિ લોકોએ હુમલા કર્યા, દેશની અનેક પ્રકારની સમૃદ્ધિ લૂંટાઇ ગઈ. દુઃખ જુલમનું જોર વધ્યું. તેથી વિદ્યાને વિસારી મૂકી. સરસ્વતી દેવી અલોપ થઇ ગઇ, ધર્મનીતિના ઉપદેશો થતા અટક્યા, વિદ્યાવિલાસના મેળાવડા બંધ પડ્યા અને તેમને ઉત્તેજન મળતું અટક્યું સારી સ્ત્રીઓની સંગતિ ગઇ, ધર્મનીતિની અજ્ઞાનતાએ આગળ પગલું ભર્યું. તેથી સ્ત્રીઓ પોતાના ખરા ધર્મ કર્મને ભૂલી ગઇ ઘરની લક્ષ્મીને બદલે લુંડી થઇ, સાર્વજનિક સભામાં પતિ સંગાતે જવાને બદલે ઓઝલપડદે પડી અને સંસારસાગર તરવાના ખરા સાથીને બદલે, ઘરમાં કામ કરનાર સાથી ( મજુર ) જેવી થઇ. વગેરે કારણોથી અર્વાચીન સ્ત્રીઓની નબળી સ્થિતિ થઇ છે.

પરંતુ સુભાગ્યે હાલ ઇશ્વર કૃપાથી ઈંગ્રેજ સરકારના પ્રતાપી અમલમાં જુલમગારનો જુલમ જઇ, ઠેર ઠેર વિદ્યાશાળાઓ થઇ છે. તેમાં અનેક પ્રકારનું શિક્ષણ આપવામાં આવે છે. તેથી કેટલીક સ્ત્રીઓ લખતાં, વાંચતાં શિખી છે અને હજુ શિખે છે. કોઇ કોઈ વર્તમાનપત્રો, પુસ્તકો, ચોપાનીઆં વગેરે વાંચતી થઈ છે, અને કેટલીક સારી સ્ત્રીઓની સોબતથી કંઇ સુધરી છે તથા પોતાનો ખરો ધર્મ શું છે, તે કેટલીક જાણતી થઈ છે તેમાં કોઇ કોઇતો પોતાની સ્વદેશી બેનોને સારી બનાવવા પ્રયત્ન પણ કરે છે. કેટલીક ભરવા, ગુંથવા, સીવવા અને ચિતરવા વગેરે ઉત્તમ ઘર ધંધો શિખી છે. કેટલીક નઠારી અને નુકસાનકારી રૂઢી તથા વહેમોના નુકસાનકારી રીવાજને દુઃખ રૂપ માની, તેથી અળગી રહેવા લાગી છે; વગેરે થતું જોવામાં આવે છે તોપણ હજુ પ્રાચીનકાળનો રંગ જામવાને તો ઘણીવાર છે, એતો જ્યારે પ્રાચીનપદ્ધતિએ ધર્મનીતિ વાળું યોગ્ય સુશિક્ષણ આપવામાં આવશે, સતીજનોના સુચરિત્રોની ઉંડી છાપ તેમના કોમળ અંતઃકરણમાં પાડવામાં

આવશે, અને સ્ત્રી ધર્મથી પૂર્ણ વાકેફ કરવામાં આવશે તથા સદ્સ્ત્રીઓની અહોનિશ સોબત મળશે, ત્યારેજ ભારત ભૂમિની સ્ત્રીઓની ખરેખરી ઉન્નતિ થશે. તથાસ્તુ.

## સદા ચરણે ચાલવા વિષે બોધ.

### [ સતી ગીતા ]

### સ્ત્રી બોધ જુદા જુદા રાગમાં ગાવાની ગરબીઓ—

સ્ત્રીઓને ફુરસદે મનરંજનાર્થે ગાવા અને તેમાંથી સુબોધ ગ્રહણ કરવા લાયક ઉત્તમ કવિઓનો બનાવેલી રસિક કવિતાઓ દાખલ કરી, તેને "સતીગીતા" એવું નામ આપવું દુરસ્ત ધારૂં છું.

#### સ્ત્રીઓને શિખામણ.

ઢાળ.

એક અનૂપમ શીખામણ ખરી, સમજી લેજોરે સઘળી સુંદરી.

ત્રુટક.

સુંદરી સેજે હૃદય રેજે પરસંગે નવ બેસિયે,
ચિત થકી ચુકી લાજ મૂકી, પરમંદિર નવ પેશિયે.
બહુ ઘેર હીંડે નારિ નિર્લજ, શાસ્ત્રે પણ તજવી કહી;
જેમ પ્રેત દષ્ટે પડયું ભોજન, જમવું પણ જુગતુ નહીં.

ઢાળ.

પરથું પ્રેમેરે હશિ નવ બોલીયે, દંત દેખાડીરે ગુંજ ન ખોલીયે

ત્રુટક.

ગુંજઘરનો પરની આગળ, કહો કેમ પ્રકાશીયે;
વળી વાત જે વિપરીત ભાખે, તેથી દૂરે નાશીયે.
અસુર સવારે અને અગોચર, એકલાં નવિ જાઇએરે;
સહુ સાતકારે કામ કરતાં, સહજે શીળ ગમાઇયે.

ઢાળ.

નટવિટ નવુંરે નયણ ન જોડીયે, મારગ જાતાંરે આધું ઓઢીયે.

ત્રુટક.

આધું ઓઢીએ વાત કરતાં, ઘણુંજ રૂડાં શોભિયે;
સાસુ અને માના જણ્યા વિન, પલક પાસ ન થોભીયે.
સુખ દુઃખ સરજ્યું પામિયે, પણ કુળાચાર ન મુકીયે.

પરવશે વસતા પ્રાણ તોપણ, શીળથી નવી ચુકીયે.

ઢાળ.

વ્યસનીની સાથેરે, વાત ન કીજીએ, હાથો હાથેરે, તાળી ન લીજીયે.

ત્રુટક.

તાળિ ન લીજે નજર ન દીજે, ચંચળ ચાલે ન ચાલીએ;
વિષમ બુદ્ધે વસ્તુ કેની, હાથે પણ નવિ ઝાલિયે;
કોટિ કંદર્પ રૂપ સુંદર, પુરૂષ પેખી ન મોહિયે;
તણખલાને ગણો તોલે, ફરી પાછો નવિ જોઇએ.

ઢાળ.

પુરૂષ પરાયોરે વળી ન વખાણીયે, વૃદ્ધ તે પીતા સરીખો જાણીયે.

ત્રુટક.

જાણિયે પિયુવિણ પુરૂષ સઘળાને, સહોદર સમોવડે;
પતિવ્રતાનો ધર્મ જોતાં, નાવે કોઇ તડો વડે.
કુરૂપ કુષ્ટી કૂબડો ને, દુષ્ટ દુર્બળ નિર્ગુણો;
ભરથાર પામી ભામની તમે, ઇંદ્રથી અદકો ગણો.

ઢાળ.

અમર કુમારેરે તજિ સૂર સુંદરી, પવન કુમારેરે અંજના પરિહરી.
પરિહરિ સીતા રામે વનમાં, નળ દમયંતી વળી.
મહાસતી નિર્મળ કષ્ટ પાડે, શીળથી તે નવિ ચળી
કસોટીયે જિમ સુવર્ણ કસતાં, કંતસું વિછડે તહી;
તનમન વચને સત્ય રાખે, સતી તે જાણો સહી.

ઢાળ.

રૂપ દેખાડીરે પુરૂષ ન પાડીયે, નિર્લજ થઇનેરે મન ન બિગાડીયે.

ત્રુટક.

મન ન બિગાડીયે પુરૂષ પરનું; જોગ જોતા નવિ મળે;
કલંક માથે ચડે કુડાં, સગાં સઉ દૂરે ટળે.
અણુ સરજ્યો ઉચ્ચાટ થાયે, પ્રાણ તિહાં લાગી રહે;
આ લોક પામે આપદા, પરલોકે બહુ પીડા સહે,

ઢાળ.

રામને રૂપેરે સુર્પણખા મોહી, કામ ન સિધ્યું અને ઇજત ખોઇ.

ત્રુટક.

ઇજત ખોઇ દેખિ અભયા, શેઠ સુદર્શન નવિ ચળ્યો;
ભરથાર આગળ પડી ભુંડી, અપવાદ સઘળે ઉછળ્યો.

કામની બુદ્ધે કામનીએ, વંકચુલી વાળ્યો ઘણું;
""ગ્રુ શીળથી ચુકયો નહીં, દૃષ્ટાંત એમ કહેતાં ભણું.

ઢાળ.

શીળ પ્રભાવેરે, જુઓ સોળે સતી, ત્રીભુવનમાંહીરે તે થઇ છતી;

ત્રુટક.

છતી થઇ જે શીળ રાખ્યું, કલ્પના કીધી નહીં;
તે નામ તેહનાં જગત જાણે, વિશ્વમાં ઉગી રહી.
વિવિધ રત્ને જડીત ભૂષણુ, રૂપ સુંદર કીંનરી;
પણુ શીળવણું શોભે નહીં, તે સત્ય ગણુજો સુંદરી.

ઢાળ.

શીળે સુરનર સઉ શેવા કરે, રહેવાતુંરે નિશ્ચળ જે ધરે.

ત્રુટક.

ધરે નિર્મળ શીળ ઉજવળ, તાસ કિરતી જળ હળે;
મન કામની તે સિદ્ધિ પામે, અષ્ટ ભય દૂરે ટળે.
ધન્ય ધન્ય તે જાણો ધરા, જ્યાં શિયળ ચોખું આદરે;
આનંદના તે ઓઘ પામે, 'ઉદયરત્ન' જશ વિસ્તરે.

જૈન કવિ.

રાસડો.

( સૈયરો એ હિંડાળે બેસીને અથવા ફરતાં રાસડા લેતાં ગવાય છે. )

"રમવા આવોનીરે આવોને નંદજીના લાલ, રમવા આવોનીરે" એરાગ.
સજની સમજોનીરે સમજો શિખામણુ સાર, સજની સમજોનીરે;
નહિ સમજો તો ધિક્કાર, સજની સમજોનીરે, એ ટેક
પડવે પ્રથમ એક ઇશને ભજીએ, જાઝા પ્રભુ તે પંથને તજીએ;
રોજ સુનીતિ સજીએ સજની સમજોનીરે. સમજો૦ ૧
નીતિવિના જ્ઞાન ભક્તિ ન સારાં, થાશો સદા સદાચરણુથી પ્યારાં;
રહેજો નઠારાથી ન્યારાં, સજની સમજોનીરે. સમજો૦ ૨
સૌને નમન નમ્ર ભાવથી કરવું, રૂપ જોબન અભિમાન ન ધરવું;
ફિશિઆરીમાં નહિ ફરવું, સજની સમજોનારે. સમજો૦ ૩
બીજે પ્રભુ બળવંતશું પ્રીતી, બાપ સમાન ગણો મન જીતી;
[illegible] બુદ્ધિથી અનીતી, સજની સમજોનીરે. સમજોની૦ ૪
પ્રાણીનો પ્રભુ પેદા કરનારો, પતિ ભાવ ભજતાં ભવ હારો;
ધર્મના વિષય વિચારો, સજની સમજોનીરે. સમજો૦ ૫
રાંકની ઉપર દયાળુ રહેજો, દીનને દાન ગજા સમ દેજો;

જન્માનો લ્હાવો લેજો, સજની સમજોનીરે. સમજો૦ ૬
ત્રીજે તુમારો ટેવ સુધારો, જૂઠું ને કડવું ન વેણ ઉચ્ચારો;
દુઃખમાં ધીરજ ધારો, સજની સમજોનીરે. સમજો૦ ૭
મૂકી મર્યાદા ન ખડખડ હસવું, તાણીને શ્વાન સમાન ન ભસવું;
કાળજડાને કસવું, સજની સમજોનીરે. સમજો૦ ૮
થાજો સતીપદ પાલવા ખંતી, ધીરજથી જશવંતી જુવંતી;
સીતાને દમયંતી, સજની સમજોનીરે. સમજો૦ ૯
ચોથે ચોરી ને જુલમ જારી, મોટામાં મોટાં એ પાતક ભારી;
નાખશે નર્ક મોઝારી, સજની સમજોનીરે, સમજો૦ ૧૦
સુંદરી સ્નેહથી શીયળ પાળો, ભુંડીના હાલ ભુંડા બહુ ભાળો;
સંતોષથી મન વાળો, સજની સમજોનીરે. સમજો૦ ૧૧
મન કર્મ વચને પતિવ્રત પાળે, સ્વામીનું ઘર ધરી સ્નેહે સંભાળે;
ભરથારનું સુખ ભાળે, સમજની સમજોનીરે. સમજો૦ ૧૨
પાંચમે પાછો કહું છું પોકારી, જાવું મરી વૈભોગ વિસારી;
સાથ ન કોઇ સહીઆરી સજની સમજોનીરે. સમજો૦ ૧૩
શાની હુંપદ ક્ષણભંગુર કાયા; સુખ દુઃખ સૌ તડકો ને છાયા;
મિથ્યા સંસારની માયા, સજની સમજોનીરે. સમજો૦ ૧૪
પાત્ર જોઇ કરજો હાથ ટાઢો, સ્વાર્થે સાથે પરમારથ સાધો;
હરિને હમેશાં આરાધો, સજની સમજોનીરે. સમજો૦ ૧૫
છઠ્ઠે પરણ્યો પતી ગણી પ્યારો, પર નરને ભાઇ બાપજ ધારો;
મોક્ષનો તો ન ઉધારો, સજની સમજોનીરે. સમજો૦ ૧૬
જેવો મળ્યો તેવો લેવો નિભાવી, ટંટો કર્યા થકી ટળેશે શું ભાવી;
કોઇ ફિતુરથી ન ફાવી સજની સમજોનીરે. સમજો૦ ૧૭
નાથ કને નિત હાથ બે જોડી, સંભળાવવું આમ સન્મુખ દોડી;
દાસીની કસુર ન થોડી, સજની સમજોનીરે. સમજો૦ ૧૮
સાતમે કરવી સ્વામીની સેવા, સામું ન થવું નઠારા હેવા;
દેશે મહાદેવ મેવા સજની સમજોનીરે. સમજો૦ ૧૯
કંથ ન કાંમણથી વસ થાશે, ખબર પડયાથી ઉલટો ખીજાશે;
ધુતારા ધુતી ખાશે, સજની સમજોનીરે. સમજો૦ ૨૦
કંકાસ કરી લેતી લુગડાં ઘરેણાં, લાડ ઘેલી વળી કાઢતી લેણાં;
મૂરખી મારશે મેણાં, સજની સમજોનીરે. સમજો૦ ૨૧
આઠમે માનો સાસુને માતા, દેરને જેઠ ગણો દિલ ભ્રાતા;
સસરો પિતા સુખ દાતા, સજની સમજોનીરે. સમજો૦ ૨૨

વેરીને પ્રણુ વશ વિનય કરે છે, તેથી સતી નમી સાસુ કે'છે–;
માતાજી આજ્ઞા શી છે? સજની સમજોનીરે. સમજો૦ ૨૩
સાસરીઆનું સુખ દુઃખ સેહેવું, સત દીવસ રૂદે રાજી રહેવું;
પીયર જઇને ન કહેવું, સજની સમજોનીરે. સમજો૦ ૨૪
નોમે નણંદ દેરાણી જેઠાણી, બેન ગણો પ્રીતે અંતર આણી;
મીઠી વદો મુખ વાણી, સજની સમજોનીરે. સમજો૦ ૨૫
સંપથી જંપ જરૂર ઉર આણો, હલકી વાત હૈયામાં ન આણો;
વાલાં સગાંને વખાણો, સજની સમજોનીરે. સમજો૦ ૨૬
ચોટલા ચાર મળે જે ઠામે, ભાગે ઘરના ઓટલા પરીણામે;
એવી કે'વત આપ નામે, સજની સમજોનીરે. સમજો૦ ૨૭
દશમે દીસ હરામ ન કરવું, પરઘર હાંડી જાજું ન ફરવું;
બહુ ન પીયર પરવરવું, સજની સમજોરે. સમજો૦ ૨૮
કામ કર્યા એણે કામણ કીધાં, વા'લથી સર્વને વશ કરી લીધાં;
પ્રેમનાં શરબત પીધાં, સજની સમજોનીરે. સમજો૦ ૨૯
જોર જુલમ વહુપર ન ગુજારો, સાસુને વહુનો કલેશ નઠારો;
પુત્રી પેઠે અંગિકારો, સજની સમજોનીરે. સમજો૦ ૩૦
એકાદશીએ આળસ છોડો. જાગોતો પ્રીતી પ્રભુમાં જોડો;
ટેક મર્જાદ ન તોડો, સજની સમજોનીરે. સમજો૦ ૩૧
શીખો ગાતાં ને ભરતાં ચીતરતાં, શીખો વળી શીવતાં ને વેતરતાં;
દુર્જનથી રખે ડરતાં, સજની સમજોનીરે. સમજો૦ ૩૨
શેઠાણી થઇને ન બેસી રહેશો, આળસથી રોગ દુઃખ રહેશે;
મીષ્ટાન હાંડી ન લેશો, સજની સમજોનીરે. સમજો૦ ૩૩
બારશે બાળાપણ ન બતાવો, મોટાં થયાં એમ મનમાં લાવો;
જેને તેને ન બોલાવો, સજની સમજોનીરે. સમજો૦ ૩૪
પે'રવું ઓઢવું વખત વિચારી, સમજુને મન સાદાઇ સારી;
જાઝી આછાઇ નઠારી, સજની સમજોનીરે. સમજો૦ ૩૫
ગભરાઇ ગર્ભની હેળથી ગોરી, ખાય ભુંડી ભૂતડોને મટોડી;
એહ થકી હાની ન થોડી, સજની સમજોનીરે. સમજો૦ ૩૬
તેરશે ગાજો ગીત પ્રભુનાં, ગાશોમાં ગીત નઠારાં નમૂના;
સંકટ થાશે સમૂનાં, સજની સમજોનીરે. સમજો૦ ૩૭
મોઢે મશાલો ન બાળ બગાડો, તેમ રોગો પીટયો કહી ન પછાડો;
રૂ'મમાં રોફ બેસાડો, સજની સમજોનીરે. સમજો૦ ૩૮
બાળ ન બાળપણે પરણાવો, સારે સંગે ન કજોડું કરાવો;

આવથી ખૂબ ભણાવો, સજની સમજોનીરે. સમજો૦ ૩૯
ચૌદશે વેહેમની વાત વિસારો, જાદૂ શુકનને જોશી જાુકારો;
વળગાડ ખોટા ધારો, સજની સમજોરે. સમજો૦ ૪૦
વે'લા ઉઠી નિત ઘરવાળી નાખો, શરીરને લુગડાં સદા સ્વચ્છ રાખો;
ચોખ્ખાઇનાં સુખ ચાખો, સજની સમજોનીરે. સમજો૦ ૪૧
સ્થાપજો વનિતા સમાજ વખાણી, સૈયરને શીખ આપજો શાણી;
સંપી રે' ધણી ધણિયાણી, સજની સમજોનીરે. સમજો૦ ૪૨
પૂનમે પાત્રરધા બણી થાજો, વેમ તજી ગુણવંત ગણાજો;
બીજીને આ રસ પાજો, સજની સમજોનીરે. સમજો૦ ૪૩
વાંચે જે ચોપડિયો નિત સારી, ઘડી ન ખુવે કરી કુથલી નઠારી;
જાઉં એ ઉપર બલિહારી, સજની સમજોનીરે. સમજો૦ ૪૪
પંદર તીથીનો બોધ પ્રમાણી, માને તો બહુ સુખ પામશો શાણી;
વલ્લભદાસની વાણી, સજની સમજોનીરે. સમજો૦ ૪૫

---

# સાસરે સંપિને ચાલવા વિષે,

## ધોળ.

રામ લક્ષ્મણ વનમાં સિધાવતા, સાથે સીતાને લક્ષ્મણ ભાત;
કહે રઘુનાથ. પધારો પીયર ભણી. (એ રાગ.)
સાસરે સારી રીતથી ચાલવું, એથી લાભ અધિક બેની થાય;
સંકટ સહુ જાય. સંપી ચાલો સાસરે. (ટેક.) ૧
કજિયો કદી કરવો નહીં કોઇથું. ચાલો સંપીને બેન સદાય;
જેથી સુખ થાય. સંપી૦ ૨
સાસુને શાણી માતા સમી ગણો; એની આજ્ઞા માનો હરનીશ;
નમાવીને શીશ. સંપી૦ ૩
સાસૂ સાચી માતા જાણો સાસરે, લાવો નહિ તેનાપર કદી રીસ;
રૂઠે જાુગદીસ. સંપી૦ ૪
પ્રાતઃકાળમાં પ્રીતથી ઉઠવું, બોલવું આ રીતે સાસૂ સાથ;
જોડીને બે હાથ. સંપી૦ ૫
આજ્ઞા આપો જે આપ ઉમંગથી, ચોટાડી સ્નેહ ચિત્તની સાથ;
પાળું પ્રીતે માત. સંપી૦ ૬
સાસરાને તો બાપ સમો ગણો, ભુંડું ભણવું નહીં તેને વે'ણ;
દીસે દુઃખદેણ. સંપી૦ ૭
શાણી આજ્ઞા પાળો સસરા તણી, ઉથાપોમાં તેનું કહ્યું કે'ણ;

પાળો પ્રીતે રે'વુ. સંપી૦ ૮

નણંદીને બેનો જેવી જાણવી, આણવી એનાપર અતિ પ્રીત;
રાખો રૂડી રીત. સંપી૦ ૯

ભાઇ જેવા જાણો દેર જેઠને, રાજી રાખો તેને રૂડી રીત;
આજ્ઞા પાળી નિત્ય. સંપી૦ ૧૦

પરણ્યાં પતિ સાથે ટંટો ન કરીએ, ખીજીએ ન ધરી ઉર ખાર;
રહિએ ધરી પ્યાર. સંપી૦ ૧૧

આજ્ઞા એનીને નિત્ય અનુસરો, કરો જેમ કહે ભરથાર;
પૂરો ધરો પ્યાર. સંપી૦ ૧૨

સુખ આપો આજ્ઞા પાળી એહને, સાચું સ્વામીનું સગપણ સાર;
છે મોક્ષનું દ્વાર. સંપી૦ ૧૩

જેથી જગદીશ રૂડી રીતે રીઝશે, ખીજશે ન ધરી કદી ખાર;
સુખ આપે અપાર. સંપી૦ ૧૪

પરપુરૂષ સામું નવ પેખવું, લેખો ભરથાર વીના ભાઇ બાપ;
ભેજ્યો સતી છાપ. સંપી૦ ૧૫

પરપુરૂષની સામું પેખતાં, લાગે પાપ જગતમાં અમાપ;
એવી શાસ્ત્રે છાપ. સંપી૦ ૧૬

પાડોશી સાથે પ્રીતથી વરતવું, તેની સાથે લડો ન વાર;
મળે ફીટકાર. સંપી૦ ૧૭

કોઇનું સારૂં દેખી શોક ના કરો, ખોટો લોભ કરો ન લગાર;
એમાં નહીં સાર. સંપી૦ ૧૮

ગજા ઉપર ઘરેણાં ઘડાવવાં, ટંટો કરવો નહીં કોઇ વાર;
ઘરમાંહી લગાર. સંપી૦ ૧૯

દેવાની ખાડમાં ન ડુબાવવો, શણુગાર સાટે ભરથાર;
એની કોઇ વાર. સંપી૦ ૨૦

ઘરની વાત બીજે જઇ ન કરો, ઠરો એથી અણુસમજુ અપાર;
ધીઃકારે સંસાર. સંપી૦ ૨૧

પેટ મોટું રાખો પ્યારી બેનીયો, રૂડીકે ભુંડી વાત લગાર;
કાઢો નહીં બા'ર. સંપી૦ ૨૨

સંતોષી બની સ્વામી સાથે વસો, ભોગવો જે આપ્યું ભગવાન;
કૃપાને નિધાન. સંપી૦ ૨૩

શીખ શાણી જો લલ્લુની માનશો, પામસો, સુખ સ્વર્ગ સમાન;
રીઝે ભગવાન. સંપી૦ ૨૪

## શીયળ સાચવવા વિષે.

### ગરબો.

**પુનમ ચાંદની—એરાહ.**

સુંદર પુષ્પની ખીલી કળી ઘણીરે;
ખામી સુગંધીની દીસે જરાક,
તો તે સુંદર સુંદરતા રહીશું કામનીરે.
એની શીયળ ભુષણ તેવી રીતનું રે;
જો નહોયે આમાં શીયળ સદગુણ—તો તે સુંદર.

* * *

સાખી. ખરિ ખૂબી આંયોતણી, સદગુણમાહીંધાર;
સુંદરીનું પતિવ્રતપણું, જેમ ખડગની ધાર.

* * *

શોભે સુંદરી શીયળ સદગુણથીરે;
જો ન સાચવે શીયળ સદગુણ—તો તે સુંદર.

* * *

સાખી. રૂપાળી રંભાસમી, વાકચાતુર્યે પૂર;
દુષ્કર્મોમાં મન ભળ્યું, એ ઉપરનું નૂર.

* * *

આંટી કુંટી કરતી કાવત્રાં અતી ઘણાંરે;
ભૂલી શીયળ કુ કૃત્યે ધરતી જોધીર—તો તે સુંદર.

* * *

સાખી. હશે કાળીને કુબડી, પણ પતિમાં એક તાર;
પિયુ પિયુ હમેશાં ઝંખતી, તે સુંદર છે નાર.

* * *

હોય જો નાજુક નવેલી અતિશય ઘાતકીરે;
કહે ઝવેર ધિક્કારો એવી નાર—એ તે સુંદર.

### સુન્દરી ગીત.

"સહિયર સાંભળો શીખામણ આ સંસારનીરે"—એરાહ.

"સહિયર સંગમાં મળીને આનંદથીરે;
ગાઓ જગદીશ્વરનાં જીભે યશ ગુણગાન;
નારી ધર્મને પાળી સદૈવ સ્નેહથીરે—સહિયર.

* *

સાખી. સુંદરી સાચું માનજો, સ્વામી નો શૃંગાર;
સ્વામી કેવળ સૃષ્ટિમાં, જીવનનો આધાર;

* *

એથી સુખમય સંસારસાર વિચારજોરે;
નહિ તો દુઃખવિકાર અપાર સમજીદાર ! ;
પતિના પ્રેમને મનથી કદા ન વિસારજોરે—સહિયર.

* *

સાખી. પતિની જે મનકામના, સફળ કામિની નામ;
સુંદરતા જે શીલની, તો સુંદરી સધામ;

* *

રમતી રમણુ રતીમાં રામાતે રમણી ગણીરે;
કરતી સહાયતા રહિ વામ ભાગમાં આમ;
તેથી વામા તેને સજ્જન જન કેતા ભણીરે—સહિયર.

* *

સાખી. નારીનાં જે નામ તે, સાર્થક સહુ થાય;
જો તેના ધર્મ બધા નિષ્ઠા થકી પળાય;

* *

માટે પાળજો એ ધર્મ સઘળા ભાવથીરે;
એથી ભવમાં થાશો કૃતાર્થ ભગિની ! નિત્ય;
નમશે જનતા પદમાં આવી પુણ્ય પ્રભાવથીરે—સહિયર;

* *

સાખી. સદ્ગુણની સાડી ધરી, શીલ કંચુકી સાર;
પાતિવ્રત્ય પ્રભાવમય, ભાલતિલક વિસ્તાર;

* *

પ્હેરેકોટે પ્રેમે પ્રેમ મુક્તા હારનેરે;
કરમાં કુલીનતાનાં કંકણુ ધારે વાહ !
વાહરે ધન્યછે તે નારીના અવતારનેરે—સહિયર;

* *

સાખી. કરાંગુલીમાં મુદ્રિકા, જેની ઉત્તમ શાંતિ;
નીતિનાં નૂપુરવડે, વધી પદોની કાંતિ;

* *

એવા અલંકાર જો ઉત્તમ યુવતી દેહમારે;
તો છે કૃત્રિમ બીજા અલંકાર સહુ વ્યર્થ;
માટે ધારો એ ભૂષણુને ચાહી ચિત્તમાંરે—સહિયર.

* *

સાખી. સ્વામિભક્તિસાથે વળી, ઇશ્વર ભક્તિ નિવાસ;
જો ચપળાના ચિત્તમાં, સુવર્ણું સંગસુવાસ;

* *

કરજો વિનતિ નિરંતર એજ ઇશ્વરને ભજીરે;
રક્ષે સદૈવ તે સૈભાગ્ય હેતુ જે કાંત;
થઇને શાંત આશા વિશ્વની બીજી ત્યજીરે—સહિયર. "

ના. વિ.

—∞—

ગીતો, ગરબા છંદ ગાયા પછી તથા મંડળી બરખાસ્ત થવાની હોય, ત્યારે ગાવાની—ગરબી.

"મા પાવે તે ગઢથી ઉતર્યાં મા કાળીરે" એ રાગ.

અમે જઇશું અમારે ઘેર સઇયર સાંભળ જો;
મનડામાં રાખી મેર, વળી વહેલાં મળજો. ૧
જો કુવચન કહ્યું કાંઇ, સઇયર સાંભળજો;
તો માફ કરો મનમાંહી, વળી વેહેલાં મળજો. ૨
ગાઇ ગીતો ગરબા છંદ, સઇયર સાંભળજો;
ઉરમાં ઉપજ્યો આનંદ, વળી વેહેલાં મળજો. ૩
પરીપુરણ તમારો પ્રેમ, સઇયર સાંભળજો;
કોઇ કાળે વીસરે કેમ, વળી વેહેલાં મળજો. ૪
હું કહુંછું જોડી હાથ, સઇયર સાંભળજો;
સઘળી સાહેલી સાથ, વળી વેહેલાં મળજો. ૫
આજ ટાઢાં કીધાં તન, સઇયર સાંભળજો;
મળવાથી હરખ્યું મન, વળી વેહેલાં મળજો. ૬
દેખી સુંદર દેખાવ, સઇયર સાંભળજો;
જીવતરનો લીધો લાવ, વળી વેહેલાં મળજો. ૭
સઘળી તમને શાબાશ, સઇયર સાંભળજો;
પરમેશ્વર પુરે આશ, વળી વેહેલાં મળજો. ૮
મન ગમતો કરી મેળાપ, સઇયર સાંભળજો;
તનડાના ટળીઆ તાપ, વળી વેહેલાં મળજો. ૯
આ અવસર આજ અમૂલ્ય, સઇયર સાંભળજો;
તે લાખ દીવાળી તુલ્ય, વળી વહેલાં મળજો. ૧૦
હું કહું છું વાર હજાર, સઇયર સાંભળજો;
આ સફળ થયો સંસાર, વળી વેહેલાં મળજો. ૧૧
શુણી બોલ તમારા આજ, સઇયર સાંભળજો;

સમજી શીખીયાં સુખરાય, વળી વેહેલાં મળજો. ૧૨
તમે દીલનાં છો દરીઆવ, સધ્યર સાંભળજો;
ભલો દીઠો તમારો ભાવ, વળી વેહેલાં મળજો. ૧૩
તમે ડહાપણનાં દેનાર, સધ્યર સાંભળજો;
તમે ભલપણના ભંડાર, વળી વેહેલાં મળજો. ૧૪
ગંગાજળ નીરમળ નામ, સધ્યર સાંભળજો;
તમે ઠરવાનું છો ઠામ, વળી વેહેલાં મળજો. ૧૫
તમે ગરવાં ગુણ ગંભીર, સધ્યર સાંભળજો;
તમે ધરમ ધુરંધર ધીર, વળી વેહેલાં મળજો. ૧૬
તમે સતી શીરોમણી શુદ્ધ, સધ્યર સાંભળજો;
બહોંતેર કળાગાં બુધ, વળી વેહેલાં મળજો. ૧૭
તમે સદાચરણમાં સીધ, સધ્યર સાંભળજો;
તમે નીરળમતાના નીધ, વળી વેહેલાં મળજો. ૧૮
તમે વિદ્યા બાગ વીશાળ, સધ્યર સાંભળજો;
કુળ દીપન દીપક માળ, વળી વેહેલાં મળજો. ૧૯
તમે સમજુમાં સરદાર, સધ્યર સાંભળજો;
તમે ઉત્તમ અને ઉદાર, વળીવેહેલાં મળજો. ૨૦
મન વસયાં તમારાં વેણ, સધ્યર સાંભળજો.
નીરખીને ઠરીયાં નેણ, વળી વેહેલાં મળજો. ૨૧
ઘણો સરસ તમારો સંગ, સધ્યર સાંભળજો;
રૂદે ચઢીયો તમારો રંગ, વળી વેહેલાં મળજો. ૨૨
વળી કહીએ છેલી વાર, સધ્યર સાંભળજો;
જણ જણને કરોડ જુહાર, વળી વેહેલાં મળજો. ૨૩
હરી પુરે તમારી હામ, સધ્યર સાંભળજો;
દે આશીશ દલપતરામ વળી વેહેલાં મળજો. ૨૪

मूकंकरोतिवाचालंपगुंल्लंघयतेगिरि ॥
यत्कृपातमहंवंदेपरमानंदमाधवम ॥ १ ॥

**અર્થ**—જે ઉપર પરમેશ્વરની કૃપા છે તે કોઇ મુંગો માણસ હોય, એટલે તેને મુદલ બોલતાં આવડતું ન હોય તોપણ તેને વાચા પૂર્ણ કરેછે. અને પંગુ એટલે મુદલ ચાલતું ન હોય, પણ તેને પર્વત ઉપર ચડે તેવું કરેછે; તેવા પરમ આનંદકારી અને માયાને જીતેલા પરમેશ્વરને હું નમસ્કાર કરૂં છું.

**સમાપ્ત.**

# લોકપ્રિય ગ્રંથો!!!

ગૃહસ્થો ! શું તમો સ્ત્રી, પુત્ર, પુત્રીઓને પવિત્રને પ્રેમી કરી ગૃહ—સંસાર સુખ રૂપ કરવા ચાહો છો ? તો લ્યો વાંચો ? ઉત્તમ ને ઉપયોગી-શિક્ષણનો ખજાનો.

## ગૃહ સંસારનું રત્ન.

## મનની દવા ને આત્માની પુષ્ટી.

## (૧) સતીમંડળ.

( સ્ત્રી પુરૂષના કર્ત્તવ્ય સાથે. )

### ભાગ. ૨ જો.

આ લોકપ્રિય પ્રસિદ્ધ ગ્રંથ—દુનિયાના દરેક ધર્મનાં સ્ત્રી, પુત્ર, પુત્રીઓને શિક્ષણ લેવા ઉપયોગી થઇ પડે એવો ધર્મ નીતિથી ભરપૂર કર્યો છે. આ ગ્રંથ પતિવ્રતા થવાની તથા ગૃહ સંસાર પવિત્રને પ્રેમી કરવા ચાહનારી બેનોને પારસમણિ રૂપ છે. આવો ઉત્તમ ગ્રંથ આજ સુધી એકે બહાર પડયો નથી.

સંસાર સુખ રૂપ થવા સ્ત્રીપુરૂષનો પ્રેમ એ મુખ્ય છે, આવી પ્રેમાળ થવા માટે ઉત્તમ શિક્ષણ રૂપ મહાપવિત્ર સ્ત્રીઓનાં ચરિત્રો અને તેમના ધર્મ સંબંધી પુસ્તકો વાંચવાની ઘણી જરૂરછે. તેથી મન ઘણું સુધરે છે, મોટાઇનો દેવ ભાવ પ્રકાશે છે. આવા કારણથી—સતીમંડળ ભાગ ૧ લો. બહાર પાડયો છે. તેમાં જે સતીઓનાં ચરિત્રો ને ઉપયોગી વિષયો દાખલ કર્યા નથી, તે આ ગ્રંથમાં દાખલ કરી ઉપયોગીપણામાં વધારો કર્યો છે.

આ ગ્રંથમાં—પ્રાચીન અર્વાચીન જગત્ પ્રસિદ્ધ—પવિત્ર સતીઓનાં શિક્ષણલાયક અદ્‌ભૂત રસિક ચરિત્રો ને ગૃહ સંસારોપયોગી વિષયો દાખલ કર્યાછે. તે

વાંચતાં તલ્લીન કરી દઇ તેમના પવિત્ર ગુણો દાખલ કરી દે, તેવો સદ્બોધ" સમાયેલો છે. **જીવન ચરિત્રોએ જીવન સુધારવાનું સાધન છે; કેમકે ઉત્તમ દ્રષ્ટાંતૂ એ મનુષ્યને ઉત્તમ થવાને જાગૃત કરે છે.**

**આવાહેતુથી**—સતી સુમિત્રા, સુનીતિ, સત્યવતી, સત્યભામા, સરમા, શીવાદેવી, શક્તિ, અદિતિ, દેવીઅઘોરકામિની, દુર્ગા, ગંગા, ગોપા–યશોધરા, યમુના, સરયુ, સરસ્વતી, ભવાની, ઋષિદર્શ, ઓખા–ઉષા, ચિત્રલેખા, શ્રદ્ધા, શ્રીદેવી, શ્રુતાવતી–ઇંદ્રાણી, ઉત્તરા, ઉર્મિલા, ઉર્વશી, ઉભયકુમારી, સુવ્રતા, સુલક્ષણા, શશિવ્રતા, શાંડિલી, સારિકા, શશિકળા, કળા, કમળાક્ષી, કાલિંદી, કાન્તિ, કદળીગર્ભા, કીર્તિસેના, કાદમ્બરી, વનદેવી, વેદવતી, મૈનાવતી, મેના, મનસા, મુર્તિ, મહાશ્વેતા, મુક્તા, મીના, મોહિની, માયાદેવી, માયાવતી, મમતા–યશોદા, પદ્માંગી, પદ્માવતી, મીનળદેવી, રાણકદેવી, જ્ઞાનદેવી, ગુણસુંદરી, સુંદરબા, સરસ્વારબા, વીરમતી, ભાનુમતી, રાજિમતી–રાજુલ, ભામતી, લીલાવતી, લાલબા, લીલાને, ચંદ્રા, ચૂડાલા, ચંદ્રપ્રભા, ચંદ્રબાળા, શૈલબાળા, શુરબાળા, રાજબાળા, વસંતબાળા, ત્રિમૂર્તિ, તારા, તિલોત્તમા, ત્રિવેણી, બેહુલા, યોગિની–રોહિના, સન્યાસિની, સુલભા, ખના, વીરા, વીરકળા, રાજેશ્વરી, લક્ષ્મીબાઈ, અહલ્યાબાઇ, ઇચ્છનકુમારી, કૃષ્ણકુમારી, ચંચળકુમારી, નાગબાઇ, નાયકીદેવી, સોનરાણી, લેડીહામિલ્ટન; વગેરેપવિત્ર—૮૭ સતીઓનાં શિક્ષણ લાયક અદ્ભૂત રસિક ચરિત્રોછે. સિવાય.—

**સ્ત્રીપુરુષનાંકર્ત્તવ્ય**—સ્ત્રીની ઉત્તમતા, સ્ત્રીઓની આચાર નીતિ, સ્ત્રીપુરૂષના અધિકાર, દંપતી ધર્મ, પવિત્ર ગૃહ સંસાર, ખરૂં સંસાર સુખ શાથી મળે, પતિએ કેવું આચરણ રાખવું, સ્ત્રીની સૌંદર્યતાનો ઉપયોગ, પતિપત્નીમાં કેવો પ્રેમ, જોઇએ સ્ત્રીની પવિત્રતા, સ્ત્રીપુરૂષની અપવિત્રતા, પતિપત્નીના ગુણોની થતી અસર, સાચા પતિનાં લક્ષણ, સાચી પત્નીનાં લક્ષણ, પુત્ર પુત્રીની ઉત્તમતાનાં લક્ષણ, સ્ત્રી ઉપયોગી નીતિ માળા, સ્ત્રીની માંદગી વખતે પતિનું કર્ત્તવ્ય, સંસાર ઉપયોગી ડહાપણ શી રીતે મળે, સ્ત્રીએ કેવો સ્વભાવ રાખવો, સ્ત્રીએ કેવી રીતભાત રાખવી, સ્ત્રીએ કેવો સહવાસ રાખવો, મા અને છોકરાં, માની શિખામણ, સુજ્ઞ પતિનાં પત્ની પ્રત્યે વચન, સંસારમાં સાચો સ્નેહી કોણ, સાસુવહુના કજીયા શીરીતેમટે, ખૂબ સુરતી વધારવાનો ઉપાય, બુદ્ધિવધારવાનોઉપાય, આનંદ મેળવવાનો ઉપાય, સ્ત્રી ઉપયોગી ચાતુર્યજ્ઞાન, સ્ત્રી ઉપયોગી હુન્નરકળા, સ્ત્રી ઉપયોગી રસોઈ કળા, ઘર ઉપયોગી રસાયણ, ઘર ઉપયોગી પદાર્થ પરીક્ષા, ખાસ સ્ત્રી ઉપયોગી વૈદક—સ્ત્રીઓના રોગો—ચિકિત્સા ને દવા શીખે, સંતાન સુંદર શી રીતે થાય, શરીરની સંભાળ શીરીતે રાખવી, ચેપી રોગથી બચવાનો ઉપાય, ઘરનીપવિત્રતાનાનિયમ, ગૃહસ્થના નિત્યનિયમ, ભોજનના નિત્યનિયમ, ગૃહમંદિરમાં સેવાના નિયમ, કુટુંબ વ્યવસ્થા, ઘરના કામની વ્યવસ્થા, ઘરની રચના કેવી જોઇએ, ઉત્તમ વરકન્યા શોધવાની રીત, પૈસા

પેદા કરવાની યુક્તિ, પૈસાનો ખરો ઉપયોગ, ધર્મનીતિનુંશિક્ષણ, છોકરાં ન થવાનાં કારણો ને ઉપાય, સુવાવડ કરવાની રીત, કસુવાવડ થવાનાં કારણો ને માવજત, ભવિષ્યનો વિચાર, મૃત્યુ વિષે વિચાર, પરમાત્માને પામવા શું કરવું, પ્રાર્થના શીરીતે કરવી, પ્રાર્થના શીરીતે ફળે, પવિત્રબોધ અને ( સતીગીતા. ) સ્ત્રીબોધ જુદા જુદા રાગમાં ગાવાની ગરબીઓ, વગેરે—૧૦૧ ઉપરાંત ગૃહ-સંસારોપયોગી ઉત્તમ વિષયોછે.—પૃષ્ટ આશરે ૬૦૦. સુશોભિત સોનેરી પાકું પુંઠું.

•જે ગૃહસ્થોને પોતાની સ્ત્રી, પુત્ર, પુત્રીઓને પવિત્ર ને પ્રેમી કરી, ગૃહ-સંસાર સુખરૂપ બનાવવા ઇચ્છા હોય, તેમણે તરત મંગાવી લેવા ચૂકવું નહિ—પછીથી મળવા સંભવ નથી—કીંમત રૂ. ૨-૮-૦ દશ નકલ રાખનાર કે ખપાવનારને એક નકલ બક્ષીસ.

---

ગૃહસ્થો ? શું તમો તમારી સ્ત્રી, પુત્ર, પુત્રીઓના કોમળ હૃદયમાં મહાન્ પુરૂષોના મહાન્ ગુણોની સચોટ છાપ પાડવવાને ચાહો છો ? તો લ્યો વાંચો ?

# મનની દવા ને આત્માની પુષ્ટી.

---

# (૨) चरित्रचंद्रिका.

## ભાગ. ૧ લો.

### ( દુનિયાના દરેક ધર્મના સિદ્ધાંતો સાથે. )

( આવૃત્તિ—બીજી. )

આ લોકપ્રિય પ્રસિદ્ધ ગ્રંથ—દુનિયાના દરેક ધર્મના મનુષ્યોને શિક્ષણ લેવા ઉપયોગી થઈ પડે એવો કર્યો છે. આવો ધર્મનીતિ અને પવિત્ર જ્ઞાનથી ભરપૂર ગ્રંથ આજ સુધી એકે બહાર પડયો નથી.

આ ગ્રંથની—( પેલી-આવૃત્તિ ) છપાઇ બહાર પડતાંજ ટુંક વખતમાં તમામ નકલો ખપી જતાં, લોકોના ઉપરા ઉપરી માગણીથી આ તેની બીજી-આવૃત્તિ ઘણાસુધારા વધારા સાથે છપાવી બહાર પાડી છે. તે પણ ખપી જતાં તેની હાલ જુજ નકલો રહી છે.

આ ગ્રંથની ઉત્તમતા અને ઉપયોગીતા વિષે ઘણા વિદ્વાનો અને વર્તમા-

નપત્રોના સારા અભિપ્રાયો પડયા છે, તે પુસ્તકમાં છાપેલા છે. તેમજ આ ગ્રંથ જુદી જુદી ભાષામાં છપાવી પ્રકટ કરવાની માગણી થયેલી છે. ગુજરાત-વર્નાક્યુલર સોસાઇટીએ તથા નામદાર ગાયકવાડ સરકાર, કચ્છ, જુનાગઢ, ગોંડળ, જામનગર વગેરે દેશી રાજ્યના કેળવણી ખાતાએ ઇનામ તથા લાઇબ્રેરી માટે મંજુર કરી સારો આશ્રય આપ્યો છે. વગેરેથી ખાત્રી થશે કે આ ગ્રંથ કેવો ઉત્તમ, ઉપયોગી અને લોકપ્રિય થઇ પડયો છે. વિશેષ ખાત્રી ગ્રંથ વાંચવાથી થશે.

**આ ગ્રંથમાં**—પ્રાચીન અર્વાચીન જગત્ પ્રસિદ્ધ પવિત્ર મહાન્ પુરૂષોનાં શિક્ષણ લાયક અદ્ભૂત રસિક જીવન ચરિત્રો દાખલ કર્યાં છે. તે વાંચનાર અને શ્રવણ કરનાર સ્ત્રીપુરૂષોને તલ્લીન કરીદે, તેવો સદ્બોધ સમાયેલોછે. **જીવન ચરિત્રોએ જીવન સુધારવાનું ઉત્તમ સાધન છે; કેમકે ઉત્તમ દૃષ્ટાંત એ મનુષ્યને ઉત્તમ થવાને જાગૃત કરે છે.**

**આવા હેતુથી**—શ્રીરામ, શ્રીકૃષ્ણ, પરશુરામ, સનક, સનંદ, સનાતન સનતકુમાર, મનુ, નારદ, કપિલમુની, કશ્યપ, અત્રી, અગસ્ત્ય, વિશ્વામિત્ર, વશિષ્ઠ, ગૌતમ, વાલ્મિક, યાજ્ઞાવલ્કય, પરાશર, બૃહસ્પતિ, વ્યાસ, સુક્રાચાર્ય, જૈમુનિ, પાણિની, પતંજલી, શુકદેવજી, ધનવંતરી, ઇક્ષ્વાકુ, નિમી, નહુષ, રઘુરાજા, માંધાતા, સગર, દીલીપ, ભરત, જનક, પરિક્ષિત, મુચકુંદ, અંબરીષ, ધ્રુવ, પ્રેલાદ, ચિત્રકેતુ, પુરરવા, હરિશ્ચંદ્ર, ભર્તૃહરિ, ગોપીચંદ, જડભરત, શીબી, અજામીલ, રાવણ, હનુમાન, લક્ષ્મણ, ભરથ, યુદ્ધિષ્ટર—ધર્મરાજા, અર્જુન, દુર્યોધન, ભિષ્મ-પિતામહ, વિદુર, કૃપાચાર્ય, દ્રૌણાચાર્ય, અશ્વત્થામા, નળરાજા, સુદામા, શ્રવણ, અશોક, ચંદ્રગુપ્ત, ભાષ્કરાચાર્ય, શંકરાચાર્ય, વલ્લભાચાર્ય, રામાનુજાચાર્ય, તાતાચાર્ય, ક્ષપણક, ચાર્વાક, ઋષભદેવ, અર્હન, નેમનાથ, પાર્શ્વનાથ, મહાવીર, બૌદ્ધ, જરથોસ્ત, મુસા, ઇસુક્રાઇસ્ટ, હજરત મહંમદ પેગંબર, નાનક, કબીર, કમાલ, રામદાસસ્વામી, રામાનંદ, તુળશીદાસ, સુરદાસ, સહેજાનંદસ્વામી, દયાનંદસરસ્વતી, કેશવચંદ્રસેન, દેવેન્દ્રનાથઠાકોર, રાજારામ મોહનરાય, કુમારીલભટ્ટ, મંડનમિશ્ર, પદ્મપાદાચાર્ય, અપય્યાદિક્ષીત, અભિનવગુપ્તાચાર્ય, પ્રણામીપંથના આચાર્ય—પ્રાણનાથજી, તથા દેવચંદજી, ત્રિકાળદર્શી, ગુરૂગોવિંદ, ગુરૂમચ્છેંદ્રનાથ, ગોરક્ષનાથ, મહાપંડિત કાળીદાસ. માઘકવિ, બાણભટ્ટ, ભવભૂતિ, મયુર, દંડી, ચાણાકય, દીનદરવેશ, ભટ્ટોજીદિક્ષીત, બીરબલ, ગંગકવિ, તાનસેન ગવૈયો, ચંદ્રબારોટ, જગન્નાથરાય પંડિત, જયદેવ, નિવૃતિનાથ, નિપટનિરંજન, પુંડરીક, બસવ, બોધલેબાવા, કેશવગોસ્વામી, ઉધ્ધવગોસ્વામી, એકનાથસ્વામિ, કલ્યાણગોસ્વામી, તુકારામ, નામદેવ, નરસિંહમેતો, હેમાચાર્ય, શ્રીહર્ષ, વીરવિક્રમ, શાલીવાહન, ભોજ, હુજડજોશી જાવડભાવડ, વગેરે-૧૫૧ **મહાસમર્થ પુરુષોમાં** શિક્ષણ લાયક અદ્ભૂત ર-

સિક્ચરિત્રો છે. સિવાય—દુનિયાના દરેક ધર્મના સિદ્ધાંતો અમે ભારત વર્ષનું ત્રિકાલીક દર્શન દાખલ કરી ઉપયોગીપણામાં વધારો કર્યો છે.

આ મહાન્ પુરૂષો—કોણ હતા, કેવા હતા, કયારે થયા, કેવા શોધો અને પરાક્રમો કર્યાં, ધર્મ સંબંધી કેવા વિચારો અને ચમત્કારો બતાવી લોકોનાં મન પોતા તરફ વાળ્યાં. તે તથા ધર્મ નીતિ, ભક્તિ, મુક્તિ, વિવેક, મર્યાદા, વગેરે આ ચરિત્રોમાંથી જાણવાનું તથા શિક્ષણ લેવાનું ઘણું મળી આવે છે. જગત્માં સર્વ મનુષ્યો ધર્માચાર્યોનો બતાવેલો ધર્મ પાળે છે અને તેમના વચનો પ્રમાણે સંસાર ચલાવે છે. તે ધર્માચાર્યોની હકીકતથી વાકેફ થવું એ દરેક ધર્મવાળાનુ મુખ્ય કામ છે. વાકેફ થવાથી પોતાના અને પરાયા ધર્મતત્વોનો મુકાબલો કરી તેમાંથી સારાસાર ગ્રહણ કરી શકાય છે. એ વગેરે જાણવાને આ પુસ્તક ઉત્તમ સાધન છે.

જે ગૃહસ્થોને પોતાની સ્ત્રી, પુત્ર, પુત્રીઓના કોમળ હૃદયમાં મહાન પુરૂષોના મહાન ગુણોની સચોટ છાપ પાડવાને લેવા ઇચ્છા હોય, તેમણે તરત મંગાવી લેવા ચૂકવું નહિ. પછીથી મળવા સંભવ નથી.

આગ્રંથ—આશરે પૃષ્ટ ૭૦૦ સુશોભિત સોનેરી પાકા પુંઠાનો છે. કીંમત. રૂ૦ ૨–૮–૦ દશ નકલ રાખનાર કે ખપાવનારને એક નકલ બક્ષીસ.

# ( ૩ ) वीरमहिला.

આ લોકોપયોગી પુસ્તક—દુનિયાના દરેક ધર્મનાં સ્ત્રી, પુત્ર, પુત્રીઓને શિક્ષણ લેવા ઉપયોગી થઇ પડે એવો કર્યો છે. આવો ઉપયોગી ગ્રંથ આજ સુધી એકે બહાર પડયો નથી.

ધીર—વીર માતાઓના સદ્ગુણોની છાપ બાળકોના કોમળ હૃદયમાં એવી તો સજડ ઉંડી પડે છે કે, તે જીંદગી પર્યંત જતી નથી. તેમનાથીજ બાળકો સારૂં શિક્ષણ પામી દુનિયામાં માનવરત્નો પેદા થાય છે. તેથીજ આવી સ્ત્રીઓ રત્નગર્ભા કહેવાય છે. ધીર—વીર, રત્નગર્ભા સ્ત્રીઓજ દેશોદય થવામાં સાધનરૂપ છે, એવીજ વીર સ્ત્રીઓએ પોતાના નિર્મળ તેજ પ્રતાપથી બહુ વાર બળ, બુદ્ધિ અને મતિ કૃતિમાં પુરૂષો સાથે સ્પર્ધા કરેલી છે.

હત્ ભાગ્ય! ભરત ખંડની આર્ય મહિલાઓનું—આજે એ મહાત્મ્ય અને ગૌરવ ઓછું થઇ ગયું છે. હાલ તેવી ધીર—વીર મહિલાઓ ઉત્પન્ન થતી નથી, એવી સ્ત્રીઓ થવાનો મુખ્ય આધાર સોબત અને ઉપદેશ ઉપર છે, પરંતુ હાલ

તેની સોબત કે તેવો ઉપદેશ મળે એવાં પુસ્તકો નથી. તેથી આ પુસ્તક બહાર પાડવાનો વિચાર કર્યો છે.

**આમાં**—પ્રાચીન અર્વાચીન જગત્ પ્રસિદ્ધ-૭૧ **વીરમહિલા**ઓનાં શિક્ષણ યોગ્ય અદ્‌ભૂત રસિક ચરિત્રો દાખલ કર્યાંછે. જે વાંચનારા અને શ્રવણ કરનારી સ્ત્રીઓને તલ્લીન કરી, તેણીઓમાંથી પૂર્વનું ગયેલું ધીર-વીરપણું પુનઃ પ્રાપ્ત કરીદે, તેવો સદ્‌બોધ સમાએલોછે. **જીવનચરિત્રોએ જીવનસુધારવાનું સાધન છે; કેમકે ઉત્તમ દૃષ્ટાંત્ એ મનુષ્યને ઉત્તમ થવાને જાગૃત કરે છે. કલ્પિત કરતાં બનેલી વાતો અસાધારણ અસર કરે છે.**

**આ**—વીર મહિલાઓએ કેવાં કેવાં વીરત્વ વગેરેનાં મહાન્ કાર્યો કર્યાંછે, તેનો ચિત્તવેધક ચિતાર તેમનાં ચરિત્રોમાં કર્યો છે, તે વાંચનારને આશ્ચર્ય પમાડી સ્વદેશાભિમાન સાથે વીરતા ઉત્પન્ન કરાવે છે; એટલુંજ નહિ પણ સંકટ સમયે ધૈર્યતા, અને હિંમત ઉત્પન્ન કરાવી, શિયળનો, પતિનો, ધન માલનો અને સ્વદેશનો બચાવ કરવાની યુક્તિ પ્રયુક્તિ સુઝાડે છે, તથા સમયસૂચકતા, વિવેક, મર્યાદા વગેરેનો માર્ગ બતાવે છે. તેની સાથે તેમના મહાન્ ગુણોની છાપ બાળકોના કોમળ હૃદય ઉપર પડી તેઓ મહાન્ ગુણોવાળા મહાન્ સ્ત્રી પુરૂષો પેદા થાય છે.

જે ગૃહસ્થોને પોતાની સ્ત્રી, પુત્ર, પુત્રીઓના કોમળ હૃદયમાં આ મહાન્ સ્ત્રી રત્નોના મહાન્ ગુણોની છાપ પાડવાને લેવાની ઇચ્છા હોય, તેમણે પોતાનાં અને મિત્રોનાં નામો તરત લખી જણાવવાં.—ઘણાં ગ્રાહકો થયાંછે-માગણી ચાલુ છે-પાછળથી મળવા સંભવ નથી.

આ પુસ્તક આશરે પૃષ્ટ ૩૦૦. સુંદર સુશોભિત પાકું પુંઠું.—અગાઉથી—ગ્રાહક થનારને-કીંમત રૂા. ૧-૪-૦ પાછળથી રૂા. ૨, દશ નકલ રાખનાર કે ખપાવનારને એક નકલ બક્ષીસ.

---

# (૪) सतीसमाज.

---

**આ ઉપયોગી પુસ્તક—દુનિયાના દરેક ધર્મનાં સ્ત્રી, પુત્ર, પુત્રીઓને શિક્ષણ લેવા યોગ્ય થઇ પડે એવું કર્યું છે**—આ પુસ્તક કેવું ઉત્તમ ને ઉપયોગી છે, તે વિષે ઘણા સારા અભિપ્રાયો પડ્યા છે. વિશેષ ખાત્રી પુસ્તક વાંચવાથી થશે.

**આમાં**—પ્રાચીન અર્વાચીન જગત્ પ્રસિદ્ધ પવિત્ર—બ્રહ્મવાદીનિઓ, યોગિનીઓ, દેવી શક્તિની સતીઓ, તપસ્વિનીઓ, ભક્તસ્ત્રીઓ, ભવિષ્યવાદી-

નિઓ, મદાલસનીઓ, પ્રાણ જતાં સુધી પણ શિયળ સાચવનારીઓ, તત્ત્વવેત્તાઓ, તિવ્રબુદ્ધિની વિદુષીઓ, રાજ્યકાર્ય અને ગૃહકાર્યમાં કુશળ, નીતિનિપુણ, ધર્મમાં ચુસ્ત; હિંમત, દયા, પરોપકાર, ક્ષમા, અને ઉદાર વગેરે મહત્ત ગુણોની સાક્ષાત્ પવિત્ર મૂર્તિઓ ગણાતી **સતી સ્ત્રીઓનાં** શિક્ષણ લાયક અદ્દ્ભૂત રસિક ચરિત્રો છે.—જે વાંચનારી તથા શ્રવણ કરનારી સ્ત્રીઓને તલ્લીન કરી તેણીઓના કોમળ હૃદયમાં પવિત્ર ગુણોની સચોટ છાપ પાડી દે, તેવો સદ્દ્બોધ સમાયેલો છે. **જીવનચરિત્રો એ જીવન સુધારવાને ઉત્તમ સાધન છે; કેમકે ઉત્તમ દ્દષ્ટાંત એ મનુષ્યોને ઉત્તમ થવાને જાગૃત કરે છે.**

જે ગૃહસ્થોને પોતાની સ્ત્રી, પુત્રી અને બેનોને પવિત્રને પ્રેમી કરી જીંદગીની સાર્થકતા કરવા માટે લેવા ઇચ્છા હોય, તેમણે પોતાનાં અને મિત્રોનાં નામો તરત લખી જણાવવા—ઘણાં ગ્રાહકો થયાં છે—માગણી ચાલુ છે—પાછળથી મળવા સંભવ નથી.

આ પુસ્તક આશરે પૃષ્ઠ ૩૮૦. સુંદર સુશોભિત પાકું પુંઠું—અગાઉથી ગ્રાહક થનારને—કીંમત. રૂા ૧-૪-૦ પાછળથી રૂા. ૨. દશ નકલ રાખનારકે ખપાવનારને એક નકલ બક્ષીસ.

# (૫) સ્ત્રીનું કર્त्तવ્ય.

**આ ઉપયોગી ઉત્તમ પુસ્તક દરેક સ્ત્રીઓને ગૃહ-સંસાર સુધારવાને પારસમણિ રૂપછે.** આમાં આવેલા ઉપયોગી વિષયોથી તેની ઉત્તમતાની ખાત્રી થશે. વિશેષ ખાત્રી પુસ્તક વાંચવાથી થશે.

**આમાં**—પતિપત્નીનોસંબંધ, ઉત્તમપત્ની, પતિપ્રત્યે કર્ત્તવ્ય, બાળકો પ્રત્યે કર્ત્તવ્ય, બાળકોને બોધ, કુટુંબપ્રત્યે કર્ત્તવ્ય, ગૃહકાર્ય, રજોદર્શનવખતેરાખવાની સંભાળ, ગર્ભવતીની માવજત, સુવાવડ કરવાની રીત, સુવાવડીની માવજત, માંદાની માવજત, આરોગ્યતાના નિયમો, ઘર ઉપયોગી વૈદુ, અતિથિ-પરોણાનો સત્કાર, સાસુ સસરા વગેરે સગાં સ્નેહીપ્રત્યે કર્ત્તવ્ય, પાડોશીપ્રત્યે કર્ત્તવ્ય, દેશ પ્રત્યે કર્ત્તવ્ય, વ્યવહારનીતિ, આચારનીતિ, કુટુંબ વ્યવસ્થા, કર્ત્તવ્ય અકર્ત્તવ્ય, બાળરક્ષણ, બાળશિક્ષણ, શરીરની સંભાળ, રસોઈ વ્યવસ્થા, ભોજન વ્યવસ્થા, ઘરની સુઘડતાઈ, ઘરવ્યવસ્થા, સંગ્રહ કરેલી વસ્તુઓની સમવડ, લેવડદેવડકરવાની રીત, કરકસર, જીવીકા સાધન, ઘરધંધો, સ્ત્રીની પવિત્રતા, પવિત્રતા મેળવવાના ઉપાય, શિયળ સંરક્ષણ, હિસાબ રાખવાની રીત, સ્ત્રીઓ પ્રત્યે ભગની ભાવ, નવરાશના વખતનું કર્ત્તવ્ય, પશુ પક્ષીની સંભાળ, દેવ વિચાર, સ્વભાવ કેવો રાખવો, સહવાસ કેવો

રાખવો, ઘર ઉપયોગી પાક શાસ્ત્ર, ઘર ઉપયોગી રસાયણ, ઘર ઉપયોગી પદાર્થ પરિક્ષા, સ્ત્રી ઉપયોગી ચાતુર્યજ્ઞાન, સ્ત્રી ઉપયોગી હુન્નરકળા, પતિને રંજન કરવાની કળા, સ્ત્રીએ શું શું શીખવું જોઇએ, મૃત્યુ વિશે વિચાર, ભવિષ્યનો વિચાર, પ્રભુને પામવા શું કરવું, સ્ત્રીસુબોધ, વગેરે—ઘણા ઉત્તમ વિષયો છે—તે સ્ત્રી, પુત્રી, બેનોને શિક્ષણ લેવા ઉપયોગી સાધન થઇ પડે એમ કર્યુંછે.

જે ગૃહસ્થો પોતાની સ્ત્રી, પુત્રી, બેનોને ઉત્તમ શિક્ષણ આપી, ગૃહસંસાર પવિત્રને સુખી બનાવવાને લેવા ઇચ્છા હોય, તેમણે પોતાનાં ને મિત્રોનાં નામો તરત લખી જણાવવાં—ઘણાં ગ્રાહકો થયાં છે—માગણી ચાલુ છે—પાછળથી મળવા સંભવ નથી.

આ પુસ્તક પૃષ્ટ આસરે ૩૫૦. સુંદર પાકું પુંઠું—અગાઉથી ગ્રાહક થનારને—કીમત, રૂ. ૧–૪–૦. પાછળથી રૂ. ૨. દશ નકલ રાખનાર કે ખપાવનારને એક નકલ બક્ષીક્ષ.

---

# ( ૬ )　ज्ञानदीपक.

**આ ઉપયોગી ઉત્તમ પુસ્તક—દુનિઆના દરેક ધર્મનાં મનુષ્યોને પવિત્ર જ્ઞાનનું શિક્ષણ** લેવાને ઉપયોગી થઇ પડે એવો કર્યોછે. આવું પુસ્તક આજ સુધી એકે બહાર પડેલું નથી. વિશેષ ખાત્રી પુસ્તક વાંચવાથી થશે.

આમાં—સ્ત્રીપુરૂષને ઉપયોગી થઇ પડે અને આલોક, પરલોક સુધરે એવા વિષયો દાખલ કર્યા છે. તે આપ્રમાણે—અખંડ સુખની પ્રાપ્તી, બ્રહ્મદર્શન, જીવ, શીવ, ખરૂં જ્ઞાન, દુર્ગતિ, મનુષ્યના હૃદયની પરીક્ષા, સદાકાળ જીવતો કોણ, અચળકીર્તિ શીરીતે પ્રાપ્ત થાય, સજ્જનનો મહિમા, માનસિક ઉન્નતિ, કાળા માથાનું માનવી, વિજયનાં સાધનો, ઉન્નતિનો માર્ગ, લોકવર્તન, નીતિ, સંપૂર્ણજ્ઞાન, આત્માનંદ, માયા, વૈરાગ, મૃગજળ, વાસના, નિવૃતિ, મન, લિંગદેહ, સ્થુળદેહ, માયાનું બંધન, જડ, ચૈતન્ય, અદ્વૈત, દ્વૈત, મૂર્તિપૂજન, પુર્નજન્મ, સત્સંગ, પરમસાધન, સ્વયંપ્રકાશ, પોતાનાં અપલક્ષણ, પ્રતિષ્ટા વધારવાનો ઉપાય, કનક અને કામની, સંસારસાગરમાં તરવાનું અને ડુબવાનું સાધન, તૃષ્ણામાં ફાંફાં મારવાનું કારણ, આદર કરવા યોગ્ય, તિરસ્કાર કરવા યોગ્ય, શિખવાયોગ્ય; આનંદ ઉપજવા યોગ્ય, ઇચ્છા રાખવા યોગ્ય. ઘોરનર્ક, પ્રૌઢબંધન, દીર્ઘરોગ, ઉત્તમવિદ્યા, અજ્ઞાનરૂપ શું ? બંધનમુક્ત, નર્કનું દ્વાર. સ્વર્ગનું દ્વાર, પરમધર્મ, જીવતે મુઓ, ખરો મિત્ર, શત્રુ, પંડીત, જ્ઞાની, તપસ્વી, યોગી, શ્રેષ્ટ પુરૂષ, વડીલ, ભલાંમનુષ્યો, . પાપી, પુણ્યવાન, મહાપુરૂષ, ખરોદ્રવ્યવાન, ત્રિલોકી, ત્રિવિધાતાપ, ત્રયાવસ્થા, સ્ત્રીનંદના

પ્રકાર, પુરૂષાર્થ, પ્રાણ, પંચવિષય, પાંચમાતા, પંચજ્ઞાનેન્દ્રિય, ષડશૈશ્વર્ય, કીર્તિનાં લક્ષણો, પરીક્ષાના પ્રકાર, અષ્ટયોગ, જય કોણ મેળવી શકે ? મનુષ્યનાંકર્તવ્યકર્મ પાતક નાશ કરનારાં તીર્થો, તીર્થયાત્રા કરવાનો ગુપ્ત હેતુ, ચૌદરત્નો, નિરૂપયોગી જ્ઞાન સંસારવ્યવહારમાં કુશળતા શી રીતે મેળવાય, તત્ત્વ શોધક કોને કહેવો, પૂર્ણ જ્ઞાની કોણ ? નિર્ભય મોટાઈ કયી, મોહનું ઉત્પત્તિ સ્થાન, ગુરૂપદને યોગ્ય, ક્રોધના નાશનો ઉપાય, આત્મોન્નતિ કોણ કરી શકે ? પ્રજાપ્રેમી શાથી થાય, ભૂમિને ભારરૂપ કોણ ? મહાપાતકી, પ્રવાસથી ફાયદા, ઉદ્યોગ કયારે ફળે, પાત્રાપાત્રનો વિચાર, રસિક થવાને શું વાંચવું, વ્યવહાર કુશળ થવાને શું કરવું, સમયસૂચક થવાને શું કરવું, શૂરવીર થવાને શું કરવું, આર્યધર્મનીતિ, દુઃખથી નિવૃત્ત થવાનો ઉપાય, મનુષ્ય જન્મનું સાર્થક, આ દેહનો શોક, સૃષ્ટિના અચળ નિયમ, આપણું કોણ છે ? મૃત્યુનો ભય કોને નથી, સદ્‌ગતી શાથી થાય, આત્મસુખ, જ્ઞાનનિશ્ચયમાં વિક્ષેપ કોણ નાખે છે ? મનુષ્યને આખરનું કર્તવ્ય, શોકમુક્ત, દુઃખ મુક્ત અને બંધનમુક્ત શીરીતે થવાય; કલ્યાણને માટે શાનો વિચાર કરવો, પતિત શાથી થવાય, બ્રહ્મચર્યથી ફાયદા, ગૃહસ્થે શું કરવું, ખરૂં પુણ્ય શાથી છે, મૃત્યુ વખતે શું કરવું, વિદ્યાને દ્રવ્ય મેળવવાનો ઉપાય, પરોપકાર, ધર્મજ્ઞાન, તૃષ્ણા ટાળવાનું સાધન ઉપાધી મુક્ત શી રીતે થઇ શકાય, આયુષ્ય વૃધ્ધી શાથી ગણાય છે, બ્રહ્મપદમાં એકતા કયારે થાય, વ્યવહાર નિર્દોષ શી રીતે નીવડે, આત્માને ઓળખવા શાની જરૂર છે, ખરે ખરો નિર્ભય કોને કહેવો, પ્રાણી માત્ર ઉપર સમાનતા કોણ રાખી શકે, સત્ય અને અસત્ય શું ? દુઃખના પ્રસંગો સુખ રૂપ કયારે થાય, શોક કોને થતો નથી, કેવળ ઉપાધી કારક શું છે, કયો પુરૂષ નિર્લેપ રહી શકે, મુક્તિપદ કોણ પામી શકે, ઉપાધિનું કારણ શું છે, વીર પુરૂષ કોને કહેવો, ખરૂં મનુષ્યત્વ શાથી મળે; પ્રયાસ કરવાથી શું ફાયદા છે, વૈભવના ભોક્તા કોણ થઇ શકે, મરવાપણું કોને નથી, કુશળતા શાથી મળે, દુરાચાર ઉત્પન્ન થવાનું કારણ, કયા કયા ગુણથી ચડતી થાય છે, પરમેશ્વર એકજ છે. હિંદુ ( શૈવ, વિશ્નુ, રામાનુજ, મધ્વાચાર્ય કબીર, પ્રણામી, સ્વામીનારાયણ, જૈન, શીખ, વગેરે ) મુસલમાન, પારસી, ખ્રિસ્તિ, યાહુદી, બૌદ્ધ વગેરેના ધર્મનું જીવન અને રહસ્ય, યોગ, સમાધી, આસન, જનોઇધારણનું કારણ, તિલકને ત્રિપુંડનું કારણ, બ્રહ્મગાંઠનો ગુપ્ત ભેદ, આશ્રમ બાંધવાનું કારણ, વગેરે ઉત્તમ ઉપયોગી શિક્ષણ લાયક તત્ત્વજ્ઞાનથી ભરપૂર ઘણા ઉત્તમ વિષયોછે.

જે ગૃહસ્થોને પોતાની સ્ત્રી, પુત્ર, પુત્રી વગેરેને પવિત્ર જ્ઞાનના શિક્ષણ માટે લેવા ઇચ્છા હોય, તેણે પોતાનાં અને મિત્રોનાં નામો તરત લખી જણાવવાં—ઘણાં ગ્રાહકો થયાં છે—માગણી ચાલુ છે—પાછળથી મળવા સંભવ નથી.

આ ગ્રંથ આશરે ૩૦૦ પૃષ્ટનો સુંદર પાકા પુંઠાનો થશે.—અગાઉથી ગ્રાહક થનારને—કીમત રૂા. ૧-૪-૦ પાછળથી રૂા. ૨. દશ નકલ રાખનાર કે ખપાવનારને એક નકલ બક્ષીસ.

# [૭] पशुविद्या.

આ ઊત્તમ ગ્રંથ—સર્વને ઘણો ઉપયોગી થઇ પડે એવો કર્યો છે. હાલ ઘર આગળ પાળવામાં આવતાં પશુઓ સંબંધી પુસ્તકોની બહુજ ખોટ છે. માટે આ ગ્રંથ ઘણી મહેનતે તૈયાર કર્યો છે. આવો ગ્રંથ આજ સુધી એકે બહાર પ-ડયો નથી.

આમાં—ગાય, બળદ, ભેંસ, ઘેટાં—બકરાં, ઘોડા, ઉંટ અને હાથી વગેરે પશુઓની ઉત્તમ, કનિષ્ટની પરીક્ષા—આયુષ્યપરીક્ષા, કીંમત, અશ્વની ગતિ, હાથી, ઘોડા, બળદ, ભેંસ અને ગાય વગેરેને વશ કરવાની રીત, ઉછેરવાની રીત, કેળવ-વાની રીત. પશુઓના રોગ—ચિકિત્સા અને દવા. વગેરે પશુઓને ઉપયોગી વિષયો દાખલ કર્યા છે. આ પુસ્તક દરેક ગૃહસ્થે ઘરમાં રાખવા યોગ્ય છે. પૃષ્ટ આશરે ૨૫૦

જે ગૃહસ્થોને પોતાના ઘરના ઉપયોગ માટે લેવા ઇચ્છા હોય, તેણે તરત લખી જણાવી—આ અમુલ્ય તકનો લાભ લેવો. અગાઉથી ગ્રાહક થનારને કીંમત રૂા. ૧) પાછળથી કીંમત રૂા. ૧—૮—૦

---

કન્યા વિક્રયના કુચાલને દુર કરવાના સાધનરૂપ.

# (૮) कन्याविक्रय निषेध दर्शक.

( બીજી—આવૃત્તિ )

આજ સુધી—૬૦૦૦ નકલો ખપી ગઇ છે ! ! !

કન્યાવિક્રયનો પાપી અને નુકશાન કારક રીવાજ ઘણી નાતોમાં ચાલે છે. તેથી ઘણી નાતો ખરાબ થતી જાય છે. તે રીવાજને દુર કરવાના સાધન માટે આ પુસ્તક ઘણું ઉપયોગી ગણાયું છે. આમાં—લગ્ન કેટલા પ્રકારનાં છે, કેવા પ્રકારનું લગ્ન કરવું જોઇએ, કન્યાદાનથી ફાયદા અને પુણ્ય, કન્યાવિક્રયથી થતી હાનિ અને પાપ. કન્યાવિક્રયનો રીવાજ ચાલવાનું કારણ, કન્યાવિક્રય બંધ કરવાનો ઉપાય, કેવા વરને પુત્રી પરણાવવી, સ્ત્રી, પુત્રી બેનોને કેવી રીતે રાખવાં, જે

કુળમાં સ્ત્રીઓ દુઃખી થાય છે તે કુળની કેવી દશા થાય છે, કુલીન અકુલીન કોને કહેવાં, દરેક મનુષ્યે કેમ વર્ત્તવું, વગેરે ઉપયોગી વિષયો દાખલા-દ્રષ્ટાંત અને શાસ્ત્રોના આધાર સાથે દાખલ કર્યા છે. તે વિષે—વિદ્વાનોના ઉત્તમ અભિપ્રાયો પડ્યા છે. જેને જોઇએ તેણે તરત લખવું. કીંમત રૂા ૦૫.

# [૯] શ્રીમાળપુરાણ.

આ પ્રાચીન ધર્મ ગ્રંથમાં-૭૬ અધ્યાય છે-તેને મૂળ શ્લોક સાથે ગુજરાતી ભાષાંતર આપી ઉપયોગી કર્યોછે. આમાં—શ્રીમાળીબ્રાહ્મણ, શ્રીમાળી વાણીયા-(દશાશ્રીમાળી, વીસાશ્રીમાળી, પોરવાડ, ઓસવાળ; વગેરે વાણીયા.) શ્રીમાળી સોની ( વાણીયાસોની ) ત્રાગડ સોની, ભોજક, પુષ્કરણા બ્રાહ્મણ, વગેરેને-પોતાના પૂર્વજોની ઉત્પતિ, સ્થિતિ, રીતિ, ધર્મ, કર્મ, સમૃદ્ધિ, મૂળ રહેઠાણ, જ્ઞાતિનાત્રની સંખ્યા, આચાર વિચાર, ગોત્ર, દેવી, શ્રીમહાલક્ષ્મીનું મહાત્મ્ય, તેનું વરદાન, શ્રી ક્ષેમેશ્વરીનું આખ્યાન, શ્રીમાળનગરની શોભા અને જાહોજલાલી, શ્રીમાળ નગરના લોકોનું ભવિષ્ય, મહાવીરના જન્મ વિષે ભવિષ્ય, ગૌતમનીજૈની દીક્ષા, ગૌતમે જૈન સૂત્રો રચ્યાં, જૈનધર્મનોપ્રસાર, સાધુ અને મઠની સંખ્યા, તીર્થોનું મહાત્મ્ય, વગેરે ઘણી ઉપયોગી બાબતો જાણવાને આ ઉત્તમ ધર્મ ગ્રંથ છે. તે દરેક ગૃહસ્થે પોતાનો પ્રાચીન ધર્મ ગ્રંથ જાણી સંગ્રહ કરવા યોગ્યછે. પૃષ્ટ ૭૦૦, પાકું પુંઠું. કીંમત—તરત ગ્રાહક થનારને રૂા. ૧-૮-૦ પાછળથી રૂા. ૨.

મુ. ધ્રોલ—કાઠિયાવાડ. } કેશવજી વિશ્વનાથ ત્રિવેદી.
" સતીમંડળ " વગેરે ગ્રંથના કર્તા

---

અમારાં ઉપર જણાવેલાં તૈયાર પુસ્તકો મળવાનાં ઠેકાણાં—

ધ્રોલ—કર્ત્તા પાસેથી.
મુંબઈ—ઠે. કાલબાદેવી રોડ—બુકસેલર-પંડિત જેષ્ઠારામ મુકુંદજી.
" " " એન. એમ. એન્ડ કંપની.
અમદાવાદ—બુકસેલર-મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે.
" " મોતીલાલ મગનલાલ.
વડોદરા—(ગુજરાતી.) સયાજી વિજયની ઑફિસમાં.
સુરત—ઠે. નાણાવટ-બુકસેલર મનચેરજી જમશેદજી પોષ્ટવાળા.

રાજકોટ—બુકસેલર લક્ષ્મીચંદ ઉત્તમચંદ.
" " ઠા. બેચર મેઘજી.
ભાવનગર—બુકસેલર—વોહોરા. અબ્દુલહુસેન આદમજી.
જામનગર—બુકસેલર નાગજી શવજી.
જુનાગઢ—બુકસેલર ગોવિંદજી નાનજી.

સૂચના—એ સિવાય તમામ જાણીતા બુકસેલરોને ત્યાંથી પણ મળશે.

મુ. ધોલ—કાઠિયાવાડ. } કેશવજી વિશ્વનાથ ત્રિવેદી.
"સતીમંડળ" વગેરે ગ્રંથના કર્ત્તા.

---

## તૈયાર છે! કાઠિયાવાડી કૃત પુસ્તકો.

મનનિય, ઉપદેશનિય, હૃદયને ઉચ્ચ ભાવનામાં લાવી હૃદયને અને મગજને વિસ્તૃત કરનાર, અને વિચાર શીલ પુરૂષને વાંચવા લાયક.

**એમર્સનના નિબંધો.** કિંમત રૂા. ૨ાા.

---

**સુંદર અને વિદ્યાનંદ અથવા પ્રેમનો ચિતાર. ભાગ. ૧. કિ. રૂા. ૧ાા**

---

સ્ત્રીને ખસુસ કરીને વંચાવવા લાયક નવલ કથા.

**ચંદા અથવા દુઃખદ વાદળું અને વચ્ચે રૂપેરી દોરો. કી. ૦-૧૨-૦**

---

મળવાનું ઠેકાણું:—ભાવનગર-કર્ત્તા-નરભેશંકર પ્રાણજીવન દવે.

---

# ખોટા દાગીના!!!

તરેહવાર, ફેન્સી, ખરા સોના ચાંદીના દાગીનાને પણ ભૂલાવે તેવા, મનહર, ઘાટીલા, ઘણા સસ્તા ભાવે અમે વેચીએ છીએ. એ સિવાય બીજો પણ તરેહવાર માલ હમેશ સ્ટોકમાં તૈયાર હોય છે. અમારૂં નવું સૂચીપત્ર સ્ત્રીઓ અને પુરૂષો બંનેને વાંચવા જેવું છે. મંગાવનારને મફત મોકલવામાં આવે છે.

જસમાઈન ઇન્ડિયન એજન્સી.
ઠે. કાલકાદેવીરોડ—મુ. મુંબઇ.